


મેહેરબાન શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીન,

"જ્ઞાનપ્રસારક મંડળી"ના દિલસોજ અને ઉદાર લાઇફ-મેમ્બર,

વિદ્યા હુન્નરનાં પુસ્તકોનાં એક કદરદાન સુરબ્બી,

જરતોસ્તી દીન-આઈનને લગતા ગ્રંથોને ઉદાર આશ્રય આપનાર,

ગુજરાતી સાહિત્યના એક મ્હોટા મદદગાર

અને

"જ્ઞાનચક્ર"ની ગ્રંથમાળાના પોષક તથા

પાળણહાર પિતા તરફની તેમજ બીજી અનેક

પ્રકારની આપની ઉત્તમ ખુબીઓની

સેહેજ કદરસનાશી પ્રત્યે

આપ સાહેબને

**જ્ઞાનચક્રનું આ પુસ્તક ૬ હું**

સન્માનપૂર્વક અર્પણ કરવાની

રજા લઉં છું.

આપનો આજ્ઞાંકિત સેવક,

**રતનજી ફરામજી શેઠના.**

## આ ગ્રંથ વિષે "જ્ઞાનપ્રસારક મંડળી" તરફનો ખુલાસો.



"જ્ઞાનપ્રસારક મંડળી" હસ્તક શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીને આ પાંચમા ભાગ માટે ૩૪૦૦ના ઇનામનો રેસાલો લખાવવા માટે નીચલો પત્ર લખી માગણી કીધી હતી.

મુંબઈ, તા૦ ૯ મી સપટેંબર ૧૯૦૨.

શેઠ નશરવાનજી હીરજીભાઈ પટેલ,

જ્ઞાનપ્રસારક મંડળીના ઑનરરી સેક્રેટરી જોગ.

સાહેબ,

જ્ઞાનચક્રના પાંચમા ભાગ માટે ઇનામ આપવાની મારી મરજી છે માટે નીચલા બોલો માટે ૩૪૦૦નું ઇનામ મારે નામે છપાવજોજી. પાંચમા ભાગ માટે ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ અને ધ એ નવ અક્ષરો માટે ઇનામ છપાવશોજી અને તેની મુદ્દત માસ નવની રાખો આગલીજ શરતોએ રેસાલો માગજોજી. લા૦ સેવક,

બેજનજી અરદેશર કામદીન.

ઉપલી માગણી મંડળીએ ઉપકાર સાથે સ્વીકારી નીચલી જાહેરખબર ગુજરાતી વર્તમાનપત્રોમાં છપાવી હતી.

### જ્ઞાનપ્રસારક મંડળી.

### શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીન તરફનો રૂ ૪૦૦નાં ઇનામનો રેસાલો, જ્ઞાનચક્ર ભાગ ૫ મો,

નીચલી શરતે લખી માગવામાં આવેછેઃ—

૧—બારાખડીના નવ વ્યંજન ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ અને ધ વાળા શબ્દો અનુક્રમે ઇંગ્રેજી સાઇક્લોપીડિયાને ધોરણે ઉતારી લઇ તે વિષેનું જ્ઞાન આપવું પણ જરતોસ્તી ધર્મ અને ઇતિહાસ તથા દેશી હુન્નરવાળા વિષયો ઉપર વિશેષ ધ્યાન આપવું.

૨—બનતાં સુધી બાબતોની ઘણી લંબાણ વિગત આપવા કરતાં તેની વધુ સંખ્યા પર ધ્યાન આપવું.

૩—એ પાંચમો ભાગ તા૦ ૩૦ મી જુન.૧૯૦૩ સુધીમાં નીચે સહી કરનાર ઉપર મોકલવો. લખનારે પોતાનું નામ એક પરબિડામાં બંધ કરી તે ઉપર પોતાનો તખલ્લુસ (Motto) લખવો, અને જે તખલ્લુસવાળો રેસાલો તપાસનારને લાયક જણાશે તેનેજ લગતું પરબિડું ઉખેડીને ઇનામ આપવામાં આવશે.

૪—ઇનામ લેનાર ધણીએ પોતાને હિસાબે તથા ખર્ચે એ ભાગ છપાવી બાહેર પાડવો.

મુંબઇ, તા૦ ૧ લી અકટોબર ૧૯૦૨.

નશરવાનજી હીરજીભાઇ પટેલ

ઑનરરી સેક્રેટરી,

(કોટાની બિલ્ડિંગ્સ, ગ્રાંટ રોડ.)

ઉપની મુદતની મુદત સુધીમાં કારોબાર મંડળીને એક રેસાલો મળયો હતો. એ રેસાલો તપાસી તે મંડળીને રિપૉર્ટ કરવાનું કામ ઑનરેબલ ખાનબહાદુર દારાશાહ રતનજી ચોચગર, ખાનબહાદુર બહમનજી બેહેરામજી પટેલ, એરવદ શેહેરિયારજી દાદાભાઇ ભરૂચા અને શેઠ રુસ્તમ પેસ્તનજી મસાની, એમ એ ને સોંપવામાં આવ્યું હતું તે મુજબ એ ચારે ગ્રહસ્થોએ રેસાલો તપાસી, તે વિષે નીચે પ્રમાણે પોતાનો રિપૉર્ટ લખી મોકલ્યો હતો.

મુંબઇ, તા૦ ૧ લી જુન ૧૯૦૪.

શેઠજી સાહેબ

શેઠ નસરવાનજી હીરજીભાઈ પટેલ

તે જ્ઞાનપ્રસારક મંડળીના ઑનરરી સેક્રેટરી જોગ

સાહેબ,

ગુજરાતી "સાઇક્લોપીડિયા" ભાગ પાંચમા માટે 'એરિયન"વાળા તખલ્લુસ સાથે લખાઇ આવેલો જે રેસાલો "જ્ઞાનપ્રસારક મંડળી"ની કારોબાર મંડળીએ અમો ઉપર તપાસી રિપૉર્ટ કરવા મોકલી આપ્યોછે તેના સંબંધમાં જણાવવાની રજા લઇએ છિયે કે એ રેસાલો આગલા ભાગો જેટલોજ ફતેહમંદ રીતે લખવામાં આવ્યોછે અને તેને ઇનામને લાયક ઠરાવવામાં અમો મજકુર પરિક્ષકો એકમત છિયે

હયાત ધણીઓના જન્મચરિત્રો વિષે તમારી કારોબાર મંડળીએ જે ઠરાવ કીધોછે તે મુજબ મંડળીના સરનશીન તથા મુનશી સાહેબ તરફથી લખનારને ઘટતી સૂચનાઓ કરવામાં આવે એવી અમો આશા રાખીએ છિયે

લા૦ સેવકો,

દારાશાહ રતનજી ચોચગર.

બહમનજી બેહેરામજી પટેલ.

શેહેરીઆરજી દાદાભાઇ ભરૂચા.

રૂસ્તમ પેસ્તનજી મસાની.

ઉપના રિપૉર્ટ પ્રમાણે "એરિયન" તખલ્લુસવાળો રેસાલો ઇનામને તથા છપાવવાને લાયક હોવાથી, કારોબાર મંડળીએ તા૦ ૭ મી જુલાઇ ૧૯૦૪ ને દિને મળેલી પોતાની મજલસમાં આ રેસાલા સાથે આવેલું "એરિયન" તખલ્લુસવાળું પરબિડું ફોડવાથી તેના લખનાર તરીકે મી૦ રતનજી ફરામજી શેઠનાનું નામ જાહેર થયું હતું.

આ રેસાલો છપાતો હતો તેટલામાં શેઠ બેહેરામજી ચરશેદજી કામદીને લખનારની મેહેનતની વધુ કદરદાનીની અર્થ, આગળ જે રૂ ૪૦૦ નું ઇનામ એ શેઠ તરફથી આપવામાં આવતું હતું તેમાં બીજા રૂ ૧૫૦ નો વધારો કરી, આ પાંચમા ભાગથી દરેક ભાગ માટે રૂ. ૫૫૦ નું ઇનામ આપવાની ખાએશ જણાવનારો નીચલો પત્ર મંડળીના ઑનરરી સેક્રેટરી ઉપર લખી મોકલ્યો હતો.

મુંબઇ, તા૦ ૨૭ મી માર્ચ ૧૯૦૫.

જ્ઞાનપ્રસારક મંડળીના ઑનરરી સેક્રેટરી,

શેઠ નશરવાનજી હીરજીભાઇ પટેલ જોગ.

સાહેબ,

"જ્ઞાનચક્ર"ના દરેક ભાગ માટે જે રૂ. ૪૦૦ મારા તરફથી આપવામાં આવેછે તેના સંબંધમાં જણાવવાનું એ છે કે જ્ઞાનચક્રનો પાંચમો ભાગ જે અત્યારપેહેલાં ઇનામને લાયક ઠરી ચુકયોછે તે ભાગ માટે તેમજ ત્યારપછીના બીજા દરેક ભાગ માટે રૂ. ૧૫૦ વધુ એટલે રૂ. ૫૫૦ નું ઇનામ આપવાની મારી ખાહેશ છે, અને તે ખાહેશને અનુસરીને પાંચમા ભાગનાં ઇનામ માટેના રૂ. ૫૫૦ હું મોકલી આપીશ.

લા૦ સેવક,

બેજનજી અરદેશર કામદીન.

ઉપલી વિગતો ઉપરથી જોવામાં આવશે કે આ મંડળીના સદાના કદરદાન લાઇફ-મેમ્બર શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીનની ઉદારતાથી ગુજરાતી ભાષામા વિદ્યાજ્ઞાનનો આ ઉપયોગી ગ્રંથ રચાઇ શકાયોછે, અને તેમાં આ વેળા વધારે ઉદારતાથી સગીન મદદનો ઉમેરો કરી એ શેઠે લખનારની મેહેનતની યોગ્ય કદર બુજીછે એ એમને માનભર્યું છે.

મરહુમ શેઠ અરદેશર સોહરાબજી દસ્તુર કામદીન ગુજરાતી સાહિત્ય ખીલવવા માટે જેમ પોતાનો સખી દિલસુરદો વાપરતા હતા તેમ પોતાના ભલા પિતાને શુભ પગલે ચાલી શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીન પણ વિદ્યાજ્ઞાનના કામોમાં પોતાનો હિસ્સો આપતા રહેછે અને તેમ કરીને એવણ પોતાના બેહેસ્તનશીન પિતાજીનાં ફરોહરને યાદ કરી તેમનાં શુભ કામની નકલ ચાલુ રાખી, તેમનાં ફરોહરને ખુશહાલ કરેછે એ એમને ઘણું શોભાભર્યું છે.

શેઠ બેજનજી કામદીને વધારા સાથના આપવા ફરમાવેલા ઇનામના રૂ. ૫૫૦) ઇનામ જીતનારને આપવામાં આવશે.

મુંબઇ, તા૦ ૩૦ મી જુન ૧૯૦૫.

ખ. રૂ. કામા,

સરનશીન.

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં વિદ્યાજ્ઞાન, શાસ્ત્રના કોશની જે લાંબો વખત થયાં ખુટ હતી તે હાલમાં પ્રગટ થતી "જ્ઞાનચક્ર"ની ગ્રંથમાળા લગભગ પુરી પાડે છે, એમ કહેવામાં અતિશયોક્તિ કહેલી ગણાશે નહિ. આ ગ્રંથમાળાના હાલમા પ્રગટ થયલા છઠા પુસ્તકમા ૩૦ મા મૂળાક્ષર સુધીના વિષયો આવી ચુકા છે. હવે માત્ર આ ગ્રંથમાળા બીજા ત્રણ પુસ્તકમા સમાપ્ત કરવાની આરજુ રાખવામા આવે છે.

આ ગ્રંથમાળાના પેહેલા પુસ્તકથી છઠા પુસ્તક સુધી એકજ હાથે લખવામા મે મારી શકિત મુજબ જે ફતેહ મેળવી છે તેમા હુ પોતાને સપુર્ણપણે ફાવેલો ગણુતો નથી, કેમકે આ જ્ઞાનમાળામા સમાવવા લાયકના એટલા તો અગણિત વિષયો સૃષ્ટિના પૃષ્ઠભાગપર હસ્તી ધરાવે છે કે જેને સખ્યાબધ કલમ પણ પુરતો ઇન્સાફ આપવા અશકત છે, ત્યારે મારા જેવો એક અદના લેખક તેવી સપૂર્ણતાની મિથ્યાભિમગરૂરી ભોગવવા તે શી લાયકાત ધરાવી શકે ? પણ મે મારી યથાશકિત મુજબ એક માણસથી જેટલી આશા રાખી શકાય તેટલી મારી અદના કોશીશથી કાઇક કામ બજાવી કરી બતલાવ્યુ છે એમ વિચારૂ છુ. ચોકસ વિષયોમા સમાયલી અનેક વિવિધ બાબતો લખવા માટે અનેક વાર એકેક વિષયને ફરી ફરી વાચવાની ફરજ પડે છે, તે ધોરણે મને પણ અનેક વિષયોમા સમાયલી સખ્યાબધ બાબતોને મેળવવા ચઢી તે તે વિષયોનુ અધ્યયન કરવુ પડેલુ હોવાથી આ વાચન અને અધ્યયનથી મે મારા પોતાના અભ્યાસમા જે કાઇ વધારો કરી મેળવ્યુ છે તે આ ગ્રંથોમા ઉતારા રૂપે દર્શાવ્યુ છે.

રતનજી ફરામજી શેઠના કૃત.

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી સાઈકલોપીડિયા.




પુસ્તક ૬ ઠું.

## ટ.

—બાવીસમો મૂળાક્ષર.

ટંકણખાર—આ અતિ ઉપયોગી ક્ષાર પૃથ્વી પર ઘણે ઠેકાણે મળે છે. લાંબા કાળ સુધી આ ક્ષાર તિબેટમાંથી હિંદુસ્તાનમાં આણી ત્યાંથી પરદેશ રવાના કરવામાં આવતો હતો. તિબેટમાંના કેટલાક સરોવરમાંનું પાણી પોતાની મેળે બાષ્પીભવનથી ઘટી જઇ તેમાં સ્ફટિકાકાર કકડા બને છે. તેની ઉપર જે મેલ હોય છે તે કાઢી નાખવા સ્ફટિકની ભૂકી બનાવી તેને સ્ફટિક સોડાનાં પાણીથી ધોય છે. પછી સ્વચ્છ કરેલી સ્ફટિક પાણીમાં પિગળાવી તેમાં અષ્ટમાંષ વજન જેટલો શુદ્ધ પાપડખાર મિશ્ર કરે છે, આથી બાકી રહેલો મેલ તળીએ બેસે છે. તે પછી ઉપરનો થરો ગાળી ચડો પાડે છે, એટલે શુદ્ધ ટંકણખારની સળીઓ બને છે. એમાં ૧૦ અનુભાર સ્ફટિકભવનનું પાણી રહે છે. સુના રૂપાનો અને કોઇપણ ધાતુનો રસ કરતી વેળા નેમાં આ ક્ષાર નાખે છે; આથી ધાતુનો રસ જલ્દી સ્વચ્છ બને છે. સુના રૂપાનો રસ કરતી વેળા આ ક્ષારનો જાડો રસ બનાવી મૂસની અંદરની બાજુએ ચોપડે છે, આથી મૂસને છિદ્રો હોય તે પુરાઇ જઈ ધાતુનો રસ અથવા કણુ તેને ચોંહટતાં નથી. ઘરેણા અથવા વાસણને ડાંક લગાડતી વેળા એનું પાણી ઉપયોગમાં લીયે છે, જે ઠેકાણે સાંધો લગાડવો હોય ત્યાં પાણી ચોપડી તેની ઉપર ડાકના કકડા રાખી સુકવે છે, પછી કોલસાના અગ્નિમાં મેળી ગર્મિ આપે છે, એટલે સાંધો બેસે છે. સાંધાને ડાંક અને ટંકણખાર ચોપડવાનું કારણ એ છે જે અગ્નિમાં નહિ પિગળતાં પ્રથમ ડાકનો રસ બની ત્યાં ડાઘ અથવા મેલ હોય તો તે નિકળી જઇ સાંધો બેસે છે.

પંજાબમાં ખારા પાણીનાં કેટલાક સરોવરો છે, તે સરોવરને કાંઠે મિઠા સાથે મિશ્ર થએલું ટંકણખાર પુશકળ મળે છે; તેમજ ઇરાન તથા ચીન દેશની સરહદ ઉપર પણ મળે છે. તે શિવાય કેલિફોર્નીયા, પીરૂ અને સિલોનમાં પણ આ ખાર જડે છે.

ટસ્કની પ્રાંતમાંના 'લેગુન' નામના સરોવરના પાણીમાંથી બનાવટી ટંકણખાર તૈયાર કરવામાં આવે છે. તે પ્રાંતમાંના જ્વાળામુખી પર્વતનાં ખોહમાંથી પાણીની ગરમ

વરાળ બાહેર પડે છે તેને બીજા બાંધેલા તલાવમાં છોડે છે. આ વરાળને હવાનો સ્પર્શ થતા તેનું પાણી બને છે. આ પાણીને લીધે "બોરાસિક" ઍસિડના ધર્મ ઉત્પન્ન થાય છે. પછી રસાયનિક ફેરફારથી આ ધર્મ કાઢી નાખી તેમા ટંકણખાર ભેળી રસાયન ક્રિયાથી ટંકણખાર બનાવે છે. આ ટંકણખાર બનાવવાની રીત મી૦ કારટર અને પેન નામે વિદ્વાનોએ શોધી કાઢી હતી. આ બનાવટી ખડીયોખાર બનાવવાનો ધંધો હાલમાં ફ્રાન્સ દેશમા નિયમિતપણે ચાલે છે ઈંગ્લંડમા ઇટલી દેશમાનુ 'બોરેસિક ઍસિડ'ને સુકા ઍસિડ તથા ટંકણખાર સાથે ભેળી 'રિવ્હરબરેટરી'* ભઠ્ઠીમાં નાખી તેને આચ આપે છે. આ કૃતિથી એમોનિયા ક્ષાર જૂદો પડે છે.

કેટલેક ઠેકાણે જમીનમાં મળતા નીમકની ખાણમાથી મોડા અને ટંકણખારના ઢગલા નિકળે છે.

કાઉંટ 'લારડારેલ'નાં હાથમાં એનો વેપાર એક હાથ હતો. હિંદુસ્તાનમાનો ટંકણખાર બજારમાં વેચાઇ શકાય તે માટે ૧૮૫૫ મા હીલચાલ કરવામાં આવી હતી. આ સંબંધી લૉર્ડ ડેલહૌસીને એક અરજી કરવામા આવી હતી; તેમા ઇટલી દેશમાના 'બોરેસિક ઍસિડ' ઈંગલંડમાં દર સાલ ૩૦૮૦૦ મણ જતો હતો અને હિંદુસ્તાનમાનો ટંકણખાર ૮૪૦૦ મણ અથવા ઘણો તો ૧૬૮૦૦ મણ ખપતો હતો, એમ તે અરજીમાં જણાવ્યું હતુ. આ વેળા લૉર્ડ ડેલહૌસીએ તેની તપાસ કરતા 'લાદાકા'ના ટંકણખાર વિષે ઘણી જાણવાજોગ બાબતો જાહેરમા આવી; પણ હાલમા એના વેપાર વિષે કોઇ દરકાર કરતું જણાતું નથી.

* કનિંગહેમે 'પુગા'નાં ટંકણખાર તથા ગંધકની ખાણો જાતે જોવા જઇ તેનું વર્ણન પોતાના ગ્રંથોમાં આપ્યું છે. કેપટન ડબલ્યુ. સી, એ 'પુગા'નાં ટંકણખારની ગુફા જોવા માટે ખાસ મુસાફરી કરી હતી. તે વિષે આ ગ્રહસ્થ નીચે મુજબ વર્ણન આપે છે.

"પુગામાં ટંકણખારની ખાણ અજમાસે બે મૈલ લાબી અને પોણો મૈલ પોહળી છે. આ ખાણનો ગુફો પૂર્વ પશ્ચિમ છે. આ ગુફામાંથી એક નિર્મળ પાણીનો ઝરો વહે છે, જે સિંધુ નદીને મળે છે. જ્યા ટંકણખાર જડે છે ત્યાંથીજ આ ઝરો જોકે વહેતો નથી તોપણ તે જગ્યામાં ગરમ પાણીનાં ઝરા થોડા થોડા અંતર ઉપર છે, તે ઉપલા ઝરાને મળે છે. ઉષ્ણતા માપક યંત્ર વડે આ પાણીની ગર્મી માપતા તે અનુક્રમે ૧૩૦, ૧૪૦, ૧૫૦, ૧૬૭, અંશ ભરાઇ હતી. જે ઝરાને આ ૪ ઝરા મળે છે તે ઝરાના પાણીની ગર્મી જુલાઇ માસમાં ૫૬ અંશ રહે છે."

"આ ખાણમાંથી અજમાસે ૩૦૦૦૦ (૧૬ શેરનો) થી વધારે ટંકણખાર ઉત્પન્ન થતો હોવો જોઇએ. તેમાંના માલનો મુખ્ય ભાગ રામપુરમાં ખપે છે, અને બાકીનો 'કુલુ' તથા 'ચબા'મા ખપે છે. રામપુર માર્ગે મોકલેલો 'અશોધિત' ટંકણખાર નીચલા ઘાટો તરફ ખપે છે, થડીમાં જે લોકો પોતાના ઢોરો હેઠળના ઘાટમાં ચરાવવા લઇ જાય છે તેઓ આ અશોધિત ટંકણખાર શુદ્ધ કરી પોતાની સાથે પાછા ફરતાં વેચવા લઈ જાય છે."

"પુગામાંજ ટંકણખાર મળે છે એમ નથી, પણ 'રોડાક' પાસે બીજી એક જગ્યાછે ત્યાં પણ મળે છે. ત્યાં 'નાઇટ' ઘાટ ઉપરથી જવું પડે છે. અત્રે મળતો ટંકણખાર ઉત્તમ અને શુદ્ધ હોયછે, તેને શોધી કાઢવાની બીલકુલ ગરજ નથી. તિબેટમાં 'ચંગનાથ' નામનો જે ચીનનાં તાબામાં પ્રાંત છે તે

* ક્ષાર ઉત્પન્ન કરનાર પદાર્થને રસાયન શાસ્ત્રમા 'ઍસિડ' આ સંજ્ઞા છે. આ ભઠ્ઠીની રચના જરા જુદી હોય છે ભઠ્ઠીનુ મોઢ કમાન પ્રમાણે અથવા ...પ્રમાણે બનાવેલુ હોય છે. ભઠ્ઠીમાંથી નિકળનારી જ્વાળા સાધારણ ભઠ્ઠી પ્રમાણે બાહેર નહિ નિકળતાં વળીને મેલેલા પદાર્થ ઉપર ફરી પડી તેને વધારે ગરમી આપે છે.

પ્રાંતમાં ટંકણખાર ઘણો મળે છે. દુશમનઈ અને અદેખાઇ જો ત્યાંના લોકો તજીને આપણને ત્યાંથી ટંકણખાર લાવવાની છુટ આપે તો આપણે ઘણો લાવી શકીએ. હિમાલયની પેલી તરફના સર્વ સરોવરમાં અનેક તર્હેનાં ખારો મળે છે. આ સર્વ ખારોના રસાયન શાસ્ત્રથી પૃથઃકરણ કરી ગુણદોષ જાણવા જોઈએ.

"ઘાટમાંથી બકરાં, મેંટા શિવાય બીજા જાનવરને જવા આવવાનો માર્ગ નહિ હોવાથી સઘળો ટંકણખાર બકરાંઓપર બાંધી લાવવામાં આવે છે. આ રસ્તો અત્યંત ખરાબ છે; ત્યાં બરફ વર્સેછે, પર્વતનાં કરાડ ઉપરથી બરફના ચોસલાં અકસમાતિક ધસી પડેછે. આથી મનુષ્ય તથા જાનવરોનો અવારનવાર ભારે નાશ થાયછે, આથી ત્યાંથી માલ લઇ જવાનું ભાડું ઘણું મોઘું પડે છે. ત્રણ બકરાં માટે 'પુગા' ખાતે ૧ રૂપિયો પડેછે. બોજો લાયેલાં બકરાં આખા દિવસમાં બે મૈલ ચાલે છે. પુગાથી 'કુલુ' તરફ પુગવા માટે ૧ મહિનો લાગે છે. ત્યાં ત્રણ બકરાના બોજા માટે ૮ રૂપિયા મળે છે, તેજ માલ જો શુદ્ધકરીને વેચાયો હોય તો 'સારણપુર' માં પાંચ રૂપિયે મણ ( ૧૬ શેરી ) પ્રમાણે ભાવ આવે છે. પણ કુડળી, સિમોન્દ્રા અને ટેકીમાં ૭ રૂપીયા મણનો ભાવ ઉપજે છે."

"આ તરફનાં ભાગમાં વર્સાદ બીલકુલ પડતો નહિ હોવાથી બરફ શિવાય ટંકણખાર તૈયાર નહિ થાય એવી ત્યાંના લોકોની સમજ છે. આગ્રે ૧૦ થી ૧૨ દિવસમાં ટંકણખાર તૈયાર થાય છે. પણ જુલાઈ તથા ઑગસ્ટ માસમાં તડકું સખત હોય છે ત્યારે પાણીની જલ્દી વરાળ થઇ ટંકણખાર બનતો હશે."

કાશમિરમાં પણ ટંકણખાર મોકલવામાં આવે છે. મુખ્યકરી રામપુર મોકલી ત્યાંથી કરાંચી રવાના કરવામાં આવે છે. સિમલાના ડેપ્યુટી કમીશનર લૉર્ડ 'હે' ટંકણખાર વિષે લખતાં જણાવે છે કે "એનો વેપાર મુખ્ય કરી 'કનવાડીખાંપો' જાતની પ્રજા કરે છે. ઉન્હાળામાં 'પુગા' પ્રાંતમાં ટંકણખારની ખાંણો તરફ તેઓ જાય છે અને વર્સાદમાં બરફનાં ઘાટનાં માર્ગો બંધ થવા પેહેલાં હેઠળ ઉતરી પોતાનાં બકરાં ચરાવવાનો તથા ટંકણખાર શુધ્ધ કરવાનો .અને સિમલા તરફ મોકલી વેપાર ચલાવવામાં વખત ગાળે છે."

કાચો ટંકણખાર શુદ્ધ કરવાની રીત ઘણી સેહેલી છે. કાચા ટંકણખારથી બમણું ખપુળતું પાણી અથવા દસ ઘણું ઠંડું પાણી તેમાં મિશ્ર કરે છે ને થોડો વખત તેને તેમજ રહેવા દે છે, એટલે હેઠળ ગાંગડા ઠરે છે, જે કટકા શુદ્ધ ટંકણખારનાજ બને છે. કાચો એટલે અશદ્ધ ટકણખાર ઉપર ફુગ ચઢે નહિ તે વડી અગાઉ તેને 'ઘી' ચોપડી પરદેશ રવાના કરતા હતા, પણ હાલમાં આ રીત બંધ પડી છે.*

દર સાલ ૨૫૦૦ મણ ટંકણખાર રામપુર અને સુલતાનપુરમાં જાય છે. ૧૮૮૮ માં ૯ રૂપીયે મણને ભાવે સિમલામાં વેચાતો હતો અને 'જગાદ્રી'માં ૧૩ રૂપિયે મણને ભાવે વેચાતો હતો.

નીચે જણાવેલી રીતે વાયવ્ય તરફના પ્રાંતોમાં ટંકણખાર શુદ્ધ કરવામાં આવે છે. કાચા ટંકણખારનો ભૂકો કરી કોઈ વિશેષ આકૃતિની નળીમાં તેને નાખી તેનીપર ચાર પાંચ આંગળા પાણી રહે તેમ રેડે છે. ૧૦ મણ ટંકણખારમાં ૧ શેર ચુનો અને બે શેર પાણી આ પ્રમાણથી ચુનાનું પાણી તેમાં મેળે છે. પછી દર ૭ કલાકે નળી માહેલું મિશ્રણ દોહવે છે, અને બીજે દિવસે આ સઘળું મિશ્રણ ચાળનીમાંથી અથવા કપડાંમાંથી ગાળી કાઢે છે. તે પછી ફરી સઘળું મિશ્રણ અઢી ઘણા ખખળતા પાણી

* આ રીત હજી બંધ થઇ નથી એમ ડા૦ ડિમકનું કહેવું છે. ઘી થી લપેટાયલો ટંકણખાર કરાંચીથી આવે છે, તેજ હકીમ લોકો વધારે પસંદ કરે છે,

અને ૧૬ શેર ચુનામાં મેળવી પીકદાની જેવા એક કાંસાનાં વાસણમાં તે સર્વે મિશ્રણ રેડે છે. વાસણના તળીયામાં જે ગાંગડા ઠરે છે તે શુદ્ધ ટંકણખાર હોય છે. આ રીતે અશુદ્ધ ટંકણખારને શુદ્ધ કરતાં તેના વજનમાં સેંકડે ૨૦ ટકા ઘટ આવે છે.

ટંકણખારની બે જાત છે, એકનું નામ "ચાકી ટંકણખાર" જે તદન શુદ્ધ હાલતમાં મળે છે, જેથી તેને શોધન કરવાની જરૂર નથી. બીજાનું નામ 'રેગ' આ અતિ ખરાબ હોય છે. એનો મેલ કાઢવા માટે તેને બેચાર વેળા ઉકાળવું પડે છે. વાયવ્ય તરફના પ્રાંતમાંથી જો ૧૦૦ મણ ટંકણખાર આવે તો તેમાંનો ૬૦ મણ શુધ્ધ "ચાકી" જાતનો ને બાકીનો ૪૦ મણ 'રેગ' ટંકણખાર હોય છે. એને સ્વચ્છ કરવા માટે પ્રથમ ઉકાળવો પડે છે, એટલે તેમાંથી માત્ર ૧૦ મણ ટંકણખાર મળે છે. બાકી વધેલા ૩૦ મણ મેલને 'કંદી' કહે છે. આ ૩૦ મણ મેલને ફરી ઉકાળતાં તેમાંથી પાંચ મણ શુદ્ધ મળે છે ને બાકીનો ફેંકી દેવામાં આવે છે.

હિંદુસ્તાનમાં અંબાલા શેહેરથી સુમારે ૩૦ મૈલને છેટે "જગધરી" નામની જગ્યાએ ટંકણખાર સાફ, સ્વચ્છ, અને વેપારને લાયકનો બનાવવા માટે એક કારખાનું ચલાવવામાં આવે છે, જ્યાંથી તેનો પરદેશ ખાતે નિકાશ થાય છે.

મુંબઇમાં ત્રણ જાતનો ટંકણખાર નજરે પડે છે. એક વેલાતી, બીજો કાનપુરી અથવા તિબેટી અને ત્રીજો કરાંચી તરફનો ચિકાસદાર. કાનપુરી અથવા તિબેટનો અશુદ્ધ ટંકણખાર જે ભાવે વેચાય છે તેજ ભાવે વેલાતી પણ ખપે છે. વેલાતી ટંકણખાર પિપમાં આવે છે. કાનપુરી ટંકણખારનાં ગોળ પાતળા કટકા હોય તે ચપટા હોય છે. કરાંચીનો ટંકણખાર ચકમક જેવા કટકા રૂપે હોય છે.

અમેરિકામાં ટંકણખારની ખાણો મળાયા ઉપરાંત બનાવટી ટંકણખાર બનાવવાની શરૂઆત થવાથી ગયાં થોડાં વર્ષોમાં હિંદુસ્તાનથી પરદેશ આ માલ રવાના થતો બંધ થયો છે. તોપણ હિંદમાં એનો એટલો તો બોહોળો ખપ જારી છે કે હિમાલયના વેપારીઓને નિરાશ થવાનું કશું કારણ નથી.

દુનિયાંમાં ટંકણખારની ઉત્પતિ ૨૨ થી ૨૫ હજાર ટનની ચાલુ છે.

એશિઆમાં ૮૦૦ ટનની ઉત્પતિ થાય છે.
અમેરિકામાં ૬૦૦ " " "
ઇટલી×ચિલ્લી ૩૦૦૦ " " "
ગ્રેટબ્રિટનમાં ૨૦૦૦ " " "
અને બાકીનો જૂદા જૂદા દેશોમાં ઉત્પન્ન થાય છે.

ટંકણખારનો ઉપયોગ રંગ પાકો કરવામાં કરે છે. છિંટ રંગવામાં હળદ સાથે મેળવી તે ઉપયોગમાં લીયે છે. પ્રાચીનકાળથી આર્ય વૈદો ટંકણખારનો ઉપયોગ કરતા આવ્યા છે, શુશ્રુત વૈદે એનો ઉપયોગ વર્ણેલો છે. દેશી તબીબો શકિત માટે તેમજ ભૂક લાગવા માટે, ખાંસીપર, દમઉપર ટંકણખાર આપે છે. કૉલેરા તથા ઉલટી ઉપર દુધમાં ફુલાવેલો ટંકણખાર આપે છે. જીભપર 'ખર' પડે યા પેટમાં 'ક્ષત' પડે તો તેને ફુલાવેલો ટંકણખાર મધમાં પલાળી ચોપડે છે. નખ સંબધી માસ કોકરાવવાથી દુખાય તો તેની ઉપર ટંકણખારનું સુકું પાણીમાં ચોપડે છે. સોમલ, વછનાગ, કૃત્રિમ ઝેરો અને સર્પદંશ ઉપર ઘીમાં ફુલાવેલા ટંકણખારની ભૂકી બે માસા આપે છે.

યુરપિયન તબીબો એનો ઉપયોગ ખાવામાં આપવા તરફ ઝાઝો કરતા નથી, પણ ઉદર અને અપસ્મારના રોગ ઉપર ખાવા આપે છે. ટંકણખાર સ્ત્રીઓને ખવાડતાં તેઓ માસીક ફરજમાંથી છુટે છે, તેમજ સ્ત્રીઓને ઝાઝી વેદના વિના પ્રસુત થવા માટે પણ તે યોજેલું છે. 'એસેટિક એસિડ'માં ટંકણખાર પિગળાવી તેને 'ખજ' ઉપર ચોપડે છે.

ચામડી નરમ, સ્વચ્છ અને દેખાવણી બનાવવા માટેની સર્વે મેળવણીઓમાં ટંકણ-

ખાર વાપરવામાં આવે છે. આ ખારનીજ ખુબીથી ચામડી સુધરતી જણાય છે. ચામડી ઉપર કેટલીક વાર જોવામાં આવતો ચળકાટ દૂર કરવામાં આ ખાર ઠીક કામ લાગે છે, તે કામ માટે એક ચપટી ખાર મોહોડું ધોવાનાં પાણીમાં નાખી તેવડે મોહ ધોવામાં આવે છે.

આંખ સુજીને લાલ થઇ હોય તે ઉપર સેહેજ ટંકણખાર મેળવેલાં પાણીના ફટકા મારવાથી ફાયદો થાય છે.

નાહના ઘા અથવા ઘસારા ઉપર એજ ખારની મેલવણી લોશનની માફક ચોપડવાથી ફાયદો થાય છે. જો એક પેંટ જેટલા પાણીમાં ચાહેની ચમચી ભરી ખારનો ભુકો મેળવ્યો હોય તો તે જલ્લદ નહિ કહેવાય. બચ્ચાંઓ અને નાહનાં છોકરાંઓ માટે એથી ઓછો ખાર ઉપયોગમાં લેવો.

ટંકણખાર દાંતના મંજન તરીકે પણ બહુ ઉપયોગી છે. ૧ ઔંસ ટંકણખારની ભુકી, બે આંઉસ ચૉક, અને એક આંઉસ ભુકો બનાવેલો કૅસ્ટાઇલ સાબુ એ સર્વે મિશ્ર કરી મંજન બનાવી શકાય છે.

ઉડતા રોગો અથવા ચામડીનાં દર્દોથી પિડાતા શખસોના સેહેજ પણ સમાગમમાં આવનારાઓએ ટંકણખાર અને સોડાખારની મેળવણી વડે હાથ, મોહ, ગળું વગેરે ધોએલું ફાયદાકારક છે.

માથામાં પડેલો ખોરો સાફ કરવા ટંકણખાર મિશ્ર કરેલું પાણી વાપરવાથી તે સાફ થઇ શકે છે.

ખીલ, મસા જેવા ચામડી પર પડેલા ડાઘા માટે નિચલી મેળવણી અકસીર ગણાય છે. બે આંઉસ લીંબુનો રસ, અરધો ડ્રામ ટંકણખાર. અને ૧ ડ્રામ મેદાખાંડ સર્વે મિશ્ર કરી થોહાક કલાક રેહવા દેવું. તે પછી દરરોજ એકેક વખત આ મેળવણી ચોપડવી. આ મેળવણી જો જલ્લદ લાગે તો વર્સાદનું થોડું પાણી તેમાં ઉમેરવું અને ડાઘા નિકળી જતાં લગાડવાનું બંધ કરવું.

ટંકણખારનો હદ બાહેર ઉપયોગ ફાયદાને બદલે ભારે ગેરફાયદો કરે છે. પારિસના એક વિદ્વાન ડૉ૦ ચાર્લસફેરે જણાવે છે કે ફેફસાનાં દરદથી પિડાતા માણસોને તેણે ટંકણખાર સાથેની મેલવણી લાંબા વખત સુધી આપ્યા કીધી હતી, અને ચોકસ દાખલાઓમાં તેને ફાહે મળી હતી,. પણ તેમ કરતાં કેટલાક દરદીઓનાં સંબંધમાં તેને જણાયું કે, તેમની ભૂંખ મરી જવા સાથે મોહ સુકાઇ જતું હતું, અને તેમ થવા પછી ઉલટી થતી હતી. એટલુંજ નહિ પણ ચામડીને લગતાં કેટલાંક દરદો પણ તેથી જન્મ પામવાનો ભય રહેતો જણાયો હતો. તેમજ ટંકણખારનો ઘણો ઉપયોગ કરવામાં આવ્યાથી બાલ તદન સુકા થઇ જઇ ખરી પડે છે, અને કોઇ કોઇ વખતે માથું બોડકું થવાનો સંભવ રહે છે. સર્વેથી નઠારૂં પરીણામ ગુરદાનું દરદ જનમ પામવામાં આવે છે.

હાલમાં વિદ્વાનો અને રસાયણીઓએ તેનાં અનેક નવા ઉપયોગ શોધી કાઢયાં છે. જેમાં મુખ્ય ફોટોગ્રાફી તથા સૂક્ષ્મદર્શક યંત્રનાં લેન્સ તથા ઓપટિકલ ગ્લાસ, સિમેન્ટ, સાબુ, રંગ અને કૉસમેટિક બનાવવામાં તથા બીજી રસાયણી ક્રિયાઓ માટેના ઉપયોગ છે.

એક યૂરપીયન રસાયણિએ 'ઓપટિકલ ગલાસ' બનાવવાના સંબંધમાં ટંકણખારનો ઉપયોગ ઘણી ફત્તેહમંદ રીતે કરી તે શોધ જાહેર મેળી છે. આ રીતે બનાવેલો કાચ રોશનીનાં કિરણો વધારે સારી રીતે પાથરી શકે એવી ખાસિયત ધરાવતો બનાવવામાં આવે છે. વળી માટીનાં તથા કોડી કામનાં વાસણોને ઝળકાટ આપવા માટે ટંકણખારનો ઉપયોગ કરવામાં આવે છે. આ માટે તેનો ઉપયોગ તમામ દુનિયાંમાં થાય છે, અને તે એટલો બોહોળો છે કે બીજા કોઇબી કામ કે ઉદ્યોગ માટે તે એટલો વપરાતો નહિ હશે. આ ક્રિયા માટે બીજા પદાર્થોની સાથે આ ખારને ગરમ કરીને રસ રૂપમાં લાવી, જે વાસણને ઝળકાટ આપવો હોય

તેને તપાવીને તેની ઉપર ચોપડવામાં આવે છે. નાહનાં મોહટાં ધડિયાલોની એનામલ કરેલી ' ડાયલો ' બનાવવા માટે પણ એજ મકસદથી તેનો ઉપયોગ કરવામાં આવે છે. તેમજ સિમેન્ટ બનાવવાની ક્રિયામાં પણ વાપરવામાં આવે છે, અને એજ મકસદથી અવશ્ય કરીને ' પેરિશિયન સિમેન્ટ 'માં તેનો ઉપયોગ કરવામાં આવે છે; જેથી સિમેન્ટને જોઇએ તેવો ઘાટ આપ્યા પછી સુકવ્યા બાદ પૉલિશ આપવાને બને.

ઉપલા ઉપયોગો ઉપરાંત કાચ તથા કાચનાં દાણા બનાવવાના ઉદ્યોગમાં તે ચોકસ ફાલો આપે છે; તેમજ દંતવૈદો નકલીદાંત મારેની પલેટો બનાવવા માટે તેનો ઉપયોગ કરે છે.

**ટકના**—પીરૂ દેશનો દક્ષિણ પ્રાંત, ૧૮૮૩ માં ચિલ્લીનાં રાજ્યે એની ઉપર ૧૦ વર્ષ સુધી કબજો મેળવ્યો હતો. એનું ક્ષેત્રફળ ૮૬૮૫ ચોરસ મૈલ છે. વસ્તી ૩૧૫૯૯ ની છે. એનાં મુખ્ય શેહેરમાં ૧૪૧૮૩ ની વસ્તી છે.

**ટંકસાળ**—(જુઓ સિક્કા.)

**ટંકારા**—કાઠીયાવાડમાં મોરબીથી ૧૪ મૈલ ને રાજકોટની ઉત્તરે ૨૨ મૈલ પર છે. ગામ કોટવાળું છે, એ મોરબી સંસ્થાનને તાબે છે. ગામ પાસે લોહિત પથ્થર, અકીક વગેરે જડે છે, જે અત્રેથી ખંભાત મોકલવામાં આવે છે. અતરે લક્ષ્મીનારાયણનું મંદીર છે. લોક વસ્તી ૫૮૦૦ ની છે.

**ટંકારી**—આ વનસ્પતિનાં નાહના નાહનાં ક્ષુપ મહાબળેશ્વર ઉપર ઉગે છે. એના પાંદડાનો રસ મુત્રલગુણ ધરાવે છે. એનાં મૂળીયાં ઔષધિ ગુણ ધરાવે છે.

**ટંગસ્ટન**—આ ધાતુ ત્રણ રૂપે સૃષ્ટીમાં જડે છે. ૧—કયાલસિયમ ટંગસ્ટેટને શિલાઇટ કહે છે. ૨—લોહું અને મેંગેનિજના ટંગસ્ટેટને 'ઉલફ્રામ' કેહ છે. ૩—શિસું અને ત્રાંબાનો ટંગસ્ટેટ રૂપે પણ મળે છે. ટંગસ્ટન ધાતુ કાઢવા માટે કૅલસિઅમ ટંગસ્ટેટની ભુકી કરી હાઇડ્રોક્લોરિક ઍસિડમાં મિજાવે છે, આથી તેમાંનો કૅલશિઅમ કલોરિનથી સંયોગ પામે છે, અને આવિદ્રાવ્ય ટંગસ્ટિક ઍસિડ અથવા ટંગસ્ટિક અને હાઇડ્રાઇડ પાછળ રહે છે, પછી હાઇડ્રોજનના પ્રવાહમાં ટંગસ્ટિક ઍસિડને લાલ કરતાં તેમાંનો ઑકસિજન હાઇડ્રોજનથી સંયોગપામી ટંગસ્ટન ધાતુ જૂદી પડે છે; અથવા ટંગસ્ટિક ઍસિડ કોલસાને કેટલાક કલાક સખત આંચ આપી ટંગસ્ટન ધાતુ તઇઆર કરી શકાય છે.

ટંગસ્ટન ધાતુ સફેદ, બરડ અને સખત હોઇ એનો સેહેજમાં રસ બનતો નથી. એમાં ધાતુની ઝમક હોય છે અને તેનું વિશિષ્ટ ગુરૂત્વ ૧૭૦૮ હોય છે. સાધારણ ગરમીથી સુકી અથવા ભીની હવાનું કાર્ય એની પર ઘડતું નથી; પણ આરકતોષ્ણ માનપર આ ધાતૂની ભુકી હવામાં અને ઑકસિજનમાં બળે છે, અને ટંગસ્ટેનનો ત્રીઑકસાઇડ બને છે. કલોરિન ગ્યાસમાં એની ભુકી બળતી નથી, પણ ૪૯૨ થી ૫૭૦ ફેરન ઉષ્ણમાન ઉપર એઉનો સંયોગ થાય છે. સાધારણ ઉષ્ણમાન ઉપર પાણીનું એની પર કાર્ય ઘડતું નથી. પણ આરકતોષ્ણ કરેલી ધાતુપર પાણીની વરાળ છોડતાં ઑકસાઇડ બને છે. પોટાશનાં ખખળતા રસથી આ ધાતુ ઑકસિડાઇજ બની પોટૅશનો ટંગસ્ટેટ બને છે, અને હાઇડ્રોજન નિકળે છે. નાઇટ્રિક ઍસિડનું એનીપર ધીરે ધીરે કાર્ય ઘડે છે. પણ નીધત્રો હાઇડ્રોકલોરિક ઍસિડનું કાર્ય તરત ઘડે છે, અને ટંગસ્ટિક ઍસિડ બને છે.

૯૦ ભાગ પોલાદમાં ૯ થી ૧૦ ભાગ ટંગસ્ટન ધાતુ મેળવ્યાથી અસંત સખત એવી એક મિશ્ર ધાતુ બને છે. આ મિશ્ર ધાતુનાં પોલાદી હથિઆરો કરવામાં ઉપયોગ કરવો એવું ઘણાકોનું મત છે. ટંગસ્ટનનાં બે મુખ્ય ઑકસાઇડ બને છે:—દ્વિઑકસાઇડ અને ત્રિઑકસાઇડ. ટંગસ્ટનનાં ત્રિઑકસાઇડ ને ટંગસ્ટીક અને હાઇ ડ્રાઇડ કહે છે. કદાચ ટંગસ્ટિક ઍસિડ પણ કહે છે.

એની ભુકી ઘામ જેવા પિળા રંગની રૂચીહિન, અવિદ્રાવ્ય હોય છે. તેને ગરમ કરતાં તેનો રંગ ગદળી નારંગી જેવો બને છે. પણ થંડી થતાં તરત પિળો રંગ પ્રકટે છે. આ સ્થિતિમાં આ ઑકસાઇડ પાણીમાં અવિદ્રાવ્ય હોય છે, પણ અલકલીનાં દ્રવમાં જલ્દી વિદ્રુત થાય છે.

આ ધાતુનો ક્ષાર વિષકારક નથી. ટંગસ્ટેટ એજ એનો મુખ્ય ક્ષાર છે. એનો દ્રવ રંગહિન હોય છે.

**ટન્ની**—આ ગંજાવર કદની માછલી મુખ્ય કરી ભૂમધ્ય સમુદ્રમાં જણાય છે. આ માછલી કેટલીક વેળા ૨૫ મણ વજન જેવડી ભારે હોય છે. આ માછલી ગંજાવર માકરેલ માછલાનાં આકારની હોય છે. ટન્નીનું મૌસ યૂરપની પ્રજા ખાવાના ઉપયોગમાં લીયે છે. ટન્ની આકારે બીજી સાધારણ માછલીઓને મળતી લબોચા ઘાટની હોય છે.

**ટપાલ**:—લખવા વાંચવાની કળા પ્રચારમાં આવતાં આ પરસ્પર વેહવારની બીજી હાલતની શરૂઆત થઈ. પત્ર દ્વારે ઘણીક ખાનગી બાતમીઓ મોકલાવવાની સગવડ મળતાં, એકજ માનસ મારફતે અનેક પત્રો મોકલી જગેજગ પત્રો પોંહચાડવાની શરૂઆત થઇ. આવી રીતના વ્યવ્હારમાં જાનવરોના વાહાનથી મ્હોટી સગવડ મળી ફેરફાર થયો અને તે પછી યાંત્રિક બળવડે ચાલતાં વાહાન મારફતે દૂરદરાજ મુલકોમાં પત્રો પોંહચાડવાની સગવડ ગઇ સદીની અધવચમાં અમલમાં આવી.

તવારીખનવેશ હિરાડોટસના જણાવવા મુજબ "ઇરાનના પાદશાહ કયખશરૂએ. પેહેલ વેહેલી ટપાલની ઑફીસો ઈરાનમાંના મુખ્ય શેહેરોમાં ઉઘાડી હતી. તે પછી ઑગસ્ટસ પાદશાહે રૂમ શેહેરમા આ રીત દાખલ કરી હતી. ઇ. સ. ૮૦૦ ને સુમારે ફ્રાન્સમાં શેહેનશાહ શાર્લમેને તેની નકલ કરી હતી. યુરપમાં ટપાલ ઑફીસો ૧૪૭૦ ના સાલથી ચોકસ ધોરણે સ્થાપન કરવામાં આવી હતી. ફ્રાન્સમાં આ સગવડ ૧૪૬૨ થી અમલમાં આવી. ઈંગલંડમાં ઇ. સ. ૧૪૮૧ માં ચોથા એડવર્ડના અમલમાં ટપાલ ઑફીસની શરૂઆત કરવામાં આવેલી જણાવવામાં આવે છે.

યૂરપમાંના અનેક વેપારીઓએ ચૌદમી સદીમાં પ્રજા ઉપયોગ માટે ટપાલ ખાતાંની પ્રથમ સ્થાપના કરી. આવી રીતની વ્યવસ્તા ઈંગલંડમાં ૧ લા ચાર્લસ રાજાના અમલ સુધી બીલકુલ ચાલુ નહોતી, પણ ચાર્લસના અમલમાં એની સેહેજ શરૂઆત થઇ હતી. આ વ્યવસ્તા માત્ર સરકારી કામકાજ માટે લંડન અને એડિનબરો તથા બીજા વચલા મુખ્ય શેહેરો વચ્ચે શરૂ કરવામા આવી હતી. તે પછી ક્રમે ક્રમે રાજ્યના, પોસ્ટમાસ્તર જનરલની દેખરેખતળે અને તેમની યોજના ઉપરથી આ રીત મ્હોટા વિસ્તારમાં ફેલાઇ, અને આ ગોઠવણનો હક પણ સરકારેજ એક હાથ રાખ્યો.

ઈંગલંડમાં જૂદે જૂદે ઠેકાણે કાગળ પોંહચાડવાની ગોઠવણ છેક ૧૬૩૫ માં થઇ હતી. તે વેળા ગ્રેટબ્રિટનની અંદર ૮૦ મૈલના છેટા સુધી અને તેની અંદરના છેટા સુધી દર કાગળે ૧૬ પાઇ, ૧૪૦ મૈલના તફાવત માટે ૬૪ પાઇ અને તેથી દૂરના છેટા માટે દર કાગળે ૪ આના અને સ્કૉટલંડમા કોઇપણ જગ્યાએ કાગળ પોહચાડવાનો દર પાચ આનાનો હતો.

શરૂઆતમાં તે તરફ ટપાલ ખાતાંની ઉપજ નિર્જીવ હોવાથી તેનો ખરચ ટપાલ માસ્તરને માથે નાખી તેની આવક તેનેજ લેવા દેવામાં આવતી. પણ તે પછી આવક વધતાં તે ઓધો ટેન્ડરો માગી વધુ બિડ કરનારને પોસ્ટ માસ્તરનો ઓધો આપવામાં આવતો.

ઇ. સ. ૧૬૬૩ માં પોસ્ટ ઓફીસની આવક 'જેમ્સ ડયુક ઓવ યૉર્ક' અને તેના વારેસોના નામ ઉપર જાગીરની કરવામાં આવી હતી, પણ તે પછી ૧૬૮૫ માં ડયુક ઓવ યૉર્ક ઇંગલંડની ગાદીએ આવતાં તેણે પોતાના

ટપાલ.

તથા પોતાનાં વારેસોના નામ ઉપર એની આવક ચઢાવી હતી.

ઇંગલંડના ટપાલ ખાતાંની આવક જૂદી જૂદી સદીમાં નીચે મુજબ હતી.

| વર્ષ | | આવક—રૂપિયા. |
|---|---|---|
| ૧૬૪૩ | ... ... | ૫૦,૦૦૦ |
| ૧૬૪૯ | ... ... | ૫૦,૦૦૦ |
| ૧૬૫૩ | (મક્તે આપી) ... | ૧,૦૦૦૦૦ |
| ૧૬૬૩ | ( ,, ,, ) ... | ૨,૧૫,૦૦૦ |
| ૧૬૭૪ | ( ,, ,, ) ... | ૪,૩૦,૦૦૦ |
| ૧૬૮૫ | (સરકારે રાખી) ... | ૬,૫૦૦૦૦ |
| ૧૭૦૭ | ( ,, ,, ) ... | ૧૧,૧૪,૬૧૦ |
| ૧૭૧૪ | ( ,, ,, ) ... | ૧૪,૫૨,૨૭૦ |
| ૧૭૪૪ | ( ,, ,, ) ... | ૨૩,૫૪૯૨૦ |
| ૧૭૮૦ | ... ... | ૪૮,૦૦,૭૪૦ |
| ૧૮૦૦ | ... ... | ૭૪,૫૩૧૩૦ |
| ૧૮૩૯ | ... ... | ૨,૫૨,૨૪,૯૫૦ |

ઇ. સ. ૧૭૮૨ સુધી યૂરપમાં કાગળ પત્રો ઘોડેસ્વાર મારફતે મોકલતા હતા. પણ એજ વર્ષે પછી ઘોડા ગાડી મારફતે પત્રો મોકલવાની શરૂઆત થઇ. આ ટપાલની ગાડીને પ્રતાપે બધે માર્ગ બાંધવામાં આવ્યા, અને જગેજગ ટપાલના મથકોની સ્થાપના થઇ. હિંદુસ્તાનમાં મુસલમાની, મરાઠા અને પેશવાઇ અમલમાં કાગળ પત્રો સાંઢણી સ્વાર અથવા કાસદ મારફતે મોકલવામાં આવતા, પણ હાલમાં ટપાલ જે ધોરણે અને નિયમસર મોકલવામાં આવે છે તે રીત ત્યારે જાણીતી નહોતી.

ઉપર જણાવેલાં સાધન છતાં ટપાલ ખાતું પ્રજાના આમ વર્ગ માટે જેવું જોઇએ તેવું ઉપયોગી અને સવલતા ભર્યું ખાતું નહોતું; પણ જ્યારથી આગગાડી અને આગબોટ જેવાં સાધનો મળયા પછી ટપાલ ખાતું નિયમીત ધોરણે ચાલુ થયું છે. જૂદા જૂદા દેશનાં વિચાર એક મેકને દર્શાવવાનું મુખ્ય સાધન વર્તમાન પત્રો છે, કે જે આગળ ટપાલખાતાની ગેરહાજરીમાં નહિ જેવું હતું, તે ટપાલખાતાનાં પ્રતાપે આજે ચોખંડમાં એક ઉત્તમ સાધન થઇ પડયું છે.

પ્રથમ અજમાયશ તરીકે હિંદુસ્તાનની સરકારે પોતાના તાબાના દેશોમાં ટપાલ ખાતું સ્થાપન કરી આમવર્ગને મ્હોટી સગવડ કરી આપી હતી, પણ તે વેળા સરકારને નફાને બદલે સામી ખોટમાં ઉતરવું પડયું હતું.

૧૮૪૯—૫૦ માં હિંદી ટપાલખાતાની આવક તથા ખર્ચ નીચે પ્રમાણે હતો.

| ઇલકા. | વસુલાત. | ખર્ચ. | નફો. | ખોટ. |
|---|---|---|---|---|
| બંગાલ ... | ૪,૮૦,૫૦૦ | ૫,૩૬,૮૦૦ | ...... | ૫૬,૩૦૯ |
| આગરા ... | ૮,૦૦,૦૦૦ | { ૭,૬૫,૦૦૦ | ૨,૧૩,૦૦૯ | ...... |
| પંજાબ ... | ૧,૭૮૦૦૦ | | | ...... |
| મદરાસ ... | ૪,૦૩,૭૭૩ | ૪,૩૩,૯૦૩ | ...... | ૩૦,૧૩૦ |
| મુંબઈ ... | ૨,૪૩,૦૦૦ | ૩,૯૨,૧૧૦ | ...... | ૧,૪૯,૧૧૦ |
| જુમલે... | ૨૧,૦૫,૨૭૩ | ૨૧,૨૭,૮૧૩ | ૨,૧૩,૦૦૯ | ૨,૩૫,૫૪૯ |

બાકી બાદ જતાં નક્કી ખોટ ૨૨૫૪૦ રૂપીયાંની સરકારને ગઇ હતી.

૧૮૫૪—૫૫ માં હિંદુસ્તાનમા ટપાલખાતાંની સંખ્યા=૬૪૫ ની હતી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮૭૧—૭૨ | ,, | ,, | ,, | ,, =૨૯૫૪ | ,, |
| ૧૮૮૧—૮૨ | ,, | ,, | ,, | ,, =૪૮૧૯ | ,, |
| ૧૮૯૧—૯૨ | ,, | ,, | ,, | ,, =૯૬૧૭ | ,, |
| ૧૮૯૯-૧૯૦૦ | ,, | ,, | ,, | ,, =૧૪,૦૦૦ | ,, |

૧૮૭૯-૮૦ માં હિંદુસ્તાનના ટપાલખાતાં-માં પ્રથમ મનિઓરડર (હુંડી) લઇ જવાની પધ્ધતિ શરૂ થઇ હતી. ૧૮૯૯ માં હિંદી ટપાલ ખાતાં મારફતે ખુદ હિંદુસ્તાન*મધે ૨૧,૦૦,૦૦૦ રૂપિયાનાં મનિઓરડર પોંહચા-ડવામાં આવ્યાં હતાં.

૧૮૯૯ માં દર ચોરસ મૈલે (હિંદમાં) ૧ પોસ્ટ ઓફીસ અને ૨૨૪૪ ચોરસ મૈલે ૧ કાગળની પેટી એ પ્રમાણે હતાં. ઇ. સ. ૧૮૯૯ માં હિંદી ટપાલખાતાંએ ૧૨૨ ૨૮૨ મૈલ મુસાફરી કરી હતી, અને દર માનસે ૧૦૪૬ પત્રો મલ્યાં હતાં, પણ ઈંગલંડનાં સંયૂક્ત રાજ્યોમાંની લોક સંખ્યા હિંદુસ્તાન કરતાં ૬ ઘણી નાહની હોવા છતાં ૧૮૯૯ માં આ રાષ્ટ્રમાંના દરેક મનુષ્ય દીઠ '૫૪૦૩' પત્રોની રાસ પડી હતી.

ટપાલખાતું હસ્તીમાં આવ્યા પછી અતિ અહત્વનો તેમાં ફેરફાર કરવાનું માન મી૦ રૉલૅંડ હિલે ૧૮૪૦ માં ૧૦ જાનેવારીએ મેળવ્યું હતું. તે એકે ગમે તેટલા દૂર અંતર-પર, પછી તે પરદેશી રાજ્ય શિવાય ગમે ત્યાંનું હોય અને તેનું વજન ગમે તેટલું હોય તે નિયમે ઠેરવેલી ચોકસ દરની ટીકીટ લગાડવાથી પોંહચાડવાનો ફેરફાર છે. અર્ધા ઔંઉસના વજનનાં કાગળોપર એક પેનીનું એક સરખું લવાજમ લેવાનું એજ સાલથી શરૂ થયું, અને સ્ટેમ્પ મારેલાં પરબિડાં પણ એજ વર્ષથી વપરાસમાં આવ્યાં.

દાખલા તરીકે હિંદુસ્તાન દરમ્યાન રવાના કરવાના ½ તોલાનાં પત્ર માટે અરધા આનાની ટીકીટ ચોંટાડવી પડે છે. હિંદુસ્તા-નની બાહેર ઈંગલંડ, સ્કૉટલંડ, આયિરલંડ અને જગતમાંના બ્રિટીશ સંસ્થાનોમાં કોઇ પણ શેહેરમાં મોકલવામાં આવતા કાગળપર અરધા ઔંસ પાછળ ૧ આનાની ટીકીટ ચોંટાડવી પડે છે. પરદેશી રાજ્યમાં કાગળ મોકલવું હોય તો ½ ઔંસ માટે અઢીઆનાની ટીકીટ ચોંટાડવી પડે છે. મનિઓરડરનો પણ તેવોજ*કાયમનો દર રાખ્યો છે. હિંદુસ્તાન દરમ્યાન રૂપીયા પાંચ માટે ૧ આનો, દસ માટે બે આના, પચીસ માટે ચાર આના અને પછી દર રૂપીયા પચીસ અગર તેથી વધારે માટે દર ભાગે ચાર આના વધારે આપવા પડે છે.

હિંદુસ્તાનની બાહેર સિલોન શિવાય કયાંય મનિઓરડર મોકલવાનો દર બે પૌંડે ચાર આના, પાંચ પૌંડ માટે આંઠ આના ઠેરવેલા છે.

ઈંગલંડમાં ૧૮૪૦ થી ૧૮૭૦ સુધી ૩૦ વર્ષમાં જે જે વખતે પત્રનાં અનૂક્રમમાં વજનની વધ થતી ગઇ, તે તે વખતે દરમાં પણ વધારો થતો ગયો. અરધા ઔંસન પત્રને ૧ પેની પડતી અને તેજ બે ઔંસન પત્ર માટે ૪ પેનીનો દર લેવામાં આવતો; પણ ખર્ચમાં યાને ઑફીસના કામ તથા પત્ર વેંહેંચવામાં કશો વધુ ખર્ચ થતો નહિ હોવાથી આ પદ્ધતિ ભૂલ ભરી હતી. ૧૮૭૧ મ દર વધારવા થકી સુધારો કરવામાં આવ્યો. એટલે ૧ ઔંસ વજનના પત્ર માટે ૧ પેનીનો દર ઠેરાવવામાં આવ્યો, ત્યારે બે ઔંસના પત્ર માટે બે પેની અને ચાર ઔંસ માટે ચાર પેની એમ દર નહિ લેતાં અનૂક્રમે ૧॥ અને ૨ પેનીનો દર મુકરર કરવામાં આવ્યો. આ દર સર્વેને પસંદ અને વ્યવ્હારિક તત્વ હજી પોસ્ટ યુનિયનના (એટલે જૂદા જૂદા રાષ્ટ્રના સમાજીક એવા જે ટપાલ ખાતાં જોડાયલાં છે તે) દરને લાગુ કરવામાં આવ્યા છે.

હિંદુસ્તાનમાં આ એકાકાર દરની પદ્ધતિ જોકે ચાલુ છે તોય તે જોઇએ તેવી રીતે પ્રજાને સવળતા ભરી નથી, કારણ, વજનનાં માનપર જોતાં તે દર વધારે છે. હાલમાં અરધા તોલાના કાગળને અરધો આનો પડે છે. અરધા તોલા ઉપર ૧॥ તોલા સુધી ૧ આનો અને તે પછી દોઢ તોલા ઉપર દરેક દોઢ તોલા માટે અથવા તેના કોઇ પણ અંશને એક આનો આ પ્રમાણે હાંસલ આપવો પડે છે. એટલે પોણાબે તોલા માટે

એકદમ બે આનાનો સ્ટેંપ લગાડવો પડે છે; તથા સવાત્રણ તોલા માટે એકદમ ૩ આના પડે છે.

દુનિયામાં આજે જે ટપાલ ખાતાંએ પોતાનો વિસ્તાર વધાર્યો છે તેની તવારીખ એવી તો જાણવાજોગ અને બેહોળી બની શકે કે તે માટે અનેક દફતરો લખી શકાય. તમામ દુનિયાંમાં ૨,૫૦,૦૦૦ પોસ્ટ ઑફીસો ચાલુ છે.

હિંદી ટપાલ ખાતાનો કારોબારઃ—

૧૯૦૧ માં ટપાલ ખાતાંએ પારસલો, પોસ્ટ કાર્ડો, રેજીસ્ટર પત્રો વગેરે બીજા કાગળ પત્રો અને પારસલોમાં નીચલી સંખ્યામાં 'ડિલીવર' કરવામાં આવ્યાં હતાઃ—

| જણસો = | ૧૮૯૯–૯૦૦ માં | | ૧૯૦૦–૧૯૦૧ માં |
|---|---|---|---|
| પત્રો = | ૨૦૨૯૨૩૧૩૧ | — | ૨૧૧૦૧૮૯૧૦ |
| અનપેડ પત્રો = | ૨૯૨૩૭૮૫૬ | — | ૨૯૨૨૨૮૯૧૩ |
| રેજીસ્ટરપત્રો = | ૧૦૨૪૪૭૪૩ | — | ૧૦૬૧૦૩૪૨ |
| કુલે | ૨૪૨૪૦૫૭૩૦ | — | ૨૫૦૮૫૮૧૬૫ |
| પોસ્ટકાર્ડો | ૨૦૬૪૬૩૨૬૮ | — | ૨૧૮૩૫૧૩૧૭ |
| રેજીસ્ટર વે૦ પે૦ | ૩૦૭૫૯૧૪૯ | — | ૩૦૦૯૧૪૦૦ |
| બુક પોસ્ટના નામતળે | ૨૬૭૭૩૯૨૧ | — | ૨૮૩૦૨૭૫૧ |
| રેજીસ્ટર પારસલો | ૨૨૦૯૩૬૩ | — | ૨૧૭૭૯૪૮ |
| અનરેજીસ્તાર | ૩૯૫૦૪૫ | — | ૫૦૧૧૬૧ |
| કુલે. | ૫૦૯૦૦૬૪૭૬ | — | ૫૩૨૨૮૨૭૪૨ |

ઇંગલંડ તથા સ્કૉટલંડના ટપાલખાતાંની ૧૮૯૪ માં આવક ૧,૦૭,૪૮૦૦૦ પૌંડની ઉપજી હતી. તેમાંથી ૭૯,૭૮૦૦૦ પૌંડનો ખરચ બાદ જતાં ૨૭,૭૦૦૦૦ પૌંડનો નફો નફો રહેલો હતો. એજ વર્ષમાં ફ્રાન્સના ટપાલ ખાતાંએ ૧૮,૭૭૦૦૦ પૌંડનો, જર્મનીએ ૧૬,૫૪,૦૦૦ પૌંડનો નફો કર્યો હતો. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટનાં એજ ખાતાંને દરવર્ષે ૧૦,૦૦,૦૦૦ પૌંડની ખોટ ચાલુ આવે છે.

૧૮૯૬–૯૭ના વર્ષમાં હિંદુસ્તાનના ટપાલ ખાતાની આવક રૂ. ૧,૭૦,૪૭,૭૬૨ ની અને કુલે ખર્ચ રૂ ૧,૩૩,૨૯,૮૪૭ નો થયો હતો. એ પ્રમાણે ખર્ચ કરતાં આવક ૩૭,૧૭,૯૧૫ રૂપીયા જેટલી વધુ થઇ હતી.

**ટ્યાનિન—**અથવા ટૅનિક ઍસિડ. આ ઍસિડ ઓક, બાવળ ખેર વગેરે ઝાડની છાલમાંથી અને માયાફળ તથા હરડામાંથી પુષ્કળ મળે છે. માયાફળની ભૂકી બનાવી શુદ્ધ ઇથરમાં મેળવી પછી આ દ્રવ કપડછાન કરવો, અને થોડા વખત સુધી તેમજ રેહવા દેવો, એટલે તેનાં બે થર જણાય છે. તેમાંનો ઉપલો થર લીલા રંગનો હોઇ તેમાં 'ગૅલિકએસિડ' હોય છે, અને નીચે ઠરેલો રસ પિળો હોઇ તેમાં ટૅનિક ઍસિડ હોય છે; આ પિળો રસ જૂદો કાઢી સુકવતાં સછિદ્ર ફિકકા પિળા રંગનો પદાર્થ મળે છે, તેજ ટૅનિક ઍસિડ છે.

એને પાણીમાં મિશ્ર કરતાં તે પિગળે છે અને તેમાં કાર્બોનેટ મિશ્ર કરતાં તે ઉભાય છે. એ અતિશય તુરૂં હોય છે.

ટૅનિક એસિડ આગે એક અજાયબ ધર્મ એ છે કે અનેક પ્રકારનાં સેંદ્રિય પદાર્થ અને ઘણાખરા પ્રાણીજ પદાર્થ જેમકે સ્ટાર્ચ, અને જીલેટીન ( સરસ ) એમનાં રસમાં અને

સ્નાયુ, ચામડી વગેરેથી સંયુક્ત બની અવિકાબ્ય પદાર્થ ઉત્પન્ન કરે છે. આથી તે પદાર્થો જલદી કોહતાં નથી. એના આવા ઉત્તમ ગુણને લીધે માંસ અથવા ચામડીને કોહતાં અટકાવવામાં એનો ઉપયોગ કરવામાં આવે છે.

ટચાપિઓકા—દક્ષિણ અમેરિકામાં 'કચાસાવા' નામે ઝાડનાં મૂળમાંથી કાઢેલા પદાર્થને ટચાપિઓકા કહે છે.

ટચુટાનિક સરદારો—આ સરદારોનો વર્ગ જર્મન યૂરપમાં ટેંપલર તથા હૉસ્પિટલર સરદારો પ્રમાણેજ ધર્મ યુદ્ધની ધામધુમ દરમ્યાન સ્થાપન થયો. તેમનું કામ બેમાર અને જખમી જાત્રાળુઓની માવજત કરવી તથા તુર્ક લોકો સાથે લડવું એ બે કામ હતાં. આ સરદારો માત્ર જર્મન કુલીનજ બની શકતાં. આવા સરદારોને મ્હોટી મ્હોટી બક્ષેસો તેમનાં પરમાર્થી કામોના બદલામાં મળતી. આથી પેલેસ્તાઇન, જર્મની તથા યૂરપમાંના કેટલાક દેશો તેમને હાથ આવ્યા. તેમનું મુખ્ય મથક સિરિયાના કાંઠાપરનું 'એકર' શેહેર હતું. એકર શેહેર તુર્કોએ જીતી લેતાં તેઓ વેનિસ આવી રહ્યા.

ઇ. સ. ૧૩૦૯ માં એઓએ 'વિહસ્તુલા' નદી કાંઠે 'મેરિઅનબર્ગ' શેહેરમાં એક મજબુત કિલ્લો બાંધી ત્યાં પોતાનું મથક કર્યું. ઇ. સ. ૧૩૫૧-થી ૧૩૮૨ દરમ્યાન તેઓ ચઢતી કળાએ પુગા. તેમનાં અમલતળે 'ઓડર' નદીથી ફિન્લેંડના અખાત સુધીનો મુલક અને ૨૦ થી ૩૦ લાખની પ્રજા તાબા તળે આવી. તે પછી પોલંડનો રાજા બળવાન જણાતાં તેને પ્રમુખ બનાવ્યો. એઓ કોઇપણ બળવંત સરસ્થાનિકને ગ્રાંડ માસ્તર તરીકે નેમતા. તે મુજબ બ્રેડનબર્ગના ઇલેકટરે એમનું આધિપત્ય સ્વિકાર્યું હતું. આ ગ્રાંડ માસ્તર સ્વતંત્રતા ભોગવતા નહિ. દરેક પ્રાંત ઉપર એક પ્રોવ્હિનશલ માસ્તર (પ્રાંતિક અધિકારી) નેમતા. તે મુજબ આ પ્રોવ્હિનશલ માસ્તર તથા બીજા પાંચ સરદારના મતથી ગ્રાંડ માસ્તરને વર્તવું પડતું. પ્રશિયાં પ્રાંત ખાલસા થયા પછી આ સરદારોનાં જર્મનીમાં કેટલાંક થાણાં હતાં. પણ ઇ. સ. ૧૮૦૯માં નેપોલ્યને આ થાણાંઓને બીજા રાજ્યોને વેહેંચી તેમના એલકાબ તથા ઉત્પત્તિનો નાશ કર્યો હતો. પણ આ એલકાબ ફરી ૧૮૪૦ માં આસ્ટ્રીયામાં હસ્તીમાં આવ્યો. આ એલકાબ ધરાવનારા લોકો લડાઇમાં જખમીથનારાઓની અતિ ઉત્તમ રીતે માવજત કરે છે.

ટ્યૂનટોન-સોમરસેટ શાયરનું આ રમણીય સુંદર શેહેર બ્રિસ્ટોલની દક્ષિણ પશ્ચિમે ૪૫ મૈલ ઉપર છે. પશ્ચિમ સેકસન રાજાઓએ બાંધેલો ૮ મી સદીનો અત્રે એક કિલ્લો છે. ૧૮૫૧ માં વસ્તી ૧૪૧૭૮ ની ને ૧૮૯૧ માં ૧૮૦૨૬ ની હતી.

ટ્યૂનટોન-માસાચેસેતસનાં બ્રિસ્ટોલ કૌંટિનું મુખ્ય શેહેર, એજ નામની નદીનાં કાંઠા ઉપર બોસ્ટનની દક્ષિણે રેલ માર્ગે ૩૪ મૈલ ઉપર છે. અત્રે મોહોટો ચોક, કોર્ટહૌસ, સિટીહૉલ, રૂની મિલો, એનજીનો બનાવવાના કારખાનાં અને ત્રાંબુ તથા વહાણોનાં કારખાનાં છે. ૧૮૮૦ માં લોક વસ્તી ૨૧૨૧૩ ની ને ૧૮૯૦ માં ૨૫૪૪૮ ની હતી.

ટ્યૂનિસ-ઉત્તર આફ્રિકામાંનું આ એક ફ્રેન્ચ થાણું આલજીરિયા અને ત્રિપોલીની વચ્ચે મેડિટેરેનિયન સુધી ૫૫૦ મૈલ લંબાયલું છે. ક્ષેત્રફળ ૪૫,૦૦૦ ચોરસ મૈલ છે. ત્યાંની પ્રજા બિદુઇન આરબ જાતની છે. તેમની સાથે કુલે વસ્તી ૧૫૦૦૦૦૦ ની છે. ૧૮૯૧ માં તેમાં ૪૨૧૭૭ ફ્રેન્ચમેન અને ૧૦૦૦૦ ઘોડેસ્વાર હતા.

આ દેશના દક્ષિણ અને બીજા બાગોમાં નાહની મોહટી ટેકડીઓ ફરી વળેલી છે. એની ઉત્તરમાં એક સરોવર છે અને તેથી જમીન ફળદ્રુપ હોઇ ત્યાં ધાન્ય, સંત્રા, ખજુર, અંજીર, ઑલિવ્હ, દ્રાક્ષ વગેરે ફળફળાદી પુશકળ ઉગે છે. સુકી મોસમ શિવાય ત્યાં ચાલુ ઘાસ ચારો પુશકળ મળતો હોવાથી

બકરાં તથા ઢોરોનાં ટોળાં પુશકળ ઉછેરવામાં આવે છે. અતરે ૧૦ થી ૫૦ ઇંચ વરસાદ પડે છે. સોનું તથા માર્બલ શિવાય દરેક પ્રકારનાં ખનીજ અત્રેની ભૂમિમાથી મળે છે. મુખ્યકરી ભારે વરસાદ ડિસેંબરથી જાનેવારી સુધી પડે છે. અત્રેના ઉંચા પર્વતો ઉપર હંમેશાં બરફ વરસે છે. અત્રેથી આલ્જીરીયા, ઇટલી અને ફ્રાન્સ સાથે વેપાર ચાલે છે. વાર્ષિક આયાત વેપાર ૧૬,૦૦,૦૦૦ પૌંડનો ચાલે છે. જેમાં મુખ્ય પદાર્થો રૂ, આરો, દારૂ, તાર, વગેરેનો તથા ઓલિવ્હ તેલ, ધઉ, ચામડા, બાજરી, ફળફળાદી, ઉન, સ્પંજ અને માછલીનો નીકાસ વેપાર ચાલે છે.

અત્રે ૨૬૦ મૈલ રેલ્વે લાઇન બાંધેલી છે અને ૨૦૦૦ મૈલની લાઇન ટેલીગ્રાફની ફેલાયલી છે. એના એજ નામના મુખ્ય પાયતખત શેહેરમાં વસ્તી ૧૩૪૦૦૦ ની છે.

**ટ્યૂમન**—પશ્ચિમ સાઇબિરિયાનું આ શેહેર ટોબોલસ્કની દક્ષિણ પૂર્વે ૮૦ મૈલ ઉપર ટોબોલ્સ્કની ખાડી કાંઠે છે. એ પર્મસાયની રેલ્વે સાથે જોડાયલું છે. અતરે ચામડાં, ગલીચા, સાબુ, મીણબત્તી અને કુંભારકામના ગંજાવર કારખાનાં હોઇ તે માલ પરદેશ રવાના કરવામાં આવે છે. અત્રે ઉદ્યોગ હુન્નરની પાઠશાળા છે તથા ત્યાં દર જાનેવારીમાં મ્હોટી જાત્રા ભરાય છે. વસ્તી ૧૫૫૫૦ ની છે.

**ટ્યૂરિન**—ઉત્તર ઇટાલીનું આ શેહેર આગળ ઇટાલ્યન રાજ્યમા પિડમૉંટનું પાયતખત હતું. એ જીનોવાની ઉત્તર પશ્ચિમે ૮૦ મૈલ ઉપર છે. અતરે ૭ મી સદી આગમજનાં પુરાતમ દેવલો અનેક છે. અત્રેની મુખ્ય ઇમારતોમાં પુરાતમ મેહેલો, ટાઉનહૉલ, યુનિવ્હરસિટિ (૨૧૦ શિક્ષકો તથા ૨૦૦૦ વિદ્યાર્થી અને ૨૨૫૦૦૦ પુસ્તકો તથા ૨૦૦ હસ્ત લેખવાલી લાયબ્રેરિ સાથનું મકાન,) એકેડમી વગેરે જાહેર ઇમારતો છે.

અતરે રૂ, ઉન, રેસમ, ગલીચા, મખમલ, ટોપી, કાગળ, લોઢું, કુંભારકામ, વગેરેના અનેક કારખાનાઓ છે.

ઇ. સ. ૧૭૦૦ માં વસ્તી ૪૦૦૦૦ ની, ૧૮૦૦ માં ૪૨૦૦૦ ની તથા ૧૯૦૦ માં ૨,૩૫,૧૮૭ ની હતી. આગળ અતરે ટ્યૂરિન પ્રજા વસ્તી હતી. હાનિબાલે આ શેહેરને ભારે નુકસાની પોંહચાડી હતી અને ઑગસ્ટસના અમલમાં એ રોમન થાણું હતું, તે પછી એ લૉમ્બર્ડી ડચીનું પાયતખત થયું અને ૧૦૬૦ માં એ હૌસ ઑવ સેવોયની સત્તાતળે આવ્યું. ૧૫૩૬ થી ૬૨ સુધી એ ફ્રેન્ચોને તાબે હતું અને ફરી ૧૭૪૦ માં જીતી લેવામાં આવ્યું હતુ. ૧૮૦૦ માં એ સ્વતંત્ર ફ્રેન્ચ રાજ્યને જોડાયું હતું; ૧૮૬૫ થી એ ઇટલીના રાજ્યને તાબે આવ્યું તે આજ સુધી છે.

**ટર્ટલ કાચબો**—કાચબાના વર્ગમાંની એક જાત. આ ટર્ટલકાચબો દરિયાઇ છોડવા ખાઇને તે ઉપર નિર્વાહ કરે છે. એ પોતાના ઇંડા મેલવા થકીજ સમુદ્ર બહાર નિકળે છે અને પાંખવડે રેતી ખોદી તેમા ઇંડા મેળે છે. એ દર વેળા ૨૦૦ ઉપર ઇંડા મેળે છે. એ મુજબ તે વર્ષમા બે ત્રણ વાર ઇંડા મેળે છે. આ ઇંડા ૧૫ થી ૨૦ દિવસમાં સેવાઇ રહી ઝીણા ક્વચ વગરનાં બચ્ચાં તેમાથી નિકળી પાણીમાં તરતા થાય છે, પણ તેમને ઉડતા પક્ષીઓ તથા માછલીઓ ઘણી વેળા ખાઈ જાય છે. આ ટર્ટલ કાચબાનાં આંગળા છુટા ઝીણા પંજાવાળા હોય છે, આ પંજાદાર આંગળા વડે તેઓ સમુદ્રમાં ગમે ત્યાં તરી શકે છે.

લીલાસદાર રંગની ચરબી ધરાવનાર અથવા ખોરાકીમાં વપરાતો ટર્ટલ કાચબો ઉષ્ણ કટિબંધમાં, પણ મુખ્યત્વેકરી વેસ્ટ ઇંડીજ તથા અધેન્સમાં મળે છે. આ કાચબો ૬ થી ૭ ફીટ લાંબો અને વજનમાં ૧૭ થી ૨૦ મણ હોય છે.

જાડા ચામડાની પીઠવાળો ટર્ટલ કાચબો ગંજાવર કદને લીધે જાણીતો છે. આ કાચબો તર્હેવાર આવાજ કાઢવાની શક્તિ ધરાવે છે.

**ટર્ટારિક ઍસિડ**—દ્રાક્ષ, આંબલી, અનીનસ અને બીજા ખાટાં ફળો તથા વનસ્પતિ વગેરેમાં આ ઍસિડ હોય છે. આ ઍસિડ ઘણુંકરી દ્રાક્ષમાંથી કાઢવામાં આવે છે. તે પોટાશ અને પાણીથી સંયુક્ત હોઇ ક્રિમ ઑવ ટાર્ટર ક્ષારની સ્થિતિમાં હોય છે. દ્રાક્ષ રસમાંથી દારૂ બનાવતી વેળા આ ક્ષાર નિકળે છે, તે અવિદ્રાવ્ય હોવાથી તેનો સાકો તળીએ બેસે છે. આ સ્થિતિમાં તે અશુદ્ધ હોય છે, તેને શુદ્ધ કરવા પાણીમાં પિગળાવી પ્રાણીજ કોલસાથી રંગહીન કરતાં તે સફેદ ખાર બને છે; જે ક્રિમ ઑવ ટાર્ટર અથવા બાયટાર્ટ્રેટ ઑવ પોટેશને નામે બજારમાં વેચાય છે. આજ ક્ષારમાંથી ટર્ટારિક ઍસિડ કાઢવામાં આવે છે.

તે કાઢવાની રીત નીચે મુજબ છે. ક્રિમ ઑવ ટાર્ટરના દ્રવમાં "ચૅાક' મેળવી 'ન્યૂત્રલાઇજ' કરે છે, તેથી ટાર્ટ્રેટ ઑવ લાઇમ ઉત્પન્ન થાય છે. તેનું પૃથક્કરણ સલ્ફ્યુરિક ઍસિડથી કરતાં સલ્ફેટ ઑવ લાઇમ ઉત્પન્ન થાય છે ને ટર્ટારિક ઍસિડ જુદું પડે છે. તે ઍસિડને પાણીમાં પિગળાવી સ્ફટિકભવનથી શુદ્ધ કરે છે. એની ખગસદાર રૂચી છે. એ દવાદારૂમાં પુશકળ વપરાય છે.

**ટર્ન**—દક્ષિણ ફ્રાન્સનો આ જંગલથી ભરપૂર ભાગ એન્જ નામની નદી કાંઠે છે. ક્ષેત્રફળ ૨,૨૧૭ ચોરસ મૈલ છે. ૧૮૮૧ માં વસ્તી ૩,૫૯,૨૨૩ ની ને હાલમાં ૩૪૫૭૩૯ ની છે

**ટર્ન**—આ પક્ષી મુખ્યકરી બ્રિટનના દક્ષિણ કિનારા ઉપર તથા પશ્ચિમ એશિઆમાં, પશ્ચિમ આફ્રિકા, પૂર્વ ઉત્તર અમેરિકા, કાશમિર, તિબેટ અને દક્ષિણ સાઇબિરિઆ તરફ જણાય છે.

આ પક્ષીની ચાંચ તેના માથાં કરતા મ્હોટી હોઇ સરખી હોય છે. પાંખો લંબોચી અને રંગીન હોય છે. એના પગના આંગળાં બતક જેવાં હોય છે. આ પક્ષી જળચર પ્રાણી ઉપર નિર્વાહ કરે છે: ટર્ન ઘણુંકરી સિલોન તથા દક્ષિણ આફ્રિકામાં થંડીની રૂતુમાં પુશકળ જણાય છે. એઓ કદાચજ માળા બાંધે છે, આથી ઈંડા રેતીમાં મેળી તેને સેવે છે. તેઓ રાતની વખતે અને ચોમાસામાં કે શિયાળામાં માત્ર ઇંડા સેવવાને તેપર બેસે છે. તેઓ પોતાનાં બચ્ચાંઓની ભારે જતન લીયે છે.

**ટર્નર શેરૉન**—આ જાણીતા તવારીખનવેશનો જન્મ ૧૭૬૮ માં ૨૪ મી સપટેમબરે લંડનમાં થયો હતો. મરણ ૧૮૪૭ માં ૧૩ મી ફેબ્રુવારી એ નિપજ્યું હતું. એ પ્રથમ સોલીસીટરનો ધંધો લંડનમાં ચલાવતો હતો પણ ૧૮૨૯ માં ધંધામાંથી ફારેગ થઇ એણે સાહિત્ય ઉપર લક્ષ આપવા માંડ્યું હતું. એણે રચેલાં ગ્રંથોમાં એંગલો સેક્સન તવારીખ ઘણી જાણીતી છે (આ ગ્રંથ ૧૭૯૯ થી ૧૮૦૫ માં કટકે કટકે પ્રગટ કર્યો હતો); કારણકે આ ગ્રંથ રચવા પાછળ એણે ૧૬ વર્ષ સુધી લાગટ મેહેનત લીધી હતી. ઉપલા ગ્રંથ શિવાય નૉરમન રાજ્યથી તે ૧૫૦૯ સુધીની તવારીખ ૧૮૧૪ માં લખી પ્રગટ કરી હતી. ૧૮૨૬ માં ૮ માં હેન્રિની તવારીખ પ્રગટ કરી, ઇંગલંડની તવારીખ સંબંધી બીજા અનેક ગ્રંથો રચી પ્રસિદ્ધ કર્યા હતાં.

**ટરપેનટાઈન**—આ અતિ ઉપયોગી તેલનાં વૃક્ષો યૂનાઇટેડસ્ટેટના મ્હોટા વિસ્તારમાં ફેલાયલાં છે. મુખ્ય કરી ઉત્તર કેરોલીનામાં એનો ગંજાવર ઉદ્યોગ ચાલે છે. ફ્રાન્સમાં પણ એનો બોહોળો વેપાર ઉદ્યોગ ચાલુ છે.

ઍટલાંટિક માહાસાગરની દક્ષિણ તરફનાં જ્યૉર્જીઆના ટાપુમાંના જંગલોમા એના વૃક્ષો ઉગે છે. ત્યાંના જંગલોમાં એના કારખાનાં યૂરપીયનોની માલેકી તળે સ્થાપન કરવામાં આવ્યા છે. ટરપેનટાઇન મેળવવા આગમજ તેના ઝાડ આસપાસના ઘાસ અને સેહેજમાં બળી ઉઠે એવા છોડનો આગમથીજ પ્રથમ નાશ કરી તેલ મેળવવાનો આરંભ કરે છે. પ્રથમ એના ઝાડની છાલ હબશી બજુરો સરખી ઉખેડી કાઢી ઝાડનાં લાકડાપર

કોહડાળી વડે મ્હોટા ઘા પાડી ખો કરે છે. આ ઘા ૧ ફીટ ઉંડા અને અરધો ફીટ પોહળા પાડવામાં આવે છે. આ ખામણાઓ તઇઆર થતાં તેમાંથી તરત ગુંદર ઝરવા માંડે છે અને તે ખામણો ભરાતાં તેમાંથી થોડો થોડો ગુંદર કાઢી લેવામાં આવે છે. એ કુંજ્બ દરરોજ તેમાંથી ગુંદર કાઢી વાસણોમાં એકઠો કરે છે, ને તે કારખાનામાં મોકલે છે. ઝાડમાં ખામણો કરવાથી એવાં ઝાડ જલ્દી નાશ પામે છે. આથી હાલમાં આ રસ તાડીના ઝાડને જે રીતે છેદી તાડી મેળવવામાં આવે છે તેમ એના ઝાડને બકોરાં પાડી તેને માટલાં બાંધી તેમાં રસ એકત્ર કરવાની રીત ચાલુ કરવામાં આવી છે.

આ ગુંદરમાં અરધે ભાગે ટરપેનટાઇન તેલ રહે છે, અને તે ગાળીને જૂદું પાડવામાં આવે છે. ગાળવાની રીત જોકે દારૂ બનાવવા જેવી છે પણ તે માટે બેહદ સંભાળ અને અનુભવીની જરૂર હોય છે. લોખંડના એક મ્હોટા વાસણમાં ગુંદરને ઉકાળવામાં આવે છે, અને તેમાં વારંવાર પાણી નાખવામાં આવે છે. ટરપેન ટાઇન વરાળ થઇને એક નળી વાટે પસાર થઇ જાય છે, અને થંડા પાણીની નળીમાં જમા થાય છે; બાકી જે પદાર્થ તે વાસણમાં રહે છે તે બીજી નળી વાટે બાજુપરનાં પીપોમાં ખાલી કરવામાં આવે છે; આ પદાર્થને 'બીરોજા' કે 'રાળ' કહે છે. જેની કિંમત સારી ઉપજે છે. દરેક મજુરને ચોક્કસ ઝાડ વેહેંચી આપવામાં આવે છે, ને તે ૩ દિવસમાં એ કામ પુરું કરી ૭ દિવસમાં રસ એકઠો કરી મોકલે થાય છે. આ કામમાં આગ લાગવાનો ભય હોવાથી કારખાનાવાળાને ઉષ્ણતા ઉત્પન્ન કરનાર પદાર્થોથી ઘણું સંભાળવું પડે છે.

**ટર્બોટ**—આ છમનાને મળતી ચપટાં માછલાંના વર્ગમાં સૌથી કિમતી છે. એ બર્ટ અથવા ચોબર્ટને નામે પણ ઓળખાય છે. એ માછલી કદે મ્હોટી હોવાથી ૨૦ થી ૩૦ શેર વજનમાં ઉતરે છે.

**ટરાકસેકમ**—આ વનસ્પતિ હિમાલય તરફ મળે છે. એ રેચક અને બલ્ય છે. એની ખેતી દક્ષિણ ઇટલીમાં સારા પાયા ઉપર ચાલે છે. એની ઉપર ફુલો આવવા પેહેલાં એનાં મૂળીયાં કાઢી લીયે છે. એનાં મૂળમાંનો રસ ઔષધિ ઉપચારમાં યોજેલો છે.

**ટવર**—વોલગા અને ટવરટાસ નદીનાં સંગમ પાસેનો રશિયન દેશ. એ મોસ્કોની ઉત્તર પશ્ચિમે ૧૦૦ મૈલ ઉપર છે. અતરે ૩, મોજાં અને ખીલા બનાવવાનાં કારખાનાં છે. ૧૮૯૦માં લોક વસ્તી ૪૦૯૯૨ ની હતી. એની સરકારનું ક્ષેત્રફળ ૨૫૨૨૫ ચૌરસ મૈલ છે, તેમાં વસ્તી ૧૮૧૫૧૫૦ ની છે.

**ટવિડિઆ**—આ ફુલઝાડ 'હરખેસિઅસ' ની જાતમાંનું હોઇ એની ઉપર ફિક્કાં ખલુ રંગના ફુલો આવે છે. એ સાધારણ જમીનમાં ઉગે છે, પણ એનાથી સખત તાપ સહન થતો નથી. નવાં ઝાડ બિયામાંથી ઉગાડવાથી ૩ દિવસ આંતરે એને પાણી પાવું પડે છે.

**ટસકની**—આગળ એ પશ્ચિમ ઇટલીમાંના ગ્રેન્ડ-ડચીનું મુખ્ય મથક હતું. તે વેળા એનું ક્ષેત્રફળ ૯૨૯૧ ચોરસ મૈલ હતું. ૧૮૬૦ માં વસ્તી ૧૮,૦૦,૦૦૦ ની ને ૧૮૯૦ માં ૨૨૭૪૧૯૧ ની હતી. એનો ઉત્તર પૂર્વ ભાગ પાહાડી છે, પણ તેમાંથી અનેક નદીઓ વહેતી સમુદ્રને મળે છે.

**ટસૌંગ-ખા-ખા**—આ તીબેટનો જાણીતો બુદ્ધિસ્ત ધર્મગુરૂનો જન્મ ૧૪૧૭ માં તીબેટમાંના 'શિકીંગમાં' થયો હતો. એણે ધર્મગુરૂપદ મેળવતાં ધર્મગુરૂઓ પણ લગ્ન કરી શકે એવો રેવાજ ચાલુ કર્યો. એણે જ્યાં ત્યાં ધર્મબોધ કરી પ્રજાને ઉત્સાહિ બનાવી હતી અને પિળા ઝભ્ભા પેહેરવાની પેહેલ પણ એણેજ કાઢી. ૧૪૭૮ મા એનું મરણ નિપજવા આગમજ એણે લામાઓમાં મ્હોટું માન મેળવી 'મીંગ' શેહેનશાહની પણ ખાસ પ્રિતી સંપાદન કરી હતી. એણે મરણ સમયે પોતાના બે વિદ્વાન ચેલાઓને પોતાનાં હકો સોંપી તેમને પોતાની ગાદી ઉપર નેમ્યા હતા.

**ટાઇપરાઇટર**—હાથે લખવાનાં દફતરમાં જે કોઈપણ મોહોટો ફેરફાર થયો હોય તો તે આ અતિ ઝડપથી વલાણદાર લખવાને બદલે ચોકસ યંત્રની મદદવડે હાથની હિલચાલથી લખવાના યત્રને ટાઇપરાઇટર કહે છે. આ યંત્રથી આજના વખતમાં લખવાનાં દફતરમાં યાને કલાર્કનાં કામમાં ઉથલ પાથલ કરી ગેળી તેને સેહેલું બનાવી દીધું છે. આજે દુનિયાંનાં સુધરેલાં ને વેપારમાં આગળ વધેલા સર્વ દેશોમાં આ ટાઇપરાઇટરો જાહેર તથા ખાનગી મ્હોટાં તથા નાહનાં ખાતાંઓ અને ઉદ્યોગનાં મકાનોમાં એક સાધારણ યંત્ર થઇ પડયું છે. આ સંચાથી ગમે તેવા કાગળો અતિ ઝડપથી છાપી શકાય છે, અને તેમાં મુખ્ય બેઉ હાથનો તથા ચંચળ નજરનો ઉપયોગ કરવો પડે છે. આ યંત્ર અર્ધ ચંદ્રકાર તો કોઇ ચોરસ હોય છે.

આ યંત્ર ઉપર ઇંગ્રેજી ભાષાનાં મોહોટાં (Capital) તેમજ નાહનાં દરેક અક્ષરો ઉપરાંત પૌંડ, ડૉલર, અંક, વિરામચિન્હો વગેરે જુમલે ૮૦ અક્ષરો ગોઠવેલાં હોય છે. એના અર્ધ ચંદ્રાકાર ઉપર અને ચલાવનારની સેહેજ ડાબી બાજુએ ચમચાના આકારનો એક હાથો હોય છે. આ હાથાનો બીજો છેડો એક બીજા ચકકર સાથે જોડેલો હોય છે. જે અક્ષર આપણને છાપવો હોય તે અક્ષર ઉપર આ હાથો ખસાડી લઇ જઇ મેલતાં તે હાથાનાં ફરવા સાથે સંચાના બરાબર વચ્ચેના ચકરો પણ ફરે છે. છાપનાર પોતાના ડાબા હાથ ઉપર છેક નાકે બાહેર નિકળા આવેલા બીજા હાથમાંનો જમણી તરફનો એક નાહનો હાથો દાબે છે કે, તેજ વેળા કાગળ ઉપર પેલો અક્ષર છપાય છે. જયારે અક્ષરોની વચ્ચે ખાલી જગ્યા મુકવાની જરૂર જણાય છે ત્યારે નવો અક્ષર છાપવાનું કામ શરૂ કર્યા પેહેલાં પેલા હાથાની પાસેનો બીજો મોહોટો હાથો દાબે છે. વળી તેમાં એવી ગોઠવણ હોય છે કે જેવો એક અક્ષર છપાય છે અને બીજો અક્ષર છાપવા શરૂ કર્યો કે બીજા અક્ષરનો છાપ કાગળ ઉપર પડવા પેહેલાં પોતાની મેળે સિધી લીટીમાં ડાબા હાથ તરફ ખસી જાય છે. કાગળ ઉપર એક લીટી છપાઇ રહેતાં તુરત ઘંટ વાગે છે. આ વખતે છાપનાર ગમે તો બીજા ૬ અક્ષરો છાપી શકે છે, યાતો પોતાના જમણા હાથ ઉપર યંત્રનું બાહેર નિકળી આવેલું એક ધાતુનું બટન ફેરવે છે, કે કાગળ ઉંચે ચઢે છે, અને ફરી બીજી લીટી ઉપર મુજબ છાપી શકાય છે. એમાં શાઇનું એક ટીપું લાંબો વખત ચાલે છે. ટાઇપ જયારે શાહીથી ભરાઇ જાય છે ત્યારે એક નરમ બ્રશને આલકોહોલ યાને સ્પિરિતમાં બોળી ટાઇપ સાફ કરવા. જ્યારે ટાઇપો તદન ઘસાઇ જાય છે ત્યારે ટાઇપવાળું ચકકર કાઢી નાખી બીજું બેસાડી શકાય છે. આ યંત્રની મદદથી દર મિનિટે ૪૦ થી ૧૦૦ શબ્દો છાપી શકાય છે.

સિમ્પલેક્ષ ટાઇપરાઇટર યંત્ર દેખાવે સારું, કામમાં કુશળ અને સસ્તું મળે છે. આ યંત્ર બનાવટમાં સાદું હોઇ તે ચાલુ ૮ ઈંચ જેટલી લાંબી લીટીનું લખાણ કરવાની શક્તિ ધરાવે છે. તે વજનમાં એક રતલ હોઇ કદમાં એટલું નાહનું હોય છે કે કોટના ખીસામાં મેળા શકાય છે. તેની ઉપર કોઇબી રંગની શાહિથી લખાણ કરી શકાય છે, તેમજ તેને લાકડાના તખ્તા ઉપર જડી શકાય છે.

કેલિગ્રાફ ટાઇપરાઇટર બીજા યંત્રોમાં ઘણુંજ શ્રેષ્ટ ગણવામાં આવે છે. ૧૮૮૯ નાં પારીસના પ્રદર્શણમાં તેને એની જાતનાં બીજા યંત્રો વચ્ચે પેહેલો દરજ્જો આપવામાં આવ્યો હતો, આ યંત્રની ખુબી એ છે કે તેની મજબુતી, ટકાઉપણું તથા સખત વપરાસ માટે તે ઘણુંજ જાણીતું થએલું છે. તેના અંગ ભાગો થોડાં હોઇ તે ગુચવણથી નિરાળું છે. આ યંત્ર ૧,૨,૩ એવા ખાસ નંબરના બનાવવામાં આવે છે. તેઓમાં રિબન"ની કરામત દાખલ કરવામાં આવેલી હોવાથી તથા 'શીફ્ટ કી' (Shift key) જેવું

કાંઇ નહિ હોવાથી તેમાં તેને ચલાવવા માટે એક ખાસ બનાવટનું મોટું બેઠું 'ફી બોર્ડ' હોવાથી તે વાપરવું સેહેલ હોય છે. તેની દરેક ચાવી (ાા) પા ઇંચ જેટલી દબાય છે અને તેને સેહેજ દાબતાં ઝટ કાગજ ઉપર અક્ષર પ્રગટી નિકળે છે. વળી એના માહેલા તથા બાહેરનાં ભાગો ખુલ્લાં હોવાથી તે ઝટ સાફ કરી શકાય છે. આ યંત્ર બીજા ટાઇપરાઇટરોની માફક ગોળ નહિ પણ સપાટ બેઠું હોવાથી અક્ષરો ખુલ્લા અને લખાણ સરખું છપાય છે. તેના 'પેપર કેરેજ' ઘણી હલકીઅને સર્વે વાતે યંત્રને લાયકની અને સંપૂર્ણ બનાવેલી હોય છે. એમાંના ટાઇપબાર પોકળ ને મજબુત હોવાથી તે મજબુતાઈમાં હલકું હોય છે.

નેશનલ ટાઇપરાઇટર હલકું હોઈ વપરાસમાં સેહેલ ગણાય છે. આ યંત્ર વડે ધંધારોજગારના તથા ખાનગી કાગળ પત્રોનું લખાણ સેહેલાઈથી કરી શકાય છે. આ યંત્ર તમામ સ્ટીલનું બનાવવામાં આવે છે, અને તે ઝાઝું ઘોંઘાટ કરતું નથી. એનું ખાસ સ્ટેંડર્ડ ધોરણપર ગોઠવેલું 'કી બોર્ડ' જેની ચાવીઓને ત્રણ હારોમાં ગોઠવેલી હોય છે, અને જે ચાવીઓનો ઉપયોગ કરતાં સેહેજમાં શીખી શકાય છે. આ ટાઈપરાઇટરથી જૂદા જૂદા ૮૧ હરફે અને બે યા તેથી વધુ રંગની શાહીથી લખી શકાય છે.

ટાઇપરાઇટર જૂદા જૂદા ધણીઓ તરફથી બનાવવામાં આવે છે. તેમાં હોલ, વર્લ્ડ, હેમન્ડ, રિમીંગટન, ધી વિકટર વગેરેની બનાવટનાં જાણીતાં છે.

ટાઇપરાઇટરની **શાહી** બનાવવા માટે પેટ્રોલિયમને ઉકળતાં પાણી ઉપર મેલીને પિગળાવવું અને તેમાં જેટલી મેસ આમેજ થઇ શકે તેટલી ઉમેરવી. આ મેળવણી બરાબર ઉકાળીયા પછી તેને ચુલા ઉપરથી ઉતારી થંડી પાડીને તેમાં પેટ્રોલિયમ, બેનઝાઈન તથા ટરપેનટાઇનનું તેલ એમને એક સરખાં પ્રમાણમાં લઈનિબનાવેલી મેળવણી થોડી થોડી નાખતા જઇને એક રસ કરવી, અને તુરતનાં બનાવેલા તેલના રંગના જેવી જાડી મેળવણી બનાવવી. આ શાહીને યંત્રની 'રિબન' ઉપર નરમ બ્રશ વડે ચોપડે છે.

ઉપલી શાહીને રંગીન બનાવવી હોય તો તે જાતનો તેમાં એનિલાઇન રંગ વાપરવો. ાા ઔંસ એનિલાઇન બ્લેક ને ૧૫ ઔંસ આલકોહોલમાં પિગળાવીને તેમાં ૧૫ ઔંસ ગલિસરાઇન ઉમેરીયાથી કાળી શાહી બનાવી શકાય છે.

**ટાંક**—ડેરા ઇસમાઇલખાન જીલ્લાનું તેહેસીલ. આ તેહેસીલ-જીલ્લાનો ઉત્તર પશ્ચિમ ભાગ રોકે છે અને તે સુલેમાન પર્વતની તળેટીમાં છે. આગળ આ તેહેસીલ એક સ્વતંત્ર નવાબના તાબામાં હતું. એનું ક્ષેત્રફળ ૫૬૮ ચોરસ મૈલ હોઇ તેમાં ૭૮ ગામડાં છે. લોક વસ્તી ૩૫૫૧૬ની છે. વસ્તીમાં ૩૨૯૭૬ મોહમેદન, ૨૨૫૯ હિંદુ, ૨૮૦ શિખ છે. મુખ્ય પાક ઘઉં, ચોખા, ર વગેરેનો થાય છે.

મુખ્ય શેહેર ટાંક ડેરા ઇસમાઇલખાનની પશ્ચિમે ૪૦ મૈલ ઉપર છે. તેમાં વસ્તી ૨૩૬૪ ની હોઈ વસ્તીમાં ૧૮૯૮ મોહમેદન અને ૩૮૩ હિંદુઓ વસે છે. શેહેર આસપાસ ૧૨ ફીટ ઉંચાઈનો મટોડીનો કોટ છે. આ કોટ ૭ ફીટ પોહળો હોઇ તેને ૩ દરવાજા છે. અત્રેનો કિલ્લો હાલમાં તદન પડત હાલતમાં છે. આ કિલ્લાની દેવાલ લગભગ ૪૦ ફીટ ઉંચી છે. ગામમાં ૧૫ મસજીદ, કચેરી, નવાબની કચેરી તથા મેહેલો, દવાખાનું, અને નિશાળ મુખ્ય ઇમારત છે. અત્રેનું પાણી તંદરોસ્તી બગાડનારૂં છે. મુખ્ય આયાત વેપાર ઘી, ઇમારતી લાકડાં અને લોઢાનો ચાલે છે.

**ટાકસિલા**—(જુઓ તક્ષશિલા.)

**ટાંકળો**—એના છોડના બિયાંમાંથી 'રેઝીન' જેવો પદાર્થ નિકળે છે. તેનો રંગ પિળો હોઇ તે વડે વસ્ત્ર રંગી શકાય છે. આ રંગ ઉકાળેલા તેલમાં હોય છે. આ ટાંકળાનો ઉપયોગ ઔષધી ઉપચારમાં જણાવેલો છે.

ટાંકા—મુખ્યકરી જખમ સાંધવા માટે રેશમી દોરી, રૂપાનો અથવા લોઢાનો તાર, સણનો દોરો યા ઘોડાનાં બાલ વડે ટાંકા મારવામાં આવે છે. હાલમાં જખમ ઉપર ટાંકા મારવા માટે ખાસ સાંચો બનાવવામાં આવ્યો છે, જે વડે જખમ સેહેજમાં જોડી શકાય છે. (જુઓ જખમ)

ટાકી—અથવા અશરૂર, ઈ. સ. ૬૩૩ માં એ પંજાબનું રાજ્યધાની હતું. લાહોર તથા પીંડી, ભાટીઆનની વચમાંના ધોરી માર્ગની દક્ષિણે બે મેલ ઉપર છે. હાલમાં અત્રે માત્ર ૫૦ મકાનો છે. ત્યાંના વતનીઓના જણાવવા મુજબ એ અગાઉ 'ઉદ' અથવા 'ઉદનગર' કહેવાતું હતું. પણ આ નામ સદીઓ થઇ ભુસાઈ ગયું છે. તે પછી અકબરશાહનાં વખતમાં 'ઉગરશાહે' અત્રે એક મસ્જીદ બાંધી હતી. અત્રે હાલમાં જુની ઇમારતોનાં ખંડીયરો જણાય છે. અત્રે કનિંગહામને ૧૮ ઇંચ લાંબી અને ૧૮ ઇંચ પોહળી અનેક ઈંટો મળી હતી. અત્રે વળી ઇંડોસિથિયન રાજ્યમાંના નાણાં મળે છે. તે ઉપરથી આ શેહેર ઘણું પ્રાચીન હશે. ૭ મી સદીમાં અત્રે બૌધ્ધ ધર્મ કરતાં વૈદિક ધર્મનું ઘણું પ્રાબલ્ય હતું.

ટાંચણી—પંદરમી સદી આગમજ હાથીદાંત, લાકડાં તથા ચાંદી વગેરે ધાતુની ટાંચણી બનાવવામાં આવતી હતી, પણ હાલમાં વપરાતી ટાંચણી ૧૫ મી સદીમાં પ્રથમ બનાવવામાં આવી હતી.

દુનિયામાં આ ચીજ આજે બોહોળા વપરાસમાં આવે છે, અને તે ઘણીજ સસ્તી મળતી હોવાથી તેનો ભારેખપ થાય છે. આટલી ઝીણી ચીજને બનાવવા માટે તેને સંખ્યાબંધ હાથોમાંથી પસાર થવું પડે છે, અને સંખ્યાબંધ હાથે ફરવા છતાં તે યંત્ર વડે એટલી તો ઝડપથી તૈયાર કરવામાં આવે છે કે તેને બનતી જોનારાને અજાયબી પમાડે છે.

'ટાંચણી બનાવવાનાં યંત્રને મથાળે પિત્તળના તારની એક વિંટ ગોઠવવામાં આવે છે, જેનો એક છેડો યંત્ર મધેનાં બે રોલરો વચ્ચે દાખલ કરવાથી યંત્ર ચાલતાં પેલી વિંટમાંનો તાર છુટો થતો તથા દબાઇને સીધો થતો જાય છે. રોલરો વચ્ચેથી છુટો થવા પછી એ તાર બે 'ડાઇ' ની વચ્ચે જાય છે, જ્યાં એક 'ગેજ' યાને માપનારૂં ઓજાર ગોઠવેલું હોય છે, જેનાથી મપાઇને તેની એક સરખી કકડીઓ નિકળે છે, તે 'ગેજ' તે પછી ખસી જાય છે. તારની એક છેડાને ઠોકીને તેનું માથું બનાવવામાં આવે છે. એટલું થતાંજ 'ડાઇ' છુટી પડે છે અને પેલી તારની કકડી સ્ટીલનાં એક ચક્ર ઉપરની એક ખાંચમાં જઇ પડે છે. એ વેળા ટાંચણીને અણી હોતી નથી, પણ પેલું ચક્ર ફરે છે તેમ પેલી કકડીઓ બહારનાં એક પટા સાથે ઘસડાય છે તથા ઝડપથી ફરતી કાનસો વચ્ચેથી પસાર થાય છે, અને એ રીતે આ કકડીઓ ઘસાઇને અણીયાળી બને છે. જોકે આ અણી તે વેળા ઘણી તિક્ષ્ણ હોતી નથી. આથી તે પછી તેમને 'ગ્રાઇન્ડીંગ' ચક્રો ઉપર લઇ જવામાં આવે છે, જ્યાં તેમની અણી સાફ થાય છે, અને ત્યાંથી તેઓ ઝડપથી ફરતા ચાંમડાનાં એક પટાના સમાગમમાં આવે છે કે, જેની ઉપર બારીક એમરી લગાડેલી હોય છે. આ પટા ઉપર ઘસાયાથી ટાંચણીઓ સેવટની પૉલીશ થાય છે.'

'પટા ઉપરથી નિકળીને ટાંચણીઓ યંત્રની નિચે ગોઠવેલા એક બૉક્ષમાં પડે છે. બાદ તેમને સફેદ ચળકતી બનાવવા માટે કલ્લાઇનું પડ આપવામાં આવે છે. એ માટે તેમને પેહેલાં 'સલ્ફ્યુરિક ઍસિડ' નાં 'ટાર્ટરનો' નરમ 'સોલ્યુશન' માં બોળવામાં આવે છે કે જેથી તેઓ ઉપરથી સર્વે ચિકાસ દૂર થાય છે. એ ઍસિડનાં પાણીમાંથી કાઢ્યા પછી તેમનો એક જથ્થો ને જથ્થો લાકડાનાં વેહેરની સાથે એક ગોળ પીપ (જેને 'ટમ્બલીંગ બૅરલ' કહે છે) માં નાખવામાં આવે છે. આ પીપને વચમાંથી એક

સલંગ 'શાફ્ટ' આપીને ઉંચે લટકતું રાખેલું હોય છે; અને તેનો સંબંધ ખુદ યંત્રની સાથે રાખેલો હોય છે, જેથી યંત્ર ચલાવતાં એ પીપખી ગબડવા માંડે છે. એ ત્રણ કલાક એ રીતેજ ગબડવાથી માહેલી ટાંચણીઓ ઘસાઇને સાફ અને સુકી બને છે, તથા તેમાં જરા લગાર કાંઇ ખરબચડાપણું રહી ગયેલું હોય છે, તો તેબી નિકળી જાય છે.'

'તે પછી પેલા પીપ મધેથી ટાંચણીઓને વેહર સુધાં ધીમે ધીમે ખાલી કરવામાં આવે છે અને તેજ વેળા તેમની ઉપર હવાનો સપાટો ચાલુ કરવામાં આવે છે. વેહર હલકો હોવાથી ફુકાઇને એક બાક્ષમાં જઇ પડે છે અને તેની સાથની ટાંચણીઓ નિચે એક થાલકામાં પડે છે. તે પછી તેમને કલ્લાઇનું પુડ ચઢાવવાની ક્રિયા થાય છે, જે માટે એ પૉલિશ કરેલી ટાંચણીઓને મોટાં થાલકાઓમાં પાંથરી દેવામાં આવે છે, કે જે થાલકાંઓનાં તળિયામાં જસતનું પતું આપેલું હોય છે અને જેમનો સંબંધ વિજળિક બૅટરિના એક તાર સાથે રાખેલો હોય છે. બાદ એ થાલકાંઓને ટાંકી જેવા એક મોહોટા વાસણમાં મુકવામાં આવે છે. આ ટાંકીમાં 'મ્યુરીયાટિક ઍસિડ' અને કલ્લાઇનું સોલ્યુશન ભરેલું હોય છે. થાલકાંને એ ટાંકીમાં મેળયા પછી પેલી બૅટરીનો બીજો તાર ઉપલાં સોલ્યુશનમાં દાખલ કરીને 'વિજળિક પ્રવાહ ચાલુ કરવામાં આવે છે, એટલે સેહેજ વારમાં દરેક ટાંચણી ઉપર સંપૂર્ણ રીતે કલ્લાઇનું પડ ચઢી રહે છે.

ટાંચણીઓને ઢોળ ચઢાવવાની ઉપલી રીત આજે ઈંગલંડ તથા અમેરિકામાં સાધારણ થઇ પડી છે; પણ અગાઉ જ્યારે 'ઇલેક્ટ્રોપ્લેટ'ની ક્રિયા કોઇની જાણમાંબી નહિ હતી, ત્યારે તેમને ફક્ત ક્રિમ ઑવ ટાર્ટર' અને કલાઇનાં કકડાઓની સાથે મુહલાપર મેળાને ઉકાળવામાં આવતી અને જ્યાંસુધી ટાંચણીઓ ઉપર બરાબર કલાઇનું પડ ચઢે ત્યાંસુધી પેલી મેળવણીને ઉકાળવી ચાલુ રાખવામાં આવતી. યુરોપનાં કેટલાક ભાગોમાં આજેબી એ રીત ચાલુ છે.

ઉપલી રીતે ટાંચણીને ઢોળ ચઢાવ્યા બાદ તેમને પાણીની ટાંકીમાં નાખીને ધોઇ કાઢવામાં આવે છે; તથા સુકવવા માટે પાછી પેહેલાંની માફક પીપમાં વેહેરની સાથે ગબડાવવામાં આવે છે; પણ આ વેળા ગરમ વેહેર વાપરવામાં આવે છે. બરાબર સુકાયા પછી તેમને પીપમાંથી કાઢીને તેઓ ઉપરનો વેહેર ઝટકી કાઢવા બાદ તેમને ત્રાંબાના બખ્તરવાળાં અને ધીમેથી ફરતા એક ટબમાં નાખવામાં આવે છે, જ્યાં તેઓ ટબનાં ફરવાથી કરીને અકેક સાથે તેમજ ટબનાં તળીયાં સાથે ઘસાઇને સાફ ચળકતી બને છે. અગાઉ સઘળી નાહની મ્હોટી ટાંચણીઓને એ રીતે સાફ કરયા પછી તેમને તેમનાં કદ અને લંબાઈ મુજબ છુટી પાડવામાં આવતી; પણ તે રેવાજ હવે નિકળી ગયો છે, કેમકે પેહેલેથીજ જુદાં જુદાં કદની ટાંચણીઓ છુટી રાખવાથી મેહેનત તથા વખતનો બંચાવ થાય છે.

ઉપર જણાવ્યા મુજબ સેવટની પૉલિશ થયા પછી ટાંચણીઓને કાગળમાં ખોસવાની ક્રિયા શરૂ થાય છે. અગાઉ એ કામ કામદારોને હાથે થતું હતું; પણ હવે તે યંત્રમાંજ થાય છે. યંત્ર 'સ્ટીકરને' નામે ઓળખાય છે. તેમાં ફક્ત ઉપલા ભાગમાંથી ટાંચણીઓને માંહે નાખ્યાથી તેઓ એક વાંકદાર તખ્તા ઉપર જઇ પડે છે, તથા એ તખ્તા ઉપરથી ફાટમાં માથેથી ટીંગાઇ જાય છે અને ઉપરથી લગાર દબાણ થતાં તેઓ સઘળી એક સરખી કાગળમાં પરોવાઈ નિકળે છે, આ કામ એવું સફાઇથી અને નિયમિત રીતે થાય છે કે કાગળના ઉપલાથી નિચલા છેડા સુધી ટાંચણીઓ એક સરખી હારમાં પરોવાઇ જાય છે. આ યંત્ર (Sticker) તેની રચનામાં એટલું નાજુક રહે છે કે જો એકબી ટાંચણી લગાર પણ વાંકી કે

ખામીવાળી હોયછે, તો આખું યંત્ર કામ કરતું બંધ પડી પડી જાય છે; જ્યાંસુધી કે કોઇ તેમાંની કસુર દૂર કરે. આટલી ચોકસાઇથી કામ કર્યાં જતાં તે યંત્ર એ-ટલું ઝડપથી કામ કરે છે કે એક કલાકમાં ૮૦ થી ૯૦ હજાર ટાંચણી કાગળમાં ખોસી આપે છે. આ મુજબ તૈયાર થઇને નિકળતાં લાંબાને લાંબા ખોસેલા કાગળોના એક સરખી લંબાઇનાં કકડા પાછળથી સ્ત્રી કામ-દારો ઝડપથી કાપી કાઢે છે, તથા તેઓજ તેમની ઘડી કરીને તથા કાગળમાં પેક કરીને તેમનાં બંડલો બનાવે છે. આ મુજબ ટાંચણી વેપાર માટે તૈયાર થાય છે.

**ટાપીર**—આ પ્રાણી અમેરિકામાં, તેમાં મુખ્યકરી દક્ષિણ અમેરિકામાં તથા માગેલાન તરફ અને પનામાની નેહેર તરફ ઘણું જાણીતું છે. તેમજ ટાપીર સુમાત્રા તરફ પણ કવચિત જણાય છે. આ પ્રાણી કાળા ભૂરા રંગનું હોઈ તેના બદન ઉપર ઝાંખી પિળી છાંટ હોય છે. આ પ્રાણી જંગલમાં નદી યા સરોવરમાં ઘણું ખરું પડી રહે છે. એનો ખોરાક ઝાડના મૂળીયાં, ફળફળાદી અને ભાજીપાલો છે, પણ તે ઉપરાંત માર્ગમાં જેવી કાંઈ પદાર્થ મળે છે તે પણ ખાવા આ પ્રાણી ચુકતું નથી. કેટલીક વેળા એની ઓઝરીમાંથી લાકડાના કટકા, ચૂનાનાં ચોસલા તથા પથ્થરા વગેરે મળી આવ્યા છે. આ પ્રાણી બળવાન હોય છે પણ તે લઢતાં પોતાના ચાચાનો ઉપયોગ ઘણાજ જુસ્સા સાથે કરે છે. આ પ્રાણીને પાળ્યું હોય તો તે પાળવા લાયક ગરીબ બને છે, પણ તેના મોહોટા કદને લીધે તે અગવડ ભર્યું પ્રાણી થઇ પડે છે. એનું ચામડું પણ ઉપયોગમાં આવે છે; તેમજ એનું માંસ સુકું, થંડું હોવાથી તે ખાવામાં પણ લેવાય છે.

ટાપીરમાં હોટ અને નાક આગળ ૬ ઇંચ લાંબી હાથીની જેવી સુંઢ હોય છે. એના આગલા પગને ચચાર અને પાછલાને ત્રણ ત્રણ આંગળાં હોય છે, કે જે સઘળાંની ઉપર ગોળ અને ટુંકી ખરીનું પડ હોય છે. 'એનેટ' નામનો પ્રાણી [illegible] ''આ પ્રાણી દર્યાઇ ઘોડાને મળતું [illegible] રના બાંધામાં તે ડુક્કર જેવું 'દેખાય' છે. અમેરિકન ટાપીર ૬ ફીટ ઉચું હોઇ તે ઘોડાની પેઠે પાતળા અને કાળા બાલની ચાળ હોય છે. તેના કાનની ઉપરની કોર તથા ખરીનાં સાંધાની ઉપરનો ભાગ બહોળ સુંદર સફેદ રંગનો હોય છે,એની ચામડી ઘણું જાડી હોય છે. એનાં પગ જાડા પણ પુછડું ઘણું મોહોટું હોતું નથી. આ પ્રાણી દક્ષિણ અમેરિકાનાં ગિચ્ચ અરણ્યમાં અથવા નદી આસપાસની સરદ જમીન ઉપર ભટકે છે. ટાપીર મુખ્યકરી દિસે પાણી યા કાદવમાં પડી રહી રાત્રે ખોરાકની શોધમાં નિકળે છે. 'સાઇન' તરફનાં લોકો એને પાળે છે પણ તે ઘણું જોરાવર હોવાથી એને સાંકળે બાંધે છે. મલાયન ટાપીર અમેરિકન ટાપીર કરતા કદે મોહોટું અને સફેદ ભૂરા રંગનું હોય છે.

**ટામેટાં**—હિંદમાં એને કેટલાક લોકો વેલાતી વેંગણા કહે છે. ફિલાડેલફીયાર ન્યાંડ્રેથ કંપનીના પ્રગટ કરેલા એક બીજ વિશેનાં પુસ્તકમાં ટામેટાની ૩ જાતના જૂદા જૂદા નામો દર્શાવેલાં છે, પણ તેની આવૃતિમાં ઝાઝો ફરક નથી.

એને રોપવા માટે સપટેંબર મહિનામાં છાણનું ખાતર દરેક વિંઘે ૨૦ મણ પ્રમાણે આપી અકતોંબર મહિનામાં જમીન તૈયાર કરે છે; તે પછી એજ માસમાં અંદર બીજ રોપી, તેના તરૂ કરીને નવેંબરમાં કયારીમાં બે હાથના અંતરે તરૂ રોપે છે. આસપાસ જે ઘાસ ઉગે છે તે આગળ હરકત ભર્યું થઇ, પડતું હોવાથી તે કાપી કાઢે છે. એનો વેલો વધવા માંડતાં તેને માંડવા ઉપર ચઢાવે છે.

**ટાયર**—(જુઓ તાયર)

**ટાયરોન**—ઉલ્સટરનું એક પ્રગણું. એ ૪૮ મૈલ લાંબું અને ૨૮ મૈલ પોહોળું હોય તેનું ક્ષેત્રફળ ૮,૦૬,૬૫૮ એકર છે. અત્રેનાં પર્વતોમાં શેવાલ નામે સહુથી ઉંચો પર્વત

'૨૨૩૬' ફીટ ઉંચો છે. અત્રે લીનન, જાડું ગરમ કાપડ, વિસ્કી અને સાબુ બનાવવાના અનેક કારખાનાઓ છે. ૧૮૪૧ માં વસ્તી ૩૨૩૦૧૧ ની, ૧૮૮૧ માં ૧,૬૭,૭૧૯ ની અને ૧૮૯૧માં ૧૭૧૨૭૮ ની હતી. તેમાં ૯૩૫૬૯ 'કેથોલિક, ૩૮૯૦૯ એપિસકોપલ અને ૩૩૭૧૦ પ્રેસબેટેરિયનો હતા.

**ટાયરોલ**—ઓસ્ટ્રિયન શેહેનશાહનું આ શેહેનશાહી દેશ, બવેરિયા અને સ્વિતઝરલેંડ, સ્લેઝબર્ગ અને કોરિંથીયાની વચમાં છે. એનું ક્ષેત્રફળ ૧૦૩૦૨ ચૌરસ મૈલ છે. આ પ્રાંતમાથી પૂર્વથી પશ્ચિમ સુધી આલ્પસ પર્વતની ૩ હારો ફરી વળેલી છે. ૧૮૯૭ માં વસ્તી ૮,૧૨,૬૯૬ ની હતી; તેમાં ૬૦ ટકા જર્મન, ૪૦ ટકા ઇટાલ્યનો વસે છે. અત્રેની પ્રજા કેથેલિક પથી છે, અને તેઓ કેળવણીમાં ઘણાં પછાત છે. આ દેશમા ૫ળ ફળાદી પુશકળ ઉગે છે. અત્રે રની મીલોનો તથા ખાણો ખોદવાનો ઉદ્યોગ ખોહોળા પાયા ઉપર ચાલે છે.

**ટાયલોર ટૅામ**—આ જાણીતા નાટક લખનાર તથા ચોપાનીયા પ્રગટ કરનારનો જન્મ ૧૮૧૭માં સેંડરલેંડમાં થયો હતો. ૧૮૩૧માં એણે ગલાસગે યુનિવ્હરસિટીમાં દાખલ થઈ ત્યાથી ૧૮૩૭માં ટ્રિનિટી કોલેજ, કેમબ્રિજમાં દાખલ થઈ ત્યાથી ૧૮૪૦મા ગ્રેજ્યુએટ થઈ ફેલોશિપ મેળવી હતી. બે વર્ષ સુધી લંડન યુનિવ્હરસિટી કોલેજમાં ઇંગ્લીશ ભાષા અને સાહિત્યના પ્રોફેસર તરીકે હતો. ૧૮૪૫માં ઇન્ટર ટેલ બહ્નની કોર્ટમાં કાયદા શાસ્ત્રી તરીકે કામ ચલાવવા લાગો પણ તે પછી ઉત્તર તરફ સુસાફરી કરી૧૮૫૦થી ૧૮૭૨સુધી 'બોર્ડ ઑફ હેલ્થ ' નો એસિસ્ટંટ સેક્રેટરી તરીકે નેમાયો હતો. ૧૭૪૬ પછી એણે સખ્યાબધ નાટકો તથા વાર્તાઓ રચી પ્રસિદ્ધ કરી હતી. એનું મરણ ૧૮૮૦ માં ૧૨ મી જુલાઇએ નિપજ્યું હતું.

**ટાયલોર સર હેન્રિ**—આ જાણીતા કવિનો જન્મ ડરહેમમાંના બિશપ મિડલહેમમાં ૧૮ અકટોબર ૧૮૦૦ માં થયો હતો. ૧૪ વર્ષની વયે એ દર્યાઇ લશ્કરમાં જોડાયો પણ ત્યાંનું કંટાલા ભર્યું કામ ૯ માસ પછી છોડી કલાર્ક તરીકેની નોકરીમાં જોડાયો, ને ત્યાં ૪ વર્ષ ગુજારી તે પછી બારબાડોસમાં થોડા માસ રહી ત્યાંથી પોતાના પિતાને ઘેર ' વિટોનહૅાલ ' માં આવી બે વર્ષ સુધી અભ્યાસ કરવામાં વખત ગુજાર્યો અને તે પછી 'કવાર્ટર્લી' માં લખાણ કરવા માંડી ૧૮૨૩ માં લંડન જઈ ડૅા૦ હૅાલંડ (પાછળથી સર હેન્રિ) ની ભલામણથી જનરલની ઓફીસમાં નોકરી મેળવી. ત્યાં એણે ૪૮ વર્ષ સુધી લાંબી નોકરી બજાવી, તે દરમ્યાન ૨૬ સેક્રેટરી ઑવ સ્ટેટ થઇ ગયા હતા, ત્યાંથી એ ૧૮૭૨ માં નોકરી છોડી એકાંત વાસમાં રહ્યો. ૧૮૪૭ માં એણે સેક્રેટરીના હાથતળે માનવંત ઓધો મેળવ્યો હતો અને ૧૮૬૯ માં એને કે. સી. એમ. જી.'નો ખેતાબ લાંબી નોકરી તથા વિદ્વત્તા માટે આપવામાં આવ્યા ઉપરાંત ૧૮૬૨ માં ઓકસફર્ડ તરફથી ડી. સી. એલ. નો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. એણે પોતાના છેલ્લા દિવસો બર્નમૌથ ખાતે ૧૮૮૬ નાં ૨૭ મી માર્ચ વેર સુખશાંતીમાં ગુજાર્યા હતા. એણે ૪ કરુણા રસિક નાટકો સેકસપિયરના ઢપ ઉપર રચ્યાં હતાં. ૧૮૨૭-માં Isaac Comnenus, ૧૮૩૪ માં Thilip van Artevelde, ૧૮૪૫ માં Edwin The fair અને ૧૮૬૨ માં St clement's Eve તેમજ વિરરસ અને હાસ્યરસ નાટક વર્ઝન ઉઈડો નામે રચ્યો હતો. ૧૮૪૫—૪૭ માં એણે કવિતાનાં જુદા જુદા ગ્રથો લખી પ્રગટ કર્યાં હતા. ૧૮૩૬ માં 'ધી સ્ટેટસમૅન' નામે ગદ્યમાં ગ્રથ લખી પ્રગટ કર્યો હતો, અને ૧૮૮૫ માં એ દફતરોમાં સ્વચરિત્ર વર્ણન નિરૂપણ પ્રગટ કર્યું હતું.

**ટાર્પીડો**—(જુઓ તાર્પીડો)

**ટાર્પીડો**—આ વિજળિક શકિત ધરાવનાર માછલી ઇંગલંડના દક્ષિણ કાંઠા ઉપર અને ભૂમધ્યસમુદ્ર તથા આટલાંટિક મહાસાગરમાં

પુષ્કળ જણાય છે. અસલના વખતમાં આ માછલી માથાનું દર્દ મટાડવાના ઉપાય તરીકે ઉપયોગમાં લેવાતી હતી. આ માછલી વિજળી ઉત્પન્ન કરે છે. તે પોતાની પાતળી ચામડીવાલી કેટલીક નળીઓમાં શક્તિ ધરાવે છે. તે મધપૂડાનાં છિદ્રોની પેઠે એક એકની બહુજ થડમાં હોય છે. આ છિદ્રોમાં ચીકણો પ્રવાહી ભરેલો હોય છે અને પુષ્કળ જ્ઞાનતંતુઓ હોય છે.

આ માછલીને અડકવાથી વિજળિક આંચકો લાગવા ઉપરાંત, જે ભાગ ઉપર તેની વિજળિક અસર થાય છે તે ભાગ જુડો પડી જાય છે. આ કારણથી એને તાણુ ઉત્પન્ન કરનાર' માછલું' કહે છે. ટાર્પીડો પોતાનો શેકાર ઝાલવા માટે પોતાનાં વિજળિક યંત્રનો ઉપયોગ કરે છે, કેમકે બીજા માછલાં, છીપમાં રેહનારાં માંસરૂપી પ્રાણી, વગેરેનો એ આહાર કરે છે.

**ટારાગોના**—આ સ્પેનિશ બંદર શેહેર મેડિટરેનિયન પ્રાંતનું મુખ્ય શેહેર છે. અતરે રેસમ, જુટ વગેરેનાં કાપડ વણવાનાં કારખાનાં છે. તેમજ લેસ તથા ટોપી બનાવવાનાં પણ કારખાનાં છે. લોકવસ્તી ૨૬,૯૫૨ ની છે. એના પ્રાંતની વસ્તી ૩,૪૮,૫૭૭ ની ને તેનું ક્ષેત્રફળ ૨,૪૫૧ ચોરસ મૈલ છે.

**ટારિકા**—દક્ષિણ રશિયાનો એક ભાગ, એની દક્ષિણ પૂર્વે અને દક્ષિણ પશ્ચિમે એઝો વચ્ચે કાળો સમુદ્ર છે. એના દક્ષિણ ભાગમાં કાઇમિયા છે. ક્ષેત્રફળ ૨૪,૫૭૯ ચોરસ મૈલ છે. વસ્તી ૧૧,૬૭,૬૦૦ ની છે.

**ટાલબોટ વિલ્યમ હેન્રિ ફ્રોક્સ**—ફોટોગ્રાફીની વિદ્યામાં શોધખોળ કરનાર વિદ્વાનનો, જન્મ ચિપેનહેમ નજદીક લેકોકએબીમાં ૧૧ ફેબ્રુઆરી ૧૮૦૦ માં થયો હતો. એણે હેરો તથા ટ્રિનિટી કૉલેજ, કેમબ્રિજમાં ગ્રેજ્યુએટ થઈ ૧૨ માં 'રેંગલર' તરીકે પસાર થઇ 'ચેનસેલર્સ મેડલ' ૧૮૨૧ માં મેળવ્યો હતો. પ્રથમ એ ચિપેનહેમ તરફથી પાર્લમેંટમાં સભાસદ તરીકે દાખલ થયો, પણ એનો શોખ વિદ્યા હુન્નર તરફ વિશેષ હોવાથી રાજદ્વારી જંજાલથી દૂર રહ્યો હતો. ૧૮૪૨ માં એણે ફોટોગ્રાફીમાં કરેલા વધારા સુધારા ભરી શોધ માટે 'રૉયલ સોસાયટી' તરફથી ચાંદ મળ્યો હતો. એનું મરણ ૧૮૭૭ માં ૧૭ મી સપ્ટેમ્બરે નિપજ્યું હતું. એના રચેલાં નીચલાં પુસ્તકો ઘણાં જાણીતાં છે. Pencil Nature ૧૮૪૬ માં, Hermes; or classical and Antiquarian Researches (૧૮૩૮-૩૯) Legendary Tales ૧૮૩૦, Antiquity or the Book & genesis ૧૮૩૯ માં પ્રગટ કર્યું હતું.

**ટાલેગા**—ટર્કીને મળતું આ એક પક્ષી આસ્ટ્રેલિયામાં મ્હોટાં કદનાં જણાય છે. એનાં પીછાં કાળા ભૂરા, માંથુ ને ગળું ઘેરાસદાર લાલ, હોય છે. આ પક્ષી ન્યુસૌથવેલ્સના અતિ ગિચ્છ ઝાડીમાં જણાય છે. ટાલેગા ઝાડની નીચી ડાંખળીઓ ઉપર લટકી ઝાડની છેક ટોંચ સુધી પણ ચઢી શકે છે. એ જંગલી કુતરાના સકંજામાં આવતાં ઝડપથી ઝાડ ઉપર આશ્રો લીયે છે.

ટાલેગા ટોળાબંધ ફરે છે અને સર્વે પોતાનાં માળા એકજ જગે બાંધે છે. માળા બાંધવા નર માદાને મદદ કરે છે. એ પોતાના ઇંડા જૂદા જૂદા મેળે છે, જે સુર્યની ગર્માથી સેવાયછે. એનું માંસ અત્યંત સ્વાદિષ્ટ ગણાય છે અને ઇંડા પણ આહારમાં ઉપયોગી છે.

**ટાલેમી ફિલાડેલ્ફસ**—આ ઇજીપ્તનો રાજા ઇ૦ સ૦ પૂર્વે ૩૦૦ માં થઇ ગયો. એ વિદ્યા હુન્નરને ઉત્તેજન આપનારો હતો. વિદ્વાન લોકોને એના રાજ્યમાં સારો આશ્રય મલતો હતો. વેપારની સગવડ માટે એણે લાલ સમુદ્ર કાંઠે ખાસ એક શેહેર બંધાવ્યું અને ધર્મશાસ્ત્રનું ગ્રીક ભાષામાં ભાષાંતર કરાવ્યું હતું.

**ટાલિરંડ**—આ ફ્રેન્ચ રાજ્ય કારસ્તાની પુરૂષનો જન્મ ઇ૦ સ૦ ૧૭૫૪ માં થયો હતો. નાહનપણમાં ઉંચાઇએથી પછડાઇ પડતાં એ લંગડો થયો હતો, આથી એને ધર્મશાસ્ત્રનો

અભ્યાસ કરાવ્યો હતો. ફ્રેન્ચરાજ્ય ક્રાંતિના સમયમાં એ જાહેરમાં આવ્યો. તે વખતે એને ઇંગલીશ દરબારમાં ફ્રેન્ચો તરફથી મોકલવામાં આવ્યો હતો. ડાયરેક્ટરોના અમલ વેળા એ પરદેશનો મુખ્ય પ્રધાન હતો નેપોલ્યન ઇજીપ્તથી આવતાં એણે તેનો પક્ષ સ્વિકાર્યો હતો, કારણકે એણે નેપોલ્યનની ચઢતી જોઇ તેના પક્ષમા રહેવું સમજતી ભર્યું દીઠું હતું, પણ થોડા સમય પછી નેપોલ્યન વચ્ચે ખટખટ થતા એને પ્રધાનપદ છોડવું પડયું હતુ. ૧૮૧૫ મા ૧૮ મો લુઇ ગાદીએ બેસતાં એને ફરીથી પરદેશ સંબધી પ્રધાન પદ મળ્યુ. એ સદા લોકોપયોગી કામો કરવામાં આગેવાની લેતો હતો. મરણ ૧૮૩૮ મા નિપજ્યુ હતું.

**ટીગનમૌથ**—ડેવનનુ આ બદર શેહેર એક્ષ-ટરની દક્ષિણે રેલ માર્ગે ૧૫ મૈલ ઉપર છે. ૯૭૦ માં આ ગામને ડેનિશોએ બાળી નાખ્યું હતું, અને ૧૩૩૮ માં તથા ૧૬૯૦ માં ફ્રેન્ચોએ એનો નાશ કર્યો હતો. ૧૮૫૧ માં વસ્તી ૫૧૪૯ ની ને ૧૮૯૧ માં ૮૨૯૨ ની હતી.

**ટીટમાઉસ**—આ સુદર પક્ષી યુરપ, ઉત્તર એશિઆ અને ઉત્તર અમેરિકામા બેહદ જણાય છે. તેમજ હિમાલયનાં પ્રદેશમાં એની તર્હેવાર જાતો જણાઇ છે. આ અતિ નાહનું પક્ષી હોઈ તેનુ માથું મ્હોટું, ચાચ નાહની પણ મજબુત, પગ તિક્ષ્ણ નખદાર અને પાખો ગોળાકાર પણ ટુંકી અને પુછડી પિછાંથી ભરપૂર હોય છે. આ પક્ષી જંગલમાં જીવજંતુ વગેરે ઉપર નિર્વાહ કરે છે. તેમજ ફળફળાદી યા બિયાં મળતાં તેપણ ખાય છે. બ્રિટનમા એની ૬ જાતો છે. આ પક્ષિની જૂદી જૂદી જાત તેના પિછાનાં ચિત્ર વિચિત્ર જૂદા જૂદા રંગો ઉપરથી પારખ-વામાં આવે છે.

**ટીટયાન**—ગ્રીકોએ માનેલા રાક્ષસો. એઓ સિલસ અને ટેરા (પૃથ્વી) ના પુત્ર. એઓ શરીરે પ્રચંડ હોઈ તેમની શક્તિ અપાર હતી. સીલસે તેમનીપર પોતાની સત્તાનો દાબ બેસાડી તેમને નબળા બનાવી પૃથ્વીમાં બધ કર્યા હતા. ત્યાંથી તેઓ પોતાની માતાની મદદથી બહાર નિકળી અનેક લઢાઇઓ કરી હતી. તેમના નામ ઉપરથી—કોઈ અસાધારણ કામ બજાવવું હોય તો તેને ઇંગ્રેજીમાં 'ટયૂટાનિક' કહેછે.

**ટીન**—(જુઓ ક્લેઈ.)

**ટીન-ટસીન**—આ ચીનમાંનું બંદર શેહેર 'પિહો' નદીના જમણા કાંઠા ઉપર પેકીનની દક્ષિણ પૂર્વે ૮૦ મૈલ ઉપર છે, અને પિહો નદીના મુખથી ૩૪ મૈલ ઉપર છે. ૧૮૫૮ ના કોલકરાર પછી ટીનટસીનું બંદર વેપાર માટે ખુલ્લું મેલાયું હતુ. ૧૮૬૧ થી અત્રે બ્રિટીશ એલચીનું મથક થયું હતું. ૧૮૮૧ થી શેંગાહી સાથે ટીનટસીન સુધી ટેલીગ્રાફ લાઇન નખાઇ હતી. અત્રે પિહોનાં મુખ સુધી રેલ્વે છે. લોક વસ્તી ૯,૫૦,૦૦૦ ની છે.

**ટીપરા**—બ્રિટીશ હિંદુસ્તાનને તાબેનાં બંગાલ ઇલાકામાંનું એક દેશી રાજ્ય. એનું ક્ષેત્રફળ ૩૮૬૭ ચોરસ મૈલ હોઈ તેમાં ૧૩૧૮ ગામો છે. એની ઉત્તરે સિલહટનું આસામ પ્રગણું, દક્ષિણે નોઆખાલી, અને ચીતાગોંગ, પૂર્વે લુશાઇ અને પશ્ચિમે નોઆખાલીનો મુલક છે. આ દેશમાં લોક વસ્તી ૧૭,૮૨,૫૩૫ ની છે. ભાષા બંગાલી બોલાય છે. આ દેશ પહાડોથી ભરપૂર હોવાથી તેમાંથી ગોમતી, ખોયાઈ, ધલાઇ, મનુ, જુરી, અને ફેની નદીઓ વહે છે આ દેશ જંગલથી ભરપૂર હોવાથી તેની વાર્ષિક પેદાશ રૂ ૫૫૦૦ ની છે. તેમજ અત્રે હાથીઓની મોટી વસ્તી હોવાથી તેમને પકડવાથી પેદાશ રૂ ૫,૦૦૦ થી રૂ ૨૫,૦૦૦ ની ઉપજે છે.

ટીપરાનું મુખ્ય રાજધાની શેહેર અગર-તાલ છે, જ્યાં રાજાનો મેહેલ છે. રાજ્યકર્તા જાટ જાદી વંશના ક્ષત્રી છે.

આ રાજ્યનું નામ ટીપરા એ ત્રીપુરાનું અપભ્રંશ હોય એવું અનુમાન કરવામાં આવે છે; કારણકે આ નામ ઉદેપુર આંગળ

એક દેવળ હતું તેના નામ ઉપરથી પડેલું છે. અત્રેના રાજા આગળ દર વર્ષે ધર્મને બહાને ૧,૦૦૦ મનુષ્યનો ભોગ આપતા. આ રીત ૧૪૦૭ થી ૧૪૩૯ સુધી ચાલુ હતી. એજ સમયે 'ધર્માનેક' નામે રાજા રાજ્ય કરતો થયો. ૧૬૨૦ માં મોગલોએ ટીપરાપર ચઢાઇ કરી રાજાને કેદ કર્યો હતો. ૧૬૨૫ માં કલ્યાણ માણેક નામે રાજા થયો, તેના સમયથી મોગલો અવારનવાર ટીપરાના નીચ પ્રદેશપર ચઢાઇ કરી ફાવવા લાગ્યા પણ પહાડી પ્રદેશ ઉપર કોઇ ફાવ્યું નહિ. છેક ૧૭૬૫ માં બ્રિટીશ સરકારે આ રાજ્ય સાથે સબંધ જોડયો, અને ૧૮૨૬ થી આ રાજ્ય બ્રિટીશ સરકારનું ખંડીયું ગણાય છે.

ટીપેરેરી—આ મન્સટરનો ભૂમધ્ય દેશ. એ ગૅલવે ને ઉત્તરથી અને કિંગસકૌંટી, ક્વિન્સ કૌન્ટી અને કીલકેનીને પૂર્વથી જોડાયલું છે. ક્ષેત્રફળ ૧૬૫૯ ચોરસ મૈલ છે. એની ભૂમિ સપાટ હોઇ આસપાસ પાહાડોની હારો ફરી વળેલી છે, છતાં જમીન અત્યંત ફળદ્રુપ છે. અત્રે આંથ્રેસાઇટ, કોલસો, ત્રાંબુ, જસત, શિસું, સલેટ, પાઇપકલે, પુશકળ જડે છે. ૧૮૪૧ માં અત્રેની વસ્તી ૪૩,૫૫૩ ની ને ૧૮૯૧ માં ૧,૭૨,૮૮૨ ની હતી. તેમ ૧,૬૨,૦૨૫ કેથોલિક પંથી હતા. પ્રાચીનકાળમાં ટીપેરેરી ઓરમન્ડ અથવા ઉત્તર મન્સટરનું એક શેહેર હતું, પણ ૧૨૧૦ પછી એ જીલ્લો ગણાયો. તે પછી એંગલો નૉર્મન કુટુંબમાં એના ભાગો પાડવામાં આવ્યા હતા.

એનું મુખ્ય શેહેર ડબલિનની દક્ષિણ પશ્ચિમે ૧૧૦ મૈલ ઉપર છે, તેમાં ૭,૨૭૪ ની વસ્તી છે.

ટીપુસુલતાન—આ માહાન પરાક્રમી સુલતાનનો જન્મ ૧૭૪૯ માં થયો હતો. એ હૈદરઅલીનો બેટો હતો. ૧૭૮૩ માં ટીપુસુલતાનને બ્રિટીશોએ પેશવા સાથે મળી ઘેરવાનો વિચાર કર્યો અને ૧૭૮૪ માં ૧૧ મી માર્ચે કોલકરાર કર્યા. ૧૭૮૯ માં ટીપુસુલતાને ત્રાવણકોરના રાજ્યપર ચઢાઇ કરી ત્યારે બ્રિટીશોએ તેને મદદ કરી ટીપુને હરાવ્યો હતો. તે પછી નિઝામ, પેશવા, કુર્ગના રાજા વગેરે રાજ્યકર્તાઓ બ્રિટીશો સાથે મળી જઇ ટીપુસુલતાન પર હુમલો કરવાનું યોજી ૧૭૯૨ માં પાંચમી ફેબ્રુવારીએ લૉર્ડ કોર્નવાલે તેને હરાવ્યાથી ટીપુએ ૧૮ મી માર્ચે સુલેહ કરી કોલકરાર કર્યા. તે પછી ફરી ૧૭૯૯ માં પેશવાની મદદથી બ્રિટીશોએ ટીપુ સામે થઇ ૨૭ મી માર્ચે તેને પુરો હરાવ્યો. તે વેળા થએલી લડાઇમાં ૪ થી મેએ ટીપુસુલતાન મરણ પામેલો મળી આવ્યો હતો.

ટીપુના મોતબાદ તેના કુટુંબને વેલોર તરફ મોકલવામાં આવ્યું, પણ ૧૮૫૭ નાં બળવામાં તેઓ તરફ લોકલાગણી જણાતાં તેમને ત્યાંથી કલકત્તે લઇ જવામાં આવ્યા હતા. ટીપુનો છેલ્લો શાહજાદો ગુલામ મોહમદ ૧૮૭૨ માં ૧૧ મી આગસ્ટે મરણ પામ્યો હતો.

ટીપુસુલતાનના અમલમાં બનેલા બનાવોની યાદી—

ઇ. સ. ૧૭૮૩—૨ જી જાનેવારીએ—રાજ્યપદ ધારણ કર્યું.

૧૭૮૪—૧૧ મી માર્ચે—ટીપુસુલતાન સાથે સુલેહ થઇ.

૧૭૮૮–૮ મી માર્ચે—ટીપુએ લડાઇ જાહેર કરી.

૧૭૮૯–૨૯ મી ડીસેંબરે—ત્રાવણકોર પાસે ટીપુ હાર પામ્યો.

૧૭૯૦—..........જનરલ ઍબિક્રોમ્બે સાથે લશ્કર મોકલ્યું.

૧૭૯૧ માં—........બીજું લશ્કર લૉર્ડ કોર્નવાલ સાથે મોકલ્યું.

૧૭૯૧ માં—૨૧ મી માર્ચે-બેંગલોર જીતી લીધું.

૧૭૯૨ માં—ત્રીજી સ્વારી.

૧૭૯૨—૬ ઠી ફેબ્રુવારી—લૉર્ડ કોર્નવાલે શ્રીરંગાપટન ઉપર તોપનો મારો ચલાવી જીતી લીધું.

૧૭૯૨ માં—૨૦ મી ફેબ્રુવારીએ—ટીપુનાં બે પુત્રોને કૉર્નવાલે જામીનગીરીમાં લીધા. (છોડયા ૧૭૯૪ માં) તે સાથે ટીપુએ અર્ધું રાજ્ય અને ૩ કરોડ રૂપીયા આપ્યા.

૧૭૯૮ માં—ત્રીજી લડાઈ થઈ.

૧૭૯૯ માં—૫ મી માર્ચે—જનરલ હેરીસ માયસોરમાં દાખલ થયો.

૧૭૯૯ માં—૪ થી મે—શ્રીરંગાપટનપર તોપનો મારો ચલાવી તાબે કર્યું ને ટીપુ હાર પામ્યો.

૧૭૯૯ માં—૫ મી મેએ—ટીપુએ શાહજાદાઓને બ્રિટીશોને હવાલે કર્યા.

**ટીંબરૂ**—એનાં ઝાડ વિશાળ ઉગે છે. એના પાંદડાં મોહોટાં અને લાંબા હોય છે. ટીંબરૂ ઉપર બોર જેવડાં ફળો આવે છે અને તે લોકો ખાય છે. એના પાંદડાં તંબાકુની બીડી બનાવવાના ઉપયોગમાં યોજે છે. એની બીડી પિવાથી કાળજું કૃશ થાય છે, હૃદયમાં પિડા દાઘ પડે છે, કંઠ શોષ થાય છે, કફ વધે છે, આથી દ્રવ્ય નાશ થઈ શક્તિ નાશ પામે છે.

એના કુમળાં ફળનો રસ ઓષધી ઉપયોગમાં યોજેલો છે. એના ફળનો રસ કડવો હોય છે, તેમજ બીયાં ઉપરની છાલ પણ કડવી હોય છે. એમાં સેંકડે ૬ ટકા ટેનિક ઍસિડ રહે છે. ઈંડીયન ફાર્માકોપિયા ગ્રંથમાં એના રસનો જાડો અર્ક કેમ બનાવવો તેનું વર્ણન આપેલું છે: એ જુની સંગ્રહણી ઉપર અકસીર ગણાય છે.

**ટીબેટ**—(જુઓ તિબેટ.)

**ટીબેરિયસ કલેડિયસ નીરો**—જન્મ ખ્રિ. સન પૂર્વે ૪૨ ને મરણ ઈ. સ. ૩૭માં નિપજ્યું હતું. એ રોમનો બીજો શેહેનશાહ અને આગસ્ટસ શેહેનશાહનો જમાઈ હતો. એ પોતાના સસરા પછી ઈ. સ. ૧૪ માં ગાદી નશીન થયો હતો. એણે પોતાનો અમલ જુલ્મીરીતે ચલાવી કુછંદી, હેવાન્યત અને ક્રૂર કામોથી પોતાના નામને કલંક લગાડયું હતું. એનું મ્હોત કોઇએ એને ઉંઘ દરમ્યાન મારી નાખવાથી નિપજ્યું હતું.

**ટીમ્બકટૂ**—સુડાનનું આ જાણીતું શેહેર સાહારાના દક્ષિણ છેડા ઉપર નાઇગરના મુખ્ય ફાંટાની ઉત્તરે ૮ મૈલ ઉપર છે. આ શેહેરનો ઘેરાવો ૩ મૈલનો છે. અત્રેના મકાનો માત્ર એક માળનાંજ છે. માત્ર ૩ મસજીદો પ્રાચીન કાળની છે. જેમાંની એકુ બે ૧૩૨૫ ના સાલની છે. આ શેહેર વેપારનું મુખ્ય મથક હોઈ દક્ષિણ અને પશ્ચિમ ભાગનું મધ્ય મથક ગણાય છે. ૧૮૯૪ થી અત્રે ફ્રેન્ચોની સત્તા મુસ્તકીમ પાયાપર સ્થાપન થઈ હતી. અતરે સોનેરી રેતી, મીઠું, કોલાનટ, હાથીદાંત શુંદર, શાહમુર્ગ પીછાં, ખજુર અને તંબાકુનો બોહોળો વેપાર ચાલે છે. મુખ્ય કરી અત્રેનો વેપાર મૅનચેસ્તરનો માલ લઇ તેના બદલે ટીમ્બકટુની ઉત્પતિનો માલ આપવામાં આવે છે. આ શેહેર અનેક ટોળા અને રાજ્યોની સરહદ ઉપર છે. અતરે ૨૦,૦૦૦ની લોકવસ્તી હોઇ તેમાં આરબ, આફ્રિકન અને જ્યુ પ્રજા વસે છે. ટીમ્બકટુની સ્થાપના ૧૧ મી સદીમાં થઈ હતી. ૧૪ મી સદીમાં યૂરોપીયનોએ પ્રથમ આ શેહેરની શોધ કરી હતી.

**ટીમોર**—આ અતિ અગત્યના ટાપુની હાર પૂર્વેથી જાવાને વળગે છે. એની લંબાઈ ૩૦૦ મૈલ અને ક્ષેત્રફળ ૧૨૨૬૪ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૫૦૦૦૦૦ ની છે. એની તમામ લંબાઇમાં ઝાડઝાડીવાળા પાહાડોની હાર લંબાયલી છે. દક્ષિણ કિનારા ઉપરની એક હાર 'એલાસ' ૧૧૫૦૦ ફીટ ઉંચી છે. અત્રેનાં પર્વતો સંન્ડાના પાહાડો કરતાં ઓછા જ્વાળામય છે. અતરે લોહચુંબક, સોનું, ત્રાંબુ અને ગંધક પુશકળ મલે છે. નિકાશ વેપાર મકાઈ, ચંદન, મીણ, શીપ અને પરચુટણ પદાર્થોનો ચાલે છે. આ દેશનો પશ્ચિમ ભાગ ડચોને તાબે છે, પૂર્વ ભાગ પોર્તુગીઝોને હસ્તગત છે પણ ત્યાંનો કારોબાર તો ત્યાંનીજ પ્રજાના એખત્યારમાં છે.

**ટીલબર્ગ**—હૉલંડનું આ શેહેર બ્રિગની પૂર્વ દક્ષિણ પૂર્વમાં ૧૪ મૈલ ઉપર છે. એ રેલ્વેનું

જાણીતું 'જંક્શન' હોઇ અને કલીકો, કાપડ અને ચામડાનાં ૩૦૦ કારખાનાં છે. ૧૮૭૧ માં લોક વસ્તી ૨૨,૨૫૬ ની ને ૧૮૯૨ માં ૨૫,૦૬૮ ની હતી.

ટીલિ—આ પ્રસિદ્ધ જર્મન સરદારનો જન્મ ઈ. સ. ૧૫૫૯ માં થયો હતો. એણે નેધરલેંડમાં જે લડાઇઓ કરી તેમાં હંગેરી તરફ તુર્કો વિરૂધ લડતાં એણે ભારે શૂરવીરતા બતલાવી પ્રસિદ્ધતા મેળવી હતી. ૩૦ વર્ષની લાંબી લડાઇઓમાં એણે જર્મન પાદશાહ તરફથી અનેક પરાક્રમો કરી બતાવ્યાં હતાં. ગસ્ટેવસ એડાલ્ફસે એને 'લીચ' નદી ઉપરની લડાઇમાં સખત હરાવ્યો હતો. આજ લડાઇમાં એ જખમી થઈ ૧૬૩૨ માં મરણ પામ્યો હતો.

ટીવોલી—આ ઇટલીનું શેહેર રોમની પૂર્વે રેલ માર્ગે ૧૮ મૈલ ઉપર છે. અત્રે સ્ટીમ ટ્રેમવેથી જવઆવ ચાલુ છે. ૧૮૯૨ થી અત્રે રોમ માટે વિજળી પુરૂં પાડવાનું કારખાનું ચાલુ કરવામાં આવ્યું છે. અત્રે પ્રાચીન કાળનાં ખ્રિસ્તી દેવળો જોવાજોગ છે, તેમજ હેડ્રિયનનાં જમાનાનાં મકાનો તથા બીજાં અને કેટલાક બાંધકામો જોવા લાયક છે, વસ્તી ૯૩૭૦ ની છે.

ટુંકાક્ષરી લિપિ—આડા ઉભા કાપાના અનેક પ્રકારના જોડાણોની મદદથી ટુંકમાં શબ્દો લખવાનો હુન્નર જે સાધારણ રીતે ટુંકાક્ષરે લખવાની કળાને નામે ઓળખાય છે, તે ઇંગલંડ મધે પ્રથમ સોળમી સદીમાં દાખલ કરવામાં આવ્યો હતો.

આ કળાની પેહેલ કાઢનાર ડૉ. ટીમ્થી-બ્રાઇટનામે એક તબીબ હતો. તે એક જાણીતા તબીબ ઉપરાંત શિઘ્રલેખક હતો તેને પોતાનાં બન્ને ધધાઓમાં આ હુન્નર ઉપયોગી થઇ પડયો હતો. ઇ૦ સં૦ ૧૫૮૭ માં તેણે આ હુન્નર શીખવાની એક ચોપડી પ્રગટ કરી હતી. એજ બાબત વિશેનો બીજો એક રેસાલો થોડા વર્ષ પછી એટલે ૧૬૦૯ માં 'પીટરબેલ્સે' બાહેર પાડયો હતો. તે પછી જૂદા જૂદા શખસોને હાથે રચવામાં આવેલી ઓછામાં ઓછી ૩૦૭ રીતો ઇંગ્રેજ પ્રજા હેજુર મુકવામાં આવી હતી, જે મધેની કેટલીક બોહળા વપરાસમાં લેવાય છે, તથા ઘણીક લોકપ્રિય થઇ પડી છે. ગ્રેટબ્રિટનમાં ફક્ત ઇંગ્રેજી ભાષાંજ બોલાતી નહિ હતી પણ તે ઉપરાંત બીજી વેલ્સ ભાષા ચાલુ હતી જે માટે ખાસ ૪ રીતો શોધી કાઢવામાં આવી હતી.

ઇંગલંડ પછી ફ્રાન્સે આ કળાને પોતાના દેશમાં દાખલ કરી. ફ્રાન્સમાં ટુંકાક્ષરી લિપિની ૧૪૫ રીતો ચાલુ છે. હાલ દુનિયાંનાં જૂદા જૂદા ભાગોમાં ટુંકાક્ષરે લખવાની ૮૮૩ રીતો ચાલુ પ્રચારમાં છે, અને તે શોધી કાઢનાર શખસોની સંખ્યા લગભગ ૧૦૦૦ની છે.

ટુંટીઓ—અથવા 'ડેન્ગો' યા 'બ્રેક બોનફીવર.' પ્રથમ આ દર્દ ઇ૦ સ૦ ૧૭૭૯—૮૦ માં ઇજીપ્ત, ઇસ્ટઇંડીજના ભાગોમાં તથા ફિલાડેલ્ફિયામાં જણાયું હતું. તે પછી એ હિંદુસ્તાન તથા તેના દરેક ભાગમાં ૧૮૨૪–૨૫ માં જણાયું હતું, તેમજ ૧૮૨૬—૨૮ માં અમેરિકા તથા પશ્ચિમ ઇંડીજમાં, ૧૮૫૦ માં દક્ષિણ યુનાઇટેડ સ્ટેટમાં, ૧૮૭૦—૭૩માં પૂર્વ આફ્રિકા, અરેબિયા, હિંદુસ્તાન અને ચીનમાં જણાયું હતુ. આ દર્દ ,ઉષ્ણ દેશ કટીબંધમાં તથા સમુદ્ર કાંઠા તરફ તથા મોટી નદી કાઠે જણાય છે. આ દર્દનો હુમલો થતાં સખત જવર આવી હાડકાં, સાંધા અને બદનમાં દુખારો થવા માંડે છે. આ દર્દ એક બે દિવસમાં નરમ પડે છે, પણ બીજો હુમલો થતાં દર્દ ભારે વધી બે ત્રણ દિવસમાં નરમ પડે છે, પણ ત્રીજો હુમલો એક બે દીવસમાં સમી જાય છે. એના હુમના પછી ચામડીને લગતું દર્દ ઉભાઇ નિકળે છે.

ટુબિંગન—વર્ટમબર્ગનું આ જાણીતું શેહેર સ્ટુટગર્ટની દક્ષિણ પશ્ચિમે ૨૦ મૈલ ઉપર છે. અત્રે ચોપડી છાપવાના તથા બાંધવાના, મીન અને રંગવાનાં કારખાનાં છે. ૩૦ વર્ષ સુધી

ની જાણીતી લડાઇ દરમ્યાન અત્રેનો વેપાર તદન પડી ભાગ્યો હતો. અત્રેની યુનિવર્સિટિ લાયબ્રેરીમાં ૨,૦૦,૦૦૦ દફતરોનો સંગ્રહ છે. લોકવસ્તી ૧૮૮૦ માં ૧૧,૭૦૮ ને ૧૮૯૦માં ૧૩,૨૭૩ની હતી.

**ટુમકુર**—મ્હૈસુરનાં દેશી રાજ્યમાંનો જીલ્લો. ક્ષેત્રફળ ૩૨૪૦ ચૌરસ મૈલ છે. આ પ્રદેશ કૃષ્ણા અને કાવેરી આ બે નદીઓ વચ્ચેનાં પર્વતો અને ટેકડીઓથી ભરપૂર છે. સમુદ્ર સપાટીથી ૪૦૦૦ ફીટ ઉંચાઇનો પ્રદેશ છે. આ જીલ્લામા 'જય મંગળ નદી વહે છે. આ જીલ્લામાં ખનિજ સંપત્તિ વિપુલ મળે છે. તેમજ લોઢું પુશકળ મળે છે અને ઇમારત માટે ઉપયોગી થઈ પડનારાં પથ્થરો પુશ્કળ જડે છે. ઝાડપાનમાં મુખ્ય નારીયળી ચંદન મુખ્ય છે.

આ જીલ્લામાં બે હજારથી વધારે તલાવ હોવાથી જમીન ફળદ્રુપ છે. અત્રે બકરાંઓ પુશકળ ઉત્પન્ન થાય છે, તેમાં 'ચિકનાયકન હળળી' નું ઉન વખણાય છે. 'સિરા' અને 'મિદગેસી' માં છીટ ઉત્તમ પ્રકારનું બને છે. તેમજ દોરડાં બનાવવાનો ઉદ્યોગ સારો ચાલે છે. ગબ્બીગામ ટુમકુર જીલ્લાનું આયાત મથક છે. ત્યાં દર વર્ષે ૩૫૦ ટન સોપારી અને ૧૫૦ ટન કોપરૂં પરદેશથી આવે છે. મુખ્ય શેહેર ટુમકૂર અને સિરા છે. તેમાં 'સિરા' પ્રાચીન પાયતખત શેહેર છે. મદગિરિ હૈદરનાં સમયમાં વેપાર માટે જાણીતું હતું. કુનિગલ ગામ ઘોડાઓ માટે જાણીતું છે.

**ટુર્સ**—અથવા ટાર. આ ફ્રેન્ચ શેહેર પેરિસની દક્ષિણ પશ્ચિમે ૧૪૭ મૈલ ઉપર છે. અત્રેનાં ૧૩ મી તથા ૧૫ મી સદીનાં દેવળોના મિનારા ૨૦૫ ફીટ ઉંચા છે; તેમજ સેંટ જુલીયનનું દેવળ. અત્રે ઇટરડી, લોઢાકામ, ઉન તથા રેસમ ને છાપાકામનાં ગંજાવર કારખાનાં છે. ૧૮૭૨ માં લોક વસ્તી ૪૩,૩૬૮ ની ને ૧૮૯૧ માં ૬૦૩૩૫ ની હતી. અત્રે ચાર્લસ માર્ટેલે મ્હોટી જીત મેળવી ઉત્તર યૂરપનું સેરેસનના જુલમથી રક્ષણ કર્યું હતું (ઇ. સ. ૭૩૨ માં). અત્રે રેસમી કામનો ઉદ્યોગ ૧૫ મી સદીથી ચાલુ છે.

**ટુલ**—આ ફ્રેન્ચ શેહેર નેનસીની પશ્ચિમે ૨૦ મૈલ ઉપર છે. અત્રે ઇ. સ. ૯૬૫–૧૪૯૬ નું દેવલ ૨૪૫ ફીટ ઉંચું છે. તેમજ ૧૮ મી સદીનું એક ફ્રેન્ચ હૉટલ ડી વેલી તથા લેસ, ટોપી, વગેરેનો ઉદ્યોગ હુન્નરનાં મથકો છે. ૧૮૭૦ માં ૨૩ સપટેંબરે જર્મનીએ એનીપર તોપોનો મારો ચલાવી જીતી લીધું હતું, જે પછી એની કિલ્લેબંદી ઘણી મજબુત બનાવવામાં આવી હતી; વસ્તી ૧૮૭૨ માં ૬૫૮૪ની ને ૧૮૯૧માં ૧૧,૭૨૮ની હતી.

**ટુલા**—આ રશિયન શેહેર માસ્કોની દક્ષિણે ૧૧૦ મૈલ ઉપર છે. અત્રે લોઢા તથા તિખાલોઢાના કારખાનાં છે. લોકવસ્તી ૬૬,૧૧૧ ની છે. એનાં પ્રાંતનું ક્ષેત્રફળ ૧૧૯૫૪ ચૌરસ મૈલ હોઇ તેમાં ૧૪,૯૨,૩૦૦ ની વસ્તી છે.

**ટેક્સાસ**—અમેરિકન યુનાઇટેડ સ્ટેટનાં દક્ષિણ પશ્ચિમ ભાગમાંનું સંસ્થાન. એની આસપાસ મેકસિકો, ન્યૂમેકસિકો, ઇંડીયનટેરેટરી, અરકેનસાસ, લોઇસિયાના અને મેકસિકોનો આખાત છે. યુનાઇટેડ સ્ટેટસમાં એ સર્વથી મોહોટું સ્થાન છે. એનું ક્ષેત્રફળ ૨,૬૫,૭૮૦ ચૌરસ મૈલ છે. આ સંસ્થાનની લંબાઇ વધતામાં વધતી ૯૦૦ મૈલ ને પોહળાઇ ૭૫૦ મૈલની છે. સમુદ્ર કાંઠો ૪૦૦ મૈલ લાંબો છે. આ સંસ્થાનની જમીન તર્હેવાર જાતની છે. એના દક્ષિણ અને દક્ષિણપૂર્વ ભાગમાં વર્સાદ વર્સે છે. તેમજ પશ્ચિમ અને ઉત્તર પશ્ચિમ ભાગમાં પણ પુરતો વર્સે છે. આ સંસ્થાનમાં જ્યાં ત્યાં 'આર્ટિશિયન' કુવા સાધારણ છે, ઉત્તર તરફનો પવન સુકો અને વર્સાદ દક્ષિણ પશ્ચિમ તરફથી વર્સે છે. અત્રેની થંડીની ઋતુમાં બરફના તુફાનો વર્સે છે. આ સંસ્થાનમાં કોલસાની ખાણોએ ૧૦૦૦૦ ચૌરસ મૈલ ભાગ રોકેલો છે. તેમજ લોઢું, સુનો વગેરે ખનીજપણ પુશકળ મળે છે.

ટેકસાસમાં ઘાસ ચારો પુશકળ ઉત્પન્ન થતો હોવાથી ઢોરો ઉછેરવાનો ઉદ્યોગ સારો ચાલે છે. એનો ઉન તથા 'ડેરી' નો વેપાર ઉદ્યોગ બીજા દેશો સાથે હરીફાઇ વિનાનો છે. અત્રે ઘઉંની મોહોટી ખેતી કરવામાં આવે છે. સાકર અને ચોખાનો વેપાર કાંઠાના પ્રદેશમાં તથા ફળફળાદીનો વેપાર દક્ષિણ ભાગમાં ચાલે છે. ૧૮૨૨ પછી આ સંસ્થાન સ્પેનિશોની સત્તા તળેથી નિકળી ૧૮૩૫ માં સ્વતંત્ર થયું હતું, અને ૧૮૩૬ માં અત્રેનો 'પ્રેસિડંટ હૉમ્પ્ટોન' હતો. ૧૮૭૦ માં લોકવસ્તી ૮,૧૮,૫૭૯ની,૧૮૮૧માં ૧૫,૯૧,૭૪૯ ની ને ૧૮૯૦ માં ૨૨,૩૫,૫૨૩ ની હતી.

**ટેટ્રાનિમા**—આ અતિ નાહનું સુંદર ઝાડ છે. એ ૧ ફીટ ઉચું વધે છે. તેને કુંડામાં રોપવામાં આવે છે. એનીપર ગુચ્છાદાર બારેમાસી પ્રિમરોઝનાં આકારનાં ફિક્કા રંગના ફુલો ઉગે છે. એ અતિ નાજુક ઝાડ છે. આથી જ્યાં ઝાઝો પવન નહિ હોય ત્યાં તેને રોપે છે. એનીપર જોશબંધ વર્સાદ પડતાં નુકસાની પોંહચે છે. એના બિયાંને કાચનાં ઘેરમાં ઉગાડવામાં આવે છે, ને તેને ઉગતાં ૧ થી ૨ માસનો વિલંબ લાગે છે. એનીપર ઝીણા છિદ્રોવાલી ઝારીથી પાણી સીંચવું પડે છે, તેમજ એને કોહેલાં પાંદડાનું ખાતર ઘણું માફક આવે છે. ચીકણી મટોડીમાં રેતી ભેળી આ ઝાડ ઉગાડવામાં આવે છે. કારણકે એ ચીકણી મટોડીમાં ઉગી શકતું નથી.

**ટેંટુ**—આ ઔષધી છોડનાં મૂળીયાં કેટલાક દર્દપર અકસીર ગણાય છે. અતિસાર તથા કાનમાંથી વહેતો પરૂ બંધ કરવા માટે તેનો ઉપયોગ ઝાઝો કરવામાં આવે છે. એની છાલ કડવી ને તીખી હોય છે. તેમાં પસીનો કાઢવાનો ગુણ છે.

**ટેન**—આગલા વેનિસિયન સરદારોની એક સભાનું નામ. આ વેનિસ શેહેરની સ્થાપના ઈ. સ. ૪૨૧ માં થઇ તે વેળા ત્યાં પ્રજાસત્તાક રાજ્ય ચાલતું હતું. પણ તે પછી પ્રજા અધિકાર ૧૨૪૭ માં નમશે પડી અલ્પજન - સભાત્મક અમલ કાયમ થયો. ત્યાંના અધિકારીઓમાં ૧૦ શખસ પ્રમુખ રહેતા તેથી તેઓેમની સભાને 'ટેન' કહેતા. આ સભાનો અમલ ઘણો સખત હતો.

**ટેન્નીસ**—અમેરિકન યૂનાઇટેડ સ્ટેટના દક્ષિણ રાજ્યમાંનું એક સંસ્થાન. એની આસપાસ 'કેંટ ટયૂકે', વર્જીનિયા, ઉત્તર કેરોલીન, જીયોર્જીયા, અલાબામા અને મિસિસિપી છે. એની લંબાઇ ૩૨૫ મૈલ અને પોહળાઈ ૧૦૯ મૈલની છે. ક્ષેત્રફળ ૪૨૦૫૦ ચૌરસ મૈલ છે. એની પૂર્વે તરફના પહાડી ભાગમાં ૧૦૦ મૈલ પોહળાઇનો સપાટ પ્રદેશ છે, અને તે ઉત્તરથી દક્ષિણ ઢોળાવ દાર છે. ટીનીસિ અને મિસિસિપી વચ્ચે પશ્ચિમ ભાગ આવેલો છે. અત્રે કોલસાની ખાણોનો ૫૧૦૦ ચૌરસ મૈલ ભાગ છે; અને આ કોલસાનાં થર બેહદ જાડાઇ માટે જાણીતાં છે; તેમજ લોઢું પણ પુશકળ જડે છે. તે સિવાય ત્રાંબુ, શિસું, તથા માર્બલ પણ પુશકળ મળે છે. અત્રેની આબોહવા સુખાકારી ભરી છે. અત્રે વર્સાદ ૫૪ ઈંચ પડે છે. ટેન્નીસીમાં ધાન્ય, રૂ, સણ, તંબાકુ વગેરેનો વેપાર મુખ્ય છે. તેમજ અત્રે રૂ, ઉન, આટો, અને કાગળની મીલો તથા તંબાકુ, કુંભાર કામનાં કારખાનાં છે. અત્રે ૧૭૫૬ પછી વસાહત થવી માંડી હતી, અને અત્રે રાજ્ય ધોરણ ૧૭૯૦ થી સ્થાપન થયું. ૧૭૯૬માં ટેનનીસી સ્વતંત્ર સંસ્થાન કહેવાયું. ૧૮૦૦ માં વસ્તી ૧,૦૫, ૬૦૨ ની, ૧૮૫૦ માં ૧૦,૦૨,૭૧૭ની, ૧૮૮૦ માં ૧૫,૪૨,૩૫૯ ની ને ૧૮૯૦માં ૧૭,૬૭,૫૧૮ ની હતી.

**ટેનચ્યૂ**—(૧) ચીનાઈ શેહેનશાહનું પ્રાચીન નામ.

(૨) ટેનચ્યૂ=ખ્રિસ્તી શક પેહેલાં હિંદુસ્તાનનું નામ (ચીનાઈ મત મુજબ.)

(૩) ટેન-ચ્યો-કયુ, આગળ રોમન કેથોલિક પંથ માટે ચીનમાં આ શબ્દ વાપરતા હતા.

(૪) ટેન-ચ્યૂ-સ્ઝ-ચીનમાં 'હાનકો'માંનું બુદ્દનું પુતળું.

(૫) ટેનહાઉ-સ્વર્ગની રાણી, દયાંઇદેવી, તેમજ મૂર્તિમંત વાહાણોને પણ ચીનમાં ટેનહાઉ કહેછે.

**ટેન્ચ**—આ માછલી નાહનાં કદની, નાહના ભીંગડાવાલી અને ટુંકી દાઢીવાલી હોય છે. યૂરપમાં આ માછલી ખોરાક તરીકે વપરાય છે. આ માછલી સ્થિર પાણીમાં પુશકળ મળે છે. એ કદે ૧ ફીટ લાબી હોય છે.

**ટેનીસ**—(જુઓ લૉનટેનીસ)

**ટેંપ્લર**—ટેપ્લર સરદારો પ્રાચીન યૂરપમાં ધર્મ સરક્ષણ માટે લઢવાના ઉદ્દેશથી હસ્તીમાં આવ્યા હતા. એમને 'બૉલ્ડવિન' રાજાએ 'સાલોમનના' દેવળમાં રહેવાની આજ્ઞા આપી હતી, તે ઉપરથી તેમને ટેપ્લર સરદાર કહેતા. એમને યૂરપનાં રાજાઓ તરફથી તહેવાર ભેટો મળી હતી. તેઓમાંના કેટલાક એટલાતો શ્રીમંત રહેતા કે રાજાઓને દ્રવ્યની ગરજ પડતાં તેઓ ધીરધાર કરતા. ફિલિપ રાજાએ ઇ. સ. ૧૩૦૭ માં ટેંપ્લર સરદારોને ફ્રાન્સમાંથી હાંકી મેલ્યા હતા, અને તેઓ ધાર્મિક કામમાં ભાગ લેતા હોવાથી પોપની ચોગ્યતા પણ ઘણી વધી હતી.

**ટેફ્રોશિઆ**—આ ફુલ ઝાડ માત્ર ૩ ફીટ ઉચું વધે છે. એના પાંદડાની નીચલી બાજુ ખાકી રંગની અને ઉપલી ચળકતા લીલા રંગની હોય છે. વરસાદમાં એની ઉપર સફેદ રંગનાં મ્હોટાં ફુલો આવતાં એ અતિ રમણિય દિસે છે. એ સાધારણ જમીનમાં પણ ઉગી શકે છે. એનીપર પાચ દિવસ આંતરે પાણી સિંપવું પડે છે, નવાં ઝાડ બિયાંમાંથી ઉત્પન્ન થાય છે.

**ટેમ**—આ શાકભાજી મસાલામાં વપરાય છે. એને રોપવાની જમીનમાં ૪૦ થી ૫૦ મણ ખોળ નાખે છે. સપટેબર અથવા અકટોબર મહિનામાં કામળાની અ દર વાવે છે. જ્યારે એના રોપા થાય છે ત્યારે નવેંબરમા જે તેયાર કરેલી જમીન હોય તેમાં કયારી બનાવી દોહોડ હાથને અંતરે તેને રોપે છે. એને ચાલુ પાણી સીપવું પડે છે. ઝાડ જ્યારે અર્ધા હાથ ઉંચા થાય ત્યારે બેત્રણ આંગળ ઉંચા રાખીને કાપી નાખે છે. એક વખત કાપ્યાં પછી પાછું પેહેલા મુજબ કાપવાં પડે છે. આ ટેમને ત્રણ વખત છાંટવા પડે છે.

**ટેમેરિંડ**—આ સુંદર ઝાડનું મૂળ વતન ઇસ્ટઇંડીજ છે, પણ હાલમાં તે ગરમ દેશોમાં પણ ઉગાડવામાં આવે છે. આ ઝાડ ૩૦ થી ૪૦ ફીટ ઉચું વધે છે, અને તેની ડાંખળીમાં એક ઝુમખામાં પાંદડાં લખોચાં અર્ધગોળ આકારનાં ઉગે છે. એના બિયાંની સીંગો આંગળા જેવડી જાડી ૬ ઇંચ લાંબી ઉગે છે. આ ઝાડ ઇસ્ટઇંડીજ અને વેસ્ટ ઇંડીજમાં જૂદા પ્રકારનાં ઉગે છે, તે ઇસ્ટ ઇંડીયન ટેમેરિંડ ઝાડની સીંગમાં ૬ થી ૧૨ બિયાં હોય છે, અને વેસ્ટ ઇંડીજ ઝાડની સીંગમાં ૧ થી ૪ બિયાં હોય છે. એના બિયાં ઘેરા લાલ, સ્વાદે ખાટાં મિઠાં હોય છે. એનુ લાકડું ઘણું સખત હોવાથી તે સુંદર ઘેર સણગારના નાહના દાગીના બનાવવામાં ઉપયોગી છે.

**ટેમેરિસ્ક**—આ ગરમ પ્રદેશમાં ઉગતા ઝાડની ૪૦ ઉપર જાત જાણીતી છે. મુખ્યકરી એ યૂરપ, એશિઆ, અને આફ્રિકાના ગરમ ભાગોમાં ઉગેછે. મેડીટરેનિયનના પ્રદેશ પાસે રેતીનાં મેદાનોમાં પણ આ ઝાડ પુશકળ ઉગેછે. આ ઝાડ ઘણી વેળા ૩૦ ફીટથી પણ વધારે ઉંચાઇનાં જણાયલાં છે. આ ઝાડની ડાંખળીઓમાં અકસીર દવાઇ ગુણ હોવાથી આગળ તેનો ભારે ઉપયોગ કરતા હતા. એની રાખમાં સલ્ફેટ આવ સોડાનો વિશેષ ભાગ હોય છે. અરબસ્તાન તથા આફ્રિકાના વેગનોગમાં પણ આ ઝાડ જણાયલાં છે. હિંદમાં ઉગતા એના ઝાડ રંગ તથા ઔષધિકામમાં ઉપયોગી જણાયલા છે.

**ટેરાપિન**—આ માછલી કાચબાંના આકારની હોય છે. યૂનાઇટેડ સ્ટેટસમાં એની ૨૧ જાત જણાયલી છે. તેમાં ખારી ટેરાપિન ઘણી સ્વાદિષ્ટ વાની તરીકે તે તરફ વખણાય છે. મુખ્યકરી ન્યૂ ઇંગલંડથી ટેક્ષાસ સુધીના કાંઠાપર એની મ્હોટી પેદાશ થાયછે, તેમજ

માસાચુસેટ્સ અને ઉત્તર કિનારાપર પણ પુશકળ મળે છે. તે તરફ આ માછલી ૧૦ થી ૪૫ શિલીંગે ડજનને ભાવે વેચાય છે, અને તેની કિંમત નાહના મોહટાં કદ ઉપર અંકાય છે.

ટેરિડો—આ જળચર પ્રાણી અળશીયાને મળતું દરિયામાં જણાય છે. આ પ્રાણી દેખાવે નિર્દોષ પણ ઘણું નાશકારક છે. દરિયામાં બાંધેલા લાકડાનાં બાંધકામને તે વળગી એવું તો કોતરી પોકળ બનાવે છે કે ઘણી વેળા તેવા બાંધકામો સદનતર નાશ પામે છે. એ ટોળાબંધ જળો પ્રમાણે વળગી માંહે પેવસ થઈ લાકડું કોતરી ખાય છે.

ટેરિયર—આ દેખાવળા કુતરાની જાત સ્કૉટલંડ તથા ઈંગલંડમાં પુશકળ જણાય છે. સ્કૉટીશ ટેરિયર અકરલવાળો ને માયાળુ હોય છે. ટેરિયર જાતનાં કુતરામાં દુઃખ સેહેવાની શક્તિ વિશેષ હોય છે. આ કુતરાને ઉંદર, બાજ્જર, સ્ટોટ, પોલકોટ વગેરેનો શેકાર કરવા ઉપર રોકયો હોય તો તે ઘણી સંભાળથી કામ બજાવે છે. આ કુતરો જમીન ખોદી શેકાર શોધી કાઢવામાં ઘણો બાહોશ ગણાય છે.

ટેલ—આ ચીનાઇ ચલણીનાણું ૩ શિલીંગ ૪ પેન્સની કિંમતનું હોય છે. '૧૦ મેસ' અથવા ૧૦૦ કોનડેરીનનો ૧ ટેલ ચીનમાં ગણાય છે. જેની હિંદી ચલણથી કિંમત (૧ ટેલની) ૨ રૂપિયા ૫ આનાં થવા જાયછે.

એનું કોષ્ટક નીચે મુજબ છે.

૧૦ કૉશ = ૧ કુંદરી
૧૦ કુંદરી = ૧ મેસ
૧૦ મેસ = ૧ ટેલ

ટેલ ૧ નું વજન મુંબઇના ૩ તોલા ૯ વાલ જેટલું હોય છે. તોલ જોખમાં વપરાતા ટેલનું કોષ્ટક નીચે મુજબ છે.

૧૬ ટેલ = ૧ કાટી
૧૦૦ કાટી = ૧ પિકલ (૧૩૩⅓ રતલનું વજન)

ટેલ વિલ્યમ—આ જાણીતો તીરંદાજ પોતાની નેમદાર તીર છોડવા માટે અને હેલ્વેટે પ્રજાને જુલમગાર હાકિમના જાપતામાંથી છુટકો કરાવવા માટે જાણીતો થઇ ગયો છે. ચૌદમી સદીની શરૂઆતમાં આસ્ટ્રીયાનાં રાજાના હુકમથી સ્વિતઝરલેંડ ઉપર જુલમી હાકેમોનો ઘણો દોર હતો, તેમાં 'ફ્લુએલન' શેહેરમાં ૧૩૦૭ માં હાકમ 'ગેસલરે' એવો હોકમ કાઢયો કે ચોકસ જગે પોતાની ટોપી ખુંટી ઉપર ઓળણી રાખી તે પોતેજ છે એમ માની પ્રજાએ તેને જતાં આવતાં નમન કરવાનો સખત હોકમ કર્યો. તેમાં ટેલ વિલ્યમે તે હોકમનો અનાદર કરતાં તેને ઘાતકી શિક્ષા કરવા તેને કહ્યું કે "જો તારા બેટાનાં માથા ઉપર સફરચન મેળી તારા તીરવડે તું તે ફળ વિધે તોજ તને તારા અપમાનભર્યાં તકસીરની માફી મળશે." ટેલે તે શરત કબુલ કરી. લોકોની મ્હોટી થટસામે પોતાના પુત્રના માથા ઉપર સફરચન મેળી તેને તીરથી વિધી નાખતાંજ બીજો તીર કમાન ઉપર ચઢાવ્યો, ત્યારે ગેસલરે તેનો સબબ પુછતાં ટેલ બોલ્યો કે "જો મારે હાથે તારી નેમ મુજબ મારો બેટો માર્યો જતે તો આ બીજા તીરવડે તરતજ તને પણ બેજાન કરતે." આ તેની ઉદ્ધતાઇ ભરી ચાલ માટે ટેલને તુરત કેદ કરવામાં આવ્યો, ને બોટમાં બેસાડી કિલ્લામાં રવાના કર્યો. તેટલાં માર્ગમાં તુફાન થતાં ટેલ માત્ર બચી કિનારે એક ખડકમાં સંતાયો ને પછી લાગ મળતાં જુલમગાર "ગેસ્લર" ને માર્ગમાં તીરવડે વિંધી નાખ્યો. આથી આસ્ટ્રીયા સાથે લડાઇ થઇ, તેમાં સ્વિતઝરલેંડને પોતાની સ્વતંત્રતા પાછી મળી હતી. જે જગા ઉપર વિલ્યમ ટેલે પોતાના બેટાના માથા ઉપરનું સફરચન વિંધ્યું હતું ત્યાં તેની યાદગારીમાં એક દેવળ બાંધવામાં આવ્યું જે હજી કાયમ છે.

ટેલીગ્રાફ અથવા તાર યંત્ર. ઇતિહાસ— પરસ્પર વચ્ચે વ્યવ્હાર રાખવાનાં જે સાધનો જાણીતાં છે તેમાં વિજળિક પ્રવાહ યોગે એકમેક ઉપર સંદેસા મોકલવાનું જે

સાધન તે 'તારાયંત્ર' (Telegraph) (G R :—'*Tale*' far off, and grapli's, I write) છે. ધાતુનાં બનાવેલા તારમાંથી એકાદ વિજળિક પ્રવાહ પસાર થઈ ચોકસ બનાવેલા યંત્રમાં સંધેસા માટે મોકલવા ઉપયોગી થઈ પડનારું યંત્ર. આવા યંત્રોને ઇલેક્ટ્રોટેલિગ્રાફ અથવા વિજળિક તાર પણ કહે છે.

આ યંત્રની શોધ આગમજ વિજળિક શક્તિ વિશેનો ખ્યાલ ૧૬૩૨માં 'ગેલીલિયો'ને આવ્યો હતો, પણ તારાયંત્રની સ્થાપના તે પછી અનેક શખસોનાં ખ્યાલમાં ચોકસ રીતે આવી, ૧૮૩૭ માં પૂર્ણ કળાએ પોંહોંચી. પણ તે આગમજ ઈ. સ. ૧૭૭૪ માં જીનોવાનાં એમ. લિસેજે પ્રથમ ટેલિગ્રાફ યંત્રની શોધ કરી હતી. તે પછી લોમોંડનું તાર યંત્ર પ્રસિદ્ધ થયું, તે પછી ૧૭૯૪ માં 'રીઝેન' નામે જર્મન શહસ્થે શોધ જાહેર મેલી તેમાં તેણે પાણીને મૂળ તત્વોથી છુટાંપાડી સીગનલોની મારફતે સંધેસાઓ મોકલી આપતો હતો. ૧૮૧૬ માં રોનાલ્ડે તેમાં સુધારો કર્યો. ૧૮૧૯ માં 'ઑરસ્ટેડે' નવો વધારો કર્યો. ૧૮૨૦ માં પેરિસના મેસ્યુ એમ પિયરે અખતરાઓ કરી જણાવ્યું કે એક 'ગેલવેનો મીટર' (વિજળી માપવાનું મીટર યંત્ર) ઘણે દૂર સ્ટેશન ઉપર મુકવામાં આવે અને જો તારોનો એક આખો ચકરાવો બનાવવામાં આવે તો સીગનલોની મારફતે સંધેશો મોકલી શકાય. ૧૮૩૨ માં 'બેરન વ્હાન શિલિંગે' તારાયંત્રમાં જૂદા જૂદા વધારા કરી તેને જાહેરમાં ઉપયોગી થઇ પડવા યોગ્ય વધારો કર્યો. ને પછી ૧૮૩૩ માં ગોટીનગનમાં ગ્સોલીંગ અને વેબરોએ જાહેર કર્યું કે જો એક 'ગેલવાનો મિટર' પર કોતરેલી અક્ષરઆળા એક લોહચુંબક સોયનાં ફરવાથી વંચાઇ શકાય છે; તે પછી ટેલીગ્રાફમાં પૂર્ણ સુધારો થયો, આ વેળા તારાયંત્ર ૩ પ્રકારના ત્રણ ઠેકાણે શરૂ થયાં. ઇંગલંડમાં 'કુક' અને 'વ્હીટસ્ટોન' એમનું એક; જર્મનીમાં 'સ્ટીમ્હીલ,' 'ગોસ' અને 'વેબર' એમનું બીજું અને અમેરિકામાં પ્રોફેસર માર્સ ત્રીજું તારાયંત્ર જાહેર મેળવ્યું.

૧૮૩૭ માં લોહચુંબકી સોયવાલું ટેલિગ્રાફીક યંત્રનું પેટંટ લેવાયું. આ યંત્રને સિંગલ નિડલ ઇન્સ્ટ્રુમેંટ કહે છે. આ વેળા ૧ મિનિટમાં ૧૦ બોલો મોકલવા માટે પાંચ તારના દોરડાંની જરૂર પડતી હતી, ત્યારે આજે માત્ર ૧ તારમાથી દર મિનિટે ૬૦૦ બોલ મોકલી શકાય છે.

૧૮૬૯માં લંડનથી ગ્લાસગો એક પેગામ મોકલવા માટે દરેક શબ્દ માટે ૮ પેન્સનો દર આપવો પડતો, ત્યારે આજે તમામ યુનાઇટેડ કિંગડમમાં અકેક શબ્દ માટે ½ પેનીની કિંમત આપવી પડે છે. ૧૮૬૯માં ઉપલાજ દેશમાં ૨૫૩૨ તાર ઑફીસો હતી ત્યારે આજે ૧૨૫૦૦ છે. ૧૮૬૯માં આ તારખાતાની ઉપજ ૬,૧૨,૩૦૦ પીંડની હતી ત્યારે ૧૯૦૦ માં ૩૪,૫૯,૩૫૦ પીંડની ઉપજ હતી. ૧૮૩૭ માં તમામ યુનાઇટેડ કિંગડમમાં તારનાં દોરડાં માત્ર ૫૦૦૦૦ મૈલ લંબાઈમાં ફરી વળયાં હતા ત્યારે ૧૯૦૦ માં ૨૭૫૦૦૦ મૈલ દોરડાં નાખવામાં આવ્યાં છે.

આજે ટેલિગ્રાફનો ઉપયોગ દુનિયાંમાં બેહદ વધ્યો છે, તેમાં મુખ્યકરી આગગાડી માટે તો તેનો બોહોળો ઉપયોગ કરવામાં આવે છે. આગગાડી માટે પ્રથમ તારયંત્ર ૧૮૪૬ માં ઇંગલંડમાં શરૂ કરવામાં આવ્યો. એનો પેહેલ વેહેલો ઉપયોગ જે જણાયો તે 'ક્વેકર' પંથી 'ટ્યાવેલ' નામે ખુની ખૂન કરી રેલ્વે મારફતે નહાશી જતાં 'ધ્યારિંગટન' સ્ટેશન ઉપર ટેલિગ્રાફની બાતમી મારફતે પકડવામાં આવ્યો હતો.

૧૮૪૯ માં વર્તમાન-પત્રોનાં સંધેશા મોકલવાની ઝડપ મિનિટમાં ૧૭ બોલોની હતી, પણ હવે લંડન અને ડબલિન વચ્ચેના વિજળિક તાર (વિહટસ્ટન યંત્ર મારફતે) નાં શબ્દોની સંખ્યા દર મિનિટે ૪૬૩ શબ્દોની થઇ છે.

હાલમાં પૃથ્વી ઉપર ૬૦૦૦૦૦ મૈલ તાર લાઇન નાખેલી છે, તેમાં ૪૫,૦૦૦ તારયંત્રનાં સ્ટેશનો છે અને તે દ્વારે દર મિનિટે ઓછામાં ઓછા ૨૨૦ સંદેસા મોકલવામાં આવે છે.

હિંદુસ્તાનમાં ટેલિગ્રાફ દાખલ કરવાનું માન કલકત્તાની મેડિકલ કૉલેજવાળા એક પ્રોફેસર ડૉક્ટર ઓશૉગનસીને ઘટે છે. ૩૩૫માં વિજળીનાં તારથી સંદેસા મોકલવાની પ્રથમ અજમાયસ કલકત્તાનાં બોટેનિકલ ગાર્ડન્સમાં ૧૮૩૯–૪૦ માં લીધી હતી. આ અજમાયસ ફતેહમંદ ઉતરી હતી; આથી તેણે ઇસ્તઇંડિયા કંપનીની બોર્ડ આવ ડાયરેક્ટરોને પોતાની ફતેહ વિષે ખબર આપી તારની એક લાઇન નાદના પાયાઉપર ઉઘાડવાની રજા માગી હતી, જે આપવામાં આવી નહોતી. આથી ડૉ૦ ઓશૉગનેસીએ નાહિમ્મત નહિ થતાં પોતાનાં અખતરા ચાલુ રાખી ૧૮૫૧માં કલકત્તાથી 'ડાયમંડ હારબર' સુધી એક તારનું દોરડું નાખવાની રજા મેળવી, કામ સરંજામ ઉતાર્યું હતું. તે પછી થોડીજ મુદતમાં આ લાઇન ૮૩ મૈલ લંબાવી તે દરમ્યાન ૭ (૬) મથકો ઉઘાડ્યાં હતા. તે પછી હિંદના ગવરનર જનરલ લોર્ડ ડેલહૌસીએ બોર્ડ આવ ડીરેકટરને સમજાવી તારનું દોરડું કલકત્તેથી આગ્રા, આગ્રાથી મુંબઈ, મુંબઇથી મદ્રાસ અને પેશાવર સુધી નાખવાની રજા મેળવી હતી. થોડા વખત દરમ્યાન પ્રથમ ૩૦૦૦ મૈલના વિસ્તારમાં તારનું દોરડું નાખવામાં આવ્યું હતું અને ૧૮૫૫ માં ૪૧ તાર ઑફીસો ઉઘાડવામાં આવી હતી.

પ્રથમનો સરકારી સંદેસાજ તાર મારફતે મોકલવામાં આવતા હતા, પણ ૧૮૫૫માં પૈસા લઇ તેનો લાભ પ્રજાને પણ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

૧૮૫૭માં માર્ઇસોર, કથીકત અને ઉતાકામંદ સુધી તારનું દોરડું લંબાવી તેના વિસ્તારમાં વધારો કીધો હતો. ૧૮૫૭ નાં બળવા વખતે સરકારે આ ખાતાંની ખરી ખુબી પીછાણી હતી. બળવાખોરોએ ૭૦૦ મૈલના વિસ્તારનું તારનું દોરડું કાપી નાખ્યું હતું, તે છતાં સરકારે એજ લાઇનની મદદથી બળવાખોરોની હિલચાલથી વાકેફ થઇ તે માટેનો બંદોબસ્ત કર્યો હતો. આ વેળા તાર ખાતાનું ઉપયોગીપણું જણાતાં બીજે મર્ષે તેમાં ૨૦૦૦ મૈલનો વધારો કીધો હતો.

તે વેળા આ ખાતા મારફતે મોકલવામાં આવતા સંદેસા માટે એવો નિયમ રાખ્યો હતો કે ૪૦૦ મૈલ સુધી એક રૂપિયાનાં ૧૬ બોલ મોકલવા. તે પછીના વધારે તફાવત માટે પાછા બીજા ૧૬ બોલનો વધુ દર લેવો. વળી ટપાલ ઑફીસથી અર્ધા માઇલના છેટા સુધી મુફ્ત તાર મોકલવામાં આવતો હતો, જ્યારે તેથી વધુ છેટા માટે દર માઇલે ચાર આના લેવામાં આવતા હતા. તે વેળા તાર મોકલનાર તથા લેનારના નામનાં બોલો માટે પણ પૈસા લેવામાં આવતા હતા. ફક્ત મોકલનાર તથા લેનાર ગામોનાં નામોજ મુફ્ત ચાલવા દેવામાં આવતાં હતાં. વળી તે વેળા વેપારી તાર માટે બેવડો ભાવ અને સાઇફરના છુપી નિશાનીવાળા તાર માટે સાધારણ ઘણો વધુ ભાવ આપવો પડતો હતો. બે મથકો વચ્ચેનો તફાવત ગમે તે હોય, પણ જો તારનું દોરડું આડું તીડું નાખવામાં આવ્યું હોય, તો તે હિસાબે દર લેવામાં આવતો હતો, નામો માટે પૈસા લેવામાં આવતા હતા; પણ 'ડૉકટર', 'કેપ્ટન' એવા શબ્દો માટે 'ચાર્જ લેવામાં આવતું નહોતું'. આવો મામલો ૧૮૫૭ થી ૧૮૬૫ સુધી ચાલ્યો હતો. ૧૮૬૬ માં ભાવોમાં ફેરફાર કરવામાં આવ્યો જેની રૂહે ૧૦૦ મૈલના છેટા સુધીનાં દર વીસ બોલના આંઠ આના અને ૨૦૦ મૈલ સુધીનો રૂપીઓ એક લેવામાં આવતો હતો. ૪૦૦ મૈલ સુધીનાં છેટાનાં ૨૦ બોલનો રૂપિયો દોઢ આપવો પડતો હતો, જે પછીનાં તફાવત માટે દર ૪૦૦ મૈલે રૂપિયો એક આપવો પડતો હતો. ૬૦૦ મલના છેટાવાળા સંદેસા તાર ઑફીસથી ઘર બેઠાં પોંહચાડવા માટેની ફી કાહાડી

નાખવામાં આવી હતી અને વધુ છેટાની ચાલુ રાખી હતી.

૧૮૬૮ માં ઉપલી કઢંગી રીત બંધ પાડી ગમે તેટલા લાંબા છેટા સુધી હિંદના કોઇ પણ ભાગમાં સંદેસા મોકલવાના ભાવ એક સરખા રૂપિયાનાં ૧૦ બોલને હિસાબે નક્કી કરવામાં આવ્યા અને ઘેરે તાર પુગાડવાની ફી કહાડી નાખવામાં આવી. નામ અને ઠેકાણા માટે માત્ર પૈસા લેવાની રૂઢી તોય ચાલુ હતી.

૧૮૭૦ માં નામ અને ઠેકાણા માટેના દર ત્રણ બોલે બે બોલ મફત લઇ એક બોલ માટેના પૈસા લેવાનું ઠેરવવામાં આવ્યું; આથી ગુચવણ ઉઠયા કીધી, તેથી ૧૮૭૧ માં નામ અને ઠેકાણાનાં શબ્દો મુફત લેવાનું ઠેવી રૂપિયાનાં ૧૦ બોલને બદલે ૬ બોલ નક્કી કીધાં. ૧૮૮૧ માં એવું ઠેરવવામાં આવ્યું કે ૬ બોલ પછીનાં વધુ બોલ માટે દર બોલે બે આના વધારે લેવા. ૧૮૮૨ માં મી૦ હેનો 'અરજંટ,' ઓરડિનરી, અને 'ડીફ્ર્ડ' એમ ત્રણ જૂદા જૂદા ભાગના સંદેસાઓનાં વર્ગ નક્કી કર્યા, આ નવી ગોઠવણ પસંદ પડતી નિવડવાથી તે ચાલુ હતી અને જેમાં "તાકીદનાં" તાર માટે દર આંઠ બોલે રૂ ૨, ઑરડીનરીના આઠ બોલ ને તેથી ઓછા માટે રૂ ૧, અને ડીફ્ર્ડ માટે આંઠ બોલે આંઠ આના ઠેરવેલા ચાલુ હતા ને તેથી વધુ દર બોલને માટે ૧-૨ અને ૪ આના અનુક્રમે વધુ ઠેરવ્યા હતા. પણ ૧૯૦૪ થી તેનો અરધો અરધ ભાવ ઘટાડયો હતો.

૧૮૬૯ માં હિંદુસ્તાનમાં ટેલિગ્રાફ લાઇન ૩૦૦૦૦ મૈલ ફરી વળી હતી, ને ૧૮૯૯માં ૫૦,૦૦૦ મૈલના વિસ્તારમાં ફરી વળી તે માટેનાં ૪,૦૪૬ મથકો સ્થાપન કરવામાં આવ્યાં હતા. ઉપલા આગલા વર્ષોમાં ૩૦૦૦૦૦ સંદેસા દર સાલ મોકલવામાં આવતા ત્યારે ૧૮૯૯ ની ગણુની મુજબ તે વર્ષમાં ૬૦૦૦૦૦૦ સંદેસા મોકલવામાં આવ્યા હતા. આગળ તારખાતાંની વાર્ષિક આવક ઘણીજ નજીવી હતી પણ તે પછી (૧૮૯૯ પછી) દર વર્ષે ૧૦,૦૦૦૦૦ પૌંડની ઉપજ થવા માંડી છે.

**સમુદ્રમાં તારનું દોરડું** નાખ્યા પછી જૂદા જૂદા ખંડો સલંગ વેહવારથી જોડાયાં હતા. પ્રથમતો સમુદ્રમાં તાર નાખી દૂર દરાજ દેશો સાથે વેહવાર જોડી શકાશે તેનો ખ્યાલ ૧૮૫૦ સુધી કોઇને નહોતો; અને જે વિદ્વાનો એવો ખ્યાલ દર્શાવતા તે હસી કાઢવામાં આવતો; પણ ૧૮૩૯માં ડૉકતર ઓશૅાગનેસીએ હિંદુસ્તાનમાં (કલકત્તામાં) અને ૧૮૪૨માં પ્રોફેસર માર્સે અમેરિકામાં આ સંબંધી નાહના પ્રમાણમાં પ્રયોગ કરી જોયાં, અને તેમાં ફતેહ પામતાં ૧૮૫૧માં ડોવ્હરથી કેલે સુધી તારનું દોરડું નાખવામાં આવ્યું; એજ સમુદ્ર માર્ગે તાર મોકલવાનો પેહેલો સાહાસ ગણાયો છે. પણ વિજળિક પ્રવાહના કમજોરપણાને લીધે અને તાર માહેલી ખામીને લીધે આ તાર જલ્દીજ નિરૂપયોગી થયો. આથી તે તારને રદ કરવી પડી.

ઇંગલંડ અને ફ્રાન્સ વચ્ચે પ્રથમ સંદેસો દર્યા માર્ગે ૧૮૫૦ નાં ૨૮ મી ઑગસ્ટે શરૂ કરવામાં આવ્યો હતો. આ દોરડું ડોવર અને કેપગ્રિસનેઝ વચ્ચે નાખવામાં આવ્યું હતું. તે દોરડું જેકબબ્રેટ નામે શખસે નાખવાનો પટો ૧૮૪૬ના વર્ષમાં લીધો હતો, જે વેળા ફ્રાન્સની ગાદી ઉપર રાજા લુઇ-ફિલિપ રાજ્ય કરતો હતો. તે પટો ૧૮૫૦ ના વર્ષમાં પાકો કરી આપવામાં આવ્યો હતો. જે પછીના ૩ મહિનાનાં અરસામાં દોરડું તૈયાર થયું હતું. જે કામ 'ચાર્લટન વાલેસ્ટન' નામના એક એન્જીન્યરે બજાવ્યું હતું. તે પેહેલું નાખવામાં આવેલું દોરડું ટુંક જીંદગી ભોગવવા પામ્યું હતું, કારણકે 'બોલોં' ખાતેના એક માછી મારે તે દોરડાંને દરિયામાં પડેલો દરિયાઇ સાંપ સમજી કાપી નાખ્યું હતું. તે દોરડાંની લંબાઇ પચીસ દરિયાઇ માઇલ જેટલી હતી, અને તેનું દર મૈલે વજન ૪૪૦ રતલનું હતું. તેને દર

૬ મૈલને છેટે સીસાનાં વજનો લટકાવવામાં આવ્યાં હતા, જેથી તે દરિયાની સપાટીથી સરાસરી ૬૦ વાર જેટલું હેઠળ ડુબી રહેલું હતું

ઇ. સ. ૧૮૫૮ માં મરહુમ મહારાણી વિકટોરિયા અને યુનાઈટેડ સ્ટેટસના પ્રેસીડંટ 'બુચાન' ને પરસ્પર મુબારકબાદીનાં તાર મોકલ્યા હતા. તે પછી ૮ વર્ષે સુધી નવા નવા અખતરા કરવામાં આવ્યા. ૧૮૬૬માં બીજા તાર નાખવાનો યત્ન કરવામાં આવ્યો, જે પછી દરિયાઈ તારો બધે નાખતાં હાલમાં ઍટલાંટિક મહાસાગરમાં ૧૪ તારની લાઇનો નાખેલી છે.

**હિંદુસ્તાન** અને યુરપ સાથે તારમારફતે સલંગ વેહવાર ૧૮૫૯થી શરૂ થયો, પણ આ તાર જલ્દીજ રદ થયો હતો, જેને ફરી સમારવાની મેહેનત નહિ લેવાથી હિંદુસ્તાન વચ્ચેનો વેહવાર વર્ષો સુધી ફરી તાર વગરનો રહ્યો હતો. તે પછી ૧૮૬૩ માં તુર્ક સરકારે કૉન્સટન્ટીનોપલથી, એશિયામાઇનરમાંથી બગદાદ સુધી તાર લાઇન નાખી. ત્યારે હિંદુસ્તાનની સરકારે કરાંચીથી બગદાદ સુધી ઇરાનના અખાતમાંથી તાર લઈ જઇ એઉને જોડી. આ તાર મારફતે મોકલવામાં આવતાં સંદેસા ઘણી વેળા અટકી પડતા હતા. આથી એક બીજી તાર લાઇન ઇરાનથી બુશાયર અને તેહેરાન માર્ગે બગદાદ સુધી ઇ. સ ૧૮૬૫ માં ૨૭ મી જાનેવારીમાં નાખી વેહેવાર શરૂ કર્યો હતો. તે પછી રશિયન સરકારે તિફ્લિસથી ઇરાનની હદ સુધી તાર લાઇન નાખી, અને ઇરાનના શાહે તેહેરાન સુધી વધારી. આ બેઉ માર્ગે સંલગ્ન વેહવાર બરાબર રાખી શકાતો નહોતો, આથી ૧૮૭૦ માં ઈસ્ટર્ન ટેલિગ્રાફ કંપનીએ સુએઝથી એડન સુધી ને પછી મુંબઇ સુધી તાર લાઇન નાખી. ઇંડો યૂરોપીયન કંપનીએ ઇંગ્લંડથી જર્મની, રશિયા, કૉકેસસ પર્વતમાંથી તેહેરાન સુધી લંબાવી હતી. આજ ઇસ્ટર્ન ટેલિગ્રાફ કંપનીએ ચીનમાં પણ તાર લાઇન લંબાવી હતી. ત્યાંથી ઉત્તર એશિયામાંથી ઇંગલાંડ સુધી તાર મોકલી શકાય છે.

ઉપલી ગોઠવણથી હિંદુસ્તાનથી ઇંગલંડ તાર મોકલવાનાં ૩ માર્ગો વેહવારમાં આવ્યા. તેમાં સુએઝ માર્ગે અર્ધથી વધારે સંદેસા મોકલવામાં આવે છે. તેહેરાન દ્વારે ઈંડો-યૂરોપિયન કંપની મારફતે ૩૭ ટકા, તુર્ક સરકારનાં તાર મારફતે ૩ ટકા, અને સુએઝ મારફતે ૬૦ ટકા સંદેસા મોકલવામાં આવે છે. તેહેરાન માર્ગે ઇંગ્લંડ સંદેસો મોકલવા ૫૯ મિનિટ થાયછે, તુર્કસ્થાન મારફતે ૧૫ અને સુએઝ મારફતે ૧૨ મિનિટનો વખત લાગે છે.

**દુનિયા માહેલા** જાણીતાં રાજ્યોમાં ટેલિગ્રાફ લાઇન ૧૮૮૦ માં (નીચે આપેલા કોઠામાં મૈલ દર્શાવ્યાં છે.) લંબાઈ હતી.

| | | |
|---|---|---|
| યુનાઇટેડસ્ટેટસમાં | મૈલ | ૧,૭૦,૧૦૩ |
| રશિયામાં | ,, | ૫૬,૧૭૦ |
| જર્મનીમાં | ,, | ૪૧,૪૩૧ |
| ગ્રેટબ્રિટનમાં | ,, | ૨૩,૧૫૬ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં | ,, | ૫૦,૦૦૦ |
| ફ્રાન્સમાં | ,, | ૩૬,૭૭૦ |
| આસ્ટ્રોહંગેરીમાં | ,, | ૩૦,૪૦૩ |
| આસ્ટ્રેલિયામાં | ,, | ૨૬,૮૪૨ |
| તુર્ક રાજ્યમાં | ,, | ૧૭,૦૮૫ |
| ઇટલીમાં | ,, | ૧૫,૮૬૪ |

*તારાયંત્રનું વર્ણન*—તાર યંત્રમાં મુખ્ય કરી કામ બજાવનાર વિજળી હોય છે; જે રસાયનિક ક્રિયાથી ઉત્પન્ન થાય છે. તાર એ વિદ્યુદ્વાહક છે. આંગળીને ઇજા થતી ધમની યોગે જેમ માથામાં ઝણુકારો લાગે છે તેમજ તારનાં એક ટોચને સ્પર્શ કરતાં વિજળીયોગે બીજા છેડાને સમજ પડે છે. પછી તે બેઉ છેડા પરસ્પરથી ગમે તેટલાં દૂર હોવા છતાં ત્યાં મોકલેલા સંદેસા તરત પોંહચી જાય છે. એટલુંજ નહિ પણ જેવો ધાતુનો અવાજ કાઢીએ તેવો તે બીજા તરફ નિકળે છે. આજ તત્વ ઉપર સર્વે તારા યંત્ર ચાલે છે. આ હસ્તકૃત વિજળી આપણને જુદી જુદી

ધાતુઓ ઉપર જૂદા જૂદા ખારો અથવા તેજાબના રસાયનિક કાર્યે (Chemical Action) થી મળે છે. મુખ્ય ધાતુ સોનું, રૂપું, ત્રાંબુ, પ્લાટિનમ અને જસત છે, અને મુખ્ય ખાર સલ્ફેટ ઑવ્ કૉપર (મોરથુથુ) અને મુખ્ય તેજાબ ગંધક તથા સુરોખાર છે. મુખ્ય કરી ત્રાંબુ અને જસત સસ્તું હોવાથી બધે વપરાય છે. કોઇપણ વિજળી ઉત્પન્ન કરનાર યંત્રમાં ત્રાંબુ અથવા પ્લાટિનમ—જસત અને ગંધક અથવા સુરોખારના તેજાબનું પાણી હોયછે. તેજાબનું પાણી જસત ઉપર રસાયનિક કાર્ય ચલાવે છે, જેથી તે ધાતુ કાટ ખાય છે અને તેજાબનુ પાણી ઑક્સિજન તથા હાઇડ્રોજનમા વેહેંચાઈ જાય છે. ઑક્સિજન જસત સાથે મળી જઇને ઑક્સાઇડ ઑવ ઝીંક ઉત્પન્ન કરે છે, તે તેજાબ અને બીજી ચીજોનો બનેલો હોય છે; તેની સાથે મળી જઇને જો તેજાબ ગંધકનો હોય તો સલ્ફેટ ઑવ ઝીંક અને સુરોખાર હોય તો નાઇટ્રેટ ઑવ ઝીંક બનાવે છે. એ ખાર જેવો બને છે તેવોજ પાણીમાં પિગળી જાયછે અને હાઇડ્રોજન ત્રાંબાપર એકઠી થઇને પછી પરપોટાનાં આકારમાં બાહેર નિકળી--જાય છે. આ તેજાબના જસતની અસરથી વિજળિક પ્રવાહ ઉત્પન્ન થાય છે.

આ યંત્રમાં વપરાતી બેતરીઓ તરેહવાર હોય છે. જેવી. કે:—તેમાં પ્રથમ બનાવેલી બેતરી Volta ની જાણીતી હતી, જેને Voltaic Pale કહે છે. તે પછી 'દેનિયલ બેતેરી, બુનસન બેતેરી, ગ્રોવ બેતેરી, લેક લાનશિબેતેરી' અને મિનોતો બેતરી જાણીતી થઇ હતી. હાલમાં જે બેતરી વપરાય છે તે Minottoscell ને નામે જાણીતી છે, પણ ફ્રાન્સમાં 'દેનિયલ બેતરી'નો ટેલિગ્રાફ ખાતામાં ઉપયોગ કરે છે. આ બેતેરીનું મુખ્ય બંધન આ છે;—એક મટોડીનાં વાસણમાં સર્વેથી નીચે તળિયામાં એક ત્રાંબાની રકાબી છિદ્રવાળી રાખેલી હોય છે, જેમાંથી Insutled તાર મથાળાં સુધી કાઢેલાં હોયછે. આ રકાબી પર મોરથુથુ મેલવામાં આવે છે જે ૧૨ થી ૧૪ ઔંસ હોય છે. તેપર લાકડાંનો વેહેર અથવા રેતી ભરેલી હોય છે અને તેમાં પાણી નાખે છે; જેનીપર જસતનો ગોળ કકડો મેળે છે.

આ વિજળિક પ્રવાહ મુખ્યકરી ધાતુઓમાં તથા પાણીમા પોતાનો પ્રવેશ કરી શકે છે, જેથી ધાતુઓને Conductors કરી કહે છે, અને જે ચીજોમાંથી પ્રવેશ કરી શકાતો નથી તેઓને Non-conductors કહે છે, જેમાં મુખ્ય રાળ, મીણ, કાચ, કોરી, રેશમ, રૂ, લાકડું, છડીયા રબર અને સૂકી હવા છે, એમને બીજી રીતે Insulators કહે છે. અને તારનાં યંત્રમાં કોઇપણ બે ધાતુઓ વચ્ચેનો સંબંધ આમાની કોઇપણ ચીજથી છુટો પડે તો તેને Insulated કહે છે.

ટેલિગ્રાફ ઑફીસમાં એક ઘડિયાળ જેવું યંત્ર હોય છે, તેમાં તાર બાંધી જોડે છે. તેની બાહેરની બાજુએ એક હાથો હોયછે, તેનાથી બે શબ્દો ઉત્પન્ન થાય છે. એક 'હૃસ્વ' અને બીજો 'દીર્ઘ.' હાથો હળવે હિલચ્યો હોય તો હૃસ્વ ઉત્પન્ન થાય છે, અને સેહેજ જોરથી હિલવતાં દીર્ઘસ્વર ઉત્પન્ન થાય છે. હૃસ્વ સ્વરનો ઉચ્ચાર 'ટક' એવો થાય છે, અને દીર્ઘ સ્વરનો ઉચ્ચાર 'ટક્ક' એવો થાય છે. તમામ તારખાતમીનો આધાર આ બે શબ્દો ઉપર છે, જ્યારે જોઇએ ત્યારે 'ટક ટક, ટક્ક, ટક્ક, ટક્ક એવા બે ઉચ્ચાર થાય છે. તાર ઇંગ્રેજી લિપિમાંજ મોકલી શકાય છે. ઇંગ્રેજી મૂળાક્ષરોમાં આ માત્રા કાના વગેરે ચિન્હો અને જોડાક્ષરોની કશી કડાકુટ હોતી નથી.*

* સંદેશાનો પ્રવાહ દેખાડનારા યંત્રો અને પ્રવાહથી વાગતા યંત્રો હોય છે, તેમાં દેખાડનારને Indicators અને વાગતા યંત્રોને Sounders કહે છે.

Indicators માં Needle Instrument મુખ્ય હોય છે.

નીચે દર્શાવેલી નિશાનીમાં હ્રસ્વ સ્વર-એટલે 'ટક' (૦) માટે મીંડું અને દીર્ઘ સ્વર માટે-એટલે 'ટક્ક' માટે—રેખા સમજવી.

| | | | |
|---|---|---|---|
| A ○ — | H ○ ○ ○ ○ | O— — — | V ○ ○ ○ — |
| B ○ — ○ ○ ○ | I ○ ○ | P ○ — — ○ | W ○ — — |
| C — ○ — ○ | J ○ — — — | Q — — ○ — | X — ○ ○ — |
| D — ○ ○ | K — ○ — | R ○ — ○ | Y — ○ — — |
| E ○ | L ○ — ○ ○ | S ○ ○ ○ | Z — — ○ ○ |
| F ○ ○ — ○ | M — — | T — | |
| G — — ○ | N — ○ | U ○ ○ — | |

| જોડાક્ષરો. | અંકો. | |
|---|---|---|
| A (ä) ○ — ○ — | (1) ○ — — — — | (6) — ○ ○ ○ ○ |
| O (œ) — — — ○ | (2) ○ ○ — — — | (7) — — ○ ○ ○ |
| U (ue) ○ ○ — — | (3) ○ ○ ○ — — | (8) — — — ○ ○ |
| Ch — — — — | (4) ○ ○ ○ ○ — | (9) — — — — ○ |
| | (5) ○ ○ ○ ○ ○ | (10) — — — — — |

### ચિન્હો.

| | |
|---|---|
| ○ ○ ○ ○ ○ ○ | પૂર્ણવિરામ. |
| ○ — ○ — ○ — | અલ્પવિરામ. |
| — ○ — ○ — ○ | અર્ધવિરામ. |
| ○ ○ — — ○ ○ | પ્રશ્નચિન્હ. |
| — ○ — — ○ — | કૌંસ. |
| — ○ ○ ○ ○ — | "ડેશ." |
| ○ — ○ — ○ | અંત. |
| — ○ — ○ — | શરૂ કરવું. |

આ જે સંદેશો લખાય છે તે ઉપર જણાવ્યું તેમ લખાતો નથી પણ જૂદી જૂદી રીતનાં વિજળિક રેલા કાગળ ઉપર ચિતરાય છે, જેમાં મુખ્ય મીંડું (Dot) અને કાપો (Dash) છે, કેટલાક યંત્રમાં મીંડાને જગે નાહના કાપા દોરાય છે. આ લખવાની રીત બે યંત્રોમાં જૂદી જૂદી છે. 'મોર્સ'ની રીત અને 'સીંગલ નિડલ ઇન્સ્ટ્રુમેંટ'ની રીતમાં ફરક એટલોજ છે કે 'મોર્સ'માં જ્યારે નાહનો કાપો યા મીંડું લખાય છે ત્યારે સીંગલનિડલ ઇન્સ્ટ્રુમેંટમાં (\) તિરકસ નાહનો કાપે લખાય છે, ને મોર્સમાં લાંબો કાપો દોરા છે. તેમજ સિંગલ નિડલ ઇન્સ્ટ્રુમેંટમાં મોટે અને ઉલટી દિશાભણીનો આડો (/) કાપે ચિતરાય છે. સિંગલ નિડલનાં યંત્રમાંની સોયન ઉપલા છેડાની ડાબી બાજુની ઢોક (\) તે "મોર્સના" મીંડાને મળતી આવે છે અને તેમ સોયની જમણી બાજુની ઢોક (/) મોર્સના મોટા કાપ(—)ને મળતી આવે છે.

આ સંદેશા લખવા માટે 'ઇલેક્ટ્રો મેગનેટ' વપરાય છે, જેની આસપાસથી વિજળી પસાર થાય છે. એક ધાતુની ચીપ (Armature) ની તરફ ખેંચાય છે, આથી એક આખો ચકરાવો બને છે. જેવી સંદેશો મોકલ્યો હોય તે શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર એક કાગળનો કટકો જે એક પાસેના ચક્કર ઉપર લપેટાયલો હોય છે તેની ઉપર લખાય છે. આ અક્ષરો ખાસ શાહીથી લખાય છે.

વિજળિ એ બે પ્રવાહની મેળવણીથી બનેલી છે, જે બેની ખાસીયત એકમેકથી ઉલટી છે. એટલે જો બે એક જાતનાં પ્રવાહ લઈએ તો તે લોકો એકએકને દૂર કરશે અને સાથે મળશે નહિ. પણ બે જુદી જુદી જાતનાં હશે તોજ સાથે મળશે. એ બે પ્રવાહને પૉઝેટિવ (Positive) અને નેગેટિવ્હ (Negative) કહે છે. એટલે જે પ્રવાહ યંત્રમાં ત્રાંબા અથવા પલાટિનમમાંથી નિકળે છે તેને પૉઝેટિવ અને જે જસતમાંથી નિકળે છે તેને નેગેટિવ્હ કહે છે. એને સાધારણ રીતે 'ઇલેકટ્રિક કરન્ટ' કહે છે.

વિજળિક પ્રવાહની ખાશીયત મુજબ તે પોતાનો ચકરાવો (circuit) કોઇ પણ રીતે પુરો કરે છે. એટલે જો તેને એક ઠેકાણેથી મોકલવામાં આવે તો પાછો તેજ ઠેકાણે આવે છે. આ સબબથી દરેક યત્રનો નેગેટિવ પોલ—જસતનો તાર જમીનમાં જોડેલો હોયછે, જેથી પ્રવાહ પૉઝેટિવ પોલ અથવા ત્રાંબાના તારમાંથી—જ્યાંથી પણ મોકલીએ ત્યાં જઇને જમીનમાંથી થઈને નેગેટિવ્હ વાયર માર્ગે પાછો પોતાનાં યત્રમાં આવે, એમ જો એને ચકરાવો પુરો કરવા દેવામા નહિ આવે તો તે કામમાં આવી શકે નહિ. આ જમીનમાં સાથે જોડેલા તારને—Earth connection કરી કહેવામાં આવે છે અને તે ઘણું અગત્યનો છે.

તાર (Wire) યોગે વિજળિક પ્રવાહ લઈ જવામાં આવે છે તેમાં મુખ્યકરી ત્રાંબા તથા લોઢાનાં તાર વપરાય છે. ત્રાંબાનો તાર જ્યારે મોંઘો પડે છે ત્યારે લોઢાનો સસ્તો પડે છે. પણ ત્રાંબાના તાર માર્ગે એક વિજળિક પ્રવાહ ૧ સેકંડમાં ૧,૨૦,૦૦૦ મૈલ જઇ શકે છે ત્યારે લોખંડના તારમાંથી વિજળિક રેલો ૧ સેકંડમાં ૬૨૦૦૦ મૈલ જઈ શકે છે. મુખ્યકરી લોઢાનાં જે તાર વપરાય છે તે તાર ⅛ ઇંચ જાડા હોય છે, જેમ તાર જાડો હોય તેમ પ્રવાહ વધારે ઝડપથી જઈ શકે છે. આ તાર ઉપર કાટ નહિ ચઢે તે માટે તેની ઉપર 'ગાલવેનાઇઝડ' એટલે જસતનું પડ ચઢાવવામાં આવે છે, પણ ખુદ મથકમાં વપરાતો તાર ત્રાંબાનો હોય તે $\frac{1}{16}$ ઇંચનો હોય છે. આ તારને ગરમ ઇંડિયા રબરમાં બોળી કાઢીને તેનું પડ ચઢાવે છે, અને તેની ઉપર કપડું વિંટાળેલું હોય છે, તેમ તે કપડાં ઉપર મીણુ ચોપડેલું હોય છે જેથી બે અથવા ત્રણ તાર સાથે થઇ જાય તો તેમાંનો પ્રવાહ ભેળાઈ જાય છે.

આ તાર જેમ જુના થાય છે તેમ તેમાંથી વિજળિક પ્રવાહ અતિ ત્વરાથી વહે છે.

તાર મારફતે વિજળિક પ્રવાહ ધારેલે મુકામે તાર દ્વારાએ મોકલવામાં આવે છે, પણ જો તેને જમીન સાથે સબંધમા આણ્યો હોયતો ધારેલે ઠેકાણે જઈ શકે નહિ યા ગેરવલે જાય તેથી તેને જમીનથી અધર થાંભલાઓ ઉપર જોડે છે, ને તે થાંભલા તથા તારનો સંબંધ Insulated કરવા માટે થાંભલાને ચીનીનાં પ્યાલા જોડી તેને વિંટાળી બીજા થાભલાનાં એવાજ સાધનને જોડી તાર લબાવે છે, ત્યારે જમીનમાંથી લઈ જવામાં આવતા તારને જસતની નળીમાં પોઈ તે વાટે દૂર વેર જોડી સબંધ ચલાવે છે.

સમુદ્ર માર્ગે 'તાર લાઈન' નાખવા માટે વપરાતો તાર Insulated Wire નો હોઇ તેમને એકત્ર કરી સાથે લપેટી તેની ઉપર સણનું દોરડું વિંટાળી તેની ઉપર તીખા લોઢાનો તાર વિટાળેલો હોય છે, ને તેને છેક ઉંડાણમાં નાખતો લઈ જવામા આવે છે. ઇ. સ. ૧૮૫૭ માં ઍટલાંટિક મહાસાગરમાંથી એક તારલાઇન નાખવા માટે કંપની સ્થાપન થઈ તેણે ૧૮૫૮ માં આયરલંડથી ન્યૂફાઉંડલૅંડ સુધી ૨૦૫૦ મૈલ લંબાઈની અને દર ચોરસ મૈલે ૧ ટન વજનની તાર નાખતા જઇ સલંગ વેહવાર ફતેહમંદી સાથે પારો ઉતાર્યો હતો. વધારે મજબૂત તારનાં દોરડાં દર મૈલે ૩૬૦ રતલ નાખવામાં આવે છે; જેની પાછળ દર મૈલે ૭૫૦૦ રૂપીયાનો ખર્ચ બેસે છે.

**ટેલિગ્રાફનાં યંત્રો**—Single Needle Instrument (સિંગલ નિડલ ઇન્સ્ટ્રુમેંટ) આ યંત્રનો દેખાવ સાધારણ ઘડિયાળ જેવો હોય છે. આ ઘડિયાળમાં ઇંગ્રેજી મૂળાક્ષરે ગોઠવેલાં હોય છે. તેનો ઉપલો ભાગ જે સોય છે તે કેમ ફરે છે તે જણાય છે અને એજ બાહેરની સોયની બરાબર સમાંતર એક બીજી સોય હોય છે, જે એક ધરી ઉપર ફરે છે, તેની આસપાસ તારનું ગુચ્છું વિંટા એલું હોય છે. હવે જ્યારે આ ગુચ્છામાં પ્રવાહ આવે છે ત્યારે આ સોય મેગનેટિક ગતિથી ફરે છે અને તેથી બાહેરની સોય જે લોઢાંની છે તે ફરે છે. જો પ્રવાહ પૉઝેટિવ્હ અથવા નેગેટિવ્હ હોય તો સોય જમણી કે ડાબી બાજુએ ફરે છે અને એ મુજબ જમણી ડાબી તરફ ફરતાં અક્ષરની નિશાનીઓ માલમ પડે છે. આ યંત્ર તે 'વર્ટિકલ ગેલવાનો-મિટર' છે, જેમાં ટાંગેલી એ લોહચુંબકની સોય વિજળિક રેલાથી ફરદર કરી શકે છે. પણ આ રેલો તે યંત્રની બાહેરની બાજુએ જે સોય હોય છે તે ઉપર અસર કરી શકતો નથી, પણ તે દર્શક ઈન્ડેક્ષ છે. આ બાહેરની સોયનો ઉપયોગ 'ગૅલવાનો મિટર' ઉપરની અક્ષરમાળા વાંચી સંધેશો સમજી શકવા તરફ કરવામાં આવે છે.

કૉમ્યુનિકેતર (communicator) એનો બીજો ભાગ જે બાહેરથી એક હાથા જેવો દેખાય છે તેની અંદરની બનાવટ લગાર ગુંચવણ ભરી હોય છે. એક હાથીદાંતના કકડાને ૮ ધાતુનાં સાધનો હોય છે, તેને ૮ તારથી એ પ્રમાણે જોડયામાં આવે છે. ૧—અપ લાઇન, ૨—ડાઉન લાઇન, ૩—યંત્ર, ૪—અપ અલારામ, ૫—ડાઉન અલારામ, ૬—પૉઝિટિવ પોલ, ૭—નેગેટિવ પોલ અને ૮—જમીન સાથે. વચમાં એક ધરી ઉપર બે કાંટા હોય છે જે સર્વ ભાગોપર ફરી શકે છે:—અને એક બીજો કાંટો પૉઝિટિવ અને નેગેટિવ પોલને જમીન સાથે જોડવાને કામ લાગે છે. જ્યારે યંત્ર કામ 'કરતું' ન હોય ત્યારે કાંટા લાઇન તથા અલારામ સાથે જોડેલાં હોય છે, જેથી આવતા પ્રવાહથી અલારામ વાગે છે. પછી તે ઠેકાણેનો ધણી કાંટાઓને લાઇનપર અને યંત્રપર જોડી દે છે જેથી આવનો પ્રવાહ યંત્રમાં માલમ પડે છે. પ્રવાહ મોકલતી વેળા પૉઝિટિવ અથવા નેગેટિવ્હ પોલ અને લાઇન સાથે સંબંધ રાખે છે, જેથી પ્રવાહ બીજા યંત્રમાં જાય છે અને ત્યાંનુ અલારામ વગાડે છે. આ રીતે એક સ્ટેશન ઉપરનાં યંત્રમાંની 'ટેપર' બીજા સ્ટેશન ઉપરનાં બીજા યંત્રની 'ટેપર' હલાવે છે, જે રીતે સંધેશો પોંહચાડી શકાય છે. એ ટેપર કાંઇજ નહિ પણ એક જાતનો ઉપર નીચે થતો હાથો ( Lever ) છે, જે દાબવાથી ચકરાવો બંધાય છે. પણ આ યંત્રથી જોઇતી રીતે કામ થવાને બદલે અગવડ એ પડે છે કે સોયની ગતી જોવા તેમ લખવા એમ વધુ માણસ રાખવા પડે છે, પણ એમાં માર્સે સુધારો કરી ૧૮૩૭માં આ નવી શોધ જાહેરમાં મેળી, જે જાતનો ટેલિગ્રાફ હાલ ઘણો ખરો બધે ઠેકાણે છે. જેનું વર્ણન ઉપર આપ્યું છે.

"મોર્સ કી સાઉંડર" યંત્રમાં એક લાકડાનાં અથવા ઇંડિયા રબરના કકડાપર પિત્તળની પટી જડેલી હોય છે જેને સ્ક્રૂનાં સંબંધો હોય છે. *વચલી પટીપર હાથો જડેલો હોય* છે અને એક કમાનથી કરીને તેની અને છેડેની પટીને સંબંધ રહે છે. આગલી પટીમાં 'બેટરી'નો પૉઝેટિવ પોલ જડેલો હોય છે અને વચમાંની લાઇન સાથે જડે છે જેથી પ્રવાહ લાઇન પર જાય. એટલે કે આ હાથો આપણે દાબિએ તો પેહલી પટીમાંથી પ્રવાહ બીજી પટીમાં થઇને લાઇન પર જાય, ત્રીજી પટીને સાઉન્ડર અથવા 'રીલે' (Relay) ના સંબંધમાં મુકેલી હોય છે. જેથી આવતો પ્રવાહ હાથમાંથી થઇને તેમાં થઇને યંત્રમાં જાય છે, અને તેને વગાડે છે. હાથાના છેડાને

પલાટિનમ જડેલું હોય છે જેથી તે જલ્દી ઘસાઈ જાય નહિ અથવા કાટ ખાઈને બરાબર મોકલી શકે નહિ.

સાઉન્ડરનાં (sounder) મુખ્ય ચાર ભાગ છે, ૧—ઇલિકટ્રૉમેગનેટ, ૨—ઉપલો હાથો, ૩—નીચલો હાથો અને ૪ ઠોકવાગવાનો હાથો. એ સર્વેનો સબંધ સ્ક્રૂથી જોડેલા હોય છે. વિજળિક પ્રવાહ ગુચ્છામાં જાય છે તેથી 'મેગનેટ' મા ગતિ આવે છે અને બીજા છેડા વડે જમીનમાં જાય છે. ગતી આપવાથી ઉપલો હાથો ખેચાય છે, તે નીચલા હાથાપર અથડવાથી વાગે છે અને જ્યારે વાગતો નહિ હોય ત્યારે ઉપલા હાથા ઉપર અટકી પડે છે

રીલે (Relay)—આ સાઉન્ડર વાપરવા પછી માલમ પડયું કે દૂરથી આવતો પ્રવાહ એટલો નબલો પડી જાય છે કે સાઉન્ડર બરાબર વાગી શકતું નથી, તેથી બને તો બેટરી વધારવી, અથવા તો એવું યંત્ર બનાવવું જે નબળામા નબળા પ્રવાહથી કામ કરી શકે અને તેની મદદથી આ યત્ર વાગી શકે. આવું યંત્ર Messrs; Simens અને Hamskes બનાવવામાં ફતેહ પામ્યાં, જેને 'રીલે' કહે છે. એમાં એક "હૉર્સ—શો-મેગનેટ" ઉપર ગુચ્છું વિંટાળેલું હોય છે અને તેના બે છેડાપર બે ઈલેકટ્રો મેગનેટ મુકેલા હોય છે, અને એક સોય મેળેલી હોય છે; જેની ચાલ બે સ્ક્રૂ વચ્ચે અટકે છે. જ્યારે હાલે નહિ ત્યારે એક સ્ક્રૂ ઉપર પડી રહે છે, જેનો છેડો 'અકીક' નો બનેલો હોય છે, અને બીજા સ્ક્રૂનો છેડો એક બેટરી જેને Local કહે છે તેના પૉઝેટિવ્હ પોલ સાથે હોય છે. એમાં 'પરમિનન્ટ હૉર્સ શો મેગનેટ'નો છેડો પૉઝેટિવ અને બીજો નેગેટિવ્હ હોય છે. જો પૉઝેટિવ્હ પ્રવાહ મોકલ્યો હોય તો પૉઝેટિવ્હ પોલમાં પૉઝેટિવ્હ ગતી આવવાથી બે પૉઝેટિવ્હ થશે. તેથી પેલી સોયને પોતા તરફ ખેંચવાને બદલે દૂર કરશે અને "નેગેટિવ્હ" તથા 'પૉઝેટિવ્હ' આવ્યાથી તે સોયને પોતા તરફ ખેંચશે જેથી સોય હાલશે, આ ગમે તેવા નબળા પ્રવાહથી પણ કામ કરી શકે છે, પ્રવાહ ગુંચડામાં આવી સોયને હટાવી જમીનમાં જાય છે, સોય જ્યારે હાલે છે અને બીજા સ્ક્રુના છેડાપર અથેડે છે—જે લોકલ બેટરી સાથે જોડેલો હોય છે તેમાથી પ્રવાહ લઈને તે પ્રવાહ સોયમાંથી થઈને હાથામાં આવેછે અને તેનો છેડો સાઉન્ડરના coil નાં એક છેડા સાથે જડેલો હોવાથી તે સાઉન્ડર વાગે છે, અને એ બીજે છેડે થઈને પાછો પોતાની બેટરીમા આવે છે.

વ્યવહાર—બે મથકોમાં સાધારણ કામ કરવા માટેનાં યત્રનાં સાધન કાંઈ ગુંચવણ ભર્યા નથી. 'કી'ની પેહેલી પટ્ટી બેટરીના પૉઝેટિવ્હ પોલની વચલી લાઈન સાથે અને ત્રીજી 'રીલે'નાં મેગ્નનેટના એક છેડા સાથે હોય છે. આવતો પ્રવાહ લાઇન ઉપરથી વચલી પટ્ટીને માર્ગે ૩ જી પટ્ટીમાં થઇને ત્યાંથી Relay માં જઇ સોયને હીલવીને જમીનમાં જાય છે. સોય હાલવાથી રીલેના બીજા સ્ક્રૂમાંથી પ્રવાહ લઇને હાથને માર્ગે તે પ્રવાહ સાઉન્ડરના coil માં જાય છે અને તે વજાડીને પાછો બેટરીમાં આવે છે; હવે એક લાઇન ઉપર બેથી વધારે મથકો હોય તો તે વચમાંના મથકોની સોધણ ગુંચવાડા ભરી હોય છે, જેને T. P. Connections કહેછે. T—એટલે મથક ૧થી નિકળેલો પ્રવાહ મથક ૨) અથવા ૩ જાનો ઘંટ વજાડે અને ત્યાં જમીનમાં જાય, પછી ત્યાંથી નવોજ પ્રવાહ લઇને સ્ટેશન ૪) જાય અને તે કોઈપણ શખસની મદદ વગર પોતાની મેળે થાય. P—એટલે જે મથક ૧, ૧) થી નિકળેલો પ્રવાહ ૨, અને ૩ મથકનાં યંત્રવજાડે અનેપોતેજ સ્ટેશન ૪) માં જાય. આથી ૧ અને ૪ વચ્ચે શું ચાલે છે તે ૨ અને ૩ સાંભળી શકે, તથા બનેનો તેઓ વચ્ચેનો સંબંધ લખી શકે. આવા સઘેસા જોડવાને માટે એક યંત્ર કામેં લાગે છે જેને

Switch કહે છે. જે લાકડાનાં કકડા ઉપર ૧૧ પિત્તળની પટી જડી લઈને બનાવેલો હોય છે, જે ૧૧ સાધનો જૂદા જૂદા T અને P ની વખતે જૂદા જૂદા સાધનોમાં જોડવા પડે છે. જેમકે T સાઉન્ડના લગતા હાથા સાથે D. Zinc સાથે S, Key ની વચલી પટી સાથે P. Working માં P Relay નાં coil સાથે Z. Battery સાથે અને E જમીન સાથે જોડેલાં હોય છે. આ સાધનોમાં કોઈ પણ એક બીજા સાથે પિત્તળનાં ખીલા ( Plugs ) ની મદદથી જોડાઈ શકાય છે.

ડુપલેક્ષ ટેલિગ્રાફ—એકજ તારમાંથી એક કરતાં વધારે સંધેસા એકજ દિશાથી અથવા પરસ્પર વિરોધી દિશાથી મોકલવાની યુક્તિ ૧૮૫૩ માં ડૉ૦ ગીંટલ નામના ઑસ્ટ્રિયન ગ્રહસ્થે શોધી કાઢી. પ્રથમ બે સંધેસા ઉલટી દિશાએ મોકલવામાં ફતેહ મેળવી હતી. વિએનામાંના સ્ટાર્ક નામે શખસે ૧૮૫૫ માં એકજ તારમાંથી એકજ દિશાએ એકજ વખતે બે સંધેસા મોકલવામાં ફતેહ મેળવી. ૧૮૭૩ માં અમેરિકામાંના 'સ્ટર્ન' નામના ગ્રહસ્થે આવી રીતે સંધેસા મોકલવાનું એક ખાસ સંપૂર્ણ યંત્ર બનાવ્યું. આગગાડી ચાલતી હોય તેજ વેળા તેના તારમાંના સંધેસા આપતાં ને લેતાં આવે એ વિષેની શોધખોળ અમેરિકામાંના "આટ્લાન્ટા"થી "ચાર્લોટી" સુધી કરી જોવામાં આવી હતી. આ યુક્તિ યુનાઈટેડ સ્ટેટનાં લશકરમાંના કેપટન, સી. વિલિયમ્સ નામે ગ્રહસ્થે શોધી કાઢી તેનો પ્રસાર કર્યો હતો.

Lightening Discharger—કુદરતિ વિજળી જે વખતે વર્સાદ થઈ તોફાન થાય છે ત્યારે પડે છે. વિજળિક પ્રવાહની ગતિની ખાસિયત જેમ ઉપર દર્શાવ્યું તેમ બને તેમ જમીન ઉપર પોતાનો માર્ગ લેવાની છે; પણ આકાશમાંથી પ્રવાહ આવતાંજ જમીનમાં જવા આગમજ લાઈનમાંના તારપર પડે છે, અને એક વખત તાર ઉપર, આવ્યા પછી તેને જમીનમાં જવાને માર્ગ મળતો નથી. શિવાય એકે પાસેના મથકનાં યંત્રમાં થઈને ત્યાંથી જોડેલાં જમીનનાં સંબંધમાંથી જમીનમાં જવું. આથી કરીને કેટલીકવાર પ્રવાહ એટલો સખત હોય છે કે તારના ગુચ્છાંઓને (coils) બાળી પિગળાવી નાખે છે. અને જે કોઈપણ કામ કરતા મનુષ્યનો હાથ યંત્ર ઉપર હોય તો તેને સખત ઇજા કરે છે. આવી હાલતમાંથી બચવા માટે એક યંત્રની શોધ કરવામાં આવી જેને Lightening Dischargers કરી કહે છે. તેમાં એક પિત્તળની પ્લેટ હોય છે, જેના ઉપર બીજી પિત્તળની પ્લેટો હળી મેળવામાં આવે છે. નીચલી અને ઉપલી પ્લેટોનો સંબંધ Insulated હોય છે. નીચલી પ્લેટનો એક છેડો લાઈન સાથે અને બીજો છેડો યત્ર સાથે જોડેલો હોય છે. ઉપલી અને નીચલી પ્લેટ વચ્ચે $\frac{1}{200}$ ઇંચ જેટલો તફાવત હોય છે. હવે જો પ્રવાહ ઘણો સખત હોય તો ઉપલી પ્લેટનાં એકથી બીજા છેડામાં જતાં તેમાંનો ઘણો પ્રવાહ નિચલી પ્લેટમાં થઈને જમીનમાં જાય છે. આથી જે પ્રવાહ યંત્રમાં જાય છે તે કોઇ પણ રીતે નુકસાન કરી શકતો નથી.

તારમાં થતી ખલલ અથવા વાંક શોધી કાઢવા માટે જૂદાં જૂદાં કાટલાં હોય છે. જેમાં જૂદા જૂદા તારો હોય છે. જેવું એક ૨૦) બીજું ૪૦) ત્રીજું ૬૦) ચોથું, ૭૦) એટલા લાઇનનાં માઇલ જેટલું હોવું છે. હવે લાઇન ઉપર જતા પ્રવાહને બે ભાગમાં વેહેંચી નાખીને ૧ ભાગને "ગાલવેનો મિટર" માંથી લઇને લાઇનપર જવા દે છે, ને બીજાને બીજા 'ગાલવેનો મિટર"માંથી થઇને આ કાટલાંમાંથી પસાર કરે છે, જેથી જેટલા તફાવત પર લાઇન બગડી હોય તે તરત માલમ પડે છે. દાખલા તરીકે જતી લાઇન ૨૦૦) મૈલ પર બિગડેલી છે તેથી જો આપણે એક "ગાલવેનો મિટર" લાઈન પર અને કાટલાંઓ સાથે મેલીએ ને બીજાને ૨૦ માઈલના તાર સાથે જોડીએ તો માલમ

પડશે કે લાઇનના "ગાલવેનો મિટર" વધારે ફરે છે તેથી આપણને માલમ પડે છે કે કાંટલાં થોડાં છે, અથી તેમાં થોડાં થોડાં કાટલાં ઉમેરતાં જઇ જ્યારે એક બરાબર થાય ત્યારે તફાવત શોધી કાઢી શકાય છે.

ટેલિગ્રાફ ખાતાંની જ્યુબિલી ઇ૦ સ૦ ૧૯૦૦ માં ૨૮ મી આગસ્ટે યુરપમાં પાલવામાં આવી હતી.

તાર વગરનો 'ટેલિગ્રાફ'—ઓગણીસમી સદીની અખેરીમાં તાર વગર સંધેસા મોકલવાની શોધ ઇટાલ્યન શાસ્ત્રવેત્તા "સીનોર, માર્કોની" અને "નિકોલા ટેરલા"એ કરી હતી. આ બે વિદ્વાનોને ઘણા વખતથી એવો ખ્યાલ આવ્યો હતો કે તાર વિના વિજળિક પ્રવાહ હવામાંથી મોકલી કા નહિ શકાય ? આ ખ્યાલ ઉપર શાસ્ત્રીય રીતે શોધખોળ ચલાવી ઇ૦ સ૦ ૧૮૯૬ મા સીનોર માર્કોનિએ તેમા ફત્તેહ મેળવી વિસમી સદીની શરૂઆતમાં તેમાં વધારે પૂર્ણપણે ફત્તેહ મેળવી પોતાનાં યંત્રો દ્વારે જગેજગ અખતરાઓ કરી બતાવી પ્રજાની તે વિષે સંપૂર્ણ ખાતરી કરી જૂદા જૂદા સરકારો પાસથી ખાસ મદદ અને હક્કો મેળવવામાં ફત્તેહમંદી મેળવી હતી. એની શોધનો મૂળ આધાર તત્વ બે છે. પહેલું તત્વ પ્રોફેસર મેકસવેલે સ્થાપન કરેલું છે. તે એ છે કે પાણી ઉપર કાઇ ગોળ પદાર્થ 'ગોળાકાર નાખતાં, મોજા બની તે ક્રમે મ્હોટાં થતાં જઇ છેક કિનારા વેર પોંહચે છે." એજ મુજબ પ્રકાશ કિરણ પણ ફેલાવો પામે છે, પ્રકાશની ગતિ દર સેંકડે ૧,૮૦,૦૦૦ મૈલ હોઈ તે ગોળાકાર રીતે ફેલાવો પામે છે. પ્રકાશ કિરણ અને વિજળિક પ્રવાહ એ આ બાબતમાં સહેજ પણ જૂદાં પડયા નથી. વિજળિક ગોળાકાર મોજા એક ઇંચમાં ૩૦,૦૦૦ નિકળે છે. ઉપર જણાવેલો તર્ક પ્રોફેસર 'હર્સે' દાખલા દલીલથી સિદ્ધ કર્યું હતું, અને ત્રાંબાનું પતું ઉપયોગમાં લઇ વિજળિક પ્રવાહ ગમે તેમ ફેરવી શકાય છે તેમ પોંહચાડી શકાય છે, તેપણ પ્રયોગ યોગે સિદ્ધ કરી બતાવ્યું હતું. સિનોર માર્કોનીએ હાલની આડી ઉભી તારોને બદલે ઉભી લબાન તારો ગોઠવી વિજળિક ગોળ મોજા ઉપર મોકલતાં તેને બંદબેસ્તી નળીઓ વાટે ગતિ આપી સંધેસા મોકલવા માટે આ મોજા ઉપયોગમાં લીધા. આ યુક્તિથી ગમે તેટલા છેટા સુધી સંધેસા મોકલી શકાય છે. એનાં અખતરા હિંદુસ્તાનમાં પ્રથમ ૧૯૦૧માં મુંબઈ, મીરત અને કાનપૂર દરમ્યાન ચાલુ કરવામાં આવ્યા હતા.

ટેલિફોન—આ યંત્રની શોધ ગઇ સદીની અધવચમાં થઇ હતી. આ ટેલિફોન શબ્દ ટેલો=Through, across આડું=આરપાર અને (Phone) ફોન યાને=બોલવું ઉપરથી બન્યો છે.

ટેલિફોનની શોધ આગમજ પ્રથમ રમકડા જેવું ટેલિફોન બનાવવામાં આવ્યું હતું. તેમાં કાગજ, ધાતુ યા વાંસના બે ભૂંગળાઓને તેઓને મોઢાં ઉપર પાતળું કાગજ વળગાવી એક દોરીની મદદથી સામસામો અવાજ મોકલવામાં આવતો. આવી રીતે અવાજ પોંહચવાનો સબબ એ છે કે, અવાજનાં હવામાં મોજા ઉત્પન્ન થતાં તે ભૂંગળાના પતળાં કાગજ યાને 'ડાયફ્રામ' ઉપર અપડી દોરીમાં હીલચાલ ઉત્પન્ન કરી બીજે નાકે જઈ ડાયફ્રામ ઉપર અસર કરી પાછા હવાના મોજા બનાવી અવાજ ઉત્પન્ન કરી શકતું. આ બચ્ચાંઓની રમતમાં વપરાતું ટેલિફોન જોઈ વિદ્વાનોએ શોધખોળ ચલાવી વાત કરવાની નળીઓ બનાવી. પણ આ નળી વાટે માત્ર ૧૨૦૦ વાર સુધીજ વાતચીત કરી શકાતી હોવાથી તે શોધ નકામી ગણાઇ; તેટલાં ટેલિગ્રાફની શોધ થતાં ઇ૦ સ૦ ૧૮૩૭ માં મી૦ પેજ નામે ગ્રહસ્થે અખ્તરા કરતાં એવું શોધ્યું કે એક કકડાની આસપાસ રેસમ લપેટેલો તાર (Insulated Wire) વિટાળીને તારમાંથી જો વિજળિક પ્રવાહ પસાર કર્યો હોય તો પેલા લોખંડમાંથી 'ટક' કરી અવાજ આવે છે. આ નજીવી

બાબદ ઉપર જૂદા જૂદા વિદ્વાનોએ અખ્તરા કરી છેલ્લે તેમાં "રીસ" નામે જર્મન વિદ્વાને વિજળીથી ચાલતું એક ટેલિફોન બનાવવામાં ૧૮૬૧ માં ફત્તેહ મેળવી. એના પછી મેસ્યો પૉલાર્ડ અને ગાર્નીએ " Singing Condenser નામનું યંત્ર બનાવ્યું પણ તેમાંથી વાજીંત્રનો અવાજ સ્પષ્ટ સંભળાતો પણ મનુષ્યનો અવાજ સંભળાતો નહિ હોવાથી વિદ્વાનોએ ખંતથી તેની પાછળ મંડયા. સેવટે ૧૮૭૬ માં પ્રોફેસર એલેક્ઝાન્ડ ગ્રેહમ બેલે પોતાના કીધેલા અખ્તરાનું વર્ણન જાહેરમાં મેળી સંપૂર્ણ ટેલિફોન કેવો જોઈએ તેની વિગત સમજાવી તથા પોતે શોધેલા વિજળિક—લોહચુંબકિક ટેલિફોન'નું વર્ણન કીધું. આ સુધારા વધારાવાલા ટેલિફોનમાં પણ તે પછી વધુ સુધારો કર્યો. પણ તેટલાં બીજા વિદ્વાનોએ જાહેરમાં આવી પોતે પણ એવીજ શોધ કરીછે એમ જણાવવા લાગ્યા. તેમાં મી૦ ગ્રે નામે ગ્રહસ્થે મોટેરો દાવો ઉઠાવી પોતાના ટેલિફોનને માટે પેટંટ માંગ્યું પણ તેનો પ્રથમ શોધનો દાવો નામંજુર રહેતાં તેને પેટંટ આપવામાં નહિ આવવાથી ટેલિફોનના પેહેલા શોધક તરીકેનું માન પ્રોફેસર "બેલે"નેજ મળયું.

પ્રોફેસર બેલે આથી ટેલિફોનને સંપૂર્ણ હાલતે મેળવા માટે તેની પાછળ મહિનાઓ સુધી મંડી રહી ત્રીજું અને સંપૂર્ણ ટેલિફોન જાહેરમાં મેળયું. આ ટેલિફોનમાં લિવર, સોય વગેરેની આગલી અધુરી માથાકુટ કાઢી નાખી વિજળિક લોહચુંમકને તેનાં ગુંચળાં સાથે 'માઉથપીસમાં' જડેલા લોઢાંની પત્રીનાજ બનાવેલા ડાયફ્રામ આગળ કાગજ પુર જગ્યા રાખી ગોઠવ્યું હતું. આથી પાંચ તુકડામાંજ આ મોહા ઉપયોગી યંત્ર બન્યું. એટલે પેહેલે એક લોહચુંબકનો સળીઓ, બીજું તે ઉપરનું તારનું ગુચ્છું, ત્રીજું લોઢાનો ડાયફ્રામ, ચોથું બોલવા યા સાંભળવાનું મોહું અને પાચમું એ સર્વને એક ગોઠવણમાં રાખનાર દાબડો જે ગોળાકાર બનાવેલો હોવાથી હાથા તરીકે પણ કામ આવે છે તે.

મી૦ બેલના એ ટેલિફોન ઉપર બીજાઓએ પોતાના સુધારા કરવા ચાલુ રાખી એક ઘડિયાળ રેકું ટેલિફોન બનાવ્યું જેને 'તપકીરની દાબડીનું ટેલિફોન' એવું નામ આપ્યું હતું. તેમાં લોહચુંબકને નાળ જેવું વાળી તેનાં બેઉ પોલો ઉપર એકેકું તારનું કોટેલું બેસાડેલું હતું. આવી ગોઠવણને લીધે અવાજ સ્પષ્ટ સંભળાતો હતો." તે પછી મેસ્યો ડાર્સોવાલ' નામે વિદ્વાને પોલાદની એક નાની પ્યાલી બનાવી, વચમાં છિદ્ર પાડી, લોહચુંબકનો એક છેડો પ્યાલી સાથે જોડી બીજો છેડો પેલા કાણાંવાટે અંદર ઘુસાડી તે ઉપર તારનું ગુચ્છું બેસાડવામાં આવ્યું હતું. આ યુકિતથી વિજળી–લોહચુંબકના બેઉ છેડા ડાયફ્રામ ઉપર પોતાનું જોર કરી શકવાને લીધેજ અવાજ સારો સંભળાઇ શકતો હતો.

ઉપલા સુધારેલા યંત્રમાં પણ કેટલીક વેળા સ્પષ્ટ અવાજ નહિ આવવા માંડતા સાધારણ ઉપયોગમાં આવતું બંધ પડયું હતું; આથી મી૦ હ્યુસ ( Hughes ) નામે વિદ્વાને એક એવું હથીયાર બનાવ્યું કે (૧૮૭૮માં) જેથી ઝીણો અવાજ મ્હોટો સંભળાવા લાગ્યો.

હાલમાં વપરાતા ટેલિફોનનાં "ટ્રેન્સ મિટર" પણ " માઇક્રોફોન "વાલાં હોઇ તે સર્વે બ્લેકની શોધ ઉપર બનાવેલાં છે. એમાં એક લોખંડના ડાયફ્રામને રબરની ગોળ ફરતી ધારમાં બેસાડી તે ઉપર વચમાં પ્લેટિનમની અણીવાળી એક સીધી કમાન ટેકવેલી હોય છે. એ અણી કમાનમાં આરપાર બેસાડેલી હોવાને લીધે જ્યારે તેની એક બાજુ ડાયફ્રામને લાગે છે ત્યારે બીજી બહાર રહે છે. આ બહારની અણી ઉપર કાર્બોનની પાલીસ કીધેલી, ત્રણ દમડી જેટલાં કદની ચકતી ટેકે છે કે, જેને પણ એક સીધી કમાનમાં સ્ક્રુથી બેસાડેલી હોય છે.

અણીવાળી કમાનને એક તાર અને ચકતી વાળીને બીજા તાર સાથે જોડવામાં આવે છે એ 'બ્લેક ટ્રન્સ મિટર' દૂરનાં કામ માટે ઘણું ઉપયોગી થઇ પડયું છે. અને તેમાથી આવતો અવાજ તદન સ્પષ્ટ હોયછે, એથી તે ઝાઝો વપરાસમાં આવે છે. સામાસામી ટેલિફોનો જ્યારે ચાલુ કામ માટે ગોઠવવામાં આવે છે ત્યારે એકમેકને ખબર કરવા માટે ઘંટ યા એવીજ બીજી કોઈ યુકિત રાખવી અવશ્યની છે. પેહેલે રિસીવરની ઉપર સિસોડી વાળી ભુંગળી મેલી સામી તરફથી પ્રવાહનાં આંચકાઓ આપી રણસીંગડા જેવો અવાજ કરી ધ્યાન ખેંચવામાં આવતું હતું. એ પછી બૅટરીથી વાગતો ઘાંટ કામમાં આવ્યો જેમાં એક ચાંપ દાબવાથી સામી તરફ ઘાંટરડી વાગતી. એ સઘળી હિકમતો લાંબા છેટા માટે નકામી પડવાથી સાધારણ ઉપયોગમાં આવી નહિ. હાલમાં જે રીત વપરાય છે તેમાં લોહચુંબકની અસરથી ઉત્પન્ન કીધેલી વિજળી એક ખાસ ઢબ ઉપર બનાવેલા ઘંટને વગાડે છે. અત્રેનાં ટેલિફોનોમાં ઉપર એક ફેરવવાનો હાથો હોય છે, એ હાથો એક ચક્રની મદદથી તાર લપેટેલા H આકારનાં "આર્મેચર"ને પોલાદનાં લોહચુંબકનાં પોલોની વચ્ચે ફેરવે છે. આથી 'આર્મેચરના' તારમાં ઉલટાસુલટી પૉઝિટિવ અને નૅગેટિવ પ્રવાહો ઉત્પન્ન થાય છે. એ પ્રવાહો બાહેરની તાર યાને 'લાઇન વાયર'ને માર્ગે સામી બાજુના ઘંટમાં દાખલ થવાની ગોઠવણ રાખેલી હોય છે, એ ઘંટની બનાવટ સાધારણ વિજળિક ઘંટથી જૂદી છે. અને એમાં એક 'ઇલેકટ્રો મૅગનેટ'નાં પોલો આગળ લોહચુંબકવાળો આર્મેચર હોય છે જેને હથોડી જડેલી આવે છે. આ હથોડીની આસપાસ સેહેજ તફાવતે બે નાની ટકોરી યાને ઘાંટરડી બેસાડેલી હોય છે, આથી તેના વિજળિક લોહચુંબકનાં તારના 'મૅગ્નેટો ઇલેકટ્રિક જૅનરેટર' સાથે જોડી સંચાનું આર્મેચર ઘુમાવ્યું હોય તો ઘાંટરડી જોરથી વાગવા માંડે છે. એવું કારણ એવું છે કે સંચાના ઉલટાસુલટી પ્રવાહો ઘંટના વિજળિક—લોહચુંબકમાં ઉલટીસુલટી પોલો બનાવે છે, જેથી જ્યારે તેના હથોડીવાળા લોહચુબકીક આર્મેચરના ઉત્તર પોલ આગળ વિજળિક લોહચુંબકનો ઉત્તર પોલ થાય છે ત્યારે તે વિજળિક કાયદાને અનુસરી હઠી જાય છે અને એક તરફથી કટોરી ઉપર હથોડી ટકટકો મારે છે. એવીજ રીતે જ્યારે પ્રવાહના ઉલટાવાથી ઇલેકટ્રો-મૅગનેટ' પોલ બદલે છે ત્યારે હઠાણને બદલે ખેંચાણ થાયછે, જેથી હથોડી બીજી કટોરી ઉપર ટકોરો આપે છે. એ જાતનાં ઘંટને "ઑલ્ટરનેટ કરંટ બૅલ" કહે છે અને તે અતિ લાંબા છેટા ઉપર પણ ચાલી શકે છે.

ચાલુ ટેલિફોનમા એવો ઘંટ દાખલ કરવાને લીધે બાઇક્રોફોન ચલાવવાને જોઇતી એક બૅટરી સિવાય બીજી બૅટરીની જરૂર પડતી નથી. હાલમાં એ કામ માટે ઘણું કરીને " લકલાંશે બૅટરી' ( Le clanché Battery ) વપરાય છે. એમાં કાચના એક વાસણમાં જસતનો સળીઓ મેલી તેની બાજુમાં તેને લાગે નહિ તેવી રીતે કાર્બોનનો એક ચપટો સળીયો રાખી તેની ઉપર બે બાજુએ કાર્બોન તથા " મૅન્ગેનિસ ડાયોકસાઇડ" નામે કાળી વસ્તુનાં ગંધકનો તેજાબ તથા ગુંદર સાથે મેળવી સંચામાં દાબી કાઢેલાં બે ઢેફાં રબરની પટીઓથી સંબંધમાં રાખે છે. તેનાં વાસણમાં નવસાગરનું પાણી ભરેલું હોય છે, એ રીતે હાલનાં ટેલિફોનમાં સહુથી ઉપર મૅગ્નેટો—જૅનરેટર તથા ઘંટ, નીચે નાહના ચોરસ દાબડામાં 'બ્લેક ટ્રાન્સમિટર' અને તેની નીચે 'લકલાંશે બૅટરી' ની ગોઠવણ કીધેલી હોય છે. ટ્રેન્સમિટરના દાબડામાં લાંબા છેટા માટે વિજળી પહોંચાડવા સારૂ એક નાહનો "ઇન્ડકશન કૉઇલ" પણ હોય છે. ટેલિફોનમાંથી જે તાર નિકળે છે તે કાચના ' ઇન્સ્યુલેટર ' ઉપર થઇ વડી ઑફીસમાં જાય છે, એ ઑફીસમાં દરેક

ધણીને એકેક નંબર આપી તેનો તાર એકેક નાના યંત્ર સાથે જોડેલો હોય છે, જેથી બોલાવવા માટે ધણી પોતાનો વિજળીક સંચાનો હાથો ફેરવેતો વડી ઑફીસમાં તરતજ તેનો નંબર જાહેર થઇ ઘંટ વાગે છે. એ નંબરવાળા યંત્રમાં એક નાહનું વિજળિક લોહચુંબક તથા તેનો આર્મેચર હોય છે જે એક ડેસથી ધાતુનાં નાહના પડદાને પકડી રાખે છે, પણ અંદર વિજળિક પ્રવાહ આવતાંજ આર્મેચર ખેંચાવાને લીધે ઠેસી છટકી પરદો ઉપડી જાય છે જેથી ઝટ તેનું નંબર જણાય છે. આ પરદો પડવાથી એ ચાંપ સાથે દબાવાને લીધે ઘંટ વાગે છે. એ યંત્રને 'ડ્રૉપઇન્ડીકેટર' કહે છે. પરદો પડવા બાદ તેને બંધ કરી વડી ઑફીસ ધણીને કયો નંબર વાત કરવા માટે જોઇએ છે તે પુછી લઇ તેની સાથે બીજા ધણીનો તાર એક ચાંપથી જોડી આપે છે. વાત ખતમ થયા પછી ત્રણ આંટા મેગ્નેટો મશીનનો હાથો ફેરવવાથી વડી ઑફીસ તારો છોડી નાખે છે.

હાલમાં આ યંત્ર યૂરપ, અમેરિકા, હિંદુસ્તાન અને એશિયાના ઘણા ભાગોમાં જાણીતું થયું છે. તેમાં સુધરેલા આગેવાન દેશોમાં તો તે સાધારણ છે. યૂરપમાં આ યંત્રનો કેટલો પ્રસાર થયો છે તે વિષે એવી ગણત્રી કાઢેલી છે કેઃ—લંડમાં ૧૦,૦૦૦ માણસ દીઠ ૪૭, પેરીસમાં ૭૧, ન્યૂયૉર્કમાં ૧૫૦ અને સેનફ્રાન્સીસ્કોમાં ૭૦૬ ત્યારે સ્વિડનમાં ૫૮૦ (દર દસ હજારે) માણસ દીઠનું પ્રમાણ આવે છે. સ્વિડનમાં તો આ યંત્ર એટલું સાધારણ થએલું છે કે ત્યાંના દરેક મોટા નાહના વેપારી, દુકાન કે ખાનગી ઘરમાં આ યંત્ર જોડેલું છે, એટલુંજ નહિ પણ ધોબીઓનાં ઘેરમાં વટીક તે યંત્ર ગોઠવાએલું હોય છે. ત્યાંના દરેક મોહલ્લામાં ટેલીફોનનું મથક હોય છે, જ્યાંથી નજીવી કિંમત આપી કોઇ પણ શખસ શેહેરના ગમે તે ભાગમાં વાત કરી શકે છે.

ટેલેન્ટ—પ્રાચીનગ્રીકોમાં વપરાતું એક વજન તથા સિક્કો. એજીનાના ટાપુમાંના હેલાસમાં પ્રથમ ચાંદીનાં ટેલેન્ટ પાડવામાં આવ્યા હતા. બેબિલોનમાંના ટેલેન્ટ ૬૫ પૌંડ ને ૫ ઔંસ અથવા ૬૬ પૌંડ અને ૫ઙ્કૌંસ વજનના, એટલે તેની ચાંદીનાણામાં કિંમત ૩૪૦ અથવા ૪૦૦ પૌંડની ગણવામાં આવતી હતી. એના ઉપરથીજ તે પછી ફીનેશિયા તથા પેલેસ્ટાઇનમાં ચલણ ચાલુ થયું પણ તે ચાંદી તથા સુન્નાના જૂદા ટપનાં ટેલેન્ટ હતા. જે વેપારી ટેલેન્ટથી ⅚ ભાગ જેટલી કિંમતનાં હતા. ચલણી સિક્કા તરીકે યુબોઇક ટેલન્ટ 'એજીનેશનના' ટેલેન્ટના સિક્કા તથા વજન કરતાં નાહના હતા. આ સિક્કા એથેન્સ, ખાલસિસ અને ખાલસિડીઅનમાં નાણા તરીકે વપરાતા હતા, આ વેળાના ટેલેન્ટ ૩૦૩ પૌંડ ૨ શિલીંગ ૬ પેન્સ; બીજા ૨૦૩ પૌંડ, ૨ શિલીંગ, ૬પેન્સ; ત્રીજા ૨૧૦ પૌંડ ૧૮ શિલીંગ ૬ પેન્સની કિંમતના—તથા વજનમાં ૮૩⅚ રતલ, ૫૫⅚ રતલ અને ૫૭⅚ રતલ વજનના વજનો પણ ચાલુ હતાં.

ટેલોટાગ્રાફ—યાને સામી તરફથી આવતા તારના સદેશા પોતાની મેળે ખુલ્લા શબ્દોમાં તારનું યંત્ર લખી શકે એવી યોજનાથી બનાવેલા યંત્રનું નામ. આ યંત્ર મારફતે તારખાતાંનો કામદાર જે સંદેશા લખે તે અક્ષરે અક્ષર અને તેનાજ જેવા આકારે જ્યાં તે મોકલવામાં આવતો હોય ત્યાંની તાર ઑફીસ સાથે જોડેલીપેન્સીલ પોતાની મેળે કાગજપર લખવા માંડે છે. આ યંત્રમાં એવી કરામત કરેલી હોય છે કે અસલ સદેશાની આબેહુબ નકલ તે પોતાની મેળે છબીની માફક ઉતારે છે. કોઇપણ પ્રકારનાં જાડા અથવા પાતળા અક્ષરો સેહેલાઇથી સંદેશા લેનાર ઑફીસમાંના યંત્ર સાથે જોડેલી પેન્સીલ લખે છે. તે યંત્રમાં માત્ર એટલીજ ખામી છે કે તે 'ફ્રૉમા' વીંડા વગેરે ચિન્હો કહાડી શકતી નથી.

ટોંક—રજપુતાનામાનું એક દેશી રાજ્ય. એનો વિસ્તાર ૨૭૩૦ ચોરસ મૈલ છે. એની સિમા સરખી નથી, કારણકે આ રાજ્યનો વિસ્તાર એક જથ્થે નથી. એનો કેટલોક ભાગ રજપુતાનામાં, અને કેટલોક માળવામાં છે. મુખ્ય શેહેર ટોંક તથા તેની આસપાસનો ભાગ રજપુતાનામાં છે. આ રાજ્ય બુંદીના રાજ્યથી ઉત્તરે છે. એની ચારે તરફ જયપુરના રાજ્યનો દક્ષિણ ભાગ વિટલાયલો છે. રજપુતાનામાં ટોંક, રામપુરા અને અલીગઢ તથા માળવામાં સીરોંજ, ચવરા તથા પેરાવા પ્રગણાં છે. આ રાજ્યમાં લોક વસ્તી ૩૩૮૦૨૯ ની છે; તેમાં ૨૯૩૭૫૭ હિંદુ, ૩૮૫૬૧ મોહમેદન, ૫૬૯૩ જૈન અને ૧૮ ખ્રિસ્તીઓ છે. રાજ્યમાં પાંચ શેહેરો અને ૧૧૮૭ ગામડાં છે. દર ચૌરસ મૈલે વસ્તી ૧૩૪·૭ ની છે. વાર્ષિક ઉપજ ૩૧૧,૦૦૦૦૦ ની ઉપજે છે. આ રાજ્યનાં લશકરમાં ૧૭૩૦ સ્વાર, ૧૧૩૦ પયાદલ, ૫૩ તોપ અને ૧૦૦ ગોલંદાજો છે. મુખ્ય શેહેર ટોંક જેપુર અને બુંદી વચ્ચે સમુદ્ર સપાટીથી ૧૪૬૨ ફીટ ઉપર, બનાસ નદીને જમણે કાંઠે છે. આ શેહેર આસપાસ મરોડીનો કોટ છે, વસ્તી ૪૦૭૨૬ ની હોઇ તેમાં ૨૦૩૮૯ હિંદુ, ૧૯૦૨૪ મોહમેદન અને ૧૩૧૩ પરદેશી પ્રજા વસે છે.

અત્રેના રાજ્યકર્તા અમીરખાન પીંડારાના વંશજ સૈહિલા જાતના પઠાણ મુસલમાન છે. આ રાજ્યની સ્થાપના અમીરખાને કરી હતી (જુઓ અમીરખાન). આ વિજયી પુરુષના ઇ૦ સ૦ ૧૮૩૪ માં મરણ પછી તેના બેટા વજીર મહમદખાનને ગાદી મળી. એણે ૧૮૫૭ માં બ્રિટીશોને સારી મદદ કરી હતી, એ ૧૮૬૪ માં મરણ પામતાં મહમદઅલીને ગાદીએ બેસાડયો, પણ આ રાજ્યકર્તાએ 'લાવાના' ઠાકોર સાથે લડાઇ ઉઠાવીને તેને પ્રપંચથી પોતાના મેહેલમાં તેડાવી મારી નાખ્યો. આથી મહમદઅલીને ૧૮૬૮ માં પદભ્રષ્ટ કરી કાશીમાં કેદ રાખ્યો, ને તેના શાહજાદા ઇબ્રાહિમખાનને ગાદીએ બેસાડયો. હાલમાં એજ ટોંકના રાજ્યકર્તા છે, એમને ૧૭ તોપનું માન બ્રિટીશ છાવણીમાં આપવામાં આવે છે.

ટોકિયો—જેપાનીજ શેહેનશાહતનું મુખ્ય પાયતખત શેહેર. આ શેહેર ૯ મૈલ લાંબુ ને ૮ મૈલ પોહળું છે. ૧૮૬૮ માં શેહનશાહે કીયેટોમાં અત્રેથી દરબાર ખસાડી તે આગમજ એ યડોને નામે પ્રસિદ્ધ હતું. ઇ૦ સ૦ ૧૬૦૦ માં યડો નાહનું ગામડું હોઇ માત્ર ત્યાં એક કિલ્લો બાંધેલો હતો. તે પછીની સદીઓ દરમ્યાન એ શેહેર દેશના વેપારનું મધ્ય મથક બન્યું હતું. શેહેરનો નીચલો ભાગ સપાટ અને જળમય છે. તેની વચમાં ૧૮૮૯માં બાંધેલો કિલ્લો અથવા મેહેલ છે. આ મેહેલની આસપાસ વિજળિક રોશની હોઇ માહેથી યૂરપીયન 'ફરનીચરથી" સણગારેલું છે. આગળ અત્રે અમીર ઉમરાવોનાં ઉત્તમ બાંધકામો હતાં પણ હાલ તેમાંથી ઈંટ, પથ્થર બીજા મેહેલો બાંધવા માટે કાઢી લઇ જવાથી તે ખંડીયર હાલતમાં જણાય છે. અત્રે ઉદ્યોગ હુન્નર તથા કેળવણીનાં મુખ્ય મકાનો છે. ૧૮૯૨ ના એપ્રેલમાં અત્રે લાગેલી આગથી ૪૦૦૦ મકાનો તારાજ થયાં હતાં. ૧૮૭૪માં વસ્તી ૮,૧૩,૫૦૦ ની ને ૧૮૯૨માં ૧૧૬૧૮૦૦ ની હતી. તેમાં ૮૦૦ પરદેશી હતા. ટોકિયોમાંનું મંદિર તથા બંદર જોવા જોગ છે. તેમાં બુદ્ધની મૂર્તી અને આગલા રાજા રાણીની કબરો છે. શોકોનશાનાં મંદીરમાં કપાઇ ગએલા શેહેનશાહી ફોજના સીપાહોની યાદગારીનાં લેખો છે. ઉએનો નામની સુંદર ગંનતવર મંદીરવાલી જગ્યા ટોકીયોમાં ઘણીજ રળીયામણી ગણાય છે.

ટોકેને—આ દક્ષિણ અમેરિકાનું પક્ષી પોતાની મ્હોટી ચાંચ માટે જાણીતું છે. આ પક્ષીના પગ નાહના, મજબૂત કોટલાવાલાં હોય તેની પુછડી લાંબી ને રંગીન હોય છે. એનું ગળું નાહનું ને ટુકું હોઇ એની ચાંચ એના

શરીરના અર્ધા ભાગ જેવડી લાંબી હોય છે. એની જીભ લાંબી ને પતલી હોઇ તેપર અકેક બાજુ થોડા બાલ હોય છે. આ મક્ષી પોતાનો ખોરાક ચાંચમાં પકડી ચાંચવાલી ગરદન ઉંચી વાળી ગળી જાય છે. ટોકેન ફળ ફળાદી ઉપરાંત નાહના પક્ષીઓનો પણ ભક્ષ કરે છે ટોકેન પોતાનાં સફેદ ઇંડા ઝાડના પોલાણમાં બબે મેલે છે. ટોકેન સેહેલાઇથી પાળી શકાય છે. પાળેલા ટોકેનને પપેટા, ઇંડા, ચોખા, રોટલી વગેરેનો ખોરાક આપ્યો હોય તો તે હોંસે ખાય છે.

**ટોગોલેંડ**—સ્લેવ કોસ્ટ ઉપર ૧૮૧૪થી આ જર્મન પ્રોટેક્ટોરેટનો ભાગ ગણાય છે. એ બ્રિટીશ ગોલ્ડ કોસ્ટલની પૂર્વે છે. એનું ક્ષેત્રફળ ૧૬૦૦૦ ચૉરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૫,૦૦,૦૦૦ ની છે. જર્મનોનાં આફ્રિકન દેશમાં એ ચઢની ફળાએ પોહચેલું સંસ્થાન છે • ટોગો એક તે તરફનું મ્હોટું શેહેર ગણાય છે. તેમાં ૮૦૦૦ ની વસ્તી છે, જે હાલમાં લેગટોગો તરીકે જાણીતુ છે. એનું મુખ્ય શેહેર 'લીટલ પોપો' છે, અને 'લોમ' મુખ્ય બંદર છે.

**ટોડરમલ રાજા**—રાજા ટોડરમલ શાહનશાહ અકબરના અમલ દરમ્યાન મેહેસુલની જમાબંદીનું ઇન્સાફી અને શ્રેષ્ટ ધોરણ દાખલ કરવા માટે પ્રસિદ્ધતા પામી ગયો છે એ લાહોર ખાતે વસતા એક ગરીબ ખતરીનો બેટો હતો: એનો પિતા એને ગરીબ હાલતમાં મેલી મરણ પામતાં, એની માતાએ એને ટુંક કેળવણી • અપાવી શેહનશાહ સુરની નોકરીમાં રખાવ્યો હતો. અકબર પાદશાહે રાજકારોબારમાં કરેલા ઘણાએક સુધારાની શરૂઆત સુર વંશના આ પાદશાહે કરી હતી એ એક ઇતિહાસિક બીના છે. તેવા એક પાદશાહના હાથ નીચે, પોતાની જાતી બુદ્ધિબળની મદદથી ટોડરમલ ઘડાયો હતો; અને જમીનની મેહેસુલની જે જમાબંદી સાથે તેનું નામ જોડાયું છે તે વિષે બારીક અભ્યાસ તેણે કર્યો હતો અને આથી અકબરે • તેને પોતાના આશ્રયમાં લઇ ૧૫૫૩ માં તેને ગુજરાતમાં એક લશકરી તરીકેનું તેમજ પાદશાહની મેહેસુલ વસુલ કરવાનું કામ સોંપ્યું હતું. પાછળથી ટોડરમલની નેમણુક બંગાલમાં કરવામાં આવી હતી, ક્યાં તેણે બજાવેલી અછી સેવાઓનાં બદલામાં તેને એક ઉંચે દરજ્જેનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. જમાબંદીનાં તેના ધોરણથી તે એટલેતો પ્રસિધ્ધતા પામ્યો હતો કે હજી બંગાલ ઇલાકાનાં ખેડુતોમાં તેનું નામ "એક ઘરગતુ શબ્દ થઇ પડયો છે. એ રીતે જમીનની મેહેસુલની જમાબંદીના ધોરણમાં સુધારો કરવામાં તેણે મેળવેલી ફતેહને લીધે તેનાં બીજા કામો સાધારણ રીતે ભુલી જવામાં આવ્યા છે. પણ તે એક લઢાયક નર તરીકે, એક નમુનેદાર મહસ્ય તરીકે અને એક ધર્મે ચુસ્ત હિંદુ તરીકે અકબર પાદશાહના વખતમાં કોઇથી પણ ઉતરતો નહિ હતો.

અબુલ ફ્જલ પોતાના 'આઇને અકબરી' માં લખે છે કે "પ્રમાણિકપણામાં, મરદાનગીમાં, સીધે રસ્તે કામ લેવામાં, પોતાના કામ પાછળની તેની ખંતમાં, અને રાજકારોબાર ચલાવવાની તેની શક્તિમાં તેના સરખો બીજો કોઇપણ નર એ વેળાએ હિંદુસ્તાનમાં ન હતો. તેને દોલતની કાંઇ પણ લાલચ ન હતી. હિંદુ ધર્મની સઘળી રાહ રસમે, અને કેટલાક વેહેમો પણ પાળવામાં તે એટલો તો ચુસ્ત હતો કે તેને પાદશાહ અકબરે પણ એ બાબતમાં ઠપકો દીધો હતો." પાદશાહ અકબર ધર્મ સંબંધી વાદવિવાદ ચલાવવા માટે જે દરબાર ભરતો હતો તેમાં એ શામેલ નહિ થતાં ઉલટો તેની સામે થતો હતો. તે છતાં તેના ઉપર અકબર પાદશાહનો ઘણો ચાહ હતો. એનું મરણ ૧૫૮૯ નાં નવેમ્બર માસમાં નિપજ્યું.

**ટોડી**—સંગીત શાસ્ત્ર મુજબ રાગ માલકોસના ૮ ભાર્યા પુત્ર રાગણીમાંની એક રાગણી. એનો ગાવાનો વખત દિવસના ૧ લા પોહોર સુધીનો ઠેરવેલો છે. એની જાતી સંપૂર્ણ

છે, એટલે એમાં ખરજ શદ્ધ, રિખવ કોમળ, ગંધાર કોમળ, મધ્યમ તિવ્ર, પંચમ શુદ્ધ, ધૈવત કોમળ, નિખાદ તિવ્ર છે. એના ગ્રહ સ્વર તથા વાદીસ્વર ગંધાર છે, ધૈવત સંવાદી છે, તથા પંચમ વિગેરે બીજાં સ્વર અનુવાદી છે. ન્યાસ સ્વર પણ ધૈવત છે. આસાવરી, ધન્યાશ્રી અને ખટથી એ મિશ્ર છે, અથવા ધનાશ્રી અને ગંધારથી એ મિશ્ર છે; તથા લલીત, ધનાશ્રી ધોલસરીથી એ મિશ્ર છે. આ રાગણી ખુલ્લી રીતે ગાવી મુશકેલ છે. એની ૧૩ કરતા વધારે જાતી છેઃ—બહાદુરી ટોડી, બેરાટી ટોડી, દેશી ટોડી, જૈનપુરી ટોડી, લાચારી ટોડી, મંગલી ટોડી, પુનાની ટોડી, ખટ ટોડી, મીયાંની ટોડી, રામા ટોડી, રસુલી ટોડી, ગંધારી ટોડી, યતીભી ટોડી વગેરે. એના બે પુત્રો 'મારૂ' તથા 'મેવાડ' નામના છે.

સંગીત શાસ્ત્રમાં રાગણીઓની ચલણ અને મીઠાસ ઉપરથી તેનું કવિત્વ વર્ણન જે આપવામાં આવે છે તે મુજબ આ રાગણીનું સ્વરૂપ અતિ ખુબસુરતી ધરાવનારી સુંદર રૂપની મોહીની છે. એ લાલ, નારૂરમાની અથવા સફેદ સાડીમાં સજેલી હોઇ અંગે કપૂરનો લેપ કરેલો છે. હરીયાળીવાલા મેદાનમાં નદીકાઠે બીનવાજીંત્ર (વિણા) હાથે લઇ ગાયનની તાલ લેતી બેઠેલી છે, જે તેના સરોદથી હરણો મોહિત થઇ તેની આસપાસ ફરે છે અને સર્વત્ર કામવિકાર ઉત્પન્ન કરે છે, એવી સુંદર આ ટોડી રાગણી છે.

**ટોનકિવન**—ઈંડોચાઇનાના દ્વિપકલ્પનાં ઉત્તર પૂર્વ ભાગમાં આ ફ્રેન્ચ થાણું ૧૮૮૪ થી કાયમ છે. એ અનામનો એક પ્રાંત ગણાય છે પણ રાજાની સત્તા અત્રે નહિ જેવી હોઇ ટોનકિવન ફ્રેન્ચ સત્તા તળે છે. એનું ક્ષેત્રફળ ૩૪,૦૦૦ ચૌરસ મૈલ હોઇ વસ્તી ૧,૨૦,૦૦,૦૦૦ ની છે. એનું મુખ્ય શેહેર હેનોય છે. મુખ્ય પેદાશ ચોખા, રેસમ, સાકર, મરી, તેલ, રૂ, અને ફળફળાદીની થાય છે. હિપહોંગ પાસે હાલમાં ત્રાંબુ, લોઢું, કોલસો, સુરમાની ખાણો છે, જેનું ખોદકામ ચાલુ છે. અત્રેનો આયાત વેપાર ૧૦,૦૦,૦૦૦ પૌંડનો ને નિકાશ વેપાર ૫,૦૦,૦૦૦ પૌંડનો ચાલે છે

**ટોનારીંગ**—આફ્રિકાના બેહોળા ભાગમાં આ એક ભટકતી પ્રજા જણાય છે. તેઓ દેખાવલા હોઇ લાબા ને છુટા બાલ રાખે છે. તેમનાં કપાળ મ્હોટા, ઉઠાવદાર, ચાચ રોકું નાક ને હોઠ પતળા હોય છે. આ પ્રજા અરબી ભાષામાં બંદગી કરે છે.

**ટોપીકા**—કેનસાસનું આ મુખ્ય શેહેર કેનસાસ નદી કાંઠે કેનસાસ શેહેરની પશ્ચિમે ૬૭ મૈલ ઉપર છે. આ શેહેર ઘણાજ ઉત્તમ નમુના ઉપર બધાયલુ છે. અત્રે રાજધાનીનો મેહેલ, કૉલેજ અને ખીસ્તપનું મુખ્ય મથક છે. અત્રે આટાની મીલ, રેલ્વે કારખાનુ, કુંભાર કામના કારખાના, બીસકીટ બનાવવાની ભઠ્ઠીઓ, પવનચકકીના યંત્રો વગેરે ઉદ્યોગ હુન્નરનાં અનેક મકાનો છે. આ શેહેરની સ્થાપના ૧૮૫૪ માં થઇ અને ૧૮૬૧ થી એ રાજ્યધાની શેહેર ગણાય છે. ૧૮૮૦ માં વસ્તી ૧૫૪૫૨ ની ને ૧૮૯૦માં ૩૧૦૭૭ ની હતી.

**ટોપી**—આ માથાના સણગારની વસ્તુ આજે દુનિયાંમાં એક સાધારણ છે; પણ આગલા જમાનામાં ટોપી પેહેરવામાં હલકાઇ સમજવામાં આવતી, કારણકે અસલ જમાનામાં ગ્રીકો તથા ઈજીપશિયનો માથે ટોપી અથવા પાઘડી પેહેરતા નહોતા, પણ માત્ર પોતાના પોશાખનો એક છેડો માથા ઉપર નાખતા. તેઓમાં ટોપીઓ દાખલ થઇ તે વેળા તે ગ્રહસ્થ વર્ગોમાં નહિ પણ ગુલામ મજુરો અને નોકરોમાં હતી. પાછળથી તે હલકંગર વર્ગોમાં દાખલ થઇ પણ તેઓ લાંબી મુસાફરીમાંજ પેહેરતા.

ઇરાનમાં પણ અસલી વખતમાં ટોપી ગુલામોને પેહેરાવતા હતા પણ આબરૂદાર ઓરતો તથા મરદો ફેંટા પેહેરતા હતા. આ ફેંટા ઉપરથીજ પ્રથમ યુરપની બાનુઓએ પોતાના દેશમાં ટોપી દાખલ કરી હતી. પ્રથમ ઈરાની બાનુઓનાં ફેંટા ગ્રીક

બાનુંઓને પસંદ પડવાથી તેઓએ તે પેહેરવા માંડયા હતા.

જમાનાઓ સુધી રોમનો ઉઘાડે માથે ફરતા હતા, અને બધાં અસલી બાવલાં આપણે ઉઘાડે માથેના જોઇએ છિયે, તેનું કારણ પણ એજ છે. વળી એજ વખતે ટોપી એ છુટાપણાની નિશાની ગણાતી હતી, અને એટલામાટે જ્યારે રોમન લોકો પોતાના ગુલામોને છુટાપણું આપતા ત્યારે તેઓને ટોપી પેહેરાવતા હતા. વળી કોઇ વખતે ટોપી એ બેઇજ્જતીની નિશાની ગણાતી હતી, અને ઘટલી શેહેરમાં યાહુદીઓ 'પીળીકેપ'ને નામે ઓળખાતા હતા, અને ફ્રાન્સમાં જેઓ દિવાળું કાઢતા તેમને 'લીલી ટોપી' પેહેરાવતા હતા.

યૂરપમા પ્રથમ ટોપી કેમ દાખલ થઇ તે વિષે એવી દંતકથા પ્રસિદ્ધ છે, કે 'એક સમે સેંટકલેમેંટ નામે સેંટ મુસાફરી કરતો હતો; તે દરમ્યાન ઘણું ચાલવાને લીધે તેના પગ ઉપર છાગરા પડી આવ્યા હતા, આથી તેણે પોતાના પગના તળીમાં અને ચંપલની વચમાં કેટલુંક જાડું ઉન મુકીને આગળ ચાલવા માંડયું. ઘણીવાર તેના પગ નીચે દબાઇને તથા તેના પસીના વડે ભીંજાઇને ઉને નરમ ટોપી બનાવવામાં આવતા 'ફેલ્ટ' નામે વસ્તુ વપરાય છે, તેનો આકાર પકડયો. તે જોતાંજ સેંટકલેમેટે ટોપીની શોધ જાહેરમાં આણી હતી.

ઇ○ સ○ ૧૪૪૯ ની આગમજ યૂરપમાં ટોપી પેહેરવાનો રેવાજ ચાલુ નહોતો. ઇગલંડમાં તર્હેવાર જાતની ટોપી પેહેરવાનો શોખ ઇલિઝાબેથ રાણીના અમલમાં ફેલાયો હતો. તે પછી વળી રાજા ચાર્લસના વખતમાં માત્ર એજ પ્રકારની ટોપીઓ સાધારણ થઈ પડી હતી.

હાંકમાં સ્ત્રી પુરૂપોની તર્હેવાર ફીસમની ટોપીઓ બનાવવામાં આવે છે તેમાં બાનુઓની ટોપીઓ સણગારવા માટે ખુબસૂરત રંગીન પિછાવાલાં પક્ષીનાં પીછાં દેશ પરદેશથી લખોની કિંમતના મંગાવવામાં આવે છે. તુર્ક બાનુંઓની ટોપી કિમતી સણગારોથી અને ટીલિકસબની બનાવવામાં આવે છે.

**ટોબોલસ્ક**—પશ્ચિમ સાઇબિરિયાનું શેહેર. સેંટપિટર્સબર્ગની પૂર્વે ૨૦૧૦ મૈલ ઉપર છે. વસ્તી ૨૧,૩૩૬ની છે. ટોબોલસ્ક પ્રાંતનું ક્ષેત્રફળ ૫,૩૯,૬૫૯ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૧૩,૧૩,૪૦૦ ની છે.

**ટોમાસ્ક**—પશ્ચિમ સાઇબિરિયાનું એક શેહેર. એ સેંટપિટર્સબર્ગની પૂર્વે ૨,૯૦૯ મૈલ ઉપર છે. એ સાઇબિરિયા તરફના મ્હોટા ચાલુ વેપારનું મથક છે. અત્રે ૧૮૮૧માં યૂનિવરસિટી સ્થાપન કરવામાં આવી હતી. ૧૮૯૦માં આ શેહેરનો મ્હોટો ભાગ આગથી નાશ પામ્યો હતો. વસ્તી ૪૧,૪૫૬ ની છે. એના સરકારનું ક્ષેત્રફળ ૩,૧૧,૧૫૬ ચોરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૧૪,૨૨,૬૮૧ ની છે. આ ટોમાસ્કની હદ ચીનાઇ સરહદ સુધી લંબાયલી છે.

**ટોરકોનીંગ**—ફ્રાન્સનું. આ સરહદ ઉપરનું શેહેર 'નૉર્ડ' પ્રાંતમાં લીલેની ઉત્તર પૂર્વે ૧૦ મૈલ ઉપર છે. અત્રે કપાસ, ઉન, લીનન. અને રેસમ તથા બીટરૂટનાં કારખાનાં છે. વસ્તી ૧૮૮૧ માં ૫૦,૨૬૮ ની ને ૧૮૯૧માં ૬૫,૪૭૭ ની હતી.

**ટોરિકા**—જેપાનમાં અમીર ખાનદાનના જેપાનીઝ જુવાનોને ઘોડેસ્વાર તુકડીની સરદારી આપે છે તેને 'ટોરિકા' કહે છે. આ 'ટોરિકા' સરદારો વડા હાકેમની સત્તા તળે કામ બજાવી તેના સલ્લાહકાર તરીકેનું પણ કામ બજાવે છે. ટોરિકાના મદદનિશોને ડોસિયા કહે છે. આ ડોસિયાનું કામ વાહાણો ઉપર દેખરેખ રાખવાનું છે.

**ટોરેન્ટો**—કેનેડાનું આ બીજું શેહેર ઓનટેરિયો સરોવરનાં ઉત્તર કાંઠાપર ડૉન અને હમબર્ગની વચમાં મોનટ્રેલની પશ્ચિમે દક્ષિણ પશ્ચિમમાં છે. હાલના શેહેરની પશ્ચિમમાં ફ્રેન્ચોએ ૧૭૪૯માં કિલ્લો બાંધ્યો હતો, પણ ૧૭૫૯માં ઈંગ્રેજોના હાથમાં જતાં તેનો નાશ

કરવામાં આવ્યો હતો. ૧૮૬૧માં વસ્તી ૪૪,૮૨૧ની, ૧૮૭૧માં ૫૬,૦૭૨ ની, ૧૮૮૧ માં ૮૬,૪૧૫ ની ને ૧૮૯૧ માં આસપાસનાં પરાંઓ સાથે ૧,૮૧,૨૨૦ ની હતી. મુખ્ય પાયતખત શેહેર ઓનટેરિયોમાં સેંટ જેમ્સનું કથીડ્રલ છે. અત્રેની યૂનિવરસિટી ૧૭૯૦ માં બળી ગઇ હતી જે પાછળથી બંધાવવામાં આવી હતી, જેમાં ૨૧ શિક્ષકો તથા ૪૦૦ વિદ્યાર્થીઓ છે. તે શિવાય અત્રે ટ્રીનિટિ કૉલેજ, વાયકલિફ કૉલેજ, નૉક્ષ કૉલેજ તથા બીજી અનેક શાળાઓ છે; અત્રે જાહેર પ્રજાની તથા યૂનિવ્હરસિટિ લાયબ્રેરી છે. અત્રે ઢાકડમાળ, ફળફળાદી, ધાન્ય, કોલસા તથા ઢોરોનો બોહોળો વેપાર ચાલે છે. ૧૮૯૦ મા એનો આયાત વેપાર ૨,૦૫,૧૯,૭૭૭ સ્ટરલિંગનો ને નિકાશ વેપાર ૨૯,૪૫૩૯૦ સ્ટરલિંગનો હતો.

ટાલલૉસિ—આ દક્ષિણ ફ્રાન્સમાનું શેહેર પેરીસની પશ્ચિમે ૪૬૬ મૈલ ઉપર છે. એની પૂર્વે કેનલડી નેલી હોઇ ઉત્તરે ગારનોન નદી છે. આ નદી ઉપર ૩૦૦ યાર્ડ લાંબો પુલ ૧૫૪૩—૧૬૨૬માં બાંધવામાં આવ્યો હતો. અત્રેનો ટૌનહૉલ ૧૭૬૯માં બાંધવામાં આવ્યો હતો. સેંટ સરનન ૧૧મીથી ૧૫ મી સદીનું છે. અત્રે યૂનિવરસિટી, બાગબાનીનો બગીચો, જાહેર લાયબ્રેરિ (૬૦૦૦૦ દફતરોની) ની મુખ્ય ઇમારતો છે. અત્રે ઉન, રેસમીકાપડ, ચામડાં, તોપ, સ્ટીમ એન્જીન, તંબાકુ, બ્રાન્ડી વગેરે બનાવવાનાં કારખાનાં છે. ૧૮૭૨ માં વસ્તી ૧,૧૪,૦૨૫ ની તથા ૧૮૯૧ માં ૧,૩૬,૨૯૨ ની હતી. ૯૨૦ સુધી આ શેહેર હાઉન્ટાને તાબે સ્વતંત્ર હતું, પણ ૧૨૭૧ થી તે ફ્રેન્ચ રાજ્યના તાબાનું ગણાયું. રોમન શેહેનશાહત પછી આ શેહેર ચઢતી કળાએ પોહોચ્યું હતું. તે વેળા અત્રે કુંભારકામનો ઉદ્યોગ હુન્નર ચાલુ હતો. પણ આલબિનિયન્સ સામેની સાયમોન ડી મોન્ટફોર્ડની ધર્મઝનુની ક્રૂર લઢાઇ દરમ્યાન આ શેહેરને ભારે ખુવારીમાં ઉતરવું પડયું હતું. ૧૮૧૪ માં ૧૦ મી એપ્રેલે ફ્રેન્ચોને વેલિંગટને અત્રે સખત હાર આપી હતી.

ટાલેડો—સ્પેનનું આ જાણીતું શેહેર એજ નામના પ્રાંતનું મુખ્ય શેહેર છે, પણ આગળ તે સ્પેનનું પાયતખત ગણાતું હતું. મેડરિડની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં રેલ માર્ગે ૪૦ મૈલ ઉપર છે. એ સમુદ્ર સપાટીથી ૨૪૦૦ ફીટ ઉપર ટેકડીઓપર વસાયલું છે. "અત્રે ઉન્હાળામાં સખત ગર્મી તથા શિયાળામાં સખત થંડી પડે છે. અત્રે ઇ. સ. ૧૨૨૭-૧૪૯૩ માં બાંધેલા દેવળો પ્રાચીન હુન્નર મદીના નમુના છે. એના માહેલા ભાગમાં ૧૬૨૧ માં અને ૧૮૦૮ માં લુટ ચલાવી કિમતી ચીજો ચોરી જવામાં આવી હતી, એ ૪૦૪ ફીટ લાંબુ, ૨૦૪ ફીટ પોહળું અને મિનારો ૩૨૯ ફીટ ઉંચો છે. અત્રે પ્રાચીન કાળથી તલવાર બનાવવાનો હુન્નર ચાલુ હોઇ તે તમામ યુરપમાં પ્રસિદ્ધ છે. વસ્તી ૧૯,૮૧૭ ની છે. ટાલેડો એ રોમનોનું 'ટાલેટમ' અને ગૉથિકોનું પાયતખત છે. એ ઇ. સ. ૭૧૪ થી ૧૦૮૫ સુધી મુરીશોને હાથ હતું, પણ તે પછી 'કેસ્ટીલ' નાં રાજ્યને તાબે આવ્યું હતું, એની ચઢતી કળા દરમ્યાન અત્રે ૨,૦૦,૦૦૦ ની વસ્તી હતી. ૧૪૯૮થી અત્રે પાઠશાળા ચાલુ છે. એનાજ પ્રાંતનું ક્ષેત્રફળ ૫૫૮૬ ચોરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૩,૫૯,૫૬૨ ની છે.

ટાલેંડો—ઓહિઓનાં લુકાર પ્રાંતનું મુખ્ય શેહેર ન્યુમિ નદી ઉપર કનિંહલેંડની પશ્ચિમે ૯૨ મૈલ ઉપર છે. આ એક ઉત્તમ બંદર શેહેર હોઈ એ ૧૩ રેલ્વે લાઇનોનું મધ્ય મથક છે. અત્રે ધાન્ય, ઢાકડમાળ, ઢોર, તંબાકુનો બોહોળો વેપાર ચાલે છે. અત્રે રેલ્વે વેગનોનાં કારખાનાં, બોઇલર બનાવવાનાં, એનજીન બનાવવાનાં, ફરનીચર બનાવવાનાં, અને વાહાણો તથા પુલો બનાવવાનાં ગંજાવર કારખાનાં છે. ૧૮૮૦ માં વસ્તી ૫૦૧૩૭ ની ને ૧૮૯૦ માં ૮૧૪૩૪ની હતી.

ટાલેમેક્સ—(જુઓ એલીમેક્સ.)

ટોલોન—(તુલોન) આ ફ્રેન્ચ બંદર શેહેર તથા દર્યાઈ મથક માર્સેલ્સની પૂર્વે દક્ષિણ પૂર્વે ૪૨ મૈલ ઉપર અને પેરિસની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં ૫૬૪ મૈલ ઉપર છે. બંદર જુના તથા નવા એમ બે ભાગમાં વેંહેંચાયલું છે. એક પૂર્વ અને પશ્ચિમ ભાગમાં છે. બંદર કાંઠે ગોદી, દારૂખાનું, અને તોપો તથા બંદુક બનાવવાનાં કારખાનાં છે. ગોદી ૨૪૦ એકર જગા રોકે છે. ૧૮૩૦માં આલજીરિયન સત્તા પછી અત્રેની કિલ્લેબંદી પુરતી મજબુત બનાવવામાં આવી છે, અને તે પછી ૧૮૮૦માં ફરી તેમાં મોટો ફેરફાર તથા સુધારો કરવામાં આવ્યો હતો. અત્રેનું દેવળ ૧૦૯૬ ના સાલનું સ્થાપન કરેલું છે. તે શિવાય હૉટલ ડી વેલી તથા નાટક ગૃહ મ્હોટી ઇમારતોમાં ગણાય છે. અત્રેની હવા સુખાકારી ભરી છે પણ પુરાણા શેહેરના ભાગની હવા સરદ ને ભર્કી ભય છે. ૧૮૭૨ માં વસ્તી ૬૯૮૦૮ની ને ૧૮૯૧માં ૭૪૧૪૪ ની હતી. અત્રે ૧૭૪૪માં સ્પેનિશ અને ફ્રેન્ચ કાફલાએ ઇંગ્રેજોને સખત હાર આપી હતી. ૧૭૯૩માં ૪ માસ સુધી બ્રિટીશોએ આ શેહેરનો કબજો લીધો હતો.

ટ્રાઉટ—આ મીઠા પાણીમાંની સુંદર માછલી ઘણુંકરી વેલ્સ, દક્ષિણ ઇંગલંડ તથા આયરલંડમાં જણાય છે. આ માછલીની પીઠ અને આસપાસના ભાગ પિળાસપર હોઈ તેની ઉપર ૧૧થી ૧૨ સફેદ ડબકાં હોય છે. એની છાતી પાસેનો ભાગ સોનેરી પિળો હોય, તેમજ છાતીવાલો ભાગ રૂપેરી હોય છે અથવા કેટલાકનો તે ભાગ ઝાંખો પિળો હોય છે. એની પીઠ ઉપરથી પુંછડી સુધી ભૂરા રંગના ટપકા હોય છે.

ટ્રાન્સવાલ—દક્ષિણ આફ્રિકા તરફનું આ બ્રિટીશ રાજ્યનું ક્ષેત્રફળ ૧૧૯૧૩૯ ચોરસ મૈલ હોઈ તે ૨૦ જીલ્લામાં વેંહેંચી નાખી વડા ગવરનરની સત્તા તળે મેલાયલું છે, તેમાં લોક વસ્તી કુલે ૧૦૯૪૧૫૬ ની છે, તેમાં ૨૪૫૩૯૭ ગોરા અને ૭૪૮૭૫૯ દેશીઓ છે.

ઇ. સ. ૧૮૩૦—૩૭ માં બોઅરોએ કેપ-કાલોનીમાંથી ઉચાગીરી કરી પોતાનું અત્રે સ્વતંત્ર સંસ્થાન સ્થાપ્યું હતું. ૧૮૫૨ માં અત્રેની બોઅર પ્રજાએ બ્રિટીશથી અલગ રાજ્ય ધોરણ ચાલુ કર્યું હતું પણ ત્યાંના દેશીઓ સાથે ખટપટ જાગતાં ૧૮૭૭ માં બોઅરોની માગણીથી બ્રિટીશ રાજ્ય સત્તા તળે આવી મદદ મેળવી હતી, પણ ૧૮૮૦ માં તેઓએ બ્રિટીશો સામે લડાઈ ઉઠાવી ૧૮૮૧ માં સ્વતંત્રતા હાંસલ કરી હતી, પણ તે છતાં બ્રિટીશ રાજ્યનું વડપણ સ્વિકારી સ્વરાજ્યનો હક્ક બોઅરો ભોગવતા થયા હતા. પણ તે પછી બોઅરોએ અત્યંત સ્વતંત્રપણે કામ લેવા માંડતાં. ૧૮૯૯ નાં અકટોબરમાં બ્રિટીશો સાથે બોઅર લડાઇ ઉઠી. આ લડાઇમાં બ્રિટીશોનાં ગંજાવર લશકરનાં બળ સામે બોઅરોનું નાહનું લશકર હાર પામતાં ઇ. સ. ૧૯૦૦ માં ૧ લી સપટેંબરે ટ્રાન્સવાલ બ્રિટીશ સત્તા તળે આવ્યું અને ૧૪ મી મે એ ઓરેંજ રિવર કોલની પણ સાથે જોડી નાખ્યું હતું, છતાં બોઅરો સાથે ૧૯૦૨ નાં ૩૧ મી મે સુધી નાહની ઝપા ઝપીઓ ચાલુ હતી, પણ બોઅર સરદારોએ શરણે આવી નવા કૉલ-કરારથી શાંતતા પાંથરી હતી.

ટ્રાન્સવાલની ઇ. સ. ૧૯૦૧–૧૯૦૨ માં મેહેસુલ ૧૩,૩૩,૦૦૦ પૌંડની ઉપજી હતી અને ખર્ચ ૧૪,૨૭,૦૦૦ પૌંડનો થયો હતો.

દક્ષિણ આફ્રિકામાં ઝેમ્બેસીથી કેપ સુધીનું બ્રિટીશ લશકર પ્રિટોરિયાનાં, કમાન્ડર ઇન ચીફના હાથમાં છે. ૧૯૦૨ નાં જુનથી ટ્રાન્સવાલ માહેલા લશકરને પાંચ વિભાગમાં વેંહેંચી નાખવામાં આવેલું છે.

આ દેશનો ૫૦૦૦૦ એકર જેટલો ભાગ ખેતીવાડી ખાતે છે. બોઅર લડાઇ આગમજ આ રાજ્યમાં ૧૨૨૪૫ ખેતરો હતા તેમાંના ૨૮૬૧ સરકારને હસ્તગતનાં, અને ૧૬૧૨.

પ્રજાની માલેકીતળે હતા. ૧૯૦૨ ની ગણત્રી મુજબ આ દેશમાં ૧૨૬૬૭ ઘોડા ૪૧૦૧૬૦ ખચર, ૭૫૨૯ ગધેડાં, ૨૧૦૧૨ બળદ અને ૩૧૨૭૩ ઢોર તથા બકરાં હતાં.

**ટ્રાન્સવાલવેનિયા**—આગળ એ આસ્ટ્રીયન શેહેર હતું પણ ઇ.સ. ૧૮૬૮થી તે હંગેરીનો એક ભાગ ગણાય છે. એના મધ્ય ભાગમાં પહાડી હાર હોવાથી દેશ પહાડી છે. એનું ક્ષેત્રફળ ૨૧૫૧૨ ચોરસ મૈલ હોઈ તેમાં સેંકડે ૩૭½ ટકા ભાગ જંગલથી ભરપૂર છે. અત્રે ખનિજ સંપતી પુશકળ મળે છે. મીઠું, સોનું, ચાંદી, ત્રાંબુ, પારો, લોઢું, શિસું વગેરેની પુશકળ ખાણો છે. તે શિવાય અનેક ખનિજ ઝરાઓ છે. લોક વસ્તી ૧૮૮૦માં ૨૦૮૪૦૪૮ ની તથા ૧૮૯૦ માં ૨૨૪૭૦૪૯ ની હતી. વસ્તીમાં મુખ્ય ભાગ રોમાનીયન, સેકસન અથવા જર્મનોનો છે. ૧૦૭માં આ દેશ ટ્રેજને તાબે કર્યો હતો. ૯૯૭થી ૧૦૩૮ સુધી કીંગ સ્ટીફન ઑવ હંગેરીએ એને તાબે કર્યું હતું.

**ટ્રાફેલગર**—એ જીબ્રાલટરની સામુદ્રધુનિ પાસે 'એન્ડાલ્યૂશિયા' પ્રાંતના કિનારા ઉપર છે. ત્યાં ઇ૦ સ૦ ૧૮૦૫માં ૨૧ આગસ્ટે લૉર્ડ નેલ્સને નેપોલ્યનનો પરાજય કર્યો હતો, અને એ લઢાઇમાં આ મહાન સરદાર મરણ પામ્યો હતો.

**ટ્રીકહાલૂ**—આ ગ્રીક શેહેર થિસલીમાં લેરીસાની પશ્ચિમે ૪૦ મૈલ ઉપર છે. અત્રે રૂ, તથા ઉનનાં કારખાનાં છે. લોક વસ્તી ૧૨૬૬૨ ની છે.

**ટ્રીગાનું**—આ ફળદ્રુપ અને સુન્ના તથા કલ્લઇની ખાણ ધરાવનાર જીલ્લો, મલાકા અને સિઆમના અખાતની વચ્ચે છે, અત્રે ૫૦૦૦૦ની વસ્તી છે. અત્રે નિકળતી કલ્લઇનો ઉપયોગ નાણા પાડવામાં કરે છે.

**ટ્રીનાવા**—આ બલગેરિયન શેહેર સીસ્ટોવાની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં ૩૫ મૈલ ઉપર છે. ૧૩૩૫થી એ બલગેરિયન દેશહિતકારીઓનું મુખ્ય શહેર હતું. લોક વસ્તી ૧૨૮૫૮ની છે.

**ટ્રીસ્ટી**—આસ્ટ્રિયા હંગેરીનું આ અતિ અગત્યનું બંદર શેહેર અને એશિઆટિકનું મુખ્ય વેપારી શેહેર ટીસ્ટીનાં અખાત ઉપર તથા વિએનાના અખાતના રોહઉપર વિયેનાની દક્ષિણે દક્ષિણ પશ્ચિમ, રેલ માર્ગે ૩૭૦ મેલ ઉપર છે, આ શેહેરને ૧૮૪૯ થી પાદશાહી સ્વતંત્રતા આપ્યાથી એનો વિસ્તાર ૩૬ ચોરસ મૈલનો ગણાયછે. જુનું શેહેર પહાડનાં ઢોળાવ ઉપર છે, અને તેની ઉપર (૧૫૦૮-૧૬૮૦) એક કિલ્લો છે. નવું ટ્રીસ્ટી શેહેર હાલની સુધરેલી સુંદર ઢબ ઉપર બાંધવામાં આવ્યું છે, અને તે સમુદ્રના તદન નાકા ઉપર છે. અત્રે વાહાણો બાંધવાનો, દોરડાં બનાવવાનો સાબુ, જસત, ચામડાં વગેરેનાં કારખાનાં છે. લોક વસ્તી ૧૮૧૦ માં ૨૯૫૦૮ ની, ૧૮૮૦ માં ૧,૪૪,૮૪૪ ની, ૧૮૯૦ માં ૧૫૮૩૪૪ ની હતી. અત્રેની પ્રજા મુખ્ય કરી કેથોલિક પંથી હોઇ તેઓ ઇટાલયન ભાષા બોલે છે.

**ટ્રેડગાર**—મનમાઉથ શાયરનું એક શેહેર. ૧૮૦૦ માં એ તદન નાહનું ગામડું હતું. એની આસપાસ કોલસાની તથા લોઢાની ખાણો છે. અત્રે લોઢા કામનાં તથા તિખા લોઢાનાં ને બીડના કારખાનાં છે. લોકવસ્તી ૧૮૫૧ માં ૮૩૦૫ ની ૧૮૮૧ માં ૧૮૭૭૧ ની ને ૧૮૯૧ માં ૧૭૪૮૪ ની હતી.

**ટ્રેન્ટ**—આ આસ્ટ્રીયન શેહેર ટાયરોલની દક્ષિણે અને વેરોનાની ઉત્તરે ૫૯ મૈલ ઉપર છે. અત્રે ૧૨૧૨ નું એક દેવળ તથા ૧૫ મી સદીમાં બંધાયલું સેંટમેરિનું દેવળ ઉત્તમ કારીગરીનો નમુનો છે. તે શિવાય ટાઉન હૉલ, નાટકશાળા, મુખ્ય ઇમારતો છે. આ શેહેરમાં રેસમ, કુંભારકામ, મીઠાઇ અને ખાંડના મ્હોટાં કારખાના છે. ૧૮૮૦ માં વસ્તી ૧૯૫૮૫ ની ને ૧૮૯૦ માં ૨૧૪૮૯ ની હતી.

**ટ્રેનટૉન**—ન્યૂ જર્સીનું મુખ્ય પાય તખત ડલવાર નદી ઉપર ન્યૂ યૅાર્કની પશ્ચિમે ૫૭ મૈલ ઉપર છે. યુનાઇટિડસ્ટેટમાં ટ્રેનટૉન

કુંભારકામ તથા ચીનાઈ વાસણ બનાવવાના ઉદ્યોગ હુન્નરનું મુખ્ય મથક છે. અત્રે લોઢું, સ્લેટ, જસત, રબર, ઇટરડી વગેરેનાં કારખાના છે. ૧૮૮૦ માં વસતી ૨૯૯૧૦ ની ને ૧૮૯૦ માં ૫૭૪૫૮ ની હતી.

ટ્રેપેન—સિસિલીનું આ બંદર શેહેર પાલાર્મોની પશ્ચિમે ૧૪૧ મૈલ ઉપર છે. ૧૮૬૦ પછી અત્રેની કિલ્લેબંદીને બગીચો, રસ્તા બાંધવા માટે ભાંગવામાં આવી છે. અત્રે ૬૦ મૈલ ઉપરથી પાણી નળ વડે શેહેરમા પોહોંચતું કરવામાં આવે છે, લોક વસ્તી ૩૨૦૨૦ ની છે ઇ. સ. પૂર્વે ૨૪૯ માં કાર્થેજીયનોએ અત્રે રોમનોને દર્યાઇ લડાઇમાં હરાવ્યા હતા.

ટ્રેમવે—આગળ રેલ્વેની શોધ આગમજ ભારી વજનનાં ભરેલા ગાડાં ખેંચી જવા લોઢાના પાટા ઉપર ફરતી ગાડીઓ ચાલુ કરવામાં આવી હતી, આવી એક ટ્રેમવે ઇ. સ. ૧૭૩૮ માં વ્હાઇટહેવન ખાતે પ્રથમ શરૂ થઈ હતી. ૧૮૬૭ માં ફરી પાટા ઉપર કૉલ બ્રુકડેલમાં માલ લાવ લઇ જાવ માટે ટ્રેમવે ચાલુ કરવામાં આવી હતી. તે પછી ૧૦ વર્ષ રહી ડયૂક ઑવ નૉરફોલ્કે સુધારેલી ટ્રેમવે શેફિલ્ડ તરફ ચાલુ કરી હતી. ટ્રેમવે નામ 'બેનજામીન આઉટ્રેમ' નામના કુશળ ઇજનેરના નામ ઉપરથી પડ્યું છે. ૧૭૮૯ માં ટ્રેમવેમાં તેણે ઘણોક સુધારો વધારો કર્યો હતો.

ઇ. સ. ૧૮૦૧ માં હાલની પદ્ધતિપર પ્રથમ ટ્રેમવે લાઇન દક્ષિણ વેલ્સમાં ટ્રેડગરથી ૨૮ મૈલ લાંબી નાખવામાં આવી હતી. એજ વર્ષમાં નવો કાયદો પસાર થવાથી લંડન પાસે નવી ટ્રેમવે લાઇન વૅનડસવર્થથી ક્રૉયડન સુધી ચાલુ થઈ હતી. આ વેળા ટ્રેમવેનો મુખ્ય ઉપયોગ કોલસો તથા પરચુરણ સામાનનાં ગાડાં લઇ જવા માટે ચાલુ હતો.

ન્યૂયૉર્કમાં પ્રજા ઉપયોગી ટ્રેમ લાઇન ૧૮૩૧ માં નાખવામાં આવી હતી. તે પછી વેપારની વૃદ્ધિ સાથે ટ્રેમ લાઇન દેશના જૂદા જૂદા ભાગોમાં ચાલુ થઇ હતી. ફિલાડેલ્ફિયા અને બોસ્ટનમાં ટ્રેમવે લાઇન ૧૮૫૭ માં શરૂ થઇ તે પછી નૉર્થ અમેરિકા અને બીજા દરેક સંસ્થાનોમાં લાઇનો નખાતી ગઇ અને તે લગભગ ૫૦૦ કંપનીઓને હસ્તગત ચાલે છે આ ટ્રેમવે લાઇન ૧૮૯૫ મા ૧૨૫૦૦ મૈલ સુધી ફરી વળેલી હોઇ ત્ચેશર ૯૦૦૦ વિજળિક ગાડીઓ ફરે છે, અને બાકીની સ્ટિમ, દોરડાં ગૅસ ઍનજીન અને ઘોડાના બળથી દોડે છે.

યુનાઇટેડ કિંગડમમાં ૧૮૫૮ માં પ્રથમ ટ્રેમવે લાઇન બર્કે ફરતી કરવામાં આવી હતી. લંડનમા ટ્રેમવે ૧૮૬૪ માં ફરતી થયા પછી ૧૮૬૯—૭૦ માં તેની કંપની મ્હોટા પાયા ઉપર મેળવામાં આવી હતી. આ મુદત પછી પાંચ વર્ષમા ૫૦૦ મૈલ લાઇન જૂદા જૂદા શેહેરોમાં નખાઇ હતી, અને તે પછીથી ૧૦૦૦ મૈલ સુધી લાઇન ફરતી થઇ છે. આ લાઇન ઉપરથી ઘોડાની તથા વિજળિક ટ્રેમવે દોડે છે. ૧૮૭૩ મા વિજળિક ટ્રેમવે સેન ફ્રાન્સિસકો ખાતે મી૰ હેલીડેએ ચાલુ કરી હતી.

મુંબઇમાં પ્રથમ ટ્રેમવે લાઇન ૧૮૭૪ માં એક અમેરિકન કંપનીએ નાખી હતી. ૧૯૦૪ માં મુંબઇની ટ્રેમવે લાઇન સિધી લીટીમાં ગણતાં ૧૭૦ મૈલ ફરી વળેલી હતી. આ ગાડીઓ ખેંચવા માટે ૧૩૫૭ ઘોડા તથા વ્યવહાર માટે ૧૧૦૦ માણસો કામે રોકેલા છે. આ કંપનીની રોજંદી આવક ૪૦૦૦ ની ને ખર્ચ રૂ ૨૦૦૦ નો થાય છે.

ટ્રેવસ—રેહેનિશ પ્રુશિયાનું આ મુખ્ય શેહેર કોલોગનની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૧૧૨ મૈલ ઉપર છે. અત્રેની નદી ઉપર ૮ પુલો ૬૨૩ ફીટ લંબાઇના બાંધવામાં આવ્યા છે. આ શેહેર આગલા પ્રાચીન ઢબ ઉપર હજી કાયમ રહેલું છે. અત્રેના 'પોર્ટાનિગરા' ૧૧૮ ફીટ લાંબો ને ૯૫ ફીટ ઉંચો છે, જેને રોમન હમામખાનું કહે છે (પણ કેટલાકો

એને રોમન પાદશાહી મેહેલ જણાવે છે.) આ શેહેરની કોટબહાર એક 'રંગશાળા'નું ખંડીયર છે કે, જેમા ૩૦૦૦૦ શ્રોતાજનોની બેઠકો છે. તે શિવાય પ્રાચીન કાળમાં અનેક જોવા જોગ બાંધકામો છે. અત્રેની લાયબ્રેરિમાં ૧૦૦૦૦૦ દફતરો અને હજારો હસ્તલેખોનો સગ્રહ છે. ૧૪૭૨ મા બધાયલી યૂનિવરસિટી છે કે જે ૧૭૯૮ માં વધારવામાં આવી છે અત્રે ઉન, રૂ, અને તહેંવાર ઉદ્યોગ હુંનરના કારખાના છે. લોક વસ્તી ૧૮૭૧ મા ૨૧૪૪૨ ની ને ૧૮૯૦ માં ૩૬૧૬૬ ની હતી. આ શેહેર ૧૮૧૪ થી પ્રૂશિયનોને તાબે છે.

**ટ્રેક્સ**—આ પ્રાણી શંખમા રહેનાર હોઇ તેને મૂછો હોય છે. એને બે આખ અને નળીના જેવુ મ્હો હોય છે. મ્હોને છેડે કાનસ હોય છે તે વડે બીજી છીપોને કોચી તેમાં રહેનારા પ્રાણીને તે ખાય છે.

**ટ્રોય**—ન્યુયોર્કના રેન્સલર પ્રગણાનું આ મુખ્ય શેહેર હડસન નદીના પૂર્વ કાંઠા ઉપર આલ્બનીથી રેલ માર્ગે ૫ મૈલ ઉપર છે. અત્રે માર્બલના કોર્ટહૌસ, ટ્રોયની સેવિંગ બેંક, મ્યૂઝીયમ, ટાઇરફુલ વગેરે જાહેર ઇમારતો હોઇ ત્યાં રૂ, કાગળ, સ્ટોફીન, એનજીન, મીશનરી વગેરે હુન્નર ઉદ્યોગના કારખાનાં છે. તે શિવાય બીર, જલ્લદ દારૂની ભઠી, આટાની મીલો વગેરે છે. આ મીલોમાં ૮૦૦૦ સ્ત્રી તથા બાળક કામદારો કામ કરે છે. ૧૬૫૯ મા અત્રે પ્રથમ ડચોએ વસાહત કરી હતી, ૧૮૧૬ થી રાજ્યમાં ગણાયું. ૧૮૫૦ લોક વસ્તી ૨૮૭૮૫ ની, ૧૮૮૦માં ૫૬૭૪૭ની તથા ૧૮૯૧મા ૬૦૫૫૬ની હતી.



ઠ—તેવીસમો મૂળાક્ષર.

ઠગ—આગળ હિંદુસ્તાનમાં વેપારી મુસાફરના પેહેરવેશમાં ઠગોનાં ટોળાં મુખ્યકરી, ભોપાલ, ઓદ, ગવાલીયર, બુંદેલખંડ અને દુઆબવાલા પ્રગાણુાનાં શેહેર તથા જંગલોમાં ફરતા રહી મુસાફર લોકોને ઠગી તેમને મારીનાખી સર્વે અસબાબ લુટી લેતા હતા. તેઓનો મુખ્ય ધંધો ખેડુતનો હોવાછતાં વર્ષના આંઠ મહિના તેઓ આ ધંધામાં પડતા. આ ઠગ લોકોનું પ્રબળ અકબરના રાજ્યમાં પણુ વિશેષ હતું. કારણુકે તેણે તેમને નિર્મૂળ કરવા એક પ્રસંગે તેમનીપર સામટો હુમલો કરી દિલ્લીથી આગ્રાના માર્ગમાં ઘેરી તેમના ૫૦૦ સાથીઓને કતલ કર્યા હતાં.

આ ઠગની જાતનો એક જૂદોજ ટોળો આગળ હસ્તીમાં હતો. તેઓ વર્સાદની મોસમ શરૂ થતાં પોતાને વતન આવી ૪ માસ ઘેરસંસારી કામોમાં ગુજારી વર્સાદ પુરો થતાં દસેરા ટાંકણે પોતાનાં સાથીઓ સાથે મળી ગુરૂ પાસે જઈ આશિરવાદ માંગતા. બુઢો ગુરૂ એ ઠગોમાંનોજ બ્રાહ્મણુ રહેતો, જે તેમને આશિરવાદ આપી એક કોદાળી બક્ષેસ કરતો, અને તે કોદાળી તેઓ હમેશાં પોતાની પાસે જાળવી રાખતા. આ કોદાળી વિષે તેઓ એવો વેહેમ ધરાવતા કે 'જો તે કોદાળીથી કોઇ મરણુ પામેલા મનુષ્ય માટે ઘોર ખોદી હોય તો તે ભુત થતો નથી.' આ ટોળીમાં જે જુવાનીયો રહેતો તેને તે ગુરૂ એક રેસમી રોમાલની ભેટ આપતો,' જે રોમાલ વડે તે પોતાના ભોગને ફાંસી આપતો. જે જુવાનીયાને આ રોમાલની બક્ષેસ મળતી તે બીજાઓ કરતાં વધુ કુશળ કહેવાઈ પદ્વિએ ચઢતો ગણાતો. રોમાલ આપતી વેળા ઠગ ગુરૂ તેમને નસિહત આપતાં તેના વડવાઓએ આ રોમાલનો કેવો ઉપયોગ કરેલો તે જણાવતો. પછી તેઓ ભવાની માતાની સ્તુતી કરી પૂજા કરતા. તે પછી કામપર જતાં હવે પછી કયા કયા પ્રકારની ઇશારત કરવી તે આગમહથી મુકરર કરતાં. તે પછી ૨૦થી ૧૫૦ માનસોની ટોળી થઇ જૂદી જૂદી વિખરાઇ જતી. તેઓમાં એક એવો રેવાજ હતો કે એકપણ મુસાફરનો પ્રથમ ભોગ લીધા વીનાં તે આગમજ હજામત કરાવવી નહિ. તેમ પાન તંબાકુ ખાવાં નહિ. તેઓ જોરજુલમથી નહિ પણ ઠગીને લોકોને લુટતા હતા. આ ટોળીમાં થોડા અનુભવીઓને જાસુસનાં કામ પર રોક-વામાં આવતા. તેમને મુસાફરોની ખબર મળતાં બીજા કુશળ બોલીદરાઓ તે મુસા-ફરો સાથે ભેળાઇ જઇ મુસાફરી કરતા અને મુકામ થતાં ગાતું બજાવન ચલાવતા, ને તંબાકુ, હુક્કા, યા "પાન લાવ" એવો બોલ નિકળતાં સમેતજ આગમજથી તે મુસાફર સાથે ભેળાયલા ઠગો બાપડા અંજાણુાના ગ-ળામાં રૂમાલનો ફાંસો નાખી તેને ગુંગળાવી મારી નાખતા. આ ઠગો સરકારી સીપાઇ યા કાસદને તથા યૂરોપીયનોને ઝાઝા ઠગતા નહોતા, કારણુકે તેમના ગુમ થવા'ી ઘણી ચર્ચા ચાલી શોધ ખોળ ચાલતી તેથી તેઓ બીજા મુસાફરોનેજ લુટવામાં સલામતી જોતા હતા.

બ્રિટીશોને ઠગો ઉપર કાબુ મેળવવાનો પ્રથમ ખ્યાલ ૧૭૯૯ માં શ્રીરંગાપટ્ટણુ છત્યા પછી આયો ને ૧૮૧૦ માં કલકત્તાની કાન્સી-લે એપર ખાસ ધ્યાન આપ્યુ હતું.

ઈ૦ સ૦ ૧૮૧૮ માં પેશવા સાથની લડાઇ પુરી થતાં બ્રિટીશ સરકારે સર્વે દેશમાંના ઠગોનો દોર તોડવા માટે ખાસ ચાપતા ઇલાજો લઇ તેમના મુખીઓને શોધી કાઢી તેમનો સમુળગો નાશ કર્યો હતો. તે વેળા તેઓમાંના 'દીરગોપાલ સુબેદાર' નામના એક જાણીતા ઠગને ૧૮૩૨માં પકડયો હતો. જેની તપાસ

ચાલી તે વેળા જણાયું કે તેના આગલા વડવાઓ પણ એજ ધંધો કરતા હતા, અને તે જ્યારે કેદ થયો ત્યારે તેનો ભાઇ અને સગાંઓપણ એજ ધંધામાં રોકાયલા હતા. આ દીરગોપાલે પોતાનાં પરાક્રમોની જે હકીકતો કોર્ટ સન્મુખ વર્ણન કરી તે ઘણીજ કમકમાટ ઉપજાવનારી હતી. તેણે આપેલી જબાનીમાં મુખ્ય બનાવો એ દર્શાવ્યા હતા કે "૧૮૧૭માં તેણે પ્રથમ એક પંડીતને મારી નામના મેળવી અને તે પછી તેણે ૧૪ દુકાનદારો પાછળ લાગી તેમનો જીવ લઈ ૨૦૦૦ રૂપ્યા મેળવ્યા હતા. ૧૮૨૧ માં તેણે ૪ પોલીસ અમલદારોને મારી નાળામાં નાખી દીધાં હતા. તે પછી બીજેજ દિને તેણે હોલકર સરકારનાં એક અમલદાર તથા તેનાજ સ્વારોને પણ ગુંગળાવી મારી નાખ્યાં હતાં. તે પછી 'આમબરખાંન' નામના નવાબ તથા તેની બાઈડી અને તેના ૧૦ સીપાઈઓ સાથે તેમને ઘેરી તે સર્વેને ગુંગળાવી મારી નાખ્યા હતા. ૧૮૨૩માં એક બાઇડી તથા ૧ છોકરી અને ૧૧ જણા તેને પુનેથી ઇંદોર જતાં મળ્યા, તેમને પણ ઠગીને મારી નાખ્યા, જેમાં તેને ૧૦૦૦ ની લુટ મળી હતી. તે પછી નગદી લઇ જનાર ટોળાને ઘેરી તેમને મારી રૂ ૨૫૦૦૦ ની લુટ મેળવી હતી. છેલ્લે દીરગોપાલે ઉદેપોરની રાણીના એક અમલદાર નામે લાલસીંગ તથા તેની બાઇડી, ચાકરડી તથા ૬ નિર્દોશ બાળકોને ઠગી મારી નાખી લુટ મેળવી હતી. આ વેળા તેની ટોળામાં ૨૫૦ માનસો હતાં, જેમાં ૫૦ જણાએ દીરગોપાલને મદદ કરી હતી. આ અમલદાર સાથે મળી જવા માટે તેઓએ પોતાને ઇંગ્રેજ સરકારના સીપાઇઓ જણાવી વિશવાસ મેળવી દિવસો સુધી સાથે મુસાફરી કરી અને માર્ગમાં તક મળતાં મુખ્ય અમલદાર તથા સીપાઇઓને ગાંજો અફીણ પાઇ મારીને લુટી લીધા હતા, આ વેળા લાલસિંગની બાઇડીના હાથમાં એક નાહનું બાળક હતું તેને માત્ર દીરગોપાલે બચાવી પાળ્યું હતું, જેને પાછળથી ઇંગ્રેજ સરકારે પોતાના હસ્તકમાં લઇ સાગરની નિશાળમાં શિખવા મોકલ્યો હતો. આ દીરગોપાલની તપાસ તેના ૨૯ મદદનિસો સાથે કરી ૧૮૩૨ માં ૩૦ મી જુને સર્વેને ફાંસી આપી મારી નાખ્યા હતા, તે વેળા તે સર્વેએ પોતે પોતાને હાથે ફાંસો ગળામાં ઓળવી પ્રાણ મેલ્યો હતો.

ઇ. સ. ૧૮૨૬ થી ૧૮૩૫ સુધીમાં '૧૫૬૨' ઠગોને પકડવામાં આવ્યા હતા, જેમાંના ૧૪૦૪ ને ફાંસી તથા દેશનિકાલની સજા કરવામાં આવી હતી, તેમાંના કેટલાકેનો ૨૦૦ ખુન કરવાનો એકરાર કર્યો હતો.

ઇ. સ. ૧૮૬૦ સુધીમાં તેમનો સમુળો નાશ કરવામાં આવ્યો હતો. પ્રથમ ૯ વર્ષની તપાસમાં ૩૮૨ ને ફાંસી દઇ મારી નાખવામાં આવ્યા હતા, ૯૦૯ ને દેશ તરીપારની સજા કરી હતી, ૭૭ ને જીંદગી સુધીના કેદખાનાની સજા કરી હતી, ૯૨ ને ચોકસ મુદતની શિક્ષા કરી હતી, ૨૧ ને નિર્દોશ જણાતાં છોડી મેલ્યા હતા, અને '૨૫૦' ને 'કવિન્સ એવિડન્સ કરી છોડી મેલ્યાં હતાં.

**ઠઠ્ઠા**—કરાંચી જીલ્લામાંનો એક તાલુકો. ક્ષેત્રફળ ૧૩૨૩ ચોરસ મૈલ હોય તેમાં ૧૮૭૨ માં વસ્તી ૩૭૯૨૬ની ને ૧૮૮૧માં ૩૭૭૫૦ની હતી. વસ્તીમા ૩૨૭૭૩ મોહમેદન, ૬૪૧૨ હિંદુ, અને ૫૧૦ ખ્રિસ્તીઓ છે. તાલુકામાં એક શેહેર અને ૨૯ ગામ છે. તાલુકામાં ૩ ફોજદારી કચેરી અને ૧૧ પોલીસ થાણા છે. વાર્ષિક મેહેસુલ ૪૫૧૮ પૌંડની ઉપજે છે.

**ઠઠ્ઠા**—આ પ્રાચીન શેહેર સિંધુના પશ્ચિમ કાંઠાથી ૩ મૈલ ઉપર અને સિંધુનો પૂર્વ તરફનો પ્રવાહ 'વાગર' નદીનો મુખ્ય પ્રવાહ 'સટ્ટા' થી જ્યાં વિભાગે છે ત્યાંથી ૪ મૈલ ઉપર તથા કરાંચીની પૂર્વે ૫૦ મૈલ ઉપર છે.

ઇ. સ. ૧૬૯૯ માં કેપ્ટન હેમિલ્ટને જ્યારે આ શેહેર દીઠું ત્યારે તે સિંધુથી બે મૈલ ઉપર હતું પણ હાલમાં ૩ 'મૈલ ઉપર છે. ઠઠ્ઠાનો અર્થ 'કિનારો' હોઈ તે

ઉપરથીજ શેહેરનું નામ ઠઠ્ઠા પડ્યું એમ કનિંગહેમ જણાવે છે. ઠઠ્ઠાનો કછ ભાષામાં કિનારો એવો અર્થ થાય છે તે કનિંગહેમના લેખ ઉપરથી સ્પષ્ટ જણાતું નથી. ઠઠ્ઠાનું નગરઠઠ્ઠા (કિનારા ઉપરનું શેહેર) એવું નામ ચાલુ પ્રચારમાં છે.

'સુરડો'નાં જણાવ્યા મુજબ આ શેહેરને સિંધનાં અધિકારી નિઝામઉદ્દીને ઈ૦ સ૦ ૧૪૯૫માં સ્થાપ્યું હતું, તે આગમજ 'સમા-લોક'ની રાજધાની 'સામીનગર' જે ઠઠ્ઠાની વાયવ્યે ૩ મૈલ ઉપર છે, તે નીચલા સિંધનું પાયતખત હતું. સામીનગરની સ્થાપના દિલ્લીના પાદશાહ અલાઉદ્દીન (ઈ૦ સ૦ ૧૨૯૫—૧૩૧૫) નાં સમયમાં થઇ એમ 'સુરડો' જણાવે છે. ઠઠ્ઠાની નૈઋત્યે ૪ મૈલ ઉપર કલ્યાણકોટ અથવા તઘાલખકોટ છે તે એની આગમજનું હશે. ઠઠ્ઠાને 'માડવાડી' તરીકે પણ 'ભારત સ્થળ દર્શ'માં જણાવ્યું છે. ત્યાંની 'માંડ'નામની જે પ્રજા સિંધ દેશના નિચલા ભાગમાં છે, તેની ઉપરથી આ નામ પડ્યું છે. માંડવાડીનુંજ 'મનાવરી' એ રૂપ થએલું છે.

ઠઠ્ઠાનું સ્થળ આણી તરફજ છે, પણ સામીનગર અને કલ્યાણકોટનાંર થળો જુનાં છે. આ સ્થળો વેપાર રોજગાર માટે અનિ બંદખેસ્તા છે પણ નદીના ફેરફારથી તેમાં ફરક પડેલો છે; આથી શેહેરની જગ્યા તથા નામ ઘણી વેળા બદલાયલું છે.

આરબ ભૂગોળવેત્તાઓનું 'મનાહબરી' અને 'પેરિપ્લસ' ગ્રંથ માહે 'મિનાગરી'નું સ્થાન ઠઠ્ઠા છે એમ કેટલાક પ્રમાણ ઉપરથી, સિદ્ધ થાય છે. માંડ પ્રજા નીચલા સિંધમાં ઇસવીસનની શરૂઆતથી વસે છે. રસીદ ઉદ્દિનના લખ્યા મુજબ 'નોહાના' બેટા 'હામ'નાં વંશજ 'મેડ' અને 'જાટ' એ સિંધી પ્રજાનાં મહાભારત આગમજનાં પૂર્વજો હતા. મેર—મેડ—એડ—મિડ—વગેરે રીતે આ નામ લખાયલું છે. ગ્રીક ગ્રંથકારોએ તેને 'મેદી' અને 'મેડુઅની' તરીકે લખેલું છે.

આ 'માંડ' પ્રજાનાં નામ ઉપરથી 'મિના-રગ' (મિનાનું નગર) એ નામ પડ્યું છે એમ કનિંગહેમે અનેક તર્કો ઉપરથી પૂરવાર કરી આપ્યું છે, અને ત્યાં સિથીયન પ્રજાનો અમલ હતો એમ તેણે સિદ્ધ કર્યું છે.

મિનાગર કઈ બાજુએ આવ્યું હતું એ ગ્રીક ગ્રંથમાં જણાવેલું નથી. મિનાગર અને 'મનાહબરી' (મંડઆબરી) એઓ એકજ હશે તો મિનાગર એ ઇંડોસિથિયન રાજાની રાજધાની વગર શકે ઠઠ્ઠામાંજ હશે. ત્રણેની સ્થિતિનું વર્ણન મળતું આવે છે.

આગલા વખતમાં આ શેહેર મ્હોટી જાહોજલાલીએ પુગ્યું હતું. ૧૬૯૯ માં કે૦ હેમિલ્ટને પોતાની મુસાફરી દરમ્યાન આ શેહેરની મુલાકત લીધી હતી તે વેળા આ શેહેર ૩ મૈલ લાંબું, ૧½ મૈલ પોહળું હતું, અને ત્યાં ૮૦,૦૦ ની લોક વસ્તી હતી; પણ મર્કીથી થોડી મુદતમા વસ્તીનો અર્ધો ભાગ ઘટી ગયો હતો. પોટેંજરના જ-ણાવવા મુજબ ૧૭૪૨માં જ્યારે નાદીરશાહ ઠઠ્ઠામાં દાખલ થયો તે વેળા ત્યાં ૪૦,૦૦૦ વણકર, ૨૦૦૦૦ પરચુરણ કારીગરો, અને ૬૦૦૦૦ વેપારીઓ હતા. ૧૮૪૦ માં ત્યાંની વસ્તી ૧૦૦૦૦ થી ૪૦,૦૦૦ ની હતી. તે વેળા ઠઠ્ઠામાં રેસમ તથા સૂતરના કપડાનાં કારખાનાં અને ધાન્યની વખારો હતી.

ઇ. સ. ૧૮૮૧ માં અત્રેની લોક વસ્તી ૮૮૩૦ ની હતી, તેમાં ૪૭૭૫ મોહમેદન અને ૪૦૮૧ હિંદુ હતાં.

ઠઠ્ઠામાં બનતી લુગી રેસમી તથા સુતરાઉ તમામ સિંધમાં વખણાય છે. ઇ. સ. ૧૭૫૮ માં 'ગુનામશેખ, કાટહોર્ચ' નાં અમલમા ઇસ્ટઈંડીયા કંપનીએ અત્રે એક વણવાનું કારખાનું સ્થાપન કર્યું હતું. પણ તે ૧૭૭૫ માં કાઢી નાખ્યું હતું. તે પછી ૧૭૯૯ માં ફરી એક બીજું કારખાનું સ્થાપન કર્યું પણ તેમાં લાભ થયો ન હોતો. ૧૮૩૯ માં આગલી કંપનીની કોઠી દરસ્ત કરાવી બ્રિટીશ બરાખ તરીકે ઉપયોગમાં લેવાઈ હતી.

ઠ્ઠામાં પ્રાચીન કાળની ઇમારતોમાં જુમા-મસજીદ અને કિલ્લો જોવાજોગ છે. હાલનું ગામ ૧૫૨૨ આગમજ ફરી સ્થાપન થએલું જણાવવામાં આવે છે. ૧૫૫૫માં આ શેહેરને •પોર્ટુગીજોએ બાળી નોંખ્યું હતું, તેમજ ૧૫૯૧ માં અકબરે કરેલી સિંધ ઉપરની ચઢાઇ વેળા ઠ્ઠાનો નાશ થયો હતો. અત્રેની જુમામસજીદ ૧૬૪૪ માં શહાજહાનના ફરમાનથી બાંધવામાં આવેલી જણાવવામાં આવે છે. આ મસજીદ ૩૧૫ ફીટ લાંબી ને ૧૯૦ ફીટ પોહળી છે, અને તેનો ઘેરાવો ૬૩૧૬ ચૌરસ યાર્ડનો છે. આ મસજીદ બાંધવા પાછળ રૂ ૯,૦૦,૦૦૦ નો ખર્ચ થયો હતો. અત્રેનો કિલ્લો ૧૬૯૯ માં નવાબ હાફીજઉલ્લા એ બાંધવા શરૂ કર્યો પણ તે પૂર્ણ કરી શકયો નહોતો.

એક નોંધ ઉપરથી જણાય છે કે આગળ આ શેહેરમાં ચીનાઇ વાસણો બનાવવાનું એક કારખાનું હતું. ત્યાંના એક આગલા રાજ્યકર્તાએ ચીનાઇ કારીગરને પોતાના રાજ્યમાં તેડી તેને જાગીર આપી આ હુન્નર તમામ સિંધમા ફેલાવ્યો હતો.

**ઠાના—જીલ્લો**—એનું ક્ષેત્રફળ ૪૨૪૩ ચૌરસ મૈલ હોઇ તેની ઉત્તરે પોર્ટુગીજોનાં દમણની હદ અને સુરત જીલ્લો; પૂર્વે નાસીક જીલ્લો, અહમદનગર અને પુના; દક્ષિણે કોલાબા જીલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. આ જીલ્લાની જમીન સમુદ્ર સપાટીથી ૧૦૦ ફીટથી ૨૫૦૦ ફીટની ઉંચાઈ સુધીની સપાટ છે. સમુદ્ર કાઠેની જમીન નીચી ને ફળદ્રુપ છે. લોક વસ્તી ૧૮૪૬ માં ૫૫૪૯૩૭ ની, ૧૮૫૧માં ૫૯૩૧૯૨, ૧૮૮૧માં ૯,૦૮,૫૪૮, ૧૮૯૧ માં ૯,૦૪૮૬૨ ને ૧૯૦૧ માં ૮,૦૯,૩૬૧ ની હતી. જીલ્લામાં ૧૦ શેહેરો તથા ૨૦૯૧ ગામડાં છે.

જીલ્લાની કુલ વસ્તીમાંના ૬૧૦૭૦૫ આ-ણસો (૬૭.૨૨ ટકા)નો મુખ્ય ભાગ ખેતીવાડી ઉપર ઉપજીવીકા કરે છે અને ખેડુતોની સંખ્યા ૩૬૯૪૩૮ ની છે. જુમલે જમીનની મેહેસુલ ૭૭૯૦૯ પાઉંડની ઉપજે છે.

દેશ નહાની ટેકડીઓથી ભરપૂર છતાં ફળદ્રુપ છે. મુખ્ય નદી વૈતરણી છે. તલાવ તુળશી, વિહાર અને તાનસા છે. મુખ્ય ઉપ્તતિ-બાજરી, કઠોળ, મસાલાનાં પદાર્થો, શેરડી, અને તંતુમય વનસ્પતિની છે. નિકાશ વેપાર ચોખા, નિમક, લાકડું, ચના ને મસાલાનો ચાલે છે. આયાત વેપાર કાપડ, તમાકુ, નારીયળ, સાકર ને ગોળનો ચાલે છે.

આ જીલ્લામાં બોમ્બે બરોડા તથા સેન્ટ્રલ-ઈંડીઆ પેનિનસુલા તથા સેંટ્રલઇંડિયા રેલ્વે ફરીવળેલી છે. જીલ્લામાં દર્યા તથા ખુશ્કી માર્ગે વેપાર ચાલે છે. તેમજ મીઠા પકાવવાના ઉદ્યોગપર ૨૦,૦૦૦ માનસો મંડેલા રહે છે. અત્રે વરસાદની પડત ૯૭ ઈંચ ૫૯ દોકડાની છે.

**ઠાના**—ઉપલા જીલ્લાનું મુખ્ય શેહેર. મુંબઈ શેહેરની ઉત્તર પૂર્વે ૨૧ મૈલ ઉપર છે. આ ગામ સાલસેટના કિનારા ઉપર સમુદ્ર નજદીક વસાયલું છે. ૧૩ મી સદીમાં આ શેહેર રાજ્યનું મુખ્ય પાયતખત અને વેપારનું અગત્યનું બંદર હતું. ૧૩૧૮ માં મુબારક ખીલજી અત્રે રાજ્ય કર્તા હતો. ૧૫૨૯ માં ખંભાતની હારપછી ઠાના એક પોર્ટુગીજોનું ખંડીયું મથક થઇ પડયું હતું. તે પછી આ શેહેર બે વેળા પોર્ટુગીજોએ તથા એક વેળા ગુજરાતીઓએ લુટયું હતું. ૧૫૩૩ નાં કોલકરાર પછી અત્રે પોર્ટુગીજોની સત્તા મુકરર થઇ અને તે પછીજ ઠાના ફરી ચઢતી કળાએ પુગ્યું, ૧૭૩૯ માં વસાઇની લઢાઇની હાર પછી ઠાનામાંથી પોર્ટુગીજ અમલ ખતમ થયો. ૧૭૭૪ માં બ્રિટીશોએ કિલ્લા પર તોપો છોડી બહાદુરી ભરી લઢત પછી તેનો કબજો મેળવ્યો હતો.

ઠાનામાં લોક વસ્તી ૧૪૪૫૬ ની છે, તેમાં ૧૧૪૫૮ હિંદુ, ૧૩૯૮ મોહંમેદન; ૧૦૯૪ ખ્રિસ્તી, ૨૬૦ પાર્સી, ૮૧ જૈન ને ૧૬૫ પરજાતની છે. હાલમાં ઠાનાનો કિલ્લો તુરંગ તરીકે વપરાય છે.

ઠાર—વાતાવરણમાંનું પાણી જમીન ઉપર નહિ જણાતાં ઠરે છે તેને ઠાર અથવા દવ કહે છે. આગલા જમાનામાં ઠાર વિષે એવી સમજ હતી કે વાતાવરણ સાંહાજે ઠંડુ પડતાં, બપોરે ગરમ થવાથી તેના અંગે પાણીની વરાળ અદૃષ્યપણે રાખવાની જે શકિત હોયછે તે શકિત ઓછી થઇ.વધારે વરાળનું પાણી બની તે ઠાર રૂપે જમીન ઉપર પડતું; પણ ડૉ૦ વેલ્સે વધુ શોધખોળથી એવું સિદ્ધ કર્યું કે પૃથ્વી વાતાવરણની આગમજ ઠંડી પડે છે, અને તેના ઠંડા પડવાથી ઠાર પડે છે; પણ વાતાવરણ ઠંડુ થતાં ઠાર પડતો નથી. પૃથ્વીને અંગે કિરણ રૂપે ઉષ્ણતા બાહેર કાઢવાની શકિત ઘણી છે, અને વાતાવરણને અંગે તે શકિત કાંઈ અંશે હોય તોય તે નહિ જણાય તેવી અદ્રષ્ય છે, આથી સાંજે સૂર્યની.ગરમી ઓછી થવા માંડતા, અને સૂર્યાસ્ત થયા પછી તે તદન બંધ પડે છે, એટલે પૃથ્વી કીરણ રૂપે ઉષ્ણતાને એકદમ બાહેર કાઢી પોતે ઠંડી પડવા માંડે છે, અને વાતાવરણને અંગે શકિત નહિ હોવાથી તેના અને પૃથ્વીનાં ઠંડા પડેલા પૃષ્ટ ભાગનો સંબંધ થઇ માત્ર તેમાંની કેટલીક ગર્મી ધીરે ધીરે ઓછી થાય છે. આ મુજબ વાયુના જે ભાગમાંની ગર્મી ઓછી થાય છે તે ભાગમાં વરાળ અદ્રષ્ય પણે રાખવાની શકિત ઓછી થઇ, વરાળનું પાણી વધારે બની તેના મોતી જેવા ટીપાં આગળ ઠંડા પડેલા વાયૂ સાથે જે પદાર્થનો સંબંધ થએલો .હોય છે, તે પદાર્થ ઉપર એકઠાં થાય છે, એજ ટીપાંને ઠાર કહે છે.

વાતાવરણમાં ઠારનો વધારે જમાવ થતાં તે પૃથ્વી ઉપરથી ઉપર ઉષ્ણતાનાં કીરણ સ્વચ્છ રીતે જવા દેતું નથી, એટલુંજ નહિ પણ તે ઠાર જાતે.ઉષ્ણતાનાં કીરણ પૃથ્વી ઉપર નાખે છે; આથી પૃથ્વી જલ્દી ઠંડી પડતી નથી; પણ રાત્રે આકાશ સ્વચ્છ રહેતાં પૃથ્વીમાંથી ગરમીનાં કિરણો વગર હરકતે જગતના દૂર દૂરોજ દેશમાં ફેલાય છે, આથી ગરમીનાં કિરણો પાછાં આવતા નથી.

પદાર્થને અંગે કિરણ રૂપે ગરમી બાહેર ફેંકવાની જેવી ઓછી વધારે શકિત હોય છે, તે માન પ્રમાણે તે વાતાવરણ કરતાં પેહેલાં ઠંડા પડે છે આથી તેના માન પ્રમાણે તેની ઉપર ઠાર વધારે ઓછું હોય છે. એજ કારણને લીધે ખડક, રેતી અથવા પાણી એમની ઉપર ઠાર થોડું પડે છે, યા કદાચ જરાએ પડતું નથી, અને જે માટે તે ફાયદાકારક છે એવું જે ઘાસ, ઝાડ વગેરે વનસ્પતિ વર્ગમાંના પદાર્થ તેની ઉપર તે ઘણું પડે છે. તેમજ ગરમીમાં ગરમ દેશમાં ઠંડકની ઘણી ગરજ હોયછે. આથી તે સમે ત્યાં ઠારવધારે પડેછે. દિવસે જેમ જેમ જમીન વધારે તપે છે તે પ્રમાણ મુજબ તે આગળ વધારે ગરમીનાં કિરણ ફેંકે છે, અને તેથ રાત્રે વાતાવરણ કરતાં વધારે ઝડપથી ઠંડી પડે છે. આથી અમેરિકાના પશ્ચિમ તરફનાં ટાપુઓમાં ગરમી વધારે હોવાથી ત્યાં સાંહાંજે ઠંડક ઘણી પડી ઠાર વધારે પડે છે.

ઠાંસો—ખાંસી=ઉધરસ. પ્રથમ આ રોગ લાગુ પડવા આગમજ સરકમનો હુમલો થાય છે. શરૂઆતમાં આજારીને ઘડીઘડી ખાંસી થઇ ગુંછ આવે છે, પણ છાતી ઉપરથી કાંઈ પડતું નથી અને તે સાથે સેહેજ તાવ આવે છે. એ મુજબ બે ત્રણ દહાડા તાવ તથા સુકી ખાંસી જારી રહ્યા પછી ચીકણો નિતરો અને ફીણવાળો બલગમ મ્હો વાટે બાહેર પડે છે, અને જેમ જેમ આ રોગનું જોર વધારે તેમ બલગમ વધારે ચિકાસદાર હોય છે. એમાં કોઇવેળા સેહેજ આવે અને વખતે ઘણો જોરમાં આવે, જેથી જીભ મેલવાળી બને છે; નાડી ઉતાવળે ચાલે છે, તરસ ઘણી લાગે છે, માથામાં દરદ થાય છે તથા સ્વાસ ચાલવામાં હરકત નડે છે. કોઇવેળા છાતીમાં દુખાવો થઇ બેમારની ઉંઘ ઉડી જાય છે. જ્યારે આ ઠાંસો મટવા ઉપર આવે છે ત્યારે પિળાસપર બલગમ પડે છે, જેને 'પાકો' બલગમ કેહે છે

આ ઢાંસો થંડી અને સરદીની ઋતુમાં જોર કરે છે અને કેટલીકવેળા બદપરહેજી થતાં ઉપડે છે. આ ખાંસી બીજા દર્દો સાથે પણ હુમલો કરે છે. જેમકે સધિવાની સાથે, ગાઉટની સાથે, કેટલાક તાવની સાથે તથા કોઇવેળા ગરમીના વિસ્ફોટ સાથે આવી સસણી થાય છે. તે વખતે આ દરેક દરદને તેના ખાસ ઉપાય કરવા જોઇએ. ફકત ખાસીના ઉપાયો યોજવાથી તેની ઉપર પાકી અસર થશે નહિ. ખાંસી ફકત જે બલગમ છાતીમાં ભરાઇ રહે છે તેને બાહેર કાઢવાને કુદરતનો પ્રયત્ન છે.

એમાં દરદીની તબીયત તથા રોગના જોરના પ્રમાણમાં ઔષધોપાય કરવાં જોઇએ. આવા રોગીની છાતી હમેશાં નબળી હોય છે, માટે તેમણે હમેશાં થંડી સરદીથી દૂર રહેવું, છાતી ઉપર ફલાલીનનું બનીયાન રાખવું અને ખાટા તેલવાલી ચીજ ખાવી નહિ.

---

# ડ.

ડ—ચોવીસમો મૂળાક્ષર.

ઢકા—જીલ્લો. પૂર્વ બંગાલમાનો આ જીલ્લો ગંગા અને બ્રહ્મપુત્રના સંગમ ઉપર છે. એની ઉત્તરે મયમનસિંગ, પૂર્વે ટીપરા, દક્ષિણે અને દક્ષિણ પશ્ચિમે બખારગંજ અને ફરીદપૂર, તથા પશ્ચિમે પબના છે. એનું ક્ષેત્રફળ ૨,૭૯૭ ચોરસ મૈલ છે. ૧૮૫૧ માં લોક વસ્તી ૬,૦૦૦,૦૦ ની અચોકસ ગણત્રીથી ગણાઇ હતી, પણ ૧૮૭૨ ની બરૂસેદાર ગણત્રી મુજબ વસ્તી ૧૮,૫૨,૯૯૩ ની હતી ને તેમાં ૫૦૧૬ ગામડાં હતા. ૧૮૮૧ માં ૨૧,૧૬,૩૫૦ ની હતી ને તે વેળા એમા ૬,૪૨૨ શેહેરો તથા ગામડાં હતા. આ વસ્તીમાં ૧૦,૩૩,૮૬૩ પુરૂષો તથા ૧૦૮૨૪૮૭ સ્ત્રીઓ હતી. તેમાં ૮૫૬૬૬૮૦ હિંદું, યાને ૪૦ ટકા, તથા મોહમેદનો ૧૨૫૦૬૮૭ યાને ૫૯ ટકા હતા.

ઢકા જીલ્લો સપાટ અને ફળદ્રુપ હોઇ તેમાં નદીઓ જગેજગ ફરી વળેલી છે. અત્રે જુટ, ચોખા, ચામડાં, તેલીબિયા, ગરમ મસાલો, સોપારી, કોસુમાનો પાક થતો હોવાથી તેનો બોહોળો વેપાર ચાલે છે. આયાત વેપાર ૩૨૪૫૦૦૦ પાઉંડનો થાય છે.

મુસલમાની રાજ્ય અમલ દરમ્યાન ઢકા બંગાલનું મુખ્ય પાયતખત હતું. ઇ. સ ૧૨૦૩ માં પ્રથમ મુસલમાનોએ ઢકામાં પ્રવેશ કરી પોતાની સત્તા સ્થાપી હતી, જે સત્તા ૧૩૨૫ મા મહમદ તઘલખે પોતાને હાથ આણીને 'સોનારગાવ'ને પોતાનું મુખ્ય મથક બનાવી ત્યાં કિલ્લો બાંધ્યો, પણ ઢકાની ચઢતી કળા ૧૭ મી સદીમાં શરૂ થઈ હતી. ઇસમાયલખાન નામે મોગલ હાકેમે રાજમહાલથી ઢકામાં પોતાની ગાદી આણી સ્થાપી હતી. તે પછી ઢકા ઉપર સરહદ તરફથી અનેક હુમલા થયા તેમાં આસામીઓનાં અવારનવારના હુમલા જાણીતા હતા, અને દક્ષિણ તરફથી આરાકાનીઓ હુમલા કરતા. માત્ર મહમદશુજાએ ૨૦ વર્ષ માટે ઢકાથી રાજમહાલ તરફ પોતાની ગાદી લઇ ગયો હતો, પણ ૧૭મી સદીમાં ઢકાનેજ પાયતખત બનાવ્યું હતું.

જ્યારે અત્રે પોર્તુગીઝોનું ચલન વધ્યું ત્યારે શાહિસ્તેખાને ઢકાપર હુમલો કરી પોર્તુગીઝોનું બળ નબળું કરી ચીતાગોંગને મોગલ રાજ્ય સાથે જોડી નાખ્યું હતું. આ વખત પછી પોર્તુગીઝ, અમેરિકન મિશન તથા ગ્રીક વેપારીઓએ અત્રે પોતાના મથક કર્યા. ઇગ્રેજ, ફ્રેન્ચ અને ડચોએ ૧૬ મી સદીમાં અત્રે કોઠીઓ બાંધી હતી, પણ ૧૮ મી સદીમાં ઢકાની ફરી પડતી દશા આવી. ૧૭૦૪માં મુરશીદકુલીખાને ભાગીરથી કાંઠેના મુરશીદપુરને પોતાનું પાયતખત બનાવ્યું, અને ઢકાપર મુરશીદપુરનાં અમીરના

નેમેલા નવાબની સત્તા સ્થાપન થઈ. પણ ૧૭૫૭ માં ઈંગ્રેજ રાજ્ય મજબુત થતાં ડક્કાપર તેને પોતાનો કાબુ સ્થાપન કર્યો. તે વખતથી નબી અથવા નવાબની સત્તા નિર્મૂળ થઇ, પણ ૧૮૪૫ સુધી તેમનું ખાનદાન ઉપલા ખેતાબથીજ ઓળખાતું હતું. ૧૮૦૦ માં ઇસ્ટ ઇંડીયા કુંપનીએ ડક્કાની મલમલનો વેપાર પગભર કર્યો. ૧૮૦૧ માં ૨૫,૦૦,૦૦૦ રૂપીયાની મલમલ પરદેશ રવાના કરવામાં આવી હતી, ૧૮૫૭ મા અત્રેનાં કિલ્લામાં બે ફીતુરી લશકરોએ આશ્રો લીધો હતો; પણ તેમને ઇંગ્રેજ લશકરે શિકસ્ત આપતાં બચેલા સીપાઇઓ ભૂતાનનાં જંગલમાં નહાશી ભરાયા હતા.

ડક્કાની સરકારને દરસાલ મેહેસૂલ ૧૪૯૩૫૦ પૌંડસુધીનું ઉપજે છે. આ જીલ્લામાં ૭૯૦ સરકારી શાળા છે. જીલ્લામાં ૧૧ મેજીસ્ટ્રેટ કચેરી તથા ૧૫ મુનસફ કચેરીઓ છે. વાર્ષિક વર્સાદની પડત ૭૯ ઈંચ ૬ દોકડા છે.

ડક્કા—ઉપલા જીલ્લાનું મુખ્ય શેહેર કુરીબંગા નદી કાંઠે ૮ ચોરસ મૈલ જગા રોકે છે. ૧૮૮૧ માં વસ્તી ૭૯૦૦૬ ની તથા ૧૯૦૧ માં ૯૦૬૭૯ ની હતી. આ શેહેરમાં વણકરોની મુખ્ય વસ્તી હોઇ શાલનો ઉદ્યોગ ઉત્તમ ચાલે છે. અત્રે આગલા વખતનાં આરમેનિયન તથા ગ્રીકોના મકાનોનાં ખંડિયેરો નજરે પડે છે. સત્તરમી સદીમાં આ શેહેર બંગાલના હાકમનું પાયતખ્ત હતું. જેહાંગીરના રાજ્ય અમલ વેળા અત્રે એક કિલ્લો બાંધવામાં આવ્યો હતો, જે હાલમાં પડી ભાગો છે. માત્ર સુલતાન મહમદ સુજાએ ૧૬૪૫માં બંધવેલ 'કતરા' તથા લાલબાગ હજી કાયમ છે. છતાં ખંડીયર હાલતમાં છે. અત્રે ઇંગ્રેજ, ફ્રેન્ચ અને ડચોએ બાંધેલી કોઠી હાલમાં તદન નિર્મૂળ થએલી જણાય છે. એની ચડતી કળા દરમ્યાન આ શેહેર ઉત્તરે ૧૫ મૈલ સુધી લંબાયલું હતું, કે જ્યાં હજી મસજીદોનાં તથા ઇંટરડીના ઘરોનાં ખંડીયરો જણાય છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં ૧૮મી સદીમાં ડક્કાની મલમલ પ્રસિધ્ધતા પામી હતી. અત્રેની મલમલ આગળ હિંદમાં હરિફાઇ વિનાની ગુણાની હતી, પણ મેનચેસ્ટરનો માલ બધે ફેલાતાં આ ઉદ્યોગ પડી ભાગો હતો (જુઓ કાપડ). ૧૮૧૩ થી આ ઉદ્યોગ તદન પડતી હાલતે પુગો. ૧૮૧૦ માં અત્રે ૨,૦૦૦૦૦ ની વસ્તી હતી જે ૧૮૭૨ માં ૬૯૨૧૨ ની હતી. આગલા વખતનાં વણકરોનાં મ્હોટાં કારખાનાંઓ પણ ખંડીયર હાલતમાં પડેલા નજરે પડે છે. અત્રેના નવાબ અબદુલગની સી. આઇ. એ ડક્કાને સુધારવામાં આગેવાની ભર્યો ભાગ લઇ મ્હોટી મદદો કરી હતી, તેણે ૧૮૬૬ માં લંગરખાના નામે ધર્મશાળા સ્થાપન કરી ગરીબોને ઉદ્યોગે લગાડયાં હતા, અને શેહેર સુધરાઇ માટે ૫૦૦૦ પૌંડની બક્ષેસ આપી હતી. આથી ૧૮૭૮ માં ડક્કાને પીવાનું પાણી પુરૂં પાડવાની સગવડ મળી. અત્રે એક 'કૉલેજ' છે કે, જ્યાં યૂરોપીયન પ્રોફેસર શિક્ષણ આપે છે.

ડંગરી—જાડા કપડા ઉપર કાચ્ચા રેશમ વડે કાઢેલો કશિદો. આ જાતનાં કશિદાનું કાપડ મદ્રાસ ઇલાકામાં બનાવવામાં આવે છે.

ડગલાસ—લૅંકેશાયરનું આ સુંદર શેહેર સેનાર્કની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૧૧ મૈલ ઉપર છે. હાલનું ડગલાસ કેસ્ટલની ઉત્તરે ઉત્તર પૂર્વે $\frac{3}{4}$ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૦૧૮ ની છે.

ડગલાસ સર હાવર્ડ બેરોનાઇટ જી. સી. બી.—એ એડમિરલ સર સી. ડગલાસનો બેટો હતો. એનો જન્મ ગૉસ પોર્ટમાં ૧૭૭૬ માં થયો હતો. એણે કેનેડામાં નોકરી બજાવી હતી. પ્રથમ એણે લશકરી સેવા બજાવી ૧૮૨૩—૨૯ માં ન્યૂબ્રર્નસવિકનો ગવરનર થયો હતો. ત્યાં એણે પેહેલી યુનિવ્હરસિટિ સ્થાપન કરી પોતે તેનો પેહેલો ચેનસેલર થયો હતો. ૧૮૩૫ થી ૪૦ સુધી

એ 'લૉર્ડ હાઇ' કમિશનર ઑવ ધી આયોનીયન આઇસ લેંડ' હતો, અને ૧૮૪૨-૪૬ સુધી એ લિવરપુલ તરફથી પાર્લામેંટમાં બીરાજ્યો હતો. એણે અનેક વ્યાખ્યાનો લખી પ્રગટ કર્યાં હતાં, તે શિવાય એણે દર્યાવર્દી લશકરને ઉપયોગી થઇ પડે એવા ગ્રંથો રચી પ્રગટ કર્યા હતા. મરણ ૧૮૬૧ માં ૯૦મી નવે બરે નિપજ્યું હતું.

ડચ—ઇંગ્રેજીમાં હૉલંડ દેશની પ્રજાને 'ડચ' કહે છે તે ડચો પોતાના દેશને નેધરલેંડ કહે છે. તેઓ ૧૬ મી સદી પછી ઇસ્ટ ઇંડીજનાં સર્વ ભાગમાં ફરી વળ્યા છે. સિલોનમાં ૧૫૯૬ થી પોર્ટુગીજો વસ્યા હતા પણ ૧૬૫૮ માં ડચોએ ત્યાં પોતાની સત્તા સ્થાપન કરી હતી. હિંદમાં માત્ર તેઓએ કોચીન તરફ નાહની સત્તા ધરાવી હતી. તેઓએ મલાકા, નાર્નીંગ અને તેની પાસેનાં દેશો હાથ કર્યા હતા, પણ બ્રિટીશોએ ફરી તે હાથ કરી ૧૮૨૪ માં ૧૭ મી માર્ચે થએલા કોલકરાર પછી ચોકસ શરતે તેમની સત્તા કાયમ રાખી છે.

હાલમાં પૂર્વ આર્ચિપેલેગોમાં તેમની ઝાઝી વસાહત છે, અને ત્યાં તેમનું રાજ્ય ડચ ઈસ્ટ ઇંડીજને નામે પ્રસિદ્ધ છે. પ્રથમ એઓ આર્ચિપેલેગોમાં પોર્ટુગીજોનાં નોકર તરીકે આવી વસ્યા હતા હૉલંડ તરફથી પ્રથમ ૪ ચઢાઇના વાહાણો ૧૫૯૫ માં મોકલવામાં આવ્યા હતા, જેઓ ૧૫૯૬ માં 'બાનતમ'માં દાખલ થયા, તેમનો સરદાર થોડો વખત કેદ થયો હતો. આ સફરમાં તેઓએ મદીરા તરફ પણ વધ્યા હતા. ૧૬૧૦ મા પીટર બોથા નામે પેહેલો ગવરનર નેમવામાં આવ્યો હતો, અને પેહેલું મથક નેકાત્રાનાં કિલ્લામાં કર્યું હતું. ચોથા ગવરનર જેનપિટર્સકોન'નાં અમલમાં બટેવિયાને પાયતખત બનાવ્યું હતું. ૧૭૪૯ માં જાવાના બળવત રાજાના વખતમાં ડચોને ભારે બારીક વખતમાંથી પસાર થવું પડયું હતું.

હાલના નેધરલેંડસ ઇંડીયાનું ક્ષેત્રફળ ૪૪૫૪૭૭ ચોરસ મૈલ હોઈ તેમાં લોક વસ્તી ૨,૩૦,૦૦,૦૦૦ ની છે. આ ભાગમાં ૩૦૦૦૦ નું લશકર રાખવામાં આવેલું છે, અને તેની ઉપર લેફટનન્ટ જનરલની સત્તા ચાલે છે, જે ગવરનર જનરલથી બીજી પદ્ધિનો અમલદાર ગણાય છે.

ડડલી—ઉરચેસ્ટર શાયરનું આ મુખ્ય શેહેર બરમિંગહેમની પશ્ચિમે ઉત્તર પશ્ચિમમાં ૮½ મૈલ ઉપર છે. એની આસપાસ કોલસાની ખાણો હોવાથી અત્રે પિત્તળ, લોઢાકામ, કાચ, ઇંટ, બીર અને ચામડાં કેળવવાનાં કારખાનાં છે. તેમજ અત્રે ખીલા બનાવવામાં પણ આવે છે. એની ઉત્તર પૂર્વમાં ટેકડી ઉપર પુરાણા કિલ્લાનાં ખંડિયેરો છે કે જેને ૮ મી સદીમાં સેકસન શાહજાદાએ બંધાવ્યો હતો. આ કિલ્લાની ૧૩ મી સદી પછીની તવારીખ મળે છે જે ૧૭૫૦ માં બળી જઇ નાશ પામ્યો હતો.

લોક વસ્તી ૩૭૯૬૨ ની ને ૧૮૫૧ માં ૯૦૨૫૨ ની હતી. ૧૮૩૨ થી પાર્લામેંટમાં ૧ પ્રતિનિધી મોકલવાનો હક અત્રેનાં શેહેરીઓને મળેલો છે.

ડનકર્ક—આ ફ્રાન્સનું અતિ ઉત્તર તરફનું બંદર શેહેર ડોવ્હરની સામુદ્રધુનિ ઉપર પેરિસની ઉત્તરે રેલ માર્ગે ૧૮૯ મૈલ ઉપર છે. હાલમાં આ બંદર શેહેરને મજબૂત કિલ્લેબંદીથી આસપાસના પ્રદેશનાં બંચાવ માટે ખાસ મજબુત બનાવવામાં આવ્યું છે. એનું બંદર દર્યાઇ ખાતા તથા વેપાર માટે જાણીતું છે. ૧૮૭૯ નાં કાયદા પછી અત્રેનું બંદર સુધારવા પાછળ ૨૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ કરવામાં આવ્યો હતો.

ડનકર્કમાં ચામડાં, લીનન, રૂ, સાબુ, બીટરૂટની ખાંડ વગેરે બનાવવાનાં કારખાનાં છે, તેમજ અત્રે વાહાણો બાંધવાનું ગંજાવર ખાતું છે. ૧૮૨૮ પછી આ બંદર પરદેશી વહાણો માટે ખુલ્લું મેળાયું છે. ૧૮૭૨ માં

લોક વસ્તી ૩૪૩૪૨ ની ને ૧૮૯૧ માં ૩૯૪૮૧ ની હતી. અત્રે વાઇન અને દારૂનો મોહોળો વેપાર ચાલે છે.

૧૩૮૮ માં આ શેહેરને ઇંગ્રેજોએ બાળી નાખ્યું હતું, અને ૧૬૫૮ માં ક્રૉમવેલે જીતિ લીધું હતું; પણ ૧૪ માં લુઇને બીજા ચાર્લસે ૫,૦૦૦૦૦૦ ફ્રાંકની કિંમતે ૧૬૬૨ માં વેચાતું આપ્યું હતું.

ડનકર્ક—ન્યૂયૉર્કનું આ બંદર શેહેર બફેલોથી રેલ માર્ગે દક્ષિણ પશ્ચિમે ૪૦ મૈલ ઉપર છે. લોક વસ્તી ૯૪૧૬ ની છે.

ડન્ડી—ફૉર્ફર શાયરનું આ કિલ્લો તથા શેહેર. એની પાસેની આ ખાડી સમુદ્રથી ૧૨ મૈલ લંબાઇ ઉપર બે મૈલ પોહળી છે, અને એ ઇન્ડિનબર્ગની ઉત્તરે ઉત્તર પૂર્વમાં ૫૦ મૈલ ઉપર છે. આ શેહેર લૉચ (૫૭૧ ફીટ ઉંચાઈપર) અને બાલગેની ટેકડીનાં ઢોળાવ ઉપર છે. અત્રેનો ૧૭૩૪માં બંધાયલો રોમન આયોનિક બાંધણીનો ટાઉન હૉલ અને આલબર્ટ ઈન્સ્ટીટયૂશન, ફ્રિ લાયબ્રેરી વગેરે જાહેર ઇમારતો છે. ડન્ડી યૂનિવરસિટી કૉલેજ ૧૮૮૩ માં ઉઘાડવામાં આવી હતી. અત્રે અનેક જાહેર ચોગાનો છે અને તે સર ડેવિહ બેક્ષટરે ભેટ આપ્યાં છે. ડન્ડીમાં સણનાં તથા મીઠાઈ બનાવવાના, વહાણુ બાંધવાનાં તથા લોઢાનાં અનેક કારખાનાઓ છે. અત્રેની ગોદી ૭૦૦૦૦૦ પૌંડને ખર્ચે બાંધવામાં આવી છે. ૧૮૭૮ પછી અત્રે સલંગ રેલ્વે લાઈન ચાલુ થઇ છે. લોક વસ્તી ૧૮૪૧ માં ૬૩૭૩૨ ની, ૧૮૭૧ માં ૧૨૦૭૨૪ ની, ૧૮૯૧ માં ૧૫૩૫૮૭ ની હતી. અત્રેનાં બે પ્રતિનિધિઓ પાર્લામેંટમાં બિરાજે છે. ૧૨ મી સદીમાં આ શેહેર જાણીતું મથક હતું. ૧ લો એડવર્ડ અત્રે બે પ્રસંગે આવી રહ્યો હતો. અત્રેનો કિલ્લો વાલેસે ૧૨૯૭ માં બે વેળા લીધો હતો અને બ્રૂસે ૧૩૧૩ માં તેનો નાશ કર્યો હતો. ૧૩૮૫ માં ડયૂક ઑવ લેનેસ્ટરે ડન્ડીને બાળી નાખ્યું હતું. ક્રૉમવેલના સમયમાં આ શેહેર જીતતી વેળા જનરલ મોંકે (૧૬૫૧ માં) ૧૦૦૦ શેહેરીઓની કતલ કરી લશકરનો નાશ કરી ૬૦ વહાણો લુટી શેહેર તાબે કર્યું પણ, શેહેર સદનતર પાયમાલ થયું હતું.

ડન્ડીન—ઓટેગોનું આ શેહેર ન્યૂઝીલેંડનું મુખ્ય વેપારી મથક ગણાય છે. એના આસપાસ સુન્નાની અનેક ખાણો છે. શેહેરમાં રોમન કેથેલિક બિશપનું મુખ્ય મથક છે. જાહેર ઈમારતોમાં પોસ્ટ ઑફીસ, ઇસ્પીતાલ, સરકારી ઇમારત, યંત્ર શાસ્ત્રની શાળા વગેરે છે. અત્રે બાગબાની શિખવવા માટેનો ખાસ બગીચો છે. ૧૮૭૧ માં વસ્તી ૧૪૮૫૭ ની ને ૧૮૯૧ માં ૨૨૩૭૬ ની હતી. પરાંઓ સાથે કુલે વસ્તી ૨૩૪૯૩ ની છે.

ડનફર્મલેન—ફાઇફમાંનું આ શેહેર એડીનબર્ગની ઉત્તર પશ્ચિમે ૧૬ મૈલ ઉપર અને સ્ટરલિંગની પૂર્વથી દક્ષિણે ૨૦ મૈલ ઉપર છે. અત્રે શેહેર સમાજીક 'હૉલ,' કારનેગીની જાહેર લાયબ્રેરિ (૧૮૮૧ માં), કારનેગીએ બંધાવેલા હમામખાનાં (૧૮૭૭ માં) અને ૧૮૮૬ માં સ્થાપન કરેલી હાઇસ્કુલ જાહેર બાંધકામો છે. અત્રે રંગવાના, લોઢાના, તથા ગાડી બનાવવાનાં કારખાનાં છે. ૧૮૦૧ માં વસ્તી ૫૪૮૪ ની ને ૧૮૮૧ માં ૧૭૦૮૫ની તથા ૧૮૯૧ માં ૨૨૩૬૫ ની હતી.

ડનમોર—પેનસાલવાનિયાનું આ કોલસાની ખાણોવાળું શેહેર સ્ક્રેન્ટનની પૂર્વે ઉત્તર પૂર્વમાં રેલ માર્ગે ૨ મૈલ ઉપર છે. લોક વસ્તી ૮૩૧૫ ની છે.

ડનહેમ સર જોન—આ જાણીતો કવિ એક આયરિશ જડજનો પુત્ર હતો. એનો જન્મ ઇ. સ. ૧૬૧૫ માં થયો હતો. એણે લંડનમાં ટ્રિનિટી કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. એ ૧૬૩૪ માં લગન કરી પોતાના પિતા સાથે સરેમાંના ઇગહેમમાં જઈ રહ્યો હતો. સિવીલવૉર પછી એ સરેનો શેરિફ થયો હતો; અને તે પછી રાજાનો માનીતો થયો હતો. ૧૬૪૧ માં એણે 'Sophy' નામે એક કરૂણારસિક વાર્તા પ્રસિદ્ધ કરી અને બીજેજ વર્ષે cooper's

Hill નામનું જાણીતું કાવ્ય પ્રસિદ્ધ કર્યું હતું. ૧૬૪૭ માં ૧ લા ચાર્લસની ખાનગી ખીદમતમાં રોકાયો પણ ત્યાંથી એને હાલંડ તથા ફ્રાન્સ તરફ નહાશી જવું પડયું હતું. ૧૬૫૦ માં એણે જુવાન રાજા માટે સ્કૉટી-શના પોલાંડમાંથી નાણું ભેચું કરી ખાનગી ગોઠવણો માટે ઇગલંડમાં અનેક વેળા જાવ આવ કરી હતી પ્રજાસત્તાક સ્વતંત્ર રાજ્યના અંત પછી એને નાઇટ ઑવ ધી બાથના કેતાબ સાથે ચઢતો ઓધો આપવામા આવ્યો હતો. ૧૬૬૫ મા એ એક જુવાન સ્ત્રી સાથે પરણ્યો પણ તે સ્ત્રીએ ડયૂક ઑવ યૉર્ક તરફ ખુલ્લી પ્રિતી બતાવવા માડયાથી એ પોતાના છેલ્લા દિવસોમાં બેમગજ થઇ દુખી થયો હતો, પણ તેટલા એની તે સ્ત્રી એકા એક મરણ પામવાથી તેને વિષપ્રયોગે મારી નાખી હોય એવો શક રહી ગયો હતો ૧૬૬૯ માં એ ગરીબ અવસ્તામા મરણ પામતાં એને વેસ્ટમિન્સટર એબીમાં દાટ-વામા આવ્યો હતો.

ડફ—આ ચર્મવાદ્ય ગોળ લાકડાની પટીનું બનાવેલું હોય તેની ઉપર ચામડું જડેલું હોય છે. ડફ મુસલમાનોએ બનાવેલું વાદ્ય છે. દફ્લી એટલે નાહનું ડફ.

ડબલબિજ—આ વેલાવાળું ઝાડ એના સિંગદાણા માટે જાણીતુ છે. એના દાણા મ્હોટા પણ ચપટાં હોય છે. એના સિંગની ભાજી બનાવવામા આવતી નથી પણ દાણાની ભાજી સ્વાદિષ્ટ બને છે. એની ઉપર થ ડીમાં સિંગોનો બહાર ખિલી નિકળે છે.

ડબલિન—આયરલંડનું રાજ્યધાની શેહેર લીફે નદી કાંઠે ગલાસગોની દક્ષિણે દક્ષિણ પશ્ચિમે ૨૨૩ મૈલ ઉપર અને બ્રિસ્ટોલની ઉત્તર પશ્ચિમે ૨૪૫ મૈલ ઉપર છે. શેહેરમાં પશ્ચિમથી પૂર્વે નદી વહેતી હોવાથી બે સરખા ભાગમાં શેહેર વિભાગેલુ છે. શેહેરની દક્ષિણ પૂર્વમાં અતિ સુંદર ઇમારતો છે. મુખ્ય દુકાનો ગામની મધ્યમાં છે. અત્રેનો નેલસનની યાદગારીમાં ઉભારેલો મિનારો ૧૩૪ ફીટ ઉંચો છે. જાણીતું સેંટ સ્ટી-ફન્સગ્રીન જે પિપલ્સપાર્ક તરીકે જાણીતું છે તે માટે ૨૦ એકર જગ્યા રોકાયલી હોય તેનો ઘેરાવો ૧ મૈલ જેવડો છે ટ્રિનિટી કૉલેજનો ગંજાવર ચોગાન ૪૦ એકર જમીન રોકે છે. લિન્સટર હાઉસ આગળ લિન્સ-ટરના ડયૂકના મુકામ તરીકે જાણીતું હતું, પણ હાલમા તે રૉયલ ડબલિન સોસાયટીને હસ્તકત છે, જ્યાં કૂદરત સગ્રહ, મ્યૂઝીયમ અને ખુદરતની તવારીખનો સગ્રહ છે. મુખ્ય ઈમારતોમાં સેસન, કુદરતનું 'મ્યૂઝીયમ' અને નેશનલ લાયબ્રેરિ કે જે ૧૮૯૦ માં ખુલ્લી મેલવામાં આવી તે જાણીતા છે. આ લાયબ્રેરી પાછળ ૧,૦૦,૦૦૦ પૌંડનો ખર્ચ બેઠો હતો; તેમજ ટ્રિનિટી કૉલેજ અને કસ્ટમ હાઉસ જાણીતી ઇમારતો છે. અત્રેની ગ્રીન કૉલેજમાં ૩ જા વિલ્યમની યાદગારીનું પુતળું છે, તે શિવાય બીજા પુતળાંઓ પણ છે, જેમાં મુખ્ય ડયૂક ઑવ વેલિંગટન, ગોલ્ડસમિથ, બર્ક, ગ્રૅટન વગેરેની યાદગારીનાં પૂતળાં છે.

નદી ઉપર ૧૨ પૂલો જાવઆવ માટે બાંધ્યા છે. આ નદીના બેઉ કાંઠાને ગ્રેનાઇટની છાતીપૂર દેવાલથી ચણી લીધાં છે. લોક વસ્તી ૧૬૮૮ માં ૬૪૫૦૦ ની, ૧૮૦૪ માં ૧૬૭૮૯૯ ની, ૧૮૪૧ માં ૨૩૨૭૨૯ ની, ૧૮૮૧ મા ૨૪૯૬૦૨ ની ને ૧૮૯૧ માં ૨૭૮૮૯૬ ની હતી. અત્રે ૧૫૯૧ માં જે યુનિવ્હરસિટિ કૉલેજ સ્થાપન કરવામા આવી (ટ્રિનિટી) તેમાં હાલ ૭૦ શિક્ષકો અને ૧૧૦૦ વિદ્યાર્થિઓ છે. અત્રે ૧૮૫૪થી એક રોમન કેથોલિક યૂનિવ્હરસિટી ચાલુ છે, તે શિવાય આયરલંડની રૉયલ યુનિવ્હરસિટિ છે જે હાલમાં ક્વિન્સ યુનિવ્હરસિટીને નામે જાણીતી છે; તેમજ અત્રે બે બાંગખાની શિખવાની શાળા છે.

૯મી સદીમાં અત્રે ડેનિશોએ વસાહત કરી પોતાની સત્તા સ્થાપન કરી હતી. ૨ જા હેન્રિએ ૧૧૭૧ માં દરબાર ભરી ૧૬૮૯ માં

ર જા જેમ્સે અત્રે પાર્લામેંટ સભા બોલાવી હતી, અને તે પછી ૩ જા હેન્રિએ તરતજ આ શેહેર તાબે કર્યું હતું.

**ડભોઈ**—વડોદરાના રાજ્યમાંનું એક પ્રાચીન શેહેર. વડોદરાની દક્ષિણ પૂર્વે ૧૫ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૪૭૨૫ ની છે. તેમાં ૭૬૫૬ પુરૂષો તથા ૭૨૯૬ સ્ત્રીઓ છે. વસ્તીમાં ⅛ ભાગ મુસલમાનોનો છે.

જૂના વખતમાં એ પ્રખ્યાત; આબાદ અને સુંદર શેહેર હતું, પણ હાલમાં ભાગીતૂટી અવસ્થામાં આવી પડ્યું છે. દંતકથા છે કે એ સિદ્ધરાજ જેસિંગે વસાવેલું છે. પીલાજી ગાયકવાડે ગૂજરાતમાં સૌથી પેહેલું શેહેર લીધું તે એ હતું. એની આસપાસનો કોટ પેહેલાં ઘણો મજ્બૂત હતો પણ હાલમાં કેટલેક ઠેકાણેથી નાબુદ થઇ ગએલો છે. એના ૪ દરવાજા છે. પશ્ચિમે બડોદરા,ઉત્તરે ચાંપાનેર, પૂર્વે હીર ને દક્ષિણે ચાણોદ; એમાંનો હીરા દરવાજો નક્શી કામમાં ચઢીઆતો છે. આ દરવાજાની પાસે ભદ્રકાળીનું ને તેની પાસે એક મહાદેવનું દેહેરું છે, જેનું નક્શી કામ ઘણું સરસ છે, પરંતુ દહેરું હાલ ભાગી તૂટી હાલતમાં છે. ગામ બહાર રેલ્વે સ્ટેશનની નજીક હરીભક્તિ વડોદરાના સાહુકારનું બંધાવેલું સુંદર દેહેરું છે. ગામથી ૩ કોસ દૂર પથ્થરનું બાંધેલું અષ્ટ કોણીઉ જૈન તળાવ છે. ગામની અંદર દવાખાનું, જેલ, વાઘનાથ માહદેવની જે બીજી ચાર ધર્મશાળાઓ, ઇંગ્રેજી ગુજરાતી અને ગુજરાતી, ઉર્દુ તથા મરાઠી શાળાઓ છે. અત્રે કાપડ વણવાનો પણ ઉદ્યોગ દૂજર ચાલે છે.

**દમદમ**—બંગાળમાનું આ શેહેર કલકત્તાની ઉત્તર પૂર્વે ૪½ મૈલ ઉપર છે. ૧૮૫૭ માં અત્રે 'કારત્રિજ' બનાવવાનું કારખાનું પ્રથમ સ્થાપન કર્યું હતું. લોકવસ્તી ૪૨૨૩ ની છે.

**ડમ્ફ્રૈ શાયર**—એક સ્કૉટીશ પ્રગણું. એની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૪૭ મૈલની અને પોહળાઈ ૧૩ થી ૩૨ મૈલની છે. એનું ક્ષેત્રફળ ૧૧૦૩ ચોરસ મૈલ છે. અત્રે અઢી હજાર ફીટ ઉંચાઇનાં અનેક પર્વતો ફરી વળેલાંછે; તેમજ નીથ, ઍનન અને એસ્ક નામની ૩ રમણિય નદી તથા ૭ સરોવર છે. મુખ્ય ખનીજ પદાર્થ કોલસો જડે છે, તેમજ ચૉક, સુરમો, શિસું, ચાંદી અને સુનાની અનેક ખાણો છે. અત્રેની આબોહવા માફક સરની છે. અત્રે ઢોરો તથા માછલી મારવાનો ઉદ્યોગ સારો ચાલે છે. અત્રેની પાર્લામેંટમાં ૧ પ્રતિનિધિ મોકલવાનો હક મળેલો છે. ૧૮૮૧ માં લોક વસ્તી ૭૬૧૪૦ની તથા ૧૮૯૧ માં ૭૪૨૪૫ ની હતી.

**ડમબર્ટન**—ગલાસગોની પશ્ચિમે ઉત્તર પશ્ચિમે ૧૫ મૈલ ઉપર છે. અત્રેની જાહેર ઇમારતોમાં મુખ્ય બર્ગહાલ અને એકેડમી, જાહેર ચોક ૩૨ એકર જગા રોકે છે (૧૮૮૫ માં બંધાયું). તેને શેહેર સમાજે ૨૦૦૦૦ પૌંડે વેચાતો લીધો હતો. ડમબર્ટન એ વહાણો બાંધવાનું બંદર શેહેર છે. શેહેર અને કલાઇડ વચ્ચે એક ડમબર્ટન નામે ખડક ૨૮૦ ફીટ ઉંચો છે તે ઉપર કિલ્લો છે. આ કિલ્લાનું બાંધકામ ઘણું મજબુત છે. અત્રેથી પાર્લામેંટમાં પ્રતિનિધીઓ મોકલવાનો હક છે. ૧૮૫૧ માં વસ્તી ૫૪૪૫ની ને ૧૮૯૧ માં ૧૭૬૨૬ની હતી.

**ડમબર્ટન શાયર**—આ સ્કૉટીશ પ્રાંત ૨૫ મૈલ લાંબો અને ૧½ થી ૧૫½ મૈલ પોહોળો છે, જેનું ક્ષેત્રફળ ૨૭૦ ચોરસ મૈલ છે. એની ભૂમિનો સર્વ ભાગ પહાડી હોઇ ત્યાં કોલસાની ખાણો છે. અત્રેની હવા સરદ હોઇ ઘાસ ઘણો સારો ઉત્પન્ન થાય છે. ડ્યૂક ઑવ આરગાઇલનું રોસેન્યૂનો કિલ્લો મુખ્ય મથક છે. ૧૭૨૮ થી અત્રે રંગવા તથા ધોવાનું કારખાનું છે અને રૂ તથા વહાણો બાંધવાનો મુખ્ય ઉદ્યોગ ચાલુ છે. એનાં મુખ્ય શેહેરો ડમબર્ટન, હેલન્સબર્ગ, કીર્કીટલૉચ, અલેકઝાન્દ્રિયા, રેનટોન અને ઓનહિલ છે. અત્રેથી પાર્લામેંટમાં એક પ્રતિનિધી મોકલવામાં આવે છે. ૧૮૦૧ માં વસ્તી

૨૦૭૧૦ ની, ૧૮૮૧ માં ૭૫૩૩૩ ની તથા ૧૮૯૧ માં ૯૮૦૧૪ની છે.

ડમરૂ—હિંદુ દંતકથા મુજબ શિવના હાથમાંનું એક વાદ્ય. એમાંથીજ વ્યાકરણનાં ૧૪ સૂત્રો નિકળ્યાં હતાં. આ વાદ્ય ચામડાનું બનાવવામાં આવે છે. એ ઢોલકીનાં વર્ગનું હોઇ તે ભજન કિર્તનમાં વપરાય છે.

ડમરો—એનાં વૃક્ષ જંગલી તુળશી જેવાં, બે થી ત્રણ હાથ ઉંચા હોય છે. એના પાંદડા જંગલી તુળશી જેવાં હોઇ તેના કાતરા હોય છે. એના ઝાડને મુસલમાનો પુજ્ય ગણે છે, એની ઉપર ઉગતા તોરામાં કાળા રંગના બિયાં હોય છે, જેને મરાઠીમાં 'તુકુમરાઇ' કહે છે. કહે છે કે એનાછોડનાં ગંધને લીધે તેની પાસે સર્પ કદી જતો નથી, એનો ઉપયોગ તબીબો ઔષધિમાં કરે છે. સર્પદંશ ઉપર એના પાંદડાનો રસ અનેકવાર પાવાથી ઝેર ઉતરે છે, બેહેરાપણા માટે એનો રસ કાનમાં રેડતાં ફાયદો કરે છે.

ડયૂક—ઇંગલંડમાં આ એક રાજકુળના બીજા કુંવરોની પદ્વિ છે અને તે કોઇ કોઈ મહાન ઉમરાવને પણ બક્ષવામાં આવે છે. આ પદ્વિ ગ્રેટબ્રિટન અને આયરલંડના ચાર બિશપથી ઉતરતા દરજ્જાની પદ્વિ છે. હાલમાં આ પદ્વિ આગળ જે પ્રાંત અથવા શેહેરનું નામ જોડેલું હોય છે તે પ્રાંત અથવા શેહેર સાથે તેનો કશો સંબંધ હોતો નથી. આગળ આ પદ્વિવાળાને તે તે પ્રાંત ઉપર હાકમી કરવાની સત્તા મળતી હતી. હાલમાં રાજ પુત્રને આ પદ્વિ મળતાં તેને થોડી સત્તા મળે છે. આ પદ્વિ વંશ પરમપરાએ ચાલુ રહે છે. ડ્યૂકનાં સર્વ બેટા લૉર્ડસ કહેવાય છે અને તેમને હાઉસ ઑવ લૉર્ડમાં બેસવાનો હક્ક મળે છે. ડયૂકની હયાતિમાં તેના વડા બેટાને મારક્વિસની પદ્વિ બક્ષવામાં આવે છે.

ઇગલંડ શિવાય યૂરપનાં બાકીના દેશોમાં આ પદ્વિના અર્થમાં સત્તા સમાયલી રહે છે. 'ડયૂક' શબ્દનો મૂળ અર્થ "આપણી પ્રજાનો આગેવાન" એવો થાય છે. જે સંસ્થાનિકો આગળ નાહના સંસ્થાનના રાજાઓ હતા અને જે હાલમાં પણ મ્હોટું રાજય પદ ધરાવે છે છતાં તેઓ પોતાના પ્રાંતમાંના તદન સ્વતંત્ર સરદારોને પણ આ સંજ્ઞા બક્ષે છે.

આસ્ટ્રિયાનાં આર્ચ ડયૂક અને રશિઆમાં ગ્રાંડ ડયૂકની પદ્વિ રાજપુત્રો માટે ખાસ છે. હાલમાં પણ જે સંસ્થાનિકને જર્મની તથા આસ્ટ્રિયામાં વધારે સત્તા મળેલી હોય છે તેમને ગ્રાંડ ડયૂક કહેવાની ચાલ છે. બેડનનાં સસ્થાનિકને (રાજ્ય કર્તાને) ગ્રાંડ ડયૂક કહે છે

ડયૂકેટ—સુન્નાનો ચલણી સિક્કો, આગળ એ કૉન્સટન્ટ'માં ઘણું જાણીતું ચલણી નાણું હતું. ઇ. સ. ૧૧૦૦ માં પ્રથમ આ સિક્કો બનાવવામાં આવ્યો હતો, અને તેનું હાલનું ડયૂકેટ નામ 'ડુકૅાસ' ઉપરથી નિકળેલું છે. ૧૨ મી સદીમાં ઇટલિમાં વેનિસખાતે આ સિક્કા ચલણમાં દાખલ કરવામાં આવ્યા હતા. ૧૪ મી સદીમાં બોહિમિયા તથા હંગેરીમાં દાખલ થયું. ૧૫૫૯ માં જર્મન શેહેનશાહતમાં ડયૂકેટ સિક્કા પાડવામાં આવ્યા અને બધે તેનો ફેલાવો તુરત કરવામાં આવ્યો હતો. આ સિક્કા આસ્ટ્રિયા, રશિઆ,હમબર્ગ વગેરે ઠેકાણે જૂદી જૂદી સક્કાઇથી બનાવવામાં આવે છે. એની કિંમત લગભગ ૯ શિલિંગ ૪ પેન્સ જેટલી હતી. હાલનું ઇટાલિયન ડયૂકેટ ઘણી ઓછી કિંમતનું બને છે. ઇટલીમાં ચાલતું ચાંદીનું ડયૂકેટ ૩ શિલિંગ ૪ પેન્સની કિંમતનું હોય છે; તેમજ હૅાલંડમાં ડૅાલરને (૪ શિલિંગ ૨ પેન્સનુ) ડયૂકેટ કહે છે.

ડયૂગોંગ—આ જળચર પ્રાણી હિંદુસ્તાન તથા લંકાના સમૂદ્ર કાંઠાપર પુશકળ જણાય છે. આ પ્રાણીનાં પાછલા પગ જોડાઇને તેમનો એક પ્રકારની પુછડીનો અથવા ખરૂં જોતાં માછલાની પુછડીના જેવો હલેસાનો આકાર બને છે. એના આગલા પગ પાંખ જેવા હોય છે. ડયૂગોંગ ઘણી વખતે પોતાનું

માથું પાણીની બાહેર રાખે છે, અને એવેળા પાંખવની બચ્ચું ઝાલેલું હોય છે તો બાયડી પોતાના બાળકને ધવડાવતી હોય તેના જેવું આઘેથી દેખાય છે. ડયૂગોંગની આ ટેવ ઉપરથી 'મત્સ્ય કન્યા'ઓની એટલે શરીરનો ઉપલો ભાગ સ્ત્રીના જેવો અને નીચલો ભાગ માછલાના જેવો એવી જળમાં રહેનારી કલ્પિત સ્ત્રીઓની કહાણીઓ સો વસા જોડાઇ હશે. આ માછલી દરિયા કાંઠે ઉગતા છોડવા ખાય છે; માછલાં ખાતું નથી.

**ટયુરેંટા**—આ ફુલઝાડને મરાઠીમાં માલકાંગણી કહે છે. એ અતિ સુંદર ઝાડ ગણાય છે, એના ફુલની સફેદ અને આસમાની એવી બે જાત છે. એના પાંદડા ચળકતા લીલા રંગના હોય છે. આ ઝાડ હમેશાં ઘણું સુંદર દેખાય છે. ફુલો આવી ગયા પછી તેપર પિળા રંગના મ્હોટા ફુલો ઉગે છે. આ સખત જાતનું ઝાડ છે. બાગ માટે આ ઝાડની વાડ બનાવેલી સારી અને એ બાગમાં ગમે ત્યાં ઉગાડી શકાય છે. નવાં ઝાડ બિયાં અથવા કલમથી ઉગે છે. એને પાણી ૮ દિવસે સીંપવું પડે છે.

**ડયૂરિઅન**—આ અત્યંત ઉંચું વધનાર ઝાડ છે. તે સુમારે ૮૦ ફીટ ઉંચું વધે છે. એનાં ઝાડ કલકત્તા તથા મુખ્ય કરી બરમામાં પુશકળ ઉગે છે. એનાં ફળ નારિયળ જેવડાં હોય છે. અને તેમાં બિયાં મ્હોટા લીંબુ જેવડાં હોય છે; કે જે ખાવાનાં કામમાં ઉપયોગી છે. એની રૂચી મલાઈ જેવી હોય છે. ફળ માહેલો મગજ ખાવાના ઉપયોગમાં આવતો નથી કારણકે તેનો ખરાબ ગંધ આવે છે. એનાં બીયાં ભૂજી ખાતાં તે ચેસ્ટનટના ફળ જેવાં રૂચીકારક લાગે છે. નવાં ઝાડ બિયામાંથી ઉત્પન્ન થાયછે. કાળી જમીનમાં ઝાડ સારૂં ઉગે છે. ઝાડ મોટું થાય ત્યાં સુધી તેને દર સાતવાડીએ પાણી પાઉં પડે છે.

**ડયૂસ્ટિઆ**—આ ફુલ ઝાડ ૩ ફીટ ઉંચા વધે છે, એની ઉપર બરફ જેવા શ્વેત ફુલો ઉગે છે. નવાં ઝાડ ફૂંર્ન જૂદા પાડી રોપ્યાથી ઉગે છે, એને લાલ જમીનમાં રોપી ૪ દિવસ આંતરે પાણી સીંપવું પડે છે.

**ડયુસબરી**—આ ઉદ્યોગ હુન્નર માટેનું જાણીતું શેહેર યૉર્કશાયરના પશ્ચિમ ભાગમાં યૉર્કની દક્ષિણ પશ્ચિમે ૩૨ મૈલ ઉપર અને લેસ્સની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૮ મૈલ ઉપરછે. અત્રે ૧૮૬૧ થી ચેમ્બર ઑવ કૉમર્સની સ્થાપના થએલી છે, તેમજ ૧૮૮૩ માં ખાસ એક આરોગ્ય ભવન સ્થાપન કરવામાં આવ્યું છે. ૧૮૮૮ માં અત્રેનો નવો ટાઉન હૉલ બાંધવામાં આવ્યો હતો. બરનૂસ, ગલીચા, દોરી અને લોટાનાં મ્હોટા કારખાના હોવાથી બોહળો વેપાર ઉદ્યોગ ચાલુ છે. લોક વસ્તી ૧૮૬૧ માં ૧૮૧૪૮ ની ને ૧૮૯૧ માં ૨૯૮૪૭ ની હતી.

**ડરબન**—નેટલનું એક બંદર શેહર. ૧૮૩૪ માં અત્રે ડચોએ વસાહત કરી સત્તા સ્થાપન કરી હતી; પણ ૧૮૪૨ થી અત્રે બ્રિટીશ સત્તા ચાલુ થઇછે. અત્રેની જાહેર ઇમારતોમાં ટાઉન હૉલ, મ્યૂઝીઅમ, લાયબ્રેરી અને નાટક શાળા છે. જાહેર બગીચો તથા મ્હોટા બે ચોગાનો શેહેર વચ્ચેછે. શેહેરમાં ટ્રૅમવેની સારી સગવડ છે. ૧૮૮૮—૯૧ માં અત્રેનું બંદર સુધારવામાં આવ્યું હતું. અત્રેનું બંદર ૨૭ ફીટ ઉંડું છે. ૧૮૬૬ માં લોક વસ્તી ૪૯૯૧ ની ને ૧૮૯૧ માં ૨૫૫૧૨ ની હતી.

**ડરબિ—ડે**—ઉન્હાળાની શરૂઆતમાં આ દિવસ કોઇપણ એક ચોકસ બુધવારને દિવસે નકી કરવામાં આવે છે. આ દિવસ 'સરે'માંના 'ઇપસમ'માં મે ની આખેરી યા જુનની શરૂઆતમાં આવે છે. આ ઘોડાની સરત રમવા માટેનો દિવસ ઈ. સ. ૧૭૮૦ માં અર્લ ઑવ ડર્બીના વખતથી ચાલુ થયો છે. જે વેળા પેહલી શરત શરૂ થઇ ત્યારે માત્ર ૩૬ એના સભાસદો હોય તેઓ દરેકને ૫૦ ગીનિ લવાજમ આપવો પડતો હતો. તે પછી અર્ધી સદી સુધી શરત મંડળમાં ૯૦ થી વધારે લવાજમ ભરનારા સભાસદો નહોતાં, પણ ૧૮૩૦ થી તેમાં

એકદમ વધારો થવા માંડયો હતો. ૧૮૭૯ માં તેવા સભાસદ ૨૭૮ હતા; પણ તે પછી લવાજમ ભરનારાઓની સખ્યા કમતી થઇ હતી, અને ૧૮૮૦ માં માત્ર ૧૫૮ હતા. તે વેળા નવ કરતાં વધારે ઘોડા દોડાવવામાં આવ્યા નહોતાં ને શરતની રકમ ૩૬૭૫ પૌડની ઉપજી હતી. તે પછી શરતના ઉમેદવારિનો વધારો થવાથી શરતના ચોકસ કાયદામા ફેરફાર કરવામાં આવ્યો હતો. ૧૮૨૫ સુધી ગીનીને બદલે સૅાવરૈનમાં લવાજમ લેતું થયું હતું, અને આથી તે પછી લવાજમ ભરનારાઓની સંખ્યા ઉપર શરતની રકમ વધતી ઓછી કરવામાં આવી હતી. ૧૮૯૦ મા ઘડેલા કાયદા પછી જીતનારને ૫૦૦૦ પૌડનું ઇનામ ઠેરવવામાં આવ્યુ હતું, અને તેથી ઉતરતા બીજા અને ત્રીજા ઉમેદવારને ઘોડા ઘડાડા સાથનું મળે એવી ગોઠવણ કરવામાં આવી ને ચાલુ છે.

ડરબિ—ડે ને દિવસે ખાસ તેહેનાર પાળવામાં આવતો હોવાથી દૂર દરાજથી શોખીનો સખ્યાબધ શરતના મેદાનમાં એકઠા મળે છે. આ પ્રસંગે ગરીબથી તે રાજા અને ઉમરાવો સુધીનાં દરેક શોખીનો તેમાં ભાગ લીએ છે, અને તેમની સગવડ માટે થોડી થોડી મિનિટે 'ટ્રેનો' દોડતી કરવામાં આવે છે. ૧૮૬૧મા આ શર્તનું મેદાન જે ૧½ મૈલ ઘેરાવાનું હતું તે ઘેરાવો શર્તનો પેહેલો ઘોડો ૨ મિનિટ અને ૪૩ સેકંદમા પસાર કરી શકયો હતો. આટલી ટુંક મુદતમાં આવડો લાંબો છેડો કદી આગળ કોઇ ઘોડો પસાર કરી ગએલાની નોધ મળી નથી. ૧૮૮૭માં પણ ઉપલા જેવોજ બનાવ બન્યો હતો, પણ એમાં આગળ કરતા ઘોડાપર ૪ રતલ વધારે બોજો હતો.

ડરબિસિસ—તુરાની પ્રજાની એક ટોળાને ગ્રીકોએ આપેલું નામ. તુરાન દેશ અતિ વિશાળ હતો; તેની એક તરફ જગઝારતિસ અને ઑક્સસ નદીઓ હોઇ બીજી બાજુએ કાસ્પિયન સમુદ્ર અને ચીન દેશ હતો. એટલે હાલનું તુર્કસ્તાન અને ચીનાઇ તારતરીનો થોડો પ્રદેશ મળી તુરાન દેશ બનેલો હતો આ ડરબિસીસ પ્રજા કૉકેસસ તરફ વસતી હતી. તેઓમાં ૭૦ વર્ષ ઉપરના બુઢાઓને મારી નાખવાનો રેવાજ હતો. મરણ પામેલાને તેઓમાં દાટવાનો રેવાજ ચાલુ હતો, એમ ગ્રીક ગ્રંથકાર સ્ટ્રેબો જણાવે છે.

ડરહેમ પૂર્વ—નૉરફોલ્કમાંનું સુંદર શેહેર. નૉરઉઇચથી પશ્ચિમે ઉત્તર પશ્ચિમમાં રેલ માર્ગે ૨૨ મૈલ ઉપર છે. ૧૮૫૧માં વસ્તી ૩૩૭૨ની ને હાલમાં ૫૫૨૪ની છે.

ડરહેમ—ઉત્તર પૂર્વ ઇંગલંડમાંનું જાણીતું પ્રગણું, ક્ષેત્રફળ ૧૦૧૨ ચૌરસ મૈલ છે. એનો પૂર્વ ભાગ પહાડી હોઇ બાકીનો સપાટ છે. પશ્ચિમ ભાગ બોહોળો હોઇ ખનિજ ઝરાઓથી ભરપૂર છે. અત્રે. બેહજાર ફીટ ઉંચાઈનાં અનેક પહાડો છે. ડરહેમની કોલસાની ખાણોવાલો ભાગ ૨૫થી ૧૦ મૈલ ઘેરાવાનો છે. તે શિવાય ચૅાક, કાળો માર્બલ, લોઢું, સ્લેટ, કલ્લાઇ, શિસું વગેરેની અનેક ખાણો છે. ઇંગલંડમાં ડરહેમની કોલસાની ખાણો સર્વોપરી ગણાય છે. અત્રેથી દર સાલ ૩૦૦૦૦૦૦૦ ટન કોલસો નિકલે છે અને તે કાઢવા માટે ઉપર તથા હેઠળ ૧૦૦૦૦ કામદારો કામે લાગેલાં છે. અત્રેનાં ઢોરો તથા ઘોડા વખણાય છે. આ પ્રગણામાં લોઢાનાં, કુંભાર કામનાં, કાચ, રસાયન પદાર્થો તથા સ્લેટ વગેરેનાં કારખાના છે. એનો મુખ્ય નિકાશ વેપાર કોલસાનો છે. આ પ્રાંત ૪ ભાગમાં વેહેંચી ૨૬૯ પ્રગણામાં વેહેંચી નાંખેલો છે. ૧૮૦૧માં લોક વસ્તી ૧૪૯૩૮૪ ની, ૧૮૪૧માં ૩૦૭૯૬૩ ની, ૧૮૮૧માં ૮૬૭૫૭૬ ની ને ૧૮૯૧માં ૧૦,૧૬૫૫૬ ની હતી.

ડરહેમ—ઉપલા પ્રાંતનું મુખ્ય શેહેર ન્યૂકેસ્ટલની દક્ષિણે ૧૨ મૈલ ઉપર છે. આ શેહેર ૮૬ ફીટ ઉંચા ખડક ઉપર હોઇ તેપર કિલ્લો અને દેવળો છે. અત્રેનો મુખ્ય વેપાર

ડિયોગ રાઇ, ગલીચા તથા લોટાના કારખાનાને છે. ૧૮૮૫ પછી અત્રેથી ૧ પ્રતિનિધી પાર્લામેંટમાં મોકલવામાં આવે છે. ૧૮૪૧માં લોક વસ્તી ૧૪૧૫૧ ને ૧૮૯૧મા ૧૫૨૮૭ની હતી.

ઈ. સ. ૯૯૫માં બિશપ એલધને સેંટકેથબર્સનાં હાડકાં 'રિપોન'થી લાવી અત્રે દાટી તેને જાળવી રાખ્યાં હતાં. અત્રેની કેથિડ્રલ લાયબ્રેરિ ઇંગલંડમાં સર્વોપરી ગણાય છે. ૧૮૩૩માં અત્રે યુનિવ્હરસિટી ખુલ્લી મેલવામાં આવી હતી અને ૧૮૩૭ થી ડીગરિઓ આપવાનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો.

**ડ્રાઇડન જૉન**—આ જાણીતા કવિનો જન્મ ઈ. સ. ૧૬૩૧માં નૉર્થેમ્પટન પ્રગણામાં થયો હતો. એનો પિતા આ પ્રગણાનો બેરોનાઇટ હતો. એણે પોતાનો અભ્યાસ કેમ્બ્રિજ શેહેરની ત્રિનિટિ કૉલેજમાં કરી પ્રથમ કવિતા લખવાની કોશેસ લૉર્ડ હેસ્ટિંગના મરણ સમયે કરી હતી. સર પીકરીંગ નામે એનો એક ખેશી ક્રૉમવેલનાં પાદશાહી મેહેલનો કારભારી હતો, આથી એણે ડ્રાઇડનને પોતાનાં મદદનીશ તરીકે લંડનમાં બોલાવ્યો. બે વર્ષ પછી ક્રૉમવેલના મરણ ઉપર એણે એક શોકાતુર કાવ્ય રચી પ્રસિદ્ધ કર્યું હતું; તેટલાંમાં બીજો ચાર્લસ રાજ્ય ગાદી ઉપર આવતાં ક્રૉમવેલનાં પક્ષકારોને ખરતા કરવામાં આવ્યા તેમાં ડ્રાયડનને પણ નોકરી છોડવી પડી. ડ્રાઇડન પ્યુરિતન પંથ પાળતો હતો. એણે ધંધાનાં શોધમાં ફરી છેલ્લે ૨૮ વર્ષની ઉમરે નાટકો લખવા ઉપર લક્ષ આપી ૨૫ નાટકો લખ્યાં, જે હાલમાં પણ કાયમ છે. ૧૬૭૦માં એણે પોતાનો પ્યુરિતન પંથ બદલી બાદશાહી ટાળીની સંઘમાં દાખલ થયો અને આથી એ રાજકવિ તરીકે નેમાઇ સાલિયાણું પામ્યો. એણે ઉમરાવોની સખત ટેકડી કરવા માંડતાં તેઓએ નવાં લખનારાંઓને આશ્રય આપી ડ્રાઇડન સામે લખાણો કરવા માંડતા ડ્રાઇડને પોતાની ઝમકદાર લખાણ શક્તિથી સર્વેને શેહ આપી હતી, પણ જેમ્સ રાજાને પદભ્રષ્ટ કર્યા પછી ઉમરાવોનું જોર વધતાં ડ્રાઇડનને દરબારમાંથી કાઢી મેલવામાં આવ્યો હતો. આ વેળાએ એક ઉમરાવજાદી સાથે પરણ્યો, પણ સરકારી મદદ બંધ પડવાથી ગરીબાઇ દરમ્યાન ગુજરાન ચલાવવું પડ્યું, પણ એણે આ ગરીબાઇ ટાળવા માટે વધારે જોશદાર લખાણો કરી ગુજરાનનું સાધન મેળવ્યું. 'ધી ઇંડીયન કવિન અને ઔરંગજેબ' નામે એના નાટકો પ્રસિદ્ધતા પામ્યા છે, તેમાં આપેલી કથા તાણીતોડીને દાખલ કરેલી હોવાથી તે નાટકો ક્યાંઇ જાણીતાં નથી.

**ડસમોન્સ**—લાવાનું આ પ્રાચીન શેહેર ડસમોન્સ નદી કાંઠે રેકન નદીનાં મુખ ઉપર ડેવનપોર્ટની પશ્ચિમે રેલમાર્ગે ૧૭૪ મૈલ ઉપર છે. અત્રેની દક્ષિણ પશ્ચિમમાંથી વહેતી નદી દક્ષિણ પૂર્વમાં ૫૫૦ મૈલ વહી મિસિસિપીને મળે છે. આ શેહેર ૧૮૪૬માં સ્થાપન કરવામાં આવ્યું. અત્રે એક રાજકિય મેહેલ ૩૦૦૦૦૦૦ સ્ટરલીંગને ખર્ચે બાંધવામાં આવ્યો છે, તેમજ માર્બલની બાંધેલી પોસ્ટ ઑફીસ, કોર્ટ હૅાસ, બેપટીસ્ટ યુનિવ્હરસિટી, રાજ્યની લાયબ્રેરિ (૨૨૫૦૦ દફતરો સાથની) અને પબલિક પાર્ક જેવાજોગ બાંધકામો છે. અત્રે યંત્ર કામ, એનજીન, બૅાયલર, રેલવે ગાડી, વગેરેનાં કારખાનાં છે. ૧૮૭૦ માં લોક વસ્તી ૧૨૦૩૫, ૧૮૮૦ માં ૨૨૪૦૮ અને ૧૮૯૧ માં ૫૦૦૯૩ ની હતી.

**ડસલડૉર્ફ**—રેહનિશ પ્રુશિઆનું મુખ્ય શેહેર કોલોગનની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૨૪ મૈલ ઉપર છે. અત્રેની એકેડમી ઇ. સ. ૧૭૬૭ માં સ્થાપન થઇ હતી; ૧૮૮૧ માં અત્રેનો 'આર્ટ હૉલ' બંધાવી ખુલ્લો મેલવામાં આવ્યો હતો. તેમજ આગલા વખતનો 'ઇલેક્ટ્રોલ પેલેસ (કે જે ૧૭૧૦થી ૧૮૪૬ સુધી હતો પણ ૧૮૭૨માં બળી ગયો હતો) જેવાજોગ છે. તેમજ સરકારી મેહેલ, વેધશાળા, ટૅાન હૅાલ'(૧૫૬૭ને), નાટક ગૃહ, જાહેર લાયબ્રેરિ

૫૦,૦૦૦ દફતરો) વગેરે જાહેર ઇમારતો છે. અત્રેનો ગંજાવર બગીચો 'હૉફ ગાર્ડન' તમામ જર્મનીમાં પ્રસિધ્ધતા પામ્યો છે. અત્રે લોઢાનો તથા કપાસનો ઉદ્યોગ હજાર મુખ્ય છે. તે શિવાય પિઆનાં, કાગળ, સાબુ, રસાયન પદાર્થો, તંબાકુ, ચોકલેટ, કાચ વગેરેનાં કારખાનાં છે. અત્રેની લોક વસ્તી ૧૮૭૫માં ૮૦૭૫૦ ની, ૧૮૮૫માં ૧૧૫૧૯૦ ની ને ૧૮૯૧માં ૧૪૯૬૪૪૨ની હતી. મુખ્ય વસ્તી કેથોલિક પંથીઓની છે. ૧૮૧૫થી આ શેહેર જર્મન સરકારને તાબે છે.

ડાઈનેમાઇટ—અતિ ત્વરાથી સળગી ઉઠનારો એક ભયંકર દારૂગોળો. આ દારૂગોળો મુખ્ય કરી "નાઇટ્રો-ગ્લિસરીન" નામના પદાર્થો મિશ્રણથી બનાવે છે. જલ્લદ સલ્ફ્યુરિક ઍસિડનાં બે ભાગ અને તેવીજ જલ્લદ નાઇટ્રિક ઍસિડના એક ભાગને મેળવીને 'નાઇટ્રો-ગ્લિસરીન' બનાવ્યામાં આવે છે. બન્ને ઍસિડનું બરાબર મિશ્રણ કીધા પછી, તેને થંડું પાડવામાં આવે છે અને પછી તેને એક વાસણમાં બંધ કરી એવે ઠેકાણે ગોઠવવામાં આવે છે કે તે વાસણની આસપાસ થંડા પાણીનો અથવા થંડી હવાનો પ્રવાહ નળીની મારફતે ફરી વળે. આ થંડકથી જેમ જેમ માહેલી મેળવણી થંડી પડતી જાય તેમ તેમ તે વાસણમાં ધીમે ધીમે ગ્લિસરીન રેડવામાં આવે છે. આ સઘળો પ્રયોગ કરતાં ભારે સાહુચેતી લેવી પડે છે, કેમકે તે વેળા ૭૫ અંશથી ગરમી વધે તો ભારે ધડાકો કરી નુકમાની કરે છે. આથી યોગ્ય જથ્થામાં તેમાં ગ્લિસરાઈન રેડ્યા પછી તેને ખુબ મિશ્ર કરી તે સર્વ મેળવણીને એક બીજા વાસણમાં કહાડી લેવામાં આવે છે, અને તે વાસણને લાંબો વખત સુધી સ્થિર રાખી મેલવામાં આવે છે, જેથી ગ્લિસરીન અંદરની મેળણીમાંના એક તત્વ નાઇટ્રિક ઍસિડ સાથે મિશ્ર થએલા આકારમાં મેળવણીની ઉપર તરી આવે છે, અને તે તરી નિકળેલી મેળવણી તે નાઇટ્રો-ગ્લિસરીન કેહવાય છે; તેને ઉપરથી નિતારી કાઢી એવી રીતે પાણીથી સાફ કરવામાં આવે છે કે તેમાં જો સલ્ફ્યુરિક ઍસિડનું કાંઇ મિશ્રણ રહી ગયું હોય તો તે નિકળી જાય.

આ છુટી પડેલી ઍસિડ બીજી એક રસાયન ક્રિયાથી અનેક વાર, અનેક કામમાં, અથવા આ મેળવણી બનાવવાના કામમાં ઉપયોગી થઈ પડે છે. તેપછી નિગારી કહાડેલી નાઇટ્રો-ગ્લિસરીનવાળી મેલવણીમાં કાંઇ પણ જાતનાં સળગી ઉઠે એવા પદાર્થની મેળવણી કરીને તેને ડાઇનેમાઇટમાં ફેરવી નાખવામાં આવે છે. આવા પદાર્થ તરીકે કાંતો 'નાઈટ્રેટ ઑવ સોડા' કે 'નાઇટ્રેટ ઑવ પોટાસ અને ચોકસ પ્રમાણમાં કાર્બન ભેળવામાં આવે છે. આ મેળવણી બનાવ્યા પછી તે ડાઇનેમાઇટને નામે ઓળખાય છે. એમાંથીજ ગમે તેવા કદની ગોળીઓ બનાવી શકાય છે.

ડાકા—બંગાલ ઈલાકામાંના આ જીલ્લાની ઉત્તરે મેમુનસીંગ, પૂર્વે ટિપરા, દક્ષિણે બાકરગંજ, ફરિદપુર અને પશ્ચિમે પાબના. ક્ષેત્રફળ ૨૭૮૨ ચૌરસ મૈલ છે. વસ્તી ૨૩,૯૫,૬૦૨ ની છે. તેમાં ગામો ૬૭૫૩ છે. ભાષા બંગાલી બોલાય છે. દેશ સપાટ અને ધાલેશ્વરી નદીથી બે ભાગમાં વેંહેચાયલો છે. જમીનનો રંગ કાળો હોઇ તેમાં કાંકરી છે. લખમીયા નદીના કાંઠાનો પ્રદેશ અત્યંત મનોહર છે. મુખ્ય નદી ગંગા, યમુના, બ્રહ્મપુત્ર, મેઘના, એરિઅલખાન, કિર્તિનાશા, વાઘેશ્વરી, બુરીગંગા, લખમીયા, મેંદીખાલી, ગાઝીખાલી, હિરસામારી બનસી, તુરગંતુંગી અને નાળું છે.

મુખ્ય પાક ચોખા, જુવારી, બાજરી, કઠોળ, દ્વિદળ ધાન્ય વગેરેનો છે. તે શિવાય જૂટ, કપાસ, કુસંબો, સોપારી, બીડીનાં પાંદડા, નારીયળ અને શેરડી પણ ઉત્પન્ન થાય છે.

નિકાશ વેપાર જૂટ, દ્વિદલ ધાન્ય, કુસંબો ચોખા, ચામડાં, મસાલાનાં પદાર્થો, સોપારી, અને આયાત વેપાર કાર્પેડ, નિમક, ધાન્ય, તંબાકુ તથા સાકર ને લોઢાનો છે.

મુખ્ય કરી કાપડ, ભરત કામ, શિંપ ઉપરનું કામ, કુંભાર કામનાં અનેક કારખાનાં છે. ડાકાની મલમલ ઘણીજ શ્રેષ્ટ ગણાય છે. મુખ્ય શેહેર ડાક, નારાયણગંજ, મદનગંજ, માણિકગંજ, ચાંદિપા, શેલાગડ અને કમર ગાંમ છે.

**ડાકિની**—હિંદુ ધર્મ દંતકથાઓમાં ડાકિની તરીકે મનુષ્ય વધ કરી તેનું માંસ ભક્ષ કરનારને કહે છે. તેમની મુખ્ય માતા કાલી કહેવાય છે. ડાકિની રાયા—સાગરનાં ટાપુમાં એ ડાકિની રાયા જંગલની દેવી તરીકે પૂજ્ય ગણાય છે

**ડાકોર**—ખેડા જીલ્લામાંનું ગામ, આનન્દ રેલ્વે સ્ટેશનથી ૧૬ મૈલ ઉપર છે. લોક વસ્તી ૭,૭૭૧ની છે, તેમાં ૭૪૦૧ હિંદુ અને ૩૫૪ મોહમેદનનો છે. ગામ ૬૧ એકર ઉપર વસાયલું છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં ડાકોર જાણીતું યાત્રા સ્થાન છે.

અત્રે શ્રીકૃષ્ણ રણછોડની મૂર્તિ છે, તે બોધાણો રજપુત ભગત દ્વારિકાથી લાવ્યો હતો. દેહેરૂં અને તળાવ ઉત્તમ કારીગરીથી બંધાવેલું છે. તે તળાવની ત્રણ બાજુએ ભીંતછે અને પથ્થરનાં પગથિયાં છે. દહેરૂં સતારાનો વતની ને પેશવાનો સાહુકાર ગોપાળ જગન્નાથ તાંબેકરે રૂ ૧૦૦૦,૦૦ ખર્ચી બંધાવ્યું છે. ઘુમટ આંઠ ને શિખર ચોવીસ છે. તેમાં સહુથી ઉંચું ૯૦ ફીટનું છે. અંદરનો ભાગ સુંદર સણુગારેલો છે. ઘુમટમાં અખરખનાં પાતરાં ને બારણાં તથા જાળી રૂપાની બનાવી તેમાં કાચ જડેલા છે સિંહાસન લાકડાનું પણ નક્શીદાર છે, પણ તેને ગાયકવાડે ૧,૨૫,૦૦૦ રૂપિયા ખરચી સુન્ના રૂપાંના પતરાં જડાવ્યાં છે. દેહેરાની વાર્ષિક ઉપજ રૂ ૩૪૦૦ની છે, અને ડાકોર તથા કંજરીઆ બે ગામનાં ગણોત છે. દરેક પુનેમે જાત્રાળુએ ડાકોર આવે છે. પણ માણેકઠારી અને કારતકી પુનેમે તો.૫૦,૦૦૦થી તે ૧૦૦૦૦૦ માનવોં એકઠા મળે છે.

**ડાકોસ્ટા આઇઝેક**—આ બાહોશ ડચ્ કવિનો જન્મ અમસ્ટરડમ ખાતે જ્યૂ માયબાપને પેટે ૧૭૯૮માં ૧૪ મી જાનેવારી એ થયો હતો. એણે લાયડનમાં અભ્યાસ કર્યો હતો, અને ૧૮૨૨માં ડૅાકટર ઑફ ફ્રાયલાલોજીની ડીગ્રી મેળવ્યા બાદ ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયો હતો. ૧૮૩૧ માં એને હૉલંડમાં સર્વોપરી કવિશ્વરનો ઈલકાબ અને ભરતખો બક્ષવામાં આવ્યો હતો. જે માન એણે ૧૮૬૦માં ૨૮મી એપ્રેલે મરણ સુધી ભોગવ્યું હતું. એની છેલ્લી કવિતા 'બેટલ ઑવ ન્યૂ પોર્ટ' ઘણીજ ચિત્તાકર્ષક ગણાય છે. એણે કવિતામાં અનેક ગ્રંથો રચ્યા ઉપરાંત નિબંધો, તેમજ તવારીખ અને ધર્મ સંબંધી ગ્રંથો રચ્યાં હતાં.

**ડાંગ**—આ એક ખોહોળો પ્રદેશ ખાનદેશ જીલ્લો તથા મુંબાઇ ઇલાકાની વચમાં સમાય છે. એની ઉત્તર પશ્ચિમે રેવાકાંઠા એજનસીનું વારશાની રાજ્ય, ઉત્તર પૂર્વે ખાનદેશ અને નાશીક, દક્ષિણે નાશીક જીલ્લો છે. એની ઉત્તરથી દક્ષિણ લંબાઇ ૫ર મૈલની અને, પોહળાઇ ૨૮ મૈલની છે. ક્ષેત્રફળ ૧૦૦૦ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૪૫૪૮૫ની છે. આ દેશમાં અનેક જંગલો છે, તેમજ જગ્યે જગ ટેકરાએ ઉભાઇ નિકળેલા જણાય છે. માત્ર પશ્ચિમ તરફનો ઢોળાવદાર ભાગ સપાટ છે. અત્રે જેમ વર્ષાદ ભારે વર્ષે છે તેમ ગર્મી પણ સખત પડતી હોવાથી હવા પાણી નુકસાનકારક છે.

નીચલા ડાંગ તરફનો ભાગ વધારે ગીચ્ચ જંગલમાં હોઇ તેમાં છુટાં છવાયા જંગલો છે, પણ પૂર્વ ભાગ વધારે ખુલ્લો છે. ડાંગમાં વસતી પ્રજા ઘણીખરી જંગલી હાલતમાં રહેલી છે. મુખ્ય વસ્તી ભીલોની હોઇ તેઓ ઢોરો ઉપર નિર્વાહ કરે છે.

ડાંગમાં ૧૫ નાહના ભીલ જાગીરદારી છે, તેમાં નીચે મુજબ વસતી અને તેમનું ઉપજ છે.

| રાજ્યનું નામ. | વસ્તી. | ઉપજ. |
|---|---|---|
| | | રૂ. |
| ડાંગ પીમ્પરી | ૩૫૭૨ | ૩૧૦૬ |
| ,, વસ્તાન | ૨૫૩ | ૧૪૭ |
| ,, કેટાક્કાકુપાડા | ૨૧૮ | ૧૫૫ |
| ,, આમાલા | ૫૩૬૧ | ૨૮૮૫ |
| ,, ચીન્ચલી | ૧૬૬૮ | ૬૦૧ |
| ,, પીંપલોદવી | ૧૩૪ | ૧૨૦ |
| ,, પાલાસણીરા | ૨૨૩ | ૨૩૦ |
| ,, ઉઆર | ૫૧૩ | ૨૦૧ |
| ,, દરભુતી | ૪૮૯૧ | ૩૬૪૯ |
| ,, ગારવી | ૬૩૦૯ | ૫૧૨૫ |
| ,, શિળબારા | ૩૪૬ | ૪૨૨ |
| ,, ઝીરલી | ૧૬૭ | ૫૧૨ |
| ,, વાસૂરના | ૬૧૭૭ | ૨૨૭૫ |
| ,, ધૂદી | ૧૪૪૮ | ૮૫ |
| ,, સુરગાની | ૧૪૨૦૫ | ૧૧૪૬૯ |
| જુમલે | ૪૫૪૮૫ | ૩૦૯૮૨ |

આ પંદર સરદારોમાં ચૌદ ભીલ અને એક કણબી જાગીરદાર છે. એમાંના ૪ રાજાનો ખેતાબ ધરાવે છે ને બાકીના નાયકને નામ ઓળખાય છે. આ સરદારો જોકે સ્વતંત્ર છે તોય 'ગારવી'ના રાજાની ધજા તળે લટાઇ દરમ્યાન એકત્ર થવાને બંધાયલાં છે. અત્રેનાં ચડતા દીવાની તથા ફોજદારી ગુન્હાનો ફડચો ખાનદેશના કલેક્ટરની કચેરીમાં કરવામાં આવે છે.

**ડાંગર**—ગુજરાત તરફ ચોખાને ડાંગર કહે છે. (જુઓ ચોખા.) (૨) એના વેલા ૨૦થી ૨૫ હાથ લાંબા વધે છે. દર વેલાપર ૩૦થી ૪૦ ફળો ઉગે છે. ડાંગરમાં કેટલાક ગોળ તો કેટલાક લંબોયાં હોય છે. તેની બાહેરનો રંગ ભિળાસપર હોય છે. તેના બીયાં ચપટાં અને લંબોયા હોય છે. આ બીયાં ઘણુ પૌષ્ટીક હોય છે. ડાંગરનાં વેલાપર પિળા ફુલો આવે છે. આ ફળ ૭ થી ૮ માસ સુધી જેવું ને તેવું રહી શકે છે.

**ડાંભ**—એ મૂળાની જાતનું એક પ્રકારનું ઘાસ છે. એની ઉપર વેહેંતભર લંબાઇના તોરા આવે છે. આ તોરા બે અઢી હાથ ઉંચા વધે છે. ડાંભનાં ભોથાં નદી કાંઠે ઉગે છે. તાપ ઉપર એ અકસીર છે.

**ડામર**—કાશ્મિરમાં પ્રાચીન કાળમાં વસતી એક વેપારી પ્રજા. એઓ વૈશ્ય કહેવાતા પણ ચરાતનમાં લડી જવા હતા. ડામરો પોતાના દ્રવ્ય બળથી મ્હોટી મ્હોટી સેના રાખી શકતા અને એજ પ્રજાએ કાશમિરના અનેક રાજપતિઓને તેમનું ગએલું રાજ્ય છતી અપાવ્યું હતુ. આજ પ્રજાએ ચક્રવર્તીને મારી નાખી લલિતાદિત્યને રાજ્યપદ અપાવ્યું હતું. આ પ્રજા વિશે રાજ તરંગિણી નામે કાશમિરના ઇતિહાસમાં પુશકળ માહિતી મળે છે.

**ડામર**—એનાં વૃક્ષ મલબારનાં જંગલમાં તથા હિંદીમાહાસાગરમાં મ્હોટા ઉગે છે. આ વૃક્ષમાંથી નિકળતા રસને ડામર કહે છે. એની ડાંખળીમાંથી દુધ કાઢવું હોય તો તેને ભાંગી એકઠી કરી તેને ભઠ્ઠીમાં નાખે છે, જેથી દુધ ઉપર તરી આવે છે તે કાઢી લેવામાં આવે છે. આ ડામર લાકડકામ, દોરડાં, તાર વગેરેને ચોપડવાથી મજબુત બને છે. આ પદાર્થ વિશેષ કરી બોર્નિઓ, સુમાતરા, જાવા, અને મલાઇ કોસ્તાનાં કેટલાંક બંદરમાં વેપારની વસ્તુ ગણાય છે.

**ડાયોગોરસ**—આ ગ્રીક કવિ અને ફીલસુફનો જન્મ સાયકલેડિસના ટાપુમા 'મેલોસ' ખાતે થયો હતો. એ એબડીરાના ડિમોક્રિટસનો ચેલો હતો, તથા એરિસ્ટોફેનસનો પણ ચેલો હતો. એ ઘણો દસુછ અને મજબુત મન ધરાવનારો હતો. એનીપર અધર્મિતરીકેનું આળ આવતાં એ ઇ. સ પૂર્વે ૪૧૧માં 'પાલેન' ખાતે નહાશી જઈ ત્યાંથી 'કોરિંથ' જઇ રહ્યો હતો, જ્યાં એનું મરણ નિપજ્યું

હતું. એણે કવિતા તથા ફીલસુફીના ગ્રંથો રચ્યાં હતા પણ તેમાંનું હાલમાં એક પણ પુસ્તક જોવતું નથી.

**ડાયન્થસ**—આ ફુલઝાડ ઉપર શિયાળામાં ફુલો આવે છે. એથી બગીચાની શોભા બેહદ વધે છે. આ ફુલ ટબ અને જમીનમાં પણ ઉગે છે, એ ઘણી જાતનાં છે. દરેક જાતનાં ફુલ રંગબેરંગી ઉગે છે. કોઇ જાત લાલ, કોઇ ફિક્કા લાલ, કોઈ સ્યામવર્ણી, કોઇ રંગબેરંગી હોય છે.

એનાં ફુલો સુગંધીત હોતાં નથી પણ તે બગીચાને પોતાની સુંદરતાથી શોભાવે છે. ગરમિની શરૂઆતમાં તડકો પડતાં તેનું ઝાડ સુકાઇ કરમાઇ જાય છે. આ ઝાડ રેતીવાળી જમીનમાં સારાં ઉગે છે. એને ખાતર તરીકે પાતરાનું ખાતર ઘણું પુષ્ટિકારક ગણાય છે. બિયાં વાવવા પેહેલાં ખેતર તદન સાફ કરી માટી તૈયાર કરી તેને નરમ બનાવી એના મુળીયા સેહેલાઇથી ફેલાઇ શકે તેવી નરમ માટીમાં બિયાં વાવે છે. હિંદમાં અકટોબરથી નવેમ્બર સુધીમાં એને રોપે છે.

**ડાયના**—ફ્રાન્સના રાજા હેન્રિની આ માનીતી કવિયત્રુનો જન્મ ઇ. સ. ૧૪૯૯ માં થયો હતો. એ જેન ડી પાએટીઅર્સની બેટી હતી. એનાં લગ્ન ૧૩ વર્ષની ઉમરે થયાં હતા, અને તે ૩૨ વર્ષની ઉમરે વિધવા થઇ હતી. ઇ૦ સ૦ ૧૫૪૭ માં હેન્રિની મેહેરબાનીથી એને વેલેન્ટીનોઇસની ડચેસનો એલકાબ આપી મ્હોટે દરજ્જે ચઢાવવામાં આવી હતી. એનું મરણ ૧૫૬૬ માં નિપજ્યું હતું.

**ડાયોડોરસ સિક્યુલસ**—આ જાણીતો ઇતિહાસ કર્તા ઇ૦ સ૦ પૂર્વે ૪૪ ના સુમારે થઇ ગયો. જગતની ઉત્પતિથી ઇ૦ સ૦ પૂર્વે ૬૦ ના વર્ષ સુધીનો ઇતિહાસ એણેજ પ્રથમ લખ્યો હતો, આ ઇતિહાસિક ગ્રંથ માળાના ૪૦ દફતરોમાંના માત્ર ૧૫ બાકી છે, અને તે ઘણાજ મહત્વનાં ગણાય છે.

**ડાર્વીન ચાર્લસ**—(જુઓ ચાર્લસ ડાર્વિન)

**ડાર્વીન ઇરેસમસ**—આ તબીબ, કુદરતિ જ્ઞાન શાસ્ત્રી, બોધદર્શક કવિતા રચનારનો જન્મ ૧૭૩૧ માં ૧૨ મી ડીસેમ્બરે ન્યૂવાર્ક પાસે એલ્સ્ટોન હૅાલમાં થયો હતો. એણે સેંટજોન્સ કૉલેજ કેમબ્રિજમાં અભ્યાસ કરી ૧૭૫૦ માં બી. એ.ની ડીગ્રી મેળવી હતી. ૧૭૫૪ માં એડિનબર્ગમાં તબીબી અભ્યાસ કર્યો હતો. નોટીંગહેમમાં ધધો બરાબર નહિ ચાલતાં એણે લીચફિલ્ડમાં જઇ રહી ત્યાં લગન કરી પોતાના ધંધામાં ફતેહ મેળવી જાહેરમાં પોતાની વિદ્વતાથી માન પામ્યો હતો. ૧૭૮૬ માં પોતાના બીજા લગન પછી એ ડાર્બીમાં જઇ રહેલો, જ્યાં ૧૮૦૨ માં ૧૮ મી એપ્રીલે મરણ પામ્યો હતો.

**ડારલીંગ ગ્રેસ**—ઇંગલંડના નૉર્થમબરલેંડ કિનારા ઉપરના 'ફ્રિન' ટાપુઓને લગતા 'બ્રાઉન્સમન' ખડકને લગતી દીવાદાંડી ઉપર ગ્રેમડાર્લીંગ તા૦ ૨૪ નવેમ્બર ૧૮૧૫ માં જન્મી હતી. આ દીવાદાંડીવાળા એનાપિતા વિલ્યમ ડારલીંગને તેના પાસેના બીજા ખડક લૉંગસ્ટોન ઉપર ૧૮૨૬ માં નેમવામાં આવ્યો હતો.

જ્યારે ગ્રેમ ડાર્લીંગ ૨૨ વર્ષની હતી તે સમયે 'ફારફર્શ' નામની ૩૦૦ ટનની એક સ્ટીમર દંડી જવાને ૫ મી સપટેંબર ૧૮૩૮ ને દીને નિકળી, તેમાં ૬૩ મનુષ્યો હતાં. તે સ્ટીમર આ ટાપુ નજદીક તુફાનમાં સપડાઇ જતાં ખડકને અથડી ભાગી ગઇ, તે વેળા કેટલાક ખલાસી ફરજે બજાવવાને બદલે બોટ ઉતારી નહાશી ગયા, તેટલાં બારકસ ભાગતાં કેપટન અને તેની બાઇડી તથા કેટલાક ઉતારૂઓ ડુબી મુવા. માત્ર આગલો ભાગ નવ માણસો સાથે ખડક ઉપર રહેલો અને તેની ઉપર મોજા જોશમાં અપડતા હતા. આ દેખાવ ૧ મૈલ ઉપરની ગ્રેસ હરજકની લૉંગસ્ટોનની દીવાદાંડી ઉપરથી

દેખાતો હતો, તે વેળા ત્યાં ગ્રેસ ડારર્લીંગ અને તેના માતપિતા શિવાય બીજાં કોઇ નહોતાં. આ વેળા સહવારૂં પડતાં કિનારેથી ત્યા જવાની કોઇની હિમ્મત ચાલી નહિ, પણ ગ્રેસ પોતાની માતાની મદદથી એક બોટ પાણીમાં ઉતારી પોતાના પિતાની મદદથી નિરાધારોને મદદે જઇ ભારે મુસકેલી વચ્ચે જીવને જોખમે તે નવે માણસોને બચાવી પોતાના મથકમાં આણી રાણી યૂરપમાં નામના મેળવી હતી. નૉર્થમબરલેંડના ડયૂક અને તેની બાનુએ ગ્રેસ ડારર્લીંગને તેને પોતાના માતપિતા સાથે મેહેલમાં તેડી તેમની પરોણાગત કરી માન આપ્યું હતું. હ્યુમેન સોસાયટીએ આ બાનુનો ઉપકાર માની તેને એક સુનાની ટીપૉટ ભેટ આપી; ને પ્રજાએ ઉઘરાણાથી રૂ ૭૦૦૦ ની થેલી બક્ષેસ કરી હતી. આ હિમ્મતવાન બાનુનું મરણ ખઇના બુરા દર્દથી ભરજુવાનીમાં ૧૮૪૨ માં ૨૦ મી અકટોંબરે નિપજ્યું હતું.

**ડાંસ**—આ પ્રાણીનો આકાર સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતાં અતિ જોવાલાયક જણાય છે. તે આ મુજબઃ—તેનું માથું નાહનું હોઇ, માથાનો ઘણો ખરો ભાગ પાસાદાર એવી આંખોથી વ્યાપેલો હોય છે. છાતી (Thorax) નો આકાર માથાનાં પ્રમાણુ મુજબ જોતાં ઠીક મ્હોટો હોઇ ગોળ હોય છે, આથી એક બાજુથી જોનારને આ પ્રાણીની પીઠ તરફથી જોતાં પીઠપર ફણગો ફુટેલો જણાય છે, પેટ લાંબુ ને પતળું હોય છે, માથાનાં અગ્રભાગને ચાંચના આકારનું માથું, ને એ સુઝો હોય છે. પીઠના પેહેલા ભાગ ઉપર બે સુંદર મુંછો હોય છે અને તેની પાંખની પાછલી બાજુએ ઝાલર જેવાં ઝીણા પીછાં હોય છે. તેમજ પાખની બીજી જોડને જગ્યે એક ભાગમાં ઉપર જણાવ્યા પ્રમાણે બે કાન હોય છે (Balancers). આ પ્રાણીનાં પગ તેનાં શરીર કરતાં ત્રણઘણાં મ્હોટાં હોય છે, અને તેનું એકંદર શરીર ઝીણા, ઝીણા પીછાંથી સુશોભિત બનેલું હોય છે.

ડાંસમાં માદા અને નર વચ્ચે ફરક હોય છે. નરની મુંછો માદીની મુછો કરતાં ઘણી મ્હોટી અને જોવામાં શોભિતી હોય છે. નરની મુછો મરઘીનાં પીછ જેવી દેખાય છે, પણ માદીની મુછોનાં કાંટા તદન નાહના હોવાથી તે નર પ્રમાણે જોવાજોગ હોતી નથી.

ઉપલા વર્ણન ઉપરથી જણાશે કે આંખે દેખાતું સાધારણ ડાંસ સૂક્ષ્મદર્શક યંત્રવડે ઘણું અજાયબ પ્રાણી જણાય છે; પણ આ સઘળા કરતાં ડાંસની ચાંચ અને તેની રચના અતિ અજબ જેવી હોય છે, અને એ સંબધી માદી તથા નર વચ્ચે ભેદછે. માદી પ્રમાણે નરને મનુષ્યના અંગપર છિદ્રો પાડી તેમાંથી લોહી પિતાં આવડતું નથી; માત્ર માદાજ આ સુંઢ વડે લોહી ચુસી શકે છે. નર પોતે તદન 'નિરૂપદ્રવિ છે પણ માદા પોતાના તિક્ષણ હથિઆર વડે છિદ્ર પાડી લોહીથી ભૂખ મટાડે છે.

માદીનું મુખ સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતાં, બે મુછોની વચ્ચે સુંઢ જેવો એક અવયવ જણાય છે, અને પ્રથમ દર્શને તે ડાંસનું ખાવાનું હથિઆર હશે એમ ખાતરી થાય છે, પણ ખરૂં જોતાં તેમ નથી. આ સુંઢ એટલે ડૉકતરની હથિઆરની પેટી જેવી ડાંસનાં ખાવાનાં હથિઆરની પેટીજ છે એમ કહેવામાં હરકત નથી. આ સુંઢને આરંભથી છેડા સુધી ફાટ હોય છે અને તે સુંઢ વચમાં વાંકી હોય છે. ડાંસને પોતાનાં હથિઆરનો ઉપયોગ કરવાની અગત પડતાં તેં સુંઢને વચ્ચે વળાવે છે, સુંઢ વાંકી વળતાં તે સાથે રહેલા માહેલાં હથિઆરો વળતાં નથી. આ હથિઆરોની લંબાઇ પણ સુંઢ જેવડી હોતી નથી, આથી સુંઢ વાંકી કરતાં તે હથિઆરો બાહેર પડેછે. આ વેળા ડાંસ પોતાની સુંઢ એવી રીતે તો બતાવે છે કે વાંકી કરેલી સુંઢની બે બાજુ અને માહેલી નહિ વળેલાં હથિઆરોવાળી ત્રીજી બાજુ આવી ત્રણ બાજુ મળી એક ત્રિકોણ બને છે.

આ સુંઢની અંદર ૬ તહીંના જૂદા જૂદા હથિઆરો રહે છે. તેમાંના કેટલાકનો આકાર ભાલા જેવો, કેટલાકનો તલવાર જેવો અને કેટલાકને કરવત જેવા ઉલટા દાંતો હોય છે, પણ આટલાં બધા હથિઆરો છતાં તે સુંઢની લંબાઇ ૧/૪ ઇંચ કરતાં ઓછી હોયછે.

ડાંસની આંખો તેના માથાના માન પ્રમાણે જોતાં મ્હોટી હોય છે, યા માથાનો ઘણોખરો ભાગ આંખોથીજ વ્યાપેલો રહે છે. આ આંખોનો રંગ લીલો હોય છે.

ડાંસ ઉડવા માંડતા ગૂં ગૂં ગૂં ગૂં...એવો અવાજ કરે છે. ડાંસ ઉડે છે ત્યારે તેનાં પંખ અતિ ત્વરાથી હીલતા હોવાથી ઉપરો અવાજ નિકળે છે. એક વિદ્વાને આ વિષયનો અભ્યાસ કરી શોધ કરી છે કે ડાંસની પાંખો એક સેંકડમાં ૧૫૦૦૦ વખત હીલે છે અને તેથીજ ગૂં ગૂં ગૂં ગૂં અવાજ નિકળે છે.

માદા પોતાના ઇડા પાણી ઉપર એક મેકને ચોંટેલી સ્થિતિમાં મેલે છે. આ ઇડા અતિ હલકા હોવાથી પાણી ઉપર તરે છે. ત્યાં તેની વધ પુરી થતાં તેમાંથી અળાઇ આકારનું એક જીવડું નિકળે છે, આ પ્રાણીનો આકાર પિત્તળનાં ગોળ માથાવાલા રકૂ જેવો હોઇ તેના અંગ પર જગેજગ બાલનાં ઝુલફાં હોય છે. તેને બે પુછડી હોય છે, તેમાંની એક પુછડીનો ઉપયોગ શ્વાસોશ્વાસ લેવા માટે કરે છે, બીજી પુછડી તે ડાંસનું ગુદદ્વાર છે. આ પ્રાણી અત્યંત ઝીણું હોય છે, અને તે ઉપરાસાપરી રંગ બદલે છે, તે સદા પાણીમાં રહે છે પણ બાહેરની હવા લેવા માટે પોતાની પુછડી પાણી ઉપર વારંવાર રાખવી પડે છે. શ્વાસોશ્વાસ લેતાં અર્થાત તેનું માથું પાણીમાં ડુબે છે. આ વેળા ડાંસની હાલત કીડાને મળતી છે, કેટલાક દિવસો પછી તેને કોષ સ્થિતિ પ્રાપ્ત થવા માંડે છે. આ કોશ કીટક સ્થિતિમાંના કીડાનાં બદનમાંથી એક પ્રકારનો પદાર્થ નિકળી બને છે. કોશ સ્થિતિમાં હોય છે ત્યારે તે પ્રાણીને ખાવા પિવાની અગત્ય રહેતી નથી અને કોશની અંદર તેનો આકાર બદલાતો જાય તે પૂર્ણ ડાંસ બને છે. આવીરીતે કોશમાં ડાંસનો પૂર્ણ આકાર બનતાં તે કોશ પાણી ઉપર આડો તરે છે. કોશનો આકાર લંબોચા લોલક જેવો હોય છે. આ લોલકનો જ્યાં જાડો ભાગ હોય છે તે ઠેકાણે ડાંસનું માથું હોય છે. કોશ પાણી ઉપર થોડો વખત તર્યા પછી માહેલું પ્રાણી પોતાનું બદન એકદમ ફુલાવે છે અને તેનું માથું જે જગે હોય છે તે કોશનો ભાગ ઉપલી તરફથી ઉખેડી તેને ચીરો પાડે છે, અને તેમાંથી ડાંસ પોતાનું માથું તથા બે પગ બાહેર કાઢે છે. આ મુજબ માથું અને બે પગ બાહેર નિકળયા છતાં તેના બાકીનાં અવયવ કોશમાંજ રહે છે. આ ભાગો કાઢવા તેને ભારે મેહેનત પડે છે. કોશમાં બાકી રહેલા અવયવો બાહેર કાઢવા માટે ડાંસ જે હિમત અજમાવે છે તે અત્યંત આશ્ચર્યકારક છે. તે પ્રથમ પોતાનું બાહેર નિકળેલું માથું, તેને પાણીનો સ્પર્શ નહિ થાય માટે બને તેટલું ઉપર ઉંચકી રાખે છે અને પેટને સંકોચી થોડું થોડું બાહેર કાઢે છે. કોશ માહેલો ભાગ ખરબચડો હોવાથી સંકોચી કાઢેલો પેટનો ભાગ કોશમાં ફરી પેહેલે સ્થળે જતો નથી. આ રીતે ડાંસનું શરીર જેમ જેમ કોશ બાહેર નિકળે છે તેમ તેમ તેને પોતાનો ઉપલો ભાગ ઉંચો રાખવો પડે છે, અને છેલ્લે તો તેને પીઠ તરફ વર્તુ થઇ આકાશ ગમી મોહો કરી તદન ઝુખડી ઉભું થવું પડે છે. આ સ્થિતિમાં ડાંસને પોતાનો પ્રાણ બચાવવા ભારે વેઠ વેઠવી પડે છે. હમણા સુધીની તેની સર્વ વધ પાણીમાં થયાં છતાં બાહેર નિકળતી વેળા પાણીનો જરાએ સ્પર્શ થએલો હાનીકારક હોવાથી ભારે સંભાળ લેવી પડે છે. આવી ડાંસની ચીંતાતૂર હાલત સુક્ષ્મદર્શક યંત્ર વડે દેખાય છે. ઉપલી હાલત જે ઉપર વર્ણી તે પ્રકાર બનતાં માત્ર બેચાર સેકંદનો વિલંબ લાગે છે, તેટલાં જૂજ વખતમાં તે કોશ સ્થિતિમાંથી મુકત થઇ ભક્ષની શોધમાં તરત ઉડવા માંડે છે.

ઈંડા મેલ્યા પછી પૂર્ણ હાલતે પોંહચતાં ડાંસને ૧૫ દિવસ લાગે છે, અને પૂર્ણ સ્થિતિએ પોંહચતાંજ તે મનુષ્ય લોહી ચુસવા માંડે છે. પૂર્ણ વધ થવા પછી ૩ થી ૪ દિવસ માત્ર જીવી શકે છે; એક વર્ષમાં ડાંસના સંખ્યાબંધ વંશજો ઉત્પન્ન થાય છે. ડાંસની સુંઢ અત્યંત સૂક્ષ્મ હોય છે. આ સુંઢની અણીઓનો ભ્રમ ચામડીમાં જતાં તેની સાથે એક વિખારી પદાર્થ લોહીમાં ભેળાયછે અને આજ વિખારી દ્રવ્યથી ખજ્જલાગી ઢીમું ઉઠે છે.

બીજી ડાંસની જાતને 'ડાડીલૉંગ લેગ્ઝ' કહે છે. આપણે એને 'ઘોડ ડાંસ કહીએ છિયે; આ ડાંસ તબેલામાં વધારે રહે છે. આ ડાંસના કરડવાથી મોહોટું ઢીમું ઉઠી તે બે ત્રણ દિવસ સુધી કાયમ રહે છે.

**ડિકામાલી**— રાજગંધ વનસ્પતિનો રસ. હાલમાં એનો ઉપયોગ કરમ મારવા માટે ઢોરોનાં જખમોમાં ઉપજતા કીડા મારવા ઉપર કરે છે. એના ક્ષુપનાં કુમળાં ગાભાનાં છેડા ઉપર ગુંદર જેવો રસ ગળી પડે છે. એની પરીક્ષા 'સ્ટેન હૌસ' અને સેયર' આ બે રસાયન શાસ્ત્રજ્ઞાનીઓએ કરી છે. તેઓએ એમાંથી બે જૂદાં જૂદાં દ્રવ્યો શોધી કાઢ્યાં છે.

૧-રંજનિય, ૨-તિવ્ર, કડવું અને ગંધમાં બિલાડીનાં મૂતર જેવું છે, (Gardenin and gardenic acid) ગીનાઇ તથા જેપાનીઝ તબીબો આ વનસ્પતિનાં ફળો પાચક, ઉત્તેજક અને મૂત્રલ હોવાનું માને છે. તામીલ તબીબ પણ એને તેજ્જબના ઔષધમાં યોજે છે. ડૉ૰ પાંડુરંગ ગંત્રી' જણાવે છે કે, 'તે ૬ થી ૧૦ વર્ષનાં બચ્ચાંઓને કરમવિકારમાં એથી ત્રણ ઘણું ડિકામાલી આપી હતી અને તેથી બાળકોને કશી ઈજા નહિ થતાં કરમ પડયા હતા. ડિકામાલી ઝાડનો રસ છે. એ કુમળા ફુલનાં ડીંટવા ઉપરથી નિકળે છે, એની હિંદુસ્તાનમાં ૩ જાત જણાય છે, ૧ લી ગંધરાજ અથવા સુન્દર, એનાં ફુલોઅતિ સુગંધમય છે, તેને કોકણમાં 'અનંત' કહે છે અને તેનાં મૂળીયાંનો રસ પ્રસુત સ્ત્રીને માથું દુઃખતું હોય ત્યારે ચોપડે છે, ૨ જી જાત દક્ષિણ હિંદુસ્તાનમાં અથવા કોંકણમાં તથા માયસોર પ્રાંતમાં પેદા થનારી. અને ૩ જી જાત ચીનદેશથી આવનારી છે.

**ડિન્ડીગલ**—મદ્રાસ ઈલાકામાંનો એક તાલુકો. ક્ષેત્રફળ ૧૧૬૨ ચોરસ મૈલ હોઈ તેમાં ૨૦૮ ગામડાં છે, લોક વસ્તી ૩,૦૪,૭૮૩ ની છે. લોક વસ્તીમાં ૨,૭૨,૬૭૫ હિંદુ, ૧૨૨૩૯ મોહમેદન અને ૧૯૮૬૫ ખ્રિસ્તીઓછે; જેમાંના ૧૭૧૬૬ રોમન કેથોલિક ધર્મ પાળે છે. આ તાલુકો ૧૭૯૨ થી ઇસ્ટ ઈંડીયાને તાબે આવ્યો છે, આ તાલુકામાં ૧૫૪૨ તલાવો છે, જેમા માછલીઓ પુષ્કળ મળે છે, જમીનનું વાર્ષીક મેહેસુલ ૩૫૪૪૬ પૌંડનું ઉપજે છે.

ઉપલાનું મુખ્ય શેહેર ડિન્ડીગલમાં વસ્તી ૧૪૧૮૨ ની હોઇ તેમાં ૧૦૪૮૪ હિંદુ અને ૧૬૦૧ મોહમેદનો તથા ૨૦૯૭ ખ્રિસ્તીઓ છે. અત્રે ખ્રિસ્તિઓ વેગળા પરામાં વસે છે અને તે દરેકનાં ઘેરમાં છાપરાં ઉપર ક્રૉસની નિશાની રાખવામાં આવે છે. તેમના મુખ્ય ઉપદેશકને કાનાનોરનો બિશપ નેમે છે ને તે મલબારનો દેશી ખ્રિસ્તી હોય છે. ડિન્ડીગલમાંથી રેલ્વે લાઇન પસાર થાય છે. અત્રે તંબાકુ, કાફી, એલચીનો વેપાર ચાલે છે.

આગળ ડિન્ડીગલ સ્વતંત્ર રાજ્યનું મુખ્ય શેહેર હોવાથી ત્યાંના એક ખડક ઉપર કિલ્લો છે, જે સમુદ્ર સપાટીથી ૧૨૨૩ ફીટ ઉંચે છે. આ કિલ્લાનો કબજો ચંદા સાહેબે, મરાઠાઓએ અને માયસોરના લશકરે મેળવ્યો હતો. ઇ. સ. ૧૭૬૭ માં બ્રિટીશોએ જીતી લીધો હતો પણ ૧૭૬૮ માં ફરી શત્રુઓએ જીતી લીધો હતો, પણ ૧૭૮૩ માં ફરી બ્રિટીશોએ જીતી લીધા છતાં, માંગલોરના કોલકરારની રૂહે માયસોરના રાજ્યને સોંપવામાં આવ્યું હતું; તેટલાં લડાઇ જાગતાં

૧૭૯૨ માં ટીપુ પાસેથી ફરી છતી લીધું હતું.

હિન્દીવરમ—દક્ષિણ આર્કોટમાંનો તાલુકો, ક્ષેત્રફળ ૮૪૪ ચોરસ મૈલ હોઈ તેની વાર્ષિક મેહેસુલ ૫૪૬૫૫ પૌંડની ઉપજે છે. તેમાં ૫૬૪ ગામડાં છે, તેમાં વસ્તી ૨,૬૪૨૬૧ની હોઇ તેમાં ૨૪૮૩૭૭ હિંદુ, ૫૮૮૮ મોહ-મેદન, ૬૩૬૯ ખ્રિસ્તિ અને ૩૬૨૭ પરદેશી-ઓ વસે છે. અત્રેથી સાઉથ ઇંડીયન રેલ્વે પસાર થાય છે.

ડિફેંડર ઑવ ધી ફેથ—આ ખેતાબ ઈ૦ સ૦ ૧૫૨૧ માં ૮માં હેન્રિને ૧૦ માં પોપ લીયોએ બખશ્યો હતો. પાછળથી આ ખેતાબ પાર્લામેંટે પોતાને હાથ રાખી રાજાને આપ-વાનો ધારો રાખ્યો હતો, અને હાલમાં આ ઈંગલંડના રાજાનો ખાસ ચાલુ ખેતાબ ગણાય છે. એનેજ મળતો સ્પેનમાં "મોસ્ટ કેથોલિક" અને ફ્રાન્સમાં 'મોસ્ટ ખ્રિસ્ચીયન કીંગ' નામે ખેતાબ ચાલુ છે.

ડિફોઉનિઅલ—આ રૉબિનસન ક્રૂઝો નામે અતિ પ્રસિદ્ધ નવલકથા લખનાર. એનો જન્મ ઈ૦ સ૦ ૧૬૬૦ ના સુમારે લંડનમાંના સેંટ ગિટસના પરામાં થયો હતો. એનું કુટુંબ નૉર્થમટન શાયરમાં લાંબા વખતથી જાણીતું હતું, અને તેનો પિતા જેમ્સ ફો સેંટ ગિલ્સીસ માં ખાટકીનો ધંધો કરતો હતો, અને તે ત્યાં ૧૭૦૫ સુધી જણાયો હતો. ૧૭૦૩માં એણે પોતાનું નામ કોઈ નહિ જણાયલા કારણોથી ડિફો રાખ્યું હતું.

એણે યોગ્ય અભ્યાસ કરી સાહિત્યમાં પ્રથમ જીંદગી ગુજારતાં ઈ૦ સ૦ ૧૬૮૫ના સુમારે મકાનો બાંધવાના 'કૉંટ્રેક્ટર'નો ધંધો કરવા લાગ્યો. એની જુવાની સુધીની જીંદગીનો વૃત્તાંત હજી ચોકસ જણાયો નથી. ૧૬૮૮ માં એ કિંગ વિલ્યમના લશકરમાં એક 'વાલિન્ટિયર' તરીકે હતો. એણે ફ્રાન્સ તથા સ્પેનમાં મુસાફરી કરી હતી, પણ ૧૬૯૨માં એની નાણાં સંબંધી તંગ હાલતને લીધે માગનારાઓને ઓછું અંધકું આપી પતાવ્યું હતું. ૧૬૯૮ માં એણે પ્રથમ 'એસે અપોન પ્રોજેક્ટ' નામે ગ્રંથ રચ્યો અને વિલ્યમ ત્રીજાના અમલમાં એ જાણીતા લેખક તરીકે માન પામી રાજા તરફથી આશ્રય પામ્યો હતો. ૧૭૦૧ માં એણે કાવ્યો રચી પ્રસિદ્ધ કર્યા હતા. પાર્લામેંટ સામે એક સખત લખાણ કરવાથી એને ૨૦૦ માર્કનો દંડ કરવામાં આવ્યો હતો, પણ આ દંડ નહિ ભરવાથી એને ૧૭૦૩ નાં જુલૈ માસમાં જાહેર બજારે વચ્ચે પિલરની શિક્ષા કરવામાં આવી હતી. તે પછી એણે 'રેવ્યૂ' નામે ચોપાનીયા પ્રગટ કરવા માંડયા (ફેબ્રુવારી ૧૭૦૪-૧૧ થી જુન ૧૭૧૩) તેનાં પેહેલાં અઠવાડિક, પછી રોજીંદા અને તે પછી ૮ ભાગ બીજા દફ-તરના ત્રીજા અઠવાડિક પત્ર મારફતે પ્રગટ કર્યાં હતા. ડિફોનો સર્વેથી યાદગાર અને ગંજા-વર લખાણ સંગ્રહ હતો, કેમકે ૯ વર્ષમાં એણે ૫૦૦૦ છાપીલ પાનાં લખી છપાવ્યાં હતા, તે ઉપરાંત એ મુદતમાં બીજા ૮૦ લખાણો ૪૭૨૭ પાનામાં લખી પ્રગટ કર્યા હતાં.

એને ૧૭૦૪ નાં આગસ્ટમાં બંદમુક્ત કરવામાં આવ્યો હતો. ૧૭૧૫ માં એણે 'ફેમિલી ઇન્સ્ટ્રકટર'નું પેહેલું દફતર પ્રગટ કર્યું હતું. તે પછી ચાર વર્ષે એણે રૉબી-નસન ક્રૂઝોનું પહેલું પુસ્તક લખી પ્રગટ કર્યું જેથી જાહેરમાં ભારે નામના પામ્યો હતો. અને એજ વર્ષમાં એનું બીજું પુસ્તક પ્રગટ થયું હતું. ૧૭૨૦ માં એણે 'લાઇફ એન્ડ એડવેનચર્સ આવ ડનકર્ન કેમ્પબેલ' નામે ગ્રંથ રચી ભારે નામના મેળવી હતી, તેમજ ૧૭૨૨ મા પણ બીજા એક ગ્રંથથી ફરી જાહેરમાં ઘણી નામના મેળવી હતી. એણે પોતાની જીંદગીનાં છેલ્લા દિવસો 'સ્ટોકન્યૂ વિંગટન' ખાતે નવું મકાન બંધાવી ત્યાં પોતાની ત્રણ બેટીઓ સાથે રહી ગુજર્યો હતાં. મરણ ૧૭૩૧ માં ૨૬ મી એપ્રિલે નિપજ્યું હતું.

ડિમ—નાટય કળા શાસ્ત્રમાં જણાવ્યા મુજબ ઇતિવૃત્ત પ્રસિદ્ધ, અને માયા, ઇંદ્ર

સંગ્રામ, ક્રોધ યુકત, રૌદ્રરસ અંગે, અને બીજા અનેક રસ અંગે હોય તે. અંકચાર, દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, ઉરગ, ભૂત, પ્રેત, પિશાચ, વગેરે નાયક ઉધ્ધત, કૌશિકી શિવાય બીજી વૃત્તિ તેમાં હોવી જોઇએ. એમાં વિષ્કંભક અને પ્રવેશક માહે આવતા નથી. સંસ્કૃતમાં ત્રિપુરદાહ નામે ડિમ છે.

**ડિમેટ્રિઅસ ફેલેરિઅસ**—આ નામ અથેન્સનાં એક બંદર શેહેર 'અટીક ડિમોસ ઑાવ ફેલેરિયસ' ઉપરથી પડયું છે. એનો જન્મ ઈ. સ. પૂર્વે ૩૪૫માં થયો હતો. એક રાજ્યદ્વારી અને ભાષણકર્તા તરીકે પ્રસિધ્ધતા પામ્યો છે. એ ગરીબાઈમાંથી ઉછરેલો છતાં પોતાની વાકચાતુર્ય અને બાહોશીથી અથેન્સમાં ઉંચે દરજ્જે ચડયો હતો. ઈ. સ. પૂર્વે ૩૨૫થી એણે જાહેરમાં ભાગ લઇ ભાષણકર્તા તરીકે પ્રથમ નામના મેળવી હતી. ૩૧૩ માં એ કેસેંડરનાં હવાલામાં અથેન્સની દરબારમાં રહ્યો. ત્યાં એણે ૧૦ વર્ષમાં એટલીતો નામના મેળવી કે અથેનિયનોએ એને બહુ માન આપી એના માનાર્થે ૩૬૦ પુતળાં જગે જગ ઉભા કર્યા હતા. પણ ઈ. સ. પૂર્વ ૩૦૭માં મેસિડોનીયનોએ અથેન્સપર હુમલો કરવાથી એ પોતાની નબળી રાજનિતી માટે અથેનીયનોનાં અણગમામાં આવતાં એને ત્યાંથી નહાશી જવું પડયું હતું. આથી એના માનાર્થે ઉભા કરેલાં પુતળાંનો ત્યાંની પ્રજાએ નાશ કરી માત્ર એકજ કાયમ રહેવા દીધું હતું. પ્રથમ એ થીબસ તરફ નહાશી ગયો અને પછી ત્યાંથી અલેકઝાન્ડ્રીન ટૉલમીની કોર્ટમાં જઈ વર્ષો સુધી રહી સાહિત્યમાં વખત ગુજાર્યો હતો. પણ ત્યાં એના મદદગારના મોતથી એને ઇજિપ્તની દરબારથી નિકળી ઉપલા ઈજીપ્તમાં બુસિરીજમાં જઇ રહેવું પડયું, જ્યાં એ ઈ. સ. પૂર્વે ૨૮૩માં મરણ પામ્યો હતો.

**ડિમૉસ્થેનીસ**—આ અથેન્સના પ્રસિધ્ધ વકતાનો જન્મ ઈ. સ. પૂર્વે ૩૮૫માં થયો હતો. પ્રાચીન કાળમાં એ ભાષણકર્તા તરીકે બેહદ કિર્તી પામી ગયો છે. એનો પિતા તલવાર બનાવનાર કારીગર હતો. બચપણમાં એને બરાબર શિક્ષણ મળેલું નહિ હોવાથી તે સ્પષ્ટબોલી શકતો નહિ, પણ એણે ભાષણકર્તા તરીકે નામના મેળવવાનો નિશ્ચય કરી તે પાછળ બેહદ શ્રમ કર્યાથી તે વકતા તરીકે પ્રસિધ્ધ થયો. માસિડોનનો રાજા ફીલિપ સામે એણે જે યાદગાર ભાષણ કર્યા તે 'ફિલિપીકસ' ને નામે પ્રસિધ્ધતા પામ્યાં છે. એની ઉપર લાંચ રૂસવત લેવાનું તોહમત આવતાં એને અથેન્સ છોડી નહાશી જવું પડયું હતું, પણ પાછળથી અથેનીયનોએ એને ભારે માન સાથે સ્વદેશમાં પાછો આણ્યો હતો, પણ તે પછી માસિડોનિયન પ્રજાએ એની માગણી કરવાથી એણે આત્મહંત્યા કરી ઇ૦ સ૦ પૂર્વે ૩૨૨ માં મરણ પામ્યો હતો.

**ડી**—આ સુંદર નદી એબરડીન અને કેનકરડીન શાયરમાંથી વહે છે, આ નદી કૅરેંગોરમ પર્વતમાંથી ૪૦૬૦ ફીટ ઉપરથી વહેતી પૂર્વ તરફ ૮૭ મૈલ વહેતી જર્મનઓશનમાં એબરડીન પાસે દાખલ થાય છે; જ્યાં ૧૮૭૦-૭૨ માં બંદર પોહોળું કરવા માટે એની સાથે નેહેરથી જોડાણ કરવામાં આવ્યું હતું. આ નદીમાં તર્હેજાતી માછલી મળે છે.

**ડીઅર હૌંડ**—વુલ્ફ હોંડથી આ કુતરો કદે ન્હોરો ને ચંચળ હોય છે. એ શેકાર કરવા માટે પાળે છે. એ હરણને ઘણી ઝડપથી પકડી પાડી શકે છે.

**ડીકન ચાર્લ્સ**—આ જાણીતા લેખકનો જન્મ લેંડપોર્ટ ખાતે ૧૮૧૨ માં ૭ મી ફેબ્રુઆરીએ થયો હતો. એનો પિતા દર્યાઇ ખાતાનાં લશકરમાં એક 'પેમાસ્તર' તરીકે હતો. બચપણમાં ડીકન ચાર્લ્સને લખવાનો ભારે શોખ હતો અને એનું લક્ષ તેજ વખતથી લખાણ કરવા તરફ વળ્યું હતું. ૧૮૨૧ માં જ્યારે એ ૯ વર્ષનો હતો ત્યારે એનો પિતા નોકરીના છુટવાથી ગરીબાઇમાં આવી પડયો. આથી એના માતપિતાને એક ગરીબ લત્તામાં જઇ રહેવું પડયું. ત્યાં એના પિતાને કર્જદારી

મારે જલ્દીજ તુરંગમાં જવું પડ્યું; આથી ચાર્લ્સને ૧૦ વર્ષની વયે હંગરફેર્ડ માર્કેટનાં 'બ્લેકીંગ'ના કારખાનામાં નોકરીએ રહેવું પડ્યું હતું. આ વેળા એને ૪ મૈલ ચાલીને પોતાના કામે જવું પડતું હતું. તે પછી એના પિતાની જલ્દી છુટકા થતાં એના માતપિતા કેમડન ટોનમાં જઇ રહ્યા, જ્યાં ચાર્લ્સને ફરી હેમ્પ સ્ટેડરોડની શાળામાં મેલવામાં આવ્યો, જ્યાં એણે ૩ થી ૪ વર્ષ ગુજાર્યા. પણ આ નિશાળમાંથી ગરીબાઇને લીધે એને જલ્દીજ ઉઠાવી લઇ સોલીસિટરને ત્યાં નોકરીએ રાખ્યો, આ વેળા એનો પિતા મોર્નિંગ હેરલ્ડમાં એક રિપોર્ટર તરીકે કામ પર હતો.

આ વેળા ચાર્લ્સનું લક્ષ લખાણ કરવા પાછળ વળયું અને આથી એણે ટુંકાક્ષરી લિપિ શીખવા માંડી. ૧૭ વર્ષની વયે એ 'ડૉકતર કોમન્સ'નો રિપોર્ટર થયો. તે પછી એણે 'એકટર' તરીકે વધવાની ખાહેશ રાખી પણ તેટલાં ૨૨ વર્ષની વયે એ 'લંડનપેપર' મારેનો રિપોર્ટર થયો. આ વેળા રેલ્વે લાઇન શરૂ થએલી નહિ હોવાથી એને દેશપરદેશ ભટકી રિપોર્ટ લાવવા પડતા હતા. ૧૮૩૩ માં એણે પ્રથમ માસીક ચોપાન્યું પ્રગટ કરી પોતાની ઝળકાટમંદ કારકિર્દિની શરૂઆત કરી. તે પછી એણે 'ઇવિનીંગ ક્રોનિકલ' તથા 'મૉર્નિંગ ક્રૉનિકલ' સાથે જોડાઇ અઠવાડીયાની ૫ થી ૭ ગીનિ મેળવવા માંડી. ૨૩ વર્ષની વયે એની વાર્ષિક કમાઇ લખાણુંમાંથીજ ૪૦૦ પૌંડની થઇ હતી. હાલના વખત સાથે સરખાવતાં આ કમાઇ ૭૦ વર્ષ ઉપર ઘણી મ્હોટી ગણાય શકાય. ૧૮૩૬ માં એણે પરચુટણ લખાણ સંગ્રહ એકઠો કરી ૧૫૦ પૌંડે વેચી નાખ્યો હતો. એજ વર્ષના માર્ચમાં એણે 'પીકવિક પેપર' નામે પત્ર પ્રગટ કરી થોડાં અઠવાડિયા પછી ઇવિનીંગ ક્રૉનિકલના અધિપતિ જ્યોર્જ હોગાર્થની બેટી સાથે પરણ્યો ને તે દિવસથી એની આગલી દરેક નાણા સંબંધી મુશકેલીઓનો અંત આવ્યો.

ચાર્લ્સ ડીકને પોતાનું બચપણ એટલી તો કંગાલીયતમાં ગુમાવ્યું હતું કે તે મ્હોટે દરજ્જે ચઢ્યા પછી તેના વખાણનારા પણ તેની આગલી કંગાલીયતમાંથી એકદમ મ્હોટી યોગ્યતાએ વિદ્વત્તાને જોરે ચઢેલો જોઇ અજબ થતા હતા. ડીકન—૫૦ સં ૧૮૭૦ માં ૯ મી જુને જ્યારે મરણ પામ્યો તે વખત સુધી એણે એક પછી એક ચાલુ ફતેહોની સાથે માનપાન મેળવી પોતાની કિર્તિ ઈંગ્રેજી ભાષા જાણનાર દરેક દેશમાં અમર કરી છે. એનાં રચેલાં ગ્રંથો સાલવાર નીચે દર્શાવ્યાં છે. ૧૮૩૬માં Sketches by Boz. ૧૮૩૭ માં The Posthumous papers A the Pick wick club. ૧૮૩૮ માં Oliver Twist; ૧૮૩૯માં Nicholas Nickleby. ૧૮૪૦ માં The Old curiosity shop. ૧૮૪૧ માં Barnaby kudge. ૧૮૪૨ માં American Notes. ૧૮૪૩ માં Wartir chuzzlewit ૧૮૪૩–૪૬–૪૮ મ, The christmas carol, The chimes The cricket on the Hearth, The Battle of life, The Haunted man, અને The Ghost's Bargain. ૧૮૪૫ માં Pictures from Italy. ૧૮૪૬–૪૮ માં Dombey and son. ૧૮૪૯–૫૦ માં David copper field. ૧૮૫૨–૫૩ માં Black House. ૧૮૫૪માં The child's History of England. ૧૮૫૪ માં Hard Times, ૧૮૫૫–૫૭ માં Little Dorrit. ૧૮૫૯ માં A Tale of Two cities. ૧૮૬૧ માં The ancommercial Traveller. ૧૮૬૦–૬૧ માં All The year Round, great Expectations. ૧૮૬૪–૬૫ માં Our Mutual Friend.

ડીકન ચાર્લ્સનાં ગ્રંથો જેમ ગ્રેટબ્રિટનમાં તેમજ અમેરિકામાં પણ અત્યંત પ્રિય થઇ પડ્યાં હતા. એના ઉપલા ગ્રંથો ઉપરાંત નાહના નાટકો, ચોપાન્યા અને જૂદા જૂદા

અસંખ્ય લખાણો થએલાં છે. એણે પોતાની જુવાનીથી તે મરણ સુધી અત્યંત ઉપયોગી જીંદગી ગુજારી લખાણ કરવામાં કદી પણ ખાંચો નાખ્યો નહોતો.

ડીજોન—આ શેહેર પેરીસની દક્ષિણ પૂર્વે રેલ માર્ગે ૧૯૬ મેલ ઉપર રેલ્વે જંકશનનું મુખ્ય મથક છે. આગળ અત્રેનાં કિલ્લામાં રાજદ્વારી કેદીઓને રાખવામાં આવતા હતા. અત્રેની જાહેર ઇમારતોમાં પુરાતમ ખ્રિસ્તી દેવળો, સુંદર નાટકશાળા, ઇન્સાફની અદાલત, ડ્યુક ઓવ બર્ગંડીનો મેહેલ કે જે ૧૩૬૬માં બંધાયો હતો, પણ હાલમાં તે ટૌન હૉલ તરીકે વપરાતો હોઇ તેમાં કિંમતી મ્યૂઝીયમ છે. મુખ્ય ઉદ્યોગ હૂન્નર બીર, બ્રેન્ડી, ઉનનું કાપડ, બ્લેંકેટ, મિણબત્તી, રાઇ અને કુંભાર-કામના કારખાનાં છે. અપર બરગંડીમાં વાઇનના વેપારનું ડીજોન મુખ્ય મથક ગણાય છે. ૧૮૭૨ માં વસ્તી ૪૦૧૧૬ ની ને ૧૮૯૧ માં ૬૧૩૦૭ ની હતી.

ઇ૦ સ૦ ૧૦૦૭ માં ડીજોન બર્ગંડીના કબ્જામાં ગણાઇ તેનું પાયતખત કહેવાતું હતું. ૧૪૭૭ માં ચાર્લસ ધી બોલ્ડનાં મરણ પછી ફ્રેંન્ચોને હાથ આવ્યું હતું. ૧૮૭૦ ના અક્ટોબરમાં શરતોનીરૂહે જર્મનોને તાબે થયું.

ડીઝરાઇલી આઇઝેક—આ જાણીતા બાહોશ પુરૂષનો જન્મ ઇનફીલ્ડમાં ૧૭૬૬ માં થયો હતો. એનો પિતા બેનજામિન ડીઝરાઇલી એક જાણીતો જ્યૂ વેપારી હતો (૧૭૩૦–૧૮૧૬). તેણે ૧૮૦૧ માં ઈંગ્લંડમાં આવી મુકામ કર્યો હતો. આઇઝેકને પ્રથમ ઇનફીલ્ડમાં ને તે પછી અમસ્ટરડમમાં કેળવણી આપવામાં આવી હતી. ૧૭૮૨ માં એ વિદ્યા અભ્યાસ સંપાદન કરી પોતાને વતન ગયો. તે પછી એણે બે દફતરોમાં કવિતાઓ રચી પ્રગટ કરી. એના રચેલા ગ્રંથોમાં મુખય—calamities of Authors. (૧૮૧૨–૧૩); quarrels of Authors (૧૮૧૪); commentaries of the life and Reign of Charles I (પાંચ દફતરોમાં ૧૮૨૮–૩૦). આ છેલ્લા ગ્રંથની કદરશનાશીમાં એને ઑક્સફર્ડ તરફથી ડી. સી. એલ. ની ડીગ્રી બક્ષવામાં આવી હતી. ૧૮૦૨ માં આ વિદ્વાનનાં લગન મેકિયાબાસેવિયા સાથે થયાં હતાં (જ૦ ૧૭૭૫ થી મ૦ ૧૮૪૭), અને તેથી એને ત્યાં એક પુત્રી ને ૪ બેટાઓની વૃદ્ધિ થઇ હતી. તે ચાર પુત્રોમાંનો વડો પાછળથી લોર્ડ બેકન્સફીલ્ડ નામે જાણીતો રાજદ્વારી નર થઈ ગયો. ૧૮૧૭ મા આઇઝેકે પોતાનો બાપીકો ધર્મ તજી પોતાના બધા બચ્ચાંઓને બેપટીઝમ આપ્યું હતું. એ પોતાના વૃદ્ધ વયે ૯ વર્ષ સુધી બુઢાપાથી પિડાઇ ૧૮૪૮ માં ૧૯ મી જાનવોરીએ મરણ પામ્યો હતો.

ડીપસાસ—આ ૭ ફીટની લંબાઈ ધરાવનાર સાંપ મુખ્ય કરી ઇસ્ટઇંડીઝ અને જાવા તથા સુમાત્રામાં જણાય છે. એનું માથું શરીર કરતાં જાડું હોય છે. આ સાંપ દેડકા અને એવાજ બીજા પ્રાણી ઉપર નિર્વાહ કરે છે.

ડીમોક્રિટસ—એનો જન્મ આબદેરા નામે જગ્યામાં ૮૦ માં ઓલિંપિડમાં થયો હતો. એ બચપણથી ચંચળ, ખુશમીજાજી અને જ્ઞાની હતો. એ ઉંચા ખાનદાનમાં જનમ્યો હતો. એને મુસાફરી કરવાનો અત્યંત શોખ હતો. તે કહેતો હતો કે, "માહરા વતનમાં સઘળા માણસો કરતાં હું ઘણા દેશ ફર્યો છું, અને દૂર દેશોમાંથી ઘણું જ્ઞાન મેળવ્યું છે, જમીન માપવાની ગણત્રીમાં હું સહુથી શ્રેષ્ટ જ્ઞાન પામ્યો છું. મીસરન્દેશ કે જ્યાં મે પાંચ વરસ મુસાફરી કીધી ત્યાં પણ આ બાબદમાં મારી કોઇ બરોબરી કરી શકયું નથી." એણે જ્યોતિશ શાસ્ત્રના બળથી હવામાં જે કાંઇ ફેરફાર થવાનાં હોય તે વિશે ગણિતથી આગમજથી કહી શકતો, આંથી એને ત્યાંની પ્રજા અત્યંત પૂજ્ય ભાવથી માન આપતી હતી. એણે વિચારનાં વમલમાં મશગુલ થવા સારૂં પોતાની બન્ને આંખો આરીઆ કાચે ફોડી નાખી હતી, પણ તે બીનામાં સચ્ચાઇ

નથી એમ કેટલાકોનું મત છે. એનો જન્મ ઈ૦ સ૦ પૂર્વે ૪૭૦ અથવા ૪૬૦ માં થયો હતો.

એના રચેલા ગ્રંથોમાં ગણિતશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને ગાયનશાસ્ત્રના ગ્રંથો માત્ર બચી રહ્યા છે.

**ડીમોય સેલ**—આ પક્ષી ક્રેનપક્ષીના વર્ગનું હોવા છતાં કદ અને દેખાવમાં તદન જૂદું જ છે. આ પક્ષી લંબાઇમાં ૩ ફીટ લાંબુ (પુછડીથી તે ચાંચ સુધી) હોય છે, અને માથાથી પગ સુધી ૩⅔ ફીટ ઉંચું હોયછે. એની ઉપરનો સર્વ ભાગ પિછાંથી ઢંકાયલો હોય છે. એનું તમામ પીછાંવાળું શરીર કાબરચિત્રું હોય માથા ઉપર સુંદર રંગીન કલગીદાર પિછો હોય છે, અને છાતી ઉપર કાળાં પિછાનું આચ્છાદન રહે છે, આ પક્ષી એશિઆ અને આફ્રિકાનું વતની છે, પણ તે ગ્રીસ તથા દક્ષિણ યુરપમાં જણાય છે.

**ડીમોસ્થેનસ**—આ ગ્રીસ અને અથેન્સનો મહાન વક્તા તથા રાજદ્વારી નરનો જન્મ ઈ૦સ૦ પૂર્વે ૩૮૩માં થયો હતો. એના બચપણમાંજ એનો પિતા મરણ પામ્યો હતો. એની બાળવય દરમ્યાન એના સગાંઓએ એના પિતાની પુંજીની અવ્યવસ્થા કર્યાથી ઉમરમાં આવતાં એણે તેમની સામે લઢી ઈનસાફ મેળવ્યો હતો. આથીજ એને કાયદનો અભ્યાસ કરવા માટે ઉલટ છુટી અને તે મુજબ મુખ્ય અભ્યાસ કરી ૩૦ વર્ષની વયે જાણીતા વકતા તથા કાયદાશાસ્ત્રી તરીકેની દરેક લાયકાત મેળવી હતી.

ઈ૦ સ૦ પૂર્વે ૩૫૪ માં કેટીસપસ, તરફથી લેપટીનસ સામે કરેલી યાદગાર લડતથી એની બાહોશી આશકારા થઇ હતી. એણે ૩૯ માં વર્ષથી રાજદ્વારી જીંદગીની શરૂઆત કરી હતી. એણે પોતાના કાયદાશાસ્ત્રીનો ધંધો ૪૦ વર્ષની ઉમર સુધી ચાલુ રાખી સારૂં દ્રવ્ય મેળવ્યું હતું, અને તે પછી પોતાની ૬૧ વર્ષની ઉમર સુધી તે ઉપર નિર્વાહ કરી શક્યો, ઉપરાંત પોતાનો મોભો જાળવી શક્યો હતો.

એની પહેલી કારકિર્દીની શરૂઆત ગ્રીસની ઉત્તરમાં મેસીડોનીઆનો તરફથી હુમલો લાવવાની બાજી ચાલુ થતાં ગ્રીસ અને અથેન્સની પડતી દશા આવવાનો સંભવ હતો, પણ ડેમોસ્થેનસનાં છુટા વિચારો અને કુનેહથી દેશનો બચાવ થયો હતો, એણે તે વેળા ફરજીઆત લશકરી તાલીમ લેવાનું તથા લઢાઈ મારેના ખર્ચને પોહચી વળવા સર્વે ઉપર કર ભરવાનો કાયદો બાંધ્યો હતો, તેટલાં ફિલીપે ઓલીથિયસ છતી લીધું ત્યારે ડેમોસ્થેનસે બધે બધ યાદગાર ભાષણો કરી પ્રજાનાં દિલ ઉશ્કેરી મેલ્યાં હતાં. અથેન્સે ફીલીપ સાથે લઢાઈ કરી તેમાં બેઉ તરફથી સુલેહ થતાં લઢાઇ બંધ પડી. પણ તે પછી અલેકઝાન્ડર ધી ગ્રેટે અત્રે ચઢાઇ કરી ઈ૦ સ૦ પૂર્વે ૩૨૪ મા ડીમોસ્થેનસને કેદ કર્યો હતો; પણ એ કેદમાંથી નહાશી ગયો હતો; પણ ઈ૦ સ૦ પૂર્વે ૩૨૩ માં સીકંદરના મરણ પછી એણે બળવો જગાડી ક્રેનોની લઢાઇમાં હારતાં 'કેલેરીયા' તરફ નહાશી ગયો પણ તેટલાં મેસીડોનિયન સ્વારોએ પકડી પાડતાં (ઈ. સ. પૂર્વે ૩૨૨ માં) એને ઝેર ખવાડી મારી નાખવામાં આવ્યો હતો.

**ડીલમાન ચેસ્ટર ફ્રેડરિક આગસ્ટ**—આ જાણીતા પૂર્વ દેશના વિદ્વાન શાસ્ત્રીનો જન્મ ઈ૦ સ૦ ૧૮૨૩ માં ૨૫ મી એપ્રિલે 'ઈલીંગન' ખાતે થયો હતો. એણે 'ટુબીંગન' ખાતે અભ્યાસ કર્યો હતો. ૧૮૪૫–૪૮માં પેરીસની લાયબ્રેરિઓની મુલાકાત લીધી હતી, અને તે પછી લંડન, ઑકસફર્ડની લાયબ્રેરિમાંના હસ્તલેખો તપાસ્યાં હતાં. ૧૮૫૪ માં એને 'કેલ' ખાતે પૂર્વ દેશના ભાષા શાસ્ત્રી તરીકે નેમવામાં આવ્યો ને ૧૮૬૦ માં ગોસીન ખાતે ગયો હતો. ૧૮૬૯માંએ બર્લિન ખાતે ગયોહતો. ઇથિઓપિક ભાષામાં ડીલમાન એક સત્તાધારી જાણકાર યુરપમાં ગણાયો છે, ૧૮૫૭, ૬૫ અને ૬૬ માં વિધાર્થીઓ લાયકનાં

ગ્રથો રચી પ્રગટ કર્યા હતા. એનું મરણ ૧૮૯૪ માં ૪ થી જુલાઈએ નિપજ્યું હતું. એણે પોતાની તમામ જીંદગી દરમ્યાન સખ્યા બંધ ગ્રથો જૂદી જૂદી ભાષાઓ ઉપરથી તર્જુમો કરી પ્રગટ કર્યાં હતાં.

ડીસા—પાલનપુરકી રાજ્યમાંનુ છાવણીવાળું ગામ, બનાસ નદીને કાંઠે છે. મઉની ઉત્તર પશ્ચિમે ૩૦૧ અને નીમચની દક્ષિણે ૨૫૧ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૮૮૧ માં ૮૩૭૬ ની હતી, તેમાં ૫૩૫૭ હિંદુ, ૨૪૫૫ મોહમેદન અને ૫૬૪ પરદેશી હતા. આગળ આ ગામ 'ફરીદાબાદ'ને નામે પ્રસિદ્ધ હતું. બનાસના ડાબા કાંઠાપર બ્રિટીશ છાવણી છે, કે જે દેશીઓના રહેવાનાં મથકથી ઉત્તર પૂર્વે ૩ મૈલ ઉપર છે. ડીસાની આસપાસ ખુરજોવાળો કોટ છે પણ તે હાલ પડત હાલતમાં છે. અત્રે વર્સાદ ૨૨ ઇંચ પર 'દોકડા વર્સે છે. ગર્મી ૧૧૩ ડીગ્રી ને થંડી ૪૦.૫ ડીગ્રી પડે છે. લશકરી છાવણીમાં નેટિવ કેવલરીની એક પલટણ, રોયલ આરટિલરીની એક તુકડી ને ઇંગ્રેજી તથા દેશીની અકેકી પલટણ એટલું લશકર રહે છે.

ડીસેંબર—ઇગ્રેજી વર્ષની આખેરીનો બારમો મહિનો. રોમન અમલમાં જુલીયસ સિઝરના અમલ આગમજ માર્ચથી શરૂ થતું હતું, અને તેથી તે વેળા આ ડીસેંબર મહીનો ૧૦ મો આવતો હતો. સેકસનોના જણાવવા મુજબ ડીસેંબર નામ 'મીડ—વિન્ટર-મન્થ' ઉપરથી પડેલું છે.

ડીસો ટોફરનેન્ટો—આ સ્પેનિશ શોધકનો જન્મ ૧૪૯૬ માં થયો હતો. એ ગરીબ માયબાપને ત્યાં જનમ્યો હતો, આથી ૧૫૧૯માં એંડરિન ખાતે પેડરેરિયસ ડેવિલના હાથ તળે નોકરી મેળવી ૧૫૨૭ માં નિકારેગુઆ તરફની શોધમાં એ સાથેજ ગયો હતો. તે પછી પીઝારો ને 'પીરુ'ના કારોબારમાં મદદ કરી સ્પેન તરફ દ્રવ્યવાન થઇ પાછો ફર્યો હતો. તે પછી પાંચમા ચાર્લસે એને ફ્લેરિડાપર અમલ કરવાની સત્તા બક્ષી કયૂબાના ગવરનર તરીકે નેમ્યો. ૧૫૩૮ માં એ સાલલૂકારથી ૬૦૦ માનસો, ૨૪ ધર્મ ઉપદેશક અને ૨૪ અમલદાર લઇ સફરે નિકળયો હતો. એના કાફલાએ ૧૮૩૯ માં ૨૫ મી મે એ 'ઇસપિરિટુ સેન્ટો'માં લંગર કરી વહાણુને કયૂબા મોકલ્યું, અને પોતે સુવાની શોધમાં નિકળ્યો. એણે આ કામ પાછળ ૩ વર્ષ સુધી મંડી જંગલી ઇંડીયનો સાથે મુશકેલીમાં કામ લઈ શોધખોળ ચલાવી હતી. ૧૫૪૧ માં એણે મીસિસિપી તરફ પોંહચી થંડીની ઋતુ વૉશિંગટન નદીમાં ગુજારી અને વસંતમાં પાછો મિસિસિપીમાં ફર્યો, આ વેળા નાસીપાસીથી તાપ લાગુ પડતાં નદી કાંઠેજ ૧૫૪૨ ના જુન માસમાં મરણ પામ્યો. તે પછી એના સોહબતીઓ ૭ વાહણોમાં બેસી મેકસિકો તરફ પાછા ફર્યાં હતા.

ડુક્કર—અથવા સુવર. આ પ્રાણી શેહેરની આસપાસ વસે છે. તેમજ ડુક્કર યુરપ, એશિઆ મધ્યે થંડી અથવા ગર્મીના કોઇ પણ દેશમાં વસતું જણાયલું છે. પ્રાચીન ઇરાની રાજ્ય અમલવેળા આ પ્રાણીને નજીસ ગણવામાં આવતું નહોતું પણ તેને ચોકસ દરજ્જેનાં પવિત્ર પ્રાણીમાં ગણવામાં આવતું હતું. 'જાદસ્પરમ'માં તથા મેહેર યશ્તનાં ૭૦માં ફકરામાં તથા બેહેરામ યશ્તનાં ૧૫માં ફકરામાં ડુક્કરની વખાણુ કરેલી જણાય છે. તેમાં ડુક્કર વિષે આપેલા ફકરા ઉપરથી જણાય છે કે એ જાનવરની ખાસ્યતો અવરતા જમાનામાં જણાયલી હતી, અને એ જાનવરને તે વખતે ઘણો મોટો દરજ્જો આપવામાં આવતો હતો, કારણ કે તેના આકારમાં એક ફરેશતાને આવતો દેખાડવામાં આવ્યો છે. પણ હાલના જમાનામાં આ પ્રાણીની નજીસ રેહેણી. ઉપરથી તેને જરથોસ્તીઓ ધીકકારે છે.

રાની ડુક્કર જોરાવર અને તિક્ષણ દંતશળ વાળું પ્રાણી હોવાથી તેને બીજા કોઇ જાનવર ઝાઝાં છેડતા નથી. એનાં સાતે દંતશળ

તિક્ષ્ણ હોય તે જે ચામડીમાં ભોંકાય છે તો તેથી લાંબો ચીરો પડે છે. એની બે શળનો આકાર કાતી જેવો વાંકો હોઇ તે ઝેરી હોવાથી તેનો ઘા પાકવાનો સંભવ હોય છે. ડુક્કર પોતાની આ કાતી અવારનવાર પથ્થર ઉપર ઘસી તિક્ષ્ણ બનાવી રાખે છે. વાઘ અથવા બીજા કોઇ હિંસક પશુ સામે થતાં એ પોતાના લાંબા શળનો ઉપયોગ કરે છે. શેહેરી ડુક્કરને આ શળ હોતાં નથી.

ક્વિન્સલેંડમાં તીનના કીકતી ખાડી તરફના જંગલમાં વિચિત્ર ડુક્કરો વસે છે. આ ડુક્કરો ઝડપથી ઝાડી ઉપર ચઢી શકે છે. એની ઉપર સખત રૂવાં સફેદ રંગનાં હોય છે. તેનું નાક તથા કાન સાધારણ ડુક્કર જેવું હોય છે, પણ તેનાં જડબામાં આગળી તરફનાં દાંત ઉંદરના સરખા અને દાઢનાં દાંતની વચેના દાંત કુત્રાના જેવા મ્હોટા હોય છે અને તિક્ષ્ણ હોય છે. તેના આગલા પગના નખરીયાં હુક જેવા અને પાછલા પગની દરેક ખરી ઉપર બબે નખરીયાં હુકનાં આકાર જેવાં હોય છે. તેની પુછડી જાડી, સુમારે ૧ ફીટ લાંબી અને કોઈ ચીજ સપાટામાં આવતાં તેને ચપટ પકડી રાખવાની તે શકિત ધરાવે છે. વળી તેને એક કોથળી હોય છે જેનો ઉપયોગ નવો ચારો મેળવવા માટે મુસાફરી કરતી વેળા ખોરાક સાથે લઇ જવા માટે કરે છે. ટીપણીને વખતે એ જાનવર ઝાડ ઉપર ચઢી પોતાની પુછડી મારફતે લટકી હુંક રોકા નખરીયાંથી ખોરાક એકઠો કરે છે.

ફ્રાન્સ તરફ ડુક્કરો પાકનો અવારનવાર નાશ કરે છે આથી ત્યાંના શેકારીઓ કુતરાની મદદથી તેમની ઉપર ભાલાથી હુમલા કરી તેમનો પ્રાણ કાઢે છે; તે વેળા રસાકસી ભરી લડાઇ થાય છે.

'ઇંગલંડના બીજા હેન્રી રાજાના અમલમાં લંડનની આસપાસનાં જંગલોમાં પ્રથમ રાની ડુક્કર જોવામાં આવ્યું હતું, બફ્ફુન કહે છે કે રાની ડુક્કરનાં બચ્ચાં ત્રણ વરસ લગી તેમની માની પાછળ પાછળ ફરે છે અને વરની જોડે બાથભીડવા જેટલાં જોરાવર થાય છે, ત્યાં લગી એખલા ફરતા નથી.' આ પ્રાણી ટોળાબંધ રહે છે અને ભયની વેળા મોટાં ડુક્કરો બચ્ચાંને વચમાં રાખી દુશમનની સામે ટક્કર લે છે.

દરિયાઈ ડુક્કર વિશે 'પ્રાણી વર્ણન' નામે ગ્રંથમાં વર્ણન આપેલું છે કે એ "વ્હેલની જાતનાં જનાવરોમાં સૌથી નાહનાં છે, અને શિશુંમાંના ડાચા કરતાં એનું ડાચું ટુકું છે. તેઓ દરેક સમુદ્રમાં વસે છે અને પાણીની સપાટીથી થોડેક ઉચે કુદી પાછાં પાણીમાં પડતાં નજરે પડે છે, તેઓ ઘણાં ખાઘરાં છે અને પુષ્કળ માછલાં ખાય છે. પોતાના શિકારની પાછળ તેમ્સ નદીમાં કેટલેક છેટે સુધી તેઓ ઘણીવાર આવેલાં જોવામાં આવ્યા છે. દરિયાઇ ડુક્કરોને તોફાનની વેળા આનંદ થાય છે. એના ટોળેટોળાં કૂદતાં માલમ પડે ત્યારે જાણવું કે તોફાન થવાની તૈયારી છે. ઇંગલંડના આઠમા હેન્રિ રાજાના વખતમાં દરિયાઇ ડુક્કરનું માંસ રાજાને ખાવાલાયકનું ગણાતું હતુ. પરંતુ હાલમાં કોઇ ખાતુ નથી, કારણકે એના શરીરમાં તેલ હોય છે, અને એનો સ્વાદ સારો લાગતો નથી. એ ડુક્કર નાનાં માછલાં અને રેતીમાં રેહનારી ખાસ માછલી ખાઇને જીવે છે.

'એક જાતનું' દરિયાઇ ડુક્કર ગંગા, સિંધું વગેરે આપણા દેશની મોટી નદીઓમાં દીઠામાં આવે છે. એ ડુક્કર ગંગા નદી દેવીનું વાહન કહેવાય છે. ગંગામાં રહેનારું ડુક્કર ૬ ફીટ લાંબુ વધે છે.

ડુક્કર કંદ—એના વેલા ઉગે છે. એનું આ નામ પડવાનું કારણ એનાં કંદનો આકાર ડુક્કર જેવો હોઇ તેની ઉપરનાં બાલ ડુક્કરના કેશ જેવાંજ હોય છે. આ કંદ ઔષધિ ઉપયોગમાં યોજેલું છે. આ કંદને વિષ, તાપ વગેરે દર્દ ઉપર દેશી તબીબો ઉપયોગમાં લીયે છે.

ડુંગર—(જુઓ પર્વત)

ડુંગર—કાઠીઆવાડનું આ પુરાતમ ગામ. મહુઆથી ૧૩ મૈલ ઉપર છે. અત્રે ૨૭૦૦ ની લોક વસ્તી છે. નીચલા દોહરા ઉપરથી જણાય છે કે એનું પ્રાચીન નામ દમરાપુરી કે દમરકોટ હતું, ને ત્યાં ચાવડા રાજાઓનો અમલ હતો.

છત્તે દમ્મર કોટ તીસે ચાવડા રાજ કરે;
પોપે પ્રજા સંતોષ, માણેક મોતીએ દીવા બળે.

આ ગામનાં જુના શેહેરના ખંડિયેરોમાંથી ધાતુ તથા મરોડીનાં વાસણુ તથા હથીઆરો મળી આવ્યાં હતા; ગામ પાસેના પહાડમાંથી ગેરૂ મળે છે. ડુંગરગામની પાસે ચોડની ઝાડી છે. ગામમાં અચેલીઉ તળાવ છે તેમાં અધેરીઆ તળાવમાંથી એક નેહેરમા થઈને પાણી આવે છે. મિરાત-ઇ-અહમદીમાં આપેલી વહાણુ નાંગરવાની જગાની યાદીમાં ડુંગરનું નામ છે. કપાસ, ઇમારતી લાકડાં તથા અનાજનો વેપાર અત્રે ઠીક ચાલે છે. અત્રે કપાસ તથા શેરડીની ઉંચા પ્રતિની ખેતી કરવામા આવે છે.

ડુંગરપુર—આ મેવાડી સીસોદીઆ રજપૂત મહારાવળનું રાજ્ય છે. એની ઉત્તરે તથા ઇશાન્યે મેવાડનું રાજ્ય, અગ્નિ ખુણે વાંસદા, દક્ષિણે રેવા કાંઠા, નૈરૂત્યે ઇડરનું રાજ્ય અને વાયવ્યે મેવાડનું રાજ્ય છે. આ રાજ્યની પૂર્વ પશ્ચિમ' લંબાઇ ૪૦ મૈલ અને ઉત્તર દક્ષિણ પોહળાઇ ૩૫ મૈલની છે. ક્ષેત્રફળ ૧૦૦૦ ચોરસ મૈલ છે. લોકવસ્તી ૧૫૩૩૮૧ ની હોઈ તેમાં ૬૬૫૫૨ ભીલો છે. આ રાજ્યને તાબે ૪૨૧ ગામડાં તથા શેહેરો છે. લોક વસ્તીમાં ૭૫૨૬૦ હિંદુ, ૩૬૦૯ મોહમેદન, ૭૫૬૦ જૈન અને બાકીના પરદેશી છે. વાર્ષિક મેહેસુલ ૨ ૧૫૦૦૦૦ ની ઉપજે છે.

આ સંસ્થાનમાં જંગલો વિશાળ છે, તેમાં સિસમ, મોહ, ઓબનીના ઉત્તમ વૃક્ષો ઉગે છે. નદી મહી અને સોમ છે. મુખ્ય પાક મઉં, જવ, ચણા, બાજરી, જુવારી, મકાઈ, ચોખા, કઠોળ, અરીણુ, સુંઠ, મરચાં, આમલી, શેરડી, કાંદાનો થાય છે.

મુખ્ય પાયતખત ડુંગરપુર કિલ્લેબંદી વાળું શેહેર વાયવ્યે છે. ત્યાં મહારાવના રાજગઢ તથા રાજમેહેલ છે. અત્રેનાં લશ્કરમાં ૧૦૦૦ પ્યાદલ, ૪૦૦ સ્વાર અને ૪ તોપ છે.

અત્રેના મહારાવળ મેવાડનાં (ઉદેપુરના) કુટુંબી જુની શાખાનાં સિસોદીઆ જાતના રજપૂત છે. હાલના રાજ્યકર્તા રાવળ ઉદયસિંહને ૧૫ તોપનું માન બ્રિટીશ છાવણીમાં મળે છે.

ડુપલિક્ષ જોસફ ફ્રાન્કોસ—હિંદુસ્તાનના ફ્રેંચ થાણાઓના આ જાણીતા ગવરનરનો જન્મ ૧૬૯૭ માં ૧ લી જાનેવારીએ લૅન્ડ્રીસ્યસ' ખાતે થયો હતો, ૧૮ વર્ષની વયે એ ફ્રેન્ચ ઇસ્ટઇંડીયન કાફલામાં જોડાયો અને અનેક ચઢાઈઓમાં નામના પામી ઓધા મેળવી ૧૦ વર્ષ પછી બંગાલમાંના ચંદ્રનગરના ગવરનર તરીકે નેમાયો. ૧૭૪૧ માં એને વડા હાકમ (ગવરનર જનરલ) તરીકેની નેમણુક કરી નવાબનો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. એણે એક વેળા પોતાની કુન્હે અને પરાક્રમથી કર્નાટકને ફ્રેન્ચ સત્તાતળે આણ્યું હતું.

એણે હિંદમાં ફ્રૅન્ચ ગેહેનશાહત સ્થાપન કરવાનો વિચાર કરી મોગલ શેહેનશાહતની નબળાઇનો લાભ લઈ દક્ષિણ અને મધ્ય હિંદુસ્તાનમાં પોતાની સત્તા મજબુત કરી હતી, તેમજ હૈદ્રાબાદની દરબારમાં પોતાની સત્તા સર્વોપરી જમાવી પોતે હિંદના રાજવંશી થાટમાટથી રહેવા લાગ્યો હતો. ડુપલીક્ષ પણ કલાઇવહ, તથા લૉરેન્સ જેવોજ કુન્હેબાજ અને બહાદુર હતો. એણે ૧૭૫૪ સુધી પોતાની કુનેહથી કારોબાર ચલાવ્યો તેટલ ૧૫ માં લુઇએ એને ફ્રાન્સ તેડાવી લીધો, ત્યાં ફ્રૅન્ચ સરકાર તરફથી તેને જશને બદલે અપજશ અને અપમાન મળતાં એ ગરીબાઈમાં અટવાઇ ૧૭૬૩ માં મરણ પામ્યો હતો.

**ડુમાસ ડેવીડીલા, અલેકઝાન્ડર**—(જુઓ અલેકઝાન્ડર ડુમા).

**ડેક**—અથવા ડારયા ડાર્ટ. એક પ્રકારની માછલી છટલી, ફ્રાન્સ, જર્મની વગેરે યુરપના દેશોમાં જણાય છે, પણ ઇંગલંડની થોડીજ નદીમાં છુટી છવાઇ જણાય છે. આ માછલીનું મ્હોડું મોટું હોઇ બિંગડા નાહના હોય છે. એનો ઉપલો ભાગ બહુ ને હેઠલો સોહેજ ઝાંખો હોય છે, પણ હેઠેનો ભાગ સફેદ ચાંદી જેવો હોય છે. આ માછલી ૮ ફીટ લાંબી ને એક રતલ વજનમાં હોય છે. આ માછલી ગર્મીની મોસમમાં ઇંડા મેલે છે.

**ડેક**—વહાણો તથા સ્ટીમર અને મનવારમાં વચોવચમાં એક છેડાથી બીજા છેડા સુધી બાંધેલા 'પ્લૅટફૉર્મ' ને ડેક કહે છે. કાયદા મુજબ નાહના વહાણમાં એકજ ડેક હોય છે, પણ સ્ટીમર તથા મનવારમાં એક, બે, ચાર અને કોઇ વેળા પાંચ ડેક હોય છે. મોટી સ્ટીમરો ઉપર ત્રણથી ચાર ડેક ફરજીઆત રાખવાં પડે છે. આ ડેકને લોઢા તથા સ્ટીલના મોભ ઉપર ગોઠવેલાં હોઇ તેની જમીન લાકડાની બનાવવામાં આવે છે. હાલમાં મજબુત રચંભો ઉપર એક પર એક સ્ટીલપલેટના પણ ડેકો ઉભા કરવામાં આવે છે. સીંગલડેક, ટુકે ડેક, ત્રીડેકડ તથા કેટલાક સ્પારડેકડ, ફ્લસડેકડને નામે પણ ઓળખાય છે. પેહેલાડેકની હેઠળના ડેક ઉપર માણસોને રહેવાની ગોઠવણ તથા સામન મુકવાની ગોઠવણ કરેલી હોય છે. મોટી સ્ટીમરમાંના તદન નીચલા ડેકડને ઓરલોપ ડેક કહે છે.

**ડેકર થૉમ્સ**—આ જાણીતા નાટક લખનારનો જન્મ ઇ૦ સ૦ ૧૫૭૦ માં લંડનમાં થયો હતો. એના લખેલા નાટકોમાંના થોડાજ છપાયલા છે. ૧૬૦૦ માં એણે બે હાસ્યરસ નાટકો પ્રગટ કર્યા હતા. ૧૫૯૯ માં એણે જોનસન સાથે મળી બે નાટકો રચ્યાં હતાં. (પિજઆવ પસે સૌથ અને રૉબર્ટ ધી સેકંડ). ૧૬૦૩ માં એણે 'વંડરફુલ ઇયર' નામે ચોપાનીયું પ્રગટ કરવા માંડયું હતું. ૧૬૦૭ માં વેબસ્ટર સાથે મળી ત્રણ નાટકો રચ્યાં હતાં. ૧૬૦૮ માં ધી બેલમેન ઑવ લંડન નામે ચોપાનીયું પ્રગટ કર્યું હતું, તેમાં લંડનના જાણીતા બદમાશોનું વંચવા જોગ વર્ણન આપ્યું હતું. ૧૬૧૩થી ૧૬૧૬ સુધી ડેકર કીંગ્સ બેંચના કેદખાનામાં કેદ પડયો હતો; અને તેમ કેદ થવાનું કારણ તેની કર્જદારીની નાદેવાદાર હાલતનું હતું. ધી વીચ ઑવ એડમોનટન નામે કરણ રસીક નાટક ડેકર ફૉર્ડ અને રૉલેની સામટી કલમથી લખાયલો ઘણો પ્રસિદ્ધતા પામ્યો છે.

**ડેકર મેકસિમિલીઅન વૉલ્ફ ગાન્ગ**—આ જાણીતો તવારીખ નવેશનો જન્મ ૧૮૧૮ માં બર્લિન ખાને થયો હતો. એનો પિતા કાર્લડેકર એક જાણીતો પુસ્તક પ્રગટ કરનાર તથા વેચનાર હતો. એણે બોન તથા બર્લિનમાં અભ્યાસ કરી તવારીખનો ખાસ અભ્યાસ કરી ૧૮૪૨ માં ત્યાંના તવારીખનાં પ્રોફેસર તરીકે નેમાયો, તે પછી એણે અનેક ચઢતા ઓધા તથા રાજદ્વારી ખાતામાં ઓધા મેળવી History of Antiquity નાં સાત દફતરો રચી પ્રગટ કર્યા હતા (૧૮૭૮—૮૩ માં). આ ગ્રંથોમાં ઇજીપ્ત, બેબીલોન, લિડિઆ, ઇરાન, ઇંડીયન અને બીજા દેશોની તવારીખ આપી છે. એનું મરણ ૧૮૮૬ માં ૨૧ મી જુલૈએ નિપજ્યું હતું.

**ડેગ**—નાહની બંદુક અથવા પિસ્તોલ. આ નાહની પિસ્તોલ ૧૫ મી અને ૧૬ મી સદીમાં વપરાતી હતી. આ પિસ્તોલ સ્પેનિશ (૧૬૦૩ માં) નાટકોમાં વપરાતી હતી.

**ડેગનડોર્ફ**—આ શેહેર નિચલા૦ બવેરિયાનું ડેન્યૂબ ઉપર, પાસુની ઉત્તર પશ્ચિમે ૩૯ મૈલ ઉપર છે. લોક વસ્તી ૬૪૪૬ ની છે. આ શેહેર ખ્રિસ્તીઓનું એક યાત્રાસ્થાન તરીકે જાણીતું છે, જ્યાં દર વર્ષે ૩૦,૦૦૦ જાત્રાળુઓ જાય છે.

**ડેગોન**—'ફીલિસ્ટેનીસો' નો એક દેવતા. એ આકારે ઉપરથી મનુષ્ય જેવો ને હેઠે માછલી-

ના જેવી પુછડીવાળો હતો. ' ઓલ્ડટેસ્ટામેંટ' માં આ દેવતા વિષે ઈસારો છે અને તેની મૂર્તિ ગાઝા તથા એશડોડના મંદીરમાં હોવાનું જણાવવામાં આવે છે. પેલેસ્તાઈનના દેશમાં ડેગોનની અનેક નામે પૂજા જગેજગ કરવામાં આવતી. આ દેવતાને બેબેલોનિયાથી પ્રથમ કેનાનમાં લાવવામાં આવેલો જણાવવામાં આવેછે. આ દેવતા અસેરિયન દેવતાને મળતો આવે છે.

**ડે થામસ**—સેનફર્ડ એન્ડ મરટન નામની જાણીતી વાર્તાનો આ લેખક ઇ૦ મ૦ ૧૭૪૮ માં ૨૨ મી જુને લંડનમાં જનમ્યો હતો. એનો પિતા મરણ પામતાં એને ૯૦૦ પૌંડની વાર્ષિક આવક મળતી થઈ હતી. એણે ઑક્સફર્ડમાં ખ્રાઇસ્ટ કૉલેજમાં અભ્યાસ કરી ૧૭૫૫ માં મીડલ ટેમ્પલમાં દાખલ થયો હતો. તે પછી એણે મોજમઝામાં જીંદગી ગુજારી. ઇ૦ સ૦ ૧૭૮૯ માં એનું મરણ અકસ્માતથી નીપજ્યું હતું.

**ડેનેટેક્ષ**—પ્રાચીન રોમન અમલમાં આ માછલી ઘણી પ્રસિદ્ધ હતી. આ માછલી મેડીટરેનિયનમાં પુશકળ મળે છે અને કોઇ કોઇ વેળા બ્રિટનના દક્ષિણ કિનારા ઉપર મળે છે. આ માછલી લાંબા તેજ દાંતોવાળી ઘણીજ ભયંકર હોય છે. એ ઘણી વેળા ૩ ફીટ લાંબી ને ૨૧ થી ૩૦ રતલ વજનમાં હોય છે. ડેલમેટા તથા લિવેન્ટની નદીમાં એ પુસકળ મળે છે. તે તરફ એને કાપી સમારી સરકામાં આથી તેનો ખાવામાં ઉપયોગ કરે છે.

**ડેનેફોરેસ્ટ**—ગલોચેસ્ટર શાયરના પશ્ચિમમાંના પહાડી જંગલનું ક્ષેત્રફળ ૩૪ ચોરસ મૈલ છે. આ જંગલનો લગભગ અર્ધો ભાગ રાજાની માલેકીનો ગણાય છે, અને તેમાં ઉગતાં ઇમારતી લાકડાં દરિયાઇ કાફલાનાં ઉપયોગમાં લેવામાં આવે છે. એમાં લોઢાં તથા કોલસાની ખાણો પણ છે. ૧૮૫૪ પછી અત્રેથી હરણ વગેરે પ્રાણીનો સદંતર નાશ કરવામાં આવ્યો છે.

**ડેનમાર્ક**—ત્રણ સ્કેંડેનેવિઅન રાજ્યમાંનું એક નાહનું રાજ્ય. એમાં "જટલેંડનો દ્વિપકલ્પ અને બાલટીકમાંના ટાપુઓ છે. આ દેશની ઉત્તરે સ્કાગેરાક; પૂર્વે કેટેગેટ, સૌંડ અને બાલટિક; દક્ષિણે બાલ્ટિક, લીટલ બાલ્ટિક અને સ્લેસવિક; અને પશ્ચિમે ઉત્તર સમુદ્ર. ૧૮૭૦માં ડેનમાર્કમાં વસ્તી ૧૭,૮૪,૭૪૧ ની ને ૧૮૯૦ માં ૨૧,૮૨,૩૩૫ ની હતી.

આ રાજ્યમાંના જૂદા જૂદા દેશોનો વિસ્તાર ને તેમાં વસ્તી નીચે મુજબ છે.

| દેશનાં નામ. | ક્ષેત્રફળ મૈલ. | લોક વસ્તી. |
|---|---|---|
| ડેનમાર્કપ્રૉપર, જેમાં ઝેલેંડ, ફૂનન, લાલેંડ, ફ્લાસ્ટરના ટાપુ તથા જટલૅંડનો દ્વિપકલ્પ ... | ૧૪૭૩૧ | ૨૧૮૨૩૩૫ |
| ધીફૂરોના ટાપુઓ ... | ૫૧૩ | ૧૨૯૫૫ |
| આઇસલેંડ, ... .. | ૪૦૩૦૦ | ૭૦૯૨૭ |
| ગ્રીનલેંડ (આઇસ વિનાનું) | ૩૩૮૮૫ | ૧૦૫૧૬ |
| ડેનિશ ટાપુ ... ... | ૧૩૮ | ૩૨૭૮૬ |
| જુમલે | ૮૯૫૬૭ | ૨૩૦૯૫૧૯ |

ડેનમાર્કનું લશકર ૪૬૦૦૦ નું ને 'ઑફીસરો' ની સંખ્યા ૧૨૦૦ ની છે. પણ શાંતતાના સમયમાં ૭૫૦ અમલદાર તથા ૧૩૦૦૦ નું સૈન્ય કાયમનું રાખવામાં આવે છે. કુલે લશકર ૫૦૦૦૦ નું હોઇ એને લઢાઇ પ્રસંગે બીજા ૧૪૦૦૦ નવા સીપાહી ઉભા કરી શકાય તેટલી યુદ્ધ સામગ્રી તઇયાર છે. આ રાજ્યની પાસે ૪૦ લઢાયક મનવારો છે; અને તેમાં ૧૫૦ અમલદાર તથા ૧૫૦૦ માણસો છે. ૧૮૯૭ માં દરિયાઇ અમલદારો ૨૯૦ને ૧૧૫૦ સીપાહી હતા.

ડેનમાર્કની દક્ષિણોત્તર લંબાઈ ૫૦૦ મૈલ ને પૂર્વ પશ્ચિમ પોહળાઇ ૫૦ થી ૬૦ મૈલની છે. એનો પશ્ચિમ તરફનો જટલેંડ અને પૂર્વ કિનારો ફળદ્રુપ છે. દક્ષિણ અને ઉત્તર આ દિશા તરફના કિનારા તદન ખરાબ છે આથી તે તરફ કશાનો વ્યાક થતો નથી. "અરબસ્તાન પ્રમાણે આ દેશમાં પણ રેતીનાં

તુફાનો ઉઠે છે. આંથી જટલેંડના લોકોએ ત્યાંના રણમાં ઉગી શકે એવી ઝાડીઓ રોપી છે, કે રેતીને ઉડતાં તે અટકાવે, છતાં તુફાનો અવારનવાર ઉઠે છે.

ડેનમાર્કમાં નદીઓ અનેક છે પણ તે જાણીતી નથી. હવા સાધારણ છે, ત્યાં ધુમસ સદા ફેલાયલો રહે છે, તે એટલા સુધીકે આકાશ કદી ખુલ્લું જણાતું નથી. અત્રે આખા વર્ષમાં ૧૩૦ દિવસ વર્સાદ વર્સે છે. ગરમીની મોસમ જુનથી સપટેંબર સુધી હોય છે. આ દેશની હવામાં ભીનાસ હોવાથી તારેહવાર અનાજ પાકે છે.

ઈ. સ. ૧૬૬૦ થી ડેનમાર્કની પ્રજાએ પોતાની ખુશીથી રાજાને સ્વતંત્રતા સોંપી તે હજી કાયમ છે. રાજાએ એક પ્રધાન મંડળ ઉભું કરેલું છે, તેમાં ગાદીવારેસ કુંવર અને બીજા રાજપુત્રોને સામેલ થવાનો હક છે; અને તે ઉપરાંત રાજા પોતાની મર્જી મુજબ નેમણુક કરે છે. તેમજ સઘળા ખાતાનાં મુખ્ય અધિકારીઓએ પણ પ્રધાનમંડળમાં રહેવાની પ્રાચીનકાળની પદ્ધતિ ચાલુ છે. ડેનમાર્કમાંની 'ચેંનસરી' સભા મંડળ કાયદા બાંધે છે, અને તે દરેકના અધિકારની હદ ઠેરવે છે. આ સભા ગરીબ અને ધર્મગુરૂ ઉપર વિશેષ લક્ષ આપે છે.

અત્રેના મુત્સદીમાં બે ભેદ છે, એટલે જુના અને નવા; તેમાં નવા કરતાં જુનાઓનો અધિકાર શ્રેષ્ટ હોય છે. આ બેઉ પ્રકારના મુત્સદીઓની યોગ્યતા વંશપરંપરે ચાલી આવે છે, અને તેમની સ્થાવર ઉપજતી ભારે હોય છે. તેમની જમીન વગેરેના કામમાં હાથ નાખવાની રાજાને પણ સત્તા હોતી નથી. ત્રીજા દરજાનાં સરદારો વંશપરંપરાના હોય છે, અને તેઓ પોતાનાં જ્ઞાનથીજ ચઢતે દરજ્જે પોંહચેલા હોય છે.

શ્રેષ્ટ કુળમાંની સ્ત્રીઓનાં લગ્ન નીચ કુળનાં પુરૂષો સાથે કરવાની ફરજ નહિ પડે તે માટે રાજ્યમાં ૯ થી ૧૦ મઠો છે. તેમાંના ઘેકમાં બારબાર કુમારીકાઓનો નિર્વાહ જીંદગી સુધી સુખમાં થઈ શકે એવી ગોઠવણ કરેલી હોય છે.



ડેનમાર્કના દરેક પ્રાંતમાં ૧ ન્યાયાધીશને તેનો એક "સેક્રેટરી" એવા બે અધિકારીઓ હોય છે. તે પ્રાંતમાં જે જમીનદાર હોય છે તેઓ ન્યાયાધિશ ચુંટી કાઢી રાજાને જણાવે છે. પછી તેમના માટે રાજા મંજુરિયાત આપે છે. આ જડજોની સેશન દર અઠવાંડીએ બેસે છે, અને તેમનાં સલ્લાહકાર તરીકેનાં ચાર પાંચ જાણીતા ખેડુનો હોય છે. આ જાતના ન્યાયાધિશ ઓનરરી હોય છે. આ ન્યાયાધિશોનો ઠેરાવ વડો કબુલ કરે છે. તેઓ પોતાની સેશનો મહિનામાં ભરે છે, જેમને સરકાર તરફથી પગાર મળે છે.

સર્વેથી મ્હોટી કોર્ટ કોપેનહેગનમાં છે, ત્યાંજ વકીલ બારિસ્ટરો કામ બજાવે છે. દીવાની ફેસલા શિવાય બીજા આબરૂ ઈજ્જત અથવા બીકટ જોખમદાર કજ્યા માત્ર રાજા પાસે જાય છે. ૧૭૯૫ માં ટ્રેબ્યૂનલ ઑફ કાનસીલેશન' નામે ન્યાય સભા સ્થાપન થઇ છે, તેમાં મ્હોટા વિદ્વાનોને બેસવા દેવામાં આવે છે. તેમની સલાહ પ્રમાણે બે પક્ષના લોકો પછી ન્યાય કરે છે, અને તે છેલ્લો ફેસલો ગણાય છે. શેહેરમાં ૧૦ અને પ્રાંતમાં ૧૫, દિવસમાં કજ્યાનો ફેસલો થાય છે.

સોળમી સદીની અધવચમાં ડેનમાર્કમાં એક વિચિત્ર રેવાજ ચાલુ હતો, કે ખુની વગેરે અપરાધીને ફાંસી આપવા લઈ જતી વેળા તેની સાથે નાહના મ્હોટા મનુષ્યો ધુમધામથી ચાલતા અને સાથે ધર્મગુરૂ પેલા દુર્દૈવી ને મોટેથી ઉપદેશ કરતો, આવા સમારંભથી ગુન્હેગારોને ફાંસી, આપવામાં આવતાં તેની એવી અસર થવા માંડી કે પ્રજામાંના મરતબાવાળાઓને પણ આવા બહુ માનથી મરવાનું પસંદ પડવાથી તેઓ ખુરા અપરાધ કરી આવા સમારંભથી ઉલટગંદ દિલે માર્યા જવા લાગા. આ ફાંસીની સજાની બિહીક મટી જઇ ગુન્હા થવા માંડતા સેવટે સરકારે આ ચાલ તદન બંદ પાડી હતી.

ડેનમાર્ક પાયતખત શેહેર કોપેનહેગનની પાઠશાળામાં ૭ ધર્મોપદેશક, બે શિક્ષક ન્યાય શાસ્ત્ર શિખવનાર, બે ગણિત શાસ્ત્રી, એક લેટીનનો અને અલંકારનો, ૧ ગ્રીક ભાષાનો, ૧ એશિઆ ખંડમાંની ભાષા શિખવનારો, ૧ ઇતિહાસ શિખવનારો, પાંચ વૈદ્ય શાસ્ત્રી, એક ખેતીવાડી શાસ્ત્રી તથા એક ભાષણ આપનાર એટલા ખાસ શિક્ષાગુરૂ રોકેલા છે. આઇસલેંડમાંના વિદ્યાર્થીઓ વધારે વિદ્વાન ગણાય છે તે પાઠશાળામાં ૬૦૦૦૦ ગ્રંથોનો સગ્રહ છે.

ડેનવર—કલોરેડોનું મુખ્ય પાયતખત શેહેર. પ્લેટ નદીની દક્ષિણે, સેંટ લુઇચની પશ્ચિમે ૯૨૨ મૈલ ઉપર છે. આ શેહેર સમુદ્ર સપાટીથી ૫૧૯૬ ફીટ ઉપરના અતિ સપાટ મેદાન ઉપર છે. આ શેહેરને ૧૮૫૮ મા સ્થાપવામાં આવ્યુ હતું. ૧૮૭૦ માં વસ્તી ૪૭૫૯ ની, ૧૮૮૦ માં ૩૫૬૨૯ નીને ૧૮૯૦ માં ૧૦૬,૭૧૩ ની હતી. હાલમાં આ શેહેરના મોટાં રસ્તા ઉપર વિજળિક બત્તી તથા 'ઇલેકટ્રીક ટ્રેમ્વે' ફરતી ફરે છે. ગોકસ કંપનીઓ તરફથી બધે પીવાનું પાણી પોહચાડીયા ઉપરાંત કેટલેક ઠેકાણે તો ગરમ પાણી પણ પોહોચતું કરવાની ગોઠવણ અમલમાં મેલાઇ છે. અત્રે ચાલુ ૪૮ ફેરન હવા રહે છે, અને વર્સાદ શરાન ૧૭ ઇંચ વર્સે છે. અત્રેની જાહેર ઇમારતોમાં સીટી હોલ, પોસ્ટ ઑફીસ, હાઇસ્કુલ (૧૮૮૭) અને યુનિવરસિટી છે. આ શેહેર ખાણો તથા ખેતીવાડીનું મુખ્ય મથક ગણાય છે. અત્રે ઢોર, લાકડાં, ચામડાં, ઉન અને ચરૂણીનો ઓહોળો વેપાર ચાલે છે.

ડેપે—ફ્રેન્ચ રાજ્યમાં સેની—ઇનફીરિઓરમાં ઇંગલીશ ચેનલ ઉપર રોનની ઉત્તરે રેલમાર્ગે ૪૦ મૈલ ઉપરનું બંદર શેહેર. અત્રે ૧૪૩૩ માં બાંધેલો કિલ્લો હાલમાં બરાખ તરીકે વપરાય છે. અત્રેનાં બંદરમાં ૬૦૦ ટનના વહાણો આવી શકે છે. મુખ્ય ઉદ્યોગ દુન્નર ઘડિયાળ, તંબાકુ. સિંગડાના પદાર્થ, હાથીદાંત વગેરેના કારખાનાં છે. તેમજ અત્રે વાહાણો બાંધવાની ગોદી, દારૂ ગાળવાની ભઠીઓ અને માછી મારનો ઉદ્યોગ ઓહોળો ચાલે છે. વસ્તી ૧૮૭૨ માં ૧૯૦૫ ની ને ૧૮૯૧ માં '૨૨૩૫૯' ની છે.

ડેયેસિ—આ વેલાતી ફુલઝાડ નવેંબરની શરૂઆતમાં રેતીવાળી માટીમાં ખાતર મેળવી જમીનમાં અથવા ટબમાં મૂળીયાં અથવા બીજ વાવ્યાથી રોપા ઉગી શકે છે. ઝાડ મોટાં થયા પછી તેને ઉખેડીને બીજી જગ્યાએ રોપવાં પડે છે. વર્સાદમાં એનીપર વર્સાદની સેરો ન પડે માટે તેને છાંયડાવાળી જગ્યામાં રાખવાં, ને વર્સાદ વિતા બાદ તેને યોગ્ય જગ્યાએ રોપવા ઠીક થઇ પડે છે.

ડેરા ઇસમાઇલખાન—એની ઉત્તરે બન્નુ, પૂર્વે ઝંગ, શાહપુર, દક્ષિણે ડેરા ગાઝીખાન, મુઝફ્ફરગઢ અને પશ્ચિમે સુલેમાન પર્વત છે. ક્ષેત્રફળ ૯૪૪૦ ચોરસ મૈલ હોય તેમાં ૮૩૫ ગામો છે. લોકવસ્તી ૪,૮૬,૨૦૧ ની છે. પ્રદેશ સુલેમાન પર્વતથી સિંધ સાગર દુઆબ સુધી પસરેલો છે. નદી સિંધુ ને લુની છે. મુખ્ય પાક ઘઉં, જુવાર, બાજરી, મકાઇ, જવ, કઠોળ અને કપાસનો થાય છે. આ જીલ્લામાં ૧૨૦ મૈલ જળમાર્ગ ને ૯૨ મૈલ પાકી સડક છે. અત્રે ૯૩ મૈલ રેલ્વે છે. મુખ્ય શેહેર ડેરા ઇસમાઇલખાન, લીઆહ, ભક્કર અને કુલચી છે.

ડેરા ગાઝીખાન—ઉત્તરે ડેરા ઇસમાઇલખાન, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે સિંધની સરહદ અને પશ્ચિમે સુલેમાન પર્વત છે. ક્ષેત્રફળ ૫૬૦૬ ચોરસ મૈલ છે. તેમાં ૭૬૦ ગામો છે. લોકવસ્તી ૪૦૪૦૩૧ ની છે. આ જીલ્લો સુલેમાન અને સિંધુની વચમાં હોઇ રેતાલ છે, મુખ્ય ખનીજ પદાર્થ ફ્લોટ, નાંણુ, શિશું, કોલસો વગેરે પુશકળ મળે છે. અત્રે ફટકી, સુરગો, સોરા અને નિમકનાં કારખાનાં છે. મુખ્ય પાક ઘઉં, ચોખા, બાજરી, મકાઇ, જવ, કઠધાન્ય, કઠોળ, કપાસ અને ગુલીનો છે. નિકાશ વેપાર ગુળી, અફીણ, ખજુર, ઘઉં, કપાસ, જવ, ઘી અને ચામડાંનો છે.

આયાત વેપાર ખાંડ, ચણા, ઊનનું કાપડ, વેલાતી કાપડ, નિમકનો છે. મુખ્ય શેહેર ડેરાગાઝીખાન, જાગપુર ને રાજનપુર છે.

ડેલ્ટન જૉન—આ જાણીતો રસાયનશાસ્ત્રી તથા તબીબનો જન્મ ઇ૦ સ૦ ૧૭૬૬ માં ઈંગલીશ ફિલ્ડમાં કૉકરમૌથ પાસે થયો હતો. એનો પિતા વણકરનો ધંધો કરતો હતો. એણે પ્રથમ કવેકરમાં કેળવણી લઇ ૧૭૮૧ માં કેન્ડલમાં અભ્યાસ કરવા જઇ રહ્યો. ત્યાં એણે ગણિતશાસ્ત્ર અને વૈદકાનો અભ્યાસ શરૂ કરી, ગણિતશાસ્ત્રના અનેક નિબંધો લખી પ્રગટ કર્યાં હતા, અને તે પછી ખરતા તારાઓ વિશેનું ઇ૦ સ૦ ૧૭૮૭ થી ચોપાન્યું પ્રગટ કરી તમામ જીંદગી દરમ્યાન ૨૦૦૦૦૦ ઉપલા વિષય ઉપર શોધો કરી હતી. તે શિવાય પતંગીઆઓનો એણે ગંજાવર સંગ્રહ કર્યો હતો. ૧૭૯૩ માં મેનચેસ્ટરમાંની ન્યુ કૉલેજમાં ગણિતશાસ્ત્ર તથા શારરિક શાસ્ત્રી તરીકેનું શિક્ષક પદ પામ્યો હતો અને ૧૭૯૯ થી આજ શેહેરમાં ખાનગી શિક્ષણ પણ આપવા માંડ્યું હતું. ૧૭૯૪ માં એણે દેખાતી રંગીન ચીજ બીજા રંગની દેખાવાનાં અંધાપા વિશેની શોધખોળ જાહેરમાં બાબુરૂપે મેલી હતી. ૧૮૦૮–૧૦ અને ૧૮૨૭ માં એણે રસાયનશાસ્ત્ર વિશેના નવા સુધારા વધારાનાં બે દફતરો પ્રગટ કર્યાં હતાં. ૧૮૧૭ માં મેનચેસ્ટર ફિલાસોફિકલ સોસાયટીના પ્રમુખ તરીકે નેમવામાં આવ્યો. ૧૮૩૩ થી એને ૧૫૦ ને પછી ૩૦૦ પૌંડનું વર્ષાસન મળતું થયું હતું. ઑક્સફર્ડ તરફથી એને ડી૦ સી૦ ઍલ અને એડિનબર્ગ તરફથી એલ૦ એલ૦ ડી૦ ની પદ્વિ એનાયત થઇ હતી. બ્રિટીશ એસોસિએશનનો એ બે વેળા ઉપપ્રમુખ થયો હતો. મરણ ૧૮૪૪ માં ૨૭ જુલૈએ નિપજ્યું હતું.

ડેલ્ફિનિયમ—આ વેલાતી ફુલ ઝાડને 'લાર્ક સપાર' પણ કહે છે. આ ફુલનું સૌંદર્ય જોવાથી ઘણો આનંદ મળે છે. આ ઝાડ ઉપર ફુલો શિયાળામાંજ આવે છે. એના ફુલ એક પ્રકારનાં હોતાં નથી. ફુલનાં માથા ઉપર અર્થાત દર એક ફુલના દલનો આગલો ભાગ 'કાંકરી કાંટા'ના પ્રમાણે હોય છે. કોઇ કોઇ જાતનાં ડેલ્ફિનિયમનો આગલો ભાગ સફેદ રેખાવાળો હોય છે. ડેલ્ફિનિયમનો એક મુકરર રંગ હોતો નથી. ડિસેમ્બરથી એ માર્ચ સુધી જીવે છે. એના બીજને સરદી લાગતાં તે બિગડે છે. માટે તેને 'સ્ટૉપર બૉટલ'માં ભરી રાખવામાં આવે છે.

એના ઝાડ સર્વ પ્રકારની માટીમાં ઉગતાં નથી. રેતીવાળી જમીનમાં બિયા વાવ્યાથી અંકુર જલ્દી ફુટે છે, રેતી અને માટી મેળવી મોસમનાં ફુલ માટે ઠીક થઇ પડે છે. જ્યાં સુધી બીજમાંથી અંકુર ન ફુટે ત્યાં સુધી એને છાયામાં રાખવાં પડે છે. એને પાણી માફકસરનું સીંચવું પડે છે, અંકુર ફુટી છોડ ૩ થી ૪ આંગળ વધતાં તેને બીજા ટબમાં રોપે છે જ્યા તે વધારે જોરથી વધ પકડે છે.

ડેલ્હિયા—આ ફુલઝાડ પ્રથમ મેકસિકોનાં બાગબાનીનાં બગીચામાંથી ઇ૦ સ૦ ૧૭૮૪ માં મેડરીડમાં લાવવામાં આવ્યું હતું; અને ૧૭૮૯ માં ત્યાંથી ઇંગલંડમાં મોકલવામાં આવ્યું હતું અને ફ્રાન્સમાં ૧૮૦૨ માં તથા ૧૮૦૪ માં હમબોલ્ટમાં દાખલ થયું હતું. હાલમાં આ ડેલ્હિયાની લગભગ ૨૦૦૦ જાતો જાણીતી થએલી છે. હાલમાં લાંબે વખતે ડબલ ડેલ્હિયા ફુલ ઉગાડવામાં યૂરપનાં બાગબાનોએ ફતેહ મેળવી છે, એના સુંદર ફુલો જુદી જુદી જાતનાં ચળકતા રંગના હોય છે, તેમનું ઉત્પત્તિ સ્થાન મેકસિકો છે. એમાં બે ભેદ હોય છે, એક જુના ડબલ ફુલવાળું ને બીજું નવા સિંગલ ફુલવાળું. આપણા દેશમાં ડબલ ફુલ ઝાડ ગાંઠો રોપી તથા સીંગલ ફુલ ઝાડ બિયાં રોપી ઉગાડે છે, એના કલમને પાણીમાં અથવા 'હૉટ બેડ'માં રોપ્યાથી તેને મૂળીયાં ફુટી નવાં ઝાડ ઉપજ થાય છે. જ્યાં ૩૦ ઇંચથી

ઓછો વરસાદ વર્સે છે ત્યાં એના ઝાડ ઉતમ ઉગે છે. ડબલ ફુલનો આકાર ગોળાકાર હોઇ તે ઘણા દિવસ ટકે છે, સિંગલ જાતીનાં ઝાડ ઉપર પુશકળ ફુલો આવે છે.

ડબલ ફુલ ,ઝાડની ગાંઠો બે માસની આખેરીમાં તેની આંખો ફુટવા માંડતા તેમને તેમના મૂળીયાં સુદ્ધાં કુંડામાં ખાતર નાખી મેરાડી મેળી રોપે છે, અને તેપર દરરોજ પાણી સીપવામાં આવે છે, તે ત્યાં ખીલતાં તેની ગાંઠો બીજા કુંડામાં અથવા જમીનમાં રોપી ત્રણ દિવસ આંતરે પાણી સીંપે છે. સિંગલ જાતનાં બી જૂન માસમાં રોપતાં તેના રોપા બે ઇંચના થતાં જમીનમાં એક ફીટના અંતર ઉપર દાટે છે. ત્યાં તે ૬ ઇંચ થતાં ત્યાંથી કાઢી કુંડામાં અથવા જમીનમાં જ્યાં ઝાડ ઉગાડવાં હોય ત્યાં રોપી ત્રણ ત્રણ દિવસે પાણી પાય છે.

ડેલ્હિયાપર ફુલો આગસ્ટથી ડિસેમ્બર સુધી આવે છે. ફુલોનો હિંગામ પુરો થતાં પાણી સીપવાનું બંધ કરે છે. ઝાડ સુકાતાં તેમની ગાંઠો સંભાળથી કાઢી લઇ છાયાવાળી જગ્યામાં રેતી સાથે દાટી રાખી બે માસમાં ફરી તેને ઉપયોગમાં લીયે છે. આ ઝાડ ઘણું નાજુક હોવાથી પવનની લેહેકીથી નગી ભાગી નહિ જાય તે થકી તેની સાથે લાકડી ઘટી તે સાથે બાંધી રાખે છે. એપર ડુમો આવવા માંડતાં એને ૮ દિવસે છાણનું પ્રવાહિ ખાતર આપે છે.

**ડેવ્હુનપોર્ટ**—સ્કૉટલેનડીનુ મુખ્ય શેહેર, મસિસિપી ઉપર રૅાકના ટાપુ પાસે ચીકાગોની પશ્ચિમથી દક્ષિણે ૧૮૩ મૈલ ઉપર છે. અત્રે આટાની મીલો, લોઢાકામના કારખાના, તથા ઉનના કાપડ બનાવવાનાં કારખાનાં છે. લોકવસ્તી ૨૬,૮૭૨ ની છે.

**ડેવિડ**—હિબ્રુ ભાષામાં આ શબ્દનો અર્થ 'અતિપ્રિય' એવો થાય છે. એ યાહુદી કુળમાં યશાયનાં ૮ પુત્રમાંનો એક, એનો જન્મ બેથલેહેમ ગામમાં ઇ. સ. પૂર્વે ૧૦૮૫ માં થયો હતો. જુવાનીમાં એ બકરાં ચરાવતો હતો, પણ તેટલાં ઇસ્રાઈલીના રાજા "શૌલ" ઉપર 'યાહવે'નો કોપ ઉતરી તેણે 'શૌલ' ને પદભ્રષ્ટ કરી ડેવિડને રાજ્યપદ આપવા માટે 'શમુવેલ' ને હોકમ કર્યો. તે વેળા ડેવિડ ૨૨ વર્ષનો હતો. એને કાંઇ એકદમ રાજ્યપદ મલ્યું નહોતું, પણ એ પેહેલાં શૌલનો શસ્ત્ર સંભાળનાર હતો. એને ગાયન ગાતાં આવડતુ હોવાથી એ રાજાનો માનીતો થયો હતો. એક વેળા ડેવિડે 'ગલ્યાથ' નામના એક 'પલિષ્ટ' પ્રજાના શૂરવીર લડવૈયાને ઠાર કર્યો. આથી એ દરબારમાં ભારે માન પામ્યો હતો. આ વેળા શૌલના કુંવર યોનાથન સાથે ગાઢી મિત્રાચારી થઇ, પણ તેની આવી કીર્તીથી શૌલ અદેખો થયો. તેણે ડેવિડને હર પ્રકારે મારી નાખવા પ્રપંચ રચ્યા પણ તેમાંથી ઇશ્વરે તેને બચાવ્યો. છેલ્લે પોતાની બેટી સાથે ડેવિડને પરણાવી પ્રપંચથી ઠાર કરવા ઇચ્છયું, પણ તેમાં વટીક તે ફાવ્યો નહિ, તેટલાં બેનજામીનના વંશજો ડેવિડની મદદે આવ્યા. તે વેળા શૌલ રાજા પલિષ્ટ પ્રજા સાથે લડવામાં ગુંતાયો હતો. તેમાં યોનાથન અને તેના બે પુત્રો માર્યા જતાં હારની નામોશીથી શૌલ આપઘાત કરી મરણ પામ્યો. શૌલના મરણ પછી ડેવિડ રાજ્યપદ પામ્યો.

રાજ્ય ગાદીએ આવતાંજ 'હિબરોન' તરફ જઈ રહી યેબુસાઈટઝ પ્રજાનું શેહેર તથા તેમનો માઉંટઝીઓનનો કિલ્લો જીતી લઇ તેને પોતાનું પાયતખ્ત બનાવ્યું હતું. આ પ્રજા ક્યાટીન પ્રજાની વંશજ હતી. આજ પાયતખ્ત પાછળથી જેરૂસલેમને નામે પ્રસિદ્ધતા પામ્યુ હતું. એણે જેરૂસલેમમાં ખુદાની આરાધના માટે એક ગંજાવર દેહેરૂં બાંધવાનો વિચાર કર્યો પણ 'નાથાન' નામે પેગંબરે તે બાંધવા નહિ દીધું. એણે ફીલિસ્તાઇનિ પ્રજા સાથે ૬ વર્ષ સુધી લડાઇઓ કરી તેમની પર પુરતો કાબુ મેળવ્યો હતો, 'અને તેમનો 'ગાથ' નો મજબૂત કિલ્લેબંદીવાળું

મથક પણ સર કર્યું હતું, તેમજ ઇડુમીઅન પ્રજાના રાજા હાદાદપ્રઝટને હરાવી નસાડયો હતો.

ડેવિડનું રાજ્ય ફત્તેહમંદ ગણાયું છે, પણ એ પોતાની સંસારી હાલતમાં ઘણોજ કમનસીબ હતો એનો વડો બેટો 'આપસેસા' એ ડેવિડ સામે બંડ ઉઠાવી સેવટે માર્યો ગયો હતો. એનું મરણ ઇ૦ સ૦ પૂર્વે ૧૦૧૪ માં નિપજ્યું હતું.

**ડેવિડ ૧ લો**—(સેંટ ડેવિડને નામે પણ પ્રસિદ્ધ છે.) સ્કૅાટલંડનો રાજા. એનો પિતા 'મેલકોલમ કેનેમાર' અને માતા 'સેંટમાર્ગરેટ' હતાં. જન્મ ઈ૦ સ૦ ૧૦૮૪ માં થયો હતો. ૧૦૯૩ માં એને એની બેહેન મેટિલ્ડા સાથે (જે ઇ૦ સ૦ ૧૧૦૦ માં ઇંગ્લંડના ૧ લા હેન્રિ સાથે પરણી હતી) ઈંગ્લંડ મોકલ્યો હતો. ૧૧૦૭ માં એનો વડો ભાઈ અલેકઝાન્ડર રાજ્ય ગાદીએ બેઠો ત્યારે ડેવિડને પ્રિન્સ ઑાવ કેમ્બ્રિયાનો ખેતાબ અને કંબરલેંડનો ભાગ વારસામાં મળ્યો હતો. એણે મેળવેલા હીસ્સામાંના દેશપર ઉત્તમ હકુમત ચલાવવાથી ભાઇ સાથે અનબનાવ ચાલતો હતો; તેટલાં ૧૧૧૦ માં એના લગન સાયમનડી સેનલીસની વિધવા મેટીલ્ડા અને અર્લ ઑાવ નૅાર્થમબરલેંડની વારેસ સાથે થતાં, એ પોતાના દરજ્જામાં અર્લ ઑાવ હંટીંગડન અને અર્લ ઑાવ નૅાર્થમ્પટનનો ખેતાબ ને દરજ્જો પામ્યો. ૧૧૨૪ માં એ પોતાના ભાઇની ગાદીપર રાજા તરીકે બેઠો અને ૧૧૩૭ માં કેલ્ટીક પ્રજા સાથે લડાઇમાં ઉતર્યો હતો. આ વેળા એંગલો નૅારમન સ્વારોની મદદથી એણે જય મેળવ્યો હતો તે પછી એને ઈંગલંડ સાથે પણ વિગ્રહમાં ઉતરવું પડ્યું હતું, પણ તેમા સુલ્હેથી તેનો અંત આવ્યો હતો. એનું મરણ કારલિરલી ખાતે ૧૧૫૩ માં ૨૪ મી મેએ નિપજ્યું હતું.

**ડેવિડ બીજો**—કીંગ રૉબર્ટ બ્રુસનો કુંવર. એનો જન્મ ઈ. સ. ૧૩ર૪ માં ૫ મી માર્ચે ડનફરલીનમાં થયો હતો. એના લગ્ન એડવર્ડ ધી બીજાની બેટી જૅાઆના સાથે ૧૩૨૮ માં થયા હતાં. ૧૩૨૯ માં એ ગાદીએ બેઠો હતો. ૧૩૩૧ માં એને એની બાળક રાણી સાથે સ્કોન ખાતે રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. ૧૩૩૪ માં એડવર્ડ બેલિયલ અને એડવર્ડ ત્રીજાની હેલિડન હોલ ખાતેની ફત્તેહથી એને ફ્રાન્સ મોકલી દેવામાં આવ્યો હતો; ત્યાંથી ૧૩૪૧ માં ફરી સ્વદેશમાં આવ્યો પણ ડરહેમપાસની નેવ્હિલ ક્રૅાસની લડાઇમાં (૧૩૪૬ માં) ફરી એને બંદીવાન હાલતમાં ૧૧ વર્ષ વેર રહેવું પડ્યું હતું. તે પછી ૧૩૫૭ માં ૧૦૦૦૦૦ માર્કસનો દંડ આપી છુટકો થતા, અનેક વિપત્તી અને દાવાદારોની ખટપટ વચ્ચે જીંદગી ગુજારી આ કમનસીબ રાજા ૧૩૭૧ મા ૨૨ મી ફેબ્રુવારીએ એડીનબર્ગ કેસ્ટલમાં મરણ પામ્યો હતો.

**ડેવિડ ફ્રૉર્ટ—સેંટ**—અથવા ફ્રૉર્ટ સેંટ ડેવિડ. મદ્રાસમાં આર્કાટ જીલ્લામાંનો ખડીયર કિલ્લો. મદ્રાસની દક્ષિણે ૧૦૦ મૈલ ઉપર છે, અને કલાદગીની ઉત્તરે ૧ ½ મૈલ ઉપર છે. આ કિલ્લો ૧૬૯૦ માં મરાઠાઓ પાસથી વેચાતો લીધો હતો અને તેની આસપાસની ભૂમિ પણ કંપનીએ ખરીદી હતી. ૧૭૪૬ થી ૧૭૫ર સુધી આ કિલ્લો કારોમાંડલ કિનારા ઉપર એક મજબૂત ને મુખ્ય મથક તરીકે હતું. ૧૭૫૬ માં અત્રે ક્લાઇવ્હ ગવરનર તરીકે હતો, પણ ૧૭૫૮ માં જ્યારે ક્લાઇવ્હ બંગાળમા હતો ત્યારે ફ્રેન્ચ સરદાર એમ. લેલીએ તે જીતી લીધો હતો, પણ ૧૭૮૩માં જનરલ સ્ટુઅર્ટ ફરી હાથ કર્યો હતો. હાલમાં આ કિલ્લો પડત અને ભાંગી તુટી હાલતમાં છે.

**ડેવિહ્વ સર હંફ્રી**—આ જાણીતા રસાયન શાસ્ત્રીનો જન્મ ઈ૦ સ૦ ૧૭૭૮ મા ૧૭ મી ડિસેંબરે કૉર્નવાલખાતે થયો હતો. એણે નાહની સ્કુલોમાં શિક્ષણ લઇ ત્યાર વાર્તાઓ, કવિતા અને રસાયનનો સેહેજ અભ્યાસ

વધારી ૧૭૯૫ માં પિનઝેન્સમાંના એક સરજનના હાથ તળે શિખાઉ તરીકે રહી કવિતાઓ લખી રસાયન શાસ્ત્રનો અભ્યાસ વધાર્યો હતો. તે પછી એણે કુદરતિ શાસ્ત્રની ફીલસુફીનો અભ્યાસ કરી ૧૯ વર્ષની વયે તો રસાયન શાસ્ત્રનો પુરો અભ્યાસ કર્યો. ૧૭૯૮ માં ડૉ૦ બેડોઇસે કિલફટન ખાતે ન્યૂમેટિક ઇન્સ્ટીટયૂટ સ્થાપન કર્યું. ત્યાં એને મદદનિશ તરીકે રાખ્યો હતો. જ્યાં એણે અર્લ ઑવ ડરહેમ ઑવ કોલરિજ અને સોધીની મિત્રાચારી મેળવી તહેવાર 'ગ્યાસ' સંબંધી અખતરા કરવા ઉપર ધ્યાન દોડાવ્યું. તે વેળા કરવામાં આવેલા અખતરા દરમ્યાન એણે અનેક વેળા પોતાની જીંદગી અકસમાતથી જોખમમાં મેલી હતી. ૨૧ વર્ષની વયે તો એણે લંડનની રૉયલ ઇન્સ્ટીટયૂટમાં ભાષણ આપ્યું હતું, અને તે પછી એની ચચળાઇ અને વિદ્વત્તા પ્રજાની જાણમાં આવી હતી; તે પછી એણે ખેતીવાડી સંબંધી અખતરા કરી ૧૮૧૩ માં એલીમેન્સ ઑવ ઍગ્રીકલચરલ કેમિસ્ટ્રી નામે ગ્રંથ રચી પ્રગટ કર્યો હતો. તે પછી વિજળિક વિશેની શોધ માટે ફ્રેન્ચ ઇન્સ્ટીટયૂટ તરફથી ઇનામ મેળવ્યું હતું; તે પછી એણે ધાતુઓ—સોડિઅમ, બેરિઅમ, સ્ટ્રૉનટિઅમ, કેલશિઅમ અને મેગ્નેજની શોધ કરી હતી. ૧૮૦૮-૯ માં એને ટ્રિનિટી કૉલેજ તરફથી એલ. એલ. ડી. ની ડીગ્રી મળી હતી.

૧૮૧૨ માં ૮મી એપ્રેલે એનાં લગ્ન એક તવંગર ગ્રહસ્થની બેટી સાથે થયાં હતાં. ૧૮૧૩ માં રૉયલ ઇન્સ્ટીટયૂટમાં રસાયન શાસ્ત્રી તરીકે નેમાયો હતો. ૧૮૧૫ માં એણે કોલસાની ખાણમાં સળગી ઉઠતી ગ્યાસ સામે રક્ષણ આપી શકે એવાં ફાનસો બનાવી તે શોધ જાહેર કરી હતી. આ એની શોધ માટે એને ૧૮૧૭ માં પ્રજાએ ૧૫૦૦ પૌંડ ઉઘરાણાથી ભેટ કર્યા હતા. ૧૮૧૮ માં ૨૦ મી અકટોબરે એને બૅરોનાઇટનો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. ૧૮૨૦-૨૩ માં એણે 'ઇલેકટ્રો મેગનિટીઝમ' ઉપર શોધખોળ ચલાવી સોસાયટીમાં તે વિષય જાહેર કર્યો હતો. ૧૮૨૫ માં એની દેહ લથડવાથી બે વેળા કૉન્ટીનન્ટમાં મુસાફરીઓ કરી, પણ ૧૮૨૯ માં ૨૯ મી મેએ જીનોવા ખાતે મરણ નિપજ્યું હતું. આ વેળા જીનોઆની સરકારે એની પાયદસ્ત વેળા જાહેર માન આપ્યું હતું. સર ડેવિડ હંફ્રિ દુનિયા માહેલી દરેક જાણીતી શોધખોળ કરનારી મંડળીનો સભાસદ હતો.

**ડેવિહલ પલાંટ**—અમેરિકન મિસિસિપી નદી નજદીકના ભાગમાં આ ઝેરી વનસ્પતિ કવચીત ઉગતી જણાય છે. આ વનસ્પતિ આસપાસની બીજી વનસ્પતિ તથા જીવડાં સદંતર નાશ પામે છે. પણ એ દેખાવામાં ઝેરી નથી. તે દેખાવે નાજુક, લીલુંછમ હોઇ જમીનને છેક વળગેલી રહે છે. એની ઉપર રાતા રંગના ફુલ ઉગેલાં હોય છે. આ ફુલ પ્યાલાનાં આકારનાં હોઈ તેમાનાં દરેકમાં દવનાં ટીપાં હોય છે. આ પાણી સૂર્યનાં તાપથી કદી સુકાતું નથી, અને તેથી તેમાં ઝેરી શક્તિ હોવી જોઈએ એવું અનુમાન કાઢવામાં આવ્યું છે. આ ફુલમાં પડતી મધમાખો તરતજ મરણ પામે છે. એનાં પાણીનું ટીપું ચાખી જોતાં તે બેહદ મીઠું અને વાસ વગરતું તેમજ પાણીમાં પિગળાવેલા ગુંદરના જેવું ચીકણું જણાય છે, પણ ચાખનારની જીભ ઉપર અગન ઉઠી ફોલ્લો ઉઠે છે. આથી જીભનો રંગ ફેરવાઇ જઈ બેહદ વેદનાં થાય છે. એનો રસ ચાખવાથી તેમજ એની પાસે અમથાં બેહાથી પક્ષીઓની પાંખો ખરી પડી તેઓ કુમાઇ મરી જાય છે. ભૂલમાં આ પાલો ઢોરોના ખાવામાં આવતાં તેઓ ભારે વેદના ખમી તરફડીયાં મારી મરણ પામે છે અને તેમની ચામડી તણાઇ આંખો બાહેર નિકળી આવી કંદરૂપો દેખાવ દેખાય છે.

'સૂક્ષ્મદર્શક યંત્ર' વડે તેના પાતરાંની તપાસ કરતાં તેની ઉપર નાહનાં નાહનાં સંખ્યાબંધ વિંધણા જોવામાં આવે છે. એવું પાંદડું હાથ ઉપર મેલતાં વિંછીના ડંખથી ઉઠી આવતી નિશાની જેવા ઝાંખા રાતા રંગના ડાઘા પડે છે.

મિસિસિપી તરફનાં ઇંડીઅનો તેના સંબંધમાં એવી વાત જણાવે છે કે, લડાઇ યા 'યલો ફિવર' નામનો ભયંકર તાવ ફાટી નિકળવાનો હોય ત્યારે આ રોપો દેખાવ દે છે. એને બાળી નાખવાની કોશિસ કર્યા છતાં તેમાં ક્ષાર હોવાથી તે બળી શકતું નથી.

આ રોપો અતિ જલદી ઉગી નિકળી થોડા વખતમાં ઘણા મોટા વિસ્તારમાં ફેલાઇ જાય છે; અને જે જે વસ્તુ ઉપર તે પંથરાય છે તેને ચીવટપણે વળગી મારી યા કરમાવી નાખે છે.

આ રોપો ખાધાથી જે ઢોરો મરણ પામ્યાં છે તેમની લાશ ચીરી જોતાં તેઓના પેટમાંના અનાજ ધરાવનારા ભાગો પોતાના સાધારણ કદ કરતાં ૪ ઘણા ફુલી ગએલા અને જાણે બળી ગયા હોય તેવા દેખાયા હતા. વળી રૂદયમાં લોહી જમી જઇ તે કાળાસદાર ઝાંખા રંગનું બનેલું જણાયું હતું, તેમજ તેનો પાસ લોઆનને મળતો આવે છે.

**ડેવિહસ સર જોન**—આ કવિ તથા રાજદુવારી નરનો જન્મ વિલ્ટશાયરના ટીસબરીમાં ૧૫૬૯ માં થયો હતો. ૧૬ વર્ષની વયે એ કવિન્સ કૉલેજમાં દાખલ થયો હતો, જ્યાંથી મિડલ ટેમ્પલમાં દાખલ થયો. ૧૫૯૫ માં કોર્ટમાં વકીલાત કરવા લાગ્યો, પણ તે વેળા એને નડેલા અકસ્માતથી ઑક્સફર્ડ જઇ ત્યાં પોતાના કાવ્યનો પેહેલો ગ્રંથ રચી પ્રસિદ્ધ કર્યો હતો, અને તે ગ્રંથ ૧૫૯૯ માં ઇલિઝાબેથ રાણીને અર્પણ કર્યો હતો; તે પછી એણે અનેક ગ્રંથો રચી પ્રગટ કરવા માંડી પાછળથી પાર્લામેંટમાં બીરાજવા લાગ્યો. રાણીના મરણ વેળા એ લૉર્ડ હન્સડન સાથે સ્કૉટિશ કોર્ટમાં ગયો હતો અને તેથી ૧ લા જેમ્સની એણે જલદીજ મેહેરબાની ખેંચી લીધી હતી. તે પછી ૧૬૦૩ માં એને આયરલંડના સોલિસિટર જનરલના ઓધા ઉપર નેમવામાં આવ્યો. ત્યાં ૩ વર્ષ સુધી રહી ઘણી નામના ને ચડતી પદ્વિ પામી સર નાઇટનો ખેતાબ પામ્યો હતો. તે પછી એણે આયરલંડની પાર્લામેંટમાં "સ્પિકર" તરીકેનો ઓધ્ધો બજવી ૧૬૧૪ માં ઇંગલંડ પાછો ફર્યો ને અનેક કામગરીઓ બજાવી ૧૬૨૬ માં ચીફ જસ્ટીસનો ઓધ્ધો પામ્યો હતો. પણ તેજ વર્ષના ડીસેંબરમાં એ એકાએક મરણ પામ્યો હતો. ૧૬૨૨ માં એના કાવ્યોનો એક ચુંટી કાઢેલો ગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો હતો.

**ડૉગ ફીશ**—આ માછલી મુખ્યકરી ઇંગલંડના કિનારા ઉપર મળે છે. એ ૧૬ ઇંચથી બે ફીટ લાંબી હોય છે ને તેનો રંગ લાલાસ ઉપર ભૂરો રહે છે, તેમજ ઉપર પિળી છાંટ અને પેટવાળો ભાગ ફિક્કા પિળા રંગનો હોય છે. એ પોતાનાં ઇંડા સરદ અને વર્ષા ઋતુમાં મેલે છે. આ ઇંડા કોથળી રોકાં લંબાયાં હોય છે. યૂરપમાં આ ઇંડા 'સેલર્સ પર્સ' ને નામે ઓળખાય છે. આ માછલીએ ખાવાના ઉપયોગમાં પણ લેવામાં આવે છે.

(૨) ઉપલાજ વર્ગની બીજી માછલીઓ ૩ થી ૪ ફીટ લાંબી હોઇ, ઉપલીજ માછલીનાં રંગની પણ તેની ઉપર ગોળ લાલ ભૂરા ડબકાં હોય છે.

(૩) કાળા મોહડાની ડૉગ ફીશ બે ફીટ લાંબી આવે છે. આ માછલી ઉપર કાળી છાંટ હોય છે અને તેની ચામડી અત્યંત ખરબચડી હોય છે

(૪) પિકેડ ડૉગ ફીશ બ્રિટીશ કિનારે ઉપર ત્રણ ફીટ લંબાઇની મળે છે, આ માછલીની ચામડી નરમ હોય છે. એની જૂદી જૂદી અનેક જાતો જાણીતી છે.

**ડૉટેરલ**—આ પક્ષિ બ્રિટનમાં ઘણાખરા પહાડી ભાગમાં જણાય છે. તેમજ યુરપમાં

ઉત્તર તરફ ઉન્હાળામાં અને દક્ષિણ તરફ ચંડીની ઋતુમાં નજરે પડે છે. આ પક્ષીની લંબાઈ ૯ા ઇંચ હોય છે. એનો ઉપલો ભાગ ભૂરા રંગનો હોય છે. એની આંખો ચાંચની બાજુમાં સફેદ હોય છે ને પીછાં ઉપર સફેદ છાંટ હોય છે. થંડીની ઋતુમાં એનાં પિછાનો રંગ સેહેજ ફરે છે. આ પક્ષી લંડન તરફ ખાવા માટે પકડવામાં આવે છે.

ડૉડૉ—આ પક્ષી બતકના વર્ગનું મોરેશિઅસનું વતની છે, પણ ૧૮૬૧ પછી તે ઘણા ભાગમાં ફેલાયું હતું. આ પક્ષી ટર્કી કરતા સેહેજ મોહોટું હોય છે. એને યૂરપમાં પણ લઈ જવામાં આવ્યું છે. એની ચાંચ એના માથા કરતાં મોહોટી અને લાંબી વલાનદાર હોય છે, અને તેનો અરધો અરધ ભાગ ચામડીથી અછાદિત બનેલો રહે છે. એની ચાંચનો છેડો નિચેથી વળેલો રહે છે. એનાં પીછાં ઘેરા રંગનાં હોઈ પાંખો ઉપરથી પિળા રહે છે. એના પગ ટુંકા, જાડા અને તે ભિંગડાવાળાં હોય છે. આ પક્ષી ઝાડીવાળા ભાગમાં રહી ભાજીપાલા ઉપર નિર્વાહ કરે છે. ડૉડૉ ખાવામાં લેહેજતદાર કહેવાય છે.

ડૉનલ્ડસન જૉન વિલ્યમ ડી૦ ડી૦—આ જાણીતા વાકશાસ્ત્રીનો જન્મ લંડન મધે ૧૮૧૧ માં ૭ મી જુને થયો હતો. એણે પ્રથમ પોતાના કાકાની પેઢી ઉપર 'કલાર્ક' તરીકે કામ બજાવી ૧૮૩૦ માં વધુ અભ્યાસ કરી લંડનની યૂનિવ્હરસિટિ કૉલેજમાં દાખલ થઈ બીજે વર્ષે ટ્રિનિટી અને કેમબ્રિજ કૉલેજમાં દાખલ થયો. ૧૮૩૪ માં એ ગ્રેજ્યૂએટ થયો ને તેજ કૉલેજમાં પ્રૉફેસર તરીકે નેમાયો. ૧૮૪૧ થી ૧૮૫૫ સુધી એ બૂરેની સેંટ એડમ્સની પાઠશાળામાં વડા શિક્ષક તરીકે નેમાયો હતો. જ્યાં ૧૮૬૧ માં ૧૦ મી ફેબ્રુઆરીએ એનું મરણ નિપજ્યું ત્યાંસુધી ઓધાપર હતો. એણે ૧૮૩૯-૪૪ માં તથા ૧૮૫૪ અને ૫૭ માં અનેક વિદ્વત્તાભર્યાં પુસ્તકો પ્રગટ કર્યાં હતાં.

ડૉમ્સડે બુક—ઈંગલંડના પેહેલા રાજા વિલ્યમ ધી કૉન્કરરના સમયમાં તમામ દેશની વસ્તી, જમીનની મોજણી અને દેશની હાલત દર્શાવનારો સર્વ સંગ્રહનો ગ્રંથ. આ ગ્રંથ વિલ્યમે ઈ૦ સ૦ ૧૦૮૫—૮૬ માં લખાવ્યો હતો. ૧૦૮૫ માં વિલ્યમ જ્યારે ગલોચેસ્ટર ખાતે થંડીની ઋતુમાં હતો ત્યારે ખાસ પોતાની દરબાર ભરી એવો ઠેરાવ કર્યો કે પોતાના રાજ્યની હદ, તેમાં આવેલા ગામોની મોજણી, તાલુકાઓની હદ, તેમાં કેટલી વસ્તી છે, કેટલાં ઢોરો છે (જેમાં બકરાં, ગાય, ડુકર વગેરે પ્રાણી સમાયા હતાં.) દરેક ધણી હસ્તક કેટલી જમીન છે, દરેક શખસ કેટલી મેહેસુલ ભરે છે, તેમજ દરેક આર્ચ બિશપ, ઍબટસ અને અર્લને તાબે કેટલી જમીન છે, વગેરેની ગણત્રી કરવા ખાસ માનસો ગામે ગામ રવાના કર્યા હતા. આ ગણત્રી ખાસ કમિશનરો યાને ખાસ રાજાનાં નેમેલા ન્યાયાધિશોએ કરી હતી; અને તેમને દરેક ગામના મુખી પટેલે મદદ કરી હતી.

તેમજ (૧૦૪૨—૬૬) રાજા એડવર્ડના સમયમાં કોણ કેટ કેટલી જમીન ધરાવતો હતો, અને હાલ કેટલી ધરાવે છે તથા બીજી સરખામણી કરી ખાસ ગણત્રી લેવાડી આ ગ્રંથ બનાવ્યો હતો, તેમજ ખેડુતો પાસે કેટલી જમીન, હળ, ઢોરો વગેરે સામગ્રી છે તેની પણ છલ્લાવાર મોજણી કરી ગણત્રી દાખલ કરી હતી. આ ગણત્રીમાં સંખ્યાબંધ શેહેરો, સેંકડો તાલુકા ક્રમવાર ગોઠવેલાં હતા.

ડૉલ—યાને છોકરાંઓને રમવાની પુતળી—પુતળું-ટમકડું, ઢીંગલી. આ રમકડાં બચ્ચાંની પ્રતિમારૂપી બનાવવામાં આવે છે અને તે બાળકીઓના રમતનું મુખ્ય સાધન છે. ઇંગ્રેજીમાં ડૉલ શબ્દ "આઇડૉલ" ઉપરથી નિકળેલો છે અને ફ્રેન્ચ ભાષામાં તેને Poupee, જર્મનીમાં Pupp અને લૅટીનમાં Pupa કહે છે, ગુજરાતીમાં એને ઢીંગલી કહે છે, પણ ઢીંગલી અને ડૉલમાં મોટો

ફરક હોવાથી ગુજરાતી ભાષામાં 'ડૉલી' બોલ ચાલુ પ્રચારમાં છે. ડૉલ બનાવવાનો હુન્નર સુધરેલા તેમજ જંગલી દેશમાં જમાનો થયાં જાણીતો છે. આ ડૉલ આગળ સુંદર ઘાટની બનાવવામાં આવતી નહોતી, પણ બચ્ચાંની પ્રતિમાંનું રૂપ મળે તેની લાખાકડું, કપડું યા હાડકાંની ગમે તેવા ચેહેરાની બનાવવામાં આવતી હતી. આગલી રોમન પ્રજા હાથીદાંતની ડૉલ સાત કટકાની બનાવતા. તેમાં માથાથી પેટ સુધી એક કટકો અને હાથ, પગ તથા જાંગના જૂદા જૂદા બબ્બે કટકા બનાવી તેને ખીલાથી સાંધી લેતા હતા. આફ્રીકન તથા એસ્કિમો પ્રજા હાડકાં અથવા લાકડાંની ડૉલ બનાવી તે બચ્ચાંને રમવા આપે છે. હિંદુસ્તાનમાં કપડાંની ડૉલ બનાવવાનો હુન્નર જમાનાઓ થયાં જાણીતો છે અને ને તરફ નાહનાં બચ્ચાંઓ તે ઢીંગલીઓનાં લગ્ન મોહોટી ધામધુમથી ઘેરમાં કરેછે, અને તે માટે માતપિતા તરફથી તેમને ઉત્તેજન અર્થે ખરચ વગીક આપવામાં આવેછે. આગળ લાકડાં, કપડાં અથવા મટોડીમાંથી બનાવવામાં આવતી ડૉલ બેડપ બનાવવામાં આવતી હતી.

કેટલીક ડૉલ મીણની બનાવી તેને વધારે સુંદર બનાવવામાં આવે છે. લંડનમાં ડૉલ બનાવવાનાં ૪૦ કારખાનાં છે અને તેમજ બીજાં ન્યૂ યોર્ક અને ન્યૂ ઈંગ્લંડમાં પણ છે: આ કારખાનાઓમાં ડૉલના જૂદા જૂદા અવયવ બનાવનારા તથા કપડાં સીવનારાઓનાં જૂદાં જૂદાં ખાસ ખાતાંઓ સ્થાપન કરેલાં છે. આ કારખાનામાં આંખો બનાવવા માટેનાં ખાસ કારીગરો રોકવામાં આવે છે અને ત્યાં ઘણીજ શોભતી આંખો બનાવવામાં આવે છે. તેમજ આ ડૉલમાં આંખ બંધ ઉઘાડ કરવાની કળા ચાંપથી ગોઠવે છે; તેમજ તેવી ડૉલમાં 'પપા' 'મમા' જેવો અવાજ કાઢવાની કૃત્તિ ગોઠવવામાં આવે છે.

૧૮૫૧ માં મ્હોટા પ્રદર્શન વેળા લંડનની એક કારખાનાવાળી 'મૉનટેનેરી' નામે વેપારી બાઇએ મનુષ્યના કદની ડૉલ જાહેરમાં મેલી હતી અને તે દરેક પુતળું ૭૫ થી ૧૦૦ રૂપીયે વેચાયું હતું, તે પછી ૧૯૦૦ માં પેરિસના તથા ૧૯૦૪ના સેંટલુઇના પ્રદર્શનમાં આ હુન્નરની પૂર્ણ કળા દર્શાવનારાં પુતળાં એવાંતો આબેહુબ બનાવી જાહેરમાં મેલ્યાં હતા કે આબેહુબ જીવતા મનુષ્ય જેવાજ

આ ડૉલર શબ્દ જર્મન થાલર (Thaler) ઉપરથી અને ડૅનિશ 'ડૉલર' ઉપરથી નિકળેલો છે. ઈ૦ સ૦ ૧૬૦૦ માં જર્મની ખાતે 'થાલર' એલ જાણીતો હતો, ૧૮૭૩ થી ૧૮૭૮ સુધી યુનાઇટેડસ્ટેટમાં સુનાનાં ડૉલર ચાલુ હતા. આ ડૉલરમાં ૨૫'૮ ગ્રેન સુનું રહેતું હતું, આ સુનામાં ૯/૧૦ભાગ ચોખ્ખું સુનું રહેતું અને બ્રિટીશ ડૉલરમાં ૯૧૬/૧૦૦૦ ચોખ્ખું સુનું રહેતું. આ ડૉલર પણ લગભગ ૪ શિલિંગ ૨ પેન્સની કિંમતના હતાં; પણ ૧૮૭૮ પછી ચાંદીના ડૉલરનો ફેલાવો કરી સુનાના ડાલર બદલે ચાંદીના ડાલરની આપ લે ચાલુ છે. હૉંગકૉંગ તથા જેપાનમાં વેપારની સવળતા માટે ડૉલરનું ચલણ ચાલુ છે.

અમેરિકન આરજેંટાઇન રિપબ્લીકમાં ૧૦૦ સેન્તાવોશનો ૧ ડૉલર થાય છે. જેની કિંમત ૪ શિલિંગ અથવા ૧૨ આને શિલિંગને ભાવે ૩ ૩ થાય છે.

કેનેડાનો ડૉલર ૧૦૦ સેન્ટનો યાને ૪ શિલિંગ ૧ પેન્સ અથવા ૧૨ આને શિલિંગને ભાવે ૩ ૩ ને ૧ આનાનો થવા જાય છે.

ચિલ્લીનો ડૉલર ૧૦૦ સેન્ટાવોસનો થાય છે, યાને ૧ શિલિંગ ને ૫ પેન્સની કિંમતનો હોય છે, જેનો આપણા ચલણી નાણાં રૂ ૧ ને ૧ આનાની કિંમત થવા જાય છે.

અમેરિકન મેકસિકોમાં ૧૦૦ સેન્ટાવોસનો ૧ ડૉલર, જેની ઈંગલીશ નાણાંમાં કિંમત ૨ શિલિંગ ૨ પેન્સ ને હિંદી નાણાંમાં રૂ ૧ ને ૬ આના થવા જાય છે.

એશિઆના સ્ટ્રેટ્સ સેટલમેંટમાં ચાલુ ડૉલર ૧૦૦ સેન્ટનો, જેની ઇંગલીશ નાણાંમાં કિંમત ૨ શિલિંગ ૨ પેન્સ ને હિંદી ચલણમાં રૂ ૧ ને ૬ આના થવા જાય છે.

યુનાઇટેડ સ્ટેટસનો ડૉલર ૧૦૦ સેન્ટીમનો યાને ૪ શિલિંગ ૧ પેન્સનો, જેની કિંમત હિંદી ચલણમાં રૂ ૩ ને ૧ આનો થવા જાય છે.

**ડોવ્હર**—કેન્ટનું આ એક બંદર શેહેર લંડનની પૂર્વે દક્ષિણ પૂર્વમાં ૭૭½ મૈલ રેલ માર્ગે છે. આ અતિ સુંદર જગ્યા પર હોર્સ ઇંગલીશ અને ફ્રેન્ચ કિનારા નજદીકમાં છે. અત્રે બચાવનાં બાંધકામ તથા બંદરના સુધારા વધારા પાછળ ૧૮૪૭ માં ૭૫૮૦૦૦ પૌંડનો ખર્ચ કરી ૧૫૦૦ ફીટ બંદરમાં વધારો કર્યો હતો. સમુદ્ર સપાટીથી ડોવ્હરનો કિલ્લો ૩૭૫ ફીટ ઊંચાઇ ઉપર એક સુનખડીના ખડક ઉપર છે. બરગોઇનનો કિલ્લો શેહેરની ઉત્તરે; આગ્રે કનિફ કિલ્લો પશ્ચિમે અને પશ્ચિમ ઊંચાણમાં તોપખાનું ગોઠવી ત્યાં ગજાવર બરાખો છે. ૧૮૮૩ માં ટૌનહૉલ, મ્યૂઝીઅમ, ઇસ્પીતાલ વગેરે જાહેર મકાનો બાંધવામાં આવ્યાં છે. અત્રે વહાણો બાંધવાનાં, દોરડાં બનાવવાનાં મોટાં કારખાનાં છે. તે સિવાય અત્રે આટાની તથા કાગળની મીલો છે. ૧૮૮૫ થી અત્રેથી ૧ પ્રતિનિધી પાર્લામેંટમાં બીરાજે છે. ૧૮૪૧ માં લોક વસ્તી ૧૭૭૭૫ ની, ૧૮૯૧ માં ૩૩૩૦૦ ની હતી. અત્રે વિલ્યમ ધી કૉંકરરે કિલ્લેબંદી કરી હતી જે તેનાજ અમલમાં બળી ગઇ હતી. અત્રેજ જૉન રાજા પોપને શરણે ગયો હતો. સિવિલ વૉર દરમ્યાન પાર્લામેંટરીયનોને એ તાબે હતું. તેમજ ૧ લા નેપોલ્યને અત્રે પ્રથમ ઘૂજારો આણ્યો હતો.

**ડોવ્હર**—નયૂ હેમ્પશાયરનું આ પુરાણું શેહેર ૧૬૨૩ માં સ્થાપન કરવામાં આવ્યું હતું. એ બોસ્ટનથી ઉત્તર પૂર્વે ૬૮ મૈલ ઉપર છે. અત્રે રૂની મોટી મીલો, છાપાખાના તથા બુટ, શુ અને ઉન તથા લોઢાના કારખાનાં છે. વસ્તી ૧૨૭૯૦ ની છે.

**ડોસાભાઈ ફ્રામજી કરાકા સી. આઇ. ઈ.**—આ જાણીતા વિદ્વાનનો જન્મ ઇ૦ સ૦ ૧૮૨૮ માં ૮ મી મે ને દિને સુરતમાં થયો હતો. પ્રથમ ગુજરાતી ટુંક કેળવણી સંપાદન કરી વધુ કેળવણી એલફિન્સટન કૉલેજમાં લઈ ૧૮૫૦ માં 'જામે જમશેદ' નામના મુંબઇના જાણીતા આગેવાન પત્રના અધિપતિ થયા, કે જેવેળા આ પત્ર અઠવાડીવામાં

એ વેળા પ્રગટ થતું હતું, અને તે ડોસાભાઇ નાંજ અધિપતિપણા તળે રોજીંદુ બન્યું હતું. તેજ વેળા જગતપ્રેમિ નામનું એક માસીક ચોપાન્યું માત્ર એક વર્ષ ચલાવી, પછી બોમ્બે ટાઇમ્સ (હાલનું ટાઇમ્સ ઑવ ઇંડીયા) ના મેનેજર થયા હતા ને એજ પત્રના સબએડિટર પણ થયા હતા. આ પોતાની સાહિત્ય તરફની સેવા દરમ્યાન લખેલાં અનેક રેસાલાઓનો ૧૮૫૬ માં એક ગ્રંથ "સંગ્રહ" રૂપે પ્રગટ કર્યો હતો.

૧૮૫૭ નાં બળવા સમયે ગુજરાતી તથા મરાઠીમાં ઇંગ્રેજી રાજ્યનાં અદલ કાયદા વિશેના ચોપાન્યાં છપાવી મુફત વેંહચાવી પ્રજાથી તથા સરકારથી માન મેળવ્યું હતું. ૧૮૫૮માં ઇંગ્લંડ તરફ મુસાફરી કરી ૧૮૬૦ માં ગ્રેટબ્રિટનની મુસાફરી કરી તેનું એક સુંદર પુસ્તક પ્રગટ કર્યું હતું. તે પછી પારસીઓની રાહ રસમ અને તવારીખ' નામના બે ભાગવાળું એક સુંદર પુસ્તક ઇંગ્રેજી ભાષામાં છપાવી પ્રગટ કર્યું હતું. જેની બે આવૃત્તિઓ પ્રગટ થઇ ચુકી છે.

૧૮૫૯ માં 'બોમ્બે ટાઇમ્સ' સાથનો સંબંધ છોડી મ્યૂનિસિપાલીટીના આસેસર થયા ને પછી ઇન્કમ ટેક્ષના પણ આસેસર થયા હતા. આ વેળા સરકારે એમના પ્રમાણિકપણાની કદર બુજી મુંબઇના ત્રિજા મેજીસ્ટ્રેટનો ઓધ્ધો અપાવ્યો હતો. ૧૮૬૭ માં 'લાઇસન્સ ટેક્ષ'ના મુંબઇ ખાતાના કલેક્ટર તરીકે નેમાયા હતા. ૧૮૬૯માં ફરી ઇન્કમ ટેક્ષ ચાલુ થયો ત્યારે તેના કલેક્ટર તરીકે રૂ ૧૫૦૦ ના દરમાયાએ નેમાયા હતા. ૧૮૭૩ માં મુંબઇના બીજા મેજીસ્ટ્રેટના ઓધાપર ચઢયા હતા. અને તે પછી થોડી મુદ્દત માટે વડા મેજીસ્ટ્રેટ તરીકે ઓધો ભોગવ્યો હતો. ૧૮૬૦ માં જસ્ટીસ ઑવ ધી પીસ અને ૧૮૭૨ માં મુંબઇના શેરીફ તરીકે નેમવામાં આવ્યા હતા. ૧૮૭૫ માં મ્યૂનિસીપલ કારપોરેશનના પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૮૭૭ ની દરબાર પ્રસંગે એમને 'ઑરડર ઑવ ધી કંપેનિયન ઑવ ધી સ્ટાર ઑવ ઇંડીયા'નો માનવંતો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો.

૧૮૮૨ માં ડોસાભાઇને મુંબઇના એકટીંગ કલેકટરનો માનવંતો ઓધો મળ્યા પછી ૧૮૮૪ માં ૫૪ વર્ષની વયને લીધે પેનશન ઉપર 'રિટાયર' થવું પડયું હતું. પણ તે પછી ભાવનગરનક ન્યાય ખાતાંના વડા કમિશનરનો ઓધો મેળવી, દેહ નાદુરસ્ત જણાતાં છેલ્લાં વર્ષો મુંબઇમાં એકાંતવાસમાં ગુજાર્યાં હતાં. મરણ ૧૯૦૨ નાં માર્ચ માસમાં નિપજ્યું હતું.

ડોસા—જેપૂરના રાજ્યમાંનું એક ગામ. લોક વસ્તી ૭૩૮૪ ની છે, તેમાં ૬૦૫૭ હિંદુ અને ૧૧૩૯ મોહમેદનો છે. ગામ આસપાસ આગલા વખતનો કોટ હાલમાં પડતા હાલતમાં છે.

ડોળ—મહુડાનાં ફળ (જુઓ મહુડા.)

ડ્રાયડન જૉન—આ જાણીતા વિદ્વાનનો જન્મ નૉર્થમટનશાયરમાં ૧૬૩૧ મા ૯ મી આગસ્ટે થયો હતો. ૧૨ વર્ષની વયે એ વેસ્ટ મિન્સટર સ્કુલમાં દાખલ થઇ ટ્રિનિટી કૉલેજ, કેમબ્રિજમાં અભ્યાસના વધારા થકી દાખલ થયો, ૧૯ વર્ષની વયે ડ્રાયડન મેટ્રીક પાસ થઇ ૧૬૫૪ માં બી. એ. ની ડીગ્રી મેળવી હતી, તેટલાં એના માતા પિતા મરણ પામતાં કેમબ્રિજ ખાતે ૧૬૫૭ વેર રહ્યો ને પછી ત્યાંથી લંડન ગયો. આ વેળા એના કાકા સર ગીલબર્ટ પિકરીંગ કે જે ક્રૉમવેલનો માનીતો હતો જેનાં આશ્રયથી જાહેરાત પામ્યો. ૧૬૬૩ માં એ લેડી એલીઝાબેથ હાવર્ડ નામે બાનુ સાથે પરણ્યો. ૧૬૭૦ માં એને રાજ કવિ તરીકેનો માનવંત ઓદ્દો ૨૦૦ પૌંડના વાર્ષીક લવાજમે મળ્યો. એણે આ વેળા લગભગ ૧૪ નાટકો રચી પ્રસિદ્ધ કર્યાં હતા. ૧૬૮૩ માં એને કસ્ટમના કલેક્ટરનો માનવંતો ઓધો બક્ષવામાં આવ્યો હતો, તે પછીનાં બળવા દરમ્યાન એણે ભાગ નહિ લીધાથી એણે પોતાનો

ઓધો તથા પેનશન ખોઇ હતી; આથી કમાણીનાં સાધન તરીકે નાટકો લખવાનો ધંધો શરૂ કર્યો હતો; પણ એને નાટકો કરતાં તર્જુમો કરવાનો ધંધો વધારે ફાયદાકારક થઇ પડ્યો હતો, તેમાં વર્જીલનો તર્જુમો વધારે જાણીતે હતો. છેલ્લા દિવસોમાં એને સંધીવાયુ લાગુ પડતાં એ ૧૭૦૦ માં મરણ પામ્યો. એના શબને વેસ્ટમિન્સટર એબીમાં દાટવામાં આવ્યું હતું.

ડ્રાયડન મિચેલ—આ કવિનો જન્મ હાર્ટસ હીલ ખાતે વારવિકશાયરમાં ૧૫૬૩ માં થયો હતો. એના બચપણની હકીકત ઝાઝી જણાઇ નથી. ૧૫૯૩ માં એણે પ્રથમ મરવાની જીંદગીનું કાવ્ય Idea, The shepherd's Garland" નામે રચી પ્રગટ કર્યું હતું. તે પછી ૧૫૯૬ માં Mortimeriados નામે જાણીતું કાવ્ય પ્રસિદ્ધ કર્યું હતું, જે ૧૬૦૩ માં ફરી છપાવવું પડ્યુ હતું. તે પછી The Barons Wars નામે ઇતિહાસિક કાવ્ય પ્રગટ કર્યું હતું. એનાં સર્વે લખાણોમાં સહુથી મોટો કાવ્ય ગ્રંથ ૧૬૧૩ માં Poly-olbion નામે પ્રગટ કર્યો હતો, એના કાવ્યમાં ગ્રેટબ્રિટનના જૂદા જૂદા ભાગની ખુદરતી મનોહરતાનું અતિસરસ વર્ણન મળે છે. ૧૬૧૯ માં એણે પરચુરણ કાવ્યનો એક ગ્રંથ પ્રગટ કર્યો, ને આંઠ વર્ષ પછી બીજા સંખ્યાબંધ કાવ્યનો ગ્રંથ રચી પ્રગટ કર્યો હતો. એનું મરણ ૧૬૩૧ માં નિપજ્યું હતું.

ડ્રોમીઆ—આ અતિ સુંદર પાંદડાવાળું ઝાડ કુંડામાં ઉગાડવામાં આવે છે, એના ઝાડ એની ગાંઠો જૂદી પાડી રોપી બબે દિવસે પાણી પાઇ ઉગાડવામાં આવે છે. એના પાંદડા ઉપર સફેદ છાંટ હોય છે.

ડ્રૂસેસ—આ એક પ્રજા ઉત્તર સિરિઆ અને 'લેબેનાન' પર્વતની દક્ષિણે, હાલનાં પ્રદેશમાં તથા એન્ટી લેબેનોનનાં પશ્ચિમ ઢોળાવ ઉપર વસે છે. લગભગ આ દેશનો અર્ધોભાગ જબલ ડ્રૂસેસ તરીકે ઓળખાય છે, તેમજ દમાસ્કસનો દક્ષિણ પશ્ચિમ પહાડી ભાગ તુર્કસ્તાનની સરકારને તાબે છે. ઉત્તર ગેલીલેમાં આ પ્રજાનાં ૧૬ ગામડાં છે. આ પ્રજા પોતાને અરબના વંશજો તરીકે જણાવે છે, ત્યારે કેટલાકો તેમને ચીનાઓનાં વંશજ તરીકે દર્શાવે છે. આ પ્રજાની વસ્તી ૭૦૦૦૦ ના સુમારેની છે. લેબેનોનમાં ૧૩૦૦૦ અને હોરેનમાં ૫૦,૦૦૦ ની વસ્તી છે. આ પ્રજામાં હાલમાં ઇંગ્લીશ મિશનરીઓએ પોતાનો લાગવગ વધારી તેઓમાં પોતાની ભાષાનો પ્રસાર કરી પોતાનો ધર્મ પણ ફેલાવ્યો છે. આ પ્રજા બહાદુર, મેહેનતુ, દેખાવડી, ભળેલી છે. તેઓ દારૂ, તમાકુથી ઘણાજ પરહેજ રહે છે તથા તેમનામા એક સ્ત્રી કરતાં વધારે સ્ત્રી કરવાનો રેવાજ કદી પણ ચાલુ થએલો નહોતો. આ પ્રજાનો મુખ્ય વેપાર ઉદ્યોગ રેસમનો છે.

ડ્રેકો—(ગ્રીક—ડ્રેકોન) આ જાણીતો અથેનિયન કાયદા શાસ્ત્રી તથા તિરંદાજ ઇ. સ. પૂર્વે ૬૨૧ માં થઈ ગયો હતો. એને રાજ્યનાં નવા કાયદા બાંધવા માટે રોકવામાં આવ્યો. એણે વિદ્વત્તાથી કાયદાઓ બાંધી અથેન્સના રાજદ્વારી ખાતામાં થોડો ફેરફાર કર્યો હતો. એણે બાંધેલા કાયદા એટલા તો સખત હતા કે નાહની ચોરી કરવા માટે દેહાંત દંડની શિક્ષા કરવામાં આવતી હતી. પણ આ કાયદાની બેહદ સખતાઇને લીધે ઇ. સ. પૂર્વે ૫૯૪ માં સોલનને નવા કાયદા બાંધવાનું કામ સોંપવામાં આવ્યું હતું, અને સોલને ખૂનીનેજ માત્ર મોતની સજા દેવની હતી. તે પછી ડરેકો એજીના ગયો જ્યાં પોતાના કાયદાનો ફેલાવો કરી પ્રજા તરફથી માન પામી દ્રવ્ય મેળવ્યું. તે તરફ એના કાયદાની બેહદ સખતાઇને લીધે એના કાયદાને રાક્ષસી કાયદા (ડ્રેકોન) ની ઉપમાં આપવામાં આવી હતી. તવારીખ નવેશો એના સખત કાયદાને લીધે જણાવે છે કે "તે કાયદાઓ શાહીથી નહિ પણ લોહીથીજ લખવામાં આવ્યા હતા.

**ડ્રેગુન**—યૂરપમાંની કવિતાઓમાં આ સાંપની અનેક કથાઓ પ્રસિદ્ધ છે. ડ્રેગુન નામે એક ભયંકર સાંપ આગળ થઇ ગયો છે, જેને પાંખો હોઇ માથા ઉપર કલગીર રોકો તુર્રો હતો, એ મનુષ્યોનો શત્રૂ હોવાથી દેવતાઓએ એનો નાશ કર્યો હતો.

**ડ્રેગુન ગ્રીન**—આ ફુલઝાડ ગ્રીસ અને દક્ષિણ યૂરપ તરફના દેશોમાં લંબોયા પાંદડાવાલું રંગે કાળાસપર હોય છે, આગળ આ ઝાડના પાંદડા હરસ ઉપર અકસીર ગણાતા હતા.

**ડ્રેચમા**—ડ્રેચમ—ડ્રામ, પ્રાચીન ગ્રીસમાં આ ચાંદીનો સિક્કો ચલણમાં ચાલુ હતો. આ સિક્કો ગ્રીસના જૂદા જૂદા ભાગમાં થોડા ફેરફાર સાથનો અને, જૂદા જમાનામાં વધતા ઓછા વજનનો હતો. આ સિક્કો ઘણુંકરી ટેલેન્ટનો ૬૦૦૦ માં ભાગ જેટલો રેહેતો. અટીકાનો ડ્રેચમાં ૯ૢ પેન્સ જેટલો હતો, તેમજ આગલા ગ્રીક જમાનામાં ડ્રેચમાં વજન તરીકે પણ જાણીતો હતો અને તેનું વજન આપણા એક રતલ જેટલું થતું હતું. હાલમાં ગ્રીસમાં વપરાતું ડ્રેચમાં વજન ૯ ઔંસ જેટલા વજનનું ચાલુ છે.

**ડ્રેસડન**—સેકસનિનું આ પાયતખત શેહેર એલ્બની ખીણુ બર્લિનની દક્ષિણ પૂર્વે ૧૧૬ મૈલ ઉપર અને લિપઝિકની પૂર્વે દક્ષિણ પૂર્વમાં ૬૨ મૈલ ઉપર છે. અત્રેનું મ્યુઝીઅમ ૧૮૪૭—૫૪ માં બાંધવામાં આવ્યું હતું, જેમાં હૂન્નર કામ તથા ચિત્રકળાનો કિમતી સંગ્રહ છે. અત્રેનાં સંગ્રહમાંના જૂના જાણીતા ચિતારાઓનાં હાથનાં ચિત્રો છે, અને ૨૪૦૦ ઇટાલ્યન તથા ફ્લેમિશ ચિત્રકળાના શિક્ષકોનાં હાથનાં ચિતારોનો સંગ્રહ છે. અત્રેની લાયબ્રેરિમાં ૩૫૦૦૦૦ ગ્રંથો, ૨૦,૦૦૦ નકાશા અને ૪૦૦૦ હસ્ત લેખો છે. અત્રેનાં પાદશાહી મેહેલમાં કિમતી હીરામાણેક, તર્હેજાતી કિમતી પથ્થરો, હાથી દાંતના હૂન્નર મંદીના નમુના, તેમજ સુન્ના ચાંદીના નક્ષી કામની ચીજોનો મોટો સંગ્રહ છે. ૧૫૩૪ માં બંધાયલો રાજમેહેલ હૂન્નરમંદીનો નમુનો છે. ૧૭૧૮ માં બંધાયલો પ્રિન્સેસ પેલેસ,' ૧૭૪૧-૪૫ માં બંધાયલો ટૌન હૉલ, અને ૧૮૭૧-૭૮ માં બંધાયલું નવું થિએટર જોવાજોગ ઇમારતો છે. તેમજ અત્રે ઉમદા બાંધણીનાં ખ્રિસ્તી દેવળો પણ છે. મુખ્ય હૂન્નર ઉદ્યોગ સુન્ના ચાંદીના ઘરેણા, બનાવટી ફુલો, યંત્રકામ, રસાયન પદાર્થ, કાગળ, ચૉકલેટ વગેરેના કારખાના છે. ૧૮૭૧ માં લોકવસ્તી ૧૭૭૦૮૭ ની, ને ૧૮૯૦ માં ૨૮૯૮૪૪ ની હતી. ૧ લા હેન્રિએ ૧૨૭૦ માં એને પ્રથમ રાજ્યધાની શેહેર બનાવ્યું; પણ ૧૪૮૫ પછી સેકસન ભૂમિના ભાગ થતાં એ 'આલબર્ટીન' ને તાબેનું ગણાયું. એ ૭ વર્ષની લઢાઇમાં ઘણું જોખમાયું હતું. ૧૮૧૩ માં નેપોલ્યન સાથની લઢાઇ દરમ્યાન પણ આ શેહેર જોખમાયું હતું. ૧૮૪૯ નાં બળવા સમયે શેહેરને ભારે નુકસાની પોંહચી હતી, અને ૧૮૬૬ ની જર્મનોની આસ્ટ્રીયા સાથની લઢાઇ વેળા અત્રે જર્મનોએ મથક કર્યું હતું.

**ડ્રેસિના**—આ સુંદર પાંદડાવાળું ઝાડ છાંયડા વાળી જગ્યામાં કુંડામાં ઉગાડી શકાય છે. રક્ષક ગૃહમાં ઉગાડ્યું હોય તો વધારે સારૂં. એ ઉત્તમ પ્રતિના ખાતરવાળી મરોડીમાં ઉગી શકે છે. એને બે દિવસ આંતરે પાણી પાવું પડે છે. એની કલમો રોપ્યાથી પણ ઝાડ ઉગે છે. એની સંખ્યાબંધ જાતો છે; અને તે બધાંના નામો ઇંગ્રેજી ભાષામાં આપેલાં છે.

**ડ્રાગહેડ**—લૂથનું આ બંદર શેહેર ડબલિનથી રેલ માર્ગે ઉત્તરે ૩૨ મૈલ ઉપર છે. એ બૉયની નદીકાંઠે હોઇ તેની ઉપર ૯૫ ફીટ ઉંચો પુલ બાંધેલો છે. અત્રે લીનન, રૂ, લોઢું, ચામડાંકામ, બીર વગેરેનાં કારખાનાં હોઇ લીવરપૂલ સાથે એનો બોહોળો વેપાર ચાલે છે. અત્રેનાં બંદરમાં ૫૦૦ ટનના વહાણો આવી શકે છે. ૧૮૫૧ માં વસ્તી ૧૬૮૪૫ ની ને ૧૮૯૧ માં ૧૧૮૭૩ ની

હતી, પ્રજાનો મુખ્ય ભાગ કૅથોલિક પંથી છે. ૧૪ થી ૧૭ મી સદીવેર ડ્રોગહેડ લિન્સ-ટરનું લશકરી મથક હતું. ૧૬૪૯ માં ક્રોમ-વેલે અત્રેનાં લશકરની કતલ ચલાવી શેહેરનો નાશ કર્યો હતો. ૧૬૯૦ માં વિલ્યમ ૩જા એ છતી લીધું હતું.

ટ્રૉનધિમ—નૉર્વેનું આ ત્રીજું શેહેર ખ્રિસ્યા-નિયાની ઉત્તરે રૈલ માર્ગે ૨૫૦ મૈલ ઉપર છે. આ શેહેર ઢોળાવદાર ભાગ ઉપર હોઇ અત્રેનાં મકાનો લાકડાનાં બાંધવામાં આવેલા છે, પણ હાલમાં નવા કાયદાથી લાકડાના ઝાઝાં મકાનો બાંધવા દેવામાં આવતાં નથી. એનું બંદર ઉંડું અને સલામતી ભર્યું છે, ૧૫૩૦ માં અત્રે લાગેલી ભયંકર આગથી શેહેરનો મોટો ભાગ નાશ પામ્યો હતો. ૧૮૧૮ થી આ શેહેર નૉરવેજીયન રાજાઓનું રાજ્ય ભિષેકનું મુખ્ય સ્થળ ગણાય છે. અત્રે દરિયા તથા ખુશકી માર્ગે બોહોળો વેપાર ચાલે છે. મુખ્ય વેપાર ત્રાંબુ, કાસું લોઢું, માછલી, તેલ, લાકડાં વગેરેનો છે. પ્રાચીન કાળમાં એ નોર્વેનું પાયતખત હોઇ 'નિદારોસ'ને નામે જાણીતું હતું. એની સ્થાપના ૯૯૬ માં થઇ હતી અને ૧૧૫૨ માં એ આર્ચ બિશપનું મથક ગણાતું હતું. લોક વસ્તી ૨૯૧૬૨ ની છે.

ટ્રોહાબિચ—આ આસ્ટ્રીઅન શેહેર ગેલેશિ-આમાં લીમબર્ગની દક્ષિણ પશ્ચિમે ૫૦ મૈલ ઉપર છે. અત્રેની વસ્તી ૧૫૭૧૪ ની છે.



## ઢ.

ઢ—પચ્ચીસમો મૂળાક્ષર. એનો અર્થ અક્કલહીન પણ થાય છે.

ઢાંક—કાઠીઆવાડનું આ ગામ પોરબંદરથી ૩૦ મૈલ ઉપર છે. આગળ અત્રે ધુમલીઆ જેઠવાઓનો અમલ હતો, પણ તેમને વાળા વનારજીને જાગીરમાં આપ્યું હતું. એનું પેહેલું નામ 'પ્રેહપાટણ' હતું! પણ ધર્તિકંપ થયાથી આ જુનું શેહેર જમીનમાં દટાઇ ઢંકાઇ ગયું તેથી નવા શેહેરને ઢાંક એ નામ આપ્યું. વાળાઓએ અઢારમી સદીમાં ગોંડલની સત્તા માન્ય રાખી ત્યારથી એ ગોંડલના તાબાંમાં રહ્યું છે.

ઢાંઢલપુર—સુદામડા—કાઠીઆવાડ ઇલાકા-માંનું આ ગામ પાલીઆડ થાણાને તાબે જૂદી ખંડણી આપતો ખવડ કાઠીઓનો તાલુકો છે. એમાં ૨૮ ગામડાં છે. ઢાંઢલ-પૂરમાં ૧૧૪૯ તથા સુદામડામાં ૨૨૩૧ ની વસ્તી છે. ચૂડાનાં રેલ્વે સ્ટેશનથી ઢાંઢલપુર ૨૩ ને સુદામડાથી ૧૩ મૈલ છેટે છે.

"દંત કથા છે કે" અન્હિલવાડ પાટણના કરણ સોલંકીની રાણી મીનળદેવી ભરેવાઇ હતી, તે વખતે ધોળકે જતાં રસ્તામાં અહીંના સિદ્ધના દર્શન કરવા સારૂં રહી હતી; તેવામાં તેને એક પુત્ર પ્રસવ્યો તેનું નામ રાણીએ સિદ્ધનું સ્મરણ રહેવા માટે સિદ્ધરાજ પાડયું. સિદ્ધરાજ જ્યારે પાટણની ગાદીએ બેઠો ત્યારે તેણે પોતાની જન્મભૂમિના ગામનો કોટ ને અડાલુ તળાવ એ બંધાવ્યાં. બાબરી-આને કાઠીઓએ થાનમાંથી કાઢયા ત્યાર પછી તેઓ ઢાંઢલપુરમાં ઘણા કાળ સુધી વસ્યા હતા, પણ ખવડ કાઠીઓના સુદામડામાં આવી વસ્યા પછી ગોદડ ખાતે પોતાનાં ભાઇ લુણસર ખયડની સાથે લઢી સુદામડેથી નિકળી ઢાંઢલપુર છતી લઇ બાબરીઆઓને ત્યાંથી કાઢયા. સુમારે ઇ. સ. ૧૭૯૦ માં ખવડોની પાસેથી ઢાંઢલપુર છતી લેવા માટે આસપાસનાં ઘણા ઠાકોરોએ પ્રયત્ન કર્યા છતાં હાર પામ્યા. ઇ૦ સ૦ ૧૭૯૯ માં

સાયલાના તથા વઢવાણના ઠાકોરોએ ઢાંઢલપુર ઉપર ચટાઇ કરી પણ તેમને બન્નેને ગોદડ ખવડે શરમીંદા કરી પાછા મોકલ્યા. ઇ૦ સ૦ ૧૭૯૬—૯૭ માં જુનાગઢનાં નવાબ હમીદખાને પોતાનું સઘળું લશકર લઈ ઢાંઢલપુરને ઘેરો ઘાલ્યો પણ ૩ મહિના સુધી ગોદડે સામો ટેકાવ કરી જીત મેળવી નવાબને હાર ખવાડી પાછો ફેરવ્યો હતો.

**ઢોર આંબો**—ગોવા પ્રાંતમાં આ સાધારણ કદનાં ઝાડ ઉગે છે, તેની ઉપર માર્ગશિર મહિનાને સુમારે આંબાના જેવાં ગોળ ફળો આવી તેની સેરડે નાની મણી હોય છે. એ ફળો પાકે એટલે ગળચટાં થાય છે. કેટલાક લોક એનાં રાયતાં કરે છે.

---

# ણ.

**ણ**—૨૬ મો મૂળાક્ષર. (આ મૂળાક્ષર ઉપરના કશા શબ્દો મળતાં નથી.)

---

# ત.

**ત**—મૂળાક્ષરનો ૨૭ મો અક્ષર.

**તઉિરૂ અથવા તઉરવી**—જરથોસ્તી દંતકથા મુજબ ખોરદાદ (હર્વંતાત) અમેશાસપંદનો હરીફ અને ઝેહરી દેવનો મદદગાર દેવ. બુનદેશમાં એને તારીચ કહેલો છે. ખોરદાદ અમેશાસપંદ જ્યારે પાણીની વૃદ્ધિ કરે છે ત્યારે આ દેવતા તેની તંગી પાડે છે. આથી એને ઝાડપાન તથા પશુઓમાં ઝેર આમેજ કરતો જણાવેલો છે. યાને ઝેરનો દેવ જણાવેલો છે.

**તએર**—અલબુર્જ પર્વતના એક ભાગનું નામ. બુનદેહેશમાં એને 'તીરકે અલબુર્જ' જણાવેલો છે. આ પર્વતનાં વર્ણનમાં કહે છે કે, "જે ઉપરથી સેતારા, માહઓખતાર તથા ખોરશેદ પસાર થાય છે અને પાછા આવે છે. અ૦ વિ૦ નામની ફરહંગમાં જણાવ્યા મુજબ "જેમ ઇંગ્રેજો ગ્રીનીચમાંથી અને ફ્રેન્ચો પારિસમાંથી પોતાની પેહેલી મધ્યાન રેખા (First Meridian) પસાર થતી ગણે છે તેમ અસલી ઇરાનીઓ પોતાની તારા અને ગ્રહો સંબંધી ગણત્રીમાં આ પહાડના મધ્ય ભાગમાંથી મધ્યાન રેખાને જતી લેતા હોય. એટલા માટે કેશ્વરના જે ભાગો કર્યા છે તે એ તએર પર્વતનાં સંબંધમાં થયલા છે. ખનીરથ બામીનો કેશ્વર જે વચમાં છે તે એ તએર પહાડની મધ્યાન રેખામાંથી પસાર થતી લીટીનો આ આજુબાજુનો ભાગ છે. બુનદેહેશ (બાબ ૫-૧) માં કહે છે કે અસલ બુર્જનું એ તએર પહાડના ભાગની પૂર્વે '૧૮૦' રોઝીન' યાને બારીઓ અથવા સુરાખો હતાં, જેમાંના એકમાંથી દરરોજ સૂર્ય આવજાવ કરતો. એ રોઝીન કે જેને આપણે હાલમાં ઇંગ્રેજીમાં 'ડીગ્રી' કહીએ છિયે તે દિસે છે. હાલની વિદ્યા પ્રમાણે મધ્યાન રેખાની આસપાસ ૧૮૦ ની રેખાઓ છે, તેનું એ વર્ણન દિસે છે. બંને હાથ પરનાં ૧૮૦ રોઝીન મળી ૩૬૦ ડીગ્રીનું આપણું કુંડાળું (Circle) પુરું થયું.

**તંકા**—અથવા ટંક, તિલંગ. એ રાગ મેઘની ભાર્યા રાગણી ગાવાનો વખત મધરાતનો,

જાતિ સંપૂર્ણ છે. એ શ્રી રાગ કાન્હરા અને ભૈરવથી મિશ્ર છે. એમાં પૂર્વિનાં સૂરો છે. આ રાગણીનું અલંકારિક વર્ણન "સંગીત શાસ્ત્રમાં આ મુજબ આપેલું છે," નવરંગ અથવા જરીબક્ત વસ્ત્રો પેહેરીયા છે, કમાલિનિના પુષ્પની સેજ બિછાવી પોતાના મિત્રના વિયોગથી દિલગીરીમાં બેઠી છે, અંગ વ્યાકુળ છે, શોક ભરેલા ઉંડા નિશ્વાસ નાખે છે, બીજી સ્ત્રીઓ સાથે દુઃખથી ભાષણ કરી શકે છે એવી વીરહ પિડિત છે.

મહારાજા સર તખ્ત સિંગજી કે. જી. એસ. આઇ. ઇ.—આ ભાવનગરના મહારાજાનો જન્મ ૧૮૫૮ માં ૬ ઠી જાનેવારીએ થયો હતો. એમના પિતા જસવતસિંગ રજપૂત રીવાજ મુજબ ૭ રાણીઓ સાથે પરણેલા હતા, જેમાંના રાજપુતાનાવાળા રાણી હરીબાને પેટે એમનો જન્મ થયો હતો. એવણે પોતાનો વિદ્યાઅભ્યાસ ભાવનગરના કેળવણી ખાતાનાં વડા મી० પ્રાણજીવણ નારાયણ મયાશંકરના હાથ તળે કરી ૧૮૭૦ માં ૧૧ મી એપ્રેલે એમના પોતાના મરણથી રાજ્યપદ પામ્યા હતા અને તે વખતના પોલીટિકલ એજન્ટ કર્નલ એન્ડરસને રાજ્યભિષેક કર્યો હતો. આ વેળા એમની વય માત્ર ૧૨ વર્ષની હોવાથી રાજ્ય કારોબાર 'જોઇંટ એડમિનિસ્ટરેશનથી' ચલાવવામાં આવ્યો. આ વેળા દીવાન ગવરીશંકર ઉદયશંકર તથા મી० એચ. પરસીવલને જોઇંટ એડમિનિસ્ટરેટરો' નેમ્યા હતા, ૧૮૭૧ માં એવણ રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરવા દાખલ થયા અને ત્યાં ઘણો ઉત્તમ અભ્યાસ કરી ૩ વર્ષ પછી કૉલેજ છોડતાં રૂ ૩૦૦૦૦ ની નાદર બક્ષેસ આ કૉલેજને કરી હતી; અને તે પછી બીજેજ વર્ષે આ કૉલેજના નિભાવ ફંડમાં રૂ ૫૦૦૦૦ ભર્યા હતા. ૧૮૭૪ માં ૧૯ મી એપ્રેલે એમના ૪ રાણીઓ સાથે લગ્ન થયાં હતા; છતાં તે પછી પણ વિદ્યાઅભ્યાસ ચાલુ રાખી ૧૮૭૧ માં પોતાના શિક્ષક કેપટન નટ સાથે હિંદની મુસાફરીએ ગયા હતા, તા० ૨૫ મી એપ્રેલ ૧૮૭૫ ને દિને એમને ત્યાં પાટવીકુંવર ભાવસિંગજીનો જન્મ થયો હતો, જેઓ હાલમાં એ રાજ્યના મહારાજા છે. એજ સાલમાં પાટવીકુંવરના માતાજી ગોંડળવાળાં રાણી બાઈ આદિતબા સ્વર્ગવાસ પામ્યા હતા. ૧૮૭૭ ની દરબારમાં દીવાન ગવરીશંકર સાથે દિલ્લી ગયા ત્યારે ત્યાં લૉર્ડ લીટને એમને જુદો બક્ષેસ કરી એમને મળતી ૧૧ તોપોના માનમા ૪ તોપોનો વધારો કર્યો હતો, તે પછી ૧૮૭૮ માં એમને સર્વ સત્તા બક્ષવામાં આવી હતી. ૧૮૭૯ માં ૭ મી એપ્રેલે માહારાજા તખત સીંગે પોતાના રાજ્યમકે ગોદી ખુલ્લી મેળી હતી, અને બીજે મહીને રાજ્યના વેપારના વધારા થવા સૂરતથી ભાવનગર વચ્ચે ભાવનગર નામે સ્ટીમર ફરતી કરી હતી. આ સાલમાં કાઠીઆવાડના દુકાળમાં તન મનથી મદદ કરી રૂ ૧૫૦૦૦ ની બક્ષેસ કરી હતી. ૧૮૮૦ માં મહારાજાએ બંધાવેલી ભાવનગર ગોંડલ રેલ્વે સર જેમ્સ ફરગ્યુસને ખુલ્લી મેળી હતી, આ રેલ્વે બાંધવાના ખર્ચનો ⅔ ભાગ એટલે રૂ ૮૬૦૦૦૦૦ એમણે આપ્યા હતા, જ્યારે બાકીનો ખર્ચ ગોંડલની દરબારે ભર્યો હતો. ૧૮૮૨ માં કર્નલ બારટને રાજકોટમાં મોટી દરબારભરી સર તખ્ત સિંગને કે० સી० એસ. આઇનો ખેતાબ એનાયત કર્યો હતો. ૧૮૮૩ માં મહારાજાએ ઇંગલંડની નૉર્થ બ્રૂક કલબને રૂ૧૦૦૦૦૦ની બક્ષેસ કરી હતી. ૧૮૮૪ માં એમણે પોતાના નામની બંધાવેલી ધર્મશાળા મુંબઇના ગવરનર લૉર્ડ નૉર્થબ્રૂકને હાથે ખુલ્લી મેલાવી હતી, ૧૮૮૫ માં શામલદાસ કૉલેજ તથા જુવાન સીંગજી ડિસપેનસરી ખુલ્લાં મેલ્યા હતા. એજ વર્ષમાં મહારાજાએ એક સંસ્કૃત શાળા સ્થાપન કરી હતી. ૧૮૮૬ માં મહારાણીજીએ એમને જી. સી. એસ. આઇનો ખેતાબ બખસ્યો હતો. ૧૮૮૭ માં મહારાણી વિકટોરિયાની જુબીલીની ખુશહેલીમાં રૂ ૩૬૦૦૦ ની રકમ ગરીબ વિધવાઓને પેનશન આપવા

માટે તેમણે કાઢી આપી હતી તેગંજ તે ઉપરાંત પ્રજા કલ્યાણનાં કામો ટુંક છંદગીમાં બજાવી. ૧૮૯૯ માં ૨૯ મી જાનેવારીએ બે દિવસની ટુંક માંદગી ભોગવી સ્વર્ગવાસ પામ્યા હતા.

**તખ્તે-તાઉસ**—આ જાણીતું કિંમતી તખ્ત દિલ્હીના પાદશાહોના અમલથી જાણીતું છે. આ તખ્ત બે પાંખ ફેલાવેલા કિંમતી મોરની આકૃતિ ઉપર ગોઠવેલું હોઈ તેને કિમતી હીરા માણેકથી સણગારેલું છે. આ તખ્ત ૧૬ ફીટ લાંબુ ને ૪ ફીટ પોહળું હોઈ ૬ ટેકા ઉપર ઉભારેલું છે. આ તખ્તના પગ નક્કર સુનાનો હોઇ તેની ઉપર કિંમતી માણેક જડેલાં છે. એની આસપાસ ટેકાવ માટે ૧૨ સ્થંભો કિંમતી પથ્થર જડેલા ઉભા કરેલાં છે.

**તખ્તે-સુલેમાન**—પંજાબ અને અફઘાનિસ્તાનની સરહદ વચ્ચેનાં બે શિખરવાળા પર્વતની હાર. આ પર્વનો ૧૧૩૧૭ અને ૧૧૦૭૬ ફીટ સમુદ્ર સપાટીથી ઉંચા છે. આ બે પર્વતો સમાંતર રેષામાં ૮ મૈલ છેટે છતાં જોડાયલા છે. આ જોડાનવાળું ઉંચું મેદાન ૧ મૈલ પોહળું હોઇ તે ઉત્તર પર્વતનાં પશ્ચિમ પર્વતથી દક્ષિણ પર્વતની પૂર્વ હાર સુધી લંબાયલું છે. ઉત્તર પર્વતનો અતિ ટોલાવદાર ભાગ તખ્તે સુલેમાન કહેવાય છે. આ સાંકડી હાર ૮ મૈલ લાંબી ને બે મૈલ પોહળી છે. ઉપલા 'મયદાન'માં બે મોટા તળાવ છે. વરસાદની મોસમમાં ભરપૂર હોય છે પણ મોસમ ખલાસ થતાં સુકાઇ જાય છે.

કાશમિરના ઇતિહાસ મુજબ જલોક રાજા, પ્રતાપી અશોકના કુમારે શ્રીનગરની ઉત્તર દિશામાં આ પર્વતના એક ઢોળાવદાર ભાગ ઉપર બુદ્ધ ધર્મનું એક મંદીર બધાવ્યું હતું. એ પર્વતને મુસલમાનો ઉપલું નામ આપવાનું કારણ એવું દર્શાવે છે કે પ્રસિદ્ધ 'સુલેમાન જ્યારે કાશમિરમાં આયો ત્યારે તેણે આ પર્વત પોતાના જાદુઈ બળથી ઉભો કર્યો હતો. પણ ઇતિહાસ મુજબ જલૌકના બંધાવેલાં મંદીરને ૧૦૧૫ માં કાશમિર ઉપર મુસલમાનોએ હુમલો કર્યો, ત્યારે અને તે મંદીરને મસજીદમાં ફેરવી નાખી, જે હાલમાં કાયમ છે.

**તગર**—આ અતિ જુની ઔષધી હોવા છતાં હજી યુરોપીયન તબીબો એનો ઝાઝો ઉપયોગ કરતા નથી. ડૉ૦ ડીમક પોતાના હિંદુસ્તાનના 'વનસ્પતિ શાસ્ત્ર સંગ્રહમાં લખે છે કે "તેનું વર્ણન પ્રાચીન સંસ્કૃતગ્રંથોમાંથી મળતું નથી." પણ ડૉ૦ પાંડુરંગ મંત્રિ આ તર્ક ભૂલભર્યો જણાવે છે. કારણકે એનાં વિષે ચરક સહિતામાં તેના ગુણદોષનો ખાસ વર્ગ જણાવેલો છે. તગર મૂળ હિમાલયના પર્વતો તથા અલમોરાના પર્વત ઉપર પુશકળ ઉગે છે, અને અલમોરાની પ્રજા તેને દેવળમાંની મૂર્તિ સામે સુગંધી તરીકે બાળે છે. ઉત્તર હિંદુસ્તાનમાં 'ધુડાંપૂ' બનાવવા માટે એનો ઉપયોગ કરે છે. એનાં રોપા જટામાસી જેવા અથવા અગ્રમાસીને મળતા છે. એને નેપાળમાં ચમ્મા કહે છે. મૂળીયાં બે ઇંચ લાંબા અને ½ ઇંચ વ્યાસના હોય છે. તેનો રંગ ગેરૂ જેવો હોય છે.

તગરનાં ઝાડ ૫ થી ૬ ફીટ ઉંચાં વધે છે. તેના પાંદડાં લંબોચાં હોય છે, એની પર ઘણાખરાં સફેદ રંગના ફુલો આવે છે. તેની બે મુખ્ય જાતો છે. એક જાત પર 'સિંગલ' ફુલો આવે છે ને બીજી ઉપર 'ડબલ' આવે છે. આ ફુલો સુગંધિત હોય છે. તગરનાં ઝાડ સાધારણ જમીનમાં ઉગે છે; પાણી ૬ દિવસે સીંચવું પડે છે. નવા ઝાડ કલમથી ઉગી શકે છે.

ડબલ ફુલવાળા તગરનાં પાંદડા સેહેજ કાળા હોય છે. એકવડા તગરનાં ફુલ પારિજાતકના ફુલો કરતા સેહેજ મોટા હોય છે. તેની ઉપર પાંચથી છ પાકળીઓ આવે છે. આ ફુલોને લાંબી દાંડી હોય છે, ને તેનો સહવારમાં સેહેજ વાસ આવે છે, પણ પછી આવતો નથી.

તગરનો ધુપમાં ઉપયોગ કરે છે. તગર મૂળનો રંગ કેટલીક રીતે તપકીર્યો હોય છે, સ્વાસિક તપકીર અથવા સુગંધી પદાર્થોમાં એનો ઉપયોગ કરવામાં આવે છે.

**તગર અથવા જુન્નર**—હિંદુસ્તાનમાં પરદેશનાં કેટલાક મુસાફરો પ્રાચીન કાળમાં આવી ગયા હતા, તેઓએ 'તગર' શેહેરનું ઘણે જગે વર્ણન કર્યું છે, અને તે ઉપરથી તે અગાઉ વેપારી શેહેર હતું એમ જણાય છે. પણ 'તગર' એ નામ પ્રાચીન કાળમાં કયા શેહેરનું હતું તે વિશે આજ સુધી કોઇને પણ પાકો શોધ લાગો નથી. મી૦ ઉઇલફર્ડ અને બીજા પણ કેટલાક ગ્રંથકારોએ તગર એટલે 'દોલતાબાદ' એમ જણાવ્યું હતું, પણ દોલતાબાદનાં યાદવ વંશના લેખોમાં 'તગર' નામનું વર્ણન કેયેપણ જડતું નથી, પણ તેમાં દોલતાબાદનું પ્રાચીન નામ દેવગિરિ હતું એમ જણાવવામાં આવ્યું છે, આથી તગર એ બીજું કોઇ શેહેર હશે એમ ઘણાઓનું મત હતું, પણ કુલાણુંજ શેહેર તગર છે એમ કોઇ ચોકસ કહી શકયું નથી.

થોડાં વર્ષો પર 'શિલાહાર' વંશના તગરમાંના રાજ્યકર્તાઓના તામ્રપટમાંનો એક ત્રાંબાની પટીપર કોતરેલો લેખ* કોલ્હાપુર પામેની જમીન ખોદતાં એક સીપાઇને મળી આવ્યો હતો. તેમાં શિલાહાર વંશના રાજાઓનો શર્ક આપેલો હતો. તે ઉપરથી પંડીત ભગવાનલાલ ઇંદ્રજીએ એક નિબંધ લખી તૈયાર કરી તે રૉયલ એશિઆટિક સોસાયટી ઉપર મોકલ્યો હતો. તે ઉપરથી જણાય છે કે "ત્યાંના રાજા તગરમાં હતા, અને 'જીમૂતવાહન' વંશમાંના 'શિલાહાર' નામના હતા એમ વગર તકરારે કહી શકાય છે. તેજ તામ્રપટમાં જે કેટલાક સ્થળોનાં નામો છે તે સર્વ સ્થળો ઉત્તર કોકણમાંના હોઈ તેમાં મુખ્ય રાજ્યધાનીનું શેહેર જુન્નર હતું. ઉત્તર કોકણમાંથી જુન્નર જતાં નાણે ઘાટમાંથી માર્ગ છે, આ રસ્તા ઉપરથી જુન્નર તરફ આવવા માંડતાં માર્ગમાં પ્રાચીન ધર્મશાળા, જુના તળાવો, તથા તહેંવાર શિળાલેખો મળે છે; તે ઉપરથી ઉત્તર કોકણથી જુન્નર સુધી પ્રાચીન કાળમાં મોટો વેપાર ચાલતો હોવો જોઇએ.

મી૦ ઉઇલફર્ડે તગર એટલે દોલતાબાદ એમ સિદ્ધ કરવા જે આધાર લીધા છે તે ઉપરથી પણ તગર એટલે 'જુન્નર' એમજ સિદ્ધ થાય છે. એરીયન જણાવે છે કે 'પૈઠણ'થી ૧૦ દિવસનાં માર્ગ પર તગર હોય તે 'અરીઅક' પ્રાંતમાંના વેપારનું પ્રસિદ્ધ ઠેકાણું હતું. તગર પાસેનું બીજું પ્રસિદ્ધ શેહેર 'કલ્યાણ' હોય તે ઠેકાણે ગ્રીક લોકોને ઉતરવા માટે 'અરિઅક' લોકોએ બંદી કરી હતી. કલ્યાણની દક્ષિણે વેપારનાં† બંદર હોઇ તે તગરનાં રાજાને તાબે હતાં.

હવે 'અરિઅક' સંજ્ઞાથી તે વેળા કોકણ પ્રાંત જાણીતો હતો, એમ ઘણાક ગ્રંથકારોનું મત હોવાથી પૈઠણથી ૧૦ દિવસના માર્ગપર કહીએ તો કોકણની બાજુનાં ઘાટ ઉપરનું જુન્નર શેહેર હશે એમ જણાય છે. કારણ પૈઠણથી જુન્નર એ ખરી રીતે ૧૦ દિવસનાં માર્ગ ઉપર હોય કલ્યાણથી જુન્નર શેહેર જેટલું દૂર છે, તે કરતાં દોલતાબાદ તો વધારે છેટે છે, શિવાય જુન્નર એ વેપાર સબંધથી પ્રસિદ્ધ હતું એ ઉપર સિદ્ધ કર્યુંછે. આ ઉપરથી કલ્યાણ પાસેનાં બંદરો 'તગર' ના રાજાઓનાં તાબામાં હતા એમ કહ્યું છે, તે કલ્યાણ પાસેનાં જુન્નર શેહેરનાં રાજાનાં તાબામાં હશે એમ અનુમાન છે. કલ્યાણથી ઘણે છેટે જે દોલતાબાદ અથવા દેવગિરિ, તેનો સબંધ એટલે છેટે આવેલા કલ્યાણના

*Vide The copper—plates as given in the jour. Bombay Branch of the Roy. Asiatic society No 35 Vol 13.

† તગર શિવાય કોલ્હાપુર, પન્હાળા અને ઠાણા આ ઠેકાણે શિલાહર વંશની ત્રણ શાખા થઇ, એમ પ્રોફેસર ભાંડારકર જણાવે છે, એજ ગંડરાદિત્ય હશે.

અંદરથી હોય એમ માની શકાય એમ નથી. સિવાય જુન્નરના શિલાલેખોમાં કલ્યાણનાં ગ્રીક વેપારીઓએ ભેટો વગેરે આપવાનાં અનેક વર્ણનો તેમાં છે, આ વર્ણન દૌલતાબાદનાં લેખોમાં મળતું નથી આ સર્વે વાતો ઉપરથી પ્રાચીન કાળમાં 'તગર' નામે પ્રસિદ્ધતા પામેલું શેહેર એ હાલનું જુન્નર હશે, પણ દૌલતાબાદ હશે એમ કહેવાઇ શકાતું નથી.

તે શિવાય જુન્નર એ' નામ પણ તે શેહેર પ્રાચીનત્વ બતાવનાર' છે. એટલે જુન્નર એ મૂળનું નામ નથી પણ તે 'જુનું-નગર' અથવા 'જીર્ણ-નગર' એનું જ સંકોચિત રૂપ 'જુન્નર' એમ થયું હશે; કારણ 'તગર' એનું 'નગર' એ પણ કેટલેક ઠેકાણે જણાવેલું છે, આથી જુન્નરનું પ્રાચીન નામ નગર એ ભૂસાઇ જઇ-તે હિરનું પુરાતમપણું બતાવવા માત્ર 'જુન્નર' એ નામ પડયું હશે.

વિદ્વાનોને જડેલા આધાર કરતાં વિશેષ વિશ્વાસપૂર્વક આધાર મળે ત્યાંસુધી 'તગર' એટલે 'જુન્નર' માનવું યોગ્ય છે. જડેલા તામ્રે પટ ઉપર જે શિલાહાર વંશની વંશાવળી આપી છે તે નીચે મુજબ છે.

તગરના શિલાહાર રાજા

- યતિગ ૧ લો
  - નય વર્મન
    - યતિગ ૨ જો
      - ગોકરાજ
        - મારસિંહ
          - ગુવલ બીજો
          - ભોજદેવ
          - બલ્લાળ
          - ગાધારદિત્ય. (શકે ૧૦૩૨)
      - ગુવલ
      - કિર્તિરાજ

જુન્નર એ પ્રસિદ્ધ લોલિંબરાજ કવિની જન્મ ભૂમિ છે. અત્રે 'લેણ્યાદ્રી' નામનું એક ગણપતિનું મંદીર છે, અને તેનું કોતર કામ સારી દૂન્નરમંદીનો નમુનો પુરો પાડે છે.

**તઘલક વંશ**—આ રાજધરણાએ ઇ૦ સ૦ ૧૩૨૧ થી ૧૪૧૨ સુધી હિંદુસ્તાનમાં રાજ્ય અમલ ભોગવ્યો હતો. જુનાખાને મહમદ તઘલખનો ખેતાબ ધારણ કરી ઇ૦ સ૦ ૧૩૨૫ થી (હિ૦ સ૦ ૭૨૫) ૨૦ મી માર્ચ ૧૩૫૧ (હિ૦ સન ૭૫૨) સુધી અમલ ભોગવ્યો હતો. 'એનો પિતા ગ્યાસુદ્દીન તઘલખ એણે બંધાવેલા મંડપના પડી જવાથી તેના કાટ તળે દબાઇ મરણ પામ્યો હતો. 'મહમદ તઘલખ અતિ ઇન્સાફી અને ધાર્મિ હોઇ લડવામાં શૂરવીર હતો. એણે ઇસ્પિતાલ, ધર્મશાળા વગેરેની સ્થાપના કરી હતી. એણે તેહેમૂરસખાનની સરદારી તળે મોગલ લશકર જમાવ કરી ઇરાન ઉપર રાજ્ય કરવાનો વિચાર કર્યો પણ તેમાં તે નાણાની તંગીને લીધે ફાવ્યો નહિ. તે પછી ૧૦૦૦૦૦ નું લશકર જમાવી ચીન ઉપર ચઢાઇ કરવા હિમાલય ઉતરી આગળ વધ્યો. પણ સાં સામુંજ ચીનાઇ લશકર મળતા તે તેમા હાર પામ્યો. એણે પોતાના અમનમા કાગળનું ચલણ ચાલુ કરવાની કોશેશ કરી પણ તેમાં તે નિષ્ફળ થયો હતો. એનો ભત્રિજો મોહમદ માલવામા રાજ્ય કરતો હતો, પણ તેણે બળવો ઉઠાવતા તેને નહાસી જવું પડયું હતું. એક એના પિતાનો મિત્ર મલીક બેહેરામ પંજાબમાં હતો તેણે બળવો ઉઠાનાં

તે માર્યો ગયો. એના અમલમાં બંગાલ તથા કારોમાંડલ કિનારા ઉપર બળવો ઉઠયો કે જેને એકદમ દાબી શકયો નહિ. એના લશકરને વારંગળ પાસે મરકીથી પીડાવું પડયું હતું. તેલંગન અને કર્નાટકના હિંદુ રાજ્યો ઇ૦ સ૦ ૧૩૪૪ માં ફરી સ્થાપન થયાં હતા, અને સમબાલ બેદર, વગેરેનાં હાકમ તથા સરદારોએ બળવા કર્યા હતા. સેવટે આ પાદશાહ ઇડસ કાંડે 'ટાટા' ગામમાં ૧૩૫૧ માં ૨૦ મી માર્ચે મરણ પામ્યો હતો. એણે પોતાના અમલમાં પોતાનું પાયતખત ત્રણ મરતબે બદલ્યું હતું. પ્રથમ દિલ્લીથી દેવગિરિ પાયતખત લઇ જઇ તેને દૌલતાબાદ નામ આપ્યું હતું. ૧૩૪૧ માં ઇબ્ન બટુટા એની દરબારમાં હતો. હાલમાં નવી દિલ્લીને કેટલાકો તઘલકાબાદને નામે પણ ઓળખાવે છે.

**તઘાલા**—ઘોડેસ્વારી દરમ્યાન રમવામાં આવતી એક બિકટ રમત. આ રમતમાં જમીન ઉપર એક નાહની લાકડી નાખી દૂરવેરથી ઘોડો અતિ ઝડપથી દોડાવી લાવતાં ઘોડા ઉપરથીજ વાકું વળી તે ઉઠાવી લેવી પડે છે. આ રમતમાં શિખ ઘોડેસ્વારો અસાધારણ ચચળાઇ બતલાવે છે. આ રમતમાં જીવનો જોખમ હોવાથી બેહદ સાહુચેતી લેવી પડેછે.

**તજ**—એની છાલ શિવાય એનાં તેલનો ઉપયોગ ૧૩ મી સદી આગમજ હિંદુસ્તાનમાં જાણીતો નહોતો. હાલમાં ચીન દેશમાથી એની છાલનું તેલ અને છાલ એ બેઉ પદાર્થ વેપાર માટે આવે છે. એના સિંહલદ્વિપમા થતાં ઝાડની છાલમાથી પુશકળ તેલ નિકળે છે, આથી તેનો ખપ ઇંગલંડમાં પુશકળ થાય છે.

તજનું મૂળ ઉત્પત્તિ સ્થાન સિલોન કહેવાય છે. મદ્રાસમા એનાં પુશકળ વૃક્ષો દેખાય છે. એનું ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચું વધે છે. આ ઝાડ સિધું હોતું નથી અને તેને ગાંઠ ગાંઠ હોય છે. મોટા ઝાડના લાકડાનો વ્યાસ ૧૮ ઇંચ સુધી રહે છે. એની ડાંખળી જાડી હોઇ વિસ્તારમાં ઠીક હોય છે. ડાંખળી થડને ચોંટેલી અથવા હેઠે લટકતી હોય છે. ઉત્તમ જોરદાર ઝાડનાં પાંદડા ૬ થી ૯ ઇંચ સુધી લાંબા હોય છે, અને ૨ થી ૩ ઇંચ પોહળાં હોય છે. નવાં ફુલેલાં પાંદડા ચળકતા અને લાલ રંગના હોય છે; પછી તેનો રંગ બદલાઇ ફિક્કો પિળો બને છે: તે જ્યારે પૂર્ણ સ્થિતિમાં આવે છે ત્યારે તેનો રંગ કાળો લીલો બને છે. એના પાંદડાની ઉપલી બાજુ નરમ હોય છે. આ પાંદડા સામસામાં હોય છે. પાંદડાનો દેઠનો તજ જેવો સુગંધ આવે છે.

તજની ડાંખળીની છાલ તે તજ કહેવાય છે. એ રૂચીકારક હોય છે. એનો ઉપયોગ મસાલા તથા ઔષધિમાં કરે છે. એનું લાકડું ગાંઠવાળું હોઇ લાકડાનો વાસ આવતો નથી. એના મૂળીયાં છાલવાલાં લાંબા હોય છે, તેનો વાસ તજ જેવોજ હોઈ કપૂર જેવો તિક્ષ્ણ વાસ પણ આવે છે. આ મૂળીઆં ઉપરથી છાલ ઉખેડી કાઢતાં તેમાંથી એક પ્રકારનો કપૂર વટીક બનાવી શકાય છે.. તજના ઝાડ ૫ થી ૭ વર્ષનાં થતાં તેની છાલ કાઢી તેને સુકવે છે.

તજનાં ઝાડ ઉપર દરેક જગે જાનેવારી તથા ફેબ્રુવારીમાં સફેદ ફુલો આવે છે, અને તેનો સેહેજ ગોલાબને મળતો વાસ આવે છે. તજનાં ફળો જુન, જુલાઇ, અથવા આગસ્ટ માસમાં પાકે છે. ફળો કરમદાં જેવડાં હોઇ તેમાં કોપરા જેવું મગજ હોય છે. આ ફળોને ઉકાળતાં તેમાંથી મીણ જેવું તેલ નિકળે છે. આ તેલની મીણબત્તીઓ બનાવવામાં આવે છે. એના ફુલમાંથી ગુલાબનાં પાણી જેવું પાણી તથા અત્તર બનાવવામાં આવે છે.

તજનાં ઝાડ બિયાંથી ઉત્પન્ન થાય છે, જે જમીનમાં વનસ્પતિનો અંશ ઘણો હોઇ જ્યાં સિલીકા ઝાઝી હોય છે, ત્યાં ઉત્તમ ઉગે છે.

હિંદુસ્તાનમાં એનાં ઝાડ માત્ર બગીચામાં શોભા માટે રોપવામાં આવે છે. એ કઠણ જમીનમાં ઉગી શકે છે. સિલોનમાં એના મોટાં મોટાં વનો હોઇ ત્યાંની પ્રજા એના લાકડાંને બળતણ તરીકે ઉપયોગમાં લીએ છે.

હલકી તજનું તેલ કાઢવામાં આવે છે. આ તેલ ઔષધિ તરીકે વપરાય છે. ૮૦ પૌંડ તજમાંથી ૬૩ આંઉસ ઉત્તમ પ્રકારનું; અને ૨૩ આંઉસ હલકી જાતનું તેલ નિકળે છે. એનું તેલ પાણી કરતાં ભારી રહે છે.

સીલોનમાં ઉત્તમ તજ અતિ પતળી, નરમ, ફિક્કિ અને પિળા રંગની હોય છે. તેને દાબતાં તે વળી શકે છે. એનું ઝાડ છાંયડાવાળી જગ્યામાં ઠીક ઉગે છે, એને બે દિવસે પાણી સીંચવું પડે છે. ઝાડ મોટું થતાં તેપર પાણી સીંચવું પડતું નથી.

તજનો અર્ક કાઢવો હોય તો એક વાટકી ઉપર કપડું બાંધી તે ઉપર તજની ભૂકી મેલી તેપર અભ્રકનાં પાત્રાં મેલી તે ઉપર અગ્નિ મેલવો એટલે વાટકીમાં અર્ક પડશે.

**તંજાવર**—(જુઓ તાનજોર).

**તંતુ**—આ એક જાતની ગંજાવર માછલી હિંદી મહાસાગર, ઍટલાંટિક મહાસાગર અને દક્ષિણ સમુદ્રમાં જણાય છે. આ તંતુની ઘોળા નામે જાતીથી વહાણવટીઓ ઘણી સંભાળ રાખે છે. આ માછલું ઘણું જોરાવર હોઇ તે કદે ૨૦ થી ૩૦ ફીટ લાંબુ હોય છે. એના કલેજામાંથી લગભગ ૩ મણ તેલ નિકળી શકે છે.

આ માંછલાનાં મોટાં મ્હોડાની અંદર ત્રિકોણાકાર હાલતા દાંત હોય છે, તેમની સંખ્યા જેમ જેમ તંતુ ઉમરે મોટો થતો જાય છે તેમ તેમ વધે છે. આ દાંત ચપટા અને નસ્તર જેવાં હોય છે, અને કાપનારી ધારને કરવતના જેવા દાંતા હોય છે. નાહના માછલાંને દાંતની એકજ હાર હોય છે, અને મોટાં માછલાંને ૬ હાર હોય છે. તંતુ અતિશય ખાધરો છે. મનુષ્ય તેના સપાટામાં આવતાં તે તેને તરત ખાઇ જાય છે. આ પ્રાણી ખાવા લાયકની યા નાલાયક ચીજો પણ માર્ગમાં મળતાં ગળી જાય છે.

**તપકીર**—આ સુંઘવાના પદાર્થનો ફેલાવો—તંબાકુનો દુનિયામાં પ્રસાર થયા પછીજ થયો હતો. હિંદુસ્તાનમાં જેહાંગીરના રાજ્ય અમલમાં તંબાકુ ભૂંજી તેની તપકીર બનાવવાની કળા જણાયા પછી એનું વ્યસન ફેલાતાં તેપર સરકાર તરફથી ખાસ જાપતો નાખવામાં આવ્યા છતાં તપકીર સુંઘવાની આદત દેશમાં ફેલાવા પામી હતી.

યુરપમાં પ્રથમ તપકીર સુંઘવાની આદત આયરલંડમાં ફેલાઇ હતી, જ્યાંની પ્રજા તંબાકુને છુંદીને તેનો જાડો ભૂકો તપકીર તરીકે સુંઘતા હતા. ઈ. સ. ૧૭૦૦માં સર જ્યોર્જરૂકે 'વીગો' શેહેરમાં ચઢાઇ કરી ત્યાં મેળવેલી લુટમાં કેટલીક જથ્થાબંદ તપકીર હાથ કરી હતી અને તે ઈંગલંડ વેચવા મોકલી ત્યારથી તપકીર સુંઘવાની આદત ઈંગલંડમાં ફેલાઇ હતી.

સોળ તથા સત્તરમી સદીનાં યુરોપીયનો તપકીર હાથે સુંઘવાને બદલે ખાસ નાહની ચમચીઓ ખીસામાં રાખીને તે વડે તપકીર સુંઘતા. તેઓ પોતાની તપકીરમા તર્હેવાર સુગંધી પદાર્થો વટીક ભેળતા હતા.

શેહેનશાહ ફ્રેડરિક ધી ગ્રેટ તપકીર સુંઘવાનો ભારે શોખીન હતો. તે એટલી હદ સુધી કે તે ચમટીને બદલે હથેળીમા જથ્થામાં લઇ સુંઘતો. આથી તેનાં રૂમાલ તથા કપડાં ઉપર એટલી તો તપકીર વેરાતી કે તેના હજુરીઆઓ તે વેરાયલી તપકીર મોંઘે ભાવે વેચી કમાણી કરતા.

ઇંગલંડની રાણી એનના વખતમાં ઇંગ્રેજ ઉમરાવો નવાઇ જેવી રીતે દાબડીની ચાંપ દાબતાંજ દાબડીમાંની તપકીર એક નાહની નળી મારફતે તેઓના હાથનાં પ્હોચા ઉપર આવી પડતી, જે પ્હોંચો નાક આગળ લઇ જઇને તે ઉપરની તપકીર તેઓ સુંઘતા, પણ અમીર ઉમરાવો શિવાય બીજા ઉતરતી પંક્તીના લોકો તો ચમટી વડેજ સુંઘતા હતા. રાણી ચાર્લોટ તથા ૪ થો જ્યૉર્જ તપકીરનો છુટથી ઉપયોગ કરતા હતા.

શેહેનશાહ નેપોલ્યન જોકે બીડી પિતો નહોતો, પણ અથંગ તપકીર સુંઘનાર હતો.

યૂરપમાં આગલી સદીઓમાં તપકીરનું વ્યસન એટલું બધું 'ફેશનેબલ' થઇ પડયું હતું કે, લૉર્ડ પીટરશેન નામના એક ઉમરાવ ને ત્યાં ભરી રાખેલી તપકીરની કિંમત ર ૪૫૦૦૦ ની અંકાઈ હતી. આગળ ઈંગલંડને દર વર્ષે તપકીરમાંથી સરકારને ૨ ૩,૦૦,૦૦૦ થી વધારેની ઉપજ થતી હતી. ૧૮૪૦ માં ૧૬,૨૨૪૯૩ પૌંડની તપકીર બીજા દેશો તરફથી ઈંગલંડમાં આવી હતી. તેમાંની ૧,૯૯,૩૦૫ પૌંડ દેશના ખપને માટે નોંધાઇ હતી, અને તે ઉપર ૮૮૨૬૩૦ રૂપીયાની જગાત સરકારને મળી હતી.

આ ફેશનેબલ વ્યસન માટે તપકીરની તર્હેવાર દાબડીઓ બનાવવામાં આવતી હતી; અને એક ઈંગ્રેજ ઉમરાવે તો સુનારૂપાની દાબડીઓથી ન ધરાતાં પોતાને માટે કેરખાની એક ખાસ દાબડી તપકીર ભરવા માટે મોટે ખર્ચે તૈઆર કરાવી હતી.

**તપસ્ય**—દ્વાદશ માસાનુક્રમે વર્ષમાંનો બારમો મહિનો. એની પૌર્ણીમાં ફાલ્ગુની નક્ષત્ર યુકત હોય છે. તેથી એને ફાલ્ગુન પણ કહે છે. આ માસમાં સૂર્ય મંડળાધિપતિ પર્જન્ય અથવા સવિતા નામે આદિત્ય હોઇ, તેની સાથે ભરદ્વાજ ઋષિ, સેનજીત અપ્સરા ઐરાવત નાગ, ઋતુયક્ષ, વર્ચા રાક્ષસ અને વિશ્વ નામે ગંધર્વ એટલા હોય છે.

**તપા**—દ્વાદશ માસાનુક્રમે વર્ષમાંનો ૧૧ મો માસ. એની પૌર્ણીમાં મઘા નક્ષત્ર યુકત હોવાથી એને મઘા માસ કહે છે. એમા પુષા નામે આદિત્ય સૂર્ય મંડળાધિપતિ હોઇ તેની સાથે ધૃતની કન્યા, વાત નામે રાક્ષસ, ધનંજય નાગ, સુરૂચિયક્ષ, ગૌત્તમ ઋષિ અને સુષેણુ ગંધર્વ એટલા હોય છે.

**તંબાકુ—તેનો ઇતિહાસ, ખેતીવાડી, વેપાર ઉદ્યોગ અને બનાવટ**—તંબાકુની ઉત્પત્તિ દુનિયામાં છેક પંદરમી સદીની આખેરીમાં જાહેર થઇ હતી અને તે આગમજ અમેરિકા શિવાય દુનિયાંનાં કોઇપણ ભાગમાં તેની હસ્તી જણાઇ નહોતી. યૂરપમાં ૧૫૬૦ માં, હિંદુસ્તાનમાં ૧૬૦૫ માં અને ઇરાનમાં છેક અઢારમી સદીની અધવચમાં એનું વ્યસન ફેલાયું હતું.

ઇ. સ. ૧૪૯૨ માં કોલંબસ વેસ્ટ ઈંડીજનાં ટાપુઓમાં ગયો, ત્યારે તેણે ત્યાંનાં ઈંડીયનોને તંબાકુ પીતાં અને તેનો ધૂમાડો કાઢતાં દીઠા હતા. તે વિષે કહે છે કે ક્યુબા ખાતે કોલંબસ તથા તેના માણસોએ તંબાકુની બીડી પીતા કેટલાકોને દીઠા હતા. બીજાઓનાં જણાવવા મુજબ કોલંબસે જે મદદનીશોને નવી જગ્યા શોધવા મોકલ્યા હતા તેઓએ 'ગવાન હાનાં' ટાપુમાંના (આ ટાપુને પાછળથી કોલંબસે "સાન સાલવાડોર" નામ આપ્યું હતું.) લોકોને હાથમાં બળતી વનસ્પતિની ડાંખલી લઈ તેમાંથી ધુમાડો કાઢતાં કાઢતાં મળવા આવતા દીઠા હતા. સાનસાલવાડોરનાં લોકો નારીયળીનાં પાંદડાની ભૂકીની ચીરૂટ બનાવતા. તે લોકો આ વનસ્પતિને "કોહીબા" કહે છે ને તેને સળગાવી તઇયાર કર્યા પછી તેને 'ટોબ્યાકો' કહે છે. આજ શબ્દ ઉપરથી ઈંગ્રેજીમાં "ટાબેકો" અને આપણી ભાષામાં તંબાકુ નામ પાડેલું ચાલુ પ્રચારમાં છે.

૧૪૯૪—૯૬ ની કોલંબસની સફર દરમ્યાન સાથી તરીકે 'રોમાનોપાનો' નામે એક સાધુ ગયો હતો. તે લખી ગયો છે કે, 'ગવુઇઓજા' અથવા 'કોહીબા' વનસ્પતિનાં પાંદડાની વીટ બનાવી તે સળગાવી ત્યાંના લોકો પીતા હતા, અને તે પીવાની નળીને 'ટોબ્યાકો કહેતા. આ ઈંડીયનોની તંબાકુ પીવાની ચીલમ Y અક્ષર જેવી હતી.

તંબાકુ ખાવાનો ઉપયોગ પ્રથમ ૧૫૦૨ માં સ્પેનિયર્ડોએ દક્ષિણ અમેરિકના કિનારા ઉપર દીઠો હતો.

અમેરિકાની શોધ થઇ તે આગમજ તમામ ખંડમાં તંબાકુ ખાવા પીવાની તથા તપકીર સુંઘવાની ચાલ ચાલુ હતી. માત્ર લાપલાટા, યુરાગવે અને પારાગવે પ્રાંતમાં કોઇપણ તંબાકુનો ઉપયોગ કરતા નહોતા. ઉત્તર અમેરિકા, પનામાની સામુદ્રધુનિ અને વેસ્ટ

ઈંડીઝમાં તંબાકુની ખેતી જમાનાથી થતી આવી છે. મેકસિકો દેશમાં આસ્ત્રીસિકની કબરમાં અને યુનાઇટેડસ્ટેટની વેધશાળામાંથી અનેક તહીંની ચીલમો મળી હતી. તે તરફ તંબાકુના તહેંવાર નામો ચાલુ પ્રચારમાં છે. મેકસિકોમાં 'પિહમ' અથવા પિટન્સન, યટન; પીરૂ દેશમાં 'સેરી' કહે છે.

યૂરપમાં તબાકુનો પ્રવેશ છેક ઇ૦ સ૦ ૧૫૬૦ માં થયો હતો. તે વરસે સ્પેનના બીજા ફીલિપ રાજાએ મેકસિકોનું અવલોકન કરવા જાણીતા સૃષ્ટિવેત્તા ફ્રાન્સીસકો ફરનાન્ડોને મોકલ્યો હતો, તેણેજ પ્રથમ આ વનસ્પતિ યૂરપમાં આણી હતી. તેમજ પ્રથમ પોર્તુગલ દેશમાંથી આ વનસ્પતિ તમામ યૂરોપમાં ફેલાઇ હતી. પોર્તુગલની દરબારમાં 'જીનનીકાર' નામે એક ફ્રેન્ચ એલચી હતો. તેણે એક ડચમેન પાસેથી તબાકુના બિયાં મેલવી લિસબનના પોતાના બગીચામાં રોપીયાં હતા. આ ગ્રહસ્થની યાદગારીમાં તે તરફ તબાકુને તેનુંજ નામ આપ્યુ હતું. તેણે તંબાકુથી કેટલાક રોગ સારા થતા જોઇ તેના બિયાં ઇ. સ. ૧૫૬૧ માં ફ્રાન્સમાં મોકલ્યા; તે પછી ફ્રન્સમાં તંબાકુનું વ્યસન પવન પેરે ફેલાયું હતું.

ઈંગ્લંડમાં તંબાકુનો પ્રવેશ ઇ૦ સ૦ ૧૫૮૬ માં થયો. સર ફ્રાન્સીસ ડરેક સાથે કેપ્ટન રાફલલેન વરજીનિયામાં ગયો હતો, ત્યાંથી પાછુ ફરતાં તે પોતા સાથે તબાકુ લાવ્યો હતો. તે પછી તંબાકુની બીડી પીવાનું પેહેલું વ્યસન સર વૉલ્ટર રાલે અને બીજા જાણીતા ગ્રહસ્થોએ જાહેરમાં ફેલાવ્યું હતું. સર વૉલ્ટર રાલીએ બે વરસ પેહેલાં વરજીનિયામા વિન્'ની તકેદારી તળે એક સંસ્થાન સ્થાપન કર્યું હતું. આ સંસ્થાનમાં તંબાકુની મોટા પાયાપર ખેતી કરવામાં આવતી, તે વખતે વરજીનિયાથી ઇગલંડમાં આવતી તબાકુપર દર પાઉંડે બે પેન્સનો કર લાગુ પાડવામાં આવ્યો હતો. તે કર ૧ લા જેમ્સે પાર્લામેંટની મંજુરિયાત વિના ૧૦ શિલિંગ ૧૦ પેન્સનો વધારી ઠેરવ્યો હતો.

યૂરપમાં તબાકુનો પ્રવેશ થયા પછી ઘણાં વર્ષો સુધી એને અંગે દુઃખદર્દો સારાં કરવાનો ગુણ છે એવી સમજ ફેલાઇ હતી. પણ પછી એનો નિત્ય ઉપયોગ કરવા માડતાં તેનાં અંગના ગુણોનું ખોટાપણું જણાઇ આવ્યું, આથી સખત શિક્ષા ઠેરવી તેનો ઉપયોગ ઓછો કરવા માટે પાદશાહો, તથા આગેવાનોએ ઘણા પ્રયત્નો કર્યાં હતા. તુર્કસ્તાનમાં તંબાકુ પિનારના હોઠ કાપી નાખતા ને તપકીર સુંઘનારનું નાક છટકાવી નાખતા હતા, અને વ્યસનીઓનો તો પ્રાણ લેવામાં આવતો હતો.

હિંદુસ્તાનમાં તંબાકુનો પ્રવેશ અકબર પાદશાહની કારકિર્દીની આખેરીમાં ૧૬૦૫ માં પોર્તુગીજ લોકોએ આ પદાર્થ પ્રથમ હિંદમાં દાખલ કરયો હતો. અમેરિકાની શોધ આગમજ હિંદમાં તબાકુ પીવાની ચાલ ચાલુ હતી, એમ કેટલાકો કહે છે, પણ તે તેમના કહેવાને સત્તાવાર ટેકો ઇતિહાસમાંથી મળતો નથી. પ્રાચીન વખતમાં આદેશમાં જે મુસાફરો આવી ગયા તેઓએ તંબાકુનું કંયે પણ વર્ણન કરયું નથી. હાલના સસ્કૃત ગ્રંથમાં પણ તેનું વર્ણન મળતું નથી, અને આ વનસ્પતિ હિંદુસ્તાનમાં પરદેશી નામેજ જાણીતી છે.

સત્તરમી સદીમાં પોર્તુગીજ રાજ્યની ચઢતી કળા થઇ હતી. તેવાજ ઉદ્યોગથી ઇરાન, અરબસ્તાન, હિંદુસ્તાન અને ચીન દેશમાં તબાકુએ પ્રવેશ કર્યો ઇરાનના અખાતમાં હોરમઝ અને બીજા કેટલાક સ્થળોપર પોર્તુગીજ લોકના થાણા હતાં. ત્યાં તંબાકુની ખેતી કરવામાં આવી હતી. ૧૮૦૧ માં આ પદાર્થ જાવામાં દાખલ થયો હતો.

'બહાર—ઇ—અજન' નામે ગ્રંથમાં તંબાકુનુ વર્ણન આપેલું છે, તે ઉપરથી હિદમાં તે કેમ દાખલ થઇ તે જણાય છે. 'ઇંડીઅન એન્ટીકવિરી' માં મી૦ બ્લાચમને આ મુસલમાની ગ્રંથ ઉપરથી થોડુંક વર્ણન

આપ્યું છે તેમાં લખે છે કે "માસીર—ઇ—રાવિમી" ઉપરથી જણાય છે કે યુરપમાંથી દક્ષિણમાં તંમાકુ પેહેલાં દાખલ થઇ અને દક્ષિણમાંથી અકબર પાદશાહની કારકીર્દીમાં (૧૫૫૬—૧૬૦૦) મા ઉત્તર હિંદુસ્તાનમાં દાખલ થઇ ત્યારથી આ વ્યસનનો હિંદમાં ફેલાવો થયો હતો.

પાદશાહ અકબરની દરબારમાં પ્રથમ તંબાકુ જ્યારે લાવવામાં આવી તે વેળા પાદશાહે પ્રથમ ચીલમમાં તંબાકુ તથા ઈંગાર મેલી તે પીવા માંડી, કે તુરત દરબારના હકીમોએ તેને તેની બુરી અસર કે જે તેઓએ મક્કા મદીનાની હજ દરમ્યાન સાંભળી હતી તે જણાવી પીવાની મનાઇ કરી. પણ બીજા અમીર ઉમરાવોએ તેની લેહેજત ચાખતાં તે પસંદ પડી, અને તેથી વેપારીઓએ પ્રથમ તંબાકુ મંગાવવા અરબસ્તાન તરફ પોતાના આડત્યા મોકલ્યા.

અકબરના રાજ્યમાં બીડી ચીલમ પીવાનો તથા તંબાકુ ખાવાના વ્યસને હકરત નાખ્યા પછી તેનો શોખ હદબહાર વધી ગયો. આથી જહાંગીર પાદશાહે તેની સખત બંધી કરી. તે વિશે તવારીખે જહાંગીરીમાં ખુદ પાદશાહ લખે છે કે "તંબાકુ પીધાથી જુવાનોની શરીર પ્રકૃતિ બિગડે છે અને મન નબળું પડે છે, આથી મેં તેની સખત બંદી કરી. આહરો ભાઇ શાહા અબાસને પણ એના બુરા વ્યસનથી ખમવું પડયું હતું." કહે છે કે જહાંગીરના અમલમાં જે કોઇ ચીલમ યા બીડી પીવો તેના હોઠ કાપી નાખવાનો કાયદો ખુદ 'લાહોર'માં સખત રીતે અમલમાં મેલાયો હતો. તે શિવાય તંબાકુ પીનારને બીજી એ શિક્ષા ફરમાવી હતી કે અપ્રાધીના મોહપર મેસ ચોપડી તેને ગધેડા પર બેસાડી તેનું મોહ પુછડી તરફ રાખી આખા ગામમાં તેની 'ફેડ ફજેતી' કરાવતા હતા. પણ પાછળથી મોટા અધિકારીઓમાં તંબાકુનું વ્યસન ફેલાતાં સખત બંદીના કાયદા દૂર કરવામાં આવ્યા હતા.

હાલમાં દુનિયામાં તંબાકુનો ખપ એક અથવા બીજા રૂપમાં બેહદ વધતો જાય છે, અને હવે અમેરિકા ઉપર કોઈપણ દેશને આ પદાર્થ માટે આધાર રાખવો પડતો નથી. ફકત ગ્રેટ બ્રિટનખાતે એક કરોડ દસ લાખ તંબાકુ પીનારાઓ ગણવામાં આવે છે, જેઓએ ૧૯૦૧ માં તંબાકુના સુગંધી 'પાતરા'નો ૮,૩૫,૧૦૮૮૩ રતલ જેટલો જથ્થો વાપર્યો હતો. ૨૦ વર્ષ ઉપર તંબાકુનો ખપ દર વર્ષે ૫૦,૦૦,૦૦,૦૦૦ રતલથી પણ ઓછો હતો.

દુનિયાંના દરેક ભાગમાં તબાકુનો ખપ એક સરખો થાય છે. આથી દર માણસ દીઠ કેટલો ખપે છે તેનો કોઠો નીચે દર્શાવ્યો છે.

| દેશ. | માણસ દીઠ રતલ. |
|---|---|
| હોલંડ | ૭ |
| બેલજ્યમ | ૪॥ |
| સ્વિતઝર લેંડ | ૪। |
| ગ્રીસ | ૩॥ |
| ડેનમાર્ક | ૩॥ |
| અમેરિકન સંસ્થાનો | ૩॥ |
| જર્મની | ૩॥ |
| ફ્રાન્સ | ૨ |
| ઈંગ્લંડ | ૧। |
| હિંદુસ્તાન | ૧ |

દુનિયાંમાં ૨,૦૦,૦૦,૦૦૦ મણ તંબાકુ પાકતો હશે એવું અનુમાન છે. તેમાં મુખ્ય દેશો—હિંદુસ્તાન, અમેરિકા, ઈંગલંડ, એશિઆ-માઇનર, ડચ ઇંડિયા, જેપાન, કયૂબા, ફિલીપાઇન, રશિઆ અને આસ્ત્રીયા હંગેરી તથા આફ્રિકા (હાલમાં) તંબાકુના પાક માટે પ્રસિદ્ધ છે.

હિંદુસ્તાનમાં તંબાકુના પાક તરફ ૨૦૦૦૦૦૦ એકર જેટલી જમીન રોકાયલી છે, અને અત્રેની જમીનમાં દર એકરે સરાસરી ૬ મણ પાક ઉતરે છે.

(૧)—મદ્રાસ ઇલાકામાં ૯૦૦૦૦ એકર કરતાં વધારે જમીન તંબાકુની ખેતી ખાતે રોકાયલી છે. એનાં ખેતરો કૃષ્ણા, કોઈમતૂર,

ગોદાવરી આ જીલ્લામાં મુખ્ય છે. આ પ્રાંતમાં ત્રિચનાપલ્લી તથા દીંડીગલમાં સિગાર બનાવવાના કારખાનાં છે.

(૨)—બંગાલમાં પણ તંબાકુની બઘેબઘ ખેતી કરવામાં આવે છે.

(૩)—વાયવ્ય પ્રાંતમાં ૫૦૦૦૦ એકર જમીન તંબાકુની ખેતી માટે રોકાયલી છે. જ્યાં દર એકરે ૧૦ મણ પાક ઉતરે છે.

(૪)—અયોધ્યા પ્રાંતમાં ૧૫૦૦૦ એકર જમીન તંબાકુના પાક માટે રોકાયલી છે. આ પ્રાંતમાં સિતાપૂર અને ખેરી એ મુખ્ય મથકો છે.

(૫)—પંજાબમાં ૯૦૦૦૦ એકર જમીન એની ખેતી માટે રોકેલી છે. ત્યાં જાલંદર, સિયાલકોટ અને લાહોર જીલ્લા મુખ્ય મથક છે.

(૬)—મુંબઇમાં ૬૦૦૦૦ એકર જમીન રોકાયલી હોઇ, પાકનાં મુખ્ય મથક ખેડા, ખાનદેશ, બેલગામ અને દક્ષિણ મહારાષ્ટ્ર છે.

(૭)—સિંધમાં ઉંચા પ્રકારની તંબાકુ પાકે છે.

(૮)—મધ્ય હિંદુસ્તાનમાં ઉંચા પ્રકારની તંબાકુ પાકે છે.

(૯)—મધ્ય પ્રાંતમાં ૩૦૦૦૦ એકર જમીન એની ખેતી માટે રોકાયલી છે.

(૧૦)—વર્હાડમાં ૧૫,૦૦૦ એકર જમીન તંબાકુ માટે રોકાયલી છે.

(૧૧)—માયસોર તથા કુર્ગ પ્રાંતમાં પણ એની ખેતી કરવામાં આવે છે.

તંબાકુની ખેતી—તંબાકુનાં પાંદડા ઉત્તમ નિપજવા માટે પ્રથમ અનુકૂળ હવા અને જમીન સારી જોઇએ. તે માટે ૧-ઉત્તમ બિયાં, ૨—ઉત્તમ ખાતર, ૩—એકજ પાક નહિ કરતાં અવારનવાર જૂદા જૂદા પાક કરવા, ૪—પાંદડાં ઉતારી લેવાનો યોગ્ય હિંગામ અને વ્યવસ્તા, ૫—તે બનાવવાની પધ્ધતિ અને પછી તેને જાતવાર રોપવા એટલી વાતોપર લક્ષ આપવું જોઇએ.

જે ઠેકાણેની હવામાં ભિનાસ તથા ગર્મી હોય છે તે હવા તંબાકુના પાકને યોગ્ય ગણાય છે; પણ તંબાકુનાં ઝાડ ઘણાં જલ્દી વધનારા હોવાથી કયા હિંગામપર તેને રોપવાં એની સારી કાળજી રાખવી પડે છે. હિંદુસ્તાનમાં થંડીમાં યાને રબ્બીનો પાક કરે છે, પણ યુરપમાં/સમશિતોષ્ણ ભાગમાં વસંત ઋતુમાં વાવણી કરે છે.

તંબાકુ માટે ઉત્તમ જમીન એટલે હલકી, રેતાલ, કચરાવાળી સૂકી જમીન જોઇએ, અને તેમાં સેંદ્રિય પદાર્થ ઝાઝાં રહેવા નહિ જોઇએ. રસાયનશાસ્ત્રની નજરે સારી જમીન કઇ એ ઉત્તમ જાતની તંબાકુનાં પાંદડા બાળી તેના રાખનું રસાયનિક પૃથકરણ કરી તેના ઉપરથી નક્કી કરવું જોઇએ.

તંબાકુ બરાબર બળશે નહિ, અને બળ્યા પછી કાળી રાખ થશે તો તે જમીનમાં 'કારબોનેટ ઑવ પોટાશ' નથી એમ સમજવું. આ સત્વ તંબાકુ પાકનારી જમીનમાં જરૂર હોવું જોઈએ. એ વનસ્પતિ જન્ય ઍસિડથી સયોગ પામી તંબાકુને અંગે જ્વલન શકિત ઉત્તમ આણી શકે છે. સારાંશ જે જમીનમાં 'પોટેશિઅમ કાર્બોનેટ' ઓછો હોય ત્યાં ઉત્તમ તંબાકુ પાકશે નહિ. હિંદુસ્તાનમાં આ તત્વને ખેડુતો 'ખાર' કહે છે, અને ખારી જમીન તંબાકુ માટે ઉત્તમ ગણાય છે. આથી જમીનમાં ખાતર નાખી તેને સુધારે છે.

જાવાના ટાપુઓમાં તંબાકુના પાક માટે બીલકુલ ખાતર નાખતાં નથી, તેનું કારણ ત્યાંના જ્વાલામુખી પર્વતના લાવાના પ્રતાપે તેની ગરજ રહેતી નથી.

હિંદુસ્તાનની પ્રજાને જલ્લદ તંબાકુ પસંદ હોવાથી તેની ઝાઝી ખેતી કરવામાં આવે છે. આ તંબાકુમાં 'નિકોટીન' તત્વ વધારે હોય છે. હાવ્હાની તંબાકુ ભારે વખણાય છે જે તેની સુંગધી તથા સૌમ્યતા માટે જાણીતી છે. ફ્રાન્સમાં તંબાકુના પાક ઉપર ત્યાંની સરકાર ઘણુંજ લક્ષ આપે છે, એટલુંજ નહિ પણ સરકાર પોતે ખેડુતોને ઉત્તમ પ્રકારનાં બિયાં પુરા પાડે છે.

દક્ષિણ આફ્રિકામાં થતી તંબાકુના પાતરાં લહેજતદાર, કુમળા, ઠંડા, અને તદન ચોખા હોય છે, અને તેમાં સહુથી એ ઉત્તમ ગુણ છે કે તેથી જીભ બળતી નથી. ટ્રાન્સવાલ ખાતેની 'પોએટ્રસ્ટ્રમ' અને બલોબેનક'ખાતે ઉંચી જાતનો તંબાકુનાં છોડ ઉગાડવામાં આવે છે. તેમજ 'પીનટાઉન' ખાતે પણ સારી જાતનો તંબાકુ ઉગાડવામાં આવે છે. તેમજ કેપ કાલોનીની નેટલ તરફની બાજુએ મોટે ભાગે ઉગાડવામાં આવે છે તે ઉપર કેપ કાલોની દક્ષિણ—પશ્ચિમ ભાગમાં બાસુટાલેન્ડ, આઉટ શુરન, અને સ્વેલેનડામ જીલ્લાઓ ખાતે પણ ઉગાડવામાં આવે છે. સન્ડે રિવર નામની નદી ઉપર આવેલા કેપ કાલોનીની સરકારના ખેતરમાંની દર એકર દીઠ ૧૨૦૦ રતલ તંબાકુ ઉતરે છે, અને દર વર્ષે તેના બે પાક ઉતરે છે. ઉપલા જીલ્લાઓ શિવાય રહોડેસીયા, ન્યા સાલેન્ડા, એચુઆનાલેન્ડ, ઝેમબેસીયા, યુગાન્ડા, લાગોસ, નાઇગરના મુલક વગેરે ઠેકાણે પણ ઉગાડવામાં આવે છે.

જમીનમાંના પોષણ દ્રવ્ય તંબાકુ જલ્દી ખેંચી લેતી હોવાથી ખાતર નાખી અવારનવાર પાક કરવામાં આવે છે. પોટેશ, લાઇમ, મેગનિશિઆ આ ખનીજ દ્રવ્યો તંબાકુ માટે અતિ અગત્યનાં છે. તેમજ ફૅાસ્ફરિક, સલ્ફયુરિક, સિલિસિક ઍસિડ વગેરે જોઇએ પણ તે ઝાઝાં અગત્યનાં નથી.

અનાજના પાકને આ ઍસિડો ઘણાં અગત્યનાં હોવાથી એક વેળા જે જમીનમાં ધાન્ય વાવ્યું હોય ત્યાં બીજી વેળા તંબાકુનો પાક કરવામાં આવે છે. તંબાકુ વાવ્યા પછી પોટેશ વગેરે ખનિજ દ્રવ્ય શોષિ લઇ ઍસિડને રહેવા દીયે છે, જે ઍસિડ બીજી વેળાનાં ધાન્યના પાક માટે ઉપયોગી ગણાય છે. આથી અવારનવાર પાક કરવા અતિ અગત્યનાં છે. યોગ્ય ખાતર નાખવું એ અતિ અગત્યનું છે. જે જમીનમાં ચુનાનો અંશ ઓછો તે જમીનમાં ચુના તથા જીપસમ (સલ્ફેટ ઑવ લાઇમ) નું ખાતર નાખવું સારૂં. ગાય, બકરાં, મેંઢાની વિષ્ટાનું ખાતર ઘણુંકરી હમેશાં નાખવું. તેમજ ગટરનું પાણી પણ ખાતર તરીકે ઉપયોગી ગણાય છે.

૨—જમીનની પસંદગી પછી વાવણી કરી પાંદડા તોડવાની સંભાળ લેવી અતિ અગત્યની છે. યૂરપ, યુનાઇટેડસ્ટેટસ અને કયૂબામાં તંબાકુના એકદમ પાંદડા તોડી એકત્ર કરતા નથી, પણ જેમ જેમ પાંદડા પાકે છે, તેમ તેમ ધીરે ધીરે તોડે છે. એજ મુજબ તુર્કસ્તાનમાં પણ પાકેલાંજ પાંદડા તોડે છે; પણ હિંદુસ્તાનમાં ઉતાવળ કરી બધાં પાંદડા તોડતા હોવાથી તેનો પાક સારો ઉતરતો નથી. તુર્કસ્તાનમાં આલ્બેનિયા અને સાલોનિક પ્રાંતની તંબાકુ વખણાય છે. ત્યાં પાંદડા 'તોડવાનું' કામ ૩ થી ૪ અઠવાડીયાં ચાલુ રહે છે. આટલા વખતમાં પાંચ વખત પાંદડા તોડે છે. સર્વ કાપણી સાથેજ કરતાં કાચાં પાકાં પાંદડા એકત્ર થઇ તંબાકુ બિગડે છે, તેને બદલે જો સઘળા પાંદડા પાક પર ચઢે ત્યાં સુધી થોભવું એ પણ નુકસાનકારક છે; કેમકે પ્રથમ પાકેલા પાંદડા વધારે વખત રહેતાં બિગડે છે; આથી જેમ જેમ પાંદડા પાકે તેમ તેમ કાઢવા પડે છે.

આ પાંદડા તોડી કાઢ્યા પછી તેને તૈયાર કરવા માટે ઘણી સંભાળ લેવી પડે છે. ઉપર જણાવ્યા મુજબ સંભાળથી કાપણી કર્યા પછી તેને કેળવતી વેળા જો સંભાળ નહિ લીધી હોય તો તંબાકુ બિગડે છે. તેને કેળવવા માટે પ્રથમ પાકેલા પાંદડાને સુકવવા નાખવાં પડે છે, પછી તેને રંગ ચઢે છે, પછી તે ઠીક સુકાતાં તે મુઠીમાં રહે તેટલાં લઇ તેની જુડીઓ બાંધે છે; અને પછી તેને ખાડામાં નાખે છે. પાંદડા કેળવતાં તેની વધારે સંભાળ લેવી પડે છે, પાંદડાને જલ્દી સુકાવા દેતાં તેમાં સુખ્યકરી તેને તડકામાં સુકાવા દેતાં તેમાંના કેટલાક તત્વો નિકળી જવાં

જોઇએ તે નિકળી જતાં નથી, અને તેથી તેની ક્રિયા તથા ચિકણુ પદાર્થનું પૃથ્થકરણ પૂર્ણપણે થતું નથી. પાંદડાંનાં જે ભાગ ઉપર તડકું પડતું નથી તે ભાગ લીલાસ ઉપર હોય છે, અને તડકું લાગેલો ભાગ પિળો બને છે, તે પાંદડા માહેલાં તત્વોનું પૃથ્થકરણ થયા વિના બનતો નથી.

પ્રથમ તંબાકુનાં પાંદડાનાં અરધા કટકા કરી તેના છેડા તદન કાઢી નાખે છે. આ વિભાગેલા પાંદડામાંનો અર્ધો ભાગ જરા ખોખરો કરે છે, અને બાકીનાં અરધાં પાંદડાને મીઠાના પાણીમાં બે વેળા પકાવે છે. આ રીતે પાંદડા પકાવી તંબાકુનો રસ બનાવે છે, તેમાં ફરી બીજાં પાંદડા પકાવે છે. આ રસ જાડો અને ચીકણો થતાં તેને એક મોટાં ટબમાં રેડે છે. પછી ખુમચારોકા મરોડીનાં વાસણમાં તંબાકુની ભૂકી નાખી તેની ઉપર આ રસ થોડી બાંડી મેળવી રેડે છે. પછી તે મિશ્રણ તેમજ ૮ દિવસ વેર રાખી ઠરવા દીયે છે એટલે તપકીર બને છે. આ તપકીરને દારની ખાલી બાટલીઓમાં ભરે છે.

કાલેનિજમાં સિગાર ઘણીખરી હાથ વડેજ બનાવે છે. ઇંગલંડમાં પણ ઉત્તમ પ્રકારની સિગાર હાથવડેજ બને છે, અને સાધારણ પ્રતિની સિગાર સાંચા વડે બને છે. ઈંગલીશ સિગારમાં 'જરમન' તંબાકુ ને ઉપર જેપાનીજ અથવા જાવાનું પાંદડું વિંટાળે છે. કાપેલી તંબાકુમાં પાણી અને ઍસેટિક ઍસિડ શિવાય કોઇપણ પદાર્થ મિશ્ર કરતા નથી, અને તે માટે અમેરિકન કામદારો ઘણાં ચોકસ રહે છે. તેમજ ત્યાં 'રોલ' અથવા 'કયાવ્હિડિશ' માં રૂચી લાવવા માટે પાણી, એસેટિક ઍસિડ, ઓલીવ્હ ઓઇલ અને 'ઇસનશિયન ઓઇલ' એ શિવાય કાંઇપણ મિશ્રણ કરવું નહિ એવો સખત કાયદો છે.

ગયા ૩૦ વર્ષમાં 'રોલ' અને 'કયાવ્હિડીશ' તંબાકુમાં ઘણો ફેરફાર થયો છે. સાધારણ ગર્મી આપી ખુલ્લા દબાણમ મહિના બે મહિના તંબાકુ દાબી કાઢતી એ આગલી 'રોલ' કરવાની રીત હતી. આકૃતીથી તંબાકુને કાળો રંગ આવે છે. પણ હાલમાં પ્રેસમાંજ કૃત્રિમ તર્હેથી તંમાકુને ગર્મી આપે છે, આથી હવે તે ચાર પાંચ દિવસમાં તૈયાર થાય છે. યૂરપમાં ચિરૂટમાં, જે તંબાકુ નાખી પીયે છે, તે અમેરિકન હોય છે. એને સખત હવામાં બનાવતાં નથી. આગળ તુર્કી અને વરજીનિયાની તંમાકુની સિગારેટ બનાવવામાં આવતી હતી. પણ હવે તો કોઇ પણ જાતની તંમાકુની સીગારેટ બનાવે છે. હાલમાં જે સિગારેટ બનાવવાનાં પાતરાં નિકળવાં છે તે વડે દર મિનિટે ૨૫૦ સિગારેટ તઇઆર કરી શકાય છે.

**તંબાકુનું તેલ.** સાધારણ પાણી કરતાં સહેજ વધારે ગરમી આપી (૨૧૦° ફેરન) તંબાકુનું તેલ કાઢી શકાય છે. આ તેલ મેલા તપકીરીયા રંગનું, રૂચીમાં કડવું, અને વાસમાં ગંદીલું હોય છે. એ એક અતિ કાતિલ ઝેર ગણાય છે. આ તેલમાં 'નિકોટીન' નામે તત્વ હોય છે. તંબાકુના બિયાં દાખીને પણ તેલ કાઢી શકાય છે. આ તેલ લીલા પિળા રંગનું હોઇ તેમાં ખરાબ ગંધ યા કાંઇ વાસ હોતી નથી. બિયામાંથી સેંકડે ૩૬ ભાગ તેલ નિકળે છે. ૧૫° અંશ ઉપર તેનું વિશિષ્ટ ગુરૂત્વ ૦-૯૨૩ છે. એ ૨૫° ઉપર ઠરવા માંડેછે અને હવા લાગતાંજ પિગળવા માંડે છે.

તંબાકુ ઔષધિ ઉપયોગમાં ઘણું આવે છે. એનાં સુકાં પાંદડામાં ઔષધિ ગુણ છે. કેટલાકો હાંફણ, ખાંસી, ઉંઘ નહિ આવતી હોય તો તંબાકુ પિવા ફરમાવે છે. તંબાકુ તેના ધુમાડા વડે સ્પર્શ જન્ય રોગ બીજ નિર્મુળ થાય છે. એમ દેશી વૈદોની સમજ હોવાથી કૉલેરાની મર્કી ફેલાતાં એનો ધુમાડો કરવાનું ફરમાવે છે. શુદ્ધ ગુડીનાં ઘુમડા માંહેલું પાણી 'મૂત્રવર્ધક' ગુણ ધરાવે છે

અને તેની નળીના થડમાં એક પ્રકારનું કાળું તેલ એકઠું થાય છે. તેને રતાંધળા-પણું તોડવા યા આંખમાંથી પર વહેતું હોય તો તે આંખમાં આંજવામાં આવે છે.

'બાથ' ખાતેની બ્રિટીશ અસોસિએશન મંડળ સનમુખ ડૉ૦ રિચર્ડસને "તંબાકુનો બેહદ ઉપયોગ" એ વિષય ઉપર એક નિબંધ વાચ્યો તેમાં તેણે 'તપકીર' વિશે જણાવ્યું હતું કે "વધારે તપકીર સુંઘવાથી અસહ્ય અજીરણ વિકાર થાય છે, તેમજ વધારે તંબાકુ ખાધાથી તથા પિધાથી (બિડી પીવાથી) માનસિક શકિત ક્ષિણ થાય છે. આજ વિકાર વધતાં સેવટે અર્ધાંગને ધ્રૂજરી થવાનો રોગ લાગુ પડે છે. પણ સાધારણ રીતે તેનો ઉપયોગ કરવાથી તખીયતમાં બગાડો થતો હોય તેમ જણાયું નથી."

તંબાકુ દમ, શ્વાસ ઉપર પિવા આપે છે. છિંક લાવવા સુંઘવામાં આવે છે અને તેના પાંદડાં વ્રૃષ્ણ વૃધ્ધિ ઉપર બંધાય છે. દાંત દુખતા હોય અથવા કળતા હોય તો તંબાકુ ઘસવાથી આરામ થાય છે પણ જો તેની ચાલુ ટેવ પડે છે તો તે ઘણીજ નુકસાનકારક અને ગલીચ આદત પાડે છે. ઝેરી પદાર્થ ખાધામાં આવ્યો હોય તો તે ઉપર જલ્દી ઉલટી કરાવવા માટે તબાકુને પાણીમાં ભેળી પાય છે. પણ તેમ પાતાં બહુ સાહુચેતી રાખવી પડે છે, કેમકે તંબાકુ પણ જાતે ઝેરી છે. તંબાકુ ચાલુ ખાધાથી મોંમાંથી દુર્ગંધી નિકળે છે, દાંતને નુકસાન પહોંચી કીટાયલા જેવા દેખાય છે, કફ થાય છે, આંખોને નુકસાન પોંહચી પિત્તવિકાર વધે છે. તેમજ તેને પિધાથી (બિડી પિધાથી) છાતીમાં કફ થઇ કાળજું કાળું પડે છે (બળે છે).

**તંબાકુનાં રસાયનિક ધર્મ ગુણ**—પાસેલ્ટ અને રિમને ૧૮૨૮ મા તંબાકુનું પ્રથમ પૃથઃકરણ કરી જોતાં ૧૦૦૦ ભાગમાં દ્રવ્યો સમાયલાં છે એમ શોધી કાઢયું હતું. (

| | |
|---|---|
| નિકોટાઇન ... ... | ...૦.૬ |
| નિકોટિઆનિન (એ ઉડી જનાર તેલ છે. એને તંબાકુનો કપૂર કહે છે)— | ...૦.૧ |
| કડવાં તત્વો ... ... ... | ... ૨૮.૭ |
| રાળ ... ... ... ... | ... ૨.૭ |
| આલબ્યૂમિન અને ગ્લુટિન... | ... ૧૩.૧ |
| ગુંદર ... ... ... ... | ... ૧૭.૪ |
| મૅલિક ઍસિડ, મૅલેટસ અને નાઇટ્રેટસ | ૭.૭ |
| બીજાક્ષાર—(પોટેશિઅમ) | ... ૧.૨ |
| ફોસફેટ ઓવ કયાલશિઅમ... | ... ૧.૭ |
| કાષ્ટ તંતુ, પાણી વગેરે ... | ... ૯૨૪.૮ |
| જુમલે. | ૧૦૦૦ |

હાલની શોધ ઉપરથી એમ સિધ્ધ થયું છે કે જૂદા જૂદા ઠેકાણેની તંબાકુમાં સેંદ્રિય દ્રવ્યમાં અંતર હોય છે. અને ઉપર જે નિકોટિનીનું પ્રંમાણ બતાવ્યું તે કરતાં આ તત્વ ઘણું ઓછું રહે છે એમ સિધ્ધ થયું છે.

પારિસમાં તંબાકુનુ પૃથ્થઃકરણ કરી જોતાં તેમાં સેંદ્રિય પદાર્થ મળ્યા તેનું પ્રમાણ દર-સેંકડે નીચે દર્શાવ્યા મુજબ હતુ.

નિકોટિન—(કા૦ ૧૦ હૈ. ૧૪-નૈ.-૨૦) ૧૦૫—૯ (સેંકડે)

ગર્મી આપી કાઢેલું તેલ ......ઘણું થોડું.

નિકોટેનિન........ ............ સેહેજ.

મૅલિક અને સાઈટ્રિક ઍસિડ ૧૦-૧૪(સેંકડે.)

એસેટિક ઍસિડ — તાજા લીલા પાંદડામાં ઘણું થોડું, પાંદડા જેમ જેમ પાકતા જાય તેમ તે વધેછે. તપકીરમાં સેંકડે ૩ ટકા હોયછે.

ઑક્સેલિક ઍસિડ......સુમારે પાંચ ટકા (સેંકડે). રાળ, ચર્બી અને ઇથરની મદદથી કાઢી શકાય તેવા પદાર્થો...૪૦૫ (સેંકડે) સાકર...પાંદડામાં થોડી, નેસોમાં વધારે, પાકપર ચઢતાં નિર્મુળ બને છે.

સેલ્યૂલોજ..........; ૭-૮ (સેંકડે.)

નાઇટ્રેટ અને ઍમોનિયા...૨૫ (")

(નિકોટાઇન દ્રવ્ય તેલ જેવું પાતળું હોય છે, તેને કોઇપણ પ્રકારનો રંગ હોતો નથી, ૧૫૦ સેં. ઉપર એનું વિશિષ્ટગુરૂત્વ ૧૦૦૨૭ હોય છે. ૨૪૭૦ સેં॰ ઉપર એ ઉકળે છે. ૧૦° સેં. ઉપર એ જાડું બને છે. હવા અને પ્રકાશ યોગે એ તપકિરિયો રંગ પકડે છે. જૂદી જૂદી જાતની તંબાકુમાં આ નિકોટિન તત્વ જૂદા જૂદા પ્રમાણમાં મળે છે, હવા, ખેતી કરવાની રીત અને તૈઆર કરવાની રીત ઉપર એનાં તત્વના પ્રમાણ રહે છે. આ તત્વથી તંબાકુને જ્વલંતપણું આવે છે, પણ તે સુગંધી બની શકતો નથી.

તંબાકુની રાખ માહેલાં દ્રવ્યો—તંબાકુનાં ઝાડ જમીનમાંથી ખનિજ દ્રવ્ય ઘણાં શોષી લીયે છે. ચાર રતલ તંબાકુ બાળતા (સુકા પાંદડાં) તેમાંથી ½ રતલ રાખ નિકળે છે. આ રાખમાં વધારે ભાગ અવિદ્રાવ્યા ખારનો હોય છે. મુખ્ય તત્વો 'કાર્બોનેટ ઑવ લાઇમ વધારે હોય છે. વિદ્રાવ્ય દ્રવ્યમાં પોટેશ ક્ષારનો અંશ વધારે હોય છે. જોન્સટનના રચેલા 'હાઇકાયગ્રેડ' નામે ગ્રંથમાં નીચે પ્રમાણે કોષ્ટક આપેલું છે.

| રાખનું દર સેંકડે. | પોટૅશ. | સોડા. | મૅગ્નેસિયા. |
|---|---|---|---|
| ૨૪.૦૮ | ૨૭.૪ | ૩.૭ | ૧૦.૫ |

| ચુનો. | ફૉસ્ફોરિક ઍસિડ. | સલ્ફ્યુરિક ઍસિડ. | સિલિકા. | ક્લોરિન. |
|---|---|---|---|---|
| ૩૭.૦ | ૩.૬. | ૩.૯ | ૯.૬ | ૪.૫ |

હિંદુસ્તાનની તંબાકુમાથી ૧૬ અને ૨૮ દર સેંકડે રાખ નિકળે છે. રાખ ઓછી વધારે પડવી એ જમીનના ગુણ ઉપર આધાર રાખે છે, પણ સિલિકા તત્વ માત્ર પાંદડાની ઉમર અને તે વધવાનું પ્રમાણ ઉપર આધાર રાખે છે, એમ પ્રો॰ જોન્સટન જણાવે છે. ખુદ તંબાકુનાં ગુણ અને જુમલે રાખનું પ્રમાણ આ બે વચ્ચે સંબંધ જણાતો નથી. ખનિજ દ્રવ્ય શિવાય તંબાકુમા ઍમોનિયાનો ક્ષાર અને નાઇટ્રેટ પદાર્થ હોય છે. પાંદડા કરતાં પાંદડાની નસોમા નાઇટ્રેટ અંશ વધારે હોય છે.

જૂદા જૂદા પ્રકારનાં ખાતરોથી તંબાકુની જ્વલન શક્તિમાં અંતર પડે છે કે કેમ એનો અનુભવ મી॰ નેસલરે લઇ જણાવ્યું છે કે, " જે જમીનમા પોટેશ ક્ષાર વિશેષ હોય છે ત્યાંની તંબાકુ સારી ઉપજે છે; અને તેની રાખમાં પોટેશિઅમ કારબોનેટ નિકળે છે. સિગારની રાખ શુદ્ધ સફેદ થવી અને તે સારી રીતે બળી શકે તેમાથી એક પ્રકારનો સુગંધ નિકળી શકે એનો બધો આધાર પોટેશિઅમ કાર્બોનેટ ઉપર રહે છે;

એમ મી॰ બ્રોટન કહે છે. ઇ૦ આર૦ ડુરેલનાં જણાવવા મુજબ ઉત્તમ તંબાકુની રાખમાં સફેદપણું, સોડીઅમ, અને પોટેશિઅમ ક્ષાર ઉપર આધાર રાખે છે. પાંદડું બળતા પોટેશિઅમ ક્ષાર ફુલે છે; તંતુ છુટે છે, અને તેથી તંબાકુ બરાબર બળે છે.

તંબાકુના ધૂમાડા માહેલાં તત્વો–ડૉ૦ રિચર્ડસને બ્રિટીશ ઍસોસિએશન સામે વાચેલા તંબાકુ વિષેના નિબંધમાં જણાવ્યુ હતું કે, તંબાકુ પીતાં તેના ધૂમાડામાં નીચલા દ્રવ્યો છેઃ—પાણી, સ્વચ્છ કારબન, ઍમોનિઆ, કારબોનિક ઍસિડ; નિકોટીન, ગર્મી લાગી નિકળનાર તેલ અને રાળ જેવાં કડવા પદાર્થો હોય છે. તેમજ વરાળ રૂપે પાણી, કાર્બનની સૂક્ષ્મ રજકણો અને કારબનયોગે ધૂમાડો બલૂ રંગ પકડે છે. ઍમોનિઆ કારબોનિક ઍસિડનાં સંયોગથી વાયૂ રૂપે હોય છે, અને કારબોનિક ઍસિડ પુષ્કળ હોય છે. નિકોટાઇન દ્રવ્ય ઉડી નહિ જઇ શકે તેવું હોવાથી તે નળીમાંજ રહે છે. ગર્મીની મદદથી નિકળતુ તેલ ઉડી જાય છે, અને આજ તેલને પ્રતાપે તંબાકુના ધૂમાડાનો વાસ આવે

છે. રાળ જેવો પદાર્થ કાળા રંગનો હોય છે અને તેની રૂચી બેહદ કડવી હોય છે.

**તંબાકુનો વેપાર** દુનિયાંમા કેટલો ચાલે છે તેનો ચોકસ આંકડો મળવો મુશકેલ છે, પણ અજમાસે ૦૪,૪૮૦૦,૦૦,૦૦૦ પાઉંડ (અત્રે ૧૦ રૂપીયાનો પાઉંડ ગણેલો છે.) ની તબાકુ ખપતી હશે, અને ૮૦૦૦૦૦૦ એકર જમીન કરતાં વધારે એના પાક માટે રોકાયલી હશે એમ ફ્રેન્ચ સ્ટયાટિસ્ટિકલ સોસાયટી જણાવે છે. નીચે દર્શાવેલા કોઠામાં ૧૦૦ વર્ષમાં એનો વેપાર વેહવાર કેટલો વધતો ગયો તે જણાશે. શરૂઆત ૧૭૯૦થી છે.

| ઈ. સ. | માલનો ખપ-મણ પાકો. | ઉતપન્ન રૂપીયા (અત્રે રૂ ૧૦ નો પોંડ પકડી કિંમત દર્શાવી છે.) |
|---|---|---|
| ૧૭૯૦ | ૧૩૩૭૫૩ | ૬૬૬૮૦૪૦ |
| ૧૮૦૦ | ૨૪૩૬૨૭ | ૧૩૮૮૧૬૩૦ |
| ૧૮૧૦ | ૨૬૪૧૬૩ | ૨૦૭૩૪૯૫૦ |
| ૧૮૨૦ | ૨૦૬૪૯૪ | ૨૯૦૪૨૫૧૦ |
| ૧૮૩૦ | ૨૩૬૨૪૦ | ૨૮૨૮૯૬૮૦ |
| ૧૮૪૦ | ૨૮૭૧૪૩ | ૩૪૩૧૯૦૮૦ |
| ૧૮૫૦ | ૩૪૪૨૨૬ | ૩૩૩૭૨૫૮૦ |
| ૧૮૬૦ | ૪૩૮૮૩૪ | ૫૫૨૯૪૦૦૦ |
| ૧૮૭૦ | ૫૦૬૦૬૬ | ૬૪૩૩૧૪૭૦ |
| ૧૮૮૦ | ૬૦૨૩૯૫ | ૮૪૩૩૫૩૮૦ |

હિંદુસ્તાનમાં તંબાકુની મોટી ખેતી થાય છે તે છતા બાહારથી ઉંચી સુગધી તબાકુ પુશકળ આવે છે. એનું પ્રમાણ નીચલા કોષ્ટક ઉપરથી જણાશે.

આયાત તંબાકુ

| ઇ૦ સ૦ | રૂપીયા. |
|---|---|
| ૧૮૭૬ માં | ૭,૬૪,૦૦૦ |
| ૧૮૮૨ માં | ૬,૩૧,૦૦૦ |
| ૧૮૯૨ માં | ૧૬,૬૦,૦૦૦ |
| ૧૮૯૪ માં | ૨૪,૭૬,૦૦૦ |

આયાત થયા છતાં અત્રેથી તંબાકુ નીકાશ કરવામાં આવે છે, તેનું પ્રમાણ નીચલા કોષ્ટક ઉપરથી જણાય છે.

નિકાશ તબાકુ

| ઇ૦ સ૦ | રૂપીયા. |
|---|---|
| ૧૮૭૬ માં | ૧૬૯૫૦૦૦ |
| ૧૮૮૨ માં | ૧૧૫૦૦૦૦ |
| ૧૮૯૨ માં | ૧૩૬૬૦૦૦ |
| ૧૮૯૪ માં | ૧૩૯૪૦૦૦ |

**તંબુ**—દુનિયાંના દરેક દેશોમાં મુસાફરી તથા લઢાઇ દરમ્યાન મુકામ કરતાં ચડી, તડકું યા વર્સાદથી તનનો બચાવ માટે રહેવા વકી તબુઓ મકાનની ગરજ સારે છે. મ્હોટા ૪ ડોલવાળા તંબુ કે જે ૨૮ ફીટ લાંબા ને ૧૬ ફીટ પોહળા હોય છે તે ૬૭૦ રૂપીયાની કિંમતે મળે છે, ને ૨૩+૧૪ વાળા ૫૨૦ રૂપીયે મળે છે.

એક 'પોલ' વાળા તબુ ૧૬ ફીટ ચોરસ હોય તો ૪૫૦ રૂપીયે ને ૧૨ ફીટ ચોરસ હોય તો ૩૧૦ રૂપીએ મળે છે.

પહાડી તબુ આસપાસની દેવાલ સાથે ૧૪ ફીટ ચોરસ ૨૬૫ રૂપીયે ને ૧૦ ફીટ ચોરસ હોય તો ૨૦૦ રૂપીયે મળે છે.

સ્વિસ કૉટેજ તંબુ ૧૬ ફીટ ચોરસ હોય તો ૩૫૦ રૂપીયે ને ૧૨ ફીટ ચોરસ હોય તો ૩૦૦ રૂપીયે વેચાય છે.

રાહુટી ૧૬ ફીટવાળી ૨૧૦ રૂપીયે ને ૧૩+૧૨ ફીટવાળી ૧૭૫ રૂપીયે વેચાય છે.

આરબોનાં ભટકતા ટોળાઓ તંબુનાંજ બનાવેલાં રેહઠાણોમાં વસે છે અને તેથી તેમના તંબુ ગજાવર કદનાં હોઈ તેમાં જનાનખાનાના જુદા જુદા ઓરડા હોઇ એક તંબુને અનેક ભાગોમાં વેહેચેલો હોય છે.

**તમ્બ્રર**—અરબસ્તાનમાં ઉગતું એક જંગલી વૃક્ષ. એની ઉપર લાંબી અને જાડી શિંગો આવે છે. આ શિંગને હિંદમાં મસકતી આમલી કહે છે. એનો સ્વાદ ગળચટો હોય છે, કેમકે તેમાં સેહેજ ખટાશ હોય છે. લોકો આ શિંગોને છાલ સાથે ખાય છે.

**તમરૂ**—આ જાણીતું પ્રાણી છે છતાં ઘણાકો એનાથી તદન અજાણ્યા છે, પણ એમો અવાજ તો હરેશાં સાંભળવામાં આવે

છે, પણ તે દેખાતું નથી. કેટલીક વેળાતો માત્ર તેનો અવાજ સંભળાય છે પણ તે કદી દેખાતું નથી; આથી સંસ્કૃતમાં તેને અદૃશ્યઝિલીસ્વન ને નામે ઓળખવામાં આવે છે. આ પ્રાણી ૧ થી ૧।। ઇંચ લાંબુ હોય છે. તેનો રંગ મેલો હોય છે, તેને પકડવાનું કામ જરાએ મુશકેલ નથી. તેને દરમાંથી ખેંચી કાઢયા પછી ઉજેરડામાં મેલતાં તેની આંખો ઉજેરડાંથી ઝાંખ મારે છે અને તેથી તે આવી સ્થિતિમાં દોડી શકતું નથી. એના દરમાં લાકડી મેલતાં તેને તે ઝટ પકડી બાહેર નિકળી પડે છે. આથી ફ્રેન્ચોમાં એક કહેવત છે, કે "તમરૂ કરતાં પણ મૂર્ખ" યાને તેને જે મ્હોતલ્વારે લઇ જનાર લાકડી તે સામે આવતાંજ તેથી બચાવ સોધવાને બદલે તેનેજ વળગી બાહેર નિકળી પડી પોતાનો નાશ કરે છે.

તમરૂની ૩ જાત છે. એક જાત ઘેરમાં દર કરી પડી રહે છે તેને 'હાઉસ ક્રિકેટ (House cricket) અથવા ગૃહઝિલ્લી કહે છે; બીજી જંગલમાં રહેતી વુડ ક્રિકેટ (Wood cricket) અથવા વનઝિલ્લી કહે છે; અને ત્રીજીનાં આગલા પગ ઘૂસ જેવાં હોય છે તેને મોલ ક્રિકેટ (Mole cricket) આખુઝિલ્લી કહે છે. એનાં પગ માત્ર દેખાવમાંજ ઘૂસ જેવાં હોતાં નથી પણ તે પગ વડે ઘૂસ પ્રમાણે દર વટીક ખોદી શકે છે. પૂર્ણ અવસ્તાએ પોહચેલા તમરૂનો રંગ તપકિરીયા હોય છે, તેને ૪ પાંખ હોય છે જે વડે તે ઉડી શકે છે. ઉડતી વેળા તે ઘડીઘડી જમીન ઉપર પડે છે. એકદમ લાંબા છેટા સુધી તેનાથી ઉડાતું નથી. આ પ્રાણીનાં પંખ જોવા લાયક હોય છે. માદા અને નરનાં આગલા પંખ જૂદી જૂદી તર્હાના હોય છે. માદીનાં પેટનાં છેડાને વચમાં બે લાંબા છેડા હોય છે, તે યોગે જમીનને છિદ્ર પાડી તે તેમાં ઈંડા મેલે છે. આ છેડાનાં બેઉ બાજુએ બીજા બે છેડા હોય છે તેની ઉપર ઝીણા ઝીણા બાલ હોય છે. આ છેડા માદી પ્રમાણે નરને પણ હોય છે, અને પાછળથી કોઇ શત્રૂ આવતાં સ્પર્શેન્દ્રિદ્વારે તેનું જ્ઞાન થવાનાં તે ઉપયોગી હોવું જોઇએ.

તમરૂ દિવસનાં દરમાંથી બાહેર નિકળતું નથી. રાત્રે માત્ર ભક્ષ માટે બાહેર નિકળે છે. તેને પંખ વડે ઉડતાં આવડે છે છતાં તે ઉડતું નથી પણ તે તીડ પ્રમાણે કુદકા મારતું ચાલે છે. આ પ્રાણી માંસહારી નથી. વનસ્પતિ અને તેમાંથી પડતી દુર્ગંધી એની પર તે નિર્વાહ કરે છે. બેઉ તમરૂને એક જગે કેદ કરી રાખ્યા હોય તો તેમાં જે બળવાન હોય છે તે નબળાને મારી ખાય છે.

તમરૂને ઘડીઘડી પાણીની તરસ લાગે છે, અને પાણી પિવા જતાં તેમાં પડી તેઓ મરણ પામે છે. ખેતરમાં તમરૂનો ઉપદ્રવ થતાં યૂરપમાંના ખેડુતો ખેતી મધે જગેજગ પાણીનાં વાસણો દાટે છે એટલે થોડાજ દિવસમાં તમરૂ ટોળાબંધ તેમાં જઇ પડી મરણ પામે છે.

તમરૂ દરવેળા ૨૦૦ થી ૩૦૦ ઈંડા મેલે છે. ઈંડામાંથી બાહેર પડતાં જીવડા સફેદ રંગના હોય છે. પછી તે કાળો રંગ પકડી છેવટે તપકિરીયા રંગ પકડે છે. તપકિરીયા રંગ ફુટતા તેને પાંખો ફુટે છે એટલે તે પુરતી ઉમરનું થએલું ગણાય છે.

તમરૂ જે અવાજ કાઢે છે તે મ્હોડામાંથી કાઢતું નથી. માદીતો તદન અવાજ કાઢતીજ નથી, અને અવાજ કાઢવાનું તેની પાસે સાધનજ નથી. નરની ગાવાની મતલબ માદાને પોતાપર લુબ્ધ કરવાની હોય છે. નર જે અવાજ કાઢે છે તે પોતાની બે પાંખો એકમેક ઉપર ઘસી કાઢે છે. પાંખને પાછલી બાજુએ કરવત જેવાં ઝીણા ઝીણા દાંતા હોય છે, અને આ કરવતી પરસ્પર ઉપર ઝડપથી ઘસે છે, જેથી અવાજ નિકળે છે. અવાજ સાંભળવા માટે તમરૂને ઇશ્વરે કર્ણેંદ્રિય આપેલાં છે. આગલા પગ સાંધા પાસે એક જગે પોકળ હોય છે, અને ઓરડીને જે પ્રમાણે સામ સામી બારીઓ હોય છે તેની તે

પોલાણને બારીઓ હોય તે એક પ્રકારની પાતળી ચામડીથી મઢેલી હોય છે. આ ત્વચાની અંદરની બાજુએ જ્ઞાનતંતુ હોય છે. હવામાં એકાદ અવાજ થતાં ત્વચા અને જ્ઞાનતંતુ યોગે તમરૂને તેનું જ્ઞાન થાય છે.

તમરૂના અવાજ માટે જૂદી જૂદી પ્રજામાં તરેહવાર વ્હેમો છે. યુરપમાં પ્રાચીનકાળમાં કેટલાક લોકોની એવી સમજ છે કે, જે ઘેરમાં તમરૂ બોલે છે ત્યાં માહાસંકટ આવવાની આગાહી થએલી જાણવી, આથી તેને ઘેરમાંથી હાંકી કાઢવા માટે તરેહવાર ઇલાજો યોજવામાં આવતા. ભારે અવાજનું વાજીંત્ર યા ઢોલ વજાડવાથી આ પ્રાણી નહાશી જાય છે. કેટલીક પ્રજા તેના અવાજથી આનંદ માને છે. આફ્રિકામાં તમરૂને પકડી પીંજરામાં મેલી વેચે છે, તેમજ તેના ખરીદનારા પણ પુશકળ મળે છે.

તમરૂને ચેતન શકિત તથા આગાહી કરવાની પણ શકિત હોય છે, જે વિષે ઘણી કથાઓ પ્રસિધ્ધ છે.

તમરૂની ત્રણ જાતો છે. એઓ કોઇ વેળા ટોળેટોળાં થઇ ખેતરોમાં ઉતરી પડી પાકનો નાશ કરે છે. તમરૂ પૂર્ણ ઉમરે ૩ વર્ષે પોંહચે છે. એ પોતાના બચ્ચાંની સંભાળ ઘણી કાળજી અને વ્હાલથી લીયે છે અને તેઓ મ્હોટાં થાય ત્યાંસુધી તેમને ખોરાક લાવી ખવાડે છે.

**તમાલવૃક્ષ**—આ વૃક્ષનાં પાંદડા 'તેજ પન'ને નામે સેંકડો વર્ષો થયાં પ્રસિદ્ધ છે; અને તેને મસાલામાં વાપરવામાં આવે છે. આ જાતથી તજનાં વૃક્ષ તદન જૂદાજ છે, પણ એને કેટલાકો 'તમાલતજ' પણ કહે છે. આ વૃક્ષ સિંહલદ્વિપમાં ઘણા ઉગે છે.

**તરકી**—આ પક્ષી અસલ ઉત્તર અમેરિકાનું વતની છે, પણ તેને સોલમી સદીમાં યુરપ મધે લાવવામાં આવ્યું હતું. એ જ્યારે જંગલમાં વસે છે ત્યારે દર વર્ષનાં અકટોબર મહિનાને છેડે પોતાનાં રહેઠાણ આગળથી બીજે ગામ જવા નિકળે છે. તરકીની માદા પોતાનો માળો એક છુપી અને એકાંત સલામત જગ્યાએ બાંધે છે, અને હમેશાં ત્યાં જાવઆવ કરતાં એક માર્ગે નહિ જતાં આડે તીરે રસ્તે જઇ દુશમનથી માળાની સંભાળ રાખે છે. એના બચ્ચાંની એ ઘણી સંભાળથી જતન લઇ પાંખ આવે ત્યાંસુધી પાણીના ખબોચ્યાં કે ભિની જગ્યા આગળ જવા દેતું નથી. ૧૫ દિવસનું બચ્ચું થતાં તેને લઇ ઝાડપર જઇ વસે છે.

તરકીની એક બીજી જાત 'હોનડયૂરસ' તરકી કહેવાય છે. એ અમેરિકાના 'હોનડયૂરાસ' અને 'યુકેતન' પ્રગણાનાં જંગલમાં વસે છે. તરકી જ્યારે પુખ્ત થાય છે ત્યારે લંબાઇમાં ૪ ફીટ હોય છે.

પાળેલા તરકીના પીછાંનો રંગ જંગલી તરકીના જેવો ખુબસુરત હોતો નથી. આ પક્ષીને 'તરકી' નામ આપવામાં આવ્યું તે એવી સમજથી કે એ અસલ તુર્કસ્તાનનું વતની હશે, પણ એ નામ ભૂલભરેલી રીતે અપાયલું છે.

'કેનતકી' અને 'ઇંડીયા'નાં જંગલોમાં એના ટોળેટોળાં વસે છે. જ્યારે જગ્યા બદલવાની હોય છે ત્યારે એ 'ટોળાઓ' ઓહીઓ અને 'મસીસીપી' આગળના મુલકો ભણી કુચ કરી જાય છે. એમ કરવા માટે એઓ મોટા મોટા કાફલા બનીને પગ રસ્તે ચાલીને જાય છે. એઓ પોતાની પાંખનો ઉપયોગ કદાચજ કરે છે; પણ જ્યારે કોઇ એઓ ઉપર હુમલો કરે છે અથવા તો નદી ઓળંગવી હોય ત્યારેજ ત્યાંખોનો ઉપયોગ કરે છે.

**તરખાન**—આ નામનો એક માનવંત ખેતાબ એશિયા ખંડનાં મધ્ય ભાગનાં રાજ્યોમાં તથા હિંદુસ્તાનના મોગલ શેહેનશાહતમાં ઘણો પ્રસિધ્ધ હતો, અને તે રાજ્યકર્તા તરફથી કોઇ કદાચજ એખાદ બે મોટી નામના પામેલા અમીરોને બક્ષવામાં આવતો. મોગલ શેહેનશાહાતમાં તે ઔરંગઝેબના અમલ સુધી ચાલુ હતો. આ ખેતાબ વંશપરંપરે

ચાલુ રહેતો. આ ખેતાબ ધરાવનારને નીચે મુજબનાં ખાસ હક્કો બક્ષવામાં આવતા હતા. તે એક તબલ ધરાવી શકતો, તુમાનતોગ નામનું છત્ર રાખી શકતો, નકારખાનું રાખવાનો હક ધરાવતો, જંગલનો ચોકસ ભાગ તે પોતા માટે ખાસ રાખી શકતો અને જે તેમાં વગર પરવાને દાખલ થતો તેને તે ગોલામ બનાવવાનો હક્ક ધરાવતો, અને તે પોતાના ટોળાનો વડો સરદાર ગણાતો. દરબારમાં સર્વે અમીરો તરખાનની જમણી તથા ડાબી બાજુએ અર્ધચંદ્રકારમાં ગોઠવાઈને બેસતા હતા.

કેટલાક રાજ્યમાં તો તેમને અહીં સુધી હક મળતા કે તરખાનના ન૰ પેઢી સુધી કોઇ પણ ગુન્હો કરતાં તેને માફ થતા, પણ નવથી વધુ ગુન્હા થતાં તેને સજા થઇ શકતી. જો કોઇ તરખાનથી ખૂન થતું તો તેને બે વર્ષનાં શ્વેત સફેદ તટ્ટૂપર બેસાડી તેનાં પગ તળે સફેદ કપડું પાથરતા. તેને જો મોતની સજા થતી તો તે તેની ફસ ખોલી અમલમાં મેલતા. આવો રેવાજ તઇમુરના અમલમાં હતો.

જંગીઝખાને આ ખેતાબ કશલિક અને બાતાખાનને આપ્યો હતો, સબબ તેઓએ તેને દુશમનનાં લશકર વિષેની ખબર પોંહચાડી હતી. મોગલ અમલમાં તરખાનને દરબારમાં હાજર રહેવાની ફર્જમાંથી મુક્ત કરવામાં આવતા. વળી જંગીઝખાનનાં અમલમાં તો તરખાનને લડાઈમાં મળેલી લુટમાંના હિસ્સામાંથી પાદશાહનો ભાગ જુદો કાઢી આપવાની ફર્જમાંથી મુકત કરવામાં આવતો.તેમુરલંગના અમલમાં તરખાન પાદશાહના મેહેલનાં ગમે તે ભાગમાં વગર હોકમે દાખલ થવાનો હક ધરાવતો.

**તરટી**—આ વનસ્પતિ એ હાથ ઉંચી વધે છે. એનાં પાંદડા લાંબા ને બિડાયલાં હોઇ તેની ઉપર. લાલ રંગના ફૂલો આવે છે. આ ઝાડને કાંટા હોય છે; એનો ઉપયોગ કફ મટાડવા દેશી તબીબો કરે છે.

**તરબુજ**—( જુઓ કલિંગડ.)

**તરવારા**—પાલનપુરનાં દેશી રાજ્યને તાબેનું એક નાહનું રાજ્ય. એની ઉત્તરે દીયોદર, કાંકરજ; દક્ષિણે રાધનપૂર; પશ્ચિમે બહાદરપૂર. ક્ષેત્રફળ ૧૨૫ ચોરસ મૈલ છે. વસ્તી ૮૮૪૯ ની છે. અત્રે એપ્રેલથી જુન સુધી સખત તાપ પડે છે, રાજ્યની વાર્ષિક મેહેસુલ ૧૨૦૦ પૌંડની છે. રાજ્યકર્તા ઠાકોર બલુચી મુસલમાન છે, અને તેમનું નામ નથુખાન છે.

**તરસ**—આ પ્રાણી કુતરા અને વરૂનાં વર્ગનું છે. એ કદે વરૂ જેવડું હોઈ મ્હો કુતરા જેવું, દુમ બિલાડી જેવી અને પગ વરૂના જેવા ( મુખ્યકરી પાછળા ) હોય છે. એની ચામડીનો રંગ પિલાસપર ભૂરો હોઇ પુછડી ટુંકી અને તે ઉપર બાલ હોય છે.

તરસના દાંત મજબૂત અને કાપવા કરતાં દળવાને (ચાવવાને) વધારે લાયક છે. તેમનાં જડબાં ઘણાંજ બળવાન છે અને તે વડે અતિશય ભારે શિકાર તેઓ સહેલથી ઉંચકી શકે છે. તેમનું માથું મોટું અને દુમ બિલાડીની દુમની જેવી ખરબચડી હોઇ પંજા શિકારને ફાડવા કરતાં જમીન વધારે ખોદવા લાયક છે.

આ પ્રાણી એશિઆ તથા આફ્રિકાનું વતની છે. એની બે મુખ્ય જાતો છે; જેમાં એક જાત એશિયાટિક 'તરકી, બારબેરી, ઇજીપ્ત, ન્યુબિયા, એબિસિનીયા, સિરિયા, ઇરાન અને આફ્રિકાના કેટલાક ભાગોમાં વસે છે, અને બીજી જાત જે રંગમાં જરા રતાસ ઉપર હોય છે તે, દક્ષિણ આફ્રિકા અને કેપનું વતની છે.

તરસની જાતના જાનવરનાં હાડકાં યુરપ ખંડમાં પણ ઘણે ઠેકાણે 'દટાયલાં મળી આવ્યાં છે, તે ઉપરથી માલમ પડે છે કે અસલ આ પ્રાણી યુરપ ખંડનુ વતની હશે.

તરસ ઘણું વિકાળ હોવા છતાં બાલ્યાથી ઉછેર્યું હોય તો પાળી પણ શકાય છે. એ વિકાળ હાલતમાં સિંહ યા વાઘની પણ દરકાર કરતું નથી. એ શિકારની શોધમાં રાત્રે

ભમે છે અને મુવેલા પ્રાણીનું માંસ હોંસથી ખાય છે. એ રાત્રે ભસે છે ત્યારે તેનો અવાજ રૂદનના જેવો કર્કશ સંભળાય છે. એ એશિઆ તથા આફ્રિકાના ગરમ ભાગોમાં પણ વસે છે અને પહાડ તથા ગુફામાંના કોતરમાં ભરાઇ રહે છે. એ ઘોર ખોદીને પણ શબ ખાઇ જાય છે. રાત્રે એની જોવાની શક્તિ કાયમ રહે છે.

ટપકાં ટપકાંવાળો તરસ મોટા કૂતરાના જેવડો લગભગ હોઇ તે દક્ષિણ આફ્રિકામાં વસે છે. આ તરસ મડદાં ખાવા બહુ તલપે છે. એ આફ્રિકાનાં ગંદા કસબા અને ગામડાંનો ભંગીઓ એટલે સાફ કરનાર છે. આ તરસ ઘણોજ બીકણ છે. જે એનાથી બીતો નથી તેનાથી એ દૂર નહાસે છે પણ જે પ્રાણી એનાથી દૂર નહાસે છે તેની પાછળ દોડે છે. તે ઘણો વેહેમી છે અને એનામાં નવું જાણવાની ઘણી હોંસ હોય છે. દરેક વસ્તુને તે બારીકાઇથી તપાસે છે. એમ છતાં પણ કોઇ વાર લોકો ટપકાંવાળાં તરસનું બચ્ચું પકડીને તેને પાળે છે, જે કૂતરા જેવું અસીલ અને માયાળુ નિવડે છે.

ચટાપટાવાળો તરસ ઉત્તર આફ્રિકા, એબિસિનિયા, અરબસ્તાન, ઇરાન, એશિઆઈ તુર્કસ્તાન, સિરિઆ અને હિંદમાં વસે છે. આ તરસ મડદાં ખાવાનો બહુ શોખ ધરાવે છે આથી એને ઘોરખોદુ કહે છે.

તરસને પીંજરાંમાં પુરી રાખ્યો હોય તો તેને એક દિવસમાં ૪ રતલ ખોરાક ને ૩ પાઇંટ પાણી આપવું પડે છે.

તરસ વિષે તહેવાર વેહેમો છે. કોઇ કહે છે કે આ પ્રાણી પોતાના શરીરનો રંગ પોતાની મરજી પ્રમાણે બદલે છે, કોઇ કહે છે કે એની આંખમાંની કીકી કાઢી લઇ તેને જો મનુષ્યની જીભ ઉપર મેલી હોય તો તે ભવિષ વર્તી શકે છે. કોઇ જણાવે છે કે એની ગરદનમાં સાંધો હોતો નથી.

**તરસ (પાણીની)**—તરસ ભૂખ કરતાં અત્યંત તિક્ષણું હોય છે. થોડાંક અઠવાડીયાં સુધી ખોરાક ન મળે તો મનુષ્યની શક્તિ ક્ષિણ થતા વાર લાગે છે, પણ તરસ લાગતાં તે ઝાઝા દિવસ છિપાવી શકતો નથી. પાણી વિના જીંદગીનો અંત ઘણો જલ્દી આવે છે, કારણકે મનુષ્યનાં શરીરમાં બીજી વસ્તુઓ કરતાં પાણીનો ભાગ વિશેષ હોય છે. મનુષ્યમાં $\frac{7}{10}$ ભાગ પાણી હોય છે, યાને ૧૦૦ રતલ વજનના મનુષ્યમાં ૭૦ રતલ પાણી ને બાકીનો ભાગ બીજા પદાર્થોનો છે. પરસેવા માર્ગે શ્વાસોશ્વાસદ્વારે શરીરમાંથી પુશકળ પાણી નિકળી જાય છે, માટે આ થતા ઘટાડાને પાણીથી કરી પુષ્ટી આપવી પડે છે. શરીરમાથી પાણીનો અંશ ઘટતાં તરસ લાગે છે.

ગરમિની મોસમમાં પરસેવો વધારે પડતો હોવાથી તરસ વધારે લાગે છે, ને થંડીમાં તેટલી તરસ લાગતી નથી.

મનુષ્ય પોતાનાં શરીરમાં પાણી પીનેજ પાણીનો ઉમેરો કરતા નથી, પણ તેના ખોરાક માંહે મિશ્ર રહેલો પાણીનો ભાગ પણ દાખલ થાય છે. જેમકે રોટલીમાં અરધો અરધ ભાગ પાણી હોય છે, ત્યારે ઘણા ખરા ફળોમાં પાણીનો વિશેષ ભાગ હોય છે. તરસ ઘણી લાગી હોય તે વખતે નાહવામાં આવે તો તરસમાં ઘણો ઘટાડો થાય છે. એમ થવાનું કારણ મનુષ્ય શરીરમાં જોઇતું પાણી ચામડી માંહેલાં છિદ્રવાટે બદનમાં દાખલ થાય છે. જે હવામાં આપણે ફરીએ છિયે અને શ્વાસોશ્વાસ લઇએ છિયે તે હવામાં પણ પાણીનો ભાગ છે કે જે ચામડીદ્વારે શરીરમાં પ્રવેશ કરે છે.

ડૉક્ટર લૉર્ડનરના જણાવવા મુજબ મનુષ્ય પોતાંના શરીરમાં જેમ પાણીનો મ્હોટો ભાગ દાખલ કરે છે, તેમ તેનાં શરીરમાં પોતાની મેળે પણ કેટલુંક પાણી ઉત્પન્ન થાય છે. દરરોજ શરીરમાંથી ૮૦ ઔંસ કરતાં વધુ પાણી નિકળી જાય છે, ને ખોરાક તથા પીધામાં ૬૦ ઔંસથી વધારે દાખલ થાય છે.

**તરીંગા**—ગુજરાતમાં દાંતાથી ૨૦ મૈલ દક્ષિણે જૈનોનું મોટું પવિત્ર ધામ છે. અહીં તારણ માતાનું ને શ્રી અજીતનાથ તથા શંભવનાથ એ તીર્થંકરોનાં જૈન મંદિરો છે. એમાંનું મુખ્ય અજીતનાથનું ને અનિહલવાડના કુમારપાળ રાજાએ બંધાવ્યું છે. અહીં કાર્તિકી તથા ચૈત્રી પૂનેમે જાત્રા ભરાય છે.

**તરોપસ**—આ પ્રાણી મોરિશિઅસ અને મેડેગાસ્કરનું વતની છે. તે જંગલમાં મોટા ઝાડ ઉપર ટીંગાઇ રહે છે. એ પ્રાણીઓનું કાચું મૌસ ઘણી હોંસે ખાય છે. એ દિવસે ઉંઘાઇ રાત્રે માત્ર જાગે છે.

તરોપસ એંદયુલીસ નામે એના વર્ગની એક જાત હિંદીમહાસાગરનાં આર્કિપેલેગોના ટાપુમાં મળી આવે છે. એનું મૌસ ખાવાના ઉપયોગમાં લેવાય છે. તાઇમોરના ટાપુમાં આ તરોપસ પુશકળ મળે છે. એ પોતાની પાંખ પોહળી કરતાં તેની પોહળાઇ પાંચ ફીટની બને છે, તથા માથા અને બદનની લંબાઇ લગભગ બે ફીટ હોય છે; એની આંખ સુંદર તપકિરીયા હોય છે. આ પક્ષી ઉડતી વેળા આગળ તેમનો સરદાર ઉડનો રહી તેની પાછળ બીજા ટોળાં થઇ સીધી લીટીમાં ઉડે છે.

આ પક્ષી તાઇમોર, એમબોઇના, ફીલીપાઇન અને વાનીકોરોના ટાપુમાં જૂદી જૂદી જાતનાં મળી આવે છે. ઇજીપશિઅન તરોપસ કાબરચિત્રા રંગનું હોઈ તે ટુંકી પુછડી ધરાવે છે. જાવાનું તરોપસ—મોટા કદનું હોય છે. એના પાંખની પોહળાઇ પાંચ ફીટની હોઈ શરીરની લંબાઇ માત્ર ૧ ફીટની હોય છે. એનું માથુ લંબગોળ અને મ્હોટું મધ્યમ લંબાઇનું હોય છે. નાક ટુંકું ચપટું, કાન સાદા લાંબા ને અણીદાર, આંખો મોટી બહાર ઉપસેલી હોઇ હોઠ, નાક અને આંખો ઉપર રૂવાં હોય છે.

તરોપસને ૩૪ દાંત હોય છે. એની પાંખો તપકિરીયા રંગની ને તેપર રાતી છાંટ હોય છે. જુવાન તરોપસના બાલ લાંબા નરમ તથા બુઢાપામાં કાંટાદાર અને ખબરાયલા બને છે. એ ફળફળાદી અને મેવા ઉપર ગુજરાન કરે છે. (વધુ માટે જુઓ વાગળાં.)

**તલ**—તલનું મુખ્ય મૂળ વતન આફ્રિકાખંડ કહેવાય છે. પ્રાચીન ગ્રીક, આર્ય અને મીસરની પ્રજાને એની જાણ થએલી હતી. હિંદમાં આર્ય પ્રજા આવી વસી તે આગમજ તલનો અત્રે પાક થતો હતો. ચઉદમી સદીમાં એનો નિકાશ વેપાર ચાલુ હતો.

તલ ઉષ્ણ કટિબંધમાંના સર્વ દેશોમાં પાકે છે. હિંદુસ્તાનમાં સમશીતોષ્ણ પ્રદેશમાંના ઉષ્ણ ભાગમાં સારો પાક ઉતરે છે. તલનું ઝાડ જૂદી જૂદી જમીન ઉપર ૧॥ થી ૪ ફીટ સુધી વધે છે અને કેટલેક ઠેકાણે એનો ઘણો વિસ્તાર ફેલાય છે. કેટલેક ઠેકાણે એના ઝાડ ઉપર બધાં સફેદ ફુલો આવી પોહળાં ને મોટાં પાંદડા ઉગે છે અને કેટલેક ઠેકાણે લાલ ફુલો આવી પાંદડા લાંબા ને અણીઆળાં ઉગે છે. રબ્બીમા જ્યારે એ પાકે છે ત્યારે એનું ઝાડ કમર પુર વધે છે. એના ઝાડનો દાંડો પોકળ હોવા છતાં લાકડું ચીવટ હોય છે. તલને પાસે પાસે વાવ્યા નહિ હોય તો તેને એકેક હાથ લંબાઇની ડાંખળાઓ ફુટે છે. એનું ફુલ નાહનું હોય છે. ફુલ ગળી પડયા પછી તેની પાછળ ઈંચ દેઢ ઈંચ લંબાઇની શિંગો આવે છે, તે ચોખુણાકાર ને ચપટી હોય છે, અને આજ શિંગમાં તલ રહે છે. સારો પાક ઉતરતા દરેક ઝાડ ઉપર સંખ્યાબંધ શિંગો ઉગે છે.

તલની બે જાત છે એક સફેદ ને બીજી કાળી. તલનું તેલ ખાવા તથા બાળવાના ઉપયોગમાં આવે છે. ૧૦૦ ભાર તલમ થી ૪૦ થી ૪૫ ભાર તેલ નિકળે છે. સુગધિત ફુલમાં તલ રાખી તેમાંથી અંગે ચોપડવાનું તેલ કાઢે છે તેને 'ફુલેલ' કહે છે. એ બે રૂપીયે રતલને ભાવે વેચાય છે. તલનો ખોળ ઢોરોને પુષ્ટીકારક ખોરાક તરીકે જાણીતો છે. આ ખોળનો ભૂકો ખાનદેશ તરફ શેરડીનાં સાંઠાને ખાતર તરીકે આપવાથી શેરડી જોરદાર ઉગે છે.

તલનો પાક ત્રણથી સાડા ત્રણ માસમાં તૈઆર થાય છે. એક એકર જમીનમાં એથી અઢી રતલ બિ વાવવાં પડે છે અને પાક ૮ થી ૧૦ સુરતી મણ ઉતરે છે.

તલનું તેલ અત્યંત સ્વચ્છ હોઈ તેનો ઉપયોગ અનેક રીતે ખાવામાં તથા મલમ બનાવવામાં આવે છે જંગલી તલની એક જાત જંગલમાં ઉગે છે. આ જંગલી ઝાડ ઔષધિ ઉપયોગમાં આવે છે. કુતરાનાં ઝેર ઉપર તલનું તેલ, ખોળ, ગોળ, આંકડાનું દુધ એ સમભાગ લઇ એકત્ર કરી પાવાથી વિષ ઉતરે છે. ધતુરાના વિષ ઉપર તલનું તેલ અને ગરમ પાણી એકત્ર કરી પાવામાં આવે છે, ગર્ભણી અને સુવાવડીના રકતસ્રાવ ઉપર તલ, જવ અને સાકર એનું ચૂર્ણ મધમાં આપે છે. વાળા ઉપર તલનો ખોળ કાંજીમાં વાટીને તેનો લેપ કરે છે. એ શિવાય ઔષધિમા તલનો ઉપયોગ જાબજા જણાય છે.

**હિંદુસ્તાનમાં તલના પાક** તરફ ૧,૦૦,૦૦,૦૦૦ એકરથી વધારે જમીન રોકાયલી છે. એની જાતી—રંગ ઉપરથી કાળો તલ, લાલ, સફેદ એવે નામે ઓળખાય છે.

મદ્રાસમાં—ગોદાવરી, કોઈમ્બતૂર, ઉત્તર આર્કોટ એના પાક મારેનાં મુખ્ય જીલ્લા છે. સરાસરી ૨૦૦૦૦ એકર જમીન આ ઇલાકામાં તલની ખેતી તરફ રોકાયલી છે, ત્યાં પાક ૪ માસમાં ઉતરે છે. પાકનો હિંગામ અકટોબર મહિનામાંછે. વાવણી જુનમાં પુરી કરેછે.

મ્હૈસુર અને કુર્ગ પ્રાંતમાં—એનો પાક ખપે થાય છે.

મુંબઇ ઇલાકામાં—ગુજરાતમાં ૭૭૭૫૦ એકરજમીન તલની ખેતી માટે અને ગુજરાતના દેશી રાજ્યોમાં ૨૫૮૦૦૦ એકર જમીન રોકાયલી છે.

દક્ષિણમાં-૧૦૫૬૦૦ એકર જમીન રોકાયલી છે, તેમાં ૬૪ ટકા ખાનદેશ અને ૨૩ ટકા નાશક જીલ્લામાં છે.

કર્નાટકમાં—૨૪૦૦૦ એકરથી વધારે જમીન રોકેલી છે.

સિંધ પ્રાંતમાં—૧૨૫૦૦૦ એકર જમીન રોકેલી છે.

વાયવ્ય પ્રાંતમાં તથા અયોધ્યામાં-૨૦૦૦૦૦ એકર કરતાં વધારે જમીન રોકાયલી છે.

પંજાબમાં—૨૧૫૧૧૭ એકર જમીન તલના પાક માટે રોકાયલી છે.

મધ્ય પ્રાંતમાં—૫૦૦૦૦ એકર જમીન રોકાયલી છે, અને ત્યાં 'મઘાઇ' અને 'હાવરી' નામે બે તલની જાત પાકે છે.

વર્હાડમાં—૧૦૦૦૦૦ એકર જમીન તલનાં પાક માટે રોકાયલી છે. દર વર્ષે ઓછામાં ઓછો ૧૧૯૯૮૦ મણ તલનો પાક ઉતરે છે.

એ શિવાય બંગાલમાં તલનો સારો પાક ઉતરે છે. આસામથી બંગાલમાં તલ નિકાશ થાય છે, આ ઉપરથી તે તરફ એનો પાક વધારે થતો હોવો જોઇએ.

**તલનો વેપાર**—તલનું તેલ મુખ્ય ઉપયોગી પદાર્થ ગણાય છે. સુગંધી તેલોમાં હાલમાં એનુંજ મિશ્રણ કરે છે. અરબસ્તાન તથા સિલોન તરફ તલનું તેલ પુશકળ મોકલવામાં આવે છે. હાલમાં યૂરપમાં તલનું તેલ જતું નથી; પણ તલ જથ્થાબંધ રવાના કરવામાં આવે છે. યૂરપમાં રંગ માટે, સાબુ માટે, અને સુગંધી તેલમાં મિશ્રણ કરવા એ મોકલવામાં આવે છે. હિંદી તલ ફ્રાન્સમાં ઘણો ખપે છે. તલ મુખ્ય કરી મુંબઇના બારામાંથી નિકાશ થાય છે; તેમજ મદ્રાસ અને કલકત્તાનાં બંદરોપરથી પણ યૂરપ રવાના થાય છે. મુખ્ય કરી મુંબઇના બંદરથી અરધો અરધ તલ નિકાશ થાય છે.

આ માલ હિંદુસ્તાનમાથી નિકાશ થાય છે તેની ઉપરે જકાત લેવામાં આવતી નથી તેમજ ફ્રાન્સ દેશમાં તલ ઉપર જકાત લેવામાં આવતી નથી. પણ તલનું તેલ બનાવી મોકલ્યુ હોય તો તેની ઉપર માત્ર જકાત લેવામાં આવે છે. આથી યૂરપના કારખાનાવાળાઓને તલના વેપારમાં મોટી સવળતા મળી તડકા પડે છે. (જુઓ તેલ (તલનું તેલ.)

**તલવારબાજી**—ઈ૦ સ૦ પૂર્વે ૨૬૪ માં રોમ ખાતે આ રમત દાખલ થઇ. ઇટ્રસ્કન પ્રજામાં આ રમત ઘણી જાણીતી હતી, અને તેથીજ આ સાવમા રોમનો તેઓથી શિખ્યા હતા. પ્રથમ તો આ રમત કોઇ જાણીતા યા શ્રીમંત મનુષ્યના પ્રેત સરકારની વખતે રમાતી હતી, અને તે વેળા તલવારબાજી રમવાની મતલબ એ હતી કે તે મનુષ્યનાં ખુંલદ આત્માને સ્વર્ગમાં એકલી અટુલી હાલતમાં જવું પડે નહિ, પણ તેની સાથે તેના શત્રુ અથવા તેના અનુયાયીઓમાંના થોડાક આત્માઓ સાથે જઈ શકે. તે પછી આ રમત ખુશી ખુરમીમાં પણ રમાવા લાગી.

કુસ્તી રમવાના મલ્લનાં જેવા અખાડા હોય છે તેવા તલવારબાજીની રમત માટે અખાડા થવા માંડયા. દરેક અખાડાનો કારોબાર જાણીતા ઉમરાવોના આશ્રયથી ચલાવવામાં આવતો, અને તેથી તે અખાડા ઉમરાવોના નામે ઓળખાતા. પણ રફતે રફતે આ અખાડામાં ભારે ક્રૂર રમત રમાવા માડી. આ વેળા જૂદા જૂદા અખાડાના તલવારબાજો પોતામાં શત્રુતા નહિ છતાં જ્યારે તલવારબાજી રમતા તે વેળા જે ઘણી જખમી થતો તેને રિબવા નહિ દેતા તુરત તલવારથી મારી નાખતા. પણ જો પ્રેક્ષકો દયા કરવાની વિનતી કરતા તોજ તેમને બચાવવા મથામણ કરતા. મરવાની અણી ઉપર આવેલા માનસે પણ પોતાની ગરદન તલવાર નીચે મેલવાનો નિયમ હતો; પણ તેટલાં જો પ્રેક્ષક તેની ઉપર દયા નહિ કરતા તો તત્કાળ તેનું ગળું છટકાવતા. આ ખેલના મલ્લને "ગ્લેડિએટર" અથવા "એસીક્રિડકો" કહેતા. આ બુરી ચાલ બંધ કરવાને એક કારણ મળ્યું. એક સમે આ રમત દરમ્યાન 'એલીમેકસ' નામે વૃદ્ધ શખસે વચમાં પડી બધાને તેમના ક્રુર કામોથી હાથ ઉઠાવવા બોધ આપતાં માર્યો ગયો હતો (જુઓ એલીમેકસ), પણ તે વખતે પ્રેક્ષકોનાં મન ઉપર થએલી ઉંડી અસર પછી આ રમત બંધ પડી હતી.

પાછળથી પોતાના હરીફને ખેલાવત લગાડવા માટે યુરપમાં સામસામી તલવારબાજી રમવામાં આવતી હતી. તે તરફ જરા જરા અપમાન થતાં તલવારબાજી અમલમાં લાવતા અને તેથી તેના માટે ખાસ કાયદા બનાવેલા હતા. આ લડત ત્રણ જાતની ત્રણ નામે જાણીતી હતી:—હોલમગંગા, ઇનવીજી અને કરગગાને નામે ઓળખાતી.

હોલમગંગાની રમત—માત્ર કોઇ ટાપુમાંજ અમલમાં મેલાઇ શકાતી. આ તલવારબાજીમાં ભાગ લેનારાઓના મદદનીસો દસ ચોરસ ફીટ જેટલું કપડું જમીન ઉપર પાંથરતા હતા અને ખુંટાથી તેને જડી લેતા. તે ઉપર એક ફુટને તફાવતે તેઓ ૩ જગ્યાએ નિશાની કરતા અને તેની આસપાસ 'હેઝલ' ની ઝાડીની વાડ બાધતા. તેમા ખરો બહાદુર લઢવઇઓ તેજ ગણાતો જે કપડાંની બાહેર પગ નહિ મુકતો અને જો તે નિશાનીની બાહેર કોઇને હટવુ પડતું તો તે નામોશી ભર્યું ગણાતું. જો ચેલેંજ કોઇની મીલકત, દીકરી અથવા ઇનામ માટે કરવામા આવતું તો લઢાઇને વખતે આ કપડા ઉપર લોહીનું પેહેલુ ટીપું પડતાજ વાધાનો નિવેડો આવી જતો, પણ જો લઢાઇનો હેતુ તેથી પણ વધારે ગંભીર પ્રકારના હોય તો તે બેમાથી એક માર્યો જતો. અથવા તે નાતવાન થઇ જતો ત્યાસુધી તે ચાલુ રહેતી. એમા દરેક લઢનારને લઢનારનો મદદનીશ પોતાની ઢાળ પકડીને ઉભો રહેતો અને વારે ઘડીએ તે પણ લઢાઇ શરૂ થવાની આગમજ હોલમગગાને લગતા કાનુનો વાંચી જવામા આવતા, અને જેને ચેલેંજ કરવામાં આવ્યો હોય તેને પેહેલો ફટકો લગાવવાનો હક મળતો.

ઇનવીજીની રમતમાં ચોકસ કાયદા મુકરર કરેલા નહોતા, પણ એમા એક ચેલેંજ કરનાર ટબમાં ઉભો રહી તલવાર લઇ લઢતો ત્યારે બાહેરનો માત્ર ડીંગોળું રાખી તે વડે સામો થતો. પણ સ્ત્રી સાથે ચેલેંજ કરતાં પ્રજાને ટબમાં ઉભું રહેવું પડતું, ત્યારે સ્ત્રીને

બૌદ્ધનાં ચરિત્ર સાથે જોડે છે. તેઓ જણાવે છે કે બૌદ્ધે પોતાનું માથું કાપી આ ઠેકાણે દાન કર્યું હતું, આથી આ સ્થળને 'તક્ષશિર' એમ નામ મળ્યું. તેમજ કેટલાકો એમ પણ કહે છે કે 'તક્ષશિલા' પાસે 'બાબરખાન' નામે જે વાઘની ગુફા છે તે ઠેકાણે એક ભૂખ્યા વાઘને બૌદ્ધે પોતાનું માથું ખાવા આપ્યું હતું; આથી તક્ષશિર એ નામ આ ગામને મળ્યું. અને જે જગ્યા ઉપર માથું દાનમાં આપ્યું તે સ્થળને 'વ્યાઘ્ર સ્થાન' એ નામ મળ્યું, અને તેનુંજ આગળ 'બાબરખાન' એવું રૂપ થયું.

ઉપર જણાવેલું માથું કાપી દાન કરવા ઉપરથી તક્ષશિર એમ જે નામ પડ્યું એમ બૌદ્ધ પ્રજાનું મત છે તે તદન નિરાધાર છે. કેમકે પૌરાણિક વર્ણન ઉપર લક્ષ નહિ આપીએ તોય પશ્ચિમ તરફનાં જે વિદ્વાનો બૌદ્ધ મત તથા બૌદ્ધ ધર્મી આ દેશમાં પ્રસાર પામવા આગમજ અત્રે મુસાફરી કરી ગયા તેઓએ સુધાં 'તક્ષશિલા' એમ જગેજગ વર્ણેલું છે, તક્ષશિલા એનું તક્ષિલા એવું સંક્ષિપ્ત રૂપ બનાવી એરીયન લખે છે કે "તે હિડાસપસ વિતરતા—બીયા અને સિંધુ એમની વચ્ચે છે, ત્યાની પ્રજા અત્યંત શ્રીમંત છે," તેમજ સ્ટ્રેબો પણ 'તક્ષિલા' એજ નામ યોજી કહે છે કે "મેં જોયું તે વખતે ત્યાં ભારે વસ્તી હતી." પ્લિન પણ તક્ષિલાજ નામ જણાવી તેની ચડતીનું વર્ણન કરે છે.

હવે બે નદીના દુઆબ વચ્ચે વસાયલા તક્ષશિલા નગરની રચના ઉપર જણાવેલા વર્ણન મુજબજ હોઇ, જે અર્થે એકેપણ તેને 'તક્ષશિર' અથવા 'તક્ષિલા' એમ કહ્યું નથી, તે અર્થે પૌરાણિક વર્ણન મુજબ 'તક્ષ શિલા' એ નામ તે શેહેરનું ઘણું પ્રાચીન હોઇ 'તક્ષશિર' એ નામ બૌદ્ધ પ્રજાએ બૌદ્ધની મ્હોટાઇ વધારવા માટે બનાવ્યું હશે. તે શિવાય તક્ષશિલા નજદીક 'શાયેરી'માંના નાણાંઓમાં મી૦ રૉબર્ટસને એક અતિ પ્રાચીન સિક્કો મળ્યો, તેની ઉપર 'તક્ષશિલા' એવાં ખુલ્લા અક્ષરો લખેલાં છે. આથી તક્ષશિલા નામ બૌદ્ધે માથું દાનમાં આપ્યું તેથી પડ્યું હતું એવું જે બૌદ્ધ પ્રજાનું કહેવું છે તે તદન નાપાયદાર છે.

અલેકઝાન્ડર ધી ગ્રેટ પછી ૫૦ વર્ષે તક્ષશિલાની પ્રજાએ મગધ રાજા બિંદુસારની સામે બંડ કર્યું. તેણે પોતાના મોટા કુંવરને બંદોબસ્ત માટે મોકલ્યો પણ બંદોબસ્ત થયો નહિ, આથી બીજા કુંવર 'અશોક'ને મોકલ્યો, જેણે બંદોબસ્ત કર્યો હતો. અશોક ગાદીપર બેઠો ત્યારે તક્ષશિલામાં ૯,૦૦,૦૦,૦૦૦ ની દોલત હતી. એટલી સુના મોહોર હોય તો તેની કિંમત ૧,૩૫,૦૦,૦૦,૦૦૦ રૂપીયાની અંકાય. અશોક પોતાનાં પિતાના રાજ્ય અમલમાં અત્રે પ્રતિનિધી તરીકે હતો અને તે પછી અશોક રાજા થતાં તેનો પુત્ર અત્રેનો પ્રતિનિધી થયો.

ઈ૦ સ૦ પૂર્વે ૨૦૦ ને સુમારે મૌર્ય રાજાનાં વંશજોનો 'બાકત્રીયા'માંના ગ્રીકો સાથે કલહ થયો, તે વેળા ગ્રીકોનો રાજા 'અથિડેમિસ'નો બેટો 'ડિમેટ્રિઅસ' એ હતો પછી તરતજ તક્ષશિલા એ યુક્રેટાયડિસનો હિંદુસ્તાનમાંના રાજાનો ભાગ થયો. ઈ૦ સ૦ પૂર્વે ૧૨૬ માં તે ગ્રીકો પાસેથી ઇંડોસિથી-અન રાજા 'સુસ' અથવા 'અબાટ' એણે લીધું. તેમની પાસે તે ૭૫ વર્ષ રહ્યું, પછી તેમની પાસેથી 'કુશાન' જાતનાં 'કાનિષ્ક' નામે ઈંડોસિથિઅન રાજાએ લીધું. આ વેળા તક્ષશિલામાં તેનો છત્રપ હશે, અને પેશાવર એ પાયતખત હશે એમ જણાય છે. આ છત્રપોના અનેક સિક્કા વગેરે જડયા છે. તેમાં તક્ષશિલા એવે નામનું એક તામ્રપટ જડ્યું છે. તક્ષશિલાનું 'તખશિલા' એવું "પાલીરૂપ બની તેમાંથી ગ્રીકોનું 'તાકસિલા' એ બન્યું.

ઈ૦ સ૦ ૪૦૦ માં 'ફાહિઆન' અત્રે આવ્યો હતો. તેણે લખેલું છે કે બૌદ્ધે પોતાનું માથું અત્રે એક ભૂખ્યા વાઘને દાન કર્યું હતું; જે ઉપરથી શેહેરનું નામ 'તક્ષ-

શીર' પડ્યું. તેણે આ શેહેરનું બીજું નામ 'સ્તુતશિર' લખેલું છે. ઈ૦ સ૦ ૫૦૨ માં સંગયૂન પણ એવીજ કથા લખે છે. હ્યૂએન ૬૩૦ તથા ૬૪૩ માં અત્રે બે વેળા આવી ગયો હતો. તે લખે છે કે આ શેહેરનો ઘેરાવો ૧૦ લી (૧⅔ મૈલ) નો હતો. ત્યાં રાજા નહોતો, પણ તે કાશમિરના રાજાને તાબે હતું; અને તે પેહેલાં 'કાપિસ' નાં તાબામાં હતું. જમીન ફળદ્રુપ હતી અને તેમાં અનેક ઝરા વહેતા હતા. વિહાર ઘણાં પણ ઘણાખરા ભાગી તુટી હાલતમાં હતા, અને થોડાક જતીઓ 'મહાયાન' નો અભ્યાસ ત્યાં કરતા હતા. શેહેરથી બે મૈલ ઉપર અશોકનો સ્તૂપ હતો. આ સ્તૂપ બુદ્ધે શીરદાન કર્યું ત્યાં બાંધ્યો હતો (બૌદ્ધે આગળ ૧૦૦૦ અવતારમાં અત્રે ૧૦૦૦ વખત માથું-દાન આપ્યું હતું એમ કેટલાકો જણાવે છે.) વાયવ્ય હિંદુસ્તાનમાંજ ૪ સ્તૂપ અતિ પ્રસિધ્ધ હતા, તેમાંનોજ તે એક હતો. આ શેહેર બૌદ્ધની કથાને લીધે જાણીતું હોવાથી હ્યૂએન થસાંગ અત્રે બે પ્રસંગે આવ્યો હતો.

શહાધેરીમાંના ખંડીયરો ઉત્તર દક્ષિણે ૩ મૈલ અને પૂર્વ પશ્ચિમ બે મૈલ પસરેલાં છે. તેથી પણ છેટે તે બધેબધ પસરેલું છે; પણ અસલ શેહેર એટલુંજ હશે. એના જૂદા જૂદા ભાગો છે, જેના હાલમાં પણ જૂદા જૂદા નામો છે. સામાન્ય રીતે દક્ષિણે અને નૈઋત્ય તરફથી ઇશાન્ય ઉત્તર તરફ છે, તેજ ક્રમે દક્ષિણ તરફથી જોતાં આ ભાગનાં નામો હાલમાં નીચે મુજબ છે.

૧—બી અથવા ભીર. ૨—હતીયાલ. ૩—સિરકાપકા કોટ. ૪—કચ્ચાકોટ ૫—બાબાખાનાં. ૬—સીરસકા કોટ.

બીરગામડું= જે ટેકડાપર છે તે દક્ષિણે ૧૨૪ હજાર ફીટ અને પૂર્વે પશ્ચિમ ૨૬૦૦ ફીટ છે. તે સર્વેમાં જુનો એમ લોકો સમજે છે. તેની પશ્ચિમે શહાધેરી ગામડું છે. પૂર્વે લાલ નાળું છે. બીજા ભાગો કરતાં અત્રે જુના સિક્કા પુશકળ મળે છે.

હતિયાલા—એ બીરની ઇશાન્યે લાલ નાળાવાળાની બીજી તરફ કિલ્લા જેવી જગ્યા છે. તેમાં ૧૫ ફીટના જાડાઇની પથ્થરની ભીંત છે. તેની વચ્ચે વચ્ચે ચોખુણાકાર બુરજો છે, જે હાલમાં સારી સ્થિતિમાં છે. માહેલી એકંદર જગ્યા ૨૦૦૦ ફીટ લાંબી અને ૧૦૦૦ ફીટ પોહળી છે.

સિરકાપકા કોટ—હતીયારની ઉત્તરે મ્હોટા સપાટ ટેકડા ઉપર છે. એની પથ્થરની ભીંત ૧૫ ફીટ જાડી ને ૨ ⅔ મૈલ ઘેરાવામાં છે. સઘળા ભાગ કરતાં આ જગ્યા મજબુત ને બદોબસ્ત ધરાવનારી છે.

કચ્ચાકોટ—ઉપલાની ઉત્તરે તે મરોડીનો છે. દેવાલ ૩૦ થી ૫૦ ફીટ ઉંચી છે.

બાબરખાનની જગ્યા ઉપલી જગ્યાની બીજી ગમ છે. ઉત્તરે લુંડી નાળું છે. તેમાં ઘણાક સ્તૂપ પડેલાં છે. 'હારિઆલ' અને 'સિરકાપ' માંથી એક માર્ગ નિકળી તે લુંડીના કાંઠાપર સ્તૂપ તરફ વધે છે. તેજ અશોકે બાંધેલો સ્તૂપ હશે.

સીરસુકનો કોટ—બાબરખાનની ઇશાન્યે લુંડીની બીજી ગમી છે. તેની ભીંતો ૪ ખુણાકાર પથ્થરની ૧૮ ફીટ ઉંચાઇની છે. માહે હાલમાં ૩ ગામડાં છે. એની પશ્ચિમે અર્ધા માઇલ ઉપર ૨૦૦૦ ફીટ લંબાઇની મરોડીની ભીંત છે, અને બીજી ૩૫૦૦ ફીટ લાંબી હાલમાં જણાય છે. 'સીરસુક' નો ઘેરાવો બાહેરનાં બાંધકામ સુધાં ૫ મૈલનો છે. આ રીતે ૬ ચોરસ મૈલ પ્રદેશમાં જૂદા જૂદા ખંડીયરો છે. એના જેવું પુરાતન બાંધકામ પંજાબમાં બીજે કેઠે નથી.

સર્વ રીતે જોતાં સિંધુ અને જેહાતની વચમાં એરીયને સર્વથી મ્હોટું લખેલું શેહેર. તક્ષશિલા એજ છે. સ્ટ્રેબો અને હ્યૂએન એને અતિ ફળદ્રુપ શેહેર જણાવી ગયા છે. આ વર્ણન લાલ નાળાની ઉત્તર બાજુને લાગુ પડે છે. તેમાં હારો નદીની નેહેર કાઢવામાં આવી છે. ૧૮૩૨ માં બરનસ અત્રે ઉતર્યો હતો. તે જણાવે છે કે 'શાહાધેરી' ગામડું

હાર માથે વિટાળતા હતા. તેમજ પુરાણા દસ્તાવેજો ઉપરથી જણાય છે કે સત્તાની ધણી તરીકે માથા ઉપર કાંઇ નરમ ચીજનું બનાવેલું ઘરેણું મેલવામાં આવતું હતું.

મહાન અલેકઝાન્ડરે એક તાજ પેહેરીયું હતું, જે તેણે પોતાના દોસ્તને થએલા જખમ ઉપર વટીક વિંટાળ્યું હતું.

લગભગ દસમી સદીના સુમારે ઈંગલંડના રાજાઓમા નરમ ચીજનું બનાવેલું તાજ પેહેરવાનો રેવાજ છોડી દઇ નક્કર ધાતુનું બનાવેલું તાજ પેહેરવાની શરૂઆત થએલી માલમ પડે છે. લઢાઇની વખતે પણ સર્વેને ખુલ્લી રીતે માલમ પડી આવે તેવી ઇચ્છા તેઓ રાખતા હોવાથી તેઓએ ઉપલો ફેરફાર કર્યો હતો એક ટોપી ઉપર દાણાની સાંકળી અથવા કોઇ નરમ ચીજનું બનાવેલું તાજ કાંઇ બરાબર શોભે નહિ, તેમજ તેવું તાજ લાંબો વખત ટકી શકે નહિ. જેથી 'ઈંડિલ-સ્તન' રાજાના પેનીના સિક્કા ઉપર જોતાં જણાય છે કે તેની ટોપીની ઉભી કોર ઉપર ત્રણ મોતીના દાણા સાથની એક નક્કર ચીજનું બનાવેલું તાજ કોતરવામાં આવ્યું છે. ઇંડેલસ્તનના વખત પછી ઇંગ્રેજી તાજના ઘાટમાં થએલો ફેરફાર ઇતિહાસ ઉપરથી જણાય છે. ઇંડેલસ્તન રાજા પછીનું બીજું તાજ જેમા કાંઇક સુધારો વધારો થએલો માલમ પડે છે તે, પેહેલા વિલ્યમ રાજાના મોટા સીલઉપર કોતરેલું માલમ પડે છે.

આ તાજમાં ઇંડેલસ્તનના તાજની માફક છુટાછુટા મોતી મુકેલાં માલમ પડતાં નથી, પણ તેને બદલે ત્રણ ત્રણ મોતીનો એકેક ઝુમખો માલમ પડે છે. આજ ગોઠવણ ઉપરથીજ હાલનું તાજ ત્રીકોણાકારનું રૂપ પકડે છે. હાલનાં બ્રિટીશ તાજને મળતો આવતો ઘાટ ૧ લા હેન્રિના મોટા સીલઉપર કોતરેલો જોવામાં આવે છે.

**તાજક**—આ ઇરાની પ્રજા બોખારાના ખનાતમાં અને બદખશાન તથા ખોકંદ, ખીવા, ચીનાઈ રાજ્ય અને અફઘાનિસ્તાનમાં વસે છે. આ પ્રજા ઉપર ઉઝબેગ, હજારા, અફઘાની અને બરખુયનો અમલ હતો, અને તેઓ તુર્ક, બરખુય, પરતુ અને બલુચી ભાષા બોલે છે, છતાં તેમની ચાલુ ભાષા ફારસી છે. ઇરાનમાં આ પ્રજા ખેડુત તરીકે કામ કરે છે. ઑક્સસ કાંઠે ઉઝબેગ તરીકે જાણીતી છે. અફઘાનિસ્તાનમાં તેઓ અફઘાન અથવા હજારા તરીકે જણાયલા છે. બોખારામાં તેઓ સરાત; અફઘાનિસ્તાનમાં દેહગાન, બલુચિસ્તાનમાં દેહવાર; કાબુલમાં કાબુલી એવે નામે જાણીતા છે. સિસ્તાનમાં તેમની મોટી વસ્તી હોઇ ત્યાં માછી મારનો ધધો કરે છે. બદખશાનમાં વસતા તાજકો ચિત્રાલી જેવા દેખાવળા હોતા નથી, પણ ચાલચલણમાં કેટલેક જંગલી હોઈ પહાડી કઢણો તથા ગામ બાહેર વસે છે. બોખારામાં સર્વે મ્હોટી સત્તા તાજકોને હાથે છે.

**તાજમેહેલ**—આ જગપ્રસિદ્ધ મેહેલ આગ્રા શેહેરથી ૩ મૈલ ઉપર યમુના નદીને કાંઠે છે. આ મેહેલને પાદશાહ શાહાજહાને પેતાની બાનુ અર્જમંદ બેગમની યાદગારીમાં બંધાવ્યો હતો. તાજમેહેલનો પ્રથમ નકશો બનાવનાર મોસ્યો આસ્તિન નામે એક ફ્રેન્ચ શિલ્પ શાસ્ત્રી હતો, અને તેનીજ દેખરેખ તથા કલ્પના ઉપરથી આ તાજમેહેલ ૩,૧૭,૪૮૦૨૬ રૂપીઆને ખરચે બાવીસ વર્ષની મેહેનત પછી બંધાઇ તૈયાર થયો હતો. તાજમેહેલના બાંધકામ ઉપર દરરોજ ૨૦,૦૦૦ માનસોને કામે રોકવામાં આવ્યા હતા.

આ મેહેલમાં દાખલ થતાં ૧૩૫ ફીટની ઉંચાઇનો એક ગંજાવર દરવાજો મળે છે. આ દરવાજાનાં બારણા બાહેરથી ત્રાંબાના પત્રાનાં ને માહેયા લાકડાનાં છે. આ તાજ અને દરવાજા વચ્ચે એક નહેર જેવો લાંબો મોટો તલાવ છે, જેની અંદર તાજનો પડછાયો પડે છે. આ તલાવમાં ૨૫ ફુવારા આગળ અને ૩૦ ફુવારા પાછળ ઉડે છે. આ તાજ આસરે ૩.૫૦,૦૦,૦૦૦ ને ખરચે બંધાયો હતો. ઉપર ચઢતાં જે

દાદર મળે છે તે ૮ ફીટ પોહોળો છે અને દરેક ફાંદીયું નક્કર આરસ પાહાણનું છે. આ તાજની ઉપલી આગાસી ઉપર ૪ ઉંચા મીનારા છે. આ તાજનાં દરવાજા ઉપર ૩ બાજુએ 'તોગરા' ભાષામાં કુરાનનાં લેખો છે. માંહે દાખલ થતાં આ સંગેમરમરની ભીંતો ઉપર ઉંચા કિંમતી પથ્થરો જેવા કે ગેત, ફીરોજ, સુલેમાની, અકીક, દાનેહર રંગ અને કાળા સંગેમરમરના ફુલપાનો કોતરેલાં છે. દરવાજામાંથી અંદર દાખલ થતાં એક મ્હોટો ચુખડનો બનાવેલો દરવાજો આવે છે, જેની અંદર કાચો જડેલાં છે. મેહેલની વચમાંના ઓરડામાં શાહાજહાન અને તેની રાણી મુમતાજમહાલની આરસપહાણની કબરો છે. શાહજહાનની ઘોરના ઉપલા ભાગ ઉપર એક સગેમરમરનો પથરો છે કે જે ઉપરથી તે સરહદની ઘોર તરીકે ઓળખાય છે. આ હૉલમાં અવાજનો પડઘા ૨૫૯૮ ઉઠે છે. ઘોરની આસપાસ સંગેમરમરની જાતીમાં કિમતી નગો છે. આ પરદા ઉપરનાં ફુલો ઇતાલીયન કારીગરોએ રંગેલા છે. ભોંયરામાંની ઘોરો જોવાજોગ છે. તેમાંની એક પિળા આરસપાહાણની હોઇ તેની ઉપર અગાઉ કિમતી હીરા જડેલા હતા, પણ ભરતપૂરના રાજાની સત્તામાં તે કાઢી લેવામાં આવ્યા હતા. તાજની આસપાસ બીજા આરસ પાહાણના ૮ ઓરડા છે, કે જેમાં શહાજહાનનાં બીજા સગાંઓની ઘોરો છે.

**તાજીક**—જ્યોતિષ શાસ્ત્ર મુજબ કોઇનાં જન્મ કાળે જેટલો રવી હોય તેટલોજ દર વર્ષે કેટલો થશે, ત્યારે એટલે સૌરમાને તે મનુષ્યની ઉમરનું કોઇપણ એક વર્ષ પૂર્ણ થઇ બીજું બેસસે ત્યારે જે 'લગ્ન' અને 'ગ્રહસ્થિતિ' હોય તે ઉપરથી તે વર્ષમાં તે મનુષ્યને થનાર દુખ સુખનો ખોલાસો કરે છે તેને તાજીક કહે છે.

"દૈવજ્ઞાલંકૃતિ" નામનો તેજસિંહ કૃત એક તાજીક ગ્રંથ છે, તે ઇ૦ સં૦ ૧૩૦૦ નાં સુમારે રચાયલો છે. એમ ડૉ૦ ભાંડારકર જણાવે છે, સમરસિંહકૃત 'તાજીક તંત્રસાર' નામે ગ્રંથ છે તેની એક પ્રત 'ડેકન કૉલેજ'ના સંગ્રહાલયમાં છે જે સંવત ૧૪૯૧ (શકે ૧૩૫૬) માં લખાયલી છે; આ ઉપરથી તે ઘણા વર્ષ આગમજનો લખાયલો ગ્રંથ હોવો જોઇએ. આ ઉપરથી જણાય છે કે શકે ૧૨૦૦ ની આગમજ એટલે મુસલમાની રાજ્ય આ દેશમાં સ્થાપન થયા પછી તાજીક પદ્ધતિ હિંદમાં શરૂ થએલી હશે. ઘણાંક ગ્રંથોમાં તાજીકનું 'તાર્જિક' એવું સંસ્કૃત રૂપ થયું છે, પણ તે તાજીક ઉપરથીજ બનેલો શબ્દ છે.

તાજીકની શાખા મુસલમાનોથી શરૂ થઇ; એનો અર્થ એવો છે કે વર્ષ પ્રવેશ કાળે જે લગ્ન હોય તે એટલે વર્ષ લગ્ન ઉપરથી ફળ કાઢવું એ કલ્પના અને તે સંબધી કાંઇક સંજ્ઞા મુસલમાનો પાસેથી શિખવામાં આવી. લગ્ન કુંડલી અને તેના ફળનો નિયમ એ જાતનાં પ્રમાણેજ ઘણાખરાં તાજીકમાં છે, અને તે મૂળનું સંસ્કૃતમાંનુંજ છે, તાજીક સંબધી સંસ્કૃત ગ્રંથો શકે ૧૪૪૫, ૧૫૦૯, ૧૫૪૪,' ૧૫૪૪, ૧૫૫૫, ૧૫૭૧ અને ૧૬૬૦ માં છપાયલાં છે, જેના લખનાર તરીકે મલ્લારી, વિશ્વનાથ, હરિભટ્ટ, ગોવિંદ, બાલકૃષ્ણ વગેરે તાજીક ગ્રંથકારો થઇ ગયા છે.

**તાટ્કા**—સુકેતુ નામે યક્ષની કન્યા. એ બળવાન અને જંભ પુત્ર સુંદની સ્ત્રી હતી, એને તેનાથી મરિચ અને બાહુ એવા બે પુત્રો થયાં હતા. 'સુંદએ' અગસત્યઋષિનો અપરાધ કર્યાથી તે તેના કોપથી બળી મુવો; આથી એ પોતાનાં બે પુત્રો સાથે 'મલદ' અને 'કરૂપક' દેશ પાસે જઇ વસી, અને ત્યાં ઋષિને પીડવા માંડયા. આથી થોડા વખતમાં બેઉ દેશોનો નાશ થઇ ત્યાં મોહું અરણ્ય થયું, તેજ અરણ્ય પાસે વિશ્વામિત્ર ઋષિ રહેતા હતા તેમને પણ એ પિડા આપવા માંડી, તેના દરેક હોમમાં ભંગ પાડતી. આથી વિશ્વામિત્ર અયોધ્યા જઇ રામ

લક્ષમણને પોતાંની સાથે લાવી તાટકાનો વધ કરાવ્યો. તે પછી યજ્ઞકાળે સુબાહુ માર્યો ગયો, અને રામના હુકમથી મારીચ લંકે જઇ રહ્યો.

તાડ-વૃક્ષ—આ વૃક્ષને સંસ્કૃતમાં તાલ, તૃણરાજ, મહોન્નત અને લેખપત્ર; હિંદ, બંગાલી તથા ફારસીમાં તાલ, તામીલમાં પનઇમમે, અરબીમાં તાર અને ઇંગ્રેજીમાં પામ કહે છે.

તાડવૃક્ષ ઘણું ઉંચું હોય છે. એ બુંદ પાસે જાડું હોઇ છેડા ઉપર પતળું વધે છે. હિંદુસ્તાનમાંના સર્વે ઉષ્ણ ભાગમાં, બંગાલ મુલાકામાના ગરમ ભાગથી પણ છેક દૂરવેર, અને વાયવ્ય તરફ દક્ષિણ તરફનાં ભાગમાં તાડવૃક્ષ જણાય છે. કુમળાં બુંદ ઉપર સુકાયલા પાંદડા હોય છે અને જુના બુંદ ઉપર તે પાંદડાનાં છેડા ગળી પડી કાળી લાંબી અને પોહળી નિશાની હોય છે. ઉત્તર હિંદુસ્તાનમાં મુખ્ય કરી તલાવ પાસેની જમીન ઉપર તાડ ઉગે છે, પણ બંગાલમાં નારીએળી તથા ખજુરીનાં જંગલમાં એનાં ઝાડ અછી રીતે વધેલાં જણાય છે. મી० 'બ્રાંડિ'નાં કહેવા મુજબ ઇરાનના અખાતની બેઉ બાજુએ તાડવૃક્ષની ઘણા જણાય છે. તેમજ 'પ્રોમ' સિલોન, અને ઇંડીયન આર્ચિપેલેગોમાં તાડનાં ઝાડો છે.

આ ઝાડના દરેક ભાગનો તરેહવાર રીતે કામમાં ઉપયોગ થાય છે. તાડવૃક્ષ ૮૦૦ રીતે ઉપયોગમાં આવે છે એમ એક તામીલ કવિ જણાવે છે.* સિલોનમાં રેહરનાર મી० રૉબર્ટ ઓ० ડી० ઑસબરીએ ઇ० સ० ૧૮૮૪ ના જુન માસના 'ધી ટ્રોપિકલ એગરિકલચરિસ્ટ' માં એના ૮૦૦ ઉપયોગમાંથી ઘણા મહત્વનાં ઉપયોગની યાદી આપેલી છે, અને તેમાં તેણે એના ૭ ભાગ કરેલા છે.

ભાગ ૧ લો—લાકડાનાં વસનો; ભાગ ૨—જો—અનાજને જગે તેનો ઉપયોગ; ભાગ ૩ જો—તંતુ; ભાગ ૫ મો નિશાળમાં ઉપયોગી પડનાર અને રમવાની જણસો; ભાગ ૬ ઠો—તાડી કાઢવાના વાસનો; ભાગ ૭ મો—તરેહવાર ઉપયોગ.

શુંદર તાડનાં ઝાડમાંથી નિકળે છે. આ શુંદર કાળો અને તપકિરિયા રંગનો હોય છે. તે મદ્રાસ તરફ પંજાબના પ્રદર્શન માટે મોકલવામાં આવ્યો હતો.

તંતૂ—પાંદડાની નેસોમાંથી કાઢેલા તંતુનાં દોરડાં અને રસીઓ બનાવે છે. કાગળ બનાવવામાં પણ એનો ઉપયોગ કરે છે. આ તંતૂ ઝીણા તારદાર હોઇ સુમારે બે ફીટ લાંબા હોય છે. સિલોનના ખેતરમા વપરાતા સઘળા દોરડાં આ તંતૂનાંજ બનાવે છે. મદ્રાસમાં દોરી તથા દોરડા બનાવે છે. બંગાલમાં એનાં ઝાડ ઘણા થોડાં હોઇ લાંબા લાંબા છેટા ઉપર જણાય છે, આથી એના તંતૂ કાઢી તેને ઉપયોગમાં લીધેછે કે નહિ તે ચોકસ જણાયું નથી. કોલીઓ માછલી પકડવાનાં છટકાં એનાંજ બનાવે છે. આ છટકું બનાવવાની એવી રીત છે કે તાડનાં બુંદ માહેલા તંત કાઢી તેના લાંબા નળારોકા નળો બનાવે છે. આ નળાને જાળી જેવાં છિદ્રો હોય છે; કે જે બે ઇંચ આકારનાં હોય છે. તલાવમાં પાણીમાં જ્યાં ઝાડી હોય છે ત્યાં નળો અટકાવી મેલે છે; આથી માછલીઓ સેહેજમાં તે છટકામાં સપડાઇ જાય છે. આ નળાનાં ટોપર તાડનાં તંતુનોજ એક ફાંસો હોય છે. આ નળી ઉપરથી માછલી જતી હોય ત્યારે તેનું ડોકું ફાંસામાં સપડાઇ જાય છે.

બીજકોશ તંતુના અનેક પ્રકારની ચીજો બને છે, પણ તે વિશે ચોકસ વર્ણન મળતું નથી. પંખા, ડબા, વગેરે તરેહવાર પદાર્થો

* તામિલ ભાષામાં 'તાલવિલાસ' નામનો એક ગ્રંથ છે તેમાં એના ૮૦૦ ઉપયોગ વર્ણવ્યા છે. પણ ૮૦૦ કરતાં એના ઝાડને અનેક ઉપયોગમાં લઈ શકાય છે એમ મી० ગ० ગો० ગોખલે પોતાના, બાગબાનીનાં ગ્રંથમાં જણાવે છે—મ० શા० મુ०

આ પાંદડાનાં બનાવે છે. ઝુપડાનાં છાપરા માટે પણ એનાં પાંદડા ઉપયોગી છે. ચટાઇ, દોરડી સુતળી વગેરે પદાર્થ એના પાંદડાનાં અને પાંદડાની રેસાનાં બનાવે છે.

**તાડમાંથી મળતા ખાવાનાં પદાર્થો**—રસ, તાડી, અને ખાંડ. તાડના ઝાડમાંથી જે તહેવાર ઉપયુકત પદાર્થ મળે છે તે સર્વમાં મળનાર રસ મુખ્ય છે. ફુલના મૂળમાં છિદ્ર પાડી તેમાંથી આ રસ મેળવે છે. સૂર્યોદય પેહેલાં આ રસ મીઠો અને સ્વાદિષ્ટ હોય છે, અને તાજો હોય તેટલાં તેને દારૂને જગે પીયે છે યા તેને પકાવીને તેની ખાંડ બનાવે છે.

મદ્રાસ ઇલાકામાં એના રસમાંથી બનાવેલો ગોળ ઘણો વેચાય છે. સૂર્યોદય પછી આ રસ જલદબની ઉભાય છે, અને તે તાડી (કેફીપીણું) તરીકે પિવામાં લેવાય છે. ડૉ○ એન્ટસ્લીનાં જણાવવા મુજબ મદ્રાસમાં એની અનેક પ્રકારની તાડી મળે છે. તે કહે છે કે, "નારીયળીના ઝાડમાંથી કાઢેલી તાડી (માડી) સઘળામાં ઉત્તમ, તેથી ઉતરતી તાડની તાડી, તેથી ઉતરતી માડની તાડી (એને અર્ધ સોપારી કહે છે, ઈંગ્રેજીમાં Sago-Palm) અને તેથી ઉતરતી નિબની તાડી છે. (અત્રે તાડી શબ્દનો અર્થ તે તે ઝાડનાં રસમાંથી કેફી પીણું બનાવેલો સમજવો). માત્ર બંગાલ ઇલાકા શિવાય સર્વ હિંદુસ્તાનમાં તાડ જાતીના વર્ગમાંના સર્વ ઝાડમાંથી દારૂ કાઢવામાં આવે છે. બંગાલમાં માત્ર ખજુરીનાં તાડમાંથી દારૂ કાઢે છે. દક્ષિણ હિંદુસ્તાનમાં કોકણ, બરમા અને સિલોનમાં તાડી કાઢવા માટે તાડ વર્ગમાંના ઝાડ આ તાડ વૃક્ષજ○છે.

૧—તાજો કાઢેલો રસ સૂર્યોદય પછી રાખ્યો હોય તો તે દુધ જેવો બની અદાઉ બને છે.

૨—માત્ર તાજો રસ પકાવી તેની ખંડ બનાવી શકાય છે. સાકર માટે એકઠી કરેલી તાડી, કેફી બની ઉભાઇ નહિ જાય તે માટે તેમાં કળીનાં ચુનાનાં કટકા નાખે છે.

૩—ઉભાવાની ક્રિયા જલદી કરવા માટે તેમાં જુના રસમાં ભીજવી મેલેલા ચોખા નાખે છે. આ ચોખાને 'ઉભાવાનું બી' કહેછે.

૪—આ રસ ભઠ્ઠીમાં નાખી તેની દારૂ કાઢેછે તેને અર્ક કહે છે.

૫—ગાળી કાઢેલા રસને કોહવાડીયો હોય તો તેનો સરકો બને છે. રસ કાઢવાની અનેક રીતો છે

મદરાસમાં રસ કાઢવાની રીત કેવી છે તે વિષે મી○ હુરીએ પોતાના 'ઉપયોગી વનસ્પતિ' નામના ગ્રંથમાં જે વર્ણન આપ્યું છે તેનું સાંક્ષિપ્ત નીચે મુજબ છે:—

"ફુલો જે ડાંખળીપર આવે છે તે કુમળી ડાંખળી (ઇંગ્રેજીમાં એને Spadix કહે છે,) ને તેના છેડા ઉપરથી કાપે છે, અને બાકી રહેલા પાંદડા ઉપર ઘડીયું બાંધે છે. આ ઘડીયામાં રસ એકઠો થાય છે. દર સવારે ગોઘા (ઘડીયું) કાઢી તે માહેલો રસ રેડી લીયે છે અને ડાંખલી ફરી કાપી ઘડીયું બાંધે છે. આ મુજબ દાંડો પુરો થાય ત્યાં સુધી સર્વ રસ કાઢી લીયે છે, એને તામીલ ભાષામાં 'પાનાંગ ખૂ લૂ' કહે છે, એજ રસની સાકર બનાવે છે; માત્ર રસ ઉભાય નહિ અને કેફી બને નહિ તે માટે ઘડીયાને માહેથી ચુનો ચોપડે છે. પછી તેને પાણી ખુલ્લી હવામાં રાખી સુકવે છે. જે ઝાડને કોઇ સબબથી વસંતઋતુમાં ફુલો આવતાં નથી તે ઝાડ ઉપર થંડીમાં ફુલો આવે છે અને તેમાંથી થોડો રસ નિકળે છે. વસંતઋતુમાં કળી આવેલી કાપી નાખી ફુલો આવવાનું બંધ કરે છે. આવાં ઝાડને પછી થંડીમાં ફુલો આવે છે, તેને 'બસંતી' કહે છે. આ ઝાડમાંથી અઢીમણ કરતાં વધારે રસ નિકળતો નથી, પણ આ અઢીમણની કિંમત વસંતઋતુના ફુલોથી નિકળેલા ૬ મણ રસની કિંમત જેવડી હોય છે. નર અને માદી આ બેઉમાંથી વસંતઋતુમાં તથા થંડીમાં રસ નિકળે છે, પણ વર્સાદમાં ગાત્ર માદામાંથીજ રસ નિકળે છે. વરસાદમાં રસની

જરૂર હોય ત્યારે ફુલનાં ફળ બનાવવા દીએ છે, અને પછી ફળોનો ઝુમખો કાપી રસ ઝરપવા માંડે છે.

ઘણા જીલ્લામાં દારૂ બનાવવા રસ કાઢવાનુ મુખ્ય ઝાડ કહીએ તો તે તાડનુંજ છે. સર્વ જીલ્લામાં આપોઆપ ઉગી નિકળેલા તાડવૃક્ષના જથ્થા જણાય છે, અને તેમાં સમુદ્ર કાંઠે તો હજારોની સખ્યામાં જણાય છે આ ઝાડમાં નર અને માદા એવી બે જાતી છે. નર ઝાડને 'તળાઇ' અને માદીને 'તાડ' કહે છે. બેઉ ઝાડનો રસ સરખોજ હોય છે. સપાટ જમીન ઉપર અથવા ઉચ જગ્યા ઉપર હોય તે ઉપરથી 'શિલોત્રી,' પહાડી ને સ્થળજણી એવા નામ આપેલાં છે. જંગલી વધેલા તાડ કરતા મનુષ્ય મેહેનત અને માવજતથી ઉગતુ ઝાડ ઘણું જલ્દી વધે છે. તાડની ખેતી માટે હળખેડી જમીન બનાવવી પડતી નથી. એક ફીટ ઉંડાઇનો ખાડો ખણી તેમા જુન-જુલાઇમાં બી રોપે છે. એની પર પાણી સીંપવાની જરૂર નથી. ઝાડ જલ્દી વધે તે માટે તેના બુદની આસપાસ ઉપરા ઉપર મરોડીનો ઢગલો કરવાની માત્ર સંભાળ લેવી. ઝાડ રોપ્યા પછી બાર વર્ષમાં રસ કાઢવા માટે ફુલની ડાખળી કાપી કાઢવાની સ્થિતિમાં આવે છે, અને તે ઉપરથી લગભગ ૫૦ વર્ષ સુધી તે ઝાડમાથી રસ મળે છે. નર ઝાડના દાંડા પાસે ૧૨ થી ૧૫ ઇંચ લબાઇના આંગળા જેવડા ઝુમખા બાહેર લટકતા જણાય છે, તેને 'લીંડી' કહે છે. આ લીંડીને કાપી તેમાથી રસ કાઢે છે. ઘણુંકરી આ લીંડીવાળો દાંડો એકજ હોય છે. કોઇંજ વેળા બે દાડાના મૂળમા ત્રણ ડાંખળાં ઉગે છે દરેક લીંડીવાળી ડાખળી, ત્રણ વેળા ત્રણ ઠેકાણેથી લાકડીના ફટકાથી ઝુડે છે. પછી ઝુમકામાંની સર્વે લીંડી એકત્ર કરી બાંધે છે. પછી ત્રણ ચાર દિવસે ચપટી, પોહળી, અને વાકા પાનાદાર છરીથી તેના છેડા કાપે છે. એક પખવાડીયુ રોજ રોજ આ છેડા કાપી કાઢે છે, એટલે પછી રસ ઝરપવાની શરૂઆત થાય છે. રસ એકત્ર થવા માટે દાંડાના છેડાને ઘડીયું બાંધે છે અને તેમાંનો રસ કાગડા પી નહિ લીયે તે માટે તેના મ્હો ઉપર ઘાસ બાંધી સર્વ કાઢે છે. માદી ઝાડના ફુલનો દાંડો ૧૨ થી ૧૫ ઇંચ લાંબો હોય છે, અને આ દાંડાની આસપાસ ફળો મ્હોરેલા હોય છે. આ દાંડો મકાઇના કણસલા જેવો દેખાય છે

તાડગોલા—અથવા ગલેલી એ તાડનાં ફળ છે. આ ફળ તદન નાહનાં હોય ત્યારે રસ કાઢવા માટે તેને ઝુડે છે, અને ત્રીજે દિવસે તેનો છેડો કાપી ઉપરના કુમળાં ફળો છોલી નાખે છે. પછી ૧૦ થી ૧૨ દિવસમાં રસ ગળવા માંડે છે. ફળો થોડાં મોટાં થએલાં હોય એટલે ફળોના વચલા દાંડાનો ભાગ લંબોચા પથરા યા ખીલા વડે ઝુડે છે. ત્રીજે દિને દાંડો કાપે છે અને પછી ૧૫ દિવસમાં રસ વેહવા માડે છે. ફળો ઠીક મ્હોટા થતાં રસ નિકળનાર ઝાડનાં દાંડાના ભાગને ઉપર કહ્યા મુજબ ઝુડે છે. પછી એક મહિને એક પખવાડીયા સુધી રોજ દાંડો કાપી કાઢે છે એટલે રસ નિકળી જાય છે.

તાડનાં એક ઝાડમાંથી દરરોજ (૨૪ કલાકમા) ૩ થી ૮ શેર રસ નિકળે છે. તે ઘણુંકરી રાત્રે વધારે નિકળે છે. રસ વેહેતો હોય એટલે (નર ઝાડનાં) દાડાની લીંડી(આંગળી જેવડા લટકતા ભાગો) અને (માદી ઝાડનાં) ફળો આવનાર દાંડાના છેડા, રોજ સહવાર સાંહજે કાપવા જોઇયે. રસની દારૂ ગાળવાનુ કામ ઘણું સેહેલું છે. એક ઘડીયામાં રસ કાઢી પાચ દિવસ વેર રાખે છે. પછી તેને ઢાંકેલી ડેગમાં નામી ચુલ્હા ઉપર પકાવવા મેલે છે. રસની વરાળ નિકળે છે તેને નળી વાટે બીજા વાસણમાં ઝિલે છે. આ બીજું વાસણ થડા પાણીમા હોય છે. થંડા પાણીને લીધે નળી માહેલુ વરાળનુ-પાણી બની રહે છે, એજ પાણી તે દારૂ છે.

કોલાબા જીલ્લામાં થોડા ઝાડ શિવાય બાકીના ઝાડ આપોઆપ ઉગી નિકળેલા હોય

છે. આ ઝાડ નાહનાં હોય છે ત્યારે તેના પાંદડા ઢોરો ખાઇ નહિ જાય તે માટે તેની આસપાસ કાંટાની વાડ બાંધે છે. ઝાડ ૨૫ થી ૩૦ વર્ષનું થયું એટલે તે પુરતું વધેલું ગણાય છે. પછી ૩૦ વર્ષ સુધી તેનો રસ કાઢેછે. રસ નિકળવાનું બંધ થયા પછી તે ૪૦ વર્ષ સુધી જીવે છે, એમ જણાયું છે. નર અને માદી જાતી ઝાડમાંથી રસ કાઢવામાં આવે છે. નર ઝાડનાં ફુલના દાંડાને 'લંડી' કહે છે. જોરદાર ઝાડમાંથી એક વર્ષમાં ત્રણથી પાંચ દાંડા બાહેર નિકળે છે. કેટલાક ઝાડ નવેંબર માસમાં અને કેટલાક ઝાડ ફેબ્રુવારીમાં દાંડા બાહેર કાઢે છે. એક લાકડાનાં કટકા વડે તેને હળવે ઝુંડી એક સાથે બાંધી 'છરા' વડે છેડો કાપે છે અને રસ એકઠો કરવા ઘડીયું બાંધે છે. તેને દિવસમાં બે વેળા છાંટી તેનો રસ કાઢે છે. રસ દાંડો જેમ લાંબો ટુંકો હોય તે પ્રમાણે માસ દોઢ માસ છાંટવાનું કામ ચાલે છે. રસ કાઢવાનો હિંગામ અકટોબર અને નવેંબર સુધીનો છે. રસ કાઢનારને દર ઝાડ દીઠ એક માસના ૮ આના આપવામાં આવે છે. દર ઝાડમાંથી સુમારે દોઢ શેર રસ નિકળે છે, અને તેની કિંમત એથી ત્રણ દોઢીયાની (મુંબઈ શેહેરમાં ૭ થી આઠ દોઢીયાં) પડે છે. રસનો હિંગામ પાંચ મહિના હોય છે, ત્યારે પાંચ માસમાં ૭ રૂપીયા મળે છે; તેમાંથી ૩ સરકારને કરનાં, ૨⅞ ભંડારીને દર ઝાડ દીઠ અને બાકી નફો રૂ. ૧૫ રહે છે. આ સ્થિતિ ૧૮૭૯-૮૦ આગમજની હતી. ૧૮૭૯-૮૦ માં સરકારે રૂ. ૩ ઉપરથી રૂ. ૬ નો કર કીધો આથી આલિબાગ શિવાય બીજે ઠેકાણે રસ કાઢવાનો ઉદ્યોગ પડી ભાગે છે. તાડનાં ઝાડની દારૂ ગાળી શકાય છે પણ માડી (નારીયળીની દારૂ) નો રસ એ કરતાં વધારે મળતો હોવાથી તાડીનો દારૂ ગાળવાનું બંધ પડયું છે. માત્ર ઉરનમાં તાડીની દારૂ ત્યાંના ખપ પુરતી ગાળવામાં આવે છે.

આગળ તાડીની દારૂનો ખપ ભારે થવા માંડતાં સરકારે સુરત જીલ્લામાંના તાડ વૃક્ષ અને ખજુરીનાં ઝાડ નિર્મુળ કરવાનો હોકમ આપ્યો હતો.

સિંહલદ્વિપમાં તાડપત્ર વૃક્ષ—નામે એક જાતી ઉગે છે તેની ઉંચાઈ ૧૨૫ હાથની હોઇ તેની ઝાવલી ૧૫ થી ૨૦ હાથ લાંબી હોય છે. આ એક ઝાવલીથી ૨૦ થી ૨૫ માનસનું વર્સાદથી કે તાપથી રક્ષણ થાય છે. આ તાડપત્ર વૃક્ષ સુમારે ૮૦ વર્ષ જીવે છે. એટલી જીંદગીમાં તે માત્ર એક વખત ફળે છે. એના ફળ હાથીનાં માથાં જેવડાં હોઈ તેમાં તાડગોળા જેવો ગર હોય છે તે ખાવાના ઉપયોગમાં લેવાય છે. આ વૃક્ષના પાંદડાનો પુસ્તક લખવામાં ઉપયોગ થાય છે. અત્રે તેમજ કર્નાટક, દ્રવિડ આ દેશોમાં હજી તાડ પત્ર ઉપર પુસ્તકો લખાય છે. લખવાના કામમાં લીધા પેહેલાં આ પાંદડા દુધ પાણીમાં ઉકાળી કાઢે છે. આ પાંદડા ઉપર લોખંડના ખીલાથી લખાય છે. આ પાંદડા કાગળ કરતાં વધારે વર્ષો ટકે છે.

"ત્યજન" તાડ નામે એક તાડની જાતી છે, તેના ઝાડ દક્ષિણ અમેરિકામાં ઘણા છે. એની સાદડીઓ પંખા બનાવવાના કામમાં આવે છે.

સીલોનમાં રસનો દાંડો બાહેર પડવા માંડયો એટલે તાડી છેજનાર તાડના વનમાં જાય છે; અને રસ દાંડો છાંટવા યોગ્ય કયાં ઝાડ છે તે તુરત માહાવેરાથી પારખી કાઢે છે. નીચલા પાંદડાનાં દાંડા ગળી પડયા છે કે નહિ એ માત્ર તે પ્રથમ જુવે છે, અને દાંડા ગળી પડયા ન હોય તો તે ખેંચી કાઢે છે. જફિનમાં તાડી અને મીઠી તાડી એવા બે ભેદ છે. તામિલ ભાષામાં તાડીને 'કુલ્લુ' કહે છે, એ ફીણ ફીણ થએલી હોતીજ નથી.

તાડ કુટુંબમાં બીજાં ઝાડ કરતાં આ તાડના રસમાં સાકરનો અંશ વધારે હોય છે. એનાં ઝાડ ઘણુંકરી સુકી રેતાળ જમીનમાં અને ગરમ હવામાં (જે હવામાં ભિનાસ નથી) ત્યાં ઉગે છે. આથી એમાં મિઠાસ વધારે હશે-

'જફ્નિા'માં બનતા ગોળમાં (તાડીનો ગોળ) એક ખામી હોય છે કે જે ખામી (ગોળમાં) વધારે ચુનો નાખવાને લીધે રહે છે. આથી તાડી શીન શીન થાય તે માટે તેમાં થોડો ચુનો નાખેલો ઠીક.

"૩ શેર રસમાંથી ½ શેર ગોળ બને છે," એમ મી૦ ફેર્ગસ જણાવે છે. મી૦ માલકમ એને મેપલ વૃક્ષ*નીજ ઉપમાં આપે છે આવ્હા અને તેની આસપાસ દોઢ શેર ગોળને ૧ પેની પડે છે, અને જાફનામાં ૧ આનો ૪ પૈ પડે છે. ગોળ બનાવવાની રીત ઘણી સાદી છે. મીઠી તાડીને ખુબ પકાવી તેનો જાડો પાક બનાવે છે, અને તેમાં થોડો કોપરાનો ભૂકો નાખે છે. પછી ગોળ થવા લાયક તે પાક થયો કે નહિ તે જોઈ તાડ પત્રનીજ ટોપલીમાં તેને રેડે છે. જ્યાં પાક ચડો થઇ ઠરે છે; જેને ગોળ કહે છે. અત્રેથી કોલઓ તરફ આ ગોળ પુશકળ જાય છે, અથવા પરદેશ ખાતે સાકર બનાવવાના કારખાનામાં આવે છે. આ દેશમાં દર સાલ ૨૮૦૦૦ મણ ગોળ બને છે.

બરમામાં પણ તાડવૃક્ષનો ઉપયોગ સિલોન પ્રમાણેજ કરે છે, એમ 'ડૅા૦ બ્રાન્ડિસ' જણાવે છે.

બંગાલમાં તાડનાં ઝાડમાંથી તાડી કાઢવાની કોઇને ખબર નથી, પણ ત્યાં ખજુરીની તાંડી કાઢવામાં આવે છે. તેમજ ત્યાં તેની ખાંડ પણ બનાવે છે. સિલોન, મદ્રાસ અને આર્ચિપેલેગોમાં આ ખાંડ કલકત્તાદ્વારે જાય છે. આ ખાંડનો મુખ્ય ઉપયોગ ઔષધિમાં કરે છે.

* મેપલ નામનું એક ઝાડ ઉત્તર અમેરિકામાં ઉગેછે. વસંત ઋતુમાં આ ઝાડને સુમારે ના દચનો ખાડો કરી તેમાં એક નળી બેસાડે છે, એટલે નળીમાંથી રસ વહે છે. તે રોજ ૧૦ અથવા ૧૫ શેર નિકળે છે, અને તે સરખો દોઢ માસ વહે છે. આ રસને પકાવી તેની ખાંડ બનાવે છે (હ્તર્ઑ ખાંડ). ઉત્તમ ઝાડમાંથી એક મોસમમાં ૪ રતલ ખાંડ બને છે.

**તાડનાં ફળ અને બિયાં**—તાડનાં ફળને તાડગોળા કહે છે. આ ફળો કુમળાં હોય છે ત્યારે લીલા રંગપર હોય છે, અને પાક્યા પછી કાળા પિળા રંગના બને છે. દરેક ફળમાં ગોટા હોય છે, પણ કેટલીક ખામીથી એકજ ગોટો પણ હોય છે. તાડગોળાપર નારીયળી જેવું કવચ રહે છે. નારીયળીમાં જેમ પાણી હોય છે તેમ આ કુમળા તાડગોળામાં હોય છે. તાડગોળા જુના થતાં માહેલું પાણી સુકાય છે. કવચ ભાંગી માહેલાં બી કાઢી તેને વેચે છે. તાડગોળાનું પાણી ઘણુ સ્વાદિષ્ટ પીણું છે ને મગજ ખાવામાં મધૂર લાગે છે. આ મગજનાં નાહનાં ખોબરાં જેવા કટકા કરી તેને ગુલાબના પાણીમાં બીજવી ખાંડ સાથે પણ ખાવામાં લેવાય છે.

જુલાઇ અને આગસ્ટ માસમાં આ ફળો પાકે છે. પાકેલા ફળનાં બીયાં આસપાસનો પિળો ગર મીઠો પણ ભારી ને જલ્દી પાચન નહિ થાય તેવો છે. આ ગરમાં નિમક મસળી તેની રોટલી બનાવવામાં આવે છે. તાડગોળામાંનો મગજ ઉપલા ભાગમાં ચોરેલો રહે છે. એનો વાસ આવે છે ને ખાવામાં તે મીઠાસદાર હોય છે.

સીલોનમાં આ મગજને 'પાનાટ્' કહે છે. આ રસને સુકવી ઘણા દિવસવેર રાખી મેલે છે. પાટીમાં પાણી રેડી તેમાં પાકેલાં ફળો નાખી અતિ જોરથી હાથે મસળે છે, એટલે સઘળો મગજ નિકળી પડે છે. તેને તાડના પાંદડા ઉપર પાંથરી તેનાં થરા કરે છે. એક પાંદડાપર ૧૫ થર હોય છે. ઉત્તમ જાતના ને 'પનાટ્ટ્લા નોપિમારાસ" કહે છે. એને પાતરામાં તેમજ લપેટી રાખી વેચે છે. એક ગઠ્ઠાનાં દોઢથી ત્રણ રૂપીયા ઉપજે છે. સિલોન ટાપુની પ્રજાનું મુખ્ય અન્ન એજ છે. ગરીબ પ્રજા આ અન્ન ઉપરજ વર્ષનો મોટો ભાગ ગુજરાન ચલાવે છે.

મગજ કાઢી લીધેલા બિયાંનો ઢગલો કરી રાખે છે, અથવા તો તેને દાટી મેલે છે. આજ

સ્થિતિમાં તેને બે ત્રણ મહિનામાં ફણગા ફુટી રોપા તૈઆર થાય છે. બિયાં ભૂંજી ઉકાળી ખાવામાં આવે છે, અથવા સુકાયા પછી આટો બનાવી ખાવામાં લેવાય છે. ઝાડનાં મૂળીયાં અથવા કુમળાં ઝાડ કોઇ ખાતું નથી, પણ તેનો ઔષધિમાં ઉપયોગ કરે છે.

સિલોનમાં તાડનાં ફણગાને 'કેલિંગો' કહે છે. આ ફણગા તાજાંજ ખવાય છે. અથવા તડકામાં સુકાવા રાખી વર્ષો સુધી ખવાય છે.

**તાડનું લાકડું**—આ લાકડું બાહેરથી ઘણું જાડું હોય છે. ગાભામાં તે અતિ નરમ અને કદાચ પોળું હોય છે. કદી કદી ડાંખળીવાળા તાડ ઝાડ પણ નજરે પડે છે. ઝાડ કાપી કાઢ્યા પછી તેને ઉભું કાપી માહેલો તંતુમય ભાગ કાઢી લીયે છે, અને તેનો ઉપયોગ અનેક રીતે કરવામાં આવે છે. એનાં પાણી લઇ જવાનાં નળો બનાવે છે. લોઢાના ખીલાથી એનું લાકડું જલ્દી બિગડે છે. સાધારણ ઇમારતને એના થાંભલા વડે ઉભારે છે. એના થડને કોતરી તેની હોડી બનાવી શકાય છે. તેમજ એના લાકડામાંથી ફરવા હરવાની લાકડી, છત્રીના દાંડા, રૂલ વગેરે ચીજો બનાવી શકાય છે.

એક તાડ ઝાડ કાપી કાઢ્યું કે તરત તેની જગા ઉપર બીજું રોપવું જોઇએ એવો રેવાજ છે. મી૦ વિહનમેંટ સિલોનનાં જંગલ ખાતાંના રિપોર્ટમાં લખે છે કે તામિલ પ્રજાનું નિર્વાહનું મુખ્ય સાધન આજ વૃક્ષ છે.

**ઘેર સણગાર તથા ધર્મ સંબંધી કામમાં તાડનો ઉપયોગ.**—નાહનાં મ્હોટા પંખા, તરહેવાર પેટી, ડાબડા વગેરે ઉપભોગી ચીજો એના પાંદડામાંથી બનાવે છે. તાડનું એકજ પાદડું છત્રીની ગરજ સારી શકે છે પાદડાની ચીપો કાઢી તેને નરમ બનાવી થોડું તડકું બતાવી તેલ ચોપડી અગાઉ કાગળની જગે તેનો ઉપયોગ કરવામાં આવતો હતો. ઓરિસા તથા તેલગણમાં આ પાંદડાનો કાગજ પ્રમાણે ઉપયોગ હજી કરવામાં આવે છે. પાદડાપર ખીલા વડે અક્ષરો કોતરી તેમાં મેસ પુરી ઉપર ગુદરનો હાથ ચોપડે છે. ડચ સરકારનાં સર્વે હોકમનામા આગળ આજ પાંદડા ઉપર ઉપલી રીતે લખી સર્વ પ્રાંતોમાં મોહરબંધ નહિ કરતાં મોકલવામાં આવતા હતા. એક કરતા વધારે લખેલા પાંદડા હોય તો તેને રેસમી દોરાથી બાંધી રાખતા. બરમામાં તાડના પાંદડાનાં સંખ્યાબંધ ગ્રંથો જણાય છે.

બરમીસ પ્રજા તાડપોથી પર એવી તો હુન્નરમંદીથી રેસમી દોરી લપેટે છે કે તેના યોગે સેહેજમાં પુસ્તકનું નામ સ્પષ્ટ વંચાય છે. તાડના પાંદડાના શાખાઓ હોય છે, આથી ગ્રંથો બનાવવા બે ફીટ લાંબા ને બે ફીટ પોહળા કટકા કાપી કાઢવામા આવે છે.

બંગાળ ઇલાકામાની ગામડામાંની શાળામાં છોકરાઓ આજ પાદડાનો ઉપયોગ કરે છે. નિશાળે જતી વેળા બાળકો ચટાઇમાં પાંદડા વિંટાળી લઇ જાય છે નિશાળમાંથી છુટયા પછી તલાવ ઉપર જઈ તેપર લખેલુ ધોઇ નાખે છે, અને પાછું તેને લખવાના ઉપયોગમાં લે છે.

સંસારમાં ઉપયોગી પડનારા પદાર્થ આ ઝાડનાં પાંદડામાંથી જેટલા બને છે તેટલા બીજા કશામાંથી બનતા નથી ટોપી, છત્રી, પ્યાલાં, રકાબી, પાણીના વાસણ, ટોપલી, ધાન્ય ભરી રાખવાના કોઠાર, નાહની ડાબડી મોટા ડબા, પેટારા, પેટી, ચાળણી, ગ્રંથો, બાળકોનાં રમકડાં, ચટાઇ, પડદા, છાપરાં વગેરે વપરાસનાં તરેહવાર પદાર્થો તાડનાં બને છે.

હિંદુઓ તાડ વૃક્ષને પૂજ્ય માને છે, એનાં ઝાડ રોપ્યાથી સ્વર્ગ પ્રાપ્તિ થાય છે, એમ શાસ્ત્રમાં જણાવ્યું છે. વેદમાં વર્ણન કરેલા કલ્પ, ઇલ્પ, કલ્પદ્રુમ, કલ્પ તરૂ અને કલ્પ વૃક્ષ તે એજ હશે એમ વિદ્વાનો કહે છે. તાડ એ બૌદ્ધનુ પવિત્ર વૃક્ષ છે એમ કેટલાકો જણાવે છે. બૌદ્ધ ધર્મિઓએ શિલ્પ કામમાં તાડનાં ઝાડ કાડેના હમેશાં મળી આવે છે.

**તાડનું મૂળ વતન**—તાડ વૃક્ષને આજે જે સંસ્કૃતમાં નામો છે અને તે ઉપરથી તેના ઉપયોગ કહેલા છે તે તદન ખરાં છે એમ નથી. હિંદુસ્તાન દેશ આ તાડ વૃક્ષની જન્મભૂમિ નથી એમ વનસ્પતિ શાસ્ત્ર વેત્તાઓનું કહેવું છે. આ વૃક્ષ આફ્રિકા ખંડમાંથી લાવવામાં આવ્યું હશે એવું મત છે; અને હાલમાં પણ તદન ઉત્તર તરફ એટલે પંજાબમાં આ ઝાડ ઉગતું નથી, તે ઉપરથી ઉત્તર હિંદુસ્તાન ઉપરની ચઢાઈઓ આગમજના સમયનાં વેદમાં વર્ણેલા ઝાડો બેશક બીજાં હોવા જોઇએ. સિંધુ નદીના ઉપરના પર્વત ઉપર, બલુચિસ્તાનમાં, અફ્ઘાનિસ્તાનમાં અને ઇરાન તરફ જતાં મળતા પહાડો ઉપર આ તાડ ઝાડને મળતા આકારનું વૃક્ષ મળે છે. તે પણ એ પ્રમાણેજ ઉપયોગી ગણાય છે. આ ઉપરથી જણાય છે કે વેદમાં પરમપૂજ્ય કહેલો કલ્પ વૃક્ષ એજ હશે. આ વૃક્ષ ૨૦ થી ૨૫ ફીટ ઉંચો વધે છે. વેદમાં વર્ણેલો કલ્પ વૃક્ષ એજ છે કે નહિ તે ચોકસ કહી શકાતુ નથી, પણ વૈદીક જમાના પછી લાંબા વખતેજ હિંદમાં એ જણાયલો કહેવાય છે.

**તાડનાં ઔષધિ ગુણ**—તાડમાંથી નિકળતી તાડી ઉત્તેજક છે. તાજો નીરો ખામદાદમાં નીયમસર પીધો હોય તો તે ગુણકારી છે. આ રસને જલોદર ઉપર પીવામાં આવે છે. તાડના રસમાં ચોખાનાં આટાને મિશ્ર કરી પકાવી તેની પોલ્ટીસ બનાવવામાં આવે છે. ત્વચા રોગ ઉપર ફળ માહેલો મગજ ચોપડે છે. પાંદડાનો અને મૂળયાનો જ્યાં એક છવ બને છે ત્યાં મળીયા નજદીક ફિક્કા અને તપકિરિયા રંગનો કપાસ જેવો નરમ પદાર્થ હોય છે. જખમમાંથી લોહી વહે છે ત્યારે તે બંધ કરવા 'સિંધાલી' તબીબો તેને બાંધે છે, એટલે લોહી વહેતું બંધ પડે છે. પરમા ઉપર એનો તાજો રસ પાવામાં આવે છે. તાજો રસ થડો હોવાથી ગરમામાં તે મોજ ખાતર પીવાય છે. તાપમાં તરસ ભારે લાગતી હોવાથી તાડગોળા ખાવામાં આવે છે.

તાડીમાં કેટલાકો અફીણ વગેરે બીજી કેફી વસ્તુનો ભેળ કરે છે, જે પીણું પણ નુકસાનકારક છે. ઘણી તાડી પીતાં પેશાબ છુટે છે ને પાછળથી 'ગુરદાનો' રોગ પેદા થાય છે. ઘણી તાડી પીવાની આદતથી પાચન શકિતમાં બિગાડો થાય છે, ખાણું બરાબર હજમ થતું નથી, પેટ ચઢે છે અને ઝાડો છુટે છે. વખતે બેહદ ઉલટી થઇ માથું દુખે છે.

**તાડમોર**—અથવા પાલમાયરા. આ શેહેર યુફ્રેનિસથી ૩ દિવસનાં માર્ગ ઉપર છે. આગળ આ ગામ વેપારનું મુખ્ય મથક હોઇ આગળ તે ઇસ્ટ ઈંડિજથી પરશિયન ગલ્ફ અને ફીનેશિયા તથા એશિઆમાઇનર સાથે વેપાર ધરાવતું હતું. સાલોમને આ શેહેર સુધારી તેની કિલ્લેબંદી કરી હતી. માર્ક એન્ટનીના અમલમાં આ શેહેરના વેપારીઓ પૂર્વ ભાગ સાથે વેહેવાર રાખી મોટી શ્રિમંતાઇએ પોંહચ્યા હતા. પલિની એની ચઢતી કળા અને ખુબંદીનું વર્ણન આપે છે. આ શેહેર સિલેશિયાથી ૩૩૭ મૈલ ઉપર તાઇગ્રીસ કાંઠે અને સમુદ્રથી ૨૦૩ મૈલ ઉપર તથા દમાસ્કસથી ૧૭૯ મૈલ ઉપર છે. ઓડોનેથસ તથા ઝેનોબિયાના સમયમાં આ શેહેર ચઢતી કળાએ પોહોંચ્યું હતું, પણ શેહેનશાહ ઓરલિયને અત્રે જીત મેળવી ઝેનોબિયાને રોમ કેદ કરી લઇ ગયો હતો.

**તાતાચાર્ય**—આ કવિ જાતે વૈષ્ણવ બ્રાહ્મણ હતો. કાંચીનગર એની જન્મભૂમિ હતી. એના ગુણ તથા બુદ્ધિ વિષે તે વેળાની પ્રજામાં ઘણું ઉંચું મત હોઇ એને વિષ્ણુના અંશનો માનવામાં આવતો. એનો ઉદય શાલિવાહનના ૧૬ માં સૈકામાં થયો હતો. એની ઉદારતાથી ઘણા લોકનાં લગ્ન થયાં, માટે એને કન્યાદાની એ વિશેષ નામ પ્રાપ્ત થયું. એણે એક 'સાત્વિક વિદ્યા વિલાસ' નામનો ગ્રંથ વેદાન્ત શાસ્ત્ર ઉપર રચ્યો છે. આ કવિ ચંદ્રગિરિના રાજાનો કુળગુરૂ હતો. એ હમેશાં કાંચીનગરથી તેને મળવા જતો

હતો. એ બાહેર જતો ત્યારે એની સાધ્વી સ્ત્રી એની વાટ જોતી બારણામાં ઉભી રહેતી. એક દિવસે એ હમેશ મુજબ પોતાના પતિની રાહ જોતી ઉભી હતી તેટલાં કેટલાક દુષ્ટ બુદ્ધિનાં પુરૂષોએ કહ્યું કે તારો પતિ અકસ્માતિક મરણ પામ્યો છે. આ વર્તમ ન સાંભળતાંજ તે મૂર્છિત થઇ જમીનપર પડી મરણ પામી. તેટલાં હમેશને વખતે તાતાચાર્ય આવી ચઢતાં પોતાની સ્ત્રીની આવી દશા થએલી જોઇ તે વડીક ત્યાં શોકથી પ્રાણ મૂક્ત થઇ પડયો. આ મુજબ બન્ને ધણી ધણીઆનીનાં પ્રાણ પરસપર ઉપરની અથાગ મોહબતમાં નિકળી ગયા.

તાથવડ ગઢ—અથવા સંતોષ ગઢઃ—આ કિલ્લો માણ તાલુકાની ઇશાન્યે દહિવડેની ઉત્તરે ૨૦ મૈલ ઉપર અને ફલટણની વાયવ્યે ૧૨ મૈલ ઉપર છે. સતારાથી પંઢરપુર તરફ જે માર્ગ છે તે માર્ગે પ્રથમ 'પુસેગાવ' તરફ જવું પડે છે, ને ત્યાંથી લાલગુન તથા ડીકસાળ ગામડામાં થઇને મહાદેવના પહાડની તળેટીમાં થઈ વધવું પડે છે. ખુલ્લા દિવસોમાં આ માર્ગે ઘોડેસ્વારીથી જવાઇ શકાય છે. ડિકસાળથી થોડું ઉપર જતાં ઘાટ ચઢવો પડે છે. આ ઘાટ નીચલા સપાટ મેદાનથી ૧૦૦૦ ફીટ ઉચો છે, ને તેના એક તરફના ભાગ ઉપર તાથવડ ગઢ છે મુખ્ય પર્વતની હાર અને કિલ્લાની વચમાં ૫૦૦ ફીટ ઉંચાઇનો ન્હાહનો પર્વત છે.

આ કિલ્લાનો આકાર ત્રિકોણકૃતિ હોઇ તેની ઉત્તરે તાથવડે નામનું ગામડું છે, આ ગામડામાં ૮૦૦ ની લોકવસ્તી છે. તાથવડ ગઢને ત્રણ તરફથી કોટ હોઇ તેમાં 'બાલે' કિલ્લો છે. એની ભીંત ૧૫ ફીટ ઉચી ને ૨૦ ફીટ પોહળી છે, કોટ ઉપરની ભીંત ૬ ફીટ ઉચી અને ૪ ફીટ પોહળી છે. હાલમાં તે ખંડીયર હાલતમાં છે. કિલ્લો દુશમનને હાથે જતાં માહેલા લશકરને છુપે માર્ગે નહાશી જવા મારેના ગુપ્ત માર્ગો બાંધેલા છે. બાલે કિલ્લાને ત્રણ, તરફથી સુમારે ૬૦ ફીટ અંતર ઉપર બીજી એક ભીંત બાંધેલી છે. બાલે કિલ્લામાં જવાનો દરવાજો માત્ર બે ફીટનો છે. મુખ્ય કિલ્લાનો દરવાજો પૂર્વ તરફ હોઇ તેની ઉપર એક મજબૂત રજ છે. ઉત્તર તરફની બાજુએ એક નીચે ઉપર એમ બે દેવાલ ચણેલી છે; પણ તે ઝાઝી મજબુત નથી. બાલે કિલ્લા માહેલી જગ્યા સુમારે ૨૦ એકર છે. આગળ ત્યાં મોટી મોટી ઇમારતો હતી. સરકારી કચેરીની જગ્યા ૫૦ ફીટ લાંબી ને ૨૦ ફીટ પોહળી છે. આગલ અત્રે કિલ્લેદાર રહેતો હતો. તેજ જગ્યા પાસે ૪૦ ફીટ લાંબી ને ૨૦ ફીટ પહોળી એવી પથ્થરની ઇમારત છે, આ ઈમારતમાં ત્રણ મોટા દીવાનખાના છે. આગળ તેમાં ધાન્ય તથા દારૂગોળો ભરી રાખતા હતા. પાસેજ એક મોટો તલાવ છે, એમાં બારેમાસ પાણી રહે છે; આ તલાવ ઉડો હોવાથી તેમાં ઉતરવા સીઢીઓ છે આ સીઢીઓ અરધી ઉતરી જતાં માહે 'તાનોબા' માહાદેવનું એક મદીર મળે છે. આ દેવળ આગળ ત્યાં 'તાતોબા' નામે સાધુ રહેતો હતો, તેણે બંધાવ્યુ છે. કિલ્લાને જે તાથવડ નામ મળયું તે પણ આજ સાધુના નામ ઉપરથી મળયું હશે. કિલ્લાના માથાપર એક મસજીદ છે. અગ્નિ ને વાયવ્ય દિશાની કિલ્લેબંદી પડી ભાગી છે.

દંતકથા છે કે આ કિલ્લો શિવાજીએ બંધાવ્યો હતો, પણ ૧૬૬૬ માં આ કિલ્લો વિજાપુરના બાદશાહના સરદાર 'ફલટણકરના' મૂળપુરૂષ બાળાજીનાઇક નિંબાળકરના તાબામાં હતો આગળ તેજ વર્ષે ઔરંગઝેબ અને શિવાજી વચ્ચે જયસિંગની સલહાથી કોલકરાર થયા પછી શિવાજીએ થોડાક માવલા મદદગારોની સાહ્યતાથી કિલ્લેબંદી પર સીઢી માર્ગે ચઢી જઇ જીતી લીધો હતો. પણ તે પછી જલ્દીજ વિજાપૂરાળાએ જીતી લીધો; પણ ફરી ૧૬૭૩ માં શિવાજીએ જીતી લીધો. ૧૬૮૯ માં મોગલોએ મરાઠાઓના તાબામાંથી છીની લીધો હતો. ઇ૦

તાનના વર્ગ ઓગણપચાસ કરી તેને એકોન પંચાશત કોટીતાન એવું નામ આપ્યું છે. આધુનિક ગાયક તેને ઉનંચ્યાસન કોટિતાન કહે છે, કેટલાક લોકો તેને ઓગણપચાસ કરોડ તાન માને છે, પણ તે ભૂલ છે. કોટી એટલે આ ઠેકાણે વર્ગ સમજવો, તેની સમજ નીચે પ્રમાણે છે :—'

સાત સપ્તકમાં દરેક સપ્તકનાં દરેક સ્વરને સાત સાત વખત ગાવામાં આવે ત્યારે ૪૯ કોટિતાન થાય છે, જેમકે પ્રથમ અરજ એટલે ચંદ્ર સપ્તકના સાથી નિખાદ સુધી અનુક્રમે ૭ સ્વર લઇએ એટલે તે એક કોટિતાન થઇ, પછી મંદ્ર સપ્તકના રિખ-વનો સા બાંધી અનુક્રમે ૭ સ્વર લઇએ તો તે બીજા વર્ગની તાન થઈ, તેમ દરેક સુર સાત વખત લીધાથી ઉન્નચ્યાસ કોટિતાન બને છે.

**તાન ગાન યાકા**—પૂર્વ આફ્રિકાનો એક સરોવર. એની પોહળાઇ ૧૫ થી ૮૦ મૈલની છે. આ સરોવર સમુદ્ર સપાટીથી ૨૭૦૦ ફીટ ઉપર છે. ૧૮૫૮ માં સ્પેક અને 'બ્રુટાએ' એની શોધ કરી હતી. આગળ આ સરોવરને નાઇલનાં પાણીથી બનેલો ધારવામાં આવતા હતો. એને કાંઠે ૧૦૦૦૦ ફીટ ઉંચાઇના પર્વતો છે. કિનારાથી ૬૦૦ મૈલ ઉપર આ સરોવર છે.

**તાનજોર**—મદ્રાસ ઇલાકામાંનો એક બ્રિટીશ જીલ્લો. ક્ષેત્રફળ ૩૬૫૪ ચૌરસ મૈલ હોઈ તેમાં વસ્તી ૧૮૭૧ માં ૧૯૭૩૭૩૧ ની ને ૧૮૯૧ માં ૨૨૩૦૬૮૩ ની હતી. તેમાં ૧૨ શેહેરો ને ૩૫૩૯ ગામડાં છે. જીલ્લાનું કુલે ક્ષેત્રફળ ૩૬૫૪ ચૌરસ મૈલ હોઇ તેમાં દર ચૌરસ મૈલે વસ્તીની રાસ ૫૮૩ ની આવે છે. વસ્તીમાં ૧૯૩૯૪૨૧ હિંદુ, (૯૧ ટકા), ૧૧૨૦૫૮ મોહમેદન (૫ ટકા), ૭૮૨૫૮ ખ્રિસ્તી (૩ ટકા), જૈન ૬૨૫ અને બાકીના પરદેશી વસે છે.

તાનજોર જીલ્લો દક્ષિણ કર્નાટકનો ભાગ રોકે છે. એની ઉત્તરે કોલેરુન, પૂર્વે અને દક્ષિણ પૂર્વે બંગાલનો ઉપસાગર, દક્ષિણ પશ્ચિમે મદુરા જીલ્લો, અને પશ્ચિમે મદુરા તથા ત્રીચનાપલ્લી જીલ્લો છે.

આ જીલ્લામાં ચોખાનો મુખ્ય પાક થાય છે. મુખ્યકરી કાવેરીના 'ડેલ્ટામાં તથા જીલ્લાના ઉપલા ભાગમાં પાક થાય છે. આ જીલ્લાની કુલે જમીન ૨૩,૯૨,૧૧૭ એકર-માંની ૧૩,૦૬,૭૧૩ યાને ૫ ટકા ભાગ ખેડાયલી છે. ૪,૦૨,૯૫૮ એકર ખેડવા લાયકની છે યાને ૧૭ ટકા છે, અને ૬,૮૨,૪૪૬ એકર તદન વેરાન યાને ૨૮ ટકા પડત છે.

આ જીલ્લામાં 'સાઉથ ઈંડિયન રેલ્વે'ની બે શાખા બાંધેલી છે. એક ત્રીચનાપલ્લીથી જીલ્લો પસાર કરી નગાપટમ સુધી કિનારે વધે છે, અને બીજી મદ્રાસ રેલ્વે, તાનજોર શેહેરથી વધતી ઉત્તર પૂર્વ ભણી વધે છે.

તાનજોર જીલ્લામાં ધાતુ કામ, રેશમી કાપડ, ગલીચા, વગેરે ઉત્તમ બને છે. મુખ્ય આયાત વેપાર રૂ, નાહનો પરચુરણ સામાન, સુતર, યુરોપીયન ધાતુ, સોપારી અને ઇમા-રતી લાકડાનો ચાલે છે, ને નિકાશ વેપાર સમુદ્ર માર્ગે તથા ખુશકી માર્ગે ત્રીચનાપલ્લી, મદુરા અને સાલમ સાથે ચાલે છે. આ જીલ્લામાં મુખ્ય અધિકારીઓ—કલેકટર, સબ કલેકટર, મદદનિશ કલેકટર, ડેપ્યુટી કલેકટર છે. તાનજોર જીલ્લાને ૯ તેહેસિલમાં વેહેચેલો હોય તેમાં બે તેહેસીલદાર અમલ-દારો છે કે જેમને તેમના મદદનિશો તરફથી મદદ કરવામાં આવે છે. તેમજ ૯ તાલુકાને ૫ ભાગમાં વેહેંચી તેમનો કારોબાર ડેપ્યુટી કલેકટર ચલાવે છે. જીલ્લામાં ૧૬ મુનસફ તથા એક વડા જડજની કચેરી છે

આ ભાગમાં વરસાદની મોસમ અચોક્કસ રહે છે. દક્ષિણ પશ્ચિમ તરફનો વસાદ જુનમાં પડે છે, જે સપટેંબર સુધી વર્સે છે. આ વર્સાદ ખાંચો પાડી વર્સે છે, અને તે બે કલાકથી વધારે વરસતો નથી. દર મોસમમાં ૧૫ ઇંચ વર્સાદ વરસવાની રાસ આવે છે.

સ૦ ૧૭૨૦ માં બાળાજી વિશ્વનાથ દિલ્લીથી ચોથાઇ અને સ્વદેશમુખી આ હકકોની સનદ લઇ આવતાં દિલ્લીના પાદશાહે શાહુને આ કિલ્લો આપ્યો. ઇ૦ સ૦ ૧૭૯૦ માં આ કિલ્લો 'નદિપર્દુર્ગ' ની સરકારના તાબામાંના તાલુકાનું મથક હતું. તે વેળા એનું વાર્ષિક ઉત્પન્ન ૧૧૨૦. રૂપીયાનું હતું. ૧૮૧૮ માં જનરલ પ્રિઝનરે તોપોનો મારો ચલાવી જીતી લીધો. આજવેળા કિલ્લાની કિલ્લેબંદી તથા તેમાંની અનેક ઇમારતોનો નાશ થયો હતો. ૧૮૨૭ મા આ કિલ્લામાં ઉમાઇ નાયક છુપાઇ રહ્યો હતો.

તાન—(૧) ચીન તરફ આ એક જાતનાં મ્હોટા સુંદર સર્પ મળે છે. ત્યાંની પ્રજા એને ખાવાના ઉપયોગ કરતાં ઔષધિ ઉપયોગમાં લાયે છે.

(૨) એજ નામની એક માછીમાર પ્રજા ચીન તરફ સમુદ્રમાં વાહાણોમાં ઘેરો બાંધી વસે છે.

(૩) સંગીત કળાધર નામના કિમતી ગ્રંથમાં જણાવે છે કે 'એકથી વધારે સ્વરોનું ત્વરાથી આરોહણ થવું તેને તાન કહે છે, અને અવરોહણ થવું તેને પલટા કહે છે, પરંતુ વસ્તુતાએ તે બધી તાન કહેવાય છે. તાનના ૪ સ્થાન ભેદથી તેનાં નામ પણ પ્રથક્ પ્રથક્ અપાય છે, જેમકે નાભી સ્થાનથી જે તાન લેવાય છે તેને નાદ તાન કહે છે, જે તાન છાતીથી લેવાય છે તેને કુમક-તાન કહે છે., કંઠમાંથી જે તાન લેવાય છે તેને કંઠતાન કહે છે, અને જે તાન મગજમાંથી લેવાય છે તેને બંદ તાન કહે છે. ઉપર કહેલી તાનો સ્થાન ભેદથી પ્રથક નામ ધરાવે છે, મતલબ કે તેના ગુણ ઉપરથી નામ પાડેલાં છે, પણ સ્વર ભેદથી તેઓનાં રૂપ તથા નામ પણ જૂદા થાય છે તે નીચે મુજબ :—

'એક સ્વરની તાનને આર્ચિત તાન કહે છે, જેમકે સાસા, રેરે, ગગ, મમ, પપ, ધધ, નીની, સાસા, નીની, ધધ, પપ, મમ, ગગ, રેરે, સાસા. એક સ્વરની તાનની બીજી રીતી—સાસા, ગગ, રેરે, મમ, ગગ, પપ, મમ, ધધ, પપ, નીની, ધમ, સાસા, ગગ, સાસા, રેરે, નીની, સાસા, ધધ, નીની, પપ, ધધ, મમ, પપ, ગગ, ગગ, રેરે, ગગ, સાસા ઇત્યાદી. આમાં બબ્બે સ્વર સાથે લેવાય છે, પણ તેને એકજ સ્વરની તાન સમજવી, કારણકે તે એકજ સ્વરનું બે વખત બોલવું થાય છે, અને બે સ્વરના સંયોગ વિના તાનનું રૂપ બંધાતું નથી, માટે ઉપર કહેલી એકજ સ્વરની તાન સમજવી.

પ્રથક્ બે સ્વરની તાનને ગાથિક તાન કહે છે, જેમકે સારે, રેગ, ગમ, મપ, પધ, ધની, નીસા, સાની, નીધ, ધમ, પમ, મગ, ગરે, રેસા ઇત્યાદિ.

પ્રથમ ત્રણ સ્વરની તાનને સ્વામિક તાન કહે છે, જેમકે સારેગ, રેગમ, ગમપ, મપધ, પધની, ધનીસા, સાનીધ, નીધપ, ધપમ, પમગ, મગરે, ગરેસા ઇત્યાદી.

પ્રથક્ ચાર સ્વરની તાનને સુરતર તાન કહે છે. જેમકે સારેગમ, રેગમપ, ગમપધ, મપધની, પધનીસા, સાનીધપ, નીધપમ, ધપમગ, પમગરે, મગરેસા ઇત્યાદિ.

પ્રથક્ પાંચ સ્વરની તાનને ઓડવ તાન કહે છે, જેમકે સારેગમપ, રેગમપધ, ગમપધની, મપધનીસા, સાનીધપમ, નીધપમગ, ધપમગરે, પમગરેસા ઇત્યાદિ.

પ્રથક્ ૭ સ્વરની તાનને ખોડવ તાન કહે છે, જેમકે સારેગમપધ, રેગમપધની, ગમપધનીસા, સાનીધપમગ, નીધપમગરે, ધપમગરેસા ઇત્યાદિ.

પ્રથક્ સાત સ્વરની તાનને સંપૂર્ણ તાન કહે છે, જેમકે સારે ગમ પધ નીસા, સાની ધપ મગ રેસા, ઇત્યાદિ. પ્રથમ કહેલાં નાદ ઇત્યાદિ તાનોનાં નામ જેમ તેના સ્થાન ઉપરથી પડેલાં છે તેમ આ આર્ચિત ઇત્યાદિ તાનોનાં નામ સ્વર સંયોગથી પડેલાં છે, તેમજ પ્રાચીના કાળનાં ઋષિઓએ મુખ્ય

તાનના વર્ગ ઓગણપચાસ કરી તેને એકોન પંચાશત કોટીતાન એવું નામ આપ્યુ છે. આધુનિક ગાયક તેને ઉનંચ્યાસન કોરિતાન" કહે છે, કેટલાક લોકો તેને ઓગણપચાસ કરોડ તાન માને છે, પણ તે ભૂલ છે. કોટી એટલે આ ઠેકાણે વર્ગ સમજવો, તેની સમજ નીચે પ્રમાણે છે :—

સાત સપ્તકમા દરેક સપ્તકના દરેક સ્વરને સાત સાત વખત ગાવામાં આવે ત્યારે ૪૯ કોટિતાન થાય છે, જેમકે પ્રથમ અરજ એટલે ચંદ્ર સપ્તકના સાથી નિખાદ સુધી અનુક્રમે ૭ સ્વર લઇએ એટલે તે એક કોટિતાન થઇ, પછી મંદ્ર સપ્તકના રિખવનો સા બાંધી અનુક્રમે ૭ સ્વર લઇએ તો તે બીજા વર્ગની તાન થઈ, તેમ દરેક સ્વર સાત વખત લીધાથી ઉન્નચ્યાસ કોટિતાન બને છે.

**તાન ગાન યાકા**—પૂર્વ આફ્રિકાનો એક સરોવર. એની પોહળાઇ ૧૫ થી ૮૦ મૈલની છે. આ સરોવર સમુદ્ર સપાટીથી ૨૭૦૦ ફીટ ઉપર છે. ૧૮૫૮ મા સ્પેક અને 'બ્રૂરાએ' એની શોધ કરી હતી. આગળ આ સરોવરને નાઇલનાં પાણીથી બનેલો ધારવામા આવતા હતો. એને કાંઠે ૧૦૦૦૦ ફીટ ઉંચાઇના પર્વતો છે. કિનારાથી ૬૦૦ મૈલ ઉપર આ સરોવર છે.

**તાનજોર**—મદ્રાસ ઇલાકામાનો એક બ્રિટીશ જીલ્લો ક્ષેત્રફળ ૩૬૫૪ ચોરસ મૈલ હોઈ તેમા વસ્તી ૧૮૭૧ માં ૧૯૭૩૭૩૧ ની ને ૧૮૯૧ મા ૨૨૩૦૬૮૩ ની હતી. તેમા ૧૨ શેહેરો ને ૩૫૩૯ ગામડાં છે જીલ્લાનું નવુે ક્ષેત્રફળ ૩૬૫૪ ચોરસ મૈલ હોઇ જીમાં દર ચોરસ મૈલે વસ્તીની રાસ ૫૮૩ ની આવે છે. વસ્તીમા ૧૯૩૯૪૨૧ હિંદુ, (૯૧ ટકા), ૧૧૨૦૫૮ મોહમેદન (૫ ટકા), ૭૮૨૫૮ ખ્રિસ્તી (૩ ટકા), જૈન ૬૨૫ અને બાકીના પરદેશી વસે છે.

તાનજોર જીલ્લો દક્ષિણ કર્નાટકનો ભાગ રોકે છે. એની ઉત્તરે કોલ્રેન, પૂર્વે અને દક્ષિણ પૂર્વે બંગાલનો ઉપસાગર, દક્ષિણ પશ્ચિમે મદુરા જીલ્લો, અને પશ્ચિમે મદુરા તથા ત્રીચનાપલ્લી જીલ્લો છે

આ જીલ્લામા ચોખાનો મુખ્ય પાક થાય છે. મુખ્યકરી કાવેરીના "ડેલ્ટામાં તથા જીલ્લાના ઉપલા ભાગમાં પાક થાય છે. આ જીલ્લાની કુલે જમીન ૨૩,૯૨,૧૧૭ એકરમાંની ૧૩,૦૬,૭૧૩ યાને ૫ ટકા ભાગ ખેડાયલી છે. ૪,૦૨,૯૫૮ એકર ખેડવા લાયકની છે યાને ૧૭ ટકા છે, અને ૬,૮૨,૪૪૬ એકર તદ્દન વેરાન યાને ૨૮ ટકા પડત છે.

આ જીલ્લામા 'સાઉથ ઈંડિયન રેલ્વે'ની બે શાખા બાંધેલી છે. એક ત્રીચનાપલ્લીથી જીલ્લો પસાર કરી નગાપટમ સુધી કિનારે વધે છે, અને બીજી મદ્રાસ રેલ્વે, તાનજોર શેહેરથી વધતી ઉત્તર પૂર્વ ભણી વધે છે.

તાનજોર જીલ્લામા ધાતુ કામ, રેશમી કાપડ, ગલીચા, વગેરે ઉત્તમ બને છે. મુખ્ય આયાત વેપાર રૂ, નાહનો પરચુરણ સામાન, સુતર, યુરોપીયન ધાતુ, સોપારી અને ઇમારતી લાકડાનો ચાલે છે, ને નિકાશ વેપાર સમુદ્ર માર્ગે તથા ખુશકી માર્ગે ત્રીચનાપલ્લી, મદુરા અને સાલમ સાથે ચાલે છે. આ જીલ્લામા મુખ્ય અધિકારીઓ—કલેકટર, સબ કલેકટર, મદદનિશ કલેકટર, ડેપ્યૂટી કલેકટર છે. તાનજોર જીલ્લાને ૯ તેહેસિલમાં વેહેચેલો હોઇ તેમા બે તેહેસીલદાર અમલદારો છે કે જેમને તેમના મદદનિશો તરફથી મદદ કરવામાં આવે છે તેમજ ૯ તાલુકાને ૫ ભાગમાં વેહેંચી તેમનો કારોબાર ડેપ્યુટી કલેકટર ચલાવે છે. જીલ્લામા ૬ મુનસફ તથા એક વડા જડજની કચેરી છે

આ ભાગમાં વર્સાદની મોસમ અચોક્સ રહે છે. દક્ષિણ પશ્ચિમ તરફનો વસાદ જુનમાં પડે છે, જે સપટેંબર સુધી વર્સે છે. આ વર્સાદ પાછો પાછી વર્સે છે, અને તે બે કલાકથી વધારે વરસતો નથી. દર મોસમમાં ૧૫ ઇંચ વર્સાદ વરસવાની રાસ આવે છે.

ઉત્તર પૂર્વ તરફના વર્સાદની મોસમ અકટોબર અથવા નવેબરથી બેસી જાનેવારી સુધી ચાલુ રહે છે. આ વર્સાદ ૨૫ ઇચ વર્સે છે. આ જીલ્લામાં બારે માસ વર્સાદ વર્સે છે છતાં આગસ્ટથી ડીસેમ્બર ખરી મોસમ ગણાય છે. ગર્મીની મોસમ માર્ચથી મે સુધી ચાલુ રહે છે.

**તાનજોર**—ઉપલાતુ' મુખ્ય શેહેર. લોક વરતી ૧૮૮૧ માં ૫૪૭૪૫ ને ૧૯૦૧ માં ૫૭૬૦૫ ની હતી. વરતીમાં ૪૭૧૯ હિંદુ, ૪૧૭૪ ખ્રિસ્તી, ૩૨૦૦ મોહમેદન અને બાકીની પરજાત છે.

તાનજોર શેહેર આગલા ચોલધરાણાનુ' પાયતખત હતું. તેમના હાથથી વિજયાનગરના સુબા નાયકે જીતી લીધુ. ૧૬૫૬ થી ૧૬૭૫ સુધી એ મરાઠાઓના હાથમાં આવ્યુ' અને તે વેળાજ આ શેહેર પૂર્ણ કળાએ ચડયુ' હતુ. ૧૭૫૮ મા ફ્રેન્ચ સરદાર લાલીએ જીતી લીધુ' પણ રાજાએ મોટી રકમ આપવાથી તેને તાબે આવ્યું. ૧૭૭૩ માં કર્નલ જોસફ સ્મિથે જીતી લીધુ' હતું, અને ૧૭૭૬ મા અત્રે ઇગ્રેજ છાવણી હતી. રાજા સારાભોજ સાથે ૧૭૭૭ માં થએલા કોલકરારની રૂહે તેનો આ સર્વ દેશ બ્રિટીશ સત્તા તળે આવ્યો અને થોડો ભાગ અને આં શેહેર તેને તાબે રાખવામાં આવ્યુ હતું; જે ૧૮૮૫ માં રાજા શિવાજી સતાન વિના મરણ પામતા બ્રિટીશ સત્તા પૂર્ણપણે સ્થાપિત થઇ,

તાનજોરમાં કલેકટર, જડજ અને સરકારી મુખ્ય અમલદારોના મથક છે તાનજોર શેહેરમાં રેશમી ગાલીચા, ઝવેર કામ, ત્રાબા કામ, અને પરચુટણ નાહના ઉદ્યોગ દજરો સારી હાલતમાં છે.

**તાનસા**—મુબઇ શેહેરને પાણી પુરૂ' પાડવાનુ આ ગંજાવર બાધકામ ઇ૦ સ૦ ૧૮૮૯ મા ડૉ૦ થૅામસ બ્લેનિની કોશેસ અને કારસાજીથી આ શેહેરની મ્યુનિસીપાલીટીએ શરૂ કરી તેને ૧૮૯૨ માં ખુલ્લુ' મેલ્યુ' હતું. તેની પાછળ રૂ. ૧,૫૦,૦૦,૦૦૦ નો ખર્ચ થયો હતો.

આ બાંધકામ મુંબઇથી ૭૫ મૈલ દૂર ઘાટ ઉપરથી વહેતી બે નદીઓને બંધ કરી લઇ તે નદીના પાણી આ તલાવમાં એકઠાં કર્યા છે, કે જે નદીને માટે આ આંટગામનાં સ્ટેશનથી ૭ મૈલ દૂર તાનસાનો ગંજાવર સરોવર હારેકટાર ડુંગરોથી એક મ્હોટી ખીણની વચ્ચે બાંધેલો છે. આ તલાવનાં પાણીએ ૭ થી ૮ મૈલનો વિસ્તાર રોકેલો હોઇ તેમાં ૫૨½ ચોરસ મૈલ જમીન ઉપરનાં પાણીનો જમાવ થાય છે.* આ પાણીને અટકાવી રાખવા બાંધેલો ગંજાવર બંધ તમામ પથ્થરનો ચણી લીધેલો છે. તે બે મૈલ લાંબો ને તળીયાથી મથાળા સુધી ૧૮૦ ફીટ ઉંચો છે અને તળીયામાં તેની જાડાઇ ૧૦૦ ફીટ જેટલી રાખવામાં આવી છે. તાનસાનાં પુસ્તા જેવી ગંજાવર દીવાલ આખી દુનિયામાં—ચીનની દીવાલ બાદ કરતાં બીજી એકે નથી. આ બુલંદ બંદમા ૧૧૦૦૦૦૦ ઘનફુટ પથ્થર ખપ્યો હતો. આ પથ્થરના ગંજાવર જથ્થાનો ખ્યાલ આપવા નીચે મુજબ ગણત્રી કરવામાં આવી છે કે, જો સઘળા પથ્થરથી ૧૦ ફુટ ઉચી અને ૨ ફીટ પોહળી દીવાલ ૧૦૦ મૈલ લાંબી બાંધી શકાય, અથવા આખી મુંબઇની આસપાસ એવા ત્રણ કોટ બાંધી શકાય એટલો એ બાંધકામમા પથ્થર ખપ્યો છે. તેમાં ખપેલા ચુના મરેડાનો જથ્થો એટલો મ્હોટો છે કે જો તેનો ઢગલો કીધો હોય તો એક એકર જમીન ઉપર ૧૬૫ ફુટ ઉચો પીડારોકો ડુંગર બાંધી શકાય.

ઉપલા સરોવરનુ પાણી મુબઇ તરફ લઇ જવા માટે પાંચ મૈલની લબાઇના ખડકમાં ટનલ અથવા બુગદા ખોદવા પડયા છે. ૨૫

* આ વિસ્તારમાં ૧૨ ગામડા હતા જે તાનસાના સરોવરનુ' બાંધકામ ચાલતાં ઉજડ બનાવવામા આવી જંગલોને કાપી કાઢવામાં આવ્યાં હતાં.

મૈલ લાંબી પથ્થરની પનાળ અથવા પુલ બાંધવો પડયો છે, અને ૩૮ ઇંચની પોહળાઈના જબરા તથા જાડા લોઢાનાં નળ બીજા ૧૯ મૈલ સુધી જમીનમાં મુકયા છે; કે જે નળ લાવતાં વસાઇની ખાડી ઉપર કસેલીગામ નજદીક દર ૧૦૦ ફીટનાં ૧૫ આરકાંનો એક લોહડાંનો ગંજાવર પુલ બાંધ્યો છે, તેમાં જરૂર પડે તો બે નળ ગોઠવવાની તથા એક ટ્રેમવેની જગ્યા રાખી છે. એ સઘળા બુગદા, પનાળ, પુલ અને નળનો તાનસાના પાણીને કુરલા પાસે માત્ર ઘાટકુપર સુધી લાવે છે, પણ ત્યાંથી બીજા ૧૨ મૈલના લોટાનાં નળ તે પાણીને મુંબઇ પોહચાડે છે. જેનો સાંધો ચીચપોગલી પાસેના વિહારના નળને આવી મળે છે, અને તે જગ્યાપર આ પાણી ખુલ્લું મેલવાની ક્રિયા લૉર્ડ લેન્સડૌને ૧૮૯૨ .માં ૩૧ મી માર્ચે કરી હતી.

આ તલાવ દરરોજ ૧૦૦૦૦૦૦૦ આલન પાણી પુરૂં પાડી શકે છે. આ તલાવ ભરાવા ૩૦ થી ૩૫ ઇંચ વર્સાદ પુરતો ગણાય છે. એનું બાંધકામ બાંધવા પાછળ ૯૦૦૦ થી ૧૨૦૦૦ માનસોને ૫ વર્ષ ૬ માસ સુધી રોકવામાં આવ્યા હતા. મુંબઇથી તાનસા સુધી નળ નાખવામાં આવેલા છે ત્યાં સુધી એની પાસેજ એક ટરેમલાઇન નાખેલી છે, કે જે ઉપરથી બાંધકામ કરતી વેળા નાહનું એનજીન માલ લાવલઇ જાવ માટે ઉપયોગમાં લેવાયું હતું અને તે એનજીન કસેલીથી તાનસા સુધી ફરતું હતું.

તાનસાનાં તલાવમાંથી મુંબઇમાં આણવામાં આવતું પાણી મુંબઇ શેહેરનાં નીચલા પરાંઓમાં પુરૂં પાડવામાં આવે છે :—આરકિટ, ચકલા, ધોબીતલાવ, ફનસવાડી ભૂલેશ્વર, ખારાતલાવ, ગીરગામ, ખેતવાડી, ચોપાટી, નાગપાડા (અને) કામાટીપુરા, તારદેવ, ભાયખલા, વરલી, મહાલક્ષ્મી.

**તાનસેન**—હિંદુસ્તાનમાં પ્રતિષ્ટા પામેલો આ ગવેયો શેહેનશાહ અકબરના અમલમાં થઈ ગયો છે. હિંદના ગવેયા વર્ગમાં તેને દેવતાઇ માન આપવામાં આવે છે, અને તેની સરખામણીમાં બીજો કોઈ પણ ગવૈયો તવારીખમાં મશહૂર નથી. તાનસેનનાં જન્મવતન તથા તેની જીંદગીનો વૃતાંત જુદી જુદી રીતે પ્રસિદ્ધ છે, તે જોકે જન્મથી હિંદુ હતો પણ પાછળથી મુસલમાન થયો હતો, જે માટે જુદી જુદી કથા છે તે અત્રે દર્શાવી છે.

૧—એનો જન્મ જવાળામુખી દેવીના સ્થળ પાસે ભાદરવા વદ ૮ ને પુષ્ય નક્ષત્રમાં સંવંત ૧૫૪૨ નાં સુમારમાં થયો હતો. એના પિતાનું નામ શિવાજી અને દાદાનું નામ મહેશજી હતું. તેઓ જ્ઞાતે આદગૌડ બ્રાહ્મણ હતા. તેમનું ગોત્ર ભરદ્વાજ હતું. તાનસેનનો ભાઇ બીકુજી નામે હતો. શિવજી દિલ્લી જઈ રહેતાં, ત્યાં પોતાની બાહોશીથી દીવાન પદ મેળવ્યું. ત્યાં આ બેઉ ભાઇઓ ૧૨ વર્ષની વયના થયા, તેટલાં શિવજી મરણ પામતાં બીકુજી તથા તાનસેન પ્રયાગનાં તિર્થ સ્થળમાં રહી કથા કરવા માંડી. પ્રયાગ પાસે અકબરના મામા રાજા રામસીંગ 'રીમા' ગામમાં રહેતો હતો ત્યાં બીકુજીને તેડી દરબારમાં ભગવાનની કથા ગાયનમાં કરવાની નોકરી પર રાખ્યો. આ વેળા તાનસેન ગાયન વિદ્યાથી બેનસીબ હોવાથી તે બીકુજીના આશ્રયમાં પડી રહેલો હતો. આ વેળા તાનસેન ગોવાળીયા તરીકેનું પણ કામ બજાવતો હતો. એક વેળા બીકુજીની સ્ત્રીએ એને તહેંવાર તાણા માર્યા, આથી એ પોતાની ઓશિયાળી હાલતપર ગામ કરતો જંગલમાં ભટકતો રહી ઢોરોને ગામ તરફ હાંકી મેલ્યા. પછી નિરાશામાં બળી મરવાનો વિચાર કરી ચીતા ખડકી, તેટલાં બ્રહ્માની આજ્ઞાથી સરસ્વતીએ આવી તેને ગાયનકાર થવાનાં આશિશ આપ્યા, આથી તાનસેન ખુશી થઇ ચોડે દિવસે ઘેર ફર્યો ને નિત્ય મુજબ સુગોજ રહેલો. એક દિવસે રામસિંગ મહારાજને ત્યાં તાનસેન ભાઇ સાથે ગયો, ત્યાં મહારાજે તાનસનને

ગાવા ફરમાવ્યું, ત્યાં તેણે પોતાના ભાઇની ભારે અજાયબી અને શ્રોતાજનોની વાખવાણી વચ્ચે એક સોરઠ રાગણી ગાઇ બતલાવી. કહે છે કે જ્યાં પૂર્ણ દર્શાવટ થઈ કે રાગણી આબેહુબ સામે આવીને ઉભી રહી. તેને રામ સીંગ મહારાજે નજરોનજર દીઠી હતી.ત્યારથી સહુએ જાણ્યું કે તાનુ (જે એનું જન્મ નામ હતુ) કોઈ દેવતાઇ પુરૂષ છે. તે પછી અકબરે પોતાની દરબારમાં તેડાવી સન્માન પુર્વક રાખ્યો, જ્યાં એક રાજવંશી કુંવરી સાથે પ્રિતમાં પડતાં મુસલમાની ધર્મ સ્વિકાર્યો હતો. આ મુસલમાન શાહજાદીથી તાનસેનને ત્યાં બિલાસખાં અને શાહબખાં એવા બે પુત્રોની વૃદ્ધિ થઇ હતી.

બીજી કથા સંગીત કળાધરમાં એવી આપે છે કે એના પિતા મકરંદ નામે હતો. તેને ઘેરે દીકરો નહોતો પણ ગોસમહમદ ગવાલેરીના પ્રતાપથી તેને તાનસેન નામે દીકરો થયો. જ્યારે આ બાળક પાંચ વર્ષનો થયો, ત્યારે તે ફકીર પાસે તાનસેનને લઇ ગયો અને કહ્યું કે "શાહ સાહેબ આપની દુવાથી પરમેશ્વરે મને છોકરો આપ્યો. હવે આના હકમાં ઈશ્વર પાસે દુવા માગો કે તેને સંગીત વિદ્યા આવડે. તે વખતે શાહસાહેબ પાન ખાઇ રહ્યા હતા, તેમણે પાનનો ઓગાળ લઇ તાનસેનના મોઢામાં મુકયો ત્યારે પંડિત મકરંદે કહ્યું કે "શાહ સાહેબ આ છોકરો હવે અમારા ધર્મમાં રહ્યો નહિ, માટે આજથી આપની તાબેદારીમાં રહેશે." પછી કેટલાક દિવસ તાનસેને તેમની નોકરી કરી તેમ શાહ સાહેબે પણ તેની સારી રીતે પરવરશી કરી, અને મુસલમાન બનાવ્યો. જ્યારે શાહ સાહેબ મરણ પામ્યા ત્યારે તાનસેનને ઘણુંજ દુઃખ થયું, કારણકે શાહ સાહેબે તેને પાળી પોષી પોતાને ઉછેર્યો હતો, તેની જુદાઇમાં તાનસેન ગાઇ બજાવી પોતાનું મનરંજન કરતો, અને તેને સાચા દિલથી સંગીત શિખવા ઉપર પરીપૂર્ણ પ્રિતી હતી, માટે નાયક બક્ષુના એક શાગરદ પાસેથી પોતે ગાનું શિખ્યો. થોડી મુદતમાં ગાવું પ્રાપ્ત થયું, પછી તેણે દક્ષિણમાં નાયક બક્ષુની દીકરીને પોતાનું ગાવું સંભળાવ્યું. તે દીકરી પણ સંગીતમાં કુશળ હતી. તેણે તાનસેનનું ગાવું નાપસંદ કર્યું અને કહ્યુ કે, "ધિક્કાર છે તને કે તે તારી આટલી ઉમર વૃથા ખોઇ, અને કોઈ પણ ગાવાનો સલીકો આવ્યો નહિ. આ કરતાં કાંઈ અન્ય કામ શિખ્યો હોત સારૂં. તેવું સાંભળી તાનસેન ઘણો લજ્જીત થઇ ત્યાંથી ચાલી નિકળ્યો અને કોઇ સારા ઉસ્તાદની ખોળમાં કેટલીક મુદત સુધી અથડાયો. એક વખત જંગલમાં નિરાશ સ્થિતીમાં નિંદ્રાવશ થઈ પડયો હતો તેટલાં સ્વપ્ન દીઠું કે શાહ સાહેબ એક સ્વામીને લઇ પોતાની પાસે આવ્યા, અને આવીને તાનસેનનો હાથ સ્વામીના હાથમાં આપ્યો; તે સ્વામી પોતે બક્ષુ હતા. પછી સ્વામીએ સ્વપ્નમાં તાનસેનને બે ધ્રુપદ ગાતાં શીખવી અને માથા ઉપર હાથ ફેરવ્યો, એટલે થયું કે તાનસેનની આંખ ઉઘડી ગઇ, પણ જે શિખવેલા બે ધ્રુપદ હતા તે બરાબર પોતાને યાદ રહ્યા, તે વખત તાનસેન પોતાના મનમાં ઘણોજ ખુશી થયો, અને પાછો બક્ષુની દીકરી પાસે જઇને તે બે ધ્રુપદ તેને સંભળાવ્યા. તે ધ્રુપદ સાંભળી બક્ષુની દીકરી પોતાના પિતાની યાદ કરી રડવા લાગી અને કહ્યું કે "પિતાજીએ નવો જન્મ ધરી ગાવું બતાવ્યું કે શું?" પછી તે વિશે બનેલી હકીકત તાનસેને કહી સંભળાવી. પછી તે દીકરીએ પણ થોડાક દિવસ તાનસેન પાસે તાલીમ લીધી, અને તાનસેન પણ ત્યાં જે નામીચા ગાયક હતા તેમના પાસેથી ગાયન શિખ્યો. પછી થોડાક દિવસે તાનસેન ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યો, અને શેહેર પટનામાં રાજારામ વાઘેલાના દરબારમાં નોકર થયો. પછી અકબર બાદશાહે તેના ગાવાની તારીફ સાંભળીને નવાબ મઅતમદખાંનને તાનસેનને બોલાવવા માટે પટના તરફ મોકલ્યો. તે નવાબ તાનસેનને બોલાવી

લાવ્યો, ને ત્યાં અકબરે તેના લાયકનું માન આપી દરજ્જે બખશ્યો.

'કોઇ તાનસેન વિષે એમ કહે છે કે તાનસેનને ૯ ભાઇ બેહેન હતાં, અને તે સર્વે ભાઇ દરેક હુન્નરમાં હુશિઆર હતા, પણ તાનસેનને કાંઈપણ આવડતું નહતું. એક દિવસે ઘરમાંથી કોઇ સ્ત્રીએ તાણા મારવાથી એ હરદાસજી પાસે જઈ તેમનો શિષ્ય બન્યો. સ્વામી હરદાસે તેને ગાયન શિખવી રજા આપી. પછી તાનસેન શાહ મહમુદ ગોસ ગ્વાલેરીની સેવામાં ગયો અને ત્યાં મુસલમાન થયો. શાહ સાહેબ મરણ પામ્યા પછી રાજારામ વાઘેલાને ત્યાં નોકર રહ્યો. પછી અકબર બાદશાહે બોલાવી લીધો, અને જ્યારે બાદશાહ અકબરને સ્વામી હરદાસજીનું ગાવું સંભળાવવા લઇ ગયો ત્યારે સ્વામીએ કહ્યું કે તાનસેન તું હવે અમારા કામનો ન રહ્યો, કારણકે મુસલમાન થયો માટે, અને તેમની કબર પણ ગવાલીયરમાં છે. ત્યાં એક આમલીનું ઝાડ છે. જ્યારે ગવૈયા લોકો તાનસેનની કબરની જીયારત માટે જાય છે ત્યારે ત્યાંથી આંબલીનાં પાંદડાં લાવીને ખાય છે, અને કહેછે કે તે પાંદડાં ખાધાથી કંઠમાં રસ આવે છે. વળી તાનસેનના ગાયન વિષે એમ કહે છે કે તેને દીપક તથા મેઘ રાગ બરાબર આવડતા હતા, કારણકે શાહ મહમદ ગોસ ગ્વાલેરીએ પોતાની કરામતથી મુસીકાર નામના પક્ષીને બોલતાં દેખાડ્યું હતું. તે સાંભળી તેના ધ્વની ઉપરથી તાનસેન ધ્રુપદના બોલ બાંધી તે રાગ ગાતો હતો અને તેની તાસીરથી દીવા પણ પ્રગટ થતા હતા, તેમ વરસાદ પણ આવતો હતો. તેના ગાવામાં એવો તો રસ આવતો હતો. કે ઘણાક લોકો કહે છે કે એક દિવસ એક પહાડ ઉપર બેસી ગાયન કરી રહ્યો હતો, તેટલાં તેની અસરથી તે પહાડમાંનો એક પથ્થર પિગળી ગયો, ત્યારે તાનસેને, પોતાની નિશાની માટે હાથમાં મંજીરાની જોડી હતી તે તે પથ્થર ઉપર મુકી દીધી. ગાવું બંધ રાખ્યા પછી તે મંજીરાની જોડી પથ્થરમાં ચોંટી ગઇ. આજ સુધી પણ કેટલાક ગવૈયાઓ તે પહાડની માનતા માને છે, એવી દંતકથા છે. વળી તાનસેનના ગાવામાં એવો ઇશ્વરી રસ મુકેલો હતો કે, પશુ સરખાં પણ વશ થઇ જતાં. તેના વિષે એમ કહે છે કે એક દિવસે બાદશાહ અકબરે તાનસેનને કહ્યું કે "જો હું ન હોત તો તારી કદર કોણ કરત?" તાનસેને તે વાત ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહિ; તોપણ બીજી વખતે બાદશાહે કહ્યું કે "તાનસેન કદાપિ હું ન હતે તો તારી કદર કોણ કરત?" ત્યારે તાનસેનથી રેહેવાયું નહિ, કારણકે ગવૈયા લોકો ઘણુંકરી બેપરવા હોય છે. તાનસેને જવાબ આપ્યો કે "ગરીબ પરવર, આ ઇશ્વર સૃષ્ટિમાં કોઇ પણ વાતની ખામી નથી, તેમાં ગર્વ કરવો તે યોગ્ય નથી. શું કુકડાવિના વહાણું વહાતું નથી?" તે સાંભળી બાદશાહ ઘણો ગુસ્સે થઇ બોલ્યો કે, "અરે કોઈ હાજર છે, આ તાનસેનને મારી દરબારમાંથી કાઢી મેલો." તુરત તે પ્રમાણે અનુચરોએ કીધું. પછી તાનસેન પાછો રાજારામ વાઘેલા પાસે ગયો, તેમણે તાનસેનને ઘણાજ સન્માન સાથ રાખ્યો. તે વખત તાનસેને કેટલાક ધ્રુપદ વિગેરે રાજારામ વાઘેલાની ચીજો બનાવી જેમાંની આજ પર્યંત પણ કેટલીક નજરે છે. પછી અકબર બાદશાહને તો તાનસેન વિના ચેન ન પડવા માડ્યું. આખરે કોઇ માણસ તાનસેનને આમંત્રણ કરવા સારૂં મોકલ્યો. તે માણસ આવવાથી રાજારામ વાઘેલા ઘણોજ નારાજ થયો, પરંતુ લાચાર કે, મોટા પાદશાહના હુકમનો અનાદર થઇ શકે નહિ, એટલે તાનસેનને ઘણુંએક દ્રવ્ય આપી એક તાવદાનમાં બેસાડી વિદાય કર્યો, અને પોતે પણ થોડાક સુધી વળાવવા ગયો. ત્યાં જે તાવદાન ઉપાડનાર ભોઇ લોક હતા તેમાંથી એક જણને ઇસારો કર્યો કે તું ખસીજા. ભોઇ ખસી ગયો કે તુરત પોતે તે તાવદાનને

ઉપાડી ચાલવા માંડયું. તે વાત તાનસેનને માલમ પડતાંજ પોતે નીચે ઉતરી કહ્યું કે " ગરીબ પરવર આ ઘણું અઘટિત થયું." ત્યારે રાજાએ કહ્યું કે "મારાથી તમારી કાંઈ ખાતરદારી થઇ નથી, માટે આ છેવટની યાદગારી છે." ત્યારે તાનસેને કહ્યું કે "આપ સાહેબે એટલો તો ઉપકાર કરી મને આભારી કર્યો છે કે તેનો બદલો વાળવાની મારામાં શક્તિ નથી, પણ આ જમણા હાતથી ફક્ત આપનેજ સલામ કરીશ." એમ કહી ઘણી નમ્રતા સાથે સલામ કરી તાવદાનમાં બેસી-દિલ્લી રવાના થયો.

દિલ્લી દરબારમાં સર્વે અમીર ઉમરાવો પાદશાહ સનમુખ બેઠા હતા. તાનસેને આવતાંજ ડાબા હાથથી સલામ કરી. એવું જોઇ સર્વે અજાબ થયા, અને પાદશાહ પણ ગુસ્સે થયા, અને વિચાર્યું કે હજી સુધી તાનસેનનો મીજાજ ફરેલો છે માટે તેને હવે બરાબર શિક્ષા કરવી યોગ્ય છે, એમ વિચાર કરી તુરત હોકમ ફરમાવ્યો કે તાનસેનને હાથીના પગ તળે કચડવો. એ હોકમ મુજબ તાનસેનને પકડી મહા મસ્તાન હાથીના પગ નજદીક નાખી દીધો, તે વખતે તાનસેને પોતાનો તંબુરો મંગાવી એક નવો ધ્રુપદ દીનના સુધરાઇ કહાનરાનો ગાયો. આથી હાથી સામો પ્રસન્ન થઇ પોતાની સુંઢ વડે તાનસેનને પોતાના મસ્તક ઉપર બેસાડયો. આ કૌતુક જોઇ બાદશાહ પોતે આવી તાનસેનને નમ્યો ને કહ્યું કે "તારું તો દેવરૂપ છે. માટે માહરાથી બનેલા ગુન્હાની દરગુજર ઇચ્છું છું." તે પછી તાનસેન ઘણા માન સાથે ત્યાં રહ્યો. તે વખતનો ધ્રુપદઃ—

રાગ સુધરાઇ કાન્હરો—તાલ ચો તાલ.

મનગજ થયો અરસમાન અત પ્રબલ ચરડ મરડ હે પ્રચંડ સહ,<br>
દારિદ્ર અદ્યાન કારો—મનગજ—ટેક.<br>
ઉરબ તુરબ ધુધકાર મદન દુહાઇ તાજી ધારતાના ઘર ગાડે,<br>
સનમુખ હોત જાંકો શુંડવારો—મન.<br>
ઇંમંદ ઇમંદ કીમંદ ફુકબ બહુ પ્રબલ ફુંની ફુંકારો;<br>
તાનસેનકો ડારેકારે આગેતબ એક દંત દુજી શુંડસેં ઉહારો—મન—૨.

તાનસેનનાં પુત્રો કેટલા હતા તે ઉપલી કથાઓ ઉપરથી સેહેજ જણાય છે. પણ તેઓએ પોતાના પિતાનું નામ વધારે જેબદાર કરવા યોગ્ય તેના પછી કાંઇ કામો બજાવેલાં જણાતાં નથી. પણ એના ભાઈ બીકુજીના વંશજ હાલમાં પણ ગવૈયાનો ઉત્તમ માનવંત દરજ્જો જાળવી કાયમ રહેલા જણાય છે. તેન વિશે એવી કથા છે કે તાનસેમનો 'તાનરંગખાન' નામે એક પુત્ર હતો, જેને તાનસેને પોતાની પૂર્ણકળા શિખવી હતી. પણ જ્યારે તે મોતને બીછાને પડયો હતો તે વેળા પોતાને ગાયન સાંભળવાની ઇચ્છા થતાં તે બેટાને ગાવા કહ્યું; પણ તે બેદરકાર જવાને નફરાઈથી તે ઉપર બહુ નીંદ આપવાથી તાનસેન મરતાં મરતાં અત્યંત નિરાશ થયો અને નિરાશાના આવેશમાં એવો શ્રાપ આપ્યો કે "મેં તને સંગીત વિદ્યા શિખવી અને તું તેમાં મસ્ત થઈ બેપરવાઇથી મારી આજ્ઞાને તુચ્છકારી માટે મારી બતાવેલી વિદ્યા તારા કંઠથી બરાબર નિકળી શકશે નહિ. એટલુંજ નહિ પણ તારા વંશ પરમપરા કોઇન I કંઠમાં રસ રહેશે નહિ." એમ કહી મરણ પામ્યો. આ શ્રાપ હાલમાં એ દાખલા ઉપરથી સિદ્ધ થએલો મળે છે કે, હર કોઈ-મુસલમાન ગવૈયાનો કંઠ કવચિતજ સારો હોય છે, એમ હિંદુ ગવૈયાઓનું કહેવું છે.

તાનસેનનો કોઇ વંશજ જ્યારે હિંદમાં રહ્યો નથી ત્યારે તેના ભાઈ બીકુજીનો પુત્ર ચંદ્ર બાણુનાં વંશથી ઉતરી આવેલા ગવૈયા પિત

મ્બર મિસરજી હાલમાં પણ ગાયનના ઉસ્તાદ તરીકે પ્રસિદ્ધતા પામે છે. પિતામ્બર મિસરજી '૨૨' પ્રકારનાં તંતુવાદ્ય ઉપર એક સરખી સુઘડતાથી ગતિ કરે છે, અને તેમાં ૩ વાદ્યો દિલપસંદ, આસરબીન અને સૂરશોધ તો પોતાના બાપનાજ કહેવાઉ છે. આ ગવૈયાએ ૧૮૯૨ માં મુંબઈમાં આવી શોખીનોનું પોતા તરફ ભારે ધ્યાન ખેંચ્યું હતું.

**તાપી**—આ નદીનો ઉગમ ડોંડવનમાં અલિયપૂર શેહેરની પશ્ચિમે બેતૂલ ગામ પાસે ઉ૦ અં૦ ૨૧-૫૫ અને પૂ૦ રે૦ ૭૮-૪ના સુમારે થાય છે, ત્યાંથી એ ૧૫૦ મૈલનો માર્ગ મધ્ય પ્રાંતો તથા વરાડમાંથી કાપી ખાનદેશમાં બરાનપૂરની નજદીક થોડાક મૈલ ઉપર દાખલ થઇ ૧૮૦ મૈલ વહે છે; આ ખાનદેશ જીલ્લામાં એને અનેક નાહની નદીઓ મળે છે. ખાનદેશમાંથી હરણ ફાળ આગળ નદી નીચે ઉતરી ડુંગરીઓ તથા ખડકોમાં થઈ ૫૦ મૈલનો રસ્તો કાપી ગુજરાતમાં દાખલ થતાં સુધીમાં ૩૦,૦૦૦ ચોરસ મૈલ પ્રદેશનું પાણી ખેંચી ૩૮૦ મૈલ જુમલે વહી સુરત પાસેથી વહેતી ૮૦ મૈલનો માર્ગ કાપી ખંભાતના અખાતને મળે છે. સહ્યાદ્રીની ડુંગરીઓના થોડાક ભાગ શિવાય તાપી નદીના પ્રદેશમાં દર વર્ષે ઝાઝો વર્ષાદ પડતો નથી, જુનના પેહેલા અઠવાડીઆમાં વર્ષાદ પડવા માંડે છે કે તાપીના પ્રવાહનું બળ વધેછે,નદી ઉન્હાળાની આખરમાં કલાકે ૨૫૦૦૦ ઘનવાર અને ચોમાસામાં અતિ મોટી રેનમાં કલાકે ૧૨,૦૦,૦૦,૦૦૦ ઘનવાર એમ પાણી દરિયામાં ખેંચ જાય છે.

આ નદી ઉપર સુરતની પશ્ચિમે ૧૩ મૈલ ઉપર અને ડુમસ ગામડા નજદીક પાણીમાં મિનારા રોકી દીવાદાંડી છે. આ દીવાદાંડી ઉપર જવાને મિનારા અંદર સીડીઓ બનાવેલી છે. દીવાદાંડીની બત્તી સમુદ્રના પાણીથી ૯૧ ફીટની ઉંચાઇ ઉપર છે. આ બત્તીનો સફેદ ઉજાસ ૯૦ ચૌરસ મૈલ ઉપરથી જણાય છે, ને વહાણ ઉપરથી સીધી લીટીમાં ૧૫ મૈલને છેટેથી ઉજાસ નજરે પડે છે.

**તાંબુ**—અથવા ત્રાંબુ. આ ધાતુ અતિ પ્રાચિન કાળથી જાણીતી થએલી છે. લોઢાની શોધ પેહેલાં એનો ઉપયોગ કરવામાં આવતો હતો. લોઢાના હથીયારો બનાવવાની શોધ થવા આગમજ તાંબુ અને કલાઈ એનાં મિશ્રણથી હથિઆરો બનાવવામાં આવતા હતા. એની પેહેલી ઉત્પંતિ સાઇપ્રસમાંથી થવાથી એનું નામ કૉપર (Copper) પડયું એમ ઇગ્રેજો જણાવે છે. તાંબાની શોધ આગમજ બ્રૉન્ઝ ધાતુનો બોહોળો ઉપયોગ કરવામાં આવતો હતો. તે વેળા તાંબુ થોડું મળતું હોવાથી તે સુનાના મૂલ્યનું ગણાતું હતું.

ટાયરની પ્રજા તાંબા તથા પિત્તળનાં વાસણોનો વેપાર ચલાવતા હતા, તથા પિત્તળ બનાવવાનો હુન્નર અને તેના વાસણ બનાવવાની કળા 'કેડમસે' ઇ. સ. પૂર્વે ૧૩૧૩માં ગ્રીસમાં દાખલ કરી હતી.

તાંબુ સંયુકત અને અસંયુકત સ્થિતિમાં ઘણું મળે છે. ઉત્તર અમેરિકા તથા સાઇબિરિયામાં અસંયૂકત સ્થિતિમાં સ્ફટિકાકાર અને અસ્ફટિકાકાર જડે છે. તાંબાની મુખ્ય અશોધિત ધાતુ 'કૉપરપાયરિટિસ' છે. એ પિળા રંગનો હોય છે.

ઇંગલંડમાં કાર્નવાલ અને ડેવ્હન આ પ્રાંતમાં અને સ્વિડન, સેક્સની, સાઇબિરિયા, આસ્ટ્રેલિયા, કયૂબા અને દક્ષિણ અમેરિકામાં તાંબાની ખાણો છે.

**હિંદુસ્તાનમાં**—પણ તાંબુ ઘણે ઠેકાણે મળે છે. અગાઉ અત્રે તાંબુ કાઢવાના મ્હોટા કારખાના હતા.મદ્રાસ ઇલાકામાં ત્રીચનાપલ્લી, બેલારી, કડાપ્પા, કર્નૂલ અને નેલોર આ પ્રાંતમાં; મુંબઇ ઇલાકામાં ધારવાડ જીલ્લામાં, મધ્ય હિંદુસ્તાનમાં રાયપુર, જબલપુર, નરસીંગપુર, ચાંદા, રેવા, બુંદેલખંડ આ પ્રાંતમાં; રજપુતાનામાં અલવાર, જયપૂર, ભરતપૂર, અજમીર, ઉદેપૂર અને બિકાનેર આ સંસ્થા-

નમાં; બંગાલ ઇલાકામાં ભાગલપૂર, દેવગઢ, સિંગભૂમ, છોટાનાગપૂર અને હજારી બાગ આ પ્રગણામાં; તેમજ પંજાબ, કાશમિર, નેપાળ અને બરમામાં ત્રાંબાની ખાણો છે. ઈ૦ સ૦ ૧૮૯૪ માં બંગાલ પ્રાંતમાંની ખાણમાંથી ૧,૫૦,૦૦૦ રૂપિયાનું તાંબુ નિકળયું હતું. ઇંગલંડથી તાંબુ આવવા પેહેલાં આ દેશમાં જે તાંબુ મળતું હતું તે સર્વ અત્રેજ ખણી કાઢી બનાવવામાં આવતું.

ઇંગલંડમાં પેહેલ વેહેલી તાંબાની ખાણ ઇ. સ. ૧૫૬૧ માં શોધી કાઢવામાં આવી હતી, અને હાલમાં કાર્નવાલ તરફ ૫૦ ખાણો ચાલુ છે. ૧૭૮૯ માં તાંબુ વહાણોનાં તળીયાં નીચે જડવામાં કામે લગાડયું હતુ. તાંબાની મ્હોટામાં મ્હોટી ખાણ ૧૮૪૩ માં દક્ષિણ આસ્ટ્રેલિયા મધે શોધી કાઢી હતી, અને તે 'બરાબરા'ની ખાણને નામે ઓળખાય છે.

તાંબુ ને લોઢું એમના સલ્ફાઇડનાં મિશ્રણથી 'કૉપર પાઇરિટિસ' બને છે. તાંબાની અશોધિત ધાતુનો બીજો પ્રકાર 'માલાકાઇટ' છે. સાઇબિરિઆ, ચિલ્લી અને આસ્ટ્રેલિયાના દક્ષિણ ભાગમાં મળે છે, એ તાંબાનો કાર્બોનેટ હોય છે. એની આસમાની અને લીલી એવી બે જાત છે. લીલા કરતાં આસમાંની જાતમાં કાર્બોનિક ઍસિડ વધારે હોય છે. આ શિવાય બીજી તાંબાની અશોધિત ધાતુ કદાચજ મળે છે. તાંબુ કાઢવાના મ્હોટા કારખાનાં વેલ્સ દેશમાં 'સ્વાન્સી'માં છે. ત્યાં બધે બધથી તાંબાના પથ્થર આવે છે; કારણ આ સ્થળ સામે કોલસાની તથા આર્ચે સાંઇરની ખાણો ધણી છે. આ ઠેકાણે રાત દિવસ ૫૦૦ થી વધારે ભઠ્ઠીઓ ચાલુ છે; જ્યાં ૫૦૦૦ મજુરો કામ કરે છે, ને તેમની મજુરી પાછળ દર અઠવાડીએ ૪૦૦૦ પૌંડનો ખર્ચ થાય છે, અને આ ભઠ્ઠીઓમાં સુમારે ૭૦૦૦૦૦ ખાંડી કોલસો ખપે છે, ને તેથી ૨૮૦૦૦ ખાંડી તાંબુ તૈયાર થાય છે. માલકાઇટમાંથી તાંબુ સેહેલમાં કાઢી શકાય છે, પણ તેની અછત હોવાથી કૉપરપાઇરિટિમાંથી તાંબુ કાઢે છે.

આખી દુનિયાંમાંની ખાણોમાંથી દર સાલ ૪,૫૦,૦૦૦ ટન તાંબુ ઉત્પન્ન થાય છે, તેનો કોઠો નીચે મુજબ છે.

| દેશો | ટન-૧૮૯૮ માં | ટન-૧૮૯૯ માં |
|---|---|---|
| આલજીયર | ૫૦ | ૦. |
| આરજેનટાઇન | ૧૨૫ | ૬૫ |
| આસ્ટ્રેલિઆ | ૧૮૦૦૦ | ૨૦૭૫૦ |
| આસ્ત્રિઆ હંગેરી | ૧૫૪૦ | ૧૫૦૫ |
| બોલિવિઆ | ૨૦૫૦ | ૨૫૦૦ |
| કેનેડા | ૮૦૪૦ | ૬૭૩૨ |
| કેપઑફ ગુડ હોપ | ૭૦૬૦ | ૬૪૫૦ |
| ચિલ્લી | ૨૪૮૫૦ | ૨૫૦૦૦ |
| જર્મની | ૨૦૦૮૫ | ૨૩૪૬૦ |
| ગ્રેટબ્રિટન | ૫૫૦ | ૫૫૦ |
| ઇતલી | ૩૪૩૫ | ૩૦૦૦ |
| જેપાન | ૨૫૧૭૫ | ૨૭૫૬૦ |
| મેક્ષિકો | ૧૫૬૬૮ | ૧૫૩૩૫ |
| ન્યૂફાઉન્ડ લૅંડ | ૨૧૦૦ | ૨૭૦૦ |
| નૉર્વે | ૩૬૧૫ | ૩૬૧૦ |
| પીરૂ | ૩૦૪૦ | ૫૧૬૫ |
| રશિઆ | ૬૦૦૦ | ૬૦૦૦ |
| સ્પેન-પોર્તુગલ | ૫૩૨૨૫ | ૫૩૭૨૦ |
| સ્વિડન | ૪૮૦ | ૫૨૦ |
| યુનાઇતેડ સ્તેતસ | ૨૩૯૨૪૧ | ૨૬૫૧૫૬ |
| કુલે | ૪૩૪૩૨૯ | ૪૭૩૮૧૮ |

યુનાઇટેડસ્ટેટમાં મોન્ટાના, લેક સુપિરિઅર (સરોવર) નો કાંઠો, ઍરિઝોનમાં તાંબાની મ્હોટી ખાણો આવેલી છે.

'રાયઓટિંટો, મ્યુરિકા આ મુખ્ય ખાણો સ્પેન દેશમાં છે. કોકિબો, અકાકવા, સ્યાંટિઆગો, ઍરીકો, ચિલ્લીઓ, અટાકામા આ ૭ ઠેકાણેની ખાણો ચિલ્લી દેશમાં અતિ જાણીતી છે.

યુનાઇટેડ કિંગડમ (ઇંગલંડ વગેરે) માં જાણીતી ખાણો નથી, પણ બનાવટ માટે કારખાનાં સ્થાપેલાં છે. ન્યૂકેસલ અને લિવર-

પૂલ એ આ ધાતુના કારખાનાઓ માટે જાણીતા શેહેર છે.

હિંદુસ્તાનમાં તાંબાનો 'આયાત' વેપાર. નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧૮૭૬ માં | ૧,૨૦,૭૫,૦૦૦ રૂપ્યા. |
| ૧૮૮૨ માં | ૧,૪૬,૭૪,૦૦૦ ,, |
| ૧૮૯૨ માં | ૨,૦૮,૯૦,૦૦૦ ,, |
| ૧૮૯૪ માં | ૨,૩૮,૨૫,૦૦૦ ,, |

**બનાવટ તાંબાની-૧**—તાંબાના પથ્થરને (કૉપર પાયરિટિજ) પ્રથમ 'રેવ્હર બરેટરિ ફર્નમાં' ભૂંજે છે. આથી તેમાના લોઢાંનાં સલ્ફાઇડનો ઑકસાઇડ બની ગંધક ત્રાંબા સાથે સંયોગ પામે છે. કારણ લોઢાં કરતાં તાંબાથી ગંધકની રસાયન પ્રિતિ વિશેશ છે, અને ઑક્સિજનથી ઓછી છે.

૨—હવે એમાંનુ લોઢું જુદું કાઢવા ભૂંજેલા તાંબાના પથ્થરમાં ઘણી સિલિકાવાળી રહેલી રેતી અને 'ફ્લુઅરસ્પાર' પથ્થરની ભુકી મિશ્ર કરી તેને બીજી ભઠ્ઠીમાં આગળ કરતાં વધારે આંચ આપી પિગળાવે છે. રેતીને જગે ગંધક નહિ હોય તેવું 'મ્યાલાકાઇટ' (તાંબાનો કાર્બોનેટ,) આ તાંબાના અશોધિત ધાતુના પથ્થરનો પણ ઉપયોગ કરે છે. આથી લોઢાનો ઠીક અંશ રેતી સાથે મળી લોઢાના સિલિકેટનો રસ બને છે, અને ત્રાંબુ તથા લોઢું એમનુ સલ્ફાઇડ હોય છે; તેમનો રસ બની તે ભારી હોવાથી લોઢાનાં સિલિકેટ'ના રસમાંથી નીચે જાય છે; તેને પાણીમાં લેછે આથી તે ઘન બની તેની ઝીણી ગોળીઓ બને છે. તેમાં હજી તાંબા સાથે લોઢું અને ગંધક એ પદાર્થો સંયુકત થએલા હોયછે. તાંબુ સેંકડે ૩૩ ભાગ હોય છે.

૩—પછી ઉપલી રીતે તઇઆર થએલી ગોળીઓ ભઠ્ઠીમાં ફરી ૨૪ કલાક સુધી ભૂંજે છે. હવે મૃત્તિકાદિ દ્રવ્યો ઓછા થતાં લોઢાનાં સલ્ફાઇડનો ઑકસાઇડ વધારે સુલભ રીતે બને છે. આકૃતિમાં ઘણો એક લોઢાનો સલ્ફાઇડ આકસાઇડની સ્થિતિમાં જાય છે,

૪—ઉપલી રીતે લોઢાનો ઑકસાઇડ બનેલો કાઢી નાખવા તેમાં ફરી રેતી અથવા 'મ્યાલાકાઇટ' મિશ્ર કરી ભઠ્ઠીમાં સખત આંચ આપે છે. આ વેળા સર્વ લોઢાનો ઑકસાઇડ સિલીકાથી મળી માત્ર તાંબાનો સલ્ફાઇડ જૂદો પડે છે.

૫—પછી તાંબાના સલ્ફાઇડને કેટલાક કલાક સખત આંચ આપે છે. આથી તાંબાનું ઠીક ઑકસાઇડ બને છે; અને તાંબાનો ઑકસાઇડ અને સલ્ફાઇડ ભઠ્ઠીમાં એકત્ર થાય છે. પછી આંચ વધારી તેનો રસ થવા દીધો હોય તો તેમના પરસ્પર ઉપર કાર્ય ચાલી બેઉ પૃથગ્ભૂત બને છે, અને ગંધક ઑકસિજનથી સંયોગ પામી ગંધકનો ઑકસાઇડ ઉડી જાય છે, અને શુદ્ધ તાંબાનો રસ ભઠ્ઠીની તળીએ એકત્ર થાય છે, તે રસને મરોડીનાં સાંચામાં રેડી 'લાહો' બાધે છે. આ લાહા ઉપર ફુલ્લા જેવા ઘણા ચિન્હો હોય છે. આથી તેને 'બ્લિસ્ટર્ડ કૉપર' કહે છે. એમાં હજી ગંધક, લોઢું અને બીજી ધાતુની (સેકડે ૨ થી ૩ ભાગ) ભેળ હોય છે. તેને કાઢી નાખી તદન શુધ્ધ તાંબુ જૂદું કાઢવા માટે છેલ્લી બે રીતો અજમાવવી પડી છે.

૬—ફુલ્લાવાળું તાંબુ (સુમારે ૧૦ ખાંડી) રેવ્હર બેરેટરિફર્નસમાં નાખી પિગળાવે છે, અને પિગળાવેલી સ્થિતિમાં સુમારે ૨૦ કલાક રાખે છે. આથી આ ભઠ્ઠીમાંથી જે હવાનો પ્રવાહ વહે છે તેના યોગે તાંબામાંનો ગંધક અને લોઢું, કલ્લઈ, શિસું વગેરે ધાતુ એમનાં સૂક્ષ્મ અંશ હોય છે તે ઑકસિજનથી સંયોગ પામી ગંધકનો ઑકસાઇડ, વાયુ રૂપે ઉડી જાય છે, અને ધાતુના ઑકસાઇડ મેલરૂપે પૃષ્ઠ ભાગ ઉપર આવે છે. પૃષ્ઠ ભાગ ઉપરનો મેલ કાઢી નાખે છે, અને રસને ડોહવે છે. આ કૃતિમાં કાંઇક તાંબુ ઑકસિજનથી સંયોગ પામે છે અને આ ઑકસાઇડમાંનો કેટલોક ઑકસાઇડ તાંબાના રસમાં શોષાઈ જાય છે. આથી તાંબુ

બરડ અને કણુદાર બને છે. આ ઑક્સિજન તદન કાઢી નાખી તાંબાને ચીવટપણુ આપવા માટે ભઠ્ઠીમાંના તાંબાના રસ ઉપર આંગ્રેસાઇટની ભૂકી નાખી તેનો પાતલો થર કરે છે. આથી પૃષ્ઠ ભાગ ઉપર જે ઑક્સાઇડ હોય છે તેમાંનો ઑક્સિજન કોલસાથી સંયોગ પામી ઉડી જાય છે. પછી પૃષ્ઠ ભાગ નીચે રસમાં જે ઑક્સાઇડ હોય છે તેમાંનુ ઑક્સિજન કાઢી નાખવા નાહનાં ઝાડ મૂળમાંથી મૂળીયાં સુધાં રસમાં બોળે છે. આથી લીના મૂળીયાનાં બળતણથી જે જ્વાલાગ્રાહી વાયુ મુખ્યત્વે હૈડ્રોકાર્બન અને કાર્બનઑક્સાઇડ ઉત્પન્ન થાય છે તેના યોગે સઘળા રસને ઉકાળી ડોહળવો પડે છે, અને સુમારે ૨૦ મિનિટમાં સર્વ ઑક્સિજન કોલસાથી મળી નિકળી જાય છે. આ કૃતિને ઈંગ્રેજીમાં 'પોલીંગ' કહે છે. આ કૃતિ માફકસર થઇ ઉત્તમ તાંબુ બન્યું છે કે નહિ તે જોવા માટે વચ્ચે વચ્ચે કડછીથી થોડો રસ કાઢી થંડા પાણીમાં રેડે છે, અને જે ગોળા બને છે તેને એરણુ ઉપર હથોડાથી ટોકી તેનું પતરૂં બનાવે છે, અને તેને ભાંજે છે, યા કાતરી કાઢે છે. ભાંગેલે ઠેકાણે તંતુમય રચના અને રેશમ જેવી ચળક હોય તો ઉત્તમ તાંબુ બનેલું જાણવું. આ મુજબ ઉત્તમ તાંબુ બનતા તુરતજ રસ રેડી મ્હોટા લાદા બનાવે છે. કોઇ કોઇ વેળા આ ક્રિયા વધારે થવાથી તાંબુ બરડ બને છે. આથી આ કૃતિ અતિ સંભાળથી કરવી પડે છે. પતરાં બનાવવા માટેનાં લાદા બનાવવાં હોય તો સાંચામાં રસ રેડવા પહેલાં હજારે પાંચ આ પ્રમાણથી તેમાં શિસું બેળે છે.

માલાકાઇટ (તાંબાનો કાર્બોનેટ)નાં પથ્થરમાંથી તાંબુ કાઢવા માટે તેમાં કોલસો તથા રેતી ભેળી તેને આંચ આપે છે.

તાંબાની ખાણો પાસે જે પાણીનાં ઝરા હોય છે-તેના પાણીમાં તાંબુ હોય છે. પાઇરિટિજનું હળવે હળવે 'ઑક્સિડેશન' બની જે તાંબાનો સલ્ફેટ (મોરથૂથૂ) બને છે, તે પાણીમાં પિગળી રહે છે, આવા પાણીમાં ફક્ત લોઢાનાં કટકા નાખતાં તેપર તાંબુ એકઠું થાય છે.

લોઢાના પાયરિટિમાં સેંકડે સરાસરી ૩ ભાર તાંબુ હોય છે. આવાં લોઢાનાં પથ્થર દરસાલ સુમારે ૭૦૦૦૦૦ ખાંડી સલ્ફ્યુરિક ઍસિડ કાઢવાનાં કારખાનામાં ખર્ચ થાય છે, અને તેમાં સુમારે ૨૮૦૦૦ ખાંડી તાંબુ હોય છે. ઍસિડ કાઢી બાકી રહેલા દ્રવની ભૂકી બનાવી તેમાં મીઠું મિશ્ર કરે છે અને તે મિશ્રણને આંચ આપે છે. આથી નિમકમાંનું ક્લોરિન તાંબાથી સંયોગ પામી વિદ્રાવ્ય તાંબાનો ક્લોરાઇડ બને છે. ભૂંજેલા દ્રવ્યને પાણીમાં ભિંજવવા મેલતાં ક્લોરાઇડ વિદ્રુત થાય છે અને તે દ્રવમા લોઢાનાં કટકા નાખતાં તેનીપર તાંબુ એકઠું થાય છે.

**હિંદુસ્તાનમાં** કેટલેક ઠેકાણે તાંબુ કાઢવાની નાહની ભઠ્ઠીઓ છે, તેમાં જયપૂર સંસ્થાનમાં સિંઘણી અને ખેત્રી ગામમાં જે ભઠ્ઠીઓ ચાલુ છે, તેનું વર્ણન 'બાલ'નાં ગ્રંથમાંથી નીચે આપ્યું છે. "આ ઠેકાણે કૃતિથી તાંબુ, મોરથૂથુ, હિરાકસ અને ફટકી બને છે. આ ઠેકાણેની ખાણોમાંથી 'કૉપર-પાયરિટીજ' (તાંબાનો સલ્ફાઇડ) ના પથરા મળે છે. ખાણોપર અગ્નિ સળગાવી ખડકોને બરડ બનાવે છે અને પછી તેને ભાંજી તેનાં કટકા કાઢે છે, આ કટકાને ખાંડણીમાં છુંદી તેનો ભૂકો બનાવે છે, પછી તે ભૂકામાં છાણુ મેળવી તેનાં ગોળા બનાવે છે, તેમને આંચ આપવા માટે ઉત્તમ ચીકણી મટોડીની ચુનાની ભઠ્ઠી જેવી ઉભી ભઠ્ઠી બાંધી તેમાં તળીયાનાં બકારામાંથી ધમણુ વડે હવા ફુંકે છે. આ ભઠ્ઠીનાં તળીયામાં બે અથવા ૩ ઇંચ જાડાઇનો રેતીનો તથા રાખનો થર પાંથરી તેનીપર કોલસાનો થર રચે છે, તેનીપર ભૂંજેલી ભૂકીનાં ગોળા રચે છે અને તેનીપર લોઢાનો કાટ નાખે છે. આ કાટથી ત્હોળનાં ગોળાનો રસ જલ્દી થાય છે. રોજ

૧૦ કલાક ભઠ્ઠી સંલગાવી હોય તો ૩ મણ કોલસા અને બે મણ કાટ જોઇએ. ઉપલો કાટ કાઢી હેઠે પિગળેલું તાંબુ સાંચામાં રેડી લાદા જમાવે છે. આ લાદાને ખુલ્લી ભઠ્ઠીમાં ધમણથી હવા ફુંકી ફરી પિગળાવી શુદ્ધ કરે છે, અને પછી તેના નાહના લાદા બનાવી ટંકસાળમાં નાણું પાડવા અથવા વાસણ બનાવનારને વેચે છે. પથ્થરમાંથી ૨$\frac{1}{2}$ માંથી ૭$\frac{1}{2}$ ભાર તાંબુ નિકળે છે. આ ખાણમાંના હેઠળ રહેતા પાણીને આંચવડે ઘટાડ્યું હોય તો પ્રથમ મોરથૂથૂ, પછી હિરાકસી અને છેલ્લે ફટકી એવા ક્રમે સ્ફટિક રૂપ જૂદા પડે છે.

**તાંબાના ગુણ**—આ ધાતુ ઝાંખા લાલાસદાર રંગની અને ચળકતી છે. એ સખત, બરડ, ઘનવર્ધનિય અને પ્રસરણ સિલ્ઙ અથવા તંતૂભવન યોગ્ય છે. તાંબાને સરદ કરી ઘસીયાથી તેમાંથી અજબ ઉગ્ર વાસ આવે છે અને તેની અજબ રૂચી આવે છે. તાંબુ અજમાસે ૧૯૯૬° ફેરન ઉષ્ણુમાન ઉપર પિગળે છે. આ ઉષ્ણુમાન ઉપર પોંહચવાના સુમારપર તે એટલું તો બરડ બને છે કે તેની ભૂકી બનાવી શકાય છે, અને તેનો મોટો લાડો હથોડો મારી ફોડી શકાય છે. અત્યંત ઉષ્ણુતાથી તે ઉડી જાય છે. ખુલ્લી હવામાં તેને આરક્તતાપણુ કર્યાથી તે ઑક્સિજનથી તરત સંયોગ પામી તાંબાના ઑકસાઇડનો થર પૃષ્ટ ભાગ ઉપર એકઠો થાય છે. એનો રસ સાંચામાં રેડતાં તેનો ઠરસો ઉઠતો નથી, કારણ તે ઘન થતાં આકુંચિત બને છે, આથી એનું ઓતકામ બનતું નથી. તાંબાને ઘડીને તેનાં વાસણ બનાવવાં પડે છે. એના નાણું ઓતીને નહિ પણ છાપમારી બનાવવામાં આવે છે. એનીપર કલ્લઈ ઉત્તમ ચડે છે, તેમજ નક્ષીકામ પણ ઉત્તમ કાઢી શકાય છે. સુકી હવામાં તાંબાપર કાટ ચડતો નથી, તેમજ સાધારણ ઉષ્ણુમાન હોય,તો સરદ હવામાં અથવા શુદ્ધ પાણીમાં સુદ્ધાં કાટ ચડતો નથી. સમુદ્રનું પાણી અથવા જે પાણીમાં ક્ષાર પિગળે છે એવા પાણીમાં તાંબુ કાટ ખાય છે; તેમજ જે વાસણ ઉપર ક્ષારની રજકણો હોય છે એવા તાંબાના વાસણ સર્દ હવામાં કાટ ખાય છે. ઘણાખરા ઝરા તથા નદીનાં પાણીમાં થોડો ઘણો ખાર રહે છે, આથી વાસણો કાટ ખાય છે. આ કારણ લીધે પીવા તથા ખાવા માટે તાંબાના નળ અથવા વાસણ ઉપયોગી નથી, પણ એના વાસણપર કલ્લઇ ચડાવી હોય તો તે ઉપયોગમાં લઈ શકાય છે. તાંબાપર પ્રથમ ઑકસાઇડ એકત્ર થઇ તે કાર્બોનિક ઍસિડ ગ્યાસને સોષે છે, આથી તેનીપર તાંબાનો લીલો કાર્બોનેટનો થરો ચડે છે. તાંબુ ગરમ કરતાં પ્રથમ તેનીપર લાલ ઑકસાઈડનો થર એકઠો થાય છે, અને છેલ્લે કાળા ઑકસાઇડની સ્થિતિમાં મળે છે. તાંબાની અતિ ક્ષીણી અને સૂક્ષ્મ ભૂકી અગ્નિપર નાખતાં તે સળગે છે ને કાળો ઑકસાઇડ બને છે. તાંબાની વરાળ બળે છે અને જ્યોત લીલા રંગની દેખાયછે.ઑક્સિહાઇડ્રોજનનીજ્યોતમાં તાંબાની તાર પકડતાં તે બળે છે અને લીલા રંગની જ્યોત ઉત્પન્ન થાય છે. માત્ર ઑક્સિજનમાં બાળતાં તેવીજ લીલી જ્યોત દેખાય છે. આલકોહલ અને કોલસાના ગ્યાસની જ્યોતમાં તાંબાની તાર પકડતાં જ્યોત લીલી દેખાય છે. ક્લોરિનથી તાંબુ તરત સંયોગ પામે છે. તાંબાનો વરખ ક્લોરિન ગ્યાસમાં પોતાની મેળે સળગે છે. નાઇટ્રિક ઍસિડ તાંબાને ઝડપથી પિગળાવે છે. થંડા સલ્ફ્યુરિક ઍસિડનું એનીપર કાર્ય થતું નથી; પણ આ ઍસિડમાં તાંબુ નાખીને ઉકાળ્યું હોય તો ઍસિડ પૃથગ્ભૂત બની સલ્ફ્યુરસ અને હાઇડ્રાઇડ ઉડી જઇ તાંબાનો સલ્ફેટ (મોરથૂથૂ) બને છે. ખુલ્લી હવામાં તાંબુ હાઇડ્રોક્લોરિક ઍસિડમાં પિગળે છે, પણ હવા નહિ હોય એવે ઠેકાણે સાધારણ ગર્મિથી એનું કાર્ય તાંબા ઉપર ઘડતું નથી, પરંતુ તાંબા સાથે ઍસિડને ઉકાળ્યું હોય તો તાંબુ પિગળે છે, અને હાઇડ્રોજન જૂદો પડે છે.

ઉપયોગ—વ્યવહારમાં તાંબાના અનેક ઉપયોગ છે. આપણા પાણી પિવાના અને બીજા પકાવવાનાં વાસનો તાંબાના હોય છે. એના નાણાં પાડવામાં આવે છે. મોટાં વાહણોના બાહેરનાં પડ તાંબાના બનાવે છે, જેથી લાકડું આહેથી કોહતું નથી. વરાળ યંત્રમાં એ ઘણું ઉપયોગી છે. એની અનેક મિશ્ર ધાતુ બને છે. એ શિવાય તેનાં સયુક્ત પદાર્થ કેટલાક રંગમાં તથા ઔષધિના ઉપયોગમાં આવે છે.

**તાંબાની મિશ્ર ધાતુ**—તાંબામાં જસત મિશ્ર કરતાં પિત્તળ બને છે. તેમાં જેમ જેમ વધુ પ્રમાણથી જસત નાખ્યું હોય તેમ તે રંગે ફિક્કું બને છે. જો જસત સેંકડે ૫૩-૪૫ આ પ્રમાણથી મિશ્ર કર્યું હોય તો ચાદી જેવો સફેદ રંગ મિશ્ર ધાતુપર ચઢે છે. પિત્તળનું વિશિષ્ટ ગુરુત્વ ત્રાંબુ અને જસત એમના વિશિષ્ટ ગુરુત્વથી વધારે હોય છે. સાધારણ પિત્તળનું વિ૦ ગુ૦ ૮.૨૯ હોયછે જે પિત્તળમાં જસત સેકડે ૨૫ ભાગ આ પ્રમાણે હોય છે. તે પિત્તળ ૧૭૫૦° ફેરન ઉષ્ણમાન ઉપર પિગળે છે. જેમ જેમ વધુ જસત હોય તેમ ઓછા ઉષ્ણમાન ઉપર પિત્તળનો રસ બને છે. જસત અને તાંબુ એમની મિશ્ર ધાતુ ઠંડા પાણીમાં ઘનવર્ધનિય હોય છે; પણ ગરમ કરતાં બરડ બને છે. ચરખાપર કામ કરવા માટે જે પિત્તળ બનાવે છે તેમાં સેંકડે ૨ ભાગ શિસું મિશ્ર કરે છે. કારણ તેથી પિત્તળનું ચિવટપણું ઓછું થઇ હથિયાર અને કાનસને ચ્હોંટતું નથી. પણ જો પિત્તળની તાર બનાવવી હોય તો શિસું માહે ઉમેરતા નથી. કલ્લઇનો સૂક્ષ્મ અંશ (એટલે ૨૦૦૦ ભાગ પિત્તળમાં ૧ ભાગ કલ્લઇ) હોય તો તે અતિ સખત બને છે. આવા પિત્તળ ઉપર નક્ષી વગેરે ઉત્તમ રીતે કોરી શકાય છે, ને તે ટકે છે. પિત્તળને સાંધ મારવા ૨ ભાગ પિત્તળ અને ૧ ભાગ જસત એમનું મિશ્રણ કરી તે મિશ્રણનો ઉપયોગ (હાર્ડ સોલર) કરે છે. કોઇ કોઇ વેળા એઉ ધાતુ સરખા પ્રમાણથી મિશ્ર કરી લીયે છે. મૂસમાં તાંબુ (ગ્રાન્યુલેટેડ કૉપર,એટલે તાંબાનો રસ પાણીમાં રેડી બનાવેલું ) અને તેના અર્ધા ભાગથી વધારે વજનનાં જસતના કટકા નાખી એકત્ર પિગળાવી પિત્તળ બનાવે છે. તાંબાના મૂખ્ય મિશ્ર ધાતુનાં પ્રમાણનું કોષ્ટક નીચે આપ્યું છે. આ દર ૧૦૦ ભાગ મિશ્ર ધાતુમાંના પ્રમાણ છે —

| ધાતુ. | તાંબુ. | જસત. | કલ્લઇ. | નિકલ. | એલ્યૂમિનમ. | લોઢું. |
|---|---|---|---|---|---|---|
| પિત્તળ. | ૬૪ | ૩૬ | ... | ... | ... | ... |
| મૅંટઝ મેટલ. | ૬૦-૬૪ | ૪૦—૩૬ | ... | ... | ... | ... |
| જર્મન સિલ્વર. | ૫૧ | ૩૦.૫ | ... | ... | ... | ... |
| એકની ધાતુ. | ૬૦ | ૩૮.૨ | ... | ... | ... | ૧.૮ |
| સ્ટેરો મેટલ., | ૫૫ | ૪૨.૪ | ૦.૮ | ... | ... | ૧.૮ |
| ઘાંટની ધાતુ. | ૭૮ | ... | ૨૨ | ... | ... | ... |
| સ્પેકયુલમ મેટલ. | ૬૬.૬ | ... | ૩૩.૪ | ... | ... | ... |
| બ્રાંઝ. | ૮૦ | ૪ | ૧૬ | ... | ... | ... |
| તોપની ધાતુ. | ૯૦.૫ | ... | ૯.૫ | ... | ... | ... |
| બ્રાન્ઝ નાણાની ધાતુ. | ૯૫ | ૧ | ૪ | ... | ... | ... |
| ઍલ્યુમિન બ્રોંઝી. | ૯૦ | ... | ... | ... | ... | ... |
| ઘટ સફેદ જોડ ધાતુ. | ૬ | ૭૭ | ૧૭ | ... | ... | ... |

પિત્તળ પિગળાવતાં તેમાંથી થોડું જસત વરાળ રૂપે ઉડી જાય છે. મોટે ભાગે હાંડી, ઝુમર અને બીજા પદાર્થો ટાંગવા માટે પિત્તળના ગજનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યાં તે પદાર્થો ઘડી ઘડી હાલતા હોવાથી પિત્તળની ઘટના બદલાઇ તે બરડ બને છે,

તેથી ભારી પદાર્થ ટાંગવાના કામમાં પિત્તળનો ઉપયોગ પુશકળ કરવો નહિ. પિત્તળ ઉપરનું નક્ષિકામ હવાથી કાટ ખાય નહિ તે માટે તેની ઉપર લાખનું વાર્નિસ યા બ્રૉન્ઝનો લેપ લગાડે છે. સ્પિરિટમાં લાખ પિગળાવી તેમાં થોડું લોહી મેળવી તેનું વાર્નિસ આપે છે. બ્રાન્ઝનો લેપ કરવા પિત્તળ ઉપર આર્સેનિક, પારો અથવા પ્લાટિનમ આ ધાતુનો દ્રવ ચોપડે છે. હાઈડ્રો- ક્લોરિક ઍસિડ માં આર્સેનિક ઍસિડ (સોમલ) પિગળાવી તે દ્રવનું કાર્ય પિત્તળ ઉપર કરતાં જસત પિગળી તેને જગે આર્સેનિક ધાતુ મળી જઈ તે તાંબાથી સંયોગ પામી આ એઉનાં સંયુકત પદાર્થનો બ્રાંઝ જેવો થર પિત્તળ ઉપર ચઢે છે.

કરોઝિવ્હ સબ્લિમેટ એટલે રસપુષ્પ (પારાનો દ્વિક્લોરાઇડ) ઍસેટિક ઍસિડમાં પિગળાવી તેનો લેપ પિત્તળ પર કરતાં જસતને જગ્યે પારો જઈ પારો અને તાંબુ એમનો બ્રાંઝ જેવો એમાલગમ પિત્તળ ઉપર ચઢે છે. પિઓરોલાઇટ, લેન્ડલ વગેરે પિત્તળનાં યંત્રોપર બ્રાંઝી ચઢાવવા માટે પ્લાટિનમ ધાતુનો દ્વિક્લોરાઇડનો રસ લગાડે છે; આથી જસતને જગે પ્લાટિનમ જઇ પ્લાટિનમ અને તાંબુ એમનો સંયુકત પદાર્થ બ્રાંઝી જેવો પિત્તળ ઉપર ચઢે છે

તાંબુ ૬ ભાગ, કલ્લઇ ૧૭ ભાગ, અને જસત ૭૭ ભાગ એકત્ર મિશ્ર કરી એક પ્રકારના સફેદ રંગની મિશ્ર ધાતુ બનાવે છે; અને તેને આગગાડીનાં પૈડાનાં પિત્તળ કામમાં વાપરે છે.

તાંબામાં તેનાં હલકા ઑક્સાઇડનો થોડો અંશ હોવાથી તેમાં ચીવટાઇ વધે છે; પણ ગંધકનો જરાએ સૂક્ષ્મ અંશ રહેતા તેનું પ્રસરણશિક્તત્વ ઓછું થાય છે. આર્સેનિક તાંબામાં સદા થોડું રહે છે, પણ તેથી તાંબાને દોષ રીતે હરકત થતી નથી; ઉલટી તેની પ્રસરણ શિળતા અને ચીવટપણું વધે છે કલ્લઇનો સૂક્ષ્મ અંશ તાંબામાં રહેતાં તેનું ચીવટપણું વધે છે; પણ તેનો વધારે અંશ રહેતાં બરડપણું આવે છે. ઍન્ટિમનીનો તદન સૂક્ષ્મ અંશ (૩૬૦૦ ભાગમાં ૧ ભાગ) હોય તો પત્રાં બનાવવા માટે પિત્તળ બનાવવા થશે તે તાંબુ નિરૂપયોગી હોય છે. નિકલ અને બિસ્મિથ આ ધાતુનાં સૂક્ષ્મ અંશ હોવાથી તાંબામાં ચીવટાઇ ઓછી થાય છે.

તાંબામાં બીજા પદાર્થની ભેળ કરતાં તેના 'ઇલેકટ્રિક કનડકટર' શકિતમાં પણ ઘણો ફેર પડે છે. રસાયન રીતે શુધ્ધ એવા તાંબાની વાહક શકિત ૧૦૦ કલ્પિ હોય, તો અમેરિકામાંના 'સુપિરિયર' સરોવરની આસપાસ મળનારું અતિ શુધ્ધ તાંબાની વાહક શકિત ૯૩ રહે છે. માલાકાઇટમાંથી શોધેલા તાંબાની શકિત ૮૯ હોય છે, અને આર્સેનિકના ભેળવાળી શકિત ૧૪ હોય છે.

**તાંબાના વાસણનો ઉપયોગ**—તાંબાના સંયુકત પદાર્થ વિષારી હોવાથી રાંધવાના વાસણનો ઉપયોગ કરતાં કોઇ વેળા હેરાનગતી પોંહચે છે. આ તાંબાના સંયુકત પદાર્થ કેમ બને છે એ સઘળા જાણતા નથી. તાંબાનો પૃષ્ટ ભાગ તદન સ્વચ્છ હોય તો અન્ન પકવવા જે પદાર્થ લીયે છે, તેના કાર્ય તેની પર ઘડતાં નથી, પરંતુ તાંબાના વાસણ હવામાં ખુલ્લા રાખતાં તેનીપર ઑક્સાઇડનો પાતળો થર બાઝે છે, અને એજ હવામાંની બિનાસ અને કાર્બોનિક ઍસિડ ગ્યાસથી સંયોગ પામી તાંબાનો કાર્બોનેટ બને છે. એવા વાસણમાં અન્ન પકાવતાં અન્ન આ કાર્બોનેટ મિશ્ર બની તેવા અન્નને અંગે વિષારી ધર્મ આવે છે. તદન સ્વચ્છ અને ચળકતા વાસણો લીધાથી તે કેટલીક રીતે ટળે છે, પણ એવાં વાસણો સુધાં ઍસિડ (ખટાશદાર પદાર્થ) તેલવાળા પદાર્થ અને નિમકના સંબંધમાં આવતાં ઑક્સાઇડ બને છે. અને તે ઑક્સાઇડ આવા પદાર્થમાં પિગળે છે, આથી આવા વાસણનો ઉપયોગ કલ્લઇ કરીને કરે છે.

**બનાવટી ઇલેક્ટ્રો પ્લેટની**—તાંબાના સલ્ફેટનાં દ્રવથી ઇલેકટ્રીક કરન્ટથી પૃથક્કરણ

કરીએ એટલે ઇલેકટ્રો નેગેટિવ ઉપર તાંબુ ચઢે છે. આજ કૃતિથી તાંબાના પતરાં ઉપર નક્ષી કાઢે છે, તેમજ ખુમચી, મ્હોર, ઉત્તમ ચિત્રો, છિંટછાપવાનાં ઠસા વગેરે સાંચા બનાવવા માટે અને ઉત્તમ ચિત્રો, પુતળાં તથા બીજા પદાર્થની આબેહૂબ નકલો ઇલેકટ્રો કરન્ટથી કાઢી શકાય છે. એનાં યુરપમાં મ્હોટા કારખાના છે.

**તાબુત**—અથવા તાજીયા. આ તાબુત શબ્દ મૂળ અરૅબિક 'તાઝ્યત્ શબ્દ ઉપરથી બને લો છે, 'તાઝ્યત્'નો અર્થ મનુષ્ય મરણ પામતાં તેના ઘેરના દુઃખી માણસોને દિલાસો આપવા જવું, તેમનું સમાધાન કરવું એવો થાય છે.આ ઉપરથી 'તાજીયા' શબ્દ પ્રચારમાં આવ્યો; જેને કેટલાકો હાલ 'તાબુત' કહે છે.

તાબુત મોહરમ મહિનાના પેહેલા ૧૦ દિવસમાં બનાવવામાં આવે છે. આ મોહરમ મહિનો ઈસલામી વર્ષનો પેહેલો હોય છે. મુસલમાની સનને હિજરી સન કહે છે. આ હિજરી શબ્દનો મૂળ શબ્દ 'હિજરત' યાને વિયોગ એવો તેનો અર્થ થાય છે. આ હિજરી સન પેગંબર મહમદ મક્કેથી મદીને પ્રથમ જઇ ફરી મક્કે નહિ જવાનો વિચાર કીધો તે વખતથી શરૂ થાય છે.

મહમદના પૌત્ર (તેમની બેટીનો પુત્ર) ઇમામ હુસેન ખરો ધર્મ પ્રવર્તક હતો. તેને યઝીદ સાથે અણબનાવ થતાં તેઓ વચ્ચે યુફ્રેતિસ નદીને કાંઠે કર્બલા નજદીક લડાઈ થઇ તેમાં હુસેન પોતાના ૭૨ શિષ્યો સાથે મોહરમની ૧૦ તારીખે ૧ વાગે બપોરે માર્યા ગયા. ત્યાં તેમની કબર બાંધી તેમના શિષ્યોએ મોટું સ્થાન આપ્યું. આ કબર ઉપર ઘુમટ બાંધ્યો હતો જેને અરબીમાં 'મકબરા' કહે છે. આ ઇમામ હુસેનને ભાવિક મુસલમાનો અતિ પૂજ્ય માને છે. તેમજ તૈમુરલંગ પાદશાહ પણ તેમનો સાચ્ચો ભકત હતો. આથી જ્યારે તે દિલ્લી આવ્યો ત્યારે મૌલવીઓની સમ્મતિથી ઇમામ હુસેનના કબરની નકલ કરાવી તેનું દર્શન લઇ પોતાના મનનું સમાધાન કરવા માંડયું, ત્યારથી આ રેવાજ હિંદમાં ચાલુ થયો.

બીજી કથા મુજબ જ્યારે બાદશાહ બાબર રૂમશામ તરફ હતો ત્યારે તે દર વર્ષે કરબલે હુસેનની કબરની છીઆરતે જતો હતો. પણ જ્યારે તે હિંદુસ્તાનમાં આવી વસ્યો ત્યારે તેણે પોતાના વિદ્વાન મૌલવિઓને એકત્ર કરી પુછયું "હવે દૂરદરાજ દેશમાં આવી વસવાથી મારાથી કરબલે જવાનું કેમ બનશે?" આથી મોઅલવિઓએ નબીનું વચન એટલે હદીસ કાઢી બતાવ્યું કે, જ્યારે મહમદ મદીને હતો ત્યારે એક ઘોડેસ્વારનો નિયમ મક્કે જવાનો હતો, પણ નબીની સાથે મદીને આવી રહ્યાથી તેનાથી મક્કે જવાતું નહિ. ત્યારે તેણે એજ મુજબનો સવાલ નબીને પુછયો. નબીએ કહ્યું કે "તું ગામ બાહેર જઇ ત્યાં મટોડીથી મક્કાની આકૃતિ બનાવી તેનું દર્શન લેતો જા, એટલે મ જવાનું પુણ્ય હાંસલ થશે, અને તેજ મુજબ ઘોડેસ્વારે કર્યું". આ બિના જણાવી મૌઅલવિઓએ કહ્યું કે "તમો પણ કરબલામાં જે હુસેનની કબર છે તેજ આકૃતિની એક પ્રતિમા બનાવી તેનું દર્શન કરો, એટલે કરબલે જવાનું પુણ્ય હાંસલ થશે, અને આપણી પાસે નબીનું વચન પણ છે." તે ઉપરથી બાબર પાદશાહે તે મુજબ કરબલાનો નમુનો બનાવી તે તાબુતનું દર વર્ષે દર્શન લેવાનો ક્રમ શરૂ કર્યો, અને ૧૦ દિવસ હુસેનનાં મરણનો શોક પાળવો એવું ઠેરવ્યું, અને તે ચાલ તેનાં લશકરી સરદારો તથા સીપાઈઓએ સ્વિકારી તે મુજબ વર્તવા લાગ્યા, ત્યારથી આ રેવાજ આખા હિંદમાં ફેલાયો.

આ તાબુત બનાવી તેની તરફ પૂજ્ય ભાવ બતાવી તેનું દર્શન લેવું એ મૂર્તિ પૂજાને મળતું છે, અને મુસલમાનો મૂર્તિ પૂજા તરફ અણગમો ધરાવતા હોવાથી તાબુત બનાવવાનો રેવાજ, હિંદના થોડાજ ભાગમાં ચાલુ છે. ઔરંગઝેબ પાદશાહે

તાબુત બનાવનારને દેહાંત દંડની શિક્ષા ઠેરવી હતી, આથી તે વેળા તાબુત બંધ થયા હતા, પણ પાછળથી તે એક ધર્મ રેવાજ તરીકે હજી ચાલુ છે.

હિંદુસ્તાનમાં પુના, હૈદ્રાબાદ, અને મુંબઈ ખાતેનાં તાબુત અને તે વખતની રચના જોવાજોગ હોય છે.

**તામબોફ**—આ રશિઅન શેહેર મારકોની દક્ષિણ પૂર્વે ૩૦૦ મૈલ ઉપર છે. લોક વસ્તી ૪૦૮૭૬ છે. તામબોફ પ્રાંતનું ક્ષેત્રફળ ૨૫૭૧૦ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૨૯,૦૦,૬૪૫ ની છે.

**તામસમનુ**—પ્રિયવ્રત રાજાની બીજી સ્ત્રીથી ૩ પુત્રોમાંનો એક. આ ચાલુ જે 'શ્વેત વારાહકલ્પ' તેમાં થએલો ૪ થો મનુ. એના કાલ સત્તાને તામસ મન્વંતર કહે છે. એના મનવંતરમાં સ્વર્ગમાં ત્રિશિખ નામનો ઇંદ્ર હોઇ હરિ મેધ નામે બ્રાહ્મણની હરિણી સ્ત્રીને પેટે 'હરિ' નામનો વિષ્ણુનો અવતાર ઇંદ્રની મદદ માટે થઇ, તેણે ગજેંદ્ર અને 'નક્ર'નો ઉધ્ધાર કર્યો હતો. આ ઉપરથી આ મનવંતરમાં 'ગજેંદ્ર મોક્ષ' થયો હતો એ ખરું છે.

**તામલિપ્તિ**—પ્રાચીન કાળમાં ભારત વર્ષમાં એનો ઘેરાવો ૨૫૦ મૈલ જણાવવામાં આવે છે. આ નગર સમુદ્ર કાંઠે હતું અને તેની જમીન સપાટ ને ભિની હતી. રાજ્યધાની એક ઉપસાગરમાં હતી, જ્યાં જવા માટે જળ માર્ગે અને ખુશકી માર્ગે વાટ હતી. તામ્રલિપ્તિ એ હાલનું 'તામલૂક શેહેર છે, એ કલકત્તાની નૈઋત્યે સુમારે ૪૨ મૈલ ઉપર, રૂપનારાયણ નદી ઉપર, તેનો હુગળાથી સંગમ થાય છે; ત્યાંથી એ ૧૨ મૈલ ઉપર છે. આ પ્રાંતમાં હુગળીની પશ્ચિમ તરફનો ફળદ્રુપ પ્રાંત, ઉત્તરે બરદ્વાન અને કસનાથી દક્ષિણે કુસઇ નદી સુધી આવતો હતો. મહાભારતમાં ભીમે વંગ દેશનાં રાજાને જીત્યા પછી તામ્રલિપ્તિ રાજાને જીત્યો એવી કથા છે. આ નામ દેશને લીધેજ હશે, કારણ ભિષ્મ પર્વમાં જે દેશ છે તેમાં 'તામ્રલિપ્ત' છે. વરાહ મિહિરે પણ પૂર્વ તરફનાં દેશમાં તામ્રલિપ્તિ છે એમ કહેલું છે.

**તામ્રલિપ્ત નગર**—જૈન લોકોનાં ગ્રંથમાં આ નગર 'વંગ' એટલે બંગાલ દેશની રાજ્યધાની તરીકે જણાવ્યું છે. હાલમાં આ જગે મિદનાપુર શેહેર વસાયલું છે. (જુઓ મીદનાપુર.)

**તામિલ ભાષા તથા પ્રજા**—દ્રવિડ દેશ પાસે અને હિંદુસ્તાનના તમામ પૂર્વ ભાગમાં આ ભાષા બોલાય છે. તામિલ ભાષા ત્રણ મુખ્ય ધરાણાની જણાય છે. તંજોર અને કંબાકોનમ તથા ચૌલ કે જેઓએ કાવેરી અને કોલેરૂન નદી કાંઠે વસાહત કરી હતી, અને તેમની વસાહત પછીજ તે ભાગનું નામ ચોલ મંડળ અથવા કારોમાંડળ પડયું હતું. બીજા પંડિયા કે જેઓ હાલમાં મદ્રાસમાં વસે છે; અને ચેરા કે જેઓ મલબાર કહિના કેરાલામાં રાજ્યકર્તા હતા. દક્ષિણ હિંદુસ્તાનની ભાષાને પાછળથી દ્રવિડિયન નામ પડેલું જણાય છે. દક્ષિણ મોહમેદનો તામિલને 'અરાવામ' કહે છે, અને તે ભાષા બોલનાર પ્રજાને તેલગી તથા કેનરી પ્રજા તરીકે ઓળખેછે આગળ યૂરોપીયનો તામિલને મલબારી ભાષા કહેતા હતા.

અગાઉ આર્યભાષાનો આ ભાષા સાથે કોઇપણ રીતનો સબંધ નહોતો, પણ જૈન પ્રજાએ આર્યવિધાનો પ્રસાર આ દેશમાં કર્યો ત્યારથી ઘણા સંસ્કૃત શબ્દો તેમાં દાખલ થયા. અગસત્ય ઋષિએ સઘળાં શાસ્ત્રો બનાવ્યાં એમ તે પ્રજા માને છે જૈન પ્રજાએ ૮ મી તથા ૯ મી સદીમાં ગ્રંથો લખ્યાં. આ ભાષામાં સંસ્કૃત શબ્દો સેંકડે ૪૦ જણાય છે.

તામિલ ભાષાનાં ઘણુંકરી બે ભેદ માનવામાં આવે છે. ૧–પૌરાણિક તામિલ અને ૨ જી–લૌકિક તામિલ. પેહેલી પ્રાચીનકાળમાં પ્રચારમાં ચાલુ રહેલી તામિલ ભાષા હતી, અને બીજી ચાલુ જમાનામાં, બોલાતી તામિલ હતી. પેહેલીને શેન તામિલ કહે છે

તારે એને સાતમેજ દિવસે મારી નાખ્યો. (જુઓ ૬ કાર્તિકેય.)

**તારકેશ્વર**—હુગલી જીલ્લામાંનું એ રેલ્વે સ્ટેશન તથા શિવના જાણીતા મંદીરવાળું ગામ છે. આ મંદીર શ્રીમંતો તરફથી મળેલી ભેટો અને સખાવતથી ઘણું તવંગર બનાવવામાં આવ્યું છે. આ મંદિરના વડા મહંતની સત્તા ભારે છે. શિવરાત્રીની જાત્રા ફેબ્રુવારીમાં ભરાય છે. જે વેળા ૨૦૦૦૦ જાત્રાળુઓ તેમાં ભાગ લેવા પરદેશથી આવે છે. બીજી જાત્રા ચૈત્ર સંક્રાંતિની એપ્રેલમાં ભરાઇ છે. આ જાત્રા ૭ દિવસ લંબાય છે, જેમાં ૧૫૦૦૦ જાત્રાળુઓ ભાગ લીયે છે.

**તારપિડો**—સુધરેલા દેશોનાં દર્યાઈ કાફલાઓ વચ્ચેની લઢાઇમાં મનવાર અથવા વહાણને પાણીમાં એકદમ અકસ્માતિક સ્ફોટ કરી નાશ કરનાર યંત્ર. એમાં તારપિડો અને તારપિડો બોટ નામનાં દરિયાનાં પાણીની અંદર ચાલનારાં બારકસો મુખ્ય હોય છે.

તારપિડો બે પ્રકારની હોય છે. સ્થિર તારપિડો ને ચલ તારપિડો. સ્થિર તારપિડોનો ઉપયોગ શત્રુની મનવારથી બંદરનું રક્ષણ કરવાનો હોય છે, અને ચલ તારપિડો સામ સામી મનવાર લઢે છે તે વેળા ઉપયોગી થઇ પડે છે.

તારપિડો બોટની શોધ પેહેલાં રાજા બીજા જેમ્સનાં અમલમાં એક ડચ નૈકાશાસ્ત્રીએ કરી હતી, પણ તેની બનાવટ તેણે એટલી તો ગુપ્ત રાખી હતી કે તે આજ સુધી કોઈ 'જાણી શક્યું' નથી, પણ આ યંત્રને વધારે સારા આકારમાં દુનિયામાં પ્રથમ રજુ કરનાર 'દેવિદબુસનેલ' નામે એક અમેરિકનનો જન્મ ઇ૦ સ૦ ૧૭૪૨ માં થયો હતો. તેણે તારપિડોની શોધ કર્યા ઉપરાંત જે બારકસનો નાશ કરવાનો હોય તેની તળીએ તારપિડોને લઇ જવા માટે હલેસાં મારી શકાય એવી પાણીની અંદર રહેતી બોટની શોધ કરી હતી. દેવિદબુસનેલ ઘણો ગરીબ હોવાથી જૉર્જ વૉશિંગટનની મદદ લઇ તેણે અખતરા કર્યા પણ તેમાં તે નિશફળતા પામ્યો હતો. તે પછી તેપર કોઇએ ઝાઝું લક્ષ આપ્યું નહોતું.

ત્યાર પછી અમેરિકા વિરૂધ ઇંગ્લંડની લઢાઇ વેળા એક અમેરિકન તારપિડો બોટ બનાવી હતી, પણ તેની બનાવટ હાલની તારપિડો કરતાં તદન જૂદીજ હતી. આ બોટમાં એકજ માનસ બેસે એટલીજ જગ્યા રાખવામાં આવી હતી, અને તેને ચલાવવાનાં સંચા તરીકે બેસનારને પોતાના હાથ પગનો ઉપયોગ કરવો પડતો હતો. લઢાઈ દરમ્યાન દરિયાની હેઠળથી આ બારકસ પાણી કાપતું, જે માટે હલેસાં વપરાતા હતા. તે તારપિડો બોટ દુશ્મનની મનવારની પાસે આવતાં આ બારકસની સામે બાંધેલી તારપિડો છોડવામાં આવતી, જે દુશમનની મનવારને લગાડીને બોટવાળો પાછો નિકળી આવતો.

તેમજ ઓગણીસમી સદીની શરૂઆતમાં 'રૉબર્ટફુલટન' નામે શોધકે ફરી આ યંત્રમાં સુધારા વધારા કરી તેને સારા આકારમાં મેલી પોતાની શેધ ફ્રેન્ચ સરકારને વેચાતી આપવા માગી, પણ કેટલીક હરકતોને લીધે ફ્રેન્ચ સરકારે તે લેવા ના પાડી. છેલ્લે ફુલટને આ શોધનો ભરમ ૭૫૦૦૦ ડૉલરે ઇંગ્રેજ સરકાને વેચ્યો. પણ ફ્રાન્સનાં 'બોલોં' શેહેર નજદીક પડેલી ફ્રેન્ચ મનવારો અને આગબોટોને લઢાઇની વેળાએ ઇંગ્રેજ સરકાર તરફથી તારપિડોની મદદથી તેમની મનવારોને ઉડારી નાખવાના કામમાં નિષ્ફળતા મળતાં ફુલટન અમેરિકા ગયો; અને ત્યાં એણેજ વધુ શોધખોળ કરી ૧૮૧૨ માં ઇંગ્રેજો સાથની દરિયાઇ લઢાઇમાં પોતાની તારપિડોથી બ્રિટીશ મનવારનો નાશ કરી દુનિયાને અજાયબીમાં નાખી.

ઉપલા બનાવ પછી બ્રિટીશોનું લક્ષ તારપિડો બનાવવા પાછળ ખાસ રોકાયું. ૧૮૨૯ માં કર્નલ સેમ્યુઅલ કોલ્તે 'ગેલવે'નો 'ઇલેકત્રિક બેતેરિ'ની મદદથી ફાટેલા તારપિડો પર અખતરા અજમાવતાં લાંબી મુદતે તેમાં

ફતેહ મેળવી. ૧૮૪૨ માં ૧૮ મી અકટોબરે ૪૦૦૦૦ આતુર તમાશગીરો સનમુખ તેણે 'ન્યૂયોર્કના' બારામાં પડેલી 'વોલતા' નામની સ્ટીમરનો તારપિડોથી નાશ કર્યો. તે પછી ૧૮૪૩ માં ૧૩ મી એપ્રેલે કર્નલ કોલ્ટે અમેરિકામાંની 'પોતોમેક' નદી ઉપર ફરતી ૫૦૦ ટનની એક સ્ટીમરનો તારપિડોથી તદન નાશ કર્યો. આ વેળા તેણે જાતે તે ઉપર ધ્યાન આપી ઉપલી આગબોટથી પાંચ મૈલ દૂર એલેકઝાન્ડ્રીયાથી—પોતાનો – તારપિડો –છોડ્યો હતો.

ઉપલા બનાવ પછી આસ્ટ્રેલિયનોએ વેનિસના બચાવ માટે વિજળિક બેટરીવાળા તારપિડો વાપરવા શરૂ કર્યા.

રશિઆએ પણ આ નાશકારક યંત્ર પોતાના કાફલામાં રાખી ક્રાઈમિઆની લડાઇ વખતે સેબાસ્તપોલ તથા ક્રોન્સતેતીના બારાઓમાં તારપિડોની હારો ગોઠવી દીધી, જેથી ઈંગ્રેજ વાહાણોને દૂરનું દૂર રહેવું પડ્યું હતું; તેમજ ૧૯૦૪ ની જેપાન સાથની દરિયાઇ લડાઈમાં તારપિડોનો બોહોળો ઉપયોગ કર્યો હતો. અમેરિકાની છેલ્લી માહોમાહેની લડાઇ વેળા તારપિડોનો પુરેપુરો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તે પછી દક્ષિણ અમેરિકનોએ તારપિડોની ખાસ કોર ઉભી કરી અને સામસામા હુમલા તારપિડોથી કરવાની શરૂઆત કરી.

આગળ દર્શાવ્યું તેમ સ્થિર તારપિડો ને ચલ તારપિડો એવી બે પ્રકારની હોય છે. તેમાં સ્થિર તારપિડોની સામાન્ય રચના એવી છે કે ગલણી આકૃતિની એટલે ઉપર મ્હોટું હોઇ હેઠે નાહાનું થતું ગએલું એક અતિ મ્હોટું બંધ કરેલું પાત્ર ▽; તે પાત્ર બંદુકની દારૂથી ભરેલું હોય છે, અથવા તો ડાઇનોમાઇટથી અરધું ભરેલું હોય છે. આ પાત્ર પાણી કરતાં હલકું હોવાથી તેના નીચલા છેડાને દોરી બાંધી તેને સમુદ્ર અથવા 'ખડકના તળીયામાં ભેરવી રાખે છે, એટલે તે પાણીનાં પુષ્ટ ભાગ નીચે ૧૦ યા પાંચ ફીટ હેઠળ તરતું રહે છે. હાલમાં આ રીત બંધ કરી નવી રીત મુજબ તેમાં ઓછી વધારે હવા દાબી ભરી તેને કેટલાક વજનો ભેરવી પાણીમાં છોડી મેલે છે, કે જે પાણીમાં ચોકસ ઉંડાઇમાં તરતા રહે છે.

આ મુજબ પાણીમાં અધર તરતી રાખેલી ટાર્પિડો ઉપરથી આવતી મનવાર ઉરાડી મેલવા તેમાં યુકિત યોજેલી હોય છે. પેહેલી યુક્તિ એવી છે કે તાર્પિડોને કાંઇક લાકડીઓ બાંધેલી હોય છે, તેને મનવાર યા વહાણનો આંચકો લાગતાં તે તારપિડો ફુટે છે, અને બીજી યુક્તિ એવી છે કે કિનારાથી તે તારપિડોને જોડેલી તારમાંથી વિજળી પોંહોચાડી ગમે ત્યારે ફોડી શકાય છે.




પેહેલી જાતની તારપિડોની સાધારણ રચના અત્રે દર્શાવી છે. અ એક ગળની રોકું પાત્ર હોઇ, ક સ્થળે દારૂ ભરેલી હોય છે, અને બ જગે તેને ભેરવી રાખેલું હોય છે. ક દારૂ ફુટવા માટે ઠ જગે યુક્તિ કરેલી હોય છે. ત્યાં એક નાહની ડાબડીમાં ચુનો ભરી રાખેલો હોય છે. તે ચુના મધે ગંધકના અર્કથી ભરેલી બાટલી મેલેલી હોય છે. મ લાકડીને મનવારના તળીયાનો ધક્કો લાગતાંજ

તારે એને સાતમેજ દિવસે મારી નાખ્યો. (જુઓ ૬ કાર્તિકેય.)

**તારકેશ્વર**—હુગલી જીલ્લામાંનું એ રેલ્વે સ્ટેશન તથા શિવના જાણીતા મંદીરવાળું ગામ છે. આ મંદીર શ્રીમંતો તરફથી મળેલી ભેટો અને સખાવતથી ઘણું તવંગર બનાવવામાં આવ્યું છે. આ મંદિરના વડા મહંતની સત્તા ભારે છે. શિવરાત્રીની જાત્રા ફેબ્રુવારીમાં ભરાય છે. જે વેળા ૨૦૦૦૦ જાત્રાળુઓ તેમાં ભાગ લેવા પરદેશથી આવે છે. બીજી જાત્રા ભરાય




બીજી યુક્તિ એટલે વિજળિક શક્તિથી તારપિડોની રચના પાસેની આકૃતિમાં બતાવી છે. ઉપર જણાવેલા યંત્રમાં એટલેજ ફરક છે કે ઉપલા યંત્રમાં ધક્કો લાગતાંજ ગંધકના અર્કની શિસી ફુટી સ્ફોટ થાય છે, તે યુક્તિ એમાં નથી. એમાં ક સ્થળે પ્લાટીનમ ધાતુની તારનો એક કટકો ક દારૂમાં દાટેલો હોય છે. તેનાં બે છેડા ઇ અને મ એ તારો બાંધેલી કિનારાની બેટેરીને જોડેલાં હોય છે. બેટેરી ચાલુ કરી તે તારમાંથી વિજળિ પોહચતાં ક તાર તપી જઇ સ્ફોટ થાય છે. આ તાર્પિડોમાં એટલીજ સાહચેતી રાખવી પડે છે કે, જ્યાં તારપિડો ડુબાડેલી હોય ત્યાં વ્હાણ આવી પોહચ્યું છે કે નહિ તે તપાસી વિજળિક પ્રવાહ છોડવો પડે છે.

મદદ લઇ તેણે અખતરા કર્યા પણ તેમાં તે નિશફળતા પામ્યો હતો. તે પછી તેપર કોઇએ ઝાઝું લક્ષ આપ્યું નહોતું.

ત્યાર પછી અમેરિકા વિરૂધ ઇંગલંડની લઢાઇ વેળા એક અમેરિકન તારપિડો બોટ બનાવી હતી, પણ તેની બનાવટ હાલની તારપિડો કરતાં તદન જૂદીજ હતી. આ બોટમાં એકજ માનસ બેસે એટલીજ જગ્યા રાખવામાં આવી હતી, અને તેને ચલાવવાનાં [illegible] પોતાના હાથ પગનો

ઉપર સ્થિર તારપિડો વિશે વર્ણન આપ્યુઃ ચલ તારપિડો એટલે એક જગેથી બીજી જગે ચાલી જનારી. આ પ્રકારની તારપિડો, અનેક ઢંપની બનાવવામાં આવે છે. તેમાં વ્હાઈતહેડ નામક શોધકની તારપિડો ઘણી વખણાય છે, ને તે યૂરપમાં બપેખબ જાણીતી છે. આ તારપિડો સિગાર આકૃતિનું એક નાહનું વહાણ છે. તે વચમાંથી જાડો ને બેઉ છેડા ઉતરતા સીગાર જેવા હોય છે. તેની સાધારણ લંબાઇ ૧૨ થી ૧૫ ફીટની હોઇ જાડાઈ ૧૨ થી ૧૫ ઇંચની માત્ર હોય છે.




આ તારપિડોનો માછલીવાળો ભાગ ફ તરફ પંખો પાણી કાપવા માટેનો હોય છે. તેવા ત્યાં બે પંખા હોય છે, અને તે ચલાવનારા યંત્રો ક ભાગમાં ગોઠવેલા હોય છે. આ યંત્રો દાબેલી હવાથી ચાલે છે. આ તારપિડો ચાલતી વેળા પાણી તળે ચોકસજ અંતર ઉપર રહેવા અને બાજુએ નહિ વળન લેતા યા ટળતાં તદન સીધા પાણીમાં ચાલે તેવા મંત્રોની યોજના કરેલી હોય છે. તે ઈ અને ઠ ભાગમાં ગોઠવેલાં હોય છે. આ યંત્રના ફ છેડા પાસે એક સુકાણ બેસાડેલું હોય છે, જે નિયમ જાળવે છે. આ મુજબ આ તારપિડો પાણીને તળીએ જઇ શત્રુના વહાણને

ફતેહ મેળવી. ૧૮૪૨ માં ૧૮ મી અક્ટોબરે ૪૦૦૦૦ આતુર તમાશગીરો સનમુખ તેણે 'ન્યુયોર્કના' બારામાં પડેલી 'વોલતા' નામની સ્ટીમરનો તારપિડોથી નાશ કીધો. તે પછી ૧૮૪૩ માં ૧૩ મી એપ્રેલે કર્નલ કોલ્ટે અમેરિકામાંની 'પોતોમેક' નદી ઉપર ફરતી ૫૦૦ ટનની એક સ્ટીમરનો તારપિડોથી તદન નાશ કર્યો. આ વેળા તેણે જાતે તે ઉપર ધ્યાન આપી ઉપલી આગબોટથી પાંચ મૈલ દૂર એલેકઝાન્ડ્રીયાથી [illegible] તારપિડો ...ડો દોરૂ સળગાવીને તેને પાણીમા ફડકોલે છે; કે તરત તે પાણીમાં પાંચથી ૧૫ ફીટ ડુબી સિધી લીટીમાં દોડી જઇ ધ્યાનેધરાખી ફરી મેલે છે.

આ નાશકારક તારપિડોને ૫ વર્ગમાં વેહેચી તેને જૂદા જૂદા નામો આપેલાં છે. ૧—ગ્રાઉંદ તારપિડો ( જમીનનો ) ૨પાર (સળીઆનો) તારપિડો ૩– હારવે ( પાગર નાખી ઘસડવાનો) તારપિડો ૪–૫–સે તારપિડો અને વ્હાઇટ હેડ (માછલીનો) તારપિડો.

ગ્રાઉંદ તારપિડોને બંદર અથવા કિનારાની આસપાસ સમુદ્રમાં એક બોઢિયાં સાથે તરતો રાખવામાં આવે છે, અને જેવું દુશમનનું બારકસ તેની નજદીક આવે એટલે ઘણું-કરીને કિનારા ઉપરથી વિજળીના તારની મારફતે એક આંચકો મારતાં અથવા શ-મનની તોપનો ગોળો લાગતાં તે ફાટે છે, ને દુશમનનીજ મનવારનો નાશ કરે છે. આ ગ્રાંઉદ તારપિડોને લંગર અથવા બીજા ભારથી તેની જગાઉપર રાખવામાં આવે છે. તેને જમીનમાથી દુશમન કહાડી નહિ લઇ જાય તે થકી કિનારા ઉપરની મજબુત બે-તરીથી અથવા બીજી રીતે તેની સંભાળ રાખવી પડે છે. એનું કોટલું લાકડા અથવા લોઢાનું બનાવે છે. લડાઇના વખત સિવાય તેને કદી બંદરમાં રાખવામાં આવતું નથી.

૨પાર (સળીયાનો) તારપિડો ૧૫ થી ૩૮ ફીટ લાંબા લોખંડના સળીયાના છેડા સાથે બાંધે છે, અને વિજળી યા બીજી કોઇ ચીજ નીચે ૧૦ યા પાંચ ફીટ હેઠળ તરતું રહે છે. હાલમાં આ રીત બંધ કરી નવી રીત મુજબ તેમાં ઓછી વધારે હવા દાબી ભરી તેને કેટલાક વજનો ભેરવી પાણીમાં છોડી મેલે છે, કે જે પાણીમાં ચોકસ ઉંડાઇમાં તરતા રહે છે.

આ મુજબ પાણીમાં અધર તરતી રાખેલી ટાર્પિડો ઉપરથી આવતી મંનવાર ઉરાડી મેલવા તેમાં યુકિત યોજેલી હોય છે. પેહેલી [illegible] ની છે કે તારપિડોને કાઇક લાંકડીઓ ફેરેવી કારીગરાથી ત [illegible] છે. ઇ. સ. ૧૮૯૨ માં એક ઇંગ્રેજ [illegible] મનવાર યા શોધી કાઢી ત્યારથી એ બધે જાણીતી છે.

લે તારપિડો, એના શોધકના નામ ઉપરથી જાણીતી છે. આ શોધ થતાં તે અમેરિકન સરકારે વેચાતી લીધી હતી. આ તારપિડો એક પાણીની તળીએ તરતી ૨પાર તારપિડો જેવી બનાવેલી હોય છે. તેનો મુખ્ય ફાયદો એ છે કે એમાં કોઇપણ માણસ સાથે રહે-વાની જરૂર હોતી નથી પણ કિનારાપરની બેટરી ઉપરથીજ તેને ચલાવવામાં તથા બીજી જોઇતી સભાળ રાખવામાં આવે છે. આ નાહની બોટના ભંડારમાં લગરતુ દોરડુ હોય છે, જે પેલી બોટ જેમ જેમ ચાલતી જાય છે, તેમ તેમ અંદરથી બાહેર નિકળતું જાય છે. પાણીની હેઠળ તે કયાં છે તે એક નાહના, વાવટાથી દેખાય છે, જેથી કિનારા ઉપરથી સેહેલાઇથી તેની દેખરેખ રાખી શકાય છે. એક કલાકમાં તે ૬॥ થી ૯ મૈલ માર્ગ કાપી શકે છે.

વાઇત હેદ (માછલીનો) તારપિડો તેના એક ઇંગ્રેજ શોધકના નામ ઉપરથી જાણીતી છે. આ તારાપડો ૧૬ ફીટ લાંબો ને ૨ ફીટ ઘેરાવાનો હોય છે. તેનો આકાર યુરોપિયન સીગાર જેવો હોઇ તેના બેઉ છેડા અણીઆલા હોય છે. આ તારપિડોના કથી ૪ ખાના અથવા ભાગ બનાવેલા હોય છે, જેના પેહેલા ભાગને માથું કહે છે, તેમાં ૩૫ રતલ સુધી ગનકૉટન રહે છે, બીજા ખાનામાં રસાયન સંજોગથી

તે દારૂને સળગાવવાની એક હથોડી સાથની પેટી હોય છે, તથા ત્રીજામાં એક નાહનું એનજીન હોય છે, જે એ હથિઆરને સમુદ્રમાં ચલાવી શકે છે આ તારપિડો દરિયાનાં પાણીની સપાટીથી ૩૦ ફીટ ઉંડાણમાં તરી શકે છે, ને તે વળી કલાકના '૨૪ નોટ'ની ઝડપથી ચાલે છે. દરિયાઇ લઢાઇ પ્રસંગે દુશમનની મનવાર જણાતાં નજદીક ૧૦૦૦ વારની વેગળાઇએથી તેને પાણીમાં ઉતારી એવી કળાથી છોડી દેવામાં આવે છે કે ચોકસ ઠેકાણે પુગતાંજ મનવારને તળીયાંમાંથી ૭૦ ફીટનું ગાબડું પાડે છે. આ તારપિડો ઘણી ઝડપથી દોડી શકતી હોવાથી તે ગમે એવી ઝડપી મનવારને પકડી શકે છે.

તારપિડો લઇ જનારી તારપિડો બોટ કે જે પાણીની અંદર માણસો સાથે ચાલવાની શક્તિ ધરાવે છે તેવી વરાળ યંત્રથી ચાલતી બોટ ઉત્તર અને દક્ષિણ અમેરિકાની લઢાઇ દરમ્યાન પ્રથમ વપરાઇ હતી. આ પેહેલી તારપિડો બોટમાં ૮ માણસો બેસી શકે તેવી ગોઠવણ કરી હતી; પણ આ પેહેલી બોટમાં અકસમાતિક પાણી જતાં માહેલા સર્વે જણા હુબી મુવા હતા. પણ તે પછી તેમાં ફતેહમંદી ભર્યો સુધારો કરવામાં આવ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૮૮ માં એક નોરવિજીઅન શોધકની તારપિડો બોટ વધારે સગવડ ભરી તથા ફતેહમંદ જણાઇ હતી. તે પછી ૧૮૯૮ માં એક ફ્રેન્ચ એનજીનીયર મો૦ ચાર્લસ ગોબેટ સુધારા વધારાથી સંપૂર્ણ તારપિડો બોટ બનાવવામાં, ફતેહ મેળવી દરિયાઇ કાફલાને મજબુતી આપી હતી.

તારપિડો બોટ પોતાની મનવારો સાથે ટેલિફોન વગેરે યંત્રોથી સંદેસા પણ ચલાવી શકે છે; તેમજ લેખીત ડીસપેચો પણ મોકલી શકાય છે. તે એવી રીતે કે-કેપટન નાહની દાબડીમાં પત્ર બંધ કરી તે દાબડીને રીવોલવીંગ વાલ્વ મારફતે બોટમાંથી મનવારની તરફ ફેંકે છે. મનવાર ઉપરના માણસો તેવી દાબડીની શોધમાં રહે છે અને જેવી તે પાણીમાંથી ગોળા પ્રમાણે છુટી આવી સપાટીપર તરે છે કે તુરત એક બોટ ઉતારી તેને લઈ આવવામાં આવે છે. રાતની વખતે વળી તે 'ફ્લેશલાઇટ' ચોમેર ફેંકી શકે છે. તારપિડોનો મસ મોટો ગોળો, બોટની સાથેજ લીવરની મદદથી બાંધી લઇ, તે એકાએક છુટે નહિ તે માટે તેને 'સેફ્ટીકી' થી બંધ કરવામાં આવે છે, ને વખત પડવે તેને મનવાર તરફ હડસેલી 'સેફ્ટીકી' કાઢી લેતાં તે પોતાનું કામ બજાવે છે.

**તારયંત્ર**—( જુઓ ટેલિગ્રાફ )

**તારા**—અથવા સેતારા. અંધારી રાત્રે તારામય આકાશમાં જે અગણિત તારા આપણી નજરે પડે છે તે પોતપોતાની માળાનાં ગંજાવર સૂર્ય છે. આ તારા આપણા સૂર્ય કરતાં લાખો મૈલ દૂર હોવાથી તેમનું તેજ આપણી નજરમાં ઘણું ઓછું જણાય છે. તારાઓ ખુદ પોતાનાં પ્રકાશથી ચળકે છે. 'રોહિણી' નો તારો મંગળ પ્રમાણેજ પ્રકાશે છે. પણ ખુદ મંગળમાં તેજ નથી ( જુઓ મંગળ ગ્રહ.) ઘણી વેળા કેટલાકો તારાને ગ્રહ તરીકેજ લેખવાની ભૂલ કરે છે, આથી ગ્રહ અને તારા એ બેઉ વચ્ચે ભેદ બરાબર ધ્યાનમાં રાખવો જોઇએ. જોકે રોહિણીનો તારો મંગળ જેવો દેખાય છે, તોય આ તારો મંગળ કરતાં આકારમાં કદાચ લાખ દરજ્જે મોટો હશે અને અંતરમાં તો તે લાખો મૈલ દૂર છે. તારા આપણને ઘણા દૂર અને અહો નજદીક જણાય છે; પણ એટલેજ ભેદ આ બે તેજોમય ગોળાઓ વચ્ચે નથી. તારાઓ ખુદ સૂર્ય જેવા છે અને ગ્રહ એ માત્ર પથ્થર જેવા નિસ્તેજ ભારી પદાર્થો છે, એ બીના સ્પષ્ટ જણાયલી છે.

**તારાની સંખ્યાની** ગણત્રી કરવી મનુષ્યની શક્તિ બાહેર છે. દુરબિન શિવાય પણ આપણને હજારો તારા આકાશમાં દેખાય છે. ફકત ખુલ્લી આંખે ૬૦૦૦ તારા નજરે પડે છે, પણ જો એકાદ નાહની દુરબિન વડે જોયું હોય તો

તારાનો સમુદાય અતિશય વધારે જણાય છે.

*           *   પાસે દર્શાવેલી
*   *   *   *   ફુલકી સપ્તઋષિ:
*               નાં તારાની છે.

આ સપ્ત ઋષિનાં ૭ તારામાંના આગલા ચાર સેહેજ ચોખુણાકારે દેખાય છે. તદન અંધારી રાત્રે આકાશમાં આ ચોખુણાકાર તરફ ખુલ્લી આંખે જોતાં ૧૦—૧૨ તારા જણાય છે, પણ તેમનેજ ઑપેરા ગ્લાસથી જોતાં તે જગે ૨૦૦ તારા છે, એમ નજરે પડે છે. આ ઉપરથી સાધારણ નાહની દુરબિન વડે જોતાં તે જગે વીસ ઘણા તારા નજરે પડે છે, ત્યારે ખુલ્લા આકાશમાં સઘળે ખુલ્લી આંખે જોતાં જે ૬૦૦૦ તારા જણાય છે તો ઑપેરા ગ્લાસે તેટલાજ ભાગમાં ૧,૨૦,૦૦૦ તારા આપણને જણાશે એ ચોક્કસ છે. હવે જે દુરબિનની ઉપલી કાચ માત્ર ૩ ઈંચ વ્યાસની છે તેવી દુરબિન વડે જોતાં ૬,૪૦,૦૦૦ તારા દેખાશે, એટલે આ દુરબિન વડે ૧૦૦ ઘણા વધારે તારા જણાય છે, પણ તારાઓની સંખ્યા કાંઇ એટલામાંજ અટકતી નથી. નાહની દુરબિનવડે નહિ દેખાતા તારા મ્હોટી દુરબિન વડે લાખો ઘણા દેખાય છે. મ્હોટી દુરબિનમાંથી ૫,૦૦,૦૦,૦૦૦ તારા નજરે પડે છે, પણ આ મ્હોટી દુરબિન વડે દેખાતા તારા કરતાં કરોડો દરજ્જે વધારે તારા આકાશમાં છે આ નહિ દેખાતા તારાનો ફોટોગ્રાફ વડીક પાડી શકાય છે. જે કાચ ઉપર ફોટોગ્રાફ પાડી શકાય છે, તેને દુરબિનમાં મેલે છે અને પછી દુરબિનને આકાશમાંના એખાદ ભાગ તરફ ધરી રહેવી પડે છે. એક બે કલાક રહી કાચ કાઢી જોતાં તે કાચ ઉપર લાખો તારાની છબી પડેલી જણાય છે. તેમાંના જે સ્પષ્ટ ઉઠેલા હોય છે તે માત્ર દુરબિન વડે જણાય છે, પણ દુરબિનમાંથી વડીક જેનું દર્શન મનુષ્યને નહિ થયું હોય એવા હજારો તારા તે છબીમાં પડેલા સ્પષ્ટ જણાય છે. તારાનાં ફોટોગ્રાફ લેવાનાં યંત્રો જૂદી તહેનાં હોઈ તેની રીત પણ ન્યારીજ હોય છે.

**તારાનું અંતર**—આપણને દેખાતા સર્વમાં પાસેનો તારો કહીએ તો આલ્ફા સેંટોરી (Alpha Centauri) નર તુરંગ પુંજમાંનો ક—આ નામનો તારો છે. આ તારો પૃથ્વીથી ૨૫ લાખ કરોડ (૨૫ મહા,પદ્મ) મૈલ દૂર છે. પ્રકાશ ૧ સેકંદમાં ૧૮૬૦૦૦ મૈલ દોડે છે. સૂર્ય પૃથ્વીથી ૯,૩૦,૦૦,૦૦૦ મૈલ દૂર હોવાથી તેનો પ્રકાશ પૃથ્વીપર આવી પુગતા ૮ $\frac{1}{6}$ થી ૮ $\frac{1}{3}$ મિનિટ લાગે છે. આ માન મુજબ ગણતાં આ તદન પાસેના આલ્ફા સેંટોરીનો પ્રકાશ અત્રે આવી પોંહચતાં ૪ વર્ષ ને ૪ માસ લાગે છે. જે વેળા આપણે તે તારા તરફ જોઇએ છિયે તે વેળા તે તારા તરફ જોતાં તે વખતે તે તારો જે સ્થિતિમાં હોય છે તેજ પ્રમાણે આપણને જણાતો નથી, પણ સુમારે ૪ વર્ષ પેહેલાં જે સ્થિતિમાં હતો તે મુજબ દેખાય છે, કારણકે જે પ્રકાશયોગે આપણને તે તારાનું દર્શન જોતાં થાય છે, તે પ્રકાશ તેની તરફથી ૪ વર્ષ ઉપર નિકળેલો હતો અને તે આ વખત સુધી માર્ગ કાપતો હતો. પ્રકાશ જોકે કલાકનાં ૮૧૬૦૦૦૦ મૈલ ચાલે છે તોય તેને આ ૨૫ લાખ કરોડ મૈલનો પ્રવાસ કરતાં ૪ વર્ષ ૪ માસની મુદત લાગે છે.

**તારાનાં તેજ અને રંગ**—ખુલ્લી આંખે જોતાં તે સરખા જણાતાં નથી. કેટલાક તારા તેજસ્વી અને ઝાંખા તથા કેટલાક તદન ઝાંખા જણાય છે. તારા સેહેલાઇથી ઓળખી શકાય તે માટે તેના તેજ ઉપરથી તારાનાં જૂદા જૂદા વર્ગ કરેલા છે. જે સર્વમાં તેજસ્વી તારા તે પેહેલા વર્ગનાં, જે તેથી ઓછા તેજદાર તે બીજા વર્ગનાં ને તેથી ઓછા તેજસ્વી તે ત્રીજા વર્ગનાં ગણે છે. આ રીતે માત્ર ખુલ્લી આંખે દેખાતા તારાનાં ૬ વર્ગ કરેલા છે. પણ મોટી દુરબિન વડે ૧૮-૧૯ વર્ગના તારા જણાય છે, જે આપણને બેહદ તેજોમય તારા દેખાય છે તે ઝાંખા તારા કરતાં મ્હોટા હશે એમ કહેવાશે નહિ. કારણ એકાદ તારો નાહનો

હોઇ આપણી નજદીક હોવાથી તેજસ્વી દેખાય છે, અને એકાદ મ્હોટો હોય પણ તે દૂર હોવાથી ઝાંખો જણાય છે.

કેટલાક તારા એકત્ર બની તેમનું એક ગુચ્છું થએલું દેખાય છે. એવા ગુચ્છાં અંતરિક્ષામાં હજારો છે. એક ગુચ્છામાં તરેહ જાતી તારા હોય છે એક ગુચ્છામાંના જૂદા જૂદા તારા ઓળખવા મેહેલાઇ મળે તે માટે ગ્રીક ભાષામાં આલ્ફા ( Alpha ) બીટા (Beta) થીટા ( Theta ) વગેરે મૂળાક્ષરનાં નામો યૂરપમાં આપવામાં આવે છે. જેમકે સેન્ટાર (Centaur) નરતુરંગમાંના જે તારાનો ગુચ્છો દક્ષિણ ગોલાર્ધમાં દેખાય છે, તે ગુચ્છામાંના તારાને આલ્ફા સેંટારી (alpha Centrai ), બીટા સેન્ટારી એવા જૂદા જૂદા નામે ત્યાંના લોકો ઓળખે છે. આપણી ભાષામાં મૂળાક્ષરની ભાષાપરથી નામ આપવામાં આવે છે. આથી 'નરતુરંગ' ગુચ્છામાંના પેહેલા તારાને—એટલે જેને ત્યાંના લોકો આલ્ફા સેંટારી કહે છે, જેને આપણે 'નરતુરગમાંનો ક એમ કહીએ છિયે. કેટલાકો અંકથી ઓળખે છે. કેટલાક ગુચ્છામાંના ચોકસ તારાઓને સ્વતંત્ર નામો પ્રાચીન કાળથી પડેલાં છે. સિંહરાશિમાંના ક તારાને આપણે મઘા કહીએ છિયે, અને યૂરપ તરફ તેને 'રેગ્યૂલસ' (Regulus) કહે છે. જે સારથી પુછડામાંના ક તારાને આપણે બ્રહ્મહૃદય કહિએ છિયે તેને ત્યાંના લોકો કપેલા (Capella) કહે છે. અને જે સ્વર મંડળ ગુચ્છામાંના ક ને આપણે 'અભિજીત' કહીએ છિયે તેને ત્યાંના લોકો 'વ્હીગા' (Vega) કહે છે.

આકાશમાં પેહેલાં વર્ગનાં ૧૯ છે. બુદ્ધનો તારો (Sirius), મૃગ ગુચ્છામાંનો આર્દ્રા (Betelgeuze), વૃષભ રાશિમાંનો રોહિણી (Aldebaran), વૃશ્ચિકમાંનો 'જ્યેષ્ટા (Antares), કન્યામાંનો ચિત્રા (Spica), અને નૌકા ગુચ્છામાંનો અગસત્ય (Canopus) આ તારા પેહેલા વર્ગનાં છે.

બીજા વર્ગમાં ૫૯ તારા, ત્રીજા વર્ગમાં ૧૮૨ તારા, ચોથા વર્ગમાં ૫૩૦, પાંચમા વર્ગમાં ૧૬૦૦, છઠા વર્ગમાં ૪૮૦૦, સાતમાં વર્ગમાં ૧૫૦૦૦, આઠમાં વર્ગમાં ૪૫૦૦૦ અને નવમાં વર્ગમાં ૧૪૨૦૦૦ તારા છે. આ મુજબ જેમ જેમ વધુ વર્ગ તરફ જોતાં તેમાં ગંજાવર સંખ્યા જણાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જો કે તારાના જૂદા જૂદા વર્ગ છે તોય તેમાં કેટલાક એવા છે કે જેમનું તેજ ઘડી ઘડી નિયમિતપણે બદલાયા કરે છે. કેટલાકનું તેજ એક બે દિવસમાં ઓછું વધારે દેખાય છે, ત્યારે કેટલાકનું તેજ વધવા ઘટવા મહિનાઓ યા વર્ષો લાગે છે. આ રીતે જેમના તેજમાં ફેર પડે છે તેમને તેજોવિકારી તાર (Variable stars) કહે છે. કેટલાક તારા એક વખતે નજરે પડી ગુમ થાય છે, તે ફરી જણાતાજ નથી. કેટલાક તારા આગળ દેખાતા હતા તે હવે બીલકુલજ જણાતા નથી, અને આજ વેર નહિ નજરે પડેલા હવે દેખાવ દેવા માંડશે.

યયાતિ તારા ગુચ્છામાં જે 'અલગોલ' (Algol) નામનો તારો છે તેનું તેજ ક્રમે ક્રમે ઓછું થઇ તેમજ ફરી ક્રમે વધે છે, આ તારાને બીજા વર્ગનો ગણે છે, પણ ત્રણ દિવસમાં એ બીજા વર્ગથી વધી ચોથા વર્ગ સુધીનો બની ફરી ક્રમે આગલી સ્થિતિમાં આવે છે. આ તારાનું તેજ આ રીતે બદલાય છે. બીજા વર્ગના તારા પ્રમાણે ચમકતાં ચમકતાં તેનું તેજ ઘટે છે. તે એટલા સુધી કે ત્રણ ચાર કલાકમાં એ ચોથા વર્ગનો હોય તેવો દેખાય છે, અને આ સ્થિતિમાં માત્ર ૨૦ મિનિટ રહી ફરી ધીમે ધીમે તેજદાર બની તે ત્રણચાર કલાકમાં ફરી આગળ મુજબજ ચળકવા માંડે છે.

ઘણા ખરા તારાઓનો રંગ તદન સફેદ છે, તેમ જૂદા જૂદા રંગના કેટલાક છે એમ દુર્બિનમાંથી સ્પષ્ટ જણાયલું છે. કાળી રાત્રે સ્વચ્છ આકાશમાં અસંખ્ય તારાઓમાં કેટ-

ચાક લાલ, લીલા, પિળા નારંગીયા અને કેટલાક અનેક રંગના તારા દુરબિનની મદદથી જણાય છે.

જેઅતિ તેજદાર તારા છે તેમાંના 'લુબ્ધક', અભિજીત, મઘા અને ચિત્રા એ તદન સફેદ છે. આરદ્રા અને રોહિણી એ લાલ છે, સ્વાતી અને જ્યેષ્ટ ઉપર લાલ રંગની ઝાંખ હોય છે. બ્રહ્મહૃદય, પ્રોસિયન અને ધ્રુવ આ તારા પિળા છે અને કયાસ્ટર તારો તો રંગે લીલો છે.

તારાનાં ગુચ્છા અથવા જોડ તારા અંતરિક્ષમાં હજારો છે. આ પ્રકારનાં તારામાં તરેહવાર રંગના તારા દેખાય છે. કેટલીક જોડ તો રંગબેરંગી હોય છે, અને તેમનો દેખાવ અત્યંત રમણીય દેખાય છે. કેટલાક ગુચ્છામાં તરેહવાર રંગના તારા હોવાથી તે અત્યંત રમણીય દેખાય છે. દક્ષિણ ગોલાર્ધમાં એક તારાનું ગુચ્છું છે, તેમાંના સઘળા તારા બહુ રંગનાં છે. આજ ગોલાર્ધમાં બીજો એક ૧૧૦ તારાનો નાહનો ઝુમખો છે. તેમાંના મુખ્ય આઠ તારામાંના બે તારા લાલ છે. એકનો રંગ બહુ હોઇ તેમાં લીલા રંગની ઝાંખ છે, અને બાકીનાં ત્રણ સેહેજ લીલા છે. આ તારાનાં રંગ ખુલ્લી આંખે જણાતા નથી, પણ દુરબિન વડે જણાય છે.

તારાઓની ગતી—આકાશમાં તારાઓ અત્યંત ઝડપથી પોતપોતાનાં માર્ગમાં ફરે છે તારાની ઝડપ અતિશય હોવા છતાં આ ઝડપ એટલી તો ધીમી—સુક્ષ્મ જણાય છે કે તેની સમજ મેળવવા કેટલીક સદીઓનો અનુભવ જોઇએ. એનુ કારણ તારાઓ આપણાથી અતિશય દૂર હોવાનું છે. સ્વાતિનો તારો એક દિવસમાં ૪૪૦૦૦૦૦ મૈલની ઝડપે દોડે છે અને આટલી બધી તેની ઝડપ હોવા છતાં, ૬ ઇંચની પોહળાઈમાં ફરતાં આ તારાને ૮૦૦ વર્ષની મુદત લાગે છે.

તારાઓની ગતીને લીધે આપણી પૃથ્વી પણ 'હીરી' તરફના આકાશ ભાગ ભણી સૂર્ય સાથે જતી હોવાથી ઉત્તર ગોલાર્ધમાંનાં સ્વાતી, હીગા, વગેરે તારા આપણી તરફ અત્યંત ઝડપથી આવે છે, અને તેમજ દક્ષિણ ગોલાર્ધમાંના કયાસ્ટર, લુબ્ધક, મઘા વગેરે તારા આપણાથી દૂર થતાં અનુભવે છે.

લુબ્ધ નામે તારાની ગતિ દરરોજ ૧૦૦૦૦૦ મૈલ ચાલવાની છે. લગભગ ૪૦૦૦ વર્ષ થયાં આ તારાનું અવલોકન ખગોળવેત્તાઓ કરતા આવ્યા છે, એમ ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે. આ ૪૦૦૦ વર્ષમાં આ તારો આપણાથી કેટલાક કરોડ મૈલ દૂર ગયો હશે, તોય તે હજી ૪૦૦૦ વર્ષ ઉપર જેવો દેખાતો હતો તેવોજ હાલમાં પણ દેખાય છે.

આકાશમાં તારાના ગુચ્છાં અથવા જોડ તારા ઘણાંજ રમણીય જણાય છે. ખુલ્લી આંખે જોતાં તે આપણને એકજ તારો જણાય છે, પણ તેમને દુરબિન વડે જોતાં તેમાના કેટલાક જોડ તારા જણાય છે. એવી જાતનાં જોડ તારા આજવેર સેંકડો જણાયલાં છે. વળી આ તારા વિષે એક આ અજાયબી છે કે તેમાનો એક બીજા આસપાસ ફરતો રહે છે, અને તેથી તેમને જોડ તારા કહે છે. તારા એ પણ એક સૂર્ય છે, એમ વિચારતાં એક સૂર્ય બીજા સૂર્ય આસપાસ ફરતો રહે છે એ જોઇ અજાયબી લાગ્યા વિના રહેતી નથી. પૃથ્વી એ સૂર્ય આસપાસ ફરે છે, અને પૃથ્વી આસપાસ ચંદ્ર ફરે છે, તેમજ ગ્રહો સૂર્ય આસપાસ ફરે છે, એ બીના સૂર્યમાળા વિષે વિચાર કરતાં જણાઇ છે; પણ એક સૂર્ય બીજા સૂર્ય આસપાસ અમુક પ્રમાણે ફરહર કરે છે એ બીનાં જોડ તારાના અવલોકન ઉપરથી જણાય છે.

મિથુન રાશિમાં જે મુખ્ય બે તારા છે, તેમાંનો એક સેહેજ સુંદર જણાય છે એને 'કયાસ્ટર' કહે છે. એ ખુલ્લી આંખે એકજ તારો દેખાય છે, પણ દુરબિન વડે જોતાં એ બે તારા છે, એમ જણાય છે. કયાસ્ટરના સાથીનું દર્શન નાહની દુરબિનમાંથી થઈ શકે છે. આ જોડમાનો એક તારો બીજા આસપાસ ફરતો જણાયલો છે. એની ગતી

અત્યંત છે. આથી એમનો એક ફેરો પુરો થતાં કેટલીક સદીઓ લાગે છે.

સપ્તઋષિની પાછળ જે ત્રણ તારા છે તેમાંનો વચલો જોડનારો છે. આ વચલા તારા તરફ ખુલ્લી આંખે જોતાં તેની પાસે એક નાહનો તારો જણાય છે.

તૂળા રાશિમાં પણ એક જોડ તારો છે.

અંતરિક્ષામાંના દેખાવનું અવલોકન કરતી વેળા કેટલેક ઠેકાણે અનેક તારાનો એક ગુચ્છ જણાય છે. એવા મિંડાકાર ગુચ્છાં આકાશમાં ૨૦૦ થી ૩૦૦ જણાયલાં છે. સપ્તઋષિ તારાનું દર્શન થતાં તેમાં ૭ તારા જણાય છે. આ તારામાંના ચોરસ આકારના જે આગલા ૪ તારા છે તેમાંના બે આગલા તારાને ધ્રુવ દર્શક તારા કહે છે. કારણ આ બે તારાથી સિધી લીટી દોરતાં તે છેક ધ્રુવ નક્ષત્રપર જઇ પોંહચે છે, અને એ રીતે ધ્રુવ નક્ષત્ર અંતરિક્ષામાં સેહેજમાં ઓળખાય છે. આ પૂંજને યૂરપમાં ગ્રેટબેઅર અને બૃહદ્-ઋક્ષ ( મ્હોટું રીછ ) એમ કહે છે.

દેવયાની નામનો એક તારાગુચ્છ ઉત્તર ગોલાર્ધમાં છે; એને યૂરપમાં ' અંડ્રોમિડા ' કહે છે, અને એને દેવયાની એ નામ બાળગંગાધર શાસ્ત્રીએ પ્રથમ આપ્યું હતું. એની વચમાં એક પ્રકાશિત ઢગ જેવી આકૃતિ ખુલ્લી આંખે જણાય છે, પણ દુરબિનવડે તે અતિ રમણીય જણાય છે. જાનેવારી ફેબ્રુવારીનાં થંડા દિવસોમાં અંધારી રાત્રે આકાશનું અવલોકન કરતાં મૃગ નક્ષત્રનું ઝુમ્મરું અત્યંત રમણીય જણાય છે. આ ગુચ્છની નીચે ' લુબ્ધ ' તારો અત્યંત તેજસ્વી જણાય છે, અને ઉપલી બાજુએ ' રોહિણી ' નો લાલ તારો ચમકે છે. આ સુજબ આ ગુચ્છાં પાસે બીજા ગુચ્છામાં કાંઇક તારાઓ નજરે પડે છે.

સ્વચ્છ આકાશમાં કાળી રાત્રે જોતાં એક ઝાંખો તેજદાર પટો આકાશમાં ફેલાયલો જણાય છે; એને આકાશગંગા ( Milky Way ) કહે છે. ખુલ્લી આંખે તે માત્ર એક તેજોમય પટો જણાય છે પણ દુરબિન વડે જોતાં તેમાં કરોડો તારા એકત્ર જણાય છે. આ તારા એટલા તો દૂર રહે છે કે તેમનો પ્રકાશ પૃથક્ પૃથક્ આપણને દેખાતો નથી પણ તેમનો એક સરખોજ પ્રકાશ પડતો હોય તેમ જણાય છે. આ ઝીણા તારા આપણા સૂર્ય જેવા દરેક સૂર્ય હોઇ આપણા સૂર્ય કરતાં પણ ઘણા ગંજાવર કદનાં છે ( જુઓ આકાશગંગા. )

તારા ખરતા—(Meteor=ઉલ્કા) આકાશમાંથી તારા ખરતા જોવા એ એક અજાયબી છે. આ ખરતા તારા દરરોજ રાત્રે એક કલાકમાં ૨૫ સુધી જણાય છે. મુખ્યકરી એપ્રેલ, આગસ્ટ અને નવેંબરમાં રાત્રે આ તારા પુશકળ પડતા જણાય છે, અને તારાનો વર્સાદ સુમારે ૩૩ વર્ષ પછી પડે છે.

પણ જાણીતા ખગોળવેત્તાઓના જણાવવા મુજબ ૩૪ વર્ષ અને ૧ દિવસ પસાર થતાં અથવા દર ૧૨૪૧૯ દિવસે તે ઝુમખો જોવામાં આવે છે, જે ગણત્રી નીચલી નોંધ ઉપરથી સિધ્ધ થાય છે:—

૧૭૯૯ માં ૧૧ મી ૧૨ મીને દિવસે, ૧૮૩૩ નાં વર્ષમાં ૧૨ અને ૧૩ મી 'ને દિવસે; ૧૮૬૭ માં ૧૩ મી અને ૧૪ મીને દિવસે અને ૧૯૦૧ માં ૧૪ મી તથા ૧૫ મી નવેંબરે સેહેજ દેખાયા હતા.

કેટલાક પવિત્ર મનાતા પથ્થરા કે જેની પૂજા અનેક પ્રજા કરે છે, તેમાંના કેટલાક આકાશમાંથી પડેલા ખરતા પથરાજ છે. સિરિયામાં એમિસામાંનો પવિત્ર પથ્થર, મક્કાના કાબામાંનો કાળો પથ્થર, તેમજ મેકસિકોમાંના 'ચોલ્યૂલા'નો પથ્થર આકાશમાંથી પૃથ્વીપર પડતાં મળી આવેલા જણાવવામાં આવે છે. ઇ. સ. પૂર્વે ૬૫૪ માં રોમ પાસે આલબીયન પર્વત નજદીક ખરતા તારા પથ્થર રૂપે વર્સેલાની નોંધ મળે છે. ચીનાઇ ઇતિહાસમાં ઇ० સ० પૂર્વે ૬૧૬ માં ૧૪ મી જાનેવારીએ એનો વર્સાદ પર્ડેલાની નોંધ મળે છે; જે વર્સાદથી ૧૦ માનસો માર્યા

ગયા ઉપરાંત ઘણીક માલમતાની હાની થઇ હતી. પલુટાર્ક અને પ્લિની ખરતા તારા વિશેનો અનુભવ વર્ણી ગયા છે; તેમાં પ્લિની જણાવે છે કે ઇ૦ સ૦ પૂર્વે ૪૬૭ માં હેલીસ-પોન્ટપર એગોસ્પોટેમોસમાં એક તપકિરિયા રંગનો ગંજાવર પથ્થર પડ્યો હતો.

ઇ૦ સ૦ ૧૪૯૨ માં ૭ મી નવેંબરે (બુધવારે) જર્મનીમાં પડેલા ખરતા તારાના વર્સાદમાં એક તારો પથ્થર રૂપે મળ્યો, જે '૨૬૦' રતલ વજનમાં હતો. ઇ૦ સ૦ ૧૫૧૦ માં ઇટલી પાસે પેડુઆમાં એવાજ નાહના મ્હોટા તારા ૧૨૦૦ પડેલા મળ્યા હતા. જેમાં એક તો ૧૨૦ રતલ જેવડો હતો, ને બાકીનાં ૬૦ રતલનાં હતા. ઇ૦ સ૦ ૧૬૨૦ માં પંજાબમાંના જલંદરમાં પડેલી વિજળી—કોઇ કહે છે કે ખરતો તારો (જેમાં તમામ લોઢું હતું) મળ્યો હતો, જેના લોઢામાંથી પાદશાહ જહાંગીરે પોતા માટે તલવાર બનાવી હતી. ગેસેન્ડી નામે ખગોળશાસ્ત્રી જણાવે છે કે ઇ૦ સ૦ ૧૬૨૭ માં ૨૭ મી નવેંબરે પ્રોવ્હેન્સીમાના 'વેસાયર' પર્વત ઉપર પડેલા ઉલ્કા (ખરતા તારા)માંના એકનું વજન ૫૯ રતલનું હતું, ઇ૦ સ૦ ૧૭૯૫ મા ૧૩ મી ડીસેંબરે યોર્કશાયરમાં ઓલ્ડ કૉટેજ ખાતે એક ખેડુતનાં ખેતરમા પડેલા ઉલ્કાનુ વજન ૫૬ રતનતુ હતુ પણ સર્વથી વધારે રમણીય અને ભારે તારાનો વર્સાદ ઇ૦ સ૦ ૧૮૦૩ માં ૨૬ મી એપ્રેલે નૉરમન્ડીમાં 'લા'એગીન' ખાતે પડ્યો હતો. જે વેળા હજારો ઉલ્કાનો વર્સાદ વરસ્યો તેમાં કેટલાક ૮ રતલ વજનના હતા. ઇ૦ સ૦ ૧૮૯૬ મા ૧૦ મી ફેબ્રુઆરીએ મેડીડમાં ભારે ગરજના સાથે ખરતા તારા વરસ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૭૯ મા ૨૦ મી એપ્રેલે ઑપશાયરમાં 'રોટન' ખાતે પડેલા વર્સાદમાં ૭ રતલના વજનનો જથ્થો પડ્યો હતો. ૧૮૮૭ માં ૪ થી અપ્રેલે ગરે પેન્ઝાના રાજ્યમાં 'ફ્રાન્નોસ્લોબોડસ્ક' ખાતે ભારે તુફાન સાથે પડેલા ઉલ્કામાં કેટલાક ઉલ્કા મ્હોટેથી કિમતી પથ્થર (હિરા) મળી આવ્યા હતા. બ્રિટીશ મ્યુઝીયમમાં એવા ઉલ્કાનો સંગ્રહ ૩૦૦ ઉપર છે. ઇ૦ સ૦ ૧૮૬૪ માં ફ્રાન્સમાં ઉલ્કાનો પથ્થર પડ્યો. એ ઉપરથી પડતાં પુનમના ચાંદ જેવડો મ્હોટો દેખાયો પણ હેઠે આવતાં ફુટી જતાં તેની ઝીણી કરચો ૧૫ મૈલ સુધી ફેલાઇ હતી. ઇ૦ સ૦ ૧૮૭૬ નાં એપ્રેલ માસમાં ૨૦ મી તારીખે ઈંગલંડમાં પડેલા ઉલ્કાનું વજન ૮ રતલ હતું. મુંબઇ પાસે 'વાઇ' તાલુકામાંના કળસે ગામમાં ૧૮૭૯ માં ૪ થી નવેંબરે સહવારે ૭ કલાકે ભારે ગર્જના સાથે એક ઉલ્કાનો પથ્થર પડ્યો, જેનું વજન ૧૦ રતલ હતું, અને તે રંગે કાળો હતો. હિંદુસ્તાનમાં ૧૮૬૬ તથા ૧૮૯૯ ની આખેરીમા ઉલ્કાનો વર્સાદ પડ્યો હતો.

ખરતા તારા આકાશમાં જોકે નાહના હોય છે તોય તેમની સંખ્યા અગણીત છે. એખાદ તારો પડ્યા વગર કોઇ મિનિટ ખાલી જતી નથી. "દરરોજ પૃથ્વી ઉપર ૧૪ હજાર કરોડ તારા ખરે છે" એમ જ્યોતિષ શાસ્ત્રીઓએ ગણત્રીથી સિધ્ધ કર્યું છે. એમાંના કેટલાક તારા નાહના કેટલાક ભારે હોય છે તેમાં કેટલાક વટાણા જેવડા તો કેટલાક અત્યંત ઝીણા હોય છે. આ સૂક્ષ્મ પદાર્થ સૂર્ય આસપાસ ભારે ઝડપથી ફર્યા કરે છે. આ તારા બીજા ગ્રહો પ્રમાણે નિયમિત રીતે સૂર્ય આસપાસ ફરતા રહે છે, અને તે ઘણીજ જોરાવર દુરબિન વડે પણ દેખાતા નથી..

આ તારા સૂર્ય આસપાસ ભારે ઝડપથી ફરે છે. આપણી પૃથ્વીના આકર્ષણથી ખેંચાઇ પૃથ્વીના વાતાવરણમાં ભારે ઝડપથી દાખલ થાય છે. આપણે જાણીએ છિયે પૃથ્વીની આસપાસ બે ત્રણ મૈલ હવા જાળી પ્રમાણે ફરી વળેલી છે. પૃથ્વીનાં આકર્ષણનાં ખેંચાણમાં જ્યાં સુધી આ તારા સપડાતા નથી ત્યાં સુધી સૂર્ય આસપાસ ફર્યા કરે છે. પણ જ્યારે તે આકર્ષણથી

ખેંચાઇ જાય છે ત્યારેજ તેની આવરદા ઘટે છે. આ તારા સૂર્ય આસપાસ દર કલાકે ૭૨૦૦૦ મૈલની ઝડપે ફરે છે. આથી જ્યારે તે આપણી વાતાવરણમાં આવી ઝડપે દાખલ થાય છે ત્યારે ઘસારાથી તે પ્રથમ લાલચોળ બની, પછી શુદ્ધ સફેદ બની પિગળી, છેવટે ઝળ-કાટમંદ રેશની ફેંકી વરાળમાં ફેરવાઇ જઇ વાતાવરણમાં મળી જાય છે. આમાંના જે મ્હોટા તારા લાલ ચોળ થઇ પિગળી ચળકે છે તેજ નરી આંખે દેખાય છે, પણ બીજા ઝાંખા ચળકનારા દુરબિન વડે દેખાય છે.

પુરતા ધ્યાનથી અવલોકન કરતાં દરરોજ રાત્રે ૨૦ થી ૨૫ તારા ખરતા નજરે પડશે; પણ વર્ષમાં કેટલીક રાત્રે ચોકસ દિવસોપર વધારે ખરતા તારા જણાય છે. આ પ્રમાણે પડનારા તારાનાં જથ્થા ૫૦ થી ૬૦ નો શોધ આજવેર થએલો છે. તેમાંનો એક મ્હોટો જથ્થો પૃથ્વીને આગસ્ટ માસમાં ૯ થી ૧૧ મી તારીખવેરમાં આવી મળે છે અને બીજો નવેમ્બર માસમાં ૧૨ થી ૧૪ મી તારીખે આવી મળે છે. આ જથ્થા જ્યારે પૃથ્વીની પાસે આવે છે ત્યારે તેમાંના કેટલાક તારા પૃથ્વીનાં આકર્ષણથી ખેંચાઈ ઉપર જણાવેલી સ્થિતિને પોહોચે છે. આ તારાઓને સૂર્ય આસપાસ ફરતાં ૩૩ વર્ષ ઉપરની મુદત લાગે છે.

ખરતા તારા જે નાહના હોય છે તે વાતા-વરણના ઘસારાથી વરાળ બની ઉપરના ઉપર ગુમ થાય છે, પણ જે વધારે મ્હોટા હોય છે તે પૂર્ણપણે પિગળી જવા પેહેલાં પૃથ્વીપર પડેલા મળે છે. એમને આપણે ઉલ્કા કહીએ છિયે. પૃથ્વીપર આવા પડેલા પથ્થરને યૂરપ, અમેરિકા, મુબઇ, તથા કલકત્તા અને બીજા દેશોનાં પદાર્થ સંગ્રહાલયમાં સાચવી રાખવા માં આવેલા છે.

આ ખરતા તારા (ઉલ્કા)ને રસાયન શાસ્ત્રીઓએ તપાસી જાહેર કર્યું છે કે તેમાં લોઢું, કલ્લઇ, ગંધક, તાંબુ, શિસું વગેરે પદાર્થ હોય છે. કોઇકોઇ વેળા ઉલ્કા હવા-માંજ ફુટે છે ત્યારે તોપ જેવો અવાજ થાય છે.

ઉપર જણાવ્યું તેમ ખરતા તારાઓનો અજાયબ જેવો સુંદર દેખાવ ઇ૦ સ૦ ૧૭૯૯, ૧૮૩૩, ૧૮૬૬,-૬૭ ના વર્ષમાં જોવામાં આવ્યો હતો, અને તેવોજ દેખાવ પાછો ૧૮૯૯ ના નવેમ્બર મહિનામાં દેખાશે એવી કેટલાક ખગોળ શાસ્ત્રીઓએ તર્ક બાંધી હતી, પણ તેવો દેખાવ તે વેળા નજરે પડયો નહોતો. તેનું કારણ એવું બતાવવામાં આવે છે કે કરોડો ખરતા તારાઓનો ઝુંમખો ૧૮૯૯ નાં નવેમ્બર માસમાં આપણી પૃથ્વી-ના માર્ગમાં આવવાનો હતો પણ તે કોઇ બીજી તરફ ઘસડાઈ ગયો હશે અથવા તો કોઇ બીજા બળવાન ગ્રહોના ખેંચાણને સ-બબે તે તારાઓ જૂદા જૂદા ભાગોમાં વેહેં-ચાઇને વીખેરાઈ જતાં દેખાયા નહશે.

તારા—બૃહસ્પતિની બે સ્ત્રીમાંની એક. એનો પતિ બૃહસ્પતિ ચંદ્રને ત્યાં રાજસૂયયજ્ઞમાં ગયો હતો. ત્યાં ચંદ્રે છળકપટથી તારાને ગુરૂ પાસથી છિનવી લીધી હતી; તેથી યુદ્ધ થયું તેમાં ચંદ્રની મદદે દૈત્ય અને ગુરૂની મદદે દેવતા-ઓ હતા. અંતે બ્રહ્માની આજ્ઞાથી ચંદ્રે તારાને પાછી આપી, પણ તેને ગર્ભવંતી જોઇ બૃહસ્પતિ ક્રોધાયમાન થયો. એના શ્રાપના ભયથી તારાએ ગર્ભ પ્રસવ્યો. પુત્રને જોઈ બૃહસપતિનું મન લલચાયું ને પોતાની પાસ રાખવા માંગ્યું. આથી વાંધો ઉઠતાં તે પુત્ર ચંદ્રને સ્વાધિન કરવામાં આવ્યો. જે બુધ્ધને નામે પ્રસિધ્ધ છે.

તારાગઢ—અજમેરનો આ એક પહાડી કિલ્લો સમુદ્ર સપાટીથી ૨૮૫૫ ફીટ ઉપર છે. આ કિલ્લો 'અજા' રાજાએ બંધાવ્યો હતો અને તેથીજ આ શેહેરનું નામ અજ-મીર=અજમીર પડયુ. આ ગઢ અજમેરની તવારીખમાં યાદગાર સ્થળ રોકે છે, અને ત્યાંના રાજ્યકર્તાના અમલમાં એ એક મજ-બુત બમાવદાર કિલ્લો સદીઓ સુધી ગણાતો હતો. આ કિલ્લાને મજબૂતી આપવા માટે

કેટલેક ઠેકાણેનો કોટ ૨૦ ફીટ જાડો બનાવેલો છે. કિલ્લામાં અનેક તલાવો હોય તે વરસાદમાં છલાછલ ભરાય છે ને તે પાણી આખું વર્ષ ઉપયોગમાં આવે છે.

૧૮૩૨ તથા ૧૮૬૦ પછી આ કિલ્લો યૂરોપિયન ફોજના હવા ખાવાના મથક તરીકે વપરાય છે; કિલ્લાના શિખર ઉપર સૈયદ હુસેનની દરગાહ છે કે જે રાઠોર અને ચોહાન સાથે ઈ૦ સ૦ ૧૨૧૦ માં લઢતો અત્રે મરણ પામ્યો હતો. આ દરગાહને ૪૩૬ પૌંડની વાર્ષિક મદદ મળે છે અને તે માટે ત્રણ ગામડાની મેહેસુલ ભેટ કરવામાં આવી છે. (જુઓ અજમેર.)

તારાબાઈ—બિદનોરના રાવ સુરતની આ બેટી હતી. ઇસવી સનની ૧૩ મી સદીમાં સુલતાન અલાઉદીને આ રાજાના વડીલોને હરાવી દેશપાર કર્યાંથી તેઓએ મધ્ય હિંદુસ્તાનમાં જઇ બિદનોરની નદી કાઠે ટોંકથોડાનો પ્રાંત જીતી લઇ ત્યાં સત્તા સ્થાપી. તેટલાં 'લીલા' નામના અફઘાન સરદારે સુરતના હાથમાંથી થોડા પણ છિનવી લીધું. જ્યારે તારાબાઇ પુરતી ઉમરમાં આવી તે વેળા આ કુટુંબને તાબે જુજ ભાગ હતો. જ્યારે તારાબાઇએ પોતાના વડાઓનું સુરાતન અને જુલ્મી ઇસલામીઓથી થએલી ખુઆરી સાંભળી કે તેણે પોતે જાતે લડાઇનો હુન્નર શિખવાનો નિશ્ચય કરી તીરકમાનનો હુન્નર શિખી ઘોડે સ્વારી આદિ સર્વ હુન્નરમાં કુશળતા મેળવી લડવા તૈઆરી કરી. તેટલાં રાજસ્થાનના રાણા રાએમલના ત્રીજા બેટા જેમલે એના હાથની માગણી કરી, ત્યારે તારાબાઇએ કહેવાડ્યું કે "થોડા પાછું છતી અપાવે તો હું તારી સાથે વરૂં." તેણે તે શરત કબુલ કર્યા છતાં તેણે લડવા આગમન એને પોતાની સ્ત્રી બનાવવાનો કસદ કર્યાથી રાઓસુરતને તેની નાલાયક ચાલ માટે તેને દેહાંત દંડની શિક્ષા કરી. પણ તેટલાં તેનો બીજો ભાઇ પૃથુરાજ જે મારવાડમાં દેશપાર થએલો હતો, તેણે કેટલાંક સુરાતનના કામો કરી પોતાના પિતાનું મન છતી લઇ, તારાબાઈને પરણવાનું બીડું ઝડપ્યું. આથી તે તારાબાઈ તથા પોતાના પિતાની મંજુરીયાતથી પ્રથમ પરણ્યો અને મોહરમના હિંગામ ઉપર થોડા છતવાનું ઠેરવી તે તરફ છુપી રીતે કુચ કરી. આ વેળા તારાબાઇ પણ પોતાના પતિ સાથે ઘોડેસ્વાર થઇ લશકર સાથે થોડા બાહેર જઇ પાવણી મારી, અને પોતે પોતાના પતિ તથા સ્વારો સાથે શેહેરમાં દાખલ થઇ. જે ચોકમાં તાજીયા મેલેલા હતા તેમની સાથે ફરવા માંડી તે તાજીયા હાકેમના મેહેલ પાસે આવતાં ત્યાં હાકેમની એમનીપર શકભરી નજર પડતાં તારાબાઇએ તે હાકેમને વુરતજ તીરથી વિંધી નાખી કેટલાકને કતલ કરતી પોતાના પતિ સાથે લડતી દરવાજા પાસે આવી. આ વેળા દરવાજામાં એક હાથી ઉભો હતો જેથી તેમને મજબૂત અટકાવ થયો પણ તારાબાઈએ ઝડપ કરી હાથીની સુંઢ કાપી નાખતાં તે છેડાઇ નહાસ્યો; કે તુરત તેઓ બાહેર છટકી જઇ પોતાનાં લશકરમાં મળી જઇ શેહેરપર હુમલો કરી થોડા તાબે કીધું. તે પછી ત્યાંના હાકેમનો ભાઇ તારાબાઇ સામે થયો, પણ તે માર્યો ગયો. તે પછી તારાબાઇએ કિર્તિ સાથે પોતાના પતિ સંગાથે લાંબો વખત સુખ ભોગવ્યું, તેટલાં પૃથુરાજને તેના બનેવી પ્રભુરાવે કુટુંબી કંકાસને લીધે દગાથી ઝેર ખવાડી મારતાં તારાબાઇ પતિ સાથે સતી થઈ બળી મુઇ હતી.

તારામતી—સૂર્યવંશીય હરિશ્ચંદ્ર રાજાની પત્નિ. એના પુત્રનું નામ રોહિત હતું. (જુઓ હરિશ્ચંદ્ર.)

તારા સ્થિતિ પત્રકો—તારાનો વેધ કાઢી તેનું 'કેટલૉગ' યૂરપમાં હિપાર્કસે ઇ૦ સ૦ પૂર્વે ૧૫૦ માં પ્રથમ બનાવ્યું હતું. હાલમાં તે જોકે મળતું નથી પણ તેમાંજ અયનગતિ પુરતો ફેરફાર કરી ટાલમિએ એક પત્રક બનાવ્યું (ઇ૦ સ૦ ૧૩૮) હતું. તેમાં ૧૦૨૨ તારા છે. તેની ૪૮ રાશિ બનાવી છે. તે

પછી બીજું પંત્રક તૈમૂરલંગના પૌત્ર ઉલુગબેગ, સમરકંદના પાદશાહે ઇ૦ સ૦ ૧૪૩૭ માં બનાવ્યું. તેમાં ૧૦૧૯ તારા છે. તે પછી ટૈકોબ્રાહે ૧૬૦૦ માં બનાવેલા પત્રકમાં ૭૭૭ તારા છે. તે પછી યૂરપમાં અનેક સૂક્ષ્મ પત્રકો થયાં. હિંદુસ્તાનમાં વેધ લઇ કોઇએ એવું પત્રક બનાવ્યું હોય એવું જ્યોતિષ શાસ્ત્રનાં કોઈ પણ ગ્રંથમાંથી નોંધ મળતી નથી. માત્ર મહેંદ્રસૂરિ (શકે ૧૨૯૨ માં) એ પોતાનાં 'યંત્રરાજ' ગ્રંથમાં થોડુંક વર્ણન આપ્યું છે.

**તારીખે હિંદ**—આ હિંદની તવારીખનો ગ્રંથ અબુરહિઆને અરેબીકમાંથી તર્જુમો કરી રચ્યો હતો. આ ગ્રંથ મહમદ નામે અરબે ઇ૦ સ૦ ૧૨૧૬ (હિ૦ સ૦ ૬૧૩ માં) માં સિંધમાં રહી લખ્યો હતો.

**તાલચેરી**—બંગાલમાં ઓરિસા પ્રાંતમાંનુ એક દેશી રાજ્ય. એનુ ક્ષેત્રફળ ૩૯૯ ચોરસ મૈલ હોઇ તેમાં ૭૫૫૯૦ ની વસ્તી છે. એની ઉત્તરે પાલલાહર, પૂર્વે ચનકાતાલ, દક્ષિણે તથા પશ્ચિમે અંગુલનું રાજ્ય. આ રાજ્યમાં કોલસાની ખાણો છે જેની શોધ ૧૮૭૫ માં કરવામાં આવી હતી. તેમજ અત્રેની બ્રાહ્મણી નદી પાસે લોઢું તથા ચુનો મળે છે. તેમજ નદીની રેતીમાંથી સોનુ મળે છે; પણ તે થોડું મળતું હોવાથી તેના વેપારમાં ફાયદો જણાયો નથી. લોક વસ્તીમાં ૭૫૪૬૬ હિંદુ અને ૧૨૧ મોહમેદનો છે. રાજ્યને તાબે ૨૬૧ ગામડાં છે. આ રાજ્યની સ્થાપના ૫૨૫ વર્ષ ઉપર ઉદેતાજ્રે કરી હતી. ૧૮૪૭ ના અંગુલ પ્રજાના બખેડા પછી અત્રેના રાજાને મહેદબહાદુરનો ખેતાબ આપવામા આવ્યો હતો. રાજ્યની મેહેસુલ ૫૧૯૩ પૌંડની ઉપજે છે. તેમાંથી ૧૦૩ પૌંડ બ્રિટીશ સરકારને ખંડણીના ભરે છે.

**તાલભાટ**—લલીતપૂર જીલ્લામાં આ એક પુરાણુ શેહેર લલીતપૂરની ઉત્તરે ૨૬ મૈલ ઉપર છે. એનું નામ એની પાસેના ગંજાવર તલાવ (ચાર્ત-તાલ) ઉપરથી પડ્યું છે. અત્રેના તલાવમાંથી આંસપાસના ગામોને પીવાનું પાણી મોટા જથ્થામાં મળી શકે છે. આ ગામ પાસે ૮૦૦ ફીટ ઉંચાઇના પર્વતની હાર આવેલી હોઇ તે ચોતરફથી બંદ પ્રમાણે ફરી વળેલી હોવાથી તેમાં એક ચોરસ મૈલનો તલાવ બની રહ્યો છે. આ પર્વત પાસેજ એક પુરાણો કિલ્લો ખંડીયર હાલતમાં છે, અને આગળ અત્રે મ્હોટી વસ્તી હશે એમ ત્યાં ખંડીયર સ્થિતિમાં ફેલાયલા મકાનો ઉપરથી કહેવાઇ શકાય છે. અત્રેની વસ્તી ૫૨૯૩ ની હોઇ તેમાં ૪૯૨૦ હિંદુ, ૨૬૪ મોહમેદન અને ૧૦૭ જૈન છે. અત્રે ચોખા તથા રૂનો સારો પાક થાય છે. અત્રેનો કિલ્લો સર હ્યુજરોઝે ૧૮૫૭ માં તોડી પાડયો હતો.

**તાલમદ**—યાહુદી પ્રજાનો ધર્મ સંબંધી પવિત્ર ગ્રંથ. આ ગ્રંથમાં તેમની રીતી રેવાજ અને તેહેવારો સંબંધી કાયદાઓ અપેલાં છે. તાલમદ એ 'ખાલદી' અથવા આરમીનીયન ભાષાનો બોલ 'લામાદ' એટલે શીખવું ઉપરથી નિકળેલો છે, જેનો અર્થ 'ધર્મતત્વ' થાય છે. આ ગ્રંથનાં બે ભાગ મીસના અને ગીમારા નામે છે. પેહેલા ભાગમાં કાયદાઓ તથા બીજા ભાગમાં યાહુદી વિદ્વાનોએ કાયદાના કરેલા ખુલાસા અને એ પ્રજા સબંધી ચાલતી દંતકથાનો સંગ્રહ આપ્યો છે.

આ તાલમદ ગ્રંથ યાહુદીઓના લોકવ્યવ્હાર સંબધી તેમજ કાયદા અને રસમ સંબંધીનો સર્વ સંગ્રહ ગ્રંથ છે. આ ગ્રંથને 'ધીઓલ્ડ ટેસ્ટીમેંટ' (તોરાત) માં, તે કોમનાં વહીવટ અને રીતભાત પુરતા બંદોબસ્તથી ચલાવવાના ધારા અને નીયમોના—વધારાનાં ભાગ તરીકે જોડેલા છે. આ સબબથી તાલમદમાં આવેલી બીના તહેવાર રીતનાં ફરમાંન રૂપે છે જે માહેલાં સર્વે ફરમાનો ધર્મનેજ લાગુ પડતાં નથી, પણ તેઓ જૂદી જૂદી રીતે ફીલસુફી, હકીમું, તવારીખ, કાયદા શાસ્ત્ર, અને ઘણીક વ્યવ્હાર ઉપયોગી કામોની છુટીછુટી પુષ્કળ બાબનો તેમાં જણાવેલી

તાલાગંજ—પંજાબમાં જેહેલમ જીલ્લામાંનું એક તેહેસિલ. ક્ષેત્રફળ ૧૨૪૭ ચોરસ મૈલ હોઈ તેમાં ૮૩ શેહેર તથા ગામડાં છે. લોક વસ્તી ૯૪૮૭૪ ની હોઇ તેમાં ૮૬૦૨૨ મોહમેદન, ૭૨૮૪ હિંદુ, ૧૫૫૧ શિખ અને બાકીનાં ખ્રિસ્તીઓ છે. મુખ્ય પાક બાજરી, ઘઉં, ચણા, જુવાર, મોથ અને રૂનો થાય છે.

મુખ્ય શેહેર તાલાગંજ જેહેલમ શેહેરની ઉત્તર પશ્ચિમે ૮૦ મૈલ ઉપર છે. તેમાં વસ્તી ૬૨૩૬ ની હોઇ તેમાં ૪૧૭૪ મોહમેદન અને ૧૨૦૫ હિંદુ તથા ૮૪૫ શિખ છે. ૧૬૨૫ ના સુમારમાં આ શેહેરને 'આવાન' સરદારે સ્થાપન કર્યું હતું. તે પછી એ શિખોને તાબે આવ્યું ને હાલમાં બ્રિટીશ સત્તા તળે છે. અત્રે કાપડ વણવાનો તથા બુટ બનાવવાનો સારો ઉદ્યોગ ચાલુ છે.

તાલી—હિંદુસ્તાનમાં વસતી એક પ્રજા. એઓ લગ્ન પ્રસંગે એક ચોખુણાકાર સુવર્ણના તાવીજને વરરાજાના હાથે કન્યાને ગળે બાંધે છે તેને તાલી કહે છે. આ તાલી તે સ્ત્રી પોતાના પતિની હૈયાતી સુધી ગળેજ બાંધેલ રાખે છે, પણ વિધવા અવસ્તાએ પોંહચતા તેના સગાંઓ તે પોતાને હાથે કાઢી લીએ છે. કેટલાકો આ તાલીને વાસનખથી સણગારે છે.

તાલીકોટ—બીજાપૂર જીલ્લામાંનું એક ગામ. કલાદગીની ઉત્તર પૂર્વે ૬૦ મૈલ ઉપર છે. લોક વસ્તી ૫૩૨૫ ની હોઇ તેમાં ૩૯૬૫ હિંદુ અને ૧૩૬૦ મોહમેદનો છે. ૧૫૬૫ માં ૨૫ મી જાનેવારીએ તાલીકોટની જાણીતી લડાઈ કૃષ્ણાનાં જમણા કાંઠા ઉપર તાલીકોટની દક્ષિણે ૩૦ મૈલ ઉપર થઇ હતી. આ લડાઇમા દખણના મુસલમાન રાજાએ વિજયાનગરની શેહેનશાહાતનો નાશ કર્યો હતો.

તાલીસપત્ર—એનું ઝાડ ઘણું ઉંચું વધે છે. સિંધુ નદીથી ભૂતાન સુધી હિમાલયનો ભાગ, હિમાલયની વાયવ્ય તરફના ભાગોનો ૭૦૦૦ થી ૧૩૦૦૦ ઉંચાઇવાળો પ્રદેશ વગેરે સ્થળમાં તાલીસપત્રનાં વૃક્ષ ઉગે છે. એનાં પાંદડાં સપાટ, સાંકડા અને લંબોળાં હોય છે.

આ વૃક્ષમાંથી સફેદ રંગની રાળ નિકળે છે, અને તેનો ઉપયોગ ઔષધીમાં દેશીવેદો એ યોજેલો છે. આ રાળને ગુલાબ અત્તરમાં મેળવી ખાધી હોય તો દેફ ચઢે છે એમ હકીમો કહે છે. માથું દુખતુ હોય તો તેનો લેપ કરી ચોપડે છે.

આ ઝાડના કુમળા ફળોનો ઉત્તમ જાંબુડો રંગ બને છે, એમ મી૰ ન્હેય પોતાના ગ્રંથમાં લખેછે એમ મી૰ ડુથીએ ડૉકતર વૉટને સુચવ્યું હતું. સ્ટીવર્ટ, બ્રેન્ડીસ તથા ગામ્બેલ એ મુજબ રંગ નિકળવાનું જણાવતા નથી; પણ મી૰ ગૉર્ડન કહે છે કે એનાં ફળમાંથી જાંબુડો રંગ બને છે, તેથી 'ગોરખાલી' પ્રજા એને 'રામસુલા' તથા 'ગાબરીઓસુલા' કહે છે.

આ ઝાડના સુકાં પાંદડાં ઔષધિમાં ઉપયોગી જણાયલાં છે. તાલીસપત્ર મધુર, કડવું, ઉષ્ણ, તિક્ષણ, અગ્નિદિપક અને દમ, ઉધરસ, હાદકવાયુ, ક્ષય, ગુલ્મ, અરૂચી વગેરેનો નાશ કરે છે.

ડૉ૰ એફ. હેમિલ્ટન કહે છે કે "બહાર પ્રાંતના તખીમો ધાતુ બેસી ગયું હોય તો તેનીપર તાલીસપત્ર દવા તરીકે આપે છે. કેટલાક પ્રાંતમાં એને મળતા પાતરાંને પણ તાલીસપત્ર તરીકે ઓળખાવી ઉપયોગમાં લીયે છે. આપણા દેશનાં કેટલાક પુરાણા ગ્રંથોમાં તાલીસપત્રનુ વર્ણન મળે છે, તે તજનાં પાંદડા સાથે ઘણું ખરૂં મળતું આવે છે. 'તાલીસપત્ર' એ નામ તેલગુ અને તામિલ ભાષામાં તજનાં પાંદડાને માટે પણ યોજેલું; તેમજ અરબી-ફારસી ભાષામા તજના પાંદડાનુ એ નામ છે. એમ સર્જન મુદીનનું મત છે. હાલમાં તાલીસપત્ર એ બેઉને લગાડે છે. (તાલીસ અને તજ)

બગાલ, બહાર અને વાયવ્ય પ્રાંતમાં અનેક સ્થળે તાલીસપત્ર ગાંધીની દુકાને મળે છે. તાલીસપત્ર આ નામ તળે બીજાં કયા

**જગવશિકરણ યંત્રનું તાવીજ**—આ શાહી યંત્રને કપૂર, કસ્તૂરી, ચંદન, ગોરૂચંદનની બનાવી ચંબેલીના ઝાડની કલમ બનાવી તેથી ભોજપત્ર પર લખવું અને તેની ૩ દિવસ વિધીપૂર્વક પૂજા કરી તેને તાવીજમાં મઢી લઇ પાસે રાખે તો તે જ્યાં જાય ત્યાં તેને સર્વ વશ થાય એમ જણાવવામાં આવેછે.

| | | | | |
|---|---|---|---|---|
| ઉ | વં | જેં | ન્હીં | ડં |
| ઈં | ડં | ન્હીં | ઉ | ડં |
| ળં | ડં | જગત્ | વંડં | ન્હી |

**બીજું વશિકરણ તાવીજ**—આ મંત્રને અષ્ટગંધથી ભોજપત્ર ઉપર લખી વિધીપૂર્વક પૂજન કરી તાવીજમાં મઢી ભૂજ પર બાધે તો જે તેને જોય તે તરત વશ થાય એવું આનવામાં આવે છે.

ૐ

| | |
|---|---|
| ન ટં | ળં પં |
| તં ત તં તં તં | દ દં દ દ દ |
| બં અં ભ ભ ભ | ડ ડં ડં ડં ડં |
| પં પં પં પં પ | યં યં યં યં યં |
| ટ ટં | ન ન |

**શત્રુને મહાત કરવાનું તાવીજ**—આ મંત્રને કાગળમાં લખી લોબાન ધૂપાવી તાવીજ બનાવી ખાંડણીમાં કુટે તો શત્રુ માથું કુટે.

ૐ

ૐ ક્ષ

ૐ ક્ષ

ૐ ક્ષ

ૐ ક્ષ

ૐ ક્ષ

ક્ષ

આ મંત્રને કાળા કુતરાના લોહીથી ભોજપત્ર ઉપર લખી તેનું વિધીપૂર્વક પુજન કરી કુતરાના ગળામાં તાવીજ બનાવી બાધે તો જ્યાં જ્યાં તે કુતરો દોડે ત્યાંનાં માનનો પણ નાહસવા માંડે એવો આ તાવીજનો પ્રતાપ જણાવવામાં છે.



ત્યાં એણે વિદ્યાઅભ્યાસ કરી ૫૦૦૦ શબ્દનો 'તાવો ટેહકિંગ' નામે ગ્રંથ રચ્યો અને પોતાનું નામ 'લાવોતઝી' રાખ્યું. ત્યાર પછી એ જેપાનમાં ગયો હતો. એનું મરણ ૮૬ વર્ષની વયે ૪૯૦ સ૦ પૂર્વે ૫૨૦ માં નિપજ્યું હતું. લાવોતઝીએ રચાપેલો 'તાવો ધર્મ' વેદાંત ધર્મને મળતો છે. એણે 'તાવો' શબ્દનો પ્રયોગ 'બ્રહ્મ' શબ્દ પ્રમાણે નપુસકલીંગમાં કર્યો છે. તેણે જમીનની ઉત્પત્તિનું વર્ણન વેદાંત મુજબજ આપેલું છે.

એના જન્મ વિશે ચીનાઓમાં અનેક કથાઓ પ્રસિદ્ધ છે. એનો ગર્ભ એક નક્ષત્રથી રહ્યો અને તે ગર્ભ મૃત્યુ ભુમિનાં અનેક કષ્ટનાં ભયથી માતાનાં ઉદરમાં ૮૧ વર્ષ સુધી રહ્યો અને જ્યારે તે જન્મ્યો ત્યારે તેના માથા ઉપરના તથા મ્હોં ઉપરનાં બાલ સફેદ થએલા હતા, આથી તેને બુઝેર્ગ મરદ પણ કહે છે.

એ ધર્મના દેવતાઓમાં તાઓ તથા આનતસીંગ એઓ ઘણા મોહોટા છે, તેઓ શાંગતી અથવા ઈલ્હ હવાંનને બી માને છે. તે વિશે જણાવવામાં આવે છે કે તે મ્હોટો ખુદાછે. હવાતુવાંગ અથવા અગ્નિના ઇશ્વરને મરતબો ઘણો મ્હોટો છે; અને તેની માનતા ઘણાઓ કરે છે. તેની વર્ષગાંઠના દિવસ ઉપર કોલસાની ભારે ચેહ સળગાવી તેમાં તાવોધર્મના ધર્મગુરૂએ ઉઘાડે પગે ચાલી જઇ પોતાના ધર્મનું મહત્વ દર્શાવે છે.

તાવોધર્મી ઉપાધ્યાઓ સદા ગુપ્ત ભેદો પાછળ મંડેલા રહી અમરતના પાણીની ખોળમાં રહે છે. તેઓ તે પાણી જડીબુંટીઓની મેળવણીથી બનાવે છે. પણ તેથી મનુષ્ય દેહને હેરાનગતિ પોંહચે છે. તે પાણી પી કોઇ મરવા પડે છે ત્યારે ધર્મગુરૂઓ જણાવે છે કે હવે તે જીનોમાં દાખલ થઇ સદા જુવાની ભોગવશે.

**તાવોય**—લોઅર બરમામાં એ તેનાસરીમ પ્રાંતમાંનું મુખ્ય શેહેર તાવોય નદીનાં મુખથી ૩૦ મૈલ ઉપર છે. વસ્તી ૧૩૩૭૨ ની છે, તેમાં ૬૦૨૮ પુરૂષો અને ૭૩૪૪ સ્ત્રીઓ છે. વસ્તીમાં ૧૨૫૪૯ બુદ્દિસ્ત, ૫૫૦ મોહમેદન અને ૧૫૯ હિંદુ તથા ૧૧૪ ખ્રિસ્તી છે. આ શેહેરમાંના ઘણાખરા મકાનો લાકડકામથી ઉભા કહેલાં છે. શેહેરમાં કોર્ટહોસ, કસ્ટમહોસ અને જાહેર કચેરીઓ છે. અતરે ચોખા, ખાંડ ને ઇમારતી લાકડાનો મુખ્ય વેપાર ચાલે છે. પરદેશથી આવતો માલ—પરચુરણ સામાન, તંબાકુ, રૂ, લોઢું, હાથીદાંત, રેશમ, ટરકીરેડ કલરનું કાપડ, તથા ભાજી તરકારી મુખ્ય છે. આ શેહેરની સ્થાપના ૧૭૫૧ માં કરવામાં આવી હતી. ૧૭૫૨ માં અત્રે ઇસ્ટઈંડીયા કુંપનીએ પોતાની કોઠી સ્થાપન કરી હતી.

**તાસગાંવ**—સતારા જીલ્લાનો એક તાલુકો, ક્ષેત્રફળ ૩૪૧ ચોરસ મૈલ છે. વસ્તી ૧૮૭૨ માં ૮૭૯૭૫ ની ને ૧૮૮૧ માં ૭૭૭૦૪ ની હતી. તાલુકામાં ૨ શેહેર તથા ૪૭ ગામડાં છે. આ તાલુકાનો ઉત્તર અને પૂર્વ ભાગ ખડકવાલો ને વેરાન છે; પણ દક્ષિણ પશ્ચિમ ભાગમાંથી નદી પસાર થતી હોવાથી ખેતીવાડીથી ભરપૂર હોઇ ત્યાં આંબા તથા બાવળનાં ઝાડના વનો છે. મુખ્ય નદી કૃષ્ણા છે, કે જે પશ્ચિમ સરહદ ઉપરથી પસાર થાય છે. મુખ્ય પાક ચણા, તેલી બીયાં, કપાસ વગેરેનો ભારે થાય છે.

**તાસકંદ**—રશિયન તર્કસ્તાનનુ આ પાયતખત સમરકંદની ઉત્તર પૂર્વે ૩૦૦ મૈલ ઉપર છે. હજી અત્રેનું પુરાતમ કોટવાળું શેહેર કાયમ છે, ને દક્ષિણ બાગમાં નવું યુરોપિયન શેહેર વસાયલું છે. અત્રે રેલ્વે, ટેલીગ્રાફ, વગેરે ખાતાં છે. તેમજ રેશમ, ચામડાં, ટોપી, ને કુંભારકામના કારખાના છે. વસ્તી ૧૦૦૦૦૮ ની છે. આગળ એ 'ખનાત'નું પાયતખત હતું. ૧૮૧૦ માં અત્રે ખોકંદની રાજ્યસત્તા હતી, પણ ૧૮૬૨ થી અત્રે રશિઅન સરકારની સત્તા ચાલે છે.

**તાસમેનિયા**—આ ટાપુનું ક્ષેત્રફળ ૨૬૨૪૫ ચોરસ મૈલ છે. ટાપુ સપાટ અને ઉંચા

**જગવશિકરણ યંત્રનું તાવીજ**—આ શાહી યંત્રને કપૂર, કસ્તૂરી, ચંદન, ગોરચંદનની બનાવી ચંબેલીના ઝાડની કલમ બનાવી તેથી ભોજપત્ર પર લખવું અને તેની ૩ દિવસ વિધીપૂર્વક પૂજા કરી તેને તાવીજમાં મઢી લઇ પાસે રાખે તો તે જ્યાં જાય ત્યાં તેને સર્વે વશ થાય એમ જણાવવામાં આવેછે.

| | | | | |
|---|---|---|---|---|
| ઉ | વં | જેૈં | હ્રીં | ડં |
| દં | ડં | હ્રીં | ઉ | ડ઼ં |
| ળં | ડં | જગત્ | વંડં | હ્રી |

**બીજું વશિકરણ તાવીજ**—આ મંત્રને અષ્ટગંધથી ભોજપત્ર ઉપર લખી વિધીપૂર્વક પૂજન કરી તાવીજમાં મઢી ભૂજ પર બાંધે તો જે તેને જોય તે તરત વશ થાય એવું માનવામાં આવે છે.

ૐ

| | |
|---|---|
| નં ટં | જાં પં |
| તં ત તં તં તં | દ દં દ દ દં |
| ભં ભં ભ ભં ભં | ડં ડં ડં ડં ડં |
| પં પં પં પં પ | યં યં યં યં યં |
| ટ ટં | ન ન |

હ્રી

**ડાકણુને મહાત કરવાનું તાવીજ**—આ મંત્રને કાગળમાં લખી લોબાન ધૂપાવી તાવીજ બનાવી ખાંડણીમાં છુંદે તો, ડાકણ માથું કુટે.

ૐ
ૐ
ૐ
ૐ
ૐ

આ મંત્રને કાલા કુતરાના લોહીથી ભોજ-પત્ર ઉપર લખી તેનું વિધીપૂર્વક પુજન કરી કુતરાના ગળામાં તાવીજ બનાવી બાંધે તો જ્યાં જ્યાં તે કુતરો દોડે ત્યાંનાં માનસો પણ નાહસવા માંડે એવો આ તાવીજનો પ્રતાપ જણાવવામાં છે.




**તાવો—ધર્મ**—ઇ૦ સ૦ પૂર્વે ૭૦૦ આગમજ ચીન દેશ ધર્મજ્ઞાનમાં પછાત હતો, તેટલાં ઇ૦ સ૦ પૂર્વે ૬૦૪ માં 'લાવોતઝ' નામે એક ધર્મજ્ઞાની પુરૂષનો જન્મ થયો. એ વિદ્વાનનું જન્મ નામ 'ઇરલી' હતું. પ્રથમ એ 'લાખ'નાં 'ચાવો' રાજાનાં ગ્રંથાલયનો અધ્યક્ષ હતો,

ત્યાં એણે વિદ્યાભ્યાસ કરી ૫૦૦૦ શબ્દનો 'તાવો ટેહકિંગ' નામે ગ્રંથ રચ્યો અને પોતાનું નામ 'લાવોતજી' રાખ્યું. ત્યાર પછી એ જેપાનમાં ગયો હતો. એનું મરણ ૮૬ વર્ષની વયે ઈ૦ સ૦ પૂર્વે ૫૨૦ માં નિપજ્યું હતું. લાવોતજીએ સ્થાપેલો 'તાવો ધર્મ' વેદાંત ધર્મને મળતો છે. એણે 'તાવો' શબ્દનો પ્રયોગ 'બ્રહ્મ' શબ્દ પ્રમાણે નપુસકલીંગમાં કર્યો છે. તેણે જમીનની ઉત્પત્તિનું વર્ણન વેદાંત મુજબજ આપેલું છે

એના જન્મ વિષે ચીનાઓમાં અનેક કથાઓ પ્રસિદ્ધ છે. એનો ગર્ભ એક નક્ષત્રથી રહ્યો અને તે ગર્ભ મૃત્યુ ભૂમિનાં અનેક કષ્ટનાં ભયથી માતાનાં ઉદરમાં ૮૧ વર્ષ સુધી રહ્યો અને જ્યારે તે જન્મ્યો ત્યારે તેના માથા ઉપરના તથા મ્હોં ઉપરનાં બાલ સફેદ થએલા હતા, આથી તેને બુજ્રુર્ગ મરદ પણ કહે છે.

એ ધર્મના દેવતાઓમાં તાઓ તથા આનતસીંગ એઓ ઘણા મોહોટા છે, તેઓ સાંગતી અથવા ઈહ દવાંનને બી માને છે. તે વિશે જણાવવામાં આવે છે કે તે મ્હોટો ખુદાછે. હવાતુવાંગ અથવા અગ્નિના ઇશ્વરને મરતબો ઘણો મ્હોટો છે; અને તેની માનતા ઘણાઓ કરે છે. તેની વર્ષગાંઠના દિવસ ઉપર કોલસાની ભારે ચેહ સળગાવી તેમાં તાવોધર્મના ધર્મગુરૂએ ઉઘાડે પગે ચાલી જઇ પોતાના ધર્મનું મહત્વ દર્શાવે છે.

તાવોધર્મી ઉપાધ્યાઓ સદા ગુપ્ત ભેદો પાછળ મંડેલા રહી અમરતના પાણીની ખોળમાં રહે છે. તેઓ તે પાણી જડીબુંટીઓની મેળવણીથી બનાવે છે. પણ તેથી મનુષ્ય દેહને હેરાનગતિ પોંહચે છે. તે પાણી પી કોઇ મરવા પડે છે ત્યારે ધર્મગુરૂઓ જણાવે છે કે હવે તે ઝ્નોમાં દાખલ થઇ સદા જીવાની ભોગવશે.

**તાવોય**—લોઅર બરમામાં એ તેનાસરીમ પ્રાંતમાંનું મુખ્ય શેહેર તાવોય નદીનાં મુખથી ૩૦ મૈલ ઉપર છે. વસ્તી ૧૩૩૭૨ ની છે, તેમાં ૬૦૨૮ પુરૂષો અને ૭૩૪૪ સ્ત્રીઓ છે. વસ્તીમાં ૧૨૫૪૯ બુદ્ધિસ્ત, ૫૫૦ મોહમેદન અને ૧૫૯ હિંદુ તથા ૧૧૪ ખ્રિસ્તી છે. આ શેહેરમાંના ઘણાખરા મકાનો લાકડકામથી ઉભા કહેલાં છે. શેહેરમાં કોર્ટહોસ, કસ્ટમહોસ અને જાહેર કચેરીઓ છે. અતરે ચોખા, ખાંડ ને ઇમારતી લાકડાનો મુખ્ય વેપાર ચાલે છે. પરદેશથી આવતો માલ—પરચુટણ સામાન, તંબાકુ, રૂ, લોઢું, હાથીદાંત, રેશમ, ટરકીરેડ કલરનું કાપડ, તથા ભાજી તરકારી મુખ્ય છે. આ શેહેરની સ્થાપના ૧૭૫૧ માં કરવામાં આવી હતી. ૧૭૫૨ માં અત્રે ઇસ્ટઇંડીયા કુંપનીએ પોતાની કોઠી સ્થાપન કરી હતી.

**તાસગાંવ**—સતારા જીલ્લાનો એક તાલુકો, ક્ષેત્રફળ ૩૪૧ ચોરસ મૈલ છે. વસ્તી ૧૮૭૨ માં ૮૭૯૭૫ ની ને ૧૮૮૧ માં ૭૭૭૦૪ ની હતી. તાલુકામાં ૨ શેહેર તથા ૪૭ ગામડાં છે. આ તાલુકાનો ઉત્તર અને પૂર્વ ભાગ ખડકવાળો ને વેરાન છે; પણ દક્ષિણ પશ્ચિમ ભાગમાથી નદી પસાર થતી હોવાથી ખેતીવાડીથી ભરપૂર હોઇ ત્યાં આંબા તથા બાવળનાં ઝાડના વનો છે. મુખ્ય નદી કૃષ્ણા છે, કે જે પશ્ચિમ સરહદ ઉપરથી પસાર થાય છે. મુખ્ય પાક ચણા, તેલી બીયાં, કપાસ વગેરેનો ભારે થાય છે.

**તાસકંદ**—રશિયન તુર્કસ્તાનનું આ પાયતખત સમરકંદની ઉત્તર પૂર્વે ૩૦૦ મૈલ ઉપર છે. હજી અત્રેનું પુરાતમ કોટવાળું શેહેર કાયમ છે, ને દક્ષિણ ભાગમાં નવું યૂરોપિયન શેહેર વસાયલું છે. અત્રે રેલ્વે, ટેલીગ્રાફ, વગેરે ખાતાં છે. તેમજ રેશમ, ચામડાં, ટોપી, ને કુંભારકામના કારખાના છે. વસ્તી ૧૦૦૦૦૮ ની છે. આગળ એ 'ખનાત'નું પાયતખત હતું. ૧૮૧૦ માં અત્રે ખોકંદની રાજ્યસત્તા હતી, પણ ૧૮૬૧ થી અત્રે રશિઅન સરકારની સત્તા ચાલે છે.

**તાસમેનિયા**—આ ટાપુનું ક્ષેત્રફળ ૨૬૨૧૫ ચોરસ મૈલ છે. ટાપુ સપાટ અને ઉંચા

ઓ બનાવવાને માટે પોતાની પાછળ મુકી ગયો હતો, જે તાળાં ઘણાખરાં સઘળાં ચાવી વિનાનાં હતાં. આ ડ્રૉઇંગ ઉપરથી માલમ પડયું છેકે તેમને ઉઘાડવાને માટે, તેમાં રાખેલી નાહની તખ્તી વિગેરેને ચોકસ નિશાની આગળજ ફેરવવી પડતી હતી.

એજ વખતે આસરે ૧૭૭૪ માં ઇંગલંડના બેરન નામના ગ્રહસ્થે 'ટમબલર'ની કરામત વાળાં તાળાંમાં થોડોક સુધારો કરવાને યોજના રચી, જે તાળાં પેહેલ વેહેલાં ૧૪ મી સદીની શરૂઆતમાં બનાવવામાં આવ્યાં હતાં. આ સુધારો એ હતો કે તેમાં એક સ્પ્રિંગની ચાંપ આપેલી હતી, તે કળની અંદરના ખીલા સાથે મળી જતી, અને તેમાં કુંચીઓ ફેરવ્યાથી તે પોતાની જગ્યાએથી ખસી જતી હતી, જે પછી કુંચી ખુદ બોલ્ટની સાથે મળતી હતી. બેરને આ ખીલીઓ છેડે થોડાંક ખાંચા પાડી તે ખાંચામાં ફીટ થતી થોડીક પીનો આપી હતી. આ તેની યોજના અને વિચારથી આજની આપણી 'લિવર'ની કળો હસ્તીમાં આવી હતી. આ યોજનાને આધારે ૧૭૮૪ માં બ્રાહમાએ એ જાતનાં તાળાંમાં ઘણોક સુધારો વધારો કરી મુકયો. તેણે જણ્યું કે, "જે 'સ્લાઇડરસો' યાને ફરતી પતરીઓ હાલચાલ થાય છે, અને જેની ઉપર કળ ચાવીનો મોટો આધાર રહે છે, તે બાહેરથી ખુલ્લી દેખાય એવી બનાવવી જોઇએ. તેને માટે તેણે પોતે નવા નવા પ્લાનો ઘડવા માંડયા, અને તે પોતે જણાવે છે કે તાળાં બનાવવાને માટે તેણે જેટલો વખત લીધો હતો, તેથી અતિઘણો વખત તેના "ડીઝાઇન" પછાડેજ નિકળી ગયો હતો.

ઇ. સ. ૧૮૧૮ માં હાલના 'ચબના એક વડવાએ હાલના "ડીટેક્ટર" તાળાં બનાવ્યાં હતાં, તે વખતથી તેમાં અનેક ફેરફાર ગુને સુધારા કરવામાં આવ્યા હતા, અને તેના ઉપર ઘણાક સુધરાં અવાર નવાર ... વામાં આવ્યા હતા, પણ તે સપળ

હજી સુધી ઘણુંજ મજબુતપણે ટકી રેહવાને માટે છેવટે નસિબવાન થયું હતું; એટલુંજ નહિ પણ દિન ઉગે તેનો બોહોલો ખપ જાગતો જાય છે. હાલના સુધરેલા હુન્નરે શોભઇતી અને ભેટ આપવા લાયકની ચાવીઓમાં બોહોળો ફેરફાર કરી મુકયો છે. એવાં કામને માટેની કુંચીઓ શોભાની બનાવવામા આવે છે, તેથી તે કાંઇ નકામી પડતી નથી. તે કોઇ બી રીતે પ્રદર્શન કે નવી ઇમારતો અને જાહેર જગ્યા ખુલ્લી મેળવાની ક્રિયા કરતી વખતે ત્યાંનાં ખાસ બારણાને મારેલા તાળાંને ઉઘાડવાને માટે કામે લાગે છે, અને પાછળથી તે ખુલ્લું મુકનાર તેની એક યાદગારી દાખલ પોતાની પાસ જાળવી રાખે છે.

એક હુન્નરને જો બરાબર ખીલવવો હોય તો તેનામાં દિનપરદિ નવો સુધારો વધારો કરવો જોઇએ, તે પ્રમાણે યુરપના હુન્નરમદોએ તેમાં મ્હોટો વધારો સુધારો કરી બારે ફેરફાર કરી મેળયો છે. તેમાં વિજળિક અને ન્યુમેટિક તાળાં અને કળો ઘણી જાણીતી થઇ છે. અમેરિકન તાળાં—મુખ્ય કરીને સરકારી ખાતાંની તીજોરી માટેનાં તાળાં—જે આ રૂદી પ્રમાણે બનાવવામાં આવે છે, તે ઘણાંખરાં સઘળાં નવા અને ઓરીજીનલ છે. તેઓમાંના ઘણાખરાં અગાઉ વપરાતા ચાવીવાળાં તાળાંને બદલે વગર કુંચીનાં મોટે ભાગે કામે લાગે છે, અને વારંવાર બીજી અચુક કરામતનો તેમાં સમાવેશ કરવામાં આવે છે, તે એટલાજ માટે કે તે વધારે ને વધારે સલામતી ભર્યાં થઈ પડે. વખત દેખાડનારા તાળાં જે 'ક્રોનોમિટરલૉક' ને નામે જાણીતાં થએલાં છે, તેમાં ત્રણ જાતની ગતિઓ આપવામાં આવે છે, રાત્રે બંધ કરીને બીજે દિન કેટલે કલાકે તેને પાછું ઉઘાડવું પડશે, એવી રીતે ... ગોઠવ્યા પછી કુંચી દઈ બંધ કરવ ... આથી એમ બને છે કે રાતને ... રે તેની સાથે

અલ્પચારી કરવાને શક્તિવાન થાય નહિ. તે તાળાં એટલાં બધા સલામતી ભરેલાં ગણવામાં આવે છે કે બીજા અનેક નવા બનાવેલાં તાળાં તેની આગળ રદ તરીકે ગણવામાં આવ્યાં હતાં. કારણ, કે આ 'ક્રોનોમીટર લૉક' ઉપર પુરતો ભરસો રાખવામાં આવતો હતો. એવી વખતે તીજોરી વગેરેને રાખવામાં આવતો હાથો પણ વાપરવાનો બંધ પડી ગયો, અને તેમાં રાખેલી ચાંપો છોડવાને માટે માત્ર મજબુત સ્પ્રિંગથીજ કામ લેવામાં આવતું હતું. વળી આ 'સ્પ્રિંગો' 'ક્રોનોમિટર'ની ઉપર મોટો આધાર રાખતી હતી. જેથી બનતું એમ કે તીજોરી વિગેરેનું બારણું એક અખંડ અને નક્કર ચીજની માફક ટકી શકી કોઈનેથી તેની ઉપર ફાવવા દેતું હતું નહિ.

રોકડ નાણું અને નગદીના લાહા રાખવાનાં ભોંયરા અને ઓરડા બનાવવાને માટે એક એવી જાતની ધાતુ વાપરવી જોઈએ કે જેમાં લુટારાઓ અને ચોરો નાકાં પાડી નહિ શકે, તેમજ ભાંજવાને માટે તેની ઉપર ફટકા મારવામાં આવે તો તેની ઉપર ઘા પડી તે ભાંગી પણ જાય નહિ. હવે એવી જાતની ધાતુ બનાવવાને માટે ઘણા ઘણાઓએ ફાંફા માર્યા પણ તેમા માત્ર શેફીલ્ડ ખાનેની ક્રેમેલ્સવાલી નામીચી પેઢી ફાવી હતી. લડાઇમાં કામે લાગે એવી બખતરનાં જેવી મજબુત અને ચીવટ પ્લેટો તેઓએ બનાવી હતી, તોપણુ તે તેનાં જેટલી જાડી ન હતી. આ નવી બનાવેલી ધાતુ ઉપયોગમાં લેવાને માટે કેટલેક ઠેકાણે બાંધકામો કરવામાં આવ્યાં છે; તોપણ તે અગાઉ, દરેક કકડાને પુખ્ત રીતે તપાસી બારીકે બારીક અવલોકન કરી પછી તે પસાર કરવામાં આવે છે. હવે એ રીતે બનાવેલા બારણાંને બંધ કરવાને માટે તેને જોઇતાં બંધ બેસતા અને એટલાજ સલામતી ભરેલા 'બોલ્ટ' બનાવવાનું કામ હાલ ઠીક રીતે ધ્યાનમાં લેવાય છે, અને ઈંગ્લંડ તથા અમેરિકાનાં જૂદા જૂદા શોધકો તેની પાછળ લાગ્યા છે.

**તિગ્રીશ**—આ નદીને બુનદેહેશમાં ફ્રાત (યુફ્રૂટીસ) સાથે મળી ખોજીસ્તાનને માર્ગે સમુદ્રને મળતી જણાવી છે. દાર્મિસ્ટેટ, સ્પીગલ, હાર્લે, યુસ્તી અને તાઇગ્રીસ નદી તરીકે જણાવે છે.

**તિપાની**—આ વનસ્પતિનાં નાહના વેલા અથવા ભોયમગના ખેતર ઉપર ઘણાં થાય છે. એના પાંદડા ઝીણા હોઇને તે આકારે ભોંયમગના પાલા જેવાં હોય છે. આ વેલાને ત્રિદલ પાનાં કહે છે. આ ઔષધ ઉપયોગી વનસ્પતિ છે.

**તિબેટ**—'આર્યવિદ્યા સુધારક' ગ્રંથમાં જણાવ્યા મુજબ એનું પ્રાચીન મૂળનામ 'ત્રિવિષ્ટપ' (ભૌમસ્વર્ગ) હતું, જેનું તિબેટ હાલમા અપભ્રંશ થએલો બોલ છે.

ઉપલા મત ઉપરાંત આ દેશનુ નામ 'ટીબ' નામે પર્વત ઉપરથી પડેલુ પણ જણાવવામાં આવે છે. તે ઉપરાંત આ દેશ —તુફાન, તુબેત અને તુફો અથવા તાંગાતને નામે પણ ઓળખાય છે. ચીનાઓ આ દેશને 'સીતસાંગ' એટલે પશ્ચિમ તરફનો તસાંગ કહે છે, અને મોગોલ પ્રજા એને 'બારાનતોલા' યાને જમણા હાથ તરફનો મુલક કહે છે. હિંદુસ્તાન તરફ અને હિમના પર્વતો પાસે જે આ દેશનો ભાગ આવેલો છે. તેને 'બોતે' અને ત્યાંની પ્રજાને 'બોતિઆ' કહે છે.

ચીનાઇ વર્ણન મુજબ તિબેટનો હાલમાં બે ભાગ હોઇ તેમને—તસીઈન તસીઆંગ અને હાઉતસીઆંગ એટલે આગલું અને પાછલું તિબેટ અથવા માહેલું અને બાહેરનું તિબેટ કહે છે.

તિબેટની સીમાઃ—પૂર્વે સિફાત, કોકોનોર અને તુર્કસ્તાન; ઉત્તરે ઇલી અને મ્હોટું બખારીઆ; દક્ષિણે નેપાલ, સિકીમ અને ભૂતાન તથા પશ્ચિમે કાશમિર અને બોખારા છે. એનું કુલે ક્ષેત્રફળ ૭૦૦૦૦૦ ચોરસ

મૈલ છે. તેમાં લોક વસ્તી ૬૪,૩૦,૦૦૦ ની છે. આ દેશ અતિ પહાડી હોઈ તેનો ઉંચામાં ઉંચો ભાગ સમુદ્ર સપાટીથી ૧૦૦૦૦ થી ૧૭૦૦૦ ફીટની ઉંચાઈ ઉપર છે.

આ દેશમાં વસંતઋતુ માર્ચથી મે; જેમાં ગર્મી પડે છે, અને ગાજવીજ થઈ વરસાદ વરસે છે. જુનથી સપટેંબર મહિના સુધી વરસાદ ઘણો વરસે છે, ને અકટોબરથી માર્ચ સુધી સખત થંડી પડે છે. દક્ષિણ તરફ એવી તો સખત ગર્મી પડે છે કે ત્યાંની પ્રજાને ગુફામાં આશરો લેવો પડે છે.

આ દેશનો મુખ્ય ઉંચો પ્રદેશ પશ્ચિમથી ઉત્તરે હોઈ દક્ષિણથી પૂર્વ તરફનો ભાગ ઉતરાણવાળો છે. આ દેશની આસપાસ પુશકળ પર્વતો ફરીવળેલાં હોવાથી હજી આ દેશ વિષે ભૂગોલવેત્તાઓએ પૂર્ણ ખબર મેળવી નથી. આ દેશ અનેક નાના મ્હોટા ભાગોમાં વેંહેંચાયલો છે. એનો સપાટ ઉંચો ભાગ સમુદ્ર સપાટીથી ૧૪૦૦ ફીટ ઉપર હોઈ ત્યાં મે માસમાં થરમામિટરનો પારો ૭ ફેરન અંશથી શૂન્ય સુધી હોય છે. ઠંડસ અને સનપોના ખીણવાલા ભાગમાં માત્ર સખત ગર્મી પડે છે. ઉત્તર અને પશ્ચિમ સપાટ ભાગમાં ઝાડ ઝાડી બીલકુલ નથી, ત્યાં ઘોડા ગધેડાં, બકરા અને કસ્તૂરિયા મૃગ પુશકળ જણાય છે. દક્ષિણ ભાગમાંથી ઢોરોને ઘાસ ચારો તથા મનુષ્યોને ધાન્ય મળે છે ઠંડમ તથા સાનપોવાલા ભાગમાં ખેતીવાડી બોહોળા પ્રમાણમાં ફેલાયલી છે. અત્રે ખનીજ ઉતપતિ-સોનું, ચાંદી, સીસું, તાંબુ, જસત, પારો, કોબાલ્ટ, બોરેક્સ, ગંધક વગેરે પુશકળ મળે છે.

'વૈ' અથવા આગલું તિબેટ જેને યૂરોપીયનો લાસા કહે છે તે ચીનની સરહદ પાસે પશ્ચિમ બાજુ હોઈ તેનું રાજધાની શેહેર લાસા છે. જ્યાં દલાઈલામા વસે છે. આ સંસ્થાનમાં ૮ જીલ્લાછે—લામા, લાસાની પૂર્વે ચામદો, ચોબાન્દો, પોહ્નજેઉંડા, હલારી અને ફીર્માગતા છે; પશ્ચિમે ચાથી અને કયાંગમીન છે. તેમાં વળી "વલીતૂસજી" નામે ૩૯ ગામો છે, કે જેઓ ઉત્તર તરફ છે. તસાંગ અથવા પાછલા તિબેટમા ૬ જીલ્લાઓ છે તેમાં મુખ્ય ગામો દીગર્ચે, ફ્રેધીઆ, નર્ઈલામ, દસીલોગ, દર્સાગાર અને નગારી છે.

તિબેટની પ્રજા ઉત્તમ ખેડુત તથા લુહાર ગણાય છે. તેમનો મુખ્ય ઉદ્યોગ ઉનનુ કાપડ વણવાનો છે. અત્રેની પ્રજા ઉન તથા બકરાંનો વેપાર પરદેશો સાથે બોહોળો ચલાવે છે. આગળ હિંદુસ્તાનની સાથે તિબેટનો સીધો વેપાર વેહવાર બોહળા પ્રમાણમા હતો, પણ જ્યારથી ચીનાઈ રાજ્યમાં તિબેટ ગણાયું ત્યારથી વેપાર પડી ભાગો છે.

તિબેટીયન પ્રજા મુખ્ય કરી માગોલીયનોને મળતી છે. થોડાક મોંગોલ અને તુર્ક ટોળા એના ઉત્તર ભાગમાં વસે છે. આ દેશમાં બે પાંચ સગા ભાઈઓ વચ્ચે એકજ બાઈડી પરણવાનો રેવાજ જમાના થયા ચાલુ છે. અત્રે બોન અને લામાઓના એમ બે ધર્મનો ફેલાવો થએલો છે. તેમાં લામાનો ધર્મ બુદ્ધિસ્ત હોઈ તે હિંદુસ્તાનથી ત્યાં ફેલાવો હતો. ૧૭૨૦ થી તિબટ ચીનમાં ગણાય છે. તિબેટમાં ફોજદારી તથા ધાર્મિક કારોબાર ધર્મગુરૂઓને હસ્તક છે. લાસામાં 'દલાયલામા'નું મુખ્ય મથક હોઈ તેની સત્તા સર્વોપરી ગણાય છે. આ લામા ૪ પ્રધાનોની મદદથી રાજ્ય કારોબાર ચલાવે છે. તિબેટિયન સાહિત્ય મુખ્ય કરી સંસ્કૃત સાહિત્યમાંથી કરેલા ભાષાંતરનું છે.

ઈ. સ. ૬૩૯ માં 'સબરોંગ-તસાન-મગમ-પોનોમના' નામે રાજાએ પ્રથમ હિંદુસ્તાનથી પ્રસાર પામેલા બુદ્ધિસ્ત ધર્મને પોતાનાં રાજ્યમાં ફેલાવી લામાને પાયતખત બનાવ્યું હતું. ૧૭૨૦ માં ચીનાઈ સરકારે આ દેશ પર પૂર્ણ સત્તા સ્થાપન કર્યા પછી, ૧૮૪૦ માં લધાક ઉપર કેશમિરના રાજાની સત્તા હતી, પણ હાલમાં તેની ઉપર બ્રિટીશોની સત્તા ચાલે છે. ૧૮૫૦ થી સક્કિમનું રાજ્ય કે જે તિબેટની સરહદ ઉપર છે, તે બ્રિટીશનું ખંડીયું બન્યું છે.

આ દેશમાં એક સ્ત્રીનાં અનેક ભર્થાર થવા હોવાથી સંતાનની વૃદ્ધિ ઘણી થોડી થતી હોવાથી વસ્તી દિનપર દિન ઘટે છે. તિબેટિયન વર્ષ ૧૨ માસનું હોય નવું વર્ષ તુલા સંક્રાંતીથી શરૂ થાય છે. એઓ મરણ પામેલાના શબને ઉજડ પર્વત ઉપર લઇ જઇ મેલી આવે છે, જ્યાં કોલ્હલાં કુત્રા તેનો ભક્ષ કરે છે. કેટલાકો તો શબના કટકા કરી તેને ખુલ્લી જગામાં નાખી આવે છે. આથી કોલ્હાં કુત્રાને તેમનો ભક્ષ કરવામાં સેહેલાઇ મળે છે.

તિબેટીયન ભાષાનાં સંખ્યા બંધ પેટા ભેદ છે જે નીચે મુજબ છેઃ—૧ ડાચારી અથવા બોડો, ૨ મંચ, ૩ હોજાઇ, ૪ ગારો ૫ પાણીકોચ, ૬ દેવગરીહુટા, ૭ તિપુર. અથવા ભ્રંગ, ૮ તિબેટિ અથવા ભુનિયા, ૯ સર્પ, ૧૦ લ્હોપ અથવા ભુતાની, ૧૧ ચ્છાંગલો, ૧૨ ટવાંગ, ૧૩ ગુરંગ, ૧૩ મુર્મી, ૧૪ થાકસ્ય, ૧૫ નેવાર, ૧૬ પહાડી, ૧૭ આગર, ૧૮ લેપચા ૧૯ ડપલા, ૨૦ મિરી, ૨૧ અબર, ૨૨ સો-મૂતિયા, ૨૩ અબ્કટ, ૨૪ મિસ્મી, ૨૫ ચુલિકટ, ૨૬ તેથિંગ અથવા ડેગરૂ, ૨૭ મિજુ, ૨૮ ટીમલ, ૨૯ કનાવરી, ૩૦ મીલાચન, ૩૧ તિબરરકંદ, ૩૩ સુમચુ, ૩૩ કિરન્તી, ૩૪ લિંબુ, ૩૫ સુનવાર, ૩૬ બામૂ, ૩૭ ચેપંગ, ૩૮ વાયુ, ૩૯ કુલુન્દ, ૪૦ નાગ, ૪૧ તામસંગ ૪૨ બાણપાડ, ૪૩ મિથન, ૪૪ તબલુગ, ૪૫ મુળુંગ, ૪૬ સારી, ૪૭ નોગાવ, ૪૮ તેંગમ, ૪૯ લ્હોટા, ૫૦ અંગામી, ૫૧ રેંગમ, ૫૨ અરૂંગ, ૫૩ કુચ્છા, ૫૪ સિયંગ, ૫૫ મરામ, ૫૬ મિકારી, ૫૭ સીંગફો, ૫૮ છનો, ૫૯ ખણી, ૬૧ કુકી, ૬૨ લુશાઇ, ૬૩ હલમી, ૬૪ મણીપુરી, ૬૫ મરીંગ, ૬૬ ઓઇથુ, ૬૭ કુપુઇ, ૬૮ તંગખુળ, ૬૯ લુહુપા, ૭૦ ખુંગુઇ, ૭૧ કડંગ, ૭૨ ચંકુગ, ૭૩ ફુમોમે, ૭૪ તકીમી, ૭૫ અન્દ્રો, ૭૬ સ્હેરેલ, ૭૭ અનલ, ૭૮ કુમી, ૭૯ કરી, ૮૦ સ, ૮૧ ખએમી, ૮૨ પંકહો, ૮૨ શેણ્ડુ, ૮૪ સક, ૮૫ કયાઉ, ૮૬ કારેન, ૮૭ બધાઇ, ૮૮ રકતકારેન, ૮૯ પ્વો, ૯૦ તરૂ, ૯૧ મોપધા, ૯૨ હાય, ૯૩ તોંગયૂ, ૯૪ લિસાવ, ૯૫ આરૂંગ, ૯૬ તકપા, ૯૭ મન્યા, ૯૮ યોપૂ, વગેરે ૧૧૩ ભાષા જુદા જુદા ભાગમાં બોલાય છે.

મીં૦ લોડરના જણાવવા મુજબ—"તિબેટીયન સ્ત્રીઓ ખુબસુરત, ઘટમદાર યા દેખાવળી નથી. આ સ્ત્રીઓ પુરતું છુટાપણું ધરાવતી હોઇ પુરૂષોપર તેઓ ગોવા સરદારી ભોગવે છે. તિબેટની વસ્તીમાં ૧૫ થી ૨૦ મરદે એક સ્ત્રીની રાસ આવે છે. તેણીઓ મરદો ઉપર રાજ ચલાવે છે પણ લામાઓથી તો ડરીનેજ ચાલે છે. આ સ્ત્રીઓ બહુ કુવડ હોય અંગોળ કરવાનું યા દિલ સાફ કરવાનું કદી જાણતીજ નથી. ઠંડીમાં મ્હોડાની ચામડી ફાટતી અટકાવવા માટે તેણીએ નાક ગાલ તથા કપાળ ઉપર કાંઇ કાળો મલમ હમેશાં ચોપડે છે. તેઓ પોતાનાં વસ્ત્રો તદન મેલા અખતર થાય ત્યાં સુધી કદી બદલતા નથી. મરદો કરતાં તેણીઓ વધારે હિમ્મતવાન હોઇ ભારી પણ ટુંકી ગરદન ધરાવે છે. આ સ્ત્રીઓને માથા ઉપર મોટાં વજનનો બોજો લઇ ચાલવાની ટેવ હોય છે. તેણીઓ પોશાકમા જાડું પાટલુન તથા મરદની માફક લાંબા મોટાં બુટ અને ગરદનથી તે પગ સુધી લાંબો, પિળો યા બલુ જાડો ડગલો પહેરે છે. માથાનાં બાલની વચમાથી તેઓ સેંટા પાડે છે, પણ બાલની ઉપર માખણના લોચાનું પડ ફરી રાખે છે. પછવાડેથી ચોટલાને બાર ભાગમાં વેહેંચી નાખે છે, જે દરેકની જુદી ચોટલીઓ વણે છે. અને બારે છેડાઓની સાથે ત્રણ પટાવાળી લાલ બલુ કપડાંની પોહોળી લાંબી તખતી બાંધી લે છે; આ તખતી છેક પગની એડી સુધી પુગે છે, જેની ઉપર અનેક તરેહ પરવાળાનાં દાણાથી ભરી લે છે; તથા ઝીણી ઘુંઘરીઓ પણ તે સાથે બાધે છે.

તિબેટના સંસારી ધોરણ મુજબ એક મરદ અનેક સ્ત્રીઓ પરણી શક છે અને

તેજ મુજબ સ્ત્રીને અનેક ભર્તારો કરવાનો હકછે. તિબેટીયન જવાન અમુક કન્યા ઉપર મોહી પડ્યો, અને તેણીની સોહબતમાં ફરતાં બન્ને વચ્ચે પ્રિતિનો સ્નેહ બાઝયો કે તે તુરત પોતાના દેશના કાયદા મુજબ પોતાનાં માતપિતાની સાથે કન્યાના તંબુમાં જાય છે, પણ તે આગમજ કન્યાના ખેશીઓને ચેતવણી આપે છે કે તે તેમની મુલાકાતે આવશે. તેથી તેઓ તેને આવકાર દેવા સારૂ તંબુમાં જમીન પર બરનુસ બીછાવા બેઠેલાં નજરે પડે છે. ત્યાં સનામ અકરામ કરી બેઠા પછી બાપ પોતાના બેટા તરફથી માગણી કરે છે, કન્યાવાળાઓ હા પાડે છે કે તરત પરણનાર ધણી માખણનો ચોસલો કન્યાના માથા પર ચોપડે છે, તેમજ કન્યા વરના માથા પર માખણ ચોપડે છે, અને તે સાથે લગનની ક્રીયાનો છેડો આવે છે. કપાળે માંખણ ચોપડેલું જોડું ધણીધણીયાણીનું ગણાય છે. અગર જો બુદ્ધનું મંદિર પાસેજ હોય તો તે મંદિરમાંના બુદ્ધ તથા બીજા દેવતાઓની મૂર્તિ સનમુખ જોડું જઇ ખોરાક, પઇસા તથા 'કાટા'—યાને મિત્રાચારીનાં સ્નેહના ધણી દેખાડનારી રેશમી કપડાંની લાંબી પટી જેનાં બને છેડાઓ ઉપર ફુમટાં રસીવેલાં હોય છે તે—અરપણ કરે છે. તે પછી મૂર્તિની તેઓ પ્રદક્ષણા કરે છે. જો મંદિર નજદીકમાં ન હોય તો કોઇ પાસેની ટેકડી આસપાસ પ્રદક્ષણા કરે છે. પણ જો ટેકડી પણ પાસે ન હોય તો પોતાના તંબુ આસપાસ પ્રદક્ષણા કરે છે. આવી રીતે ૧૫ દિવસ સુધી ચાલુ ક્રિયા કરે છે ને ખાણીપીણીમાં દિવસ ગુજારે છે. પંદરમે દિવસે વરરાજા પોતાની મોહોરદારને પોતાના તંબુમાં લઇ જાય છે. તિબેટીયન કાયદા મુજબ સૂર્યદ્રષ્ટિમર્યાદ ઉપર હોય ત્યાંસુધી રાહાટવાટ કરવાની સખત મનાઇ છે, તેમજ વર્ષમાં શિયાળા તથા ઉન્હાળાની ચોકસ મુદત દરમ્યાનમાં પણ વેહવાર રાખવાની બાધ છે.

'તિબેટીયન છોકરી પરણ્યા પછી એક કરતાં અનેક ભરતારની તે મતા ગણાય છે. તેણીના ભરતારના ગમે તેટલા ભાઇઓ છતાં તે સર્વે તેને પોતાની બાનુ તરીકેજ ગણી હક્ક ભોગવે છે. તેમજ એક કુટુંબનો વડો બેટો બીજા કુટુંબની વડી દીકરી સાથે પરણ્યો હોય તો તે કન્યાથી ઉતરતી તેણીની સઘળી બેહેનો પણ તે પરણનારા વરની બાઇડી ગણાય છે. પણ પરણનાર ધણી, પોતાના સસરાની—વડી બેટી નહિ પણ તેણીથી નાહની—બીજી દીકરી સાથે પરણે, તો બીજી બેહેનથી બાકીની સઘળી બેહેનોનો તે હકદાર ભરતાર થાય છે, અગર જો તે ત્રીજી દીકરી સાથે પરણે, તો ત્રીજીથી નાહના સઘળા બેહનો તેની ધણીયાનીઓ લેખાય છે. તેજ પ્રમાણે પરણનાર મરદના અનેક ભાઈઓ હોય, તેઓ તેના મોહોરદારના પણ ભરતારો ગણાય છે, અને તેઓ સઘળાઓ તેણી સાથ રાહાટવાટ કરવાનો કાયદા પૂર્વક હક ભોગવે છે.

અગર જો એક શખસ, એક કુટુંબની વડી નહિ, પણ બીજી દીકરી પરણે અને તે રીતે તેણીથી ઉતરતી બીજી બેહેનોનો ભરતાર થાય; ને તે પછી એક બીજો શખસ આવીને વડી દીકરીને પરણે, તો પેહેલાં પરણનાર શખસની સઘળી બાઈડીઓ બીજા શખસની પણ બાઇડીઓ ગણાતી નથી. બીજાને તો એકજ (વડી બેટી) બાઇડી ઉપર સંતોષ પામવું પડે છે, પણ બીજી બેહેનોનો ભરતાર જો થોડા વખતમાં મરણ પામે તો વડી બેહેનનો ભરતાર પેલી વિધવાનો તેમજ તેની નાહની બેહેનોનો હકદાર ધણી ગણાય છે. આવા રેવાજથી અદેખાઇ ઉત્પન્ન થઇ ફેસાદ થવાનો સંભવ રહેવો જોઈએ પણ તિબેટમાં નીતિનું ધોરણ મુસ્તકીમ નહિ હોવાથી આ રેવાજ નિયમસર ચાલે છે. જે સ્ત્રીનાં એકથી વધુ ભરતાર હોય છે ત્યારે તેણી એક શિવાય બાકીના બધાઓને જૂદે જૂદે ઠેકાણે વેપાર

કરવા, ઢોરો ચરાવવા વગેરે કામો ઉપર મોકલી જે ઘેરમાં રહે છે તે તેણીનો તેટલી મુદતનો ભરતાર ગણાય છે. બીજો ભરતાર પાછો ફરતાં, તેનું કામ બજાવવા માટે ઘેરમાં રહેલો ભરતાર બાહેર પડે છે અને એ રીતે અકેક ભરતાર વારા ફરતી વર્ષમાં એક સરખી મુદત સુધી તેણી સાથે રહે છે.

આવા સબંધથી છોકરાં થાય તો તે ઓલાદ ઓળખવાની એવી રીત છે કે પેહેલો છોકરો પેહેલા વડા ભરતાર (ભાઇઓમા વડા ભાઇ)નું, બીજું બીજાનું, ત્રીજું, ત્રીજાનું એમ અનુક્રમે ઓળખાય છે, પણ જે ત્રણજ ભરતાર હોય તો ૪ થું બાળક ફરી પેહેલાનું ફરજંદ ગણાય છે.

આ દેશમાં પરણવા માટે છોકરીઓની ઉમર ૧૬ વર્ષની તથા છોકરાઓની ૧૮ વર્ષની મુકરર કરેલી છે. આ રેવાજથી સ્ત્રીઓ ઘણી જલદી નબળી પડી જાય છે.

તિબેટીયન પ્રજા માને છે કે તેમના વિદ્યા હુન્નર આદિ સાહિત્ય કાશિથી પોતાના દેશમાં દાખલ થયું છે. અતરેની તાતાર પ્રજા આ ગંગા નદીના સંસ્થાનોને 'ઇનાકે' કહે છે, અને તિબેટીયન પ્રજા 'આના' કહે છે. તેમની ભાષા મોંગારીઆ અને તુર્કસ્તાનીને ઘણી ખરી મળતી હોઇ તેના અનેક પેટા ભેદ છે. તેઓ વિદ્યા તથા ધર્મ સંબંધી ગ્રંથો ઉભા અક્ષરે લખે છે, અને તેને 'ઉશીન' કહે છે. તેમજ કામકાજ વેહવારિક અક્ષરોને 'ઉમીમ' કહે છે. તેમના અક્ષરો સંસ્કૃત ઉપરથી નિકળેલા જણાવવામાં આવે છે. અત્રે પ્રથમ 'શામાની' ધર્મ ચાલુ હતો પણ પાછળથી તેમને હાંકી મેળતા તેઓ હિમાલય તરફ તથા હિંદ તરફ જઇ વસ્યા હતા.

તિબેટીયન ધર્મ ગ્રંથોનો સમુદાય ગંજાવર છે અને તે પાલી તથા સંસ્કૃત લિપિને મળતા અક્ષરો તથા ભાષામાં લખેલા હોય છે. લામાઓજ તે સહેજ વાંચી શકે છે. અત્રેનાં દેવળમાં મહામુની (બુદ્ધ,) દુર્ગા, કાલી, ગણેશ વગેરેની મૂર્તિઓ જોવામાં આવે છે.

ઘણા ખરા કુટુંબમાંનો એક પુરૂષ સંસાર ત્યાગ કરી લામા બની શકે છે અને તેથી તેઓ સ્વર્ગ મળતું માને છે., મહાલામાથી તે 'ગાઇલોંગ' અને ઘણાજ હલકા દરજ્જાના ઉપાધ્યા સુધી તેઓમાં જૂદા જૂદા તબક્કા છે. ત્યાંના ૪ સંસ્થાનોમાં ૩૦૦૦ મંદિરો છે અને તેમાં વસ્તા ૪૮૦૦૦ લામાઓ સરકારનાં ખર્ચથી પલાય છે.

આ દેશના લામાઓનાં ૪ મુખ્ય પંથો છે.—રાતા લામા, પિળા લામા, કાળા લામા અને સફેદ લામા. રાતા લામાઓ બહુ અસલી હોઇ તેમની સંખ્યા સહુથી નાહની છે. પિળા લામા રાજ્યધીકારી તથા ધારમિક કારોબાર સંબંધી સત્તા ધરાવે છે, આ વર્ગ પણ નાહનો છે. સફેદ અને કાળા લામાઓ ત્યાના બુદ્ધિસ્ત મઠો, જોગનશાળાઓમાં ચિત્રકળા, છાપાકામ, માટીનાં વાસણ બનાવવાનો ઉદ્યોગ કરે છે, તથા ઉપલા વર્ગના લામાઓને તેમના કામમાં મદદ કરે છે. બાવરચી, ભરવાડા, મિસ્ત્રી, લેખકો તથા જલ્લાદો તરીકેનું પણ તેઓ કામ બજાવે છે. લામાઓનાં મઠો 'લામા સરાઇ' ના નામથી ઓળખાય છે. આ સ્થળો બહુ શ્રીમંત ગણાય છે. ભાવિક લોકો પાસથી તેઓ પૈસા મેળવે છે. આ તિબેટીયન પ્રજા બહુ ધાર્મિક હોવાથી લામાઓને સારી આયપત મળે છે. લામાઓ વેપારવણજમાં ભાગ લીધા ઉપરાંત વ્યાજે નાણા ધીરવાનો પણ ધંધો કરે છે. ને જે નાણુ નહિ ભરે તેની મીલકત જપત કરે છે પણ જો મીલકત નહિ હોય તો તેને ગુલામીપણું સ્વિકારવું પડે છે.

લામાઓનાં માથાં બોડાં હોય છે. સરકાર તરફથી તેમને સાલીયાણું મળ્યા ઉપરાંત તેમની જમીન સરકાર કરથી મુકત હોય છે. દરેક લામાને તથા શિખાઉ લામાને સરકાર તરફથી ચા, નિમક વગેરે સિધો મદદ સ્

આથી દરેક તિબેટીયન કુટુંબમાં એક યા બે મરદો લામા બને છે અને તે રીતે દરેક ઘર અને તંબુ ઉપર પોતાનો વગ ચલાવે છે. આ પ્રજા ચાહમાં માખણ અને નિમક નાખી તેને પીએ છે. એમની સલામ કરવાની રીત એ છે કે, ગુહણ મરડી પડી હાથ લાંબા કરી જીભ મોઢાંની બાહેર કાઢવી

લાસામાં જે મહાલામાં રહે છે તે બુદ્ધનાં અવતારોમાંનો એક મ્હોટો અવતાર ગણાય છે. જ્યારે તે મરણ પામે છે ત્યારે તે બીજા મનુષ્યનાં શરીરમાં બીજો અવતાર લઇ પૈવર્શ થાય છે. આથી જ્યારે તે મરણ પામે છે ત્યારે તે પાછો આ ધર્તિ પર આવે તે થકી ૩ વર્ષ સુધી તેના માટે બંદગી કરી શોક પાળે છે. આ મુદત દરમ્યાન રાજાના ખર્ચે તેઓ મોજ ભોગવે છે, ને મુદત પુરી થતાં રાજા યા તેના પ્રતિનિધિ આવી ત્રણ લામાઓને કેફમાં ચકચૂર બનાવીને દીલાઇ લામાનો અવતાર કયાં જનમ્યો છે તેની તેહેકીક કરે છે. અને સર્વાનુમતે લામાનાં અવતારનું નકી થતાં તે ધણીનું નામ સીલ-સાખ કરી ચીનના શેહેનશાહની મંજુરિયાત મેળવી મ્હોટી ધામધૂમથી દીલાઇ લામાને ભારે આદરમાનથી લાવી લાસાના મંદિરમાં બેસાડે છે. આ અવતાર ઘણું કરી તવંગર કુટુંબમાંજ જન્મ લે છે; ને તેથી જ્યારે તેને મંજુર કરી ઉંચી પદ્વિએ બેસાડે છે કે તેના બાપને તેની ખાકી નીસબત છુપી રાખવા માટે, ઠાર કરવામાં આવે છે. આવી રીતે મરવા માટે લામાનો પિતા ઘણી ખુશીથી પ્રાણ આપવા તૈયાર થાય છે, અને મુવેલા દીલાઇ લામાનાં શરીરને રૂપાથી મઢી મંદી-રમાં પૂજવા માટે ગોઠવે છે.

દીલાઇ લામાનું ખાસ રહેવાનું મથક 'પતાલીઆ'માં છે; કે જે લાસાથી ૮ મૈલ છેટે છે. ત્યાં ૧૭૦ લામાઓ રાત દિવસ ભક્તિમાં મશગુલ રહે છે. જ્યાં દિલાઈ લામાને ઇશ્વરજ્ઞાન હાંસલ કરવા ઘણી સગ-વડ મળે છે. આ મહા મુની નવા વર્ષને દિને માત્ર મંદિરમાં દેખાવ ભારે મગરરી સાથે આપે છે.

તિબેટ દેશનો રાજ્યકારોબાર બે 'તાચીન' (અબાઇ.) અથવા મ્હોટા પ્રધાનોની હકુમત તળે ચાલે છે, કે જેમને પેકીંગથી 'તુષકર' અથવા રાજ્યકારોબારીઓ મોકલે છે. આ અધિકારીઓ બાહેરનાં તિબેટની બાબતમાં દિલાઇ લામાની સલ્હા પુછે છે, અને માહેલા તિબેટના કારોબારમાં 'બાનચી અરદેની'નો વિચાર પુછે છે.

આ દેશમાં ઇ. સ. ૧૯૦૪ માં બ્રિટીશ સરકારે મોકલેલા મીશનને અનેક નાકની નાહની ઝપાઝપીમાં ઉતરી લાસા સુધી જઇ ત્યાં સપટેંબર માસમાં કોલકરાર કરી તિબેટ દેશ સાથે હિંદુસ્તાનની સરકારે મજબુત મિત્રાચારીનો સંબંધ જોડવામાં ફત્તેહ મેળવી હતી.

તિબેરીયસ—આ રોમન પાદશાહને તિબેરીયસ કલૌદિઅસ નીરો કહે છે. એ ઇ. સ. ૧૪ માં ગાદીએ બેઠો. એણે ૨૩ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો હતો. એ ગાદીનશીન થયો તે વેળા એની ઉમર '૫૫' વર્ષની હતી. ગાદીનશીન થવા આગમજ એણે અનેક લડાઇઓમાં યશ મેળવી ભારે કીર્તિ સંપાદન કરી હતી; પણ રાજ્ય પદ મેળવ્યા પછી એ ઐયાશી, વિષયી, ખૂની અને જુલ્મી બન્યો હતો. એ ૭૮ વર્ષની વયે ઇ. સ. ૩૭ માં મરણ પામ્યો હતો. એનાજ અમ-લમાં જ્યૂજસ ક્રાયસ્તને થાંભલા પર ખીલાથી જડી મારી નાખ્યો હતો. એનું પાયતખત શેહેર એનાજ નામે જાણીતું છે. યાહુદાઓના યરૂસલેમનો નાશ થયા પછી કેટલીક સદીઓ સુધી એ તિબેરીયસ શેહેર વિદ્યાદાનનું મથક ગણાતું હતું. હાલમાં આ ઠેકાણે એક નાહનું ગામ હોઇ તેમાં ૩૦૦૦ની વસ્તી છે.

તિમથ્યાસાતિ—આ કવિરાજ મહેંદ્રી નામના શેહેરમાં રહેતો હતો. એનો બાપ 'ગીમા-સીસાતી' હતો. એણે 'કન્યાપુરાણ' નામનો

તેલગી ભાષામાં સુંદર ગ્રંથ રચ્યો છે. તેમાં વિષ્ણુવર્ધન નામે રાજપુત્ર અને એક વૈશ્ય જાતિની કુમારી કન્યાનું વૃતાંત છે. પૂર્વે રાજ મહેંદ્રી પાસે તેનુંગોંડ ગામમાં વિષ્ણુવર્ધન રાજપુત્રે એક વૈસ્ય કન્યા ઉપર બલાત્કાર કરીને તેના કુમારીપણાનો ભંગ કર્યો. તે કન્યા મહા સાધ્વિ હતી. તેણે તે ખેદને લીધે ચિત્તામાં પ્રવેશ કરીને પોતાનો દેહ બાળી નાખ્યો. તે પછી તેના કુળનાં ૧૦૦ માનસોએ તેના શોકમાં પોતે પણ બળી મુવા. આ સ્ત્રી સતી થઇ તે ઠેકાણે લોકોએ એક મંદિર બાંધી તેને 'કન્યકા પરમેશ્વરી' નામ આપ્યું.

**તિર્થયાત્રા**—તિર્થસ્થાનપર, દેવદર્શન, બ્રાહ્મણ, સ્નાન વગેરે જે કર્મો કરવામાં આવે છે તેને યાત્રા કહે છે. દરેક દેવતાના ઠેરવેલા દિવસે દેવોનાં ભકતો મળી તેનું જે દર્શન લીધે છે તેના પ્રિત્યર્થ જે કથા, ગોધળ વગેરે કર્મો મોટી ધામધૂમથી કરે છે તેને જાત્રા કહે છે. જાત્રાને પણ યાત્રાકહે છે. તોપણ તિર્થયાત્રાને જાત્રા કહેતા નથી. કેટલીક યાત્રા વર્ષમાં એક વખત, બે વખત અને કેટલીક અનેક વખત ભરાય છે. યાત્રાનો વખત દેવતાના મહાત્મ મુજબ ટુંકો યા લાંબો ઠેરવેલો હોય છે. દક્ષિણ માહારાષ્ટ્ર દેશમાં બેલગામમાં લક્ષમિની યાત્રા ૧૨ વર્ષે ભરાય છે, ત્યારે તે સુમારે બે માસ વેર કાયમ રહે છે.

નાશકમાં રામનવમિની યાત્રા દર સાલ ચૈત્ર શુદ પ્રતિપદાથી શુદ દ્વાદશિવેર પંચવટીમાં ભરાય છે. શુદ નવમને દિવસે રામ ભકતો ઉપવાસ પાળે છે, ને સહવારે ગંગામાં સ્નાન કરી રામનું દર્શન કરે છે. કથા વાંચનાર હરિદાસ રામાયણનો કથા ભાગ વર્ણી ૧૨ વાગે રામજન્મ થયો એમ જાહેર કરે છે. દસથી બાર (૧૨) વાગા સુધી રામની મૂર્તિ સામે પરદો નાખે છે અને તે વેળા કોઇને દર્શન કરવા દેવામાં આવતું નથી. પણ ૧૨ વાગતાં પરદો ખસાડી દર્શન કરવા ખુલ્લું મેલે છે. તે વેળા બ્રાહ્મણો સ્વચ્છ પત્તોલ કાર પેહેરી વેદ પઠણ કરવા બેસે છે.

તિર્થયાત્રા કરનાર પોતાની શકિત મુજબ મહાપૂજા માટે પાંચથી પચીસ રૂપ્યા મૂર્તિ સામે રાખી, પુજારીનો આશિરવાદ લીયે છે. પણ શ્રીમંત લોકો તેં પોતાની શક્તિ મુજબ વધુ ઓછું દ્રવ્ય આપે છે.

સીતા, રામ, લક્ષમણ, આ ત્રણે મૂર્તિઓને પેહેલાં દુધ વતી નહવાડી પછી સાકર ચોળી, ઘી, દહી, મધ વગેરેથી સ્નાન કરાવી પછી અરગજો, સુગંધી તેલ ગરમ પાણીથી નહવાડી વસ્ત્રો પેહેરાવે છે. પુજારી તે પછી મૂર્તિ પર ફુલો નાખી ગંધ ચોપડે છે. તે વેળા અગરબત્તી, લોબાન, કપુર અને દિપકથી આરતી કરી મંત્ર બોલી પુષ્પ વૃષ્ટિ રામ ઉપર કરે છે. તે પછી છેલ્લે નૈવેધ બતાવે છે. આ મુજબ એકાદશીને દિવસે કર્મો કરી રામ અને હનુમાનજીની મૂર્તિઓને રથ પર બેસાડી મનુષ્યો તે રથને ખેંચતા ગંગાતીરે લઈ જઈ રામકુંડમાં ફરી સ્નાન કરાવી મૂર્તિને પાછી મહીરમાં લઇ જાય છે.

ત્ર્યબકેશ્વરમાં દર વર્ષે ત્રણ વેળા આ યાત્રા ભરાય છે, પેહેલી કાર્તિક પુનેમે, બીજી મહાશિવરાત્રીએ. આ બેઉ ત્ર્યબકેશ્વર ઉર્ફે મહાદેવના પ્રિત્યર્થ ભરાય છે, ત્યારે ત્રીજી નિવૃતિબાવાની ભરાય છે. આ યાત્રામાં સાધુઓનો મોટો મેલાવડો થાય છે. આ યાત્રા પોષવધ એકાદશીએ શેહેર બાહેર નિવૃતિ બાવાની સમાધી પાસે ભરાય છે.

ત્ર્યંબકેશ્વરમાં ત્રણ પુજારીઓ છે. પેહેલી પૂજા દરરોજ સહવારે ૪ થી ૬ વાગાવેરમાં 'તુગાર' નામના કોળીઓ કરે છે. પછી બ્રાહ્મણપુજારી પૂજા શરૂ કરે છે. ૧૦ વાગામાં રૂદ્રને અભિષેક વગેરે કરી પૂજા પુરી કરે છે. બીજે પ્રહરે બીજો પુંજારી આવે છે, તે પણ રૂદ્રને અભિષેક કરી રહે છે; કે પછી રાતની મોટી પૂજા શરૂ થાય છે, જે રાત્રે ૧૨ વાગે પુરી થાય છે. તેમાં અભિષેક, પંચામૃત, બેલ ફુલો, ધુપ, દીપ, નૈવેધ વગેરે કરવામાં આવે છે.

ચાંદવડ ગામમાં બે બહીરોબાનાં દેવળો છે. તેમાંનો એક દેવળમાં છે; ત્યારે બીજો કુવામાં છે, તેની યાત્રા ચૈત્ર માસ પૌર્ણિમાએ ભરાય છે.

સીન્નર તાલુકામાં ખોપડી ગામમાં ચૈત્ર વધ ૩ ને દિવસે 'માનભાવ' લોકો એકઠા મળે છે. ત્યાં કૃષ્ણની યાત્રા ભરાય છે. તુળજાપૂરમાં ભવાનીની યાત્રા ભરાય છે. આ દેવીના પૂજારી તેલીઓ હોય છે. ઉપલી યાત્રાઓ શિવાય હિંદુસ્તાનમાં હિંદુઓનાં યાત્રા સ્થળ હજારોની સંખ્યામાં છે. તેમાં કાશિ, પંઢરપુર, દવારકા, નાશિક વગેરે તિર્થ સ્થળોનાં મ્હોટી યાત્રાઓ ભરાય છે.

**તિરાઈ**—વાયવ્ય પ્રાંતમાં કયૂમોનમાંનો જીલ્લો. ક્ષેત્રફળ ૧૦૭ ચોરસ મૈલ હોઇ ૧૮૭૨ માં વસ્તી ૧૮૫૬૫૮ ની ને ૧૮૮૧ મા ૨૦,૬૯૯૩ ની હતી. જીલ્લામાં ૨ શેહેર તથા ૫૬૩ ગામડાં છે. વસ્તીમાં જાતી વર્ગ-હિંદુ ૧૩૧૬૬૬, મોહમેદન ૭૪૯૮૨, અને ખ્રિસ્તી ૧૧ છે. મુખ્ય શેહેર કાસીપૂરમાં ૧૪૬૬૭ ની ને જશપૂરમાં ૭૦૫૫ ની વસ્તી હતી.

તિરાઇ જીલ્લાની ઉત્તરે કયૂમોન જીલ્લો, પૂર્વે નેપાલ, દક્ષિણે બરેલી જીલ્લો અને મુરાદાબાદ તથા રામપૂરનું દેશી રાજ્ય, અને પશ્ચિમે બીજનોર છે. જીલ્લાનો ૪૬૩ ચોરસ મૈલ ભાગ ખેતીવાડી ખાતે અને ૨૭૧ ચોરસ મૈલ ભાગ ખેડી શકાય તેવો છે. અત્રે તહેવાર ધાન્ય, રૂ, તંબાકુ, શેરડી વગેરે પાકે છે.

તિરાઈની આબો હવા ખરાબ છે, પણ જ્યાં જંગલો કાપી ખેડવા લાયક જગ્યા બનાવી છે ત્યાંની આબો હવા સારી છે. ઉપલાનાં મુખ્ય તાલુકાનુ ક્ષેત્રફળ ૨૭૧ ચોરસ મૈલ હોઈ તેમા ૭૩૭ ગામડાં છે ને વસ્તી ૬૩૨૪૧ ના છે. તેમાં ૫૫૧૧૮ હિંદુ અને ૬૬૫૯ મોહમેદન તથા ૮૨૦ ખ્રિસ્ત છે.

**તિરહૂટ**—પ્રાચીનકાળમાં એ વિદેહ દેશનું રાજ્યધાની શેહેર હોઈ તે વેળા 'મિથિલા'ને નામે પ્રસિદ્ધ હતું. હાલમાં એની પાસે ગોગરા નદી વહે છે, અને એનું ઉત્તર અક્ષાંસ ૨૬° તથા પૂર્વ રેખાંશ ૮૭° ઉપર છે.

**તિલક**—સંગિત શાસ્ત્રમાં ભૈરવ રાગનાં ૮ પુત્રોમાંનો ૧. આ રાગણી ગાવાનો સમય દિવસના બીજા પોહોરનો ઠેરવેલો છે. એની જાતી ખોડવ છે તેમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, મધ્યમ કોમળ. પંચમ શુદ્ધ, નિખાદ ઉતર ચઢતા બે આવે છે, યાને અવરોહમાં ઉતરી નિખાદ આવે છે, અને આરોહમાં ચઢી નિખાદ આવેછે. ધવત સ્વરવર્જીત છે, તથા આરોહમા રિખવપણ વર્જ્ય છે. કોઇ સંપૂર્ણ પણ લેખે છે, તેથી તેનું રૂપ રહેતું નથી. ગ્રહસ્વર ગંધાર છે. તથા ન્યાસસ્વર પણ ગંધાર છે.

**તિલક કામોદ**—આ રાગણી રાત્રે ગવાય છે અને તેની જાતિ સંપૂર્ણ છે. યાને ખરજ શુદ્ધ, રિખવતિવ્ર, ગંધારતિવ્ર, મધ્યમ કોમળ, પંચમશુદ્ધ, ધૈવતતિવ્ર, નિખાદતિવ્ર. કોમળબે, એ મુજબ ૭ સ્વરો છે. આ રાગણી ખટ, તિલંગ અને કામોદથી મિશ્ર છે પંચમવાદી સ્વર છે ને નિખાદ ન્યાસ છે.

**તિલક**—કપાળે તિલક કરવાનો રેવાજ હિંદુસ્તાનમાં અસલવારેથી ચાલતો આવ્યો છે. હિંદુઓ શિવાય પારસીઓમાં માત્ર આ રેવાજ જાએજ છે; પણ બીજી કોઇ પ્રજામાં તે જણાતો નથી. પારસીઓમાં આ રેવાજ ઇરાનથી પારસીઓ નહાશી આંયા પછી સંજાણના જાદી રાણાના રાજ્યમાં રહેવાસ કરવાની પરવાનગી મેળવતા જે ૧૪ ધારાથી બંધાયા તેમાં એક સર અવસરે અને ખાસ લગ્ન પ્રસંગે માથે તિલક કરવાનો રેવાજ પણ ધારણ કરવાનો નિયમ હતો. જે રફતે રફતે સણગાર અને સોહાસનની નિશાની તરીકે પારસી સ્ત્રીઓમાં સર અવસરે દાખલ થયો. સ્ત્રીઓને કપાળે જ્યારે કંકુની નાહની ટીલી કરે છે ત્યારે પુરૂષોના કપાળ ઉપર લંબોચો ટીલો કરવામાં આવે છે. પુરૂષોને માત્ર નવજોત, લગ્ન અને પેહેરામણી ટાકણે ટીલા કરે છે, ત્યારે સ્ત્રીઓને ચાંલ્લો કરે છે.

ગોપીચંદનનાં તિલક ૧૨ અવયવ ઉપર જૂદા જૂદા પક્ષમાં નિયમસર કરવામાં આવે છે, જે શાસ્ત્રમાં નીચે મુજબ દર્શાવેલાં છે.

| સ્થાન. | શુકલપક્ષે. | કૃષ્ણપક્ષે. |
|---|---|---|
| \| \| | \| \| | \| \| |
| લલાટ. | કેશવ. | સંકર્ષણ. |
| કંઠ. | નારાયણ. | વાસુદેવ. |
| હૃદય. | માધવ. | પ્રદ્યુમ્ન. |
| નાભી. | ગોવિંદ. | અનિરૂધ. |
| દક્ષિણ કુક્ષિ. | વિષ્ણુ. | પુરૂષોતમ. |
| દક્ષિણ બાહુ. | મધુસુદન. | અધોક્ષજ. |
| દક્ષિણ કર્ણ. | ત્રિવિક્રમ. | નરસિંહ. |
| વામકુક્ષિ. | વામન. | અચ્યુત. |
| વામબાહુ. | શ્રીધર. | જનાર્દન. |
| વામકર્ણ. | હૃષીકેશ. | ઉપેંદ્ર. |
| પૃષ્ટમુલ. | પદ્મનાભ. | હરિ. |
| ગરદન ઉપર. | દામોદર. | શ્રીકૃષ્ણ. |

હિંદુઓમાં તીલક દરરોજ બે વેળા કરવાનું ખાસ ફરમાન છે, એક સહવારે નાહી રહ્યા પછી ને એક સાંજે જમવા આગમજ નાહી રહ્યા પછી, પણ જમવા આગમજતો દરેક હિંદુ નાહીને તિલક કર્યા વિના રેહતો નથી. જે કુટુંબમાં કોઇ મરણ પામે છે ત્યાંના પુરૂષો તિલકનાં વચલા રંગમાં સેહેજ ફેરફાર કરે છે, પણ જે સ્ત્રીને માથે ભરતાર હોય તેને માથે તે ફરજ નથી, તેમજ પૂંજા કરતી વેળા સ્ત્રી પુરૂષોને તિલક કરવાની અગત હોય છે.

'કપાળ ઉપર તિલક કરવાના સંબંધમાં વેદકમાં કાંઇપણ લખાણ મળતું નથી, પણ સ્મૃતિ અને પુરાણમાં તે વિશે અનેક લખાણો મળે છે. સ્મૃતિવેદ આધારે રચવામાં આવી હતી, તે ઉપરથી એવું કહેવાઇ શકાય કે તિલકના સંબંધમાં જે લખાણ સ્મૃતિમાં મળે છે, તેને લગતું વેદનું અસલ લખાણ ગુમ થઇ ગયું હોય એવું જણાવવામાં આવે છે કે, હિંદુઓની આ પવિત્ર નિશાનીઓ તેમના અસલ ચાર ભાગો એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વઇસ્ય અને શુદ્રવાળા ચાર ભાગોને એકમેકથી ઓળખવા માટે રચવામાં આવી હતી, આજે તો તે નીશાનીઓ હિંદુઓમાં પડેલા જૂદા જૂદા પક્ષો અને ન્યાતો ઓળખવામાં કામ લાગે છે. આખી હિંદુ કોમનો અરધો અરધ ભાગ વિષ્ણુની અને બાકીનો શિવની પૂંજા કરે છે બન્ને ભાગના હિંદુઓ નાહની બાબતમાં એક બીજાથી છુટા જણાય છે તોપણ ધર્મને લગતી મુખ્ય બાબતોમાં તેમનાં વિચારો એક મળતા છે. હિંદુઓની ત્રીમૂર્તિમાંના પેહેલા સ્વરૂપ બ્રહ્માની પૂંજા ઘણું કરી કરવામાં આવતી નથી પણ બાકીનાં બે સ્વરૂપ વિષ્ણુ અને શિવ જૂદા જૂદા અવતારોની પુંજાહિંદુઓમા સાધારણ છે.

'હિંદુઓમાં કરવામાં આવતી જૂદી જૂદી નિશાનીઓમાં જે નિશાનીઓ ધ્યાન ખેચનારી છે તે કપાળ ઉપર કરવામા આવતા તિલક છે. કપાળ ઉપર કરવામાં આવતા તિલક બે જાતનાં સાધારણ જોવામાં આવે છે. પેહેલું 'ઉર્ધ્વ પનદ્રમ' અથવા ઉંચું પનદ્રમ નામનું ત્રિશુળ છે. જે વિષ્ણુના સઘળા પુંજારીઓ પોતાનાં કપાળ ઉપર પાડે છે. બીજી નિશાન "તિર્યાક પનદ્રમા"ને નામે ઓળખવામાં આવતું કપાળ ઉપર ત્રણ આડી લીટીઓવાલુ તિલક છે. તે તિલક શિવના પૂંજારીઓ કરે છે. કપાળ શિવાય શરીરનાં બીજા ભાગો ઉપર તરેહવાર નિશાનીઓ કરવામાં આવે છે, જેની સંખ્યા ઉપરથી તે કઇ વર્ણનો છે તે ઓલખી શકાય છે.

બ્રાહ્મણ પોતાનાં શરીરના જૂદા જૂદા ભાગો ઉપર ૧૨ નિશાનીઓ કરે છે તેમાની બે બન્ને હાથો ઉપર, બે ખભાઓ ઉપર, એક છાતી ઉપર, એક પીઠના મધ્ય ભાગ ઉપર, ત્રણ પેટ ઉપર, અને એક કપાળ ઉપર. એ ઉપરાંત કોઇ કોઇ વાર માથાના તાલકના ઉપર તેરમી નિશાની પણ જોવામાં આવે છે.

બ્રાહ્મણ શિવાયનાં બીજા વર્ણના હિંદુઓ તેથી ઓછી સંખ્યામાં નિશાની કરે છે. તે પ્રમાણે બ્રાહ્મણોને ૧૨, ક્ષત્રીઓને ૪, વૈસ્યોને

૨, અને શુદ્રોને ૧ નિશાની કરવાનો ફરમાન છે. પણ તે ફરમાન મુજબ ઝાઝું કોઇ ચાલતું હોય એમ જણાતું નથી, અને બ્રાહ્મણો નહિ એવા હિંદુઓ પણ પોતાને વધારે ધર્મિ બતાવવા માટે વધારે સંખ્યામાં નિશાનીઓ કરે છે, પણ સર્વ નિશાનીઓમાં કપાળ ઉપરનું તિલક વધારે ધ્યાન ખેંચે છે.

વિષ્ણુના ધાર્મિક પુંજારીઓ જ્યારે પોતાનું તિલક વધુ જાડી લીટીઓથી ચિતારે છે ત્યારે તે તિલકથી તે મનુષ્ય ઝનુની દેખાવનો લાગે છે.

ગોપિચંદન નામની પિળી મટોડી દ્વારકાનાં ટાપુમાંથી તિલક ચિતારવા માટે લાવે છે, તે શિવાય બીજી કેટલીક 'ત્રિમણી' નામની સફેદ મટોડી પણ વાપરે છે. તિલક કરવા માટે પ્રથમ મટોડી ડાબા હાથમાં લેવામાં આવે છે, ને તેને પાણીથી નરમ બનાવી જમણા હાથની એક આંગળી વડે એક આંખના ભવાનાં મધ્ય ભાગથી બીજી આંખના ભવાનાં મધ્ય ભાગ સુધી એક જાડી આડી લીટી દોરવામાં આવે છે. તેમ કરવા બાદ નાક નજદીકનાં ભવાનાં છેડા આગળથી કપાળનાં ઉપલા ભાગ સુધી બે લીટી લઇ જવામાં આવે છે. તે નિશાની અથવા તિલકને વિષ્ણુપદમ એટલે વિષ્ણુનો પદમ એવા નામે ઓળખવામાં આવે છે. ભવાં આગળની બે ઉભી લીટીઓ વચ્ચે લાલ યા પિળા રંગની એક બીજી લીટી દોરવામાં આવે છે, જે દોરનારાઓ ઘણા ધાર્મિક તરીકે ઓળખાય છે. વચમાં દોરવામાં આવતી તે લીટી વિષ્ણુની બાયડી લક્ષ્મિનાં માનમાં પાડવામાં આવે છે. શરીરના બીજા ભાગ ઉપર પાડવામા આવતી નિશાનીઓ ત્રણ ત્રણ લીટીઓવાળી હોય છે. જેમાંની બે સફેદ રંગની અને વચલી લાલ યા પિળા રંગની હોય છે. ઉપલા ત્રિશુળ પાડનારા સઘળાઓ વિષ્ણુનાં પુંજારીઓ કેહવાય છે. વિષ્ણુનાં રામાનુજ પંથ વાલાઓ ત્રિશુળ પાડવામાં ઘણો ધર્મ સમજે છે. તેઓ પોતાનાં શરીર ઉપર, ઘરનાં દરવાજા ઉપર, ઘરની ભિંતો ઉપર, વાસણો ઉપર, ત્રિશુળ પાડે છે. એટલુંજ નહિ પણ પોતાની ગાડી, વાહન, અથવા ચોપડી વગેરે દરેક ચીજ ઉપર તે નિશાની કરે છે. તે પંથવાલાઓ શિવનાં પુંજારીઓ સામે ઘણો અભાવ ધરાવે છે.

તિલક કરવા માટે માટી ચોળતી વેળા તિલક કરનારો બોલે છે કે, "અરે ઓ માટી, તું મને શરીરનું કુવત બક્ષ, તારામાં સર્વ ચીજો (ઝાડપાન વગેરે) સમાયલાં છે. મારાં પાપો જ્યારે તું ધોઇ નાખશે ત્યારે હું સ્વર્ગમાં જઇ શકીશ; પાપોને ધોઇ નાખનારી વિષ્ણુનાં શરીરમાંથી નિકળેલી સફેદ મટોડીની ઓ દેવી, હું તેની પુંજા કરું છું."

ઉપલો મંત્ર વિષ્ણુના દરેક પુંજારીને ભણવો જોઇએ, પણ તેમ તેઓ બોલતા હોય એમ જણાતું નથી. કપાળ ઉપર સફેદ લીટીઓ દોરવા પછી તેમની વચ્ચેની લાલ યા પિળી લીટી દોરતી વેળા તે દોરનાર બોલે છે કે "શ્રી સુરનમ-દ્રવ્ય બક્ષનાર છે, અને તે સહુથી સુંદર છે; જે લક્ષ્મિનાં શરીરમાંથી નિકળેલો છે. જેઓને સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય છે, તેઓએ તેને બે સફેદ લીટીઓ વચ્ચે દોરવો જોઇએ.

વિષ્ણુના બીજા પુંજારીઓ એક બીજી જાતની નિશાની કરે છે, તેઓ માધવ પંથના કહેવાય છે, જે પંથનું નામ તેરમી સદીમાં થઇ ગયલા એ પંથના સ્થાપક માધવાચાર્ય ઉપરથી પડયું છે. તેઓ વિષ્ણુની પૂંજા કર્યા છતાં શિવ માટે માન ધરાવે છે. તેઓ પોતાનાં કપાળ ઉપર કોલસાની ભુકીમાંથી બનાવેલા કાળા રંગની એક ઉભી લીટી દોરે છે, જેની આસપાસ લાલ રંગના ઝીણી લીટી દોરે છે. માધવો તે શિવાય શરીરનાં જુદા જુદા ભાગ ઉપર વિષ્ણુની જુદી જુદી આકૃતિઓ પાડે છે. તેમાં શંખ, ગદા, ચક્ર, ખડગ, અને પદ્મ નામની પાંચ મુખ્ય હોય છે. માધવો પોતાની નિશાની કરતાં બીજા મંત્રો બોલવા ઉપરાંત બોલે છે કે

"જેણે એક બ્રાહ્મણનું ખૂન કર્યું હોય, જેણે ગાયનું ખૂન કર્યું હોય, અને જેણે સઘળી જાતનાં પાપ કર્યાં હોય તેવો પાતકી શખસ પણ જે વેળા ગોપીચંદનને અડકે છે, તે વેળા તેનાં સઘળાં પાપો ધોવાઇ જાય છે." કપાળ ઉપર કરવામાં આવતી શિવની નિશાની ત્રણ આડી લીટીઓથી દોરવામાં આવે છે. તેમાં મરોડીને બદલે 'વિભૂતિ' અથવા ગાયનાં અળેબા છાણની રાખ વાપરવામાં આવે છે. શિવનાં સર્વે પુંજારીઓ વિષ્ણુનાં પુંજારીઓ માફક પોતાનાં શરીર ઉપર જૂદી જૂદી નિશાનીઓ પાડેછે, પણ તેમની નિશાનીઓમાંની સર્વે લીટીઓ આડી દોરવામાં આવે છે. રાખને પોતાના હાથમાં લઈ પાણી વડે ચોળીને પોતાના જમણા હાથની ત્રણ આંગળીઓ વડે કપાળ ઉપર તેઓ તિલક કરે છે. શિવનાં પુંજારીઓમાં પણ બે પક્ષ છે. પેહેલો પક્ષ સ્માર્તને નામે ઓળખાય છે. જેઓ વિષ્ણુને પણ માને છે, પણ બીજો પક્ષ જે લીંગધારીને નામે ઓળખાય છે, તેઓ એકલા શિવને માનનારા હોય છે, અને લીંગમની નિશાની કરે છે. લીંગધારીઓમાંના જેઓ શુદ્ધ હોય છે તેમને જંગમ તરીકે ઓળખવામાં આવે છે.

સ્માર્તો વિભૂતિથી પોતાની આંખો વચ્ચે તથા કાન આગળ એક લીટી દોરે છે, અને કપાળનાં વચલા ભાગમાં લાલ રંગની એક ગોળ નિશાની કરે છે. લાલ નિશાની ઉપર ઘસેલું સુખડ ચોપડવામાં આવે છે, જે સાંધે ચોખાના થોડા દાણા વળગાડવામાં આવે છે. સ્માર્તો જેઓ વિષ્ણુને પણ માને છે, તેઓ વિષ્ણુને પુંજનારાઓ માફક સઘળા મંત્રો બોલવા પછી તિલક લગાડતી વેળા બીજું એક મંત્ર ભણે છે. તેમાં તેઓ બોલે છે કે. "ચાલો આપણે શિવની પૂંજા કરીએ અને સુગંધી તથા જીંદગી બક્ષનારી (રાખ) આપણે પેહેરી રાખીએ. (અરે ઓ રાખ) જેવી રીતે તે કાકડી પાકવા પછી પોતાનાં મૂળમાંથી છુટી પડે છે તેવી રીતે તું મને મોતમાંથી છુટકો બક્ષ." ૦

**તિલોત્તમા**—સ્વર્ગમાંની એક અતિ રૂપવાન અપ્સરા. એની ઉત્પત્તિ વિષે એક દંતકથા છે કે, હિરણ્યાક્ષના પુત્ર સુંદ અને ઉપસુંદ એઓએ ઉગ્રતપથી શિવ બ્રહ્માને પ્રસન્ન કર્યા હતા, ને માગ્યું હતું, કે અમે કોઇથીજ નહિ માર્યા જઇયે પણ જ્યારે અમે બેઉ વચ્ચે કુસંપ થાય ત્યારેજ મરણ પામ્યે. એ ભાઇઓને પરસ્પર એવો સ્નેહ હતો કે કજ્યો થવાનો સંભવ નહોતો. આથી દૈત્યોએ દેવતાઓને ભારે દુઃખ દીધું ને ઇંદ્રને સિંહાસન ઉપરથી ઉઠાડી મેલ્યો. જ્યારે દેવતા બ્રહ્મા પાસે આવ્યા ત્યારે તેણે તલ તલ જેવડાં રત્નની એક સુંદર સ્ત્રી બનાવીને તેનું નામ તિલો-તમા પાડ્યું. આ અપ્સરાને સુંદ ઉપસુંદ તરફ મોકલતાં તેઓ તેની ઉપર મોહી પડી આપસમાં લઢી માર્યા ગયા.

**તિસ્તા**—આ હિંદમાંની નદી ભૂતાનના ડુંગરમાંથી નિકળી દક્ષિણ ભણી ૨૫૦ થી ૩૦૦ મૈલ વહેતી મહાનંદની પૂર્વ તરફ નવાબગંજ પાસે ગંગાની પૂર્વે તરફની શાખાને મળે છે.

**તિસો**—લંકાનો (સિંહલદ્વિપ) આ ૭ મો રાજા ઇ૦ સ૦ પૂર્વે ૩૦૭ માં ગાદીનશીન થયો. એના રાજ્ય અમલમાં બૌદ્ધ ધર્મની સ્થાપના થવાથી તે વખતના ધાર્મિક બૌદ્ધો લખી ગયા છે કે "તિસોનાં રાજ્ય અમલમાં પૃથ્વીના પેટા માહેલા રત્નો, સોનું, ચાંદી એ પોતાની મેળે પૃષ્ટ ભાગ ઉપર આવી, અને સમુદ્ર માહેલી સંપતિ કિનારે આવી પડી હતી" એ મગધ દેશનાં રાજા ધર્મકોશી (અશોક) સાથે મિત્રાચારી ધરાવતો હતો, તેથી એણે ૪ સિંહલ સરદાર સાથે રત્નો તથા ફળો આપી અશોકને નજર કરવા મોકલ્યા. તે સરદારે પાટલી પુત્ર (પાટણ) જઇ અશોકને નજરાણું આપ્યું. તે પછી અશોકે પોતાનાં વજીરો સાથે એક તાજ, રાજકીય તલવાર, ગંગાનું પાણી અને બીજા પદાર્થો આપી તિસોને તે નજર કરવા મોકલ્યા, અને બૌદ્ધ ધર્મનો સ્વિકાર કરવાની ભલામણ કરી., તિસાના અમલમાં બૌદ્ધ ધર્મ મજબૂતી સાથે પ્રસાર

પામ્યો હતો, કારણ આમળ બૌદ્ધે અત્રે આ ધર્મ ફેલાવ્યા છતાં તે ત્યાં ટકી શક્યો નહિ, પણ તિસોના અમલમાં અશોકે પોતાના પુત્ર મહિંદોને સિંહલદ્વિપમાં મોકલી ધર્મોપદેશ કરી લોકોને બૌદ્ધ ધર્મમાં દાખલ કર્યા હતા. આ વેળા તિસોની અનુલા રાણીએ મહિંદોને અરજ કરી કે અમોને પણ ધર્મબોધ કરવો. આથી મહિંદોએ પોતાની બેહેન 'સાંઘમિતા' સ્ત્રીઓને ધર્મબોધ આપવાને તેડાવી. સાંઘમિતા 'બો' વૃક્ષની એક ડાંખળી સાથે લઇ લંકામાં ગઇ હતી. ત્યાં મહિંદો અને 'સાંઘમિતા'ના ધર્મબોધથી તથા તિસોના ઉત્તેજન તથા મદદથી લંકાની પ્રજા બૌદ્ધ ધર્મિ થઈ હતી. તિસોએ 'મિહિંતલ'માં ૩૨ ઓરડા ભિખારીઓ માટે બંધાવ્યા હતા, તથા અનુરાધાપૂરમાં 'થૂપારામ'નું મંદીર પણ બંધાવ્યું હતું (જુઓ થુપારામ). આ વેળા અનુલા રાણીને પોતાના દીયર 'મહાનગ'નો ભય એવો હતો કે તિસો પછી તે આ બાળકને દગો આપી રાજ્યગાદી પચાવી બેસસે, આથી તેણીએ તેને મારી નાખવા એક ઝેર ભેળેલુ ફળ તેની ઉપર ખાવા મોકલ્યું. કમનસિબે તે વેળા 'મહાનગ' પાસે તિસોનોજ પુત્ર બેઠો હતો, તેને મહાનગે અજાણતાં તે ફળ ખાવા આપતાં તે મરણ પામ્યો. આથી મહાનગ ભય પામી દક્ષિણ તરફ 'રાહેન' પ્રાંતમાં નહાશી જઇ ત્યાં નાહનું રાજ્ય સ્થાપી ત્યાં અનેક વિહાર અને બિતેનમાં એક મંદિર બંધાવ્યું. તિસો રાજા ૪૦ વર્ષ રાજ્યઅમલ કરી મરણ પામ્યો હતો. તેના પછી તેનો ચોથો ભાઇ ગાદીએ બેઠો. 'તિસોની મૌત પછી આઠ વર્ષે મહિંદો મરણ પામ્યો, ને તે પછી એક વર્ષે 'સાંઘમિતા' પણ મરણ પામી હતી.

તીડ—આ એક ઉડતું છવડું જેમ પાકનો નાશ કરનાર છે તેમ કેટલાક દેશમાં સ્વાદિષ્ટ ખોરાક તરીકે જાણીતું છે. તીડની માદીનું પેટ મજબુત હોય છે આથી તે રેતાળ અને નરમ જમીનમાં બકારાં પાડી શકે છે. પેનવડે જમીનમાં જે પ્રમાણે છિદ્ર પાડી શકાય છે તેવું છિદ્ર માદા પોતાનાં પેટ વડે પાડે છે. તે ગર્ભવંતિ થઇ ઈંડા મેળવાનો સમય થતાં જમીનમાં છિદ્ર પાડે છે અને માહે એક ઉપર એક ઇંડા મેલી પાછી ઉડી જવા પેહેલાં છિદ્રનાં મ્હો ઉપર ફીણવાલું કાંઇ પ્રવાહી ચોપડે છે. તેના યોગે જે ઇંડા એક મેકને મ્હોટી દ્રાક્ષના ઝુમખા પ્રમાણે તેનો એક ઝુમખો બને છે. છિદ્રનાં મુખ ઉપરનો પદાર્થ સુકાતાં તે પાસે પડેલી રેતીનાં રંગનો જણાય છે. આથી તીડે ક્યાં ક્યાં ઇંડા મેલ્યાં છે તે પરખાતું નથી.

માદી દરવેળા ૫૦ થી ૧૦૦ ઇંડા મેલે છે. એના ઇંડાનો રંગ રતાસ ઉપર હોઇ આ ઈંડા મેલ્યા પછી તે સુમારે ત્રણ અઠવાડીઆં સુધી જમીનમા રહે છે; પછી તે ફુટી તેમાંથી ઝીણા લીલા રંગના કિડા બાહેર પડે છે. થોડાક કલાક પછી તે કીડા પોતાની લીલી ચામડી કાઢી નાખી એક નાહના વગર પાંખના જંતૂ પ્રમાણે જમીન ઉપર કુદતાં ચાલે છે, અને માર્ગમાં મળતી વનસ્પતિ ઉપર નિર્વાહ કરે છે. આ જંતૂ પોતાની ચામડી અનેક વેળા કાઢી નાખે છે, અનેદિનપર દિન મ્હોટો બને છે. છેલ્લે તેને ઝીણી પાંખ ફુટે છે. આ પાંખ મ્હોટી થતાં તેનું માથું ને પેટ એ લાલ રંગ પકડે છે. એમ થયું એટલે તે પૂર્ણ સ્થિતિએ પુગેલું સમજવું. ઇંડામાંથી તીડે જન્મ લીધા પછી એક મહિને તે પૂર્ણ અવસ્તાએ પુગે છે.

તીડની પાંખ ઉપર ડપકા હોય છે, અને તેનાં પાછલા પગ બધામાં વધારે મજબૂત હોય છે; જેથી તે લાંબે છેટે કુદકા મારી શકે છે. તીડ ચાલતો યા દોડતો ફરતો નથી, લાંબે છેટે જવું હોયતો તે પાંખની મદદથી ઉડે છે અને પાસે જવું હોયતો કુદકા મારે છે.

તીડમાંનો નર, માદીને ખુશ કરવા અને તે પોતાને વશ થાય તે માટે ગીત ગાય છે. આ રાગ તે મ્હો વડે કાઢતો નથી પણ

પાછલા પગ અને પાછલી પાંખ એક ઉપર એક ઘસે છે, અને તેથી અવાજ કાડે છે, અવાજ સરિસો કાઢવા માટે તેના પાછલા પગ પાસે એક નાહનો ખાડો હોઇ તેનું મ્હોં પાતળી ચામડીથી અડાદેલું હોય છે.

સીતારના તુમડાં પ્રમાણે અવાજ ધ્રૂમાવવાના કામમાં આ ખાડો ઉપયોગી છે. તીડ પોતાનાં પાછલા એક પગ એકદમ પાંખ ઉપર ઘસતો નથી. પ્રથમ એક પગ ઘસે છે અને તે થાકતાં બીજો ઘસવા માંડે છે. આ મુજબ ગાવન શરૂ થતાં માદા પોતાનું ખાવા પિવાનું વિસરી જઇ પોતાના નર તરફ દોડે છે.

તીડના ઇતિહાસ ઉપરથી જણાય છે કે હિંદુસ્તાનમા તીડોની મ્હોટી સંખ્યા કોઇ કોઇ વેળા એકદ વધી પડે છે. ત્યારે ખેતરોનાં ખેતરો ખાઇ માઇલવાનાં માઇલો સુધીનાં દેશો તે ઉજડ બનાવી મેલે છે. હિંદમાં જે તિડો નાં ટોળાં આવે છે તે વાયવ્ય તરફની સરહદ, રજપુતાનાનો પશ્ચિમ ભાગ, સિંધાદ્રિના આસપાસ નો પ્રદેશ અને જાયમેરની પશ્ચિમ તરફનો ડૂર્ગ વગેરે પ્રાંત ઉપર અવાર નવાર ઉતરી પડે છે

બીજી તરફ તેમનાં ટોળાં ચાલુ દરોરો પાડતા નથી. વાયવ્ય તરફની સરહદ ઉપર માર્ચ, એપ્રિલ માસમાં અચોકસ વરસાદ પડે છે, અને તેવો વરસાદ જુનમાં રાજપુતાનામાં પડે છે, આથી જમીન, બિનાસહાર નરમ બને છે, એટલે તેવી જમીનમાં તીડ પોતાનાં ઈંડાં મેલે છે. આ ઈંડા ફુટી તેમાંથી કીડા નિકળી તેઓ પૂર્ણ અવસ્તાએ પોંહચે છે, તેટલાં જંગલમાંના ખેતરો પણ પાકથી ભરપૂર બને છે, કે આ આવતો ખોરાક તિડોને મળી જાય છે.

એકથી બીજી જગાએ જવા માટે તીડ પોતાનું બદન ફુલાવે છે અને અતિઝડપથી ઉડે છે. એ એક દિવસમાં ૩૬ મૈલ સુધી પ્રવાસ કરે છે. થંડી વાલા પ્રદેશમાં તીડની વસ્તી જણાયલી છે, પણ તે વસ્તી ઓછી હોય છે. હિંદુસ્તાન પ્રમાણે ગીન, ઇજીપ્ત વગેરે ઉષ્ણ કટિબંધનાં દેશમાં પણ તીડનાં ટોળે ટોળાં ઉપરા સાપરી ઉતરી પડે છે. ઇજીપ્ત દેશમાં આ તીડોનાં ટોળાનો ઘણો ભય રહે છે, એનાં ટોળે ટોળાં ઉડતાં ઘડતાં એખાદ પાણીના પડતા ધોધ પ્રમાણે તેનો અવાજ આવવા માંડે છે. દિશા વાદળાથી ઢંકાઈ હોય તેવો ઘનઘોર દેખાવ થાય છે, અંધકાર પડે છે અને જ્યાં જોઈએ ત્યાં તીડ સિવાય કશું જણાતું નથી. એખાદ ઝાડ ઉપર તીડોનું ટોળું બેસતાં તેની ડાંખળીઓ ભારથી ભાગી પડે છે, અને• તેટલા દેખાવથી ત્યા માટે પણ લીલીવું પાંદડું જડતું નથી આ મુજબ થોડા વખતમાં સંપૂર્ણ વનસ્પતિનો નિકાલ કર્યા પછી તેવો જેવા એકદમ આવે છે તેવાજ પાછા ટોળા બંધ કરી જાય છે

જે વર્ષે તીડનાં ટોળાં તુટી પડે છે તે વર્ષે પાકનો નાશ થાય છે, પણ પછી તે તીડ મરી નિર્મૂળ થતાં પણ તેઓ પ્રજાને ત્રાસદાયક થઇ પડે છે. જેવા ને એકદમ ઉત્પન્ન થાય છે, તેવાજ મરણ પણ પામે છે, અને મુવા પછી તેમનાં અસંખ્ય શરીરો સડવા માંડે છે, એટલે હવા બિગડી• મર્કી ફેલાય છે, ત્યારે તીડે કરેલા નાશ કરતાં મર્કીથી થતો નાશ ભયંકર રૂપ પકડેછે.

ખ્રિસ્તીઓનાં બાયબલમાં તીડનું વર્ણન મળે છે. ઇજીપ્તમાંથી ઇસરાઇલ પ્રજા પેલેસ્તાઇન તરફ આવવા લાગી ત્યારે 'ફેરોહા' એ તેમને અટકાવ્યા. ત્યારે મૌઝીઝને ગુસ્સો આવતાં તેણે પોતાની કરામતી લાકડીની મદદથી જ્યાં ત્યાં તીડોનાં ટોળાં ઉત્પન્ન કર્યા, આ તીડોએ ફારોહાનાં દેશમાંના સર્વે ખેતરોનો નાશ કર્યો, ત્યારે ફારોહાએ મોઝેઝને શરણે જઇ તેને ઇજીપ્તમાંથી જવા દીધાથી આરિષ્ટ ટળયું. આ કથા બાઇલમાંના 'એકસોડસ' નામે ભાગમાં છે.

ગ્રીસ દેશમાં એક પ્રસંગે તીડ એટલાંતો ઉભાઇ ગયા કે ત્યાંના રાજાએ ખાસ હોકમ

ઠાઢયો કે પ્રત્યેક મનુષ્યે દરવર્ષે ચોકસ વજનમાં તીડ મારવાંજ જોઇએ. તેજ પ્રમાણે 'લેમનોસ' ટાપુમાંની રૈઅત પાસેથી જમીન વેરાને બદલે સુવેલા તીડલેવાનો ઠેહાવ ત્યાંના રાજાએ કર્યો હતો ઇ. સ. ૧૭૦૯માં સ્વિડન દેશના રાજા જે બારમો ચાર્લસ, જ્યારે 'પલટોવાની લડાઇમાંથી પરાજ્ય પામી પાછો ફર્યો, ત્યારે તેનાં લશકર ઉપર તીડોએ હલ્લો કર્યો, તે વખતે આકાશમાં એકાએક અંધકાર છવાઇ કરાંના વૃષ્ટિ પ્રમાણે તીડોની વૃષ્ટિ પૃથ્વીપર થઇ, આ વૃષ્ટિ એટલા તો જોશથી થઇ કે ચાર્લસથી થોડા આગળ એક ડગલુ પણ ભરતા હટ લઇ પડયા, તેમ શિપાઇઓને માર્ગ સુજયો નહિ. થોડા વખત પછી તીડો પાછા ઉડી જતાં લશકર આગળ વધ્યું પણ બધો દેશ એવોતો વનસ્પતિહિન ઉજડ બન્યો કે ઘાસ ચારો સોધ્યો મલ્યો નહિ. આથી ત્યાં ચાર્લસનાં લશકરનાં બારે હાલ થયા.

ઇ. સ. ૧૭૮૦ માં ટ્રાન્સવાલવેનિયા પ્રાંતમાં આવાજ તીડોનાં ટોળા ઉતરી પડયા હતા, ત્યારે તેમનો નાશ કરવા લશકરી પલટણો રોકવી પડી હતી. ૧૫૦૦ સીપાઇઓને તે નો નાશ કરવા એક સરખા રોકયા હતા પણ તેઓ વટીક તેમનો નાશ કરી શકાય નહિ. પણ તેટલા ઇશ્વરનેજ રેહેમ આવતાં એકાએક થંડો અને તોફાની સ્વન ફુંકાવા માંડતા તીડો એકાએક નિર્મુળ થયા.

ફ્રાન્સ દેશપર ઓગણીસમી સદીના પેહેલા ૫૦ વર્ષમાં ૭ વખત તીડના ટોળા ઉતરી પડયા હતા. એક વખત તીડ મારવાના કામ ઉપર ફ્રાન્સ દેશને ૪૫૦૦૦* ફ્રાંકનો ખર્ચ કરવો પડયો હતો, અને તે વર્ષે ૩૦૦૦ *** કવિંટીલ વજનનાં ઇંડા એખટાં કરી નદીમાં નખાવ્યાં હતાં. ત્યારે નદીમાં ડુબાડેલાં ઇંડાની સંખ્યા ૫,૨૫,૦૦૦૦૦૦૦ જેટલી થઇ. આટલા બધાં પ્રાણીઓ નાશ કર્યા છતાં નૂકસાન તો બારે થયું હતું.

આફ્રિકાખંડમાંના 'નિગ્રો' પ્રજા તીડનાં ટોળા આવતાં, જોય છે કે ભયંકર બુમાબુમ પાડે છે. હંગેરી પ્રાંતમાંના લોકો તોપો ફોડે છે. ઇ૦ સનની છઠી સદીમા ઇથિઓપિયન પ્રાંતમાના લોકોએ તીડોને નહસાડના માટે જે ઉપાય યોજ્યો તે ઘણો રમુજી છે. તેઓએ તીડનાં ટોળા જોતાંજ તેમાંના કેટલાકને પકડી તેમનાં ધર્મગુરૂઓ એક ચીઠી લખી તે તેમનાં પાખને બાંધતા. તે ચીઠીમાં એવું લખતા કે "ઓ તીડ, તમો ત્રણ કલાકમાં આ દેશ છોડી નિકળી જજો. આ દેશ પવિત્ર શાસ્ત્ર મુજબ ચાલનારા એવા ખ્રિસ્તી પ્રજાનો છે આ દેશ છોડી તમે પરધર્મિઓના દેશમા જજો. તેમ જો નહિ કરશો તો અને ત્રણ કલાકની મુદત પછી જો અત્રે દેખાવ આપશો તો તમો તમારૂં જાણજો. અમો તમોને એકદમ શ્રાપથી બાળી નાખશું." આ મજકુરની ચીઠી પાખને બાધી તે તીડને બીજા તીડોનાં ટોળામાં છોડી મેળતા, અને એવું સમજતા કે તેઓ તે મજકુર વાંચી જશે. પણ આ તીડો આવા હઠીલા રહેતા કે ખેતરોનો નાશ કર્યા પછીજ પવિત્ર દેશને છોડી જતા.

ઉપર મુજબની બેહુદી સમજ મુસલમાનોમાં પણ જડ ઘાલી બેઠેલી છે. તેઓ તીડનાં ટોળાંને ખેતરોપર ઉતરી પડતાં જોય છે કે એક કાઠીને ખેતરમાં ઉભી કરી તેના છેડાપર કોરાનમાના વાકય લખેલ એક ચીઠી બાંધે છે, આવી રીતે લાકડી દાટયાથી તીડ ખેતરપર ઉતરી પડશે નહિ એવો ખ્યાલ ધરાવે છે. તે શિવાય બીજો પણ એક ઉપાય તેઓ યોજે છે, તે એવોકે ચાર તીડ પકડીને તેમના પાંખ ઉપર કુરાનનાંજ લાકયો લખી તેમને બાકીનાં તીડમાં છોડી

* ફ્રાન્સમા આ નાણું ઇ સ ૧૭૯૯ મા ૬ ઠી મે થી ચલણમાં વપરાવા લાગ્યું. ૧ ફ્રાન્કની કિમત રૂ ૭-૮ ની ગણાય છે. અથવા અરધી ગીની, *** એક કવિંટીલ એટલે લગભગ ૧૧૨ રતલ. અથવા એક હંડરવેટ એટલે ૧ કવિંટલ.

મેળે છે. આ તીડ બાકીનાં ટોળામાં જઈ એજાનાં તેઓ સઘળા આ ફરમાન વાંગી યા તેની એજમની કરામતીની અસરથી પડી જશે. એવો વિચાર ધરાવે છે. પણ આ વેરૂમી વિચાર કોઇ જમાનામાં પણ અકસીર નિવડ્યો નથી.

તીડ આપણું નુકસાન કરે છે એ જાણીતું છે; પણ આરબો તેમનાંમાં સમાયલો બીજો ઉત્તમ ગુણ પણ દર્શાવે છે. તેમના જણાવવા મુજબ સ્વપ્નમાં જો તીડ દેખાય તો તેને આગળ ભવિષ જણાય છે. જો કોઇ સ્વપનામાં તીડ પોતાના મ્હોમાં જતો જોય તો તેનું નસીબ ખીલવાની આગાહી સમજવી. સોનેરી તીડોનો વર્સાદ વર્ષતો જણાય તો તે ઉપરથી ખોએલી ચીજ જડશે એવી સમજ છે. 'ઓમરબીન લખોતલ' ખલીફ તરીકે તખ્તપર હતો ત્યારે તેણે એક વેળા તીડો નિરમુળ થએલા જોઇ બવમિત થયો, અને સમજ્યો કે કોઇપી આફત રાજ્ય પર આવશે. આથી તેણે તીડોને શોધી લાવવા યમન, શામ, ઇરાક વગેરે પ્રાંતમાં ખાસ પોતાનાં સરદારોને મોકલ્યા. તેઓએ સખત મેહનત પછી તીડોને શોધી કાઢયા. આથી તેમને બારે હર્ષ ઉપજ્યો. તેની સમજ એવી હતી કે જો જગતમાંથી તીડ નિર્મુળ થશે તો મનુષ્ય પણ નાશ પામશે.

અરબસ્તાન, તુર્કસ્તાન વગેરે દેશમાં તીડો ખાવાનાં ઉપયોગમાં આવે છે. હિંદુસ્તાનમાં મુસલમાન લોકો તે ખાવાનાં ઉપયોગમાં લીયે છે. કેટલા શેહેરોમાં તીડને મારી તેને સુકવી તેનો આટો બનાવે છે, અને દુધમાં તે આટો મસળી તેની પુરી યા રોટલી બનાવે છે. કોઈ વેળા તીડ ટોળેટોળાં જણાતા આરબ લોકો તેને ખોરાક તરીકે ઉપયોગમાં લેતા હોવાથી મૌસના કિમંત વધીક ધરે છે. અરબસ્તાનના હકીમોનું મત એવું છે કે તીડ અતિ પુષ્ટીકારક ખોરાક છે. આરબો ઉંટોને અનાજને જગે તીડજ ખાવા આપે છે. અરબસ્તાનમાં તેનો દવાદારૂ તરીકે પણ ઉપયોગ કરે છે.

આરબોને તીડ મળતાં કેટલો આનંદ થાય છે અને તીડ ખાવા માટે તેઓ કેટલાંક ઉત્સુકત રહે છે તેનું એક રમુજી વર્ણન 'પૉલગ્રેવ્હ' પોતાની મુસાફરીના ગ્રંથમાં આપે છે. તે વર્ણનમાં તીડ સંબંધી કેટલીક જાણવાજોગ બીના ઉપરાંત તેમના સ્વાદ અને જાત વિશેનું વર્ણન મલે છે.

પૉલગ્રેવ્હ લખે છે કે, "અમો એક વખતે મુસાફરી દરમ્યાન એટલાનો થાકી ગ્યા હતા કે 'હૉફ્હફ' (અરબસ્તાનમાં છે) શેહેર ક્યારે આવશે ને ત્યાં જઈ નચીંતે ક્યારે ઉંઘાશે, એવી ઉલટ છુટી હતી. તે શેહેર હજી ૧૫ મેલ દૂર હતું, અને એક સરખી મુસાફરી ચાલુ કરી હતે તો દિવસ ઉગવા પેહેલાં ત્યાં પોહોંચી જતે. પણ માર્ગમાં એક વિઘ્ન નડયું. 'દૂસા'નાં મેદાનમાંથી અમો પસાર થતા હતા તેટલાં થોડા અંતર ઉપર કાંઇ કાળુ ધાબું જણાયું, અને હસ હસ એવો અવાજ આવવા લાગ્યો. એશું છે તે અમો મન સાથે વિચારતા હતા તેટલાં અમારા ઉંટ એકદમ દોડધામમાં પડી વાકા તીકા મની કુદકા મારવા લાગ્યાં. આથી અમો પ્રથમતો ભય પામ્યા, પણ પછી કારણ જણાયું કે તીડોને લઇ તેઓ ખુશીમાં આવા હતા. આ તીડો ડાકના" તરફથી ઉત્તર તરફ જતાં માર્ગમાં રાતની થંડી હવાને લીધે એકત્ર થઇ બેઠા હતા. તેઓ સહવાર સુધી તેમજ બેસી રહેતે પણ અમારા કાફલાનાં ઉંટોની ધુમચકરીથી બીધાં ને તેમની ઉડાઉડથી ઉંટો પણ ખબરાટમાં પડયા. પણ અમારા કાફલા માહેલા આરબો તો એટલી બધી ખુશીમાં આવા કે તેઓએ ઉંટાપરથી ઉતરી પડી દોડાદોડી" કરી જેને જેટલા તીડ ગલ્યા તેટલાનાં પોટકાં બાંધવા માંડયા. કેટલાક લોકોએ તો પોતાના બદન પરના કપડાં વટીકમાં તીડો બાંધી લીધા".

"હિંદુસ્તાન સિરિઆમાં જેમ તીડના ટોળાથી પ્રજા ભય પામે છે તેમ અરબસ્તાનમાં કોઇ ડરતાં નથી, પણ તીડોનાં ટોળા દેશમાં આવે એવી સદા પ્રાર્થના કરતાં રહે છે. આવી

રીતે એ ઠેકાણે ફરક રહેવાનું કારણ પણ છે. તેમાં મુખ્ય કારણ કહીએતો બે દેશમાં તીડ જૂદા જૂદા પ્રકારનાં હોય છે. સિરિઆનાં તીડ લીલાં રંગનાં, નાહના હોય છે સિરિઆ, મેસોપોતેમિઆ, ઇરાક વગેરે પ્રાંતનાં લોકોને તીડ ખાતા કદી ઉપલા, મુસાફરોએ દીઠા ન હોતાં.પણ દુકાળ સમયે કદાચ ખાતા હોય એવો શક લઇ જવામાં આવે છે. મધમાખના ટોલાની ઉપરી જેવી તેમની એક રાણી હોયછે તેવીજ તીડના ટોળાની ઉપરી પણ એક રાણી કહેવાયછે, આ રાણી પોતાનાં ફરજંદ પ્રમાણેજ માનેલી હોય છે, પણ તેને ઝાઝા અધિકાર મળેલાં જણાતાં નથી. અરબસ્તાનમાંનાં તીડ સિરિયાનાં તીડ કરતાં મોટા હોય છે, તેમનો રંગ લાલાસપર હોય છે અને લંબાઈ તથા જાડાઇ આપણી આંગળી જેવડી હોય છે, આ તીડને સોઢી પર તળી યા ઉકાળી ખાધાથી ઘણાં સ્વાદિષ્ટ લાગે છે, ત્યાં ની પ્રજા તીડને ખારી ખાય છે"

દક્ષિણ હિંદુસ્તાનમાં ઘણી ખરી જમીન ખેડાતી હોવાથી ત્યાં તીડના ટોળે ટોળાં ઉતરી પડયા છતાં તેમને ઈંડા મેળવા લાયક જમીન મળતી નહિ હોવાથી તેઓ આ પ્રાંતમાં સ્થાઈ વાસ કરી શકતાં નથી. પણ સિંધ પ્રાંતનાં ઘણા ખરા ભાગોમાં પંજાબ અને રજપુતાનામાં જમીન રેતીની હોવાથી ત્યાં તીડોને ઈંડા મેળવાની સગવડ મળે છે, આથી ત્યાં તીડનો ઉપદ્રવ દર વર્ષે ચાલુ રહે છે.

તીડોનો નાશ કરવાનું વધારે સેહેલ તેઓ પૂર્ણ અવસ્તામાં આવવા પહેલાં ઈંડાની અવસ્તામા હોય છે ત્યારે છે. માર્ચ, એપ્રિલ માસમાં તેઓ એ ઈંડા મેલયા તે ખોદી કાઢી તેને જુદી જુદી તદન એકરસ કરવાં, તેમજ જમીનને હળવડે ખેડી હોય ત્યાં તેમને ઘણી ઉંડી જમીનમાં પૂર્યાં હોય ત્યાંથી પણ તે ઉપદ્રવ આપવા બાહેર નિકળી શકે છે. માટે તેમના ઇંડાનોજ સોંદો કરી નાખ્યાથી તેમની વસ્તી વધી શકતી નથી. રાવલપિંડી જીલ્લામાં એક વરષે એવીજ રીતે એમનો નાશ કરવામાં આવ્યો હતો. ત્યાં એકથી બે માસમાં લગભગ ૫૦૦ મણ ઈંડાનો નાશ કરવામાં આવ્યો હતો.

જો ઈંડાનો સંહાર નહિ થઈ શકે તો તેમને બચપણમાં પાંખ હોતી નથી ત્યારે તેઓ એકજ દિશા તરફ જવાનું કરે છે, તે વેળા થોડે થોડે અંતરે અકેક ફીરનાં ચરખોદવા અને તેઓ જેવા ખાડામાં પડે યા તો ઝાડુ વડે ખાડામાં સેરવી ઉપર ગરોડી બરવી. જો તે ઉડતી સ્થિતિમાં હોય તો, જે વેળા રાત્રે તે વિસામો લેવા ટોળાં થઈ બેસે છે ત્યારે કપડાંથી યા જાળાંથી તેમને પટકી મારવામા આવે છે. તેમજ ઠંડી પડતી હોય ત્યારે તેમને મારવાનું વધારે સારૂ કેમકે, તડકું પડતું નથી ત્યાં સુધી તેઓમા ચપળતા આવતી નથી.

ઈ૦ સ૦ ૧૮૮૫–૮૬ આગમજ હિંદુસ્તાનમાં તીડોનાં ટોળે ટોળાંએ ઉતરી પડી ઉપદ્રવ આપવા માંડયો ત્યારે બ્રિટીશ સરકારે જગે જગ ખાસ ખાતાં સ્થાપી તેમના હસ્તગ સંખ્યાબંધ માનસોની ટોળાઓ આપી તીડોનો નાશ કરાવ્યો હતો, તેમજ ભારે કપડાંની ચાદરો બનાવી જયાં ટોળાં થાય ત્યાં તે વડે છાપો મારી તેમનો નાશ કરાવ્યો હતો, તેમજ તીડ ચોકસ વજનમાં લાવી આપનારને ઇનામો આપી તેમને બાળીને નિર્મૂળ કર્યાં હતા, આજ મુજબ ૧૯૦૪ માં ગુજરાત તથા દક્ષિણ માહારાષ્ટ દેશમાં તીડોએ ભારે ઉપદ્રવ આપ્યો હતો.

**તીત્તર**—આ શેકારી પક્ષી એશિયા, યૂરપ અને ઉત્તર આફ્રિકામાં પુશકળ જણાયછે. આ પક્ષી પોતાનો માળો ભોંયમાં કરમાઇ પડેલાં પાદડા અથવા સુકા ઘાસથી બાંધી તેમા માદા ૧૪થી ૨૦ ઈંડા લીલાસ પડતા રંગના મેલે છે. બચ્ચાં ઇંડામાંથી સેવાઇ નિકળતા ચાલહાલ કરી શકે છે. તીત્તરની માદા પોતાના બચ્ચાંની ઘણી સંભાળ લીયે છે અને તે કામમાં નર પણ મદદ કરે છે, આ પક્ષીને અનાજના ખેતરમાં ફેરવાનું બહુ ગમે છે.

**તીનાવેલી**—મદ્રાસ ઇલાકામાંનો એક જીલ્લો. ક્ષેત્રફળ ૫૩૮૧ ચોરસ મૈલ છે. એની ઉત્તરે અને ઉત્તર પૂરવે મદુરા જીલ્લો, દક્ષિણે અને દક્ષિણ પૂરવે મનારનો અખાત, પશ્ચિમે દક્ષિણ ઘાટ. આ જીલ્લાની ઉત્તર દક્ષિણ લંબાઇ ૧૨૨ મૈલ અને પોહળાઇ ૭૪ મૈલ છે. ૧૮૭૧ માં વસ્તી ૧૬૯૩૯૫૯ તી ને ૧૮૮૧ માં ૧૬૯૯૭૪૭ ની હતી. જીલ્લામાં ૩૯ શેહેરો તથા ૧૪૫૮ ગામડાં છે. વસ્તીમાં જાતી વર્ગે—૧૪૬૮૯૭૭ હિંદુ, ૪૦૯૪૬ ખ્રિસ્તી, ૮૯૭૬૭ મોહમેદન છે.

આ જીલ્લો અત્યંત ફળદ્રુપ છે. તેનો ૫૩૮૧ ચૌરસ મૈલ ભાગમાંનો ૧૪૦૩ ચૌરસ મૈલ ભાગ વેરાન ને ૧૧૭૮ ચૌ. મૈ. ખેડવા લાયકનો છે, અને ૨૮૦૦ ચૌ. મૈલ ખેડાયલો છે. મુખ્ય પાક તરહેવાર જાતી ધાન્ય અને તંબાકુ ગુળી, શેરડી, નારીયળી, કેળાં, સોપારી મરચાંનો થાય છે.

આ જીલ્લામાં મોતી તથા શંખ કાઢવાના કારખાન છે. જીલ્લામાં ૯૫ મૈલ રેલરોડ છે. મુખ્ય શેહેર તિનાવલી, પાલમકોટા, તુતીકોરીન, શ્રીવિલપતૂર છે. અત્રે વસતી પ્રજામાં ૧૬૨૬૧૫ તામીલ, ૩૫૯૦૪૮ તેલંગી, ૧૪૦૭૬ કાનડી, ૭૫૦૮ હિંદુસ્તાની ભાષા બોલે છે. જીલ્લામાં ૧૯ ઈંચ ઉપર વરસાદ પડે છે. ગરમી ૧૦૪.૫ અંશ ને થંડી ૬૭.૪ અંશ પડે છે.

મુખ્ય શેહેર તિનાવલ્લીમાં ૧૮૮૧ માં ૨૩૨૨૧ ની વસ્તી હતી ને ૧૮૯૧ માં ૨૪૭૬૮ની હતી. તેમાં ૨૧૨૫૮ હિંદુ, ૧૫૩૮ મોહમેદન અને ૪૨૫ ખ્રિસ્તી છે. અત્રે એક પ્રાચીન કાળનું દ્રવિડિયન કારીગરીનું સુંદર મંદીર છે.

**તીમિંગીલ**—અંતરિક્ષામાં આ નક્ષત્ર લાંબે વેર પસરેલો છે, તેની લંબાઈ તરફ જોતાં તેમાં ઝાઝા તારા નથી, તેનું માથું મેષરાશિના છેક પગ તળે છે. એનું માથું, ગરદન, ખાંધ ચોપગાં જાનવર જેવાં છે. આગલા પગ નાહનાં હોઇ તેના આંગળાં વચમાંથી સાંધેલાં છે, બાકીની પુછડી ઉતરતી માછલી પ્રમાણે લંબાયલી છે.

**તીરંદાજી**—પ્રાચીન કાળથી જગતમાં આ હુન્નર લઢાયક વર્ગમાં પ્રસિદ્ધ છે. અતિ દૂરથી ચીજ, શેકાર યા દુશમનને નેમ તાકી છેદવા માટે આગલા જમાનામાં તીરકામઠાંનો ઉપયોગ સાધારણ હતો; અને તેથીજ લશકરનો મુખ્ય ભાગ તીરંદાજ સિપાહોનો રહેતો હતો.

પ્લેટોના જણાવવા મુજબ એપોલો દેવતાએ તીરકમાન પ્રથમ બનાવ્યાં હતાં. કશેડિઅસ નામનાં કલ્પિત અને મંદરાજ્ઞ સાએરનાંવિચાર પ્રમાણે 'સિસોલીયું' પ્રાણીનાં તીર જેવાં પિછાં જોવાથી તીર બનાવવાનો પ્રથમ વિચાર મનુષ્યોને સુઝ્યો.

પુરાતમ ઇજીપશિયન તથા ઇરાની લોકો તીર બનાવવામાં ઘણા ચાલાક જણાયલાં છે. મેસિડોનિયન પાદશાહ ફીલિપથી જ્યારે 'એસટર' નામનાં પુરૂષને અપમાન મળ્યું ત્યારે તેણે ( એસટરે ) ફીલિપની તરફ એક તીર ફેંક્યું અને તેની ઉપર "ફીલિપની જમણી આંખ ઉપર ફેંક્યું છે" એવા બોલો લખ્યા હતા. ત્યાર બાદ તેની જમણી આંખ ઉપર લાગ્યું, જેથી તે આંખ ફુટી ગઇ. "જો ફીલિપ શેહેર લેશે તો 'એસટરને' ફાંસી દેશે" એવા બોલો સાથે ફીલિપે તેવુંજ તીર એસટર તરફ પાછું ફેંક્યું અને ફીલિપે પોતાનો બોલ પાળ્યો હતો.

આગલા જમાનામાં તીરંદાજીનો હુન્નર ખાસ ઉસ્તાદોની રાહબરી તળે પાદશાહ તથા સરદાર જાદાઓને શિખવવામાં આવતો અને સીપાહો માટે ખાસ તેની શાળા સ્થાપન કરવામાં આવી હતી; જેઓ પોતાના ઉસ્તાદની રાહબરી તળે ખાસ રોકેલા મેદાનમાં નેમ તાકવાનું શિખવા જતા અને તે ઉપરાંત પટાબાજી, કમંદબાજી વગેરે અંગબળનું શિક્ષણ પણ મેળવતા.

પ્રાચીન કાળનાં એક ઇરાની તીરંદાજનો નવાઇ જેવો દાખલો નોંધાયલો છે, કે,

મિનોચહેર અને અફ્રાશિઆબ વચ્ચેની લઢાઇ પછી જ્યારે સુલેહ થઇ ત્યારે બેઉ રાજ્યની સરહદ નક્કી કરવા માટે તે વેળાનાં એક જાણીતા તીરંદાજ એરીસ (અર્ષન)ને દમાવંદના પહાડ નજદીકથી પૂર્વ ભણી તીર ફેંકવા જણાવ્યું, અને તે તીર કમાનથી છુટતાં જ્યાં જઈ પડે તે જગ્યાને રાજ્યો વચ્ચેની સરહદ દાખલ કબુલ કરવી, એવો ઠેરાવ થયો. એરીસે સહવારના પોહોરમાં એક તીર પુરતા જોરથી ફેંકયો તે છેક ઉડતો ઉડતો મધ્ય બપોરે જીહૂન (ઑક્ષસ) નદીના કાંઠા ઉપર જઇ પડયો અને તેથી ઑક્ષસ નદીપર બેઉ રાજ્યની હદ બંધાઇ હતી. ઇરાનમાં આગળ બધી લઢાઇ તીરંદાજીથીજ લઢવામાં આવતી હતી. ગ્રીકો સાથની લઢાઇ પણ તીરંદાજી સાથનીજ હતી.

તીરંદાજીની અસાધારણ કુશળતા માટે પ્રાચીન આર્ય જમાનામાં ક્ષત્રી રાજા તથા બ્રાહ્મણો વખણાઈ ગયા છે. ગુરૂ તરીકે દ્રોણાચાર્ય અને અશ્વત્થામાં તથા રાજાઓમાં શ્રીરામચંદ્રજી, અર્જુન, દુર્યોધન, પૃથુરાજ વગેરે નૃપતિઓ તીરંદાજીમાં મશહૂર થયા છે.

આગલા વખતની અસાધારણ કળાભરી તીરંદાજીનાં હિંદુ કથા જ્ઞાનમાંથી જે દાખલા મળે છે તે આશ્ચર્યકારક હોવા છતાં આજે તે ખાસ માની શકાય તેવા છે, કારણ કે હાલમાં એક રજપૂત* ઝાલા સુરતાનસંહજી નામે ઠાકોર હિંદુસ્તાનનાં જૂદા જૂદા ભાગોમાં પ્રાચીનકાળની ધનુરવિદ્યાનાં પ્રયોગો જાહેરમાં કરી બતાવી જોનારાઓની ખાતરી કરી આપી છે.

અર્જુને એક સમે અંધારી રાત્રે ધનુષ્યવડે બાણો ફેંકવાનો અભ્યાસ કરવા માંડયો ને તેમાં કુશળતા મેળવી. એક દિવસે કારીગરોએ બનાવેલા બનાવટી ગરંજ પક્ષીને ઝાડ ઉપર ટંગાવ્યું અને પછી સર્વે રાજકુમારોની પરિક્ષા કરવા માટે દરેક જણના હાથમાં તીર કમાન લઈને એક પછી એક અનુક્રમે તે ગરંજ પક્ષી ઉપર બાણો છોડવા દ્રોણાચાર્યે ફરમાવ્યું. તે વખતે દ્રોણાચાર્યે પ્રથમ યુધિષ્ટિરને કહ્યું કે આ ઝાડપરનાં ગરંજ પક્ષીને તમો દેખો છો? યુધિષ્ટરે હા પાડી. પછી ફરીથી પુછયું કે મને તથા તમારા ભાઇઓને દેખો છો? યુધિષ્ટરે કહ્યું કે સર્વને દેખું છું. ત્યારે ગુરૂએ કચવાઇ જઇને યુધિષ્ટિરને કહ્યું કે, ખસી જાઓ તમારાથી આ નિશાન વિંધી શકાશે નહિ. તે પછી બધા શિષ્યોએ ઉપર મુજબજ જવાબ આપવાથી ગુરૂએ સર્વને દૂર કર્યા. પછી છેલ્લે અર્જુનને પુછયું કે "આ ગરંજને, મને તથા ઝાડને દેખો છો?" અર્જુને જવાબ દીધો કે, "એકલા ગરંજને દેખું છું." ગુરૂએ પુછયું. કે, "આખા ગરંજને દેખો છો?" અર્જુને કહ્યું કે "ફક્ત ગરંજનું માથું દેખું છું." પછી ગુરૂએ તુરતજ બાણ મારવાની આજ્ઞા કરી. એટલે અર્જુને તિક્ષણ બાણ વડે ગરંજના માથાને વિંધી નીચે પાડયું.

બીજો દાખલો આજ મહાન તીરંદાજ અર્જુન વિશેનો મળે છે કે, પાંડવો એક સમે દ્રુપદની રાજ્યધાનીમાં ગયા. ત્યાં દ્રુપદ રાજાએ પોતાની કુંવરી દ્રૌપદીના સ્વયંવરની જાહેર ખબરમાં એમ જણાવ્યું હતું કે–"અમે તૈઆર કરાવી રાખેલા ધનુષ્યમાં દોર ચઢાવી અમારા આપેલાં પાંચ બાણોને એકી વખતે ફેંકી આકાશમાં ભ્રમણ કરતા યંત્રનાં છિદ્રોમાંના એક છિદ્રમાંથી આરપાર કહાડીને તે યંત્રની ઉપર રાખેલા નિશાનને

* ઝાલા સુરતાનસિંહજી ઉત્તમ નિશાનબાજછે. એ કાઠીયાવાડ માહેલા લીમડી રાજ્યના ભાયાત રંગપુરના ગરાશીઆ છે

તેઓ ખેલો નીચે મુજબ કરી બતલાવે છેઃ– પતરાં વચ્ચે છેદ પાડી છેદમાં અનાર બાંધી પતરાંને ખુબ ફેરવી ફરતાં પતરામાંથી અનારને ગોળી મારવી.

માનસના હાથમાં નારંગી આપી તે નારંગીને ગોળી મારી ઉડાડી દેવું, ને હાથને ઇજા થાય નહિ.

ગાતાં ગાતાં ફરતાં નીશાનને ગોળી મારવી. અવાજ સાંભળી તે ઠેકાણે ગોળી મારવી.

જે કોઇ વિંધશે, તેનેજ મારી કન્યા વરશે.” આ સ્વયંવર વખતે દુર્યોધન, કરણ, શિશુપાલ, અને જરાસંધ આદિ ઘણાક બળવાન રાજાએ અને રાજકુમારો હાજર થએલા હતા. પરંતુ તેમાંના કોઈથી ઠરાવ પ્રમાણે ધનુષ્યની દોરી ચઢાવીને નિશાન પાડી શકાયું નહિ. પણ અર્જુને આ કામ કર્યું. તેથી રાજકન્યા દ્રૌપદીએ અર્જુનને વરમાળ પેહેરાવી હતી.

સાસાનીયાન તબકાના બેહેરામગોર પાદશાહ પણ અચંગ તિરંદાજ હતો. તેના વિશે પણ એવી એક ઇતિહાસિક પ્રસિદ્ધ બીના જાહેર છે કે એક હરણને એવી રીતે તીર માર્યો કે તે હરણ જ્યારે પોતાનો કાન ખાજવા પગે ખજવાવતું હતું ત્યારે તે કાન અને પગને સાથે વિંધી નાખ્યા હતા.

હિંદુસ્તાનમાં બીજો એક યાદગાર દાખલો પ્રથુરાજ ચોહાણે અપંગ આંખ છતાં શહાબુ-દીન ઘોરીને તીર વડે વિંધી નાખવાનો ઈતિ-હાસમાં નોંધાવલો છે. ( જુઓ પ્રથુરાજ ચોહાણ.)

ઈંગલંડની તવારીખ ઉપરથી જણાય છે કે પેહેલા વિલ્યમના રાજઅમલ આગમજ ત્યાં તીરંદાજીનો હુન્નર જાણીતો હતો, પણ તે પછી તે મુસ્તકીમ પાયાપર મેળાયો હતો. આ કળા ઈંગલંડ તરફના દેશોમાં છેક સત્તરમી સદી સુધી કાયમ હતી. તે વેળાના તીરંદાજો નાહનાં તેમ હલકાં બખતરો, ટુંકી તલવાર અને ૨૦ થી ૩૦ તીરોનો ભાથો પીઠ ઉપર બાંધી રાખતા હતા. તીરંદાજીની યાદગાર લઢાઇઓ તવા-રીખમાં જાણીતી છે તેમાં ૧૩૫૬ ની ક્રેસી અને પોઇટીઅર્સની, ૧૪૧૫ માં એજીનકોર્ટની, ૧૪૨૩ માં ક્રૅવેંટની, ૧૪૫૪ મા વરનુઇલની, અને ૧૪૨૯ માં રોવરની લડાઈ થઇ હતી.

ફ્રાન્સનાં બે રાજાઓ ચાર્લસ ૭ માં તથા ચાર્લસ ૮ માંની ઘણી કોશેસ છતાં ફ્રેન્ચ તીરંદાજો ઈંગ્રેજ તીરંદાજોની બરોબરી કદી બી કરી શકયા નહિ હતા.

આઠમાં ચાર્લસે ૧૪૪૮ માં 'ફ્રેન્ચ આર્ચર્સ' ની એક ખાસ નવી ટુકડી ઉભી કરવાનો હોકમ આપ્યો હતો, અને ખાસ એવો કાયદો કાઢયો હતો કે તે ટુકડી માટે દરેક પ્રગણાઓ પોતા તરફથી એકેક તીરંદાજ રાખવો. પણ એ પગલુંખી એટલું તો થોડી ફતેહ પામ્યું કે રાજાને આખરે પોતાના ઈંગ્રેજ હરીફોની સામે થવા માટે સ્કૉટીશ તીરંદાજોને પોતાનાં લશકરમાં નોકરીએ રા-ખવા પડયાં હતાં.

ફ્રેન્ચ તીરંદાજો પોતાના અંગ ઉપર જાડા કપડાના અસ્તરવાલા ભેંસના ચામડાનો એક દમલો પેહેરતા, અને તેઓની જોડે તેમનાં ઢાલબરદારો પણ રહેતા હતા. એજ ઢબે ૧૪૫૧ માં 'બેયોન' ના ઘેરાની વેળા ૨૦૦૦ તીરંદાજો પોતાનાં ઢાલબરદારો સાથે 'કાઉન્ત ડી ફ્રોઇ' નામના સરદારનાં હાથ તળે લઢયા હતા.

દારૂગોળાની શોધ પછી પણ તીરકામઠાંનો ઉપયોગ લાંબા કાળ સુધી ચાલુ હતો. ઈ૦ સ૦ ૧૫૦૦ અને ૧૫૦૨ માં 'કેપુઆ' તથા 'પીનેમર્ગ' ના બે ઘેરાઓમાં તીરકમાન છુટથી વપરાઈ હતી, એટલુંજ નહિ પણ ૧૫૭૨ માં ઇલીઝાબેથે નવમાં ચાર્લસ રાજાના અખત્યારમાં જે ૬૦૦૦ સીપાઇઓ આપવાની કબુલાત આપી હતી તેઓમાંના અરધા અરધ તીરંદાજો હતા.

હુન્નરમંદ તીરંદાજોની કમાનથી છુટેલા તીરોથી પોતાનો બચાવ કરવા માટે તે વખતનાં હરીફો પોતાના તમામ બદન ઉપર બંધબેસ્તા બખતરો પેહેરતા હતા, અને તેથી ઘણી વેળા તે તીરંદાજો પોતાની, સ્વરાળી ચાલાકી છતાં લાંબો વખત સુધી પોતાનાં દુશમનોનાં દિલ ઉપર કશી અસર કરી શકતા નહોતા. કારણ કે તે તીરો લોખંડના બખ-તરને અથડી ભાગી જતા યા વળી પડી જતા. પણ તેમને તીરંદાજો ખીજી યુકિતથી કોઈ વેળા ઠાર કરી શકતા તે એમ કે બખતરથી તમામ શરીર ઢાકવામાં આવતું હતું ખરું,

પણ મ્હોડા સામેનો ભાગ બીજાગરાવાલો બનાવેલો રહેતો, જેથી લડતાં લડતાં તે પરદો ઉઘાડી પાણી પી શકાતું. પણ જેવો તે પાણી પીવા પરદો ઉઘાડતો કે તેમકો તીર આવી તેની આંખ અથવા મ્હોને વિંધી નાખતો.

સ્પેનિશ કમાન આગલા વખતમાં વધુ વખણાતી હતી, કે જે વડે એક તીર ૩૦૦ વારથી પણ વધારે દૂર ફેકી શકાતો, પણ તે વખતના તીરંદાજો ઓછામાં ઓછું ૨૪૦ વાર દૂર તીર ફેંકી શકતા હતા. ૮ માં હેન્રિ રાજાએ પોતાના વખતમાં એક ખાસ કાયદો એવો ઘડાવ્યો હતો કે જેથી કોઇ પોતાની જુવાનીના પુર જોશમાં પોંહચવાબાદ ૨૪૦ વારથી ઓછે તફાવતે તીર ફેંકે તે ભારે મોટા દંડને પાત્ર થતો.

સોળમી તથા સત્તરમી સદીઓ દરમ્યાન જેવા તારીફલાયક તીરંદાજો થઇ ગયા તેવા હાલમાં કેયે જણાતા નથી.

ઇંગલંડની હેરો તથા ઇટન નામની પ્રખ્યાત પાઠશાળાઓમાં તીરંદાજીની તાલીમ છોકરાંઓને આગળ આપવામાં આવતી હતી, અને ખાસ કરી 'હેરો' ની સ્કુલમાં તો આ હુન્નર ઘણા મ્હોટા પાયા ઉપર શિખવવામાં આવતો હતો. આ સ્કુલમાં પરિક્ષા દરમ્યાન જે સહુથી સરસ તીરંદાજ નિવડતો તેને એક રૂપાનો તીર ભેટ કરવામાં આવતો હતો.

હાલમાં યુરપનાં જાણીતા શેહેરોમાં તીરંદાજીની કલબો સ્ત્રી તથા પુરૂષોએ સ્થાપન કરી છે. આવી તીરંદાજીની 'મેચો' દર વર્ષે સ્ત્રી પુરૂષો વચ્ચે રમાય છે. જે વખતે જોવાજોગ રચના થાય છે.

**તીર્થંકર**—જૈનોમાં થએલા ૨૪ સાધુઓ. જેમાંના નામો નીચે મુજબ છે. ઋષભ, અજીત, સંભવ, અભિનંદન, સુમતી, પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, પુષ્પદંત, સિતાલ, શ્રેયાંશ, વસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, તંતી અથવા શાંતિ, કુંથુ, અર, માલિ, મણિસુવ્રત, નમિ, નેમી, પાર્શ્વનાથ અને મહાવીર. એટલે વર્દ્ધમાન સ્વામી. આ સઘળા તીર્થંકર અહર્ત પછી ૧૦૦૦ વર્ષમાં થઇ ગયા છે. (જુઓ અહર્ત.)

**તીર્ફળ**—ગોવામાં એના બિયાંની છાલનો ઉપયોગ મસાલો બનાવવામાં કરે છે. એની છાલમાંથી નિકલતું તેલ અતિ પાચક છે. એના મૂળમાંથી નિકળતું દ્રવ્ય ખાવામાં લેતાં બેહદ પિશાબ છુટે છે.

**તીરૂપતિ**—મદ્રાસ ઇલાકામાંના ઉત્તર આર્કોટ ચંદ્રાગિરિ તાલુકામાંનુ શેહેર, મદ્રાસથી ૮૪ મૈલ ઉપર છે. 'લોઅર તીરૂપતિમાં' લોક વસ્તી ૧૩,૨૩૨ ની છે. તેમા ૧૨૬૪૫ હિંદુ તથા ૫૪૪ મોહમેદન છે. ઉપલા તીરૂપતિમાં વસ્તી ૧૫૧૮ ની છે જેમાં સર્વે હિંદુઓ છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં અત્રેના પર્વત ઉપરનો 'પેગોડા' ઘણો પૂજ્ય મનાય છે. અત્રે વિષ્ણુની પવિત્ર મૂર્તિ છે અને પેગોડામાં કદી પરજાતને દાખલ કરવામાં આવતી નથી, માત્ર ૧૮૭૦ માં ચોકસ ખુનની શોધ અર્થે યૂરોપિયન ન્યાયાધિશને માત્ર માહે જવા દેવામાં આવ્યો હતો.

૧૮૪૩ સુધી આ પેગોડામા ભેટ કરવામાં આવતા નાણા બ્રિટીશ સરકારને મળતા હતા, પણ તે પછી સર્વે ભેટો ત્યાંના મહંતને મળતી કરવાનો હોકમ થયો હતો. આગળ દર વર્ષે આ પેગોડાની સરકારને બે લાખ રૂપ્યાની આવક થતી હતી; પણ તે પછી ત્યાંના મહંતને ત્યાંની સર્વે પેદાશની બક્ષેસ કરી. ત્યાંની આવક જાવકના હિસાબ ઉપરથી જણાય છે કે, ૨૧૧૭૩૦ રૂપ્યાની આવકમાંથી ૧૪૬૯૧૦ રૂપ્યાનો ખર્ચ થાય છે. અને બાકીનો નફો ૬૪૮૨૦ રૂપ્યાનો થાય છે. ઉપલા પેગોડા શિવાય ત્યાં અનેક નાહનાં મંદિરો છે. જે ટેકડી ઉપર પવિત્ર મંદીર છે. તે ટેકડી સમુદ્ર સપાટીથી ૨૫૦૦ ફીટ ઉંચી છે. અને તેના ૭ શિખરો જૂદા જૂદા મંદિરો ધરાવે છે. આ મંદિર કલીયૂગના આરંભમાં (ઈ. સ. પૂર્વે ૩૧૦૦ માં) બાંધવામાં આવ્યું હતું.

અને આથી આ 'મંદીરનું' મહત્વ દક્ષિણ હિંદુસ્તાનમાં ૫૦૦૦ વર્ષ થયા મનાય છે.

તીલવણ—આ વનસ્પતિનાં ક્ષુપ સિંધ પ્રાંત, બલુચિસ્તાન, પશ્ચિમ હિંદુસ્તાન અને કોકણમાં તથા દક્ષિણ હિંદુસ્તાનમાં ઉગે છે, તેની ઉપર નાહાનાં લાંબા દીંડવાવાલાં સફેદ રંગના ફુલો અને લાંબી ગોળ શિંગો આવે છે. એના પાંદડાની દડી બનાવી દુખતા ભાગ ઉપર બાંધતાં તે જગ્યા લાલ બની દુઃખ નરમ પડે છે. કાનમાં ચસકા મારેછે ત્યારે તેનો રસ બનાવી તે માહે રેડવાથી નરમ પડેછે. એની હિંગ જેવી ઉગ્ર ગંધ આવે છે. એની બીજી જાતીને 'હૂર હૂર્યો' કહે છે. (Cleome Viscosa) એની છાલ ઔષધિમાં ઉપયોગીછે.

તીલા—બોખારામાં સોનાના ચલણી નાણા તરીકેનો ચાલતો સિક્કો; એ ૧૨ શિલીંગ ૬ પેન્સની કિંમતનો ગણાય છે. પાદશાહી 'તીલારી' બોખારામાં જાણીતું છે. તેમજ બોખારા, બોકંદ અને ખીવાના તીલા પણ જૂદી જૂદી બનાવટના જાણીતા છે. બોખારાના તીલાની કિંમત ૧૧ શિલીંગથી ૧૩ શિલીંગ ઉપજે છે. તેનું સોનું ઘણુંજ સ્વચ્છ ને નિખાલેસ રહે છે. બોકદી તીલા ૮ શિલીંગ ૯ પેન્સ અને ખીવાના તીલાની કિંમત ૮ શિલીંગ ૪ પેન્સની ઉપજે છે.

તુંગભદ્રા—આ નદી તુંગા અને ભદ્રા આ બે નદીઓ મળી બનેલી છે. તુંગા નદી પશ્ચિમ તરફની છે. એ બિદનૂરની દક્ષિણે ઉત્પન્ન થઇ ઇશાન્ય તરફ વહે છે, અને ભદ્રા નદી એ મંગનૂરની સામી પારે બાબા બુદ્દન નામે ડુંગરની હાર છે ત્યાંથી નિકળી ઉત્તર તરફ વહે છે; આ બેઉનો સંગમ હોલીહોન વાડા પાસે થાય છે. ત્યાંથી તેને તુંગભદ્રા નામ પ્રાપ્ત થઇ તે પછી એનો પ્રવાહ ઉત્તર તરફ વહે છે. પછી આ નદી પશ્ચિમ તરફ વલાણ લઇ ફરી પૂર્વ તરફ વળી કરનૂલ પાસે ઉનર અક્ષાસ ૧૬ અને પૂ૦ રે૦ ૭૮—૧૫ ના. સુમારમાં કૃષ્ણાને મળે છે.

તુંગભદ્રાને અનેક નાહની મ્હોટી નદીઓ મળે છે, તેમાંની વેદવત ઉર્ફે યાજીની નામે નદી છે, તેની લંબાઇ સુમારે ૨૦૦ મૈલની છે.

તુંગસિક ભાષા—તુરાનીયન ભાષામાંની આ એક ભાષા ચીન દેશમાં ઉત્તર સરહદથી સાઇબિરિયા સુધી અને પશ્ચિમ રેખાંશ ૧૭ સુધી પસરેલી છે. ભાષા બોલનારી પ્રજાની સંખ્યા ૭૦૦૦૦ ની છે, આમાંની એક જાત ચીનદેશના અધિરાજ્યને તાબે છે, તેને 'મન્દશુ' કહે છે. ઇ. સ. ૧૬૪૪ માં એ લોકોએ ચીન દેશ જીતી હાલનાં રાજવંશની સ્થાપના કરી. આ પ્રજા જે પ્રાંતમાં વસે છે તેમને માનુચુરિયન કહે છે.

તુંજીન—આ કાશમિરનો મહા દયાળુ રાજા ઈ૦ સ૦ પૂર્વે ૧૦૩ માં થઇ ગયો, એણે ૩૬ વર્ષ રાજ્ય અમલ કર્યું હતું, એની રાણી 'વાકપુષ્ટા' નામે હતી, એણે તુંગેશ્વર મહાદેવનું મંદિર બંધાવી 'કાર્તિક' નામે શેહેર વસાવ્યું હતું. એના અમલમાં દ્વૈપાયન ઋષિનો અંશભૂત ચન્દ્રક નામે કવિ થઇ ગયો, જેણે જોવાજોગ નાટકો રચ્યા હતા. એના અમલમાં બરફના ભારે વર્સાદથી મ્હોટો દુષ્કાળ પડયો હતો, તે વેળા રાજાએ પ્રજાનું પાલન પોતા પાસે જ્યા સુધી ધાન્ય હતું ત્યાં સુધી તે ભૂખે મરતાઓને વેહેચી તેમનું રક્ષણ કર્યું હતું, પણ બધુ પુરૂ થતાં રાજાએ નિરાશ થઇ પોતાનો આત્મઘાત કરવા વિચાર કર્યો, કે રાણીએ પોતાના સતી બળથી પ્રાર્થના કરી કે જેથી આકાશમાથી 'હોલા' પક્ષીઓ અસંખ્ય હેઠે પડયા,' જે ઉપર પ્રજાએ પ્રાણ રક્ષણ કર્યું, ને પછી તરતજ વર્સાદ વરસવાથી પ્રજા સુખી થઇ હતી. આ રાણી હજી કાશ્મિરમાં 'બાકૂપુષ્ટાવતી'ને પૂજ્ય નામે ઓળખાય છે. આ રાણી પોતાના પતિ સાથે સતી થઈ બળી મુઇ હતી.

તુતીકોરીન—તિનાવલ્લી જીલ્લામાંના ઓતાપદ્રમ તાલુકાનું બંદર શેહેર. વસ્તી ૧૬૨૮૦ની હાઇ, તેમાં ૯૮૭૭ હિંદુ, ૪૯૮૭ ખ્રિસ્તી, ૧૪૧૭ મોહમેદનો છે. અતરે દર સાલ વર્સાદ

માત્ર ૧૯.૧ ઈંચ વરસે છે. ઈ૦ સ૦ ૧૭૦૦ માં આ ગામમાં ૫૦૦૦૦ ની વસ્તી હતી. પોર્ટુગીઝોનાં હાથથી ૧૭મી સદીમાં ડચોને હાથ ગયું હતું, અને ૧૭૮૧ માં આ તરફનો સર્વ ભાગ ઈંગલીશોને હાથ આવ્યો હતો. અત્રેની વસ્તીમાં ૩૦ ટકા રોમન કેથોલિક છે. ગામમાં અનેક કેથોલિક દેવળો અને યુરોપિયન મઠો છે. ૧૮૭૫ માં અત્રેથી દક્ષિણ હિંદુસ્તાનની રેલ્વે પસાર થઇ હતી, અને ત્યારથી એ એક રેલ્વેનું જંકશનનું મુખ્ય મથક થયું છે.

અતરેનું બંદર ૮ ફીટ ઉંડું છતાં તે સલામતી ભર્યું છે. મ્હોટાં વહાણો કિનારેથી રા મેલ ઉપર લંગર કરે છે. અત્રેના એક ટાપુ ઉપર ૧૮૭૪માં દીવાદાંડી બાંધવામાં આવી હતી.

**તુપ કરિયા**—આ વનસ્પતિ વિશે ડૉ૦ ઉદયચંદ્ર જણાવે છે "કે એ વર્સાદમાં ખેતરની બાજુમાં ઉગે છે. લતાકસ્તુરી, તૂપકડી, ચિકણી અને ચીનિ જાસવંદ આ સર્વે જૂદી જૂદી જાતનાં તુપકરિયાં છે. તુપકરિયાંના મૂળીયાં સેહેજ કડવાં, ચીકણા હોય તેનો કાહવો રેચક, મૂત્રલ અને વિર્યસ્થંભક છે.

**તુપિમોહ**—(જુઓ મોહડાં.)

**તુમર**—હિંદુસ્તાનમાં ઉગતું ૩૦ થી ૩૫ ફીટની ઉંચાઇનું એક ઝાડ. એની ઉપર એપ્રેલ માસમાં સફેદ રંગના ફુલો આવે છે. એનાં ફળો નારંગી જેવડાં હોય છે, અને તેનો રંગ ચળકતો પિળો હોય છે. તેની બાહેરની છાલ અતિ નરમ અને દેખાવમાં સારી હોય છે, તેનો સ્વાદ ખાટો હોય છે. આ ફળો સપટેંબર મહિનામાં પાકે છે. નવાં ઝાડ બિયાંમાંથી ઉત્પન્ન થઈ શકે છે. એ સાધારણ જમીનમાં પણ ઉગી શકે છે. એને ૮ દિવસે પાણી સીપવું પડે છે.

**તુર**—આ બોલ ઇરાની તવારિખમાં તુર્કસ્તાનનાં દેશ માટે વપરાયલો છે કે, જે દેશ સાથે ઇરાનીઓને જમાનાઓ સુધી વેર બાઝયું હતું. આ મુલકનું નામ તુર પડવાનું કારણ ફરેદુને તુર નામના શાહજાદાને જે દેશ વારસામાં આપ્યો તેનું નામ તુરકસ્તાન હતું અને તેથી ત્યાંના વતનીઓ તુરાનીયન ગણાયા છે. ફરવનદીન યષ્ટ તથા બુનદેહેશમાં એને તુર કહેલો છે.

**તુર્કસ્તાન**—આ ઓટોમન શેહેનશાહાત અથવા ઓસમાલી શેહેનશાહાત આજે યુરપ, એશિઆ અને આફ્રિકાના જુજ ભાગમાં પસરેલું છે. પણ આગલા કાળમાં આ શેહેનશાહત સહુથી બળવાન અને મ્હોટો વિસ્તાર ધરાવનાર હતું. જે ભાગને યુરપમાંનું તુર્કસ્તાન એવી હાલમાં સંજ્ઞાછે તેટલા ભાગનો તુર્ક રાજ્યમાં સમાવેશ થતો નહોતો, પણ ગ્રીસ, બલગેરિયા, રૂમેલિયાનો પૂર્વ ભાગ રોમેનિયા, સર્વીયા, બૉસ્નિયા, હરઝેગોવ્હીના, રૂમાનિયા, અને રશિયાનો દક્ષિણ ભાગ આ પ્રાંત સુધાં આગળ તુર્ક અમલ તળે હતાં. તે શિવાય ઇરાનની સરહદ સુધી એશિયા માઇનર પ્રાંત, ઇજીપ્ત, સિરિયા, ત્રિપોલી, ટયૂનિસ, આલજીયર્સ, ભૂમધ્ય સમુદ્રમાંના અનેક ટાપુ, અને અરેબિયાનો વિશાળ પ્રદેશ એ સર્વ તુર્ક રાજ્ય તળે હતું, આ સર્વ સંસ્થાનોની લોક વસ્તી હાલમાં ૫,૦૦,૦૦,૦૦૦ ની છે, ને તેનો વિસ્તાર ૨૦૦૦૦૦૦ ચોરસ મૈલનો છે. એટલે રશિયા બાદ કરતાં બાકીનાં રહેલા યુરપ ખંડ કરતાં બમણો છે. આવી મોટાઇએ જે આગળ રાજ્ય પુગું હતું તે હાલમાં તદન સંકોચાઇ ગયું છે અને એક પછી એક આ રાજ્યમાંથી પ્રાંતો જુદા પડયા હતા.

આલજીયર્સ અને ટયૂનિસ આ પ્રાંતો ફ્રાન્સનાં રાજ્યમાં ૧૮૩૦ માં શામિલ થયા, આથી ૧૭૫૦૦૦ ચોરસ મૈલ દેશ અને ૫૦૦૦૦૦૦ ની વસ્તી તુર્ક અમલમાંથી ગઈ. ઇજીપ્તનું રાજ્ય હાલમાં સ્વતંત્ર જેવુંજ છે. તેનો વિસ્તાર પાંચ લાખ ચોરસ મૈલનો ને વસ્તી ૯૦,૦૦,૦૦૦ ની છે. એશિયા ખંડમાંના પ્રાંતમાં માત્ર ઝાઝો ફરક થયો નથી.

| હાલનું તુર્ક રાજ્ય— | વિસ્તાર ચૌરસ મૈલ— | લોક સંખ્યા. |
|---|---|---|
| યુરપમાં... ... ... ... | ६५००० | ४५००००० |
| એશિઆમાં ... ... ... | ७३००१० | १,६०,००००० |
| આફ્રિકામાં ( ટ્રિપોલી ) ... | ४०००१० | १०,००,००० |
| જુમલે— | ११,९५००० | २१५००००० |

| ખંડીયા રાજ્યો— | તેમને વિસ્તાર. | લોક વસ્તી. |
|---|---|---|
| બલગેરિયા (પૂર્વ રૂમેલિયા સાથે) | ३८००० | ३३००००० |
| બોસેનિયા અને હર્ઝી ગોવિના (આસ્ટ્રિઆમાં) | २४००० | १५००००० |
| સાઇપ્રસ (બ્રિટીશ સત્તાતળે) १८७८थी | ३७०० | २,१०,००० |
| ઇજીપ્ત ... ... ... ... | ४००००० | ६८००००० |
| જુમલે— | ४,६५,७०० | १,४८,१०,००० |
| કુલે ગણત્રી મુજબ | १६,६०,७०० | ३,६३,१०,००० |

આગળ આ રાજ્ય અતિ બોહોળા વિસ્તાર ઉપર સત્તા ભોગવતું હતું, તેને બદલે હાલમાં માત્ર ઉપર જણાવ્યા મુજબના વિસ્તાર ઉપર સ્વતંત્ર સત્તા ભોગવે છે, ત્યારે બાકીના ભાગ ઉપર નામનુ વડપણ ધરાવે છે. પ્રથમ સાઇબિરિયા અને બૅાસેનિયા આ પ્રાંતોની સત્તા આસ્ટ્રીયન સરકારને હાથ ગઇ. તે પછી વૅાલેસિયા અને મૅાલ્ડેવિયા એ પ્રાંતો એક બની તેનું રૂમેલિયા નામનું સ્વતંત્ર રાજ્ય બન્યું. બલગેરિયા પ્રાંત જોકે સ્વતંત્ર નથી તોય ત્યાં નામના વડપણ શિવાય હાલમાં તુર્ક સત્તા રહી નથી. તેમજ હાલ રૂમેલિયાનો પૂર્વ ભાગ પણ બલગેરિયામાં દાખલ થયો છે. ગ્રીસનું રાજ્ય તો સ્વતંત્ર બનવા લાંબો વખત થયો, તેનો વિસ્તાર ૨૫૦૦૦ ચૌરસ મૈલ છે ને લોક વસ્તી ૨૦૦૦૦૦૦ ની છે. યુરપમાં તુર્કસ્તાનનાં રાજ્યનો વિસ્તાર એક સમે ૨૩૦૦૦૦ ચૌરસ મૈલ હતો અને તેમાં વસ્તી ૨૦૦૦૦૦૦૦ની હતી. તેજ વિસ્તાર હાલમાં ઘટી ૬૫૦૦૦ ચૌરસ મૈલ ને તેમાં વસ્તી ૪૫૦૦૦૦૦ની છે, એટલે કે દેશ અને તેના પ્રમાણ પ્રમાણેની વસ્તી તુર્ક અમલ તળે નિકળી ગઇ છે.

એશિઆમાં આવેલો તુરકીનો મુલક હિંદુસ્તાનનાં કદથી અરધો છે. એ દેશનાં પાંચ મુખ્ય ભાગ કરવામાં આવ્યા છે. એ પાંચ ભાગોઃ—એશિયામાઇનર, આરમેનિયા અને કુરદીસ્તાન, મેસોપોતેમિયા, સિરિયા અને અરબસ્તાન છે.

સુલતાનની સલતનતને તાબેનાં યુરપમાં આવેલા તુરકીને તુરકી લોકો રૂમેલિયાના નામથી ઓળખે છે. રૂમેલિયામાં થ્રેસ અને મેસિદોનિયા પણ સમાઇ જાય છે. આ દેશોની ભૂમિ પહાડી છે. આ દેશમાં બાલકન પર્વતો આવેલા છે. ઓલિમ્પસ કે જે ગ્રીસની સરહદ ઉપર આવેલું છે, તેને દેવતાઓના રહેઠાણ તરીકે ઓળખવામાં આવે છે. દક્ષિણમાં મૌંટ એથોસ આવેલા છે, જ્યાં ૬૦૦૦ સાધુઓ રહે છે. રતુ નરમ અને સુખાકારી ભરી છે. ઠંડી અને ગરમી બન્ને અતિશય છે. લોઢું મુખ્ય ખણીજ પદાર્થ મળે છે. જમીન ફળદ્રુપ છે પણ ખેતીવાડી બરાબર ખેડાયલી નથી. મુખ્ય ખેતી

ઘઉં, મકાઇ, બાજરી, તંબાકુ, કપાસ અને સણની ચાલે છે. ફળફળાદી દક્ષિણમાં ઉગાડવામાં આવે છે. અતરે અત્તર બનાવવા માટે ગોલાબની ખાસ ખેતી કરવામાં આવે છે, તેમજ ઢોરો ખાસ ઉછેરવામાં આવેછે.

ઇજીપશિયન તરકી એ શેહેનશાહાતનું ખડીયું રાજ્ય છે. માત્ર ત્રીપોલી (ત્રણ શેહેરો) સુલતાનના તાબા હેઠળ છે. કિનારાનાં ભાગો ફળદ્રુપ છે, પણ માહેલા ભાગો રેતીના રણથી છવાયલાં છે. દેશની પેદાશ ઘઉં, બાજરી, ચોખા, મકાઇ, જવ, તંબાકુ, સણ, રૂ, લવંગ, અંજીર, નારંગી અને દરાખ છે. જંગલમાં હિંસક પ્રાણીઓમાં સિંહ પુશકળ છે. આ ભાગમાં જીવજંતુનો ભારે ઉપદ્રવ છે.

યુરપીયન તરકીમાં નામદાર સુલતાનની પાધરી સલતનત હેઠળનાં મુલકોમાં તુરકી, ગ્રીક અને આલબેનિયન લોકો એકસરખી સંખ્યામાં વસે છે; અને તેઓની વસ્તી કુલે વસ્તીનાં ૭૦ ટકા જેટલી છે. બીજી જાતોમાં સરવિયન, બલગેરીયન, રૂમેનિયન, આરમિનિયન, મેધયાર જીપસી, યાહુદી અને ખ્રિસ્તીઓ છે. એશિઆટિક તુરકીમાં તુરકીઓની મ્હોટી વસ્તી હોય તેમાં ૪૦ લાખ આરબોની પણ વસ્તી છે. એ ઉપરાંત ગ્રીક, સિરિયન, કુર્દ, સરકેશિયન, આરમિનિયન, યાહુદી વગેરે બીજી ઘણી પ્રજા પણ વસે છે. આફ્રિકન તરકીમાં બરબર્સ તથા કાબિલિયસને નામે ઓળખાતી પ્રજાઓ વસે છે. જેઓ અસલી આરબો અને યાહુદીઓ ઉપરથી ઉતરી આવેલા છે. મુખ્ય પ્રજાની વસ્તી નિચે મુજબ છે:—

યુરપિયન તુર્કસ્તાનમાં તુર્ક પ્રજા ૨૦૦૦૦૦૦
,, ,, ગ્રીક અને બલગેરિયન ૧૩૦૦૦૦૦
,, ,, આલબેનિયન્સ ...૧૫૦૦૦૦૦
એશિઆમાં તુર્ક પ્રજા .........૭૦૦૦૦૦૦
,, કુર્દ પ્રજા..........૧૦૦૦૦૦૦
,, ગ્રીક પ્રજા............૧૦૦૦૦૦૦
,, આરમેનિયન્સ........૨૦૦૦૦૦૦

તુર્ક રાજ્યમાં ૧,૫૦,૦૦,૦૦૦ મુસલમાનોની વસ્તી છે, તેમાં ખુ એશિયામાં ૧,૨૦,૦૦,૦૦૦ ની મોહમેદન પ્રજા છે.

તુર્કસ્તાનને તાબેનાં મુખ્ય આગેવાન શેહેરોમ નીચે મુજબ વસ્તી છે:—

| | |
|---|---|
| કૉન્સટન્ટીનોપલ............ | ૮૭૩૫૬૫ |
| એડ્રિઆનોપલ ............ | ૭૭૮૬૦૩ |
| સેલોનિકા .................. | ૯૯૬૩૦૮ |
| મોનેસ્ટરી .................. | ૪૯૭૭૩૦ |
| જેનીના ..................... | ૫૧૩૨૧૬ |
| સ્કુતારી (આલબેનિયા)...... | ૧૦૭૮૧૫ |
| કોસોવા...................... | ૫૬૧૨૮૨ |

કુલે...૪૨૫૭૩૭૨૩

તેમાં ૨૩૨૯૦૦૦ પુરૂષો ને બાકીની સ્ત્રીઓ.

તુર્ક રાજ્ય દરિયાઇ અને ખુશકીનું ગંજાવર લશકર ધરાવે છે. આ દેશમાં કોઇ પણ મોહમેદન ૨૭ વર્ષની ઉમરનો થાય કે તે લશકરી નોકરી કરવાને બંધાય છે, અને તેની મુદ્દત ૨૦ વર્ષ સુધીની હોય છે. જેઓ મોહમેદન હોતાં નથી તેમની પાસેથી તે ફરજના બદલામાં દર માણસ દીઠ રૂ ૪–૮ નો એક કર લેવામાં આવે છે. લશકર ત્રણ ભાગમાં વેહેંચાયલું છે, જાથુકનાં લશકરને 'નિઝામ'ના નામથી ઓળખે છે; જેઓ નિઝામનાં લશકરમાં તાલીમ લઇ ચુકેલા હોય છે તેમને ધંધો કરવા દેવામાં આવે છે, પણ કોઇ કોઇ વેળા તેમને ફરજ ઉપર તેડવામાં પણ આવે છે. જ્યારે ત્રીજો ભાગ દેશ ઉપર હુમલો થાય ત્યારે જેઓને બોલાવવામાં આવે છે તેઓનોજ છે. સરકારની જુમલે સંખ્યા ૭૫૦૦૦૦ ની છે, પણ શાંતતાની વેળા ૧૨૦૦૦૦ નું જાથુક સૈન્ય કાયમ રહે છે. ઇ૦ સ૦ ૧૮૮૦ માં અગત પડતાં સર્વે લશકરને એકત્ર કરવામાં આવતાં ૩૦૦૦૦૦ નું હથીયારબંધ કવાયદ પામેલું લશકર એકત્ર થયું હતું. નીજામી સૈન્યમાં ઇ૦ સ૦ ૧૮૯૭ માં ૨૦૦૦૦ સીપાહો હતા. આ રાજ્ય પાસે ૧૫૯ મ્હોટી તોપો અને ૩૦ પહાડી તોપો

છે. તે શિવાય કિલ્લા તથા બાંધકામો પર જુદી છે.

તુરકી સીપાહો બહાદુર અને સહનશિળ હોય છે. તેઓ થોડા ખોરાક ઉપર ગુજરાન કરી શકેછે, અને મુશકેલી ખમવામાં જબરા હિમ્મતવાન હોયછે. તુર્ક રાજ્ય પાસે આગળ ઘણી સ્ટીમરો તથા મનવારો હતી પણ જ્યારે તેને નાણાંની ગરજ પડી, ત્યારે તે વેચી નાખી હતી. તેમજ છેલ્લી રશિયન લડાઇમાં તેમનો મ્હોટો ધાણ નિકળયો હતો.

આ રાજ્યમાં ધારા બાંધવાની અને તેને અમલમાં મેલવા માટેની સત્તા બે મોટા અમલદારો, જેઓ સુલતાનની દેખરેખ હેઠળ હોય છે તેઓનાં હાથમાં છે. રાજદ્વારી બાબદમાં વડો વજીર છે, જ્યારે ધર્મને લગતી બાબતમાં શેખ-ઉલ-ઇસલામ છે. મુખ્ય સનદી અમલદારોને એફન્ડી, બે અથવા પાશાને નામે ઓળખવામાં આવે છે.

વડા વજીરનાં હાથ હેઠળ ૧૨ પ્રધાનો હોય છે. આખી શેહેનશાહત ૩૧ સરકારમાં વેંહચાઇ ગએલી છે અને તે ૩૧ સરકારના પાછા વિભાગ કરવામાં આવેલા છે. દરેક સરકાર ઉપર એક ગવરનર જનરલ નેમવામાં આવે છે જેને 'વાલી'ના નામથી ઓળખવામાં આવે છે. તે સુલતાનનો પ્રતિનિધી હોયછે અને તેને મદદ કરવાને એક ઇલાકા કાઊનસીલ હોય છે, જે કાઊનસીલનો તે વડો કેહવાયછે. *પ્રાંતો, જીલ્લા, તાલુકા ઉતરતા* અમલદારોનાં અમલ તળે મેલાય છે.

આ રાજ્યમાં આવક કરતાં ખર્ચ વધારે થનો હોવાથી ઘણી વેળા સરકારને ભીડમાં રેહવું પડે છે. ૧૮૭૫-૭૬ માં મેહેસુલ ૧૯૧૦૬૩૫૨ પૌંડની ઉપજી હતી ને ખર્ચ ૨૩૧૪૩૨૭૬ પૌંડનો થયો હતો. ૧૮૭૯-૮૦ માં મેહેસુલ સુમારે ૧૪૦૦૦૦૦૦ પૌંડ ઉપજી હતી ને ખર્ચ ૫૦૦૦૦૦૦૦નો લડાઇનાં ખર્ચ સાથે થયો હતો. ઇ૦ સ૦ ૧૮૮૪ માં ૯૪૫૦૦૦૦ પૌંડ મેહેસુલ ઉપજી (ટાઇમ્સ મુજબ) અને ખર્ચ ૧૨૦૦૦૦૦૦ પૌંડનો થયો હતો. ૧૮૯૭-૯૮માં ઉપજ વધવાથી મેહેસુલ ૧૮૦૦૦૦૦૦ નો ઉપજ હતી.

આ રાજ્યે ૧૮૫૪ થી ૧૮૮૦ સુધીમાં ૨૦ વેળા લેનો કાઢી પ્રજાની કર્જદાર બની છે. જેનો જુમલે આંકડો ૭૩,૧૨,૨૮,૪૬૪ પૌંડનો થવા જાય છે. તેમાં રશિયાને નુકસાનીના ભરી આપવાનું કર્જ ૩,૨૦,૦૦,૦૦૦ પૌંડનું આવે છે. હાલમાં આ રાજ્યની મેહેસુલ ૧,૬૭,૦૦,૦૦૦ પૌંડની ઉપજે છે, પણ મોટા ખરચોને લીધે રાજ્ય કર્જદારીમાંથી મોકળું થયું નથી.

હાલનાં સુલતાન કરતાં આગલા સુલતાનો પોતાના જનાનખાનાનો તથા દોરદમામનો ભારે ખરચ રાખતા હતા. સુલતાન અબદુલઅઝીજનો વાર્ષિક બાદશાહી ખરચ ૩,૦૦,૦૦,૦૦૦ રૂપીયાનો હતો. તેના મેહેલમાં ૫૫૦૦ પુરૂષ અને સ્ત્રી નોકરો હતાં. માત્ર બાવરચીખાનામાં ૩૦૦ નોકરો હતા, અને તબેલામાં ૪૦૦ નોકરો હતા, તેમજ મેહેલમાં ૪૦૦ ગવઇયા તથા ૫૫૦૦ નોકરોનાં હાથ હેઠળ બીજા નોકરો મળી ૭૦૦૦ માનસોનું રોજ દરબારને ખરચે પોશણ કરવામાં આવતું.

તે પછીના સુલતાનના જનાનામાં ૩૦૦ રાણીઓ છે. આ જનાનખાનાનો ખરચ મોટા પાયા ઉપર ચાલે છે. જનાનામાં કોઇ પણ સ્ત્રીને પેટે જન્મેલા છોકરાં હકદાર વારેસો તરીકે *ગણાય છે. જનાનખાનાંમાંની* ઘણીખરી સ્ત્રીઓ સરકેશિયન હોય છે. જનાનખાનામાં વડીનો ઓધો મેહેલની બુઢી દાસીને આપવામાં આવે છે. આ બુઢી સ્ત્રી સાથે કેટલાક ખોજાઓ રાખેલા હોય છે, જેણી તેઓ સાથે મેહેલની બાહેર બનતા બનાવોને લગતું કામકાજ કરે છે. જનાન ખાનાની સ્ત્રીઓ ઉપર તપાસ રાખવાને જે ખોજાઓ રાખવામાં આવે છે તેના વડાનો ઓધો બહુ ઉંચા દરજ્જાનો તુરકીઓ ગણેછે.

જનાનખાનામાં નામદાર સુલતાન, તેના માતા અને શાહજાદાઓ માટે બધી મળીને

૧૫૦૦ સ્ત્રીઓ હોયછે. આ સઘળી સ્ત્રીઓ સર કેસિયા, જયોર્જીયા, એબિસિનિયા અને અરબસ્તાનના મુલકમાંથી ગુલામો તરીકે લાવવામાં આવેછે. તેઓની ખુબસુરતી અને હુશિયારી પ્રમાણે તેઓને કેલવણી આપવામાં આવે છે. જુવાન અને ખુબસુરત છોકરીઓને ગાતાં તથા નાચતાં શીખવવામાં આવે છે.

**તુર્કસ્તાનના ઇતિહાસ** ઉપરથી જણાય છે કે તુરકીઓ તુરાનીયન પ્રજાનાં વંશજો છે. મધ્ય એશિયાની પ્રજાઓ અને મોંગોલ લોકો જે જાત ઉપરથી ઉતરી આવ્યા છે તેજ જાતના તુર્કીઓ પણ છે.

તેરમી સદીની અધવચમાં એક એવો પ્રસંગ આવ્યો કે એક દિવસે "આંગોરા" ગામ પાસે મોગોલ લશકરે આયકો નિયમ નાં 'કેકોબાદ' નામનાં 'સેલ્જુકી' સુલતાન ને ઘેરી લીધો, . શત્રુઓ વિજયી થવાપર હતા, પણ અકસ્માતિક સર્વે ધોરણ ફેરવાઇ ગયું. એક તદન અંજાણી ઘોડેસ્વાર ટોળી ત્યાં દાખલ થઈ. આ ટોળીએ શત્રુ ઉપર હુમલો કીધો અને તેથી સલ્જુકી સુલતાનનો જય થયો. આપણે કોણને મદદ કરીએ છિયે આ પેલા સ્વારોને માલમ નહોતું, અને તે મુજબ સેલ્જુક લશકરને પણ તે લોકો કોણ છે એ ખબર નહોતી. એક નવા રાજ્યની સ્થાપના માટે આ એક કુદરતિ સંજોગ અને ચમત્કાર બન્યો. ખોરાસાન પ્રાંતમાં 'ઓગઝ' નામના એક તુર્ક કુટુંબની ઘણા દિવસો થયાં વસ્તી હતી. મોંગોલ સ્વારોના ત્રાસથી તેમને પોતાનું મથક છોડી દઈ પશ્ચિમ તરફ હટવું પડયું. આ કુટુંબનાં સુલેમાન નામના શખસનો 'એ ટ્રોગુલ' નામે એક બેટો હતો, આ સમયે એ ટ્રોગૂલ એ યુફ્રેતિસ નદીને કાંઠે વિશ્રાંતિ માટે મથક કરી પડયો હતો. અને 'એનાટોલિયા તરફ જવાનો વિચાર કર્યો હતો તેટલાં માર્ગમાં એકાએક આગોરાના રણ સંગ્રામમાં ભાગ લીધો. આ વેળા એની પાસે ૪૪૪ સિપાહો હતા. સેલ્જુક સુલતાને એટ્રોગૂલને ઇનામમાં 'એરિક' શેહેરનો પ્રાંત (પ્રાચીન નામ ડોરિલેયમ') આપ્યો, આ લઢાઇમાં એટ્રોગૂલ પેહેલી હરોલમાં હોવાથી તેની યાદગારી માટે આ પ્રાંતને ત્યારથી 'સુલતાનોની' (એટલે રાજ્યનો અગ્ર ભાગ) એ નામ આપ્યું, અને હાલ પણ એ નામ ચાલુ છે. આ શેહેર મળ્યા પછી એટ્રોગૂલને સુગટ વગેરે શેહેરો પણ મળ્યાં, જ્યાં ઓસમાનનો જન્મ ૪૦ સ૦ ૧૨૫૮ માં થયો. આ ઓસમાનેજ (ઑટોમને) તુર્ક રાજ્યનો પ્રથમ મજબુત પાયો નાંખેલો કહે વાય (જુઓ એન્દેબાલી એટ્રોગ્રૂલ.)

તુરકી રાજ્યની તવારીખનો આ પેહેલો ઝળકતો બનાવ છે કે, ઓસમાને અથવા ઓથમાને આ રાજ્યની સ્થાપના કરી તેથી તુરકીઓ ઓથોમાનને નામે ઓળખાય છે. ઓસમાનના સમયમાં તુરકીઓની સત્તા વધવા માંડી અને તેની પુઠે આવનારાઓએ ૧૩૫૪ માં યૂરપની અંદર 'ગાલી પોલી'નું શેહેર લઇ પોતાના પેહેલા સંસ્થાનની સ્થાપના કરી. ૧૩૬૧ માં સુલતાન અમુરથ અથવા મુરાદે એડ્રિયાનોપલ લઇને તેની રાજ્યધાની સ્થાપી. તેના છોકરા બાઝાઝેટ અથવા બાઇઝીદ જેણે મેળવેલી ઝડપી જીતો ઉપરથી ઇલદ્રીમ (વિજળી)નો ખેતાબ આપવામાં આવ્યો હતો, તેણે કૉન્સતન્ટીનોપલ ઉપર ઘેરો ઘાલ્યો, પણ તૈમુરે બાઝાઝેટને ૧૪૦૨ માં આંગરેસની લઢાઇમાં હરાવી કૉન્સતન્ટીનોપલને બચાવી રાખ્યું. ૧૧ મો કૉન્સતન્ટાઇન કૉન્સતન્ટીનોપલનો બંચાવ કરતાં મરણ પામ્યો, અને ૧૪૫૩ માં મહમદ બીજાની સરદારી તળે તુરકીઓએ કૉન્સતન્ટીનોપલ જીતી લીધું કે તે વેળાથી 'બાઇઝેનતાઇન' શેહેનશાહાતની આખેરી આવી. ૧૪૭૫ માં ક્રાઇમિયા કબજે કરવામાં આવ્યું અને થોડાજ વખતમાં ગ્રીસ તથા ઇજીયનનાં ટાપુઓ તુરકીઓએ કબજે કીધાં. મહમદ બીજો ૧૪૮૧ માં મરણ પામ્યો તેની પાછળ તેનો દિકરો બાયઝીદ બીજો

ગાદીએ આવ્યો, તેણે લાંબો વખત સુધી રાજ્ય કીધું તેમાં કાંઇ બનાવો બન્યા હતા નહિ. તેના બેટા સલીમ ૧લા એ ૮ વર્ષના ટુંક અમલમાં ઇરાનીઓને હરાવી કુરદિસ્તાન તથા સિરિયા લીધું. મામુલ્કોના હાથમાંથી મિસર જીતી લઇ, મક્કા તથા મદીના પોતાના તાબામાં લીધું. તેના બેટા સુલેમાને ઘણી મ્હોટી જીતો મેળવી હતી. તેણે રોહડસના ટાપુમાંથી સેંતજોનના નાઇટોને હાંકી મેલ્યા હતા. ૧૫૨૬ માં હંગેરિયનોને હરાવી તેણે હંગેરી તરફીના તાબામાં આણ્યું. ત્રણ વર્ષ પછી સુલેમાને વિયેના ઉપર ઘેરો ઘાલ્યો, પણ ૧૮ દિવસના ઘેરા પછી તેને ઘેરો ઉઠાવવાની ફરજ પડી હતી, પણ પાછળથી બીજા ઘેરા વખતે આર્ચ ડ્યૂકે મ્હોટી ખંડણી આપવાને કબુલ્યું હતું, ત્યાર પછી સ્પેનના કિનારા ઉપર સ્પેનિશોને કેટલીક હારો આપી હતી. સુલેમાન પછી સલીમ બીજો ગાદીનશીન થયો, તેણે ૧૫૭૧ માં લિપાનતો આગળ ઓસ્ટ્રીયા દોન જોનને હરાવ્યો હતો. સલીમના રાજ્યમાં તુરકી અને રશિયનો વચ્ચે પેહેલવેહેલી અથડાઅથડી થઇ હતી. ૧૬૬૨ મા તુરકીઓએ ઓસ્ટ્રીયા ઉપર ૪૦૦૦૦૦ માણસોનાં લશકર સાથે ચઢાઇ કરી પણ તેમાં હાર પામ્યા હતા. બીજાં ૨૦૦ વર્ષ સુધી અનેક લડાઇઓ કરી પણ શુરવીર ખ્રિસ્તીઓ સામે આ ઇસલામી ફોજ ફાવી નહોતી. ૧૭૮૯ માં સલીમ ત્રીજો ગાદીનશીન થયો તેના અમલમાં કેળવણીને મ્હોટું ઉત્તેજન આપવામાં આવ્યું હતું. તરફીશ લશકરમાં જાનીસરીઝ નામના સીપાઇઓને લશકરી કેળવણી આપવાને કોશેસ કરવામાં આવી હતી, પણ તેઓ તેની વિરૂધ થયા હતા અને તેથી સુલતાનને ગાદી ઉપરથી ઉઠાડી મેળી મારી સુલતાનના વડા બેટા મુસ્તફાને ગાદી ઉપર બેસાડયો હતો. સલીમને પાછો ગાદી ઉપર લાવવાની કોશેસ થતાં મુસ્તફાએ સલીમને મારી નખાવ્યો હતો. સલીમના મરણ પછી મુસ્તફાને ગાદી ઉપરથી ઉઠાડી મેળા મહમદ બીજાને સુલતાન બનાવવામાં આવ્યો હતો. તેણે ગાદી ઉપર આવીને મુસ્તફાને મરાવી નાખ્યો અને તેની ૧૭૪ સ્ત્રીઓને ગુણપાટમાં સીવી દરિયામાં ડુબાડી મારી નાખી હતી. તે જ્યારે ગાદી ઉપર આવ્યો તે દિવસે રાગલિયોના દરવાજા ઉપર ૩૩ માણસોનાં ડોકાં લટકાવવામાં આવ્યાં હતા. ૧૮૨૧ માં ગ્રીસે બંડ કરી પોતાની સ્વતંત્રતા પાછી મેળવી પણ એ દેશને પાછો જીતી લીધો. ૧૮૩૯ માં અબદુલ મજીદ ગાદીનશીન થયો; તેના અમલમાં ઇજીપ્તના મહમદઅલીના બેટા ઇબરાહિમ પાશાએ તુરકી ઉપર ચઢાઇ કરી. ૧૮૫૩ માં ક્રાઇમિયાની લડાઇ થઇ હતી. લેબેનોનનાં ખ્રિસ્તીઓને ૧૮૬૦ માં કાપી નાખવામા આવ્યા હતા. ત્યાર પછી અબદુલ અઝીજ ગાદીએ બેઠો અને તેના મરણ પછી પાચમો મુરાદ ગાદીએ આવ્યો, ને તે પછી તેના ભાઇ અબદુલ હમીદ ૧૮૭૬ માં ગાદી નશીન થયા એ હાલનો સુલતાન છે.

### ઓસમાલી સુલતાનોની વંશાવળી.

(૧) મૂળ પુરૂષ—પેહેલો ઓસમાન (ઇ. સ. ૧૨૯૯)

||

(૨) ઓર્ખાન (ઇ. સ. ૧૩૨૬)

||

(૩) પેહેલો મુરાદ (ઇ. સ. ૧૩૬૦)

||

(૪) પેહેલો બાયઝીદ (ઇ. સ. ૧૩૮૯)

||

શાહજાદો સુલેમાન | શાહજાદો મુરાદ

(ઇ. સ. ૧૪૦૩) (૫) પેહેલો મહમદ (ઇ. સ. ૧૪૦૨) (ઇ. સ. ૧૪૧૦)

(૬) બીજો મુરાદ (ઇ. સ ૧૪૨૧)

(૭) બીજો મહમદ (ઇ. સ. ૧૪૫૧)

(૮) બીજો બાયઝીદ (ઇ. સ. ૧૪૮૧)

(૯) પેહેલો સલીમ (ઇ. સ. ૧૫૧૨)

(૧૦) પેહેલો સુલેમાન (ઇ. સ. ૧૫૨૦)

(૧૧) બીજો સુલેમાન (ઇ. સ. ૧૫૬૬)




(૧૨) ત્રીજો મુરાદ (ઇ. સ. ૧૫૭૪)

(૧૩) ત્રીજો મહમદ (ઇ. સ. ૧૫૯૫)

(૧૪) પેહેલો અહમદ (ઇ. સ. ૧૬૦૩) (૧૫) પેહેલો મુસ્તફા (ઇ. સ. ૧૬૧૭)

(૧૬) બીજો ઓસમાન (ઇ. સ. ૧૬૧૮) (૧૭) ૪થો મુરાદ (ઇ. સ. ૧૬૨૩) (૧૮) ઇબ્રાહિમ (ઇ. સ. ૧૬૪૦)

(૧૯) ૪થો મહમદ (ઇ સ. ૧૬૪૮) (૨૦) બીજો સુલેમાન (ઇ સ. ૧૬૮૭) (૨૧) બીજો અહમદ (ઇ. સ. ૧૬૯૧)

(૨૨) બીજો મુસ્તફા (ઇ. સ. ૧૬૯૫) (૨૩) ત્રીજો અહમદ (ઇ. સ. ૧૭૦૩)

(૨૪) ૧લો મહમદ (ઇ સ. ૧૭૩૦) (૨૫) ત્રીજો ઓસમાન (ઇ. સ. ૧૭૫૪)

(૨૬) ત્રીજો મુસ્તફા (ઇ. સ. ૧૭૫૭) (૨૭) ૧લો અબદુલ હમીદ (ઇ. સ. ૧૭૭૩)

(૨૮) ત્રીજો સલીમ (ઇ સ. ૧૭૮૯)

(૨૯) ચોથો મુસ્તફા (ઇ. સ. ૧૮૦૭) (૩૦) બીજો મહમદ (ઇ સ. ૧૮૦૮)

(૩૧) અબદુલ મજીદ (ઇ સ. ૧૮૩૯) (૩૨) અબદુલ અઝીઝ (૧૮૬૧)

(૩૩) પાંચમો મુરાદ (ઇ. સ. ૧૮૭૬) (૩૪) બીજો અબદુલ હમીદ (૧૮૭૬)

આ દેશમાં ૨૪૩૩ મેલ રેલવે ચાલુ છે. કૉન્સતન્તીનોપલ યુરપનાં સઘળાં પાયતખત શેહેરો સાથે રેલ્વે સંબંધ ધરાવે છે, અને એશિયામાઈનરમાં રેલ્વે બાંધવાનું કામ જર્મન સત્તાવાલાઓની કૃપાથી ચાલુ થયું છે. તેમજ દમાસ્કસ, મક્કા રેલ્વે સુલતાન તરફથી બંધાવવામાં આવે છે.

તરકીનો મુખ્ય આયાત વેપાર સુજની, ખાંડ, ટૉપી અને ચોખાનો ચાલે છે. દરાખ, રેશમ, ઘઉં, બકરાનું ચામડું, ઉન, અફીણ, ટૉપી અને ચામડાનાં રંગોનો મુખ્ય નિકાશ વેપાર ચાલે છે. દમાસ્કસ શેહેર ઘણીજ ધારદાર તલવારો બનાવવા માટે જાણીતું છે. તેમજ તુરકી ગાલીચા શ્રેષ્ટ જાતીના બને છે. મુખ્ય કરી સ્મિરના ખાતેના ગાલીચા સુંદર ને ટકાઉ છે, તેમજ રેશમી કાપડ તરકીમાં વણાય છે.

કેળવણી માટે આ દેશમાં બે પ્રકારની શાળાઓ છે. એક મકતબને નામે અને બીજીમાં ઉંચી કેળવણી આપવામાં આવે છે. છોકરાઓને નાહની ઉમરે નિશાળે મેલે છે. આ નિશાળની ફી મહિને દહાડે માત્ર બે આના ૭ પાઈ જેટલી થાય છે. છોકરું પેહેલવેહેલું નિશાળે જાય છે ત્યારે તેની મોટી ક્રિયા કરવામાં આવે છે. છોકરાંના હાથ રંગવામાં આવે છે, અને તેને કિંમતી પોશાકમાં સજ કરી નિશાળે પધરાવવામાં આવે છે. તેના ગળામાં પેહેરાવેલા કોથળામાં કોરાન મેળવામાં આવે છે. પ્રથમ કોરાન શિખવી પછી વધુ અભ્યાસ કરાવવામાં આવે છે.

આ તુર્ક પ્રજાનો મુખ્ય પેહેરવેશ એક પેટી કસબી ભરતની તેમજ યુરોપીયનો જેવો પોશાક હોય છે. સ્ત્રીઓ ગોળ ટોપી પેહેરે છે જે ઉપર મોતીઓ અને કિંમતી જવાહીરો મોટા સરઅવસરે ટાંકે છે. તેઓ પગમાં કિમતી ભરતકામની સ્લિપરો પણ પેહેરે છે. કૉન્સટન્ટીનોપલમાં મ્હોટે ભાગે રેના પુરૂષો તથા સ્ત્રીઓ હાલમાં યુરપીયન પોશાકમાં પણ સજ થાય છે. તુરકી સ્ત્રીઓ બાહેર જતી વખતે માથાં ઉપરથી છેક આંખ સુધીનો મજલીનનો ઝીણો બુરખો નાખે છે, જ્યારે બીજો બુરખો, જે પેહેલાં કરતાં થોડો જાડો હોય છે તે ચેહેરા ઉપર નાખવામાં આવે છે અને તેનો ગાંઠ પીઠ ઉપર બાંધવામાં આવે છે. આ બે બુરખાથી બે આંખો શિવાય ચેહેરા તથા માથાનો સઘળો ભાગ અને છાતી પણ ઢંકાઈ જાય છે. આખા દિલ ઉપર એક લાંબો સાલો નાખવામાં આવે છે જેથી તમામ અંગ ઢંકાઇ રહે છે. કૉન્સટન્ટીનોપલમાં સ્ત્રીઓનાં બુરખા એટલા તો બારીકમાં બારીક મુમાસનાં બનાવવામાં આવે છે કે તેઓનાં ચેહેરા સાફ જણાઇ આવે છે.

તુર્ક ભાષા એ તુરાનીયન ભાષાની એક શાખા છે. તેને કૉન્સટન્ટીનોપલમાંની તુર્કી અથવા ઓરમાની ભાષા કહે છે. આ ભાષાઓ 'લીના' નદીના 'એડ્રિઆટિક' સમુદ્ર સુધી પસરેલી છે. તુર્કી વ્યાકરણ ઘણું મનોરંજક છે. મનુષ્યની માનસિક શક્તિનો જે વિકાસ ભાષામાં હોય છે તેનો પૂર્ણ નમુનો આ ભાષામાં જણાય છે, અને તે જોઇ ઘણું આનન્દાશ્ચર્ય લાગે છે. તે વિકાસનું પ્રથમથી તે આખર સુધી સઘળું સ્વરૂપ જેવી રીતે આ ભાષામાં જણાય છે, તેવી રીતે કોઇ પણ ભાષામાં જોવામાં આવતું નથી.

**તુરકોમાન**—ઉજાડ પ્રદેશમાં વસાહત કરી રહેલી એક પ્રજા. એઓ અસ્ત્રાબાદથી હિરાત અને બલખના દક્ષિણ ભાગમાં તથા ઓકસસને કાંઠે બલખથી ઉરલ તરફ કાસપિયનની પશ્ચિમે, તથા બીજા ભાગોમાં તુર્કોમાન પ્રજા તંબુઓની વાછણીઓ મારી વસે છે.

૧—ચોદર તુર્કોમાન કાસ્પિયનથી ઉરલ સુધી ૧૨૦૦૦ થી ૨૦૦૦૦ તંબુઓમાં વસે છે, એમનાં ૭ તાયફા છે.

૨—ઓરઝારી તુર્કોમાન ઓકસસના ડાબાં કાંઠા ઉપર ૫૦૦૦૦ થી ૧૦૦૦૦૦ તંબુમાં વસે છે.

૩—અંધખૂય તુર્કોમાન અંધખૂય પાસે ૧૦૦ તંબુમાં વસે છે.

૪—કારા તુર્કોમાન જંગલી સ્થિતિમાં અંધખૂયને મર્વ વચ્ચે ૧૦૦૦ તંબુમાં વસે છે.

૫—સૅલોર તુર્કોમાન બહાદુરી માટે અસલથી વખાણાયા છે. તેઓ મુરગાબાદથી મર્વ સુધી ૬૦૦૦ તંબુમાં વસે છે.

૬—સારી તુર્કોમાન પ્રજા મુરગાબને કાંઠે પંજદેહ સુધી ૭૦૦૦ થી ૧૦૦૦૦ તંબુમાં વસે છે.

૭—તાકે તુર્કોમાન ઘણાજ બળવાન અને શૂરવીર ગણાય છે. તેઓ ઉત્તર હારથી ગોકગંદને ખીવા સુધી તથા મર્વશાહની બીજે પારથી તે ઓકસસ સુધી વસે છે. તેઓ ૪૦૦૦૦ થી ૬૦૦૦૦ તંબુમાં વસે છે.

૮—ગોકલન તુર્કોમાન પ્રજા ખેતીવાડીનો ધંધો કરે છે અને તેઓનાં ૮૦૦૦ થી ૧૦૦૦૦ તંબુઓ ગોરનની ખીણમાં અને કુદિ સુધી વસેછે. તેઓ ઇરાનના શાહના તાબાના મુલકમાં છે. તેઓમાં ૧૦ શાખા છે.

મેજર એબોટના જણાવવા મુજબ તુર્કોમાન પ્રજાના જુમલે ૯૧૭૦૦ તંબુઓ, પ્રોફેસર યામ સે મુજબ ૧૯૬૦૦૦ તંબુઓમાં ૪૫૮૫૦૦ થી ૯૮૨૫૦૦ માણસો વસે છે.

આ પ્રજા કોઇપણ રાજ્યની હકુમત ગણકારતી નથી. તેમના દરેક તંબુનો વડો તેમનો સરદાર ગણાય છે ને ઘણા બુઝર્ગને વિશેષ માન અપાય છે. આ પ્રજા ૫ ફીટ ૭ ફીટ ઉંચની ઉંચાઈ ધરાવે છે. તેઓ દેખાવડા ને મજબુત બાંધાના છે. તેઓ પોતપોતામાં ઘણા પ્રામાણિક હોઇ પરોણાગત કરવામાં મશહૂર છે. એઓ સુન્ની પંથનાં કહેવાય છે.

**તુર્ફાન**—પૂર્વ તુર્કસ્તાનનું એક શેહેર. તીનશાન પર્વતના ધોળાવ ઉપર છે. વસ્તી ૩૦,૦૦૦ ની છે.

**તુરાન**—પ્રાચીન કાળમાં આ દેશ ઇરાનમાં ઉત્તર પૂર્વ ભાગમાં આવેલો હતો. આજ પ્રજા હાલમાં દુનિયાનાં જુદા જુદાં ભાગોમાં મંગોલિયન અને તુરાનીયનને નામે જાણીતી છે.

તુરાની નામ આગલા ઇરાનીઓએ પરદેશી માટે ઘણું ખરું વાપરેલું જણાય છે. હાલમાં પણ જ્યૂ, રોમન, અને ગ્રીક પ્રજાને મૂર્તિપૂજક અને જંગલી કહે છે; તેમ હિંદુઓ પરદેશી કોમને મ્લેચ્છ, તેમ ચિનાઓ પરદેશીઓને 'ફાન' કહે છે.

કયુવિયનના જણાવવા મુજબ આ પ્રજા જ્યારે ઉત્તર અને મધ્ય એશિઆમાં ફેલાઇ, અને હિંદની દક્ષિણ તરફ તથા પૂર્વ સમુદ્રનાં પૂર્વ ભાગમાં તથા જેપાન, કોરિયા, સાઇબિરિયા તરફ જુદા જુદા વિભાગોમાં ફેલાઇ ત્યારે તેઓ હાંગુસ, તુર્ક, મોંગોલ અને ફાનને નામે જાણીતી થઇ.

મુખ્ય કરી તુરાની પ્રજા—પણ ખાસ કરી તુર્કોતારતર પ્રજા પોતાની બદમાશી,લુંટારૂપણ અને લડવઇઆ તરીકેની ખાશીઅતથી ભય ઉપજાવનારી પ્રસિધ્ધ થઇ છે. આ પ્રજાનો ધર્મ ઘણોખરો પહાડી પ્રદેશમાં વસતી પ્રજાને મળતો છે. તેઓ ભૂત પિશાચ વગેરેને માની ઘેટાંનું બળીદાન આપે છે. મી૦ એટકીનસનના જણાવવા મુજબ હાલમાં પણ સાઇબિરિયા તરફ આ પ્રજા ઘોડાનું બળીદાન આપે છે.

મી૦ હડસન જણાવે છે કે તામીલ, તિબેટીયન, ઇન્ડો, ચાઇનીજ, તંગુજ, ચાઇનીજ, મોંગોલીયન્સ, અને તુર્ક પ્રજા તુરાનીયન પ્રજાનીજ વંશજ છે.

તુરાની પ્રજા હાલમાં મધ્ય તથા ઉત્તર એશિઆમાં:—તારતર, ફાન, તુર્ક અને મગીયારને નામે પ્રસિધ્ધ છે. તુરાનીયન ભાષા હાલમાં યૂરોપ તથા એશિઆના તમામ ઉત્તર ભાગ ઉપર અને ચીનથી પાઇરિનીજ અને કેપ કામોરીનથી કોકેસસ અને લેપલેંડ સુધી ફેલાયલી છે. તુરાનીયન ભષા બોલનારા ટોળા ઉત્તર અને દક્ષિણ તરફનાં એમ જુદા જુદા ગણાય છે. ઉત્તર તરફનાને ઉરલ એલ ટીક કહે છે, જે પાંચ વિભાગમાં વેહેંચાયલી

છે. દક્ષિણ તરફની ભાષા ૪ વિભાગમાં વેંહેંચાયલી છે.

**તુરી**—આ ટોળો કુરમ નદીની ખીણમા વસે છે. તેઓ પાસે ૫૫૦૦ લઢાયક માનસો છે. આ પ્રજા આગળ લુટફાટ કરી ઘણી ત્રાસ વરતાવતી હતી, આથી ૧૮૫૩માં કેપટન કોકે તેમની એક ટોળીને ઘેરી તેઓએ લુટી આણેલી મતા છિનવી લઈ તેઓને સુલ્હેથી રહેવાની ફરજ પાડી. ૧૮૫૪ માં કેદ કરેલાઓને છોડી મેળી તેમના ૪ માણુસોને જામીનગીરીમાં રાખ્યા હતા. પણ તે પછી ફરી તેઓએ આગળ મુજબજ લુટફાટ કરવાની શરૂઆત કરી ને ૨૦૦૦ તુરી લુટારાઓનું ટોળું બ્રિટીશ ફોજ ઉપર મીરાનઝાઈ ઘાટમાં તુટી પડયું હતું. ૧૭૭૮–૮૦ની કાબુલની લઢાઇ પછી કેરામ પાસ બ્રિટીશોએ હાથ કરી તે વેળા તુરી પ્રજા સુલ્હે સંપજમાં રહી હતી.

**તુરીયું**—એના વેલા ઉગે છે. એના બીયાં વર્ષમાં બે વેળા રોપવામાં આવછે. પ્રથમ વર્સાદની શરૂઆતમાં અને બીજી વેળા થંડીની આખેરીમાં. એની ખેતી માટે જમીન હળવડે ખેડી તેમાં ખાતર નાખી તૈયાર કરે છે, પછી ચરમાં એના બિયાં રોપેછે અને વર્સાદની મોસમ નહિ હોય તો ચાર પાંચ દિવસે પાણી સીપવું પડે છે. એની ઉપર પિળાં ફુલો આવે છે. એને વાવ્યા પછી સવા મહિને ફળો આવે છે. આ ફળો હાથ હાથ લંબાઇ સુધી વધે છે. વર્સાદમાં એની ઉપર મ્હોટાં ફળો ઉગે ને પણ ગરમીમાં નાહના ફળો આવેછે. એનાં બિયાં બે અઢી મહિના હારમાં રહેતાં તેથી ઉગતા વેલાપર ફળો ઘણાં, કડવાં આવે છે. એના વેલાને ઢોરો ખાયનો તે વેલા ઉપરનાં ફળો કડવાં ઉગે છે, એમ જે સમજ છે તે વેહેમી છે. આ વેલા પર નર અને માદા જાતનાં જૂદાં જૂદાં ફુલો ઉગે છે.

મૂતરખડા ઉપર તુરીયાનાં વેલાનાં મૂળ બામદાદમાં એક વાર એમ ત્રણ દિવસ પાય છે.

**તુલશી**—એનાં છોડ બે હાથ ઉંચા વધે છે એમાં કાળી અને સફેદ એવી બે જાતી છે. તુલશી પર 'માંજરો' આવે છે, અને તેમાં તેના બી વાવે છે. એ માંજરોનો તથા તુલશી દળનો હિંદુઓ દેવપુજામાં ઉપયોગ કરે છે. કાળી તુલશીનાં ઝાડ કાળા રંગના હોય છે, અને એ સફેદ તુલશી કરતાં વધારે ગુણકારી છે. જે જગે તુલશીનાં છોડ ઉગેલાં હોય છે ત્ય 'ઓઝોન' ગ્યાસ ઉત્પન થતી હોવાથી આસપાસની ગ્યાસ શુધ્ધ બને છે. સઈબિરિયા પ્રાંતમાં (જંગલી તુલશીને બૈજયંતી તુલશી કહે છે) એનો રસ તાપમાં પાય છે. બાળકોને કરમનાં દર્દથી તાપ ચઢેછે ત્યારે ઉલટી થવા માંડે છે તે બંધ. કરવા તેમને પણ પાંદડાનો રસ પાવામાં આવે છે, વળી એના બી રકત અતેસાર બંધ કરે છે. દેશી વૈદો તુલશીનાં પાંદડાના રસનો ઉપયોગ દવામાં ભારે છુટથી કરે છે.

**તુલશીદાસ**—આ મહાન કવિ હિંદુસ્તાનમાં ચિત્રકૂટ પાસેના હાજીપુર ગામમાં જનમ્યો હતો. એ ગૌડ બ્રાહ્મણની સરવરિયા શાખાનો હતો. એના પિતાનું નામ આત્મારામ પંડીત હતું. તુલશીદાસે રામાયણ ઘણીજ ઉત્તમ કવિતામાં લખેલું હોવાથી તેને વાલ્મિકી અવતાર પણ કહે છે. એના પિતાએ એને વૃતબંધ કર્યાથી એની પાસેથી ૧૨ વર્ષ સુધી બ્રહ્મચર્ય વૃત કરાવી વેદાધ્યન કરાવ્યું. અધ્યન સમાપ્ત થતાં એનાં લગ્ન દેવી મમતા સાથે કર્યાં. એને આ સ્ત્રી સાથે ભારી મિત્રાચારી હતી, તેમાં એ ઘણોજ સ્ત્રી લંપટ હતો તેથી પોતાની સ્ત્રીને પિયર મોકલતો નહિ, પણ એક વેળા એની ગેરહાજરીમાં એના પિતાએ તેણીને થોડા દિવસ માટે પિયર મોકલી, પણ તુલશીદાસને આ વાત રાત્રે ઘરે આવતાં જણાંતાં તે ઘણોજ દિલગીર થયો, એને સ્ત્રી વિના ચેન નહિ પડવાથી પોતાના સાસરીયાં ઘર તરફ જઇ ચઢયો, પણ બારણાં બંધ હોવાથી ઘરમાં પ્રવેશ કરવા માટે શોધ કરતાં એક બારીએ મ્હોટો સર્પ વિટલાઇ લટકેલો હતો તેને

'દોરડું' સમજી તે પકડી તેની સાહ્યતાથી ઉપર ચઢી જઈ સ્ત્રીને મળ્યો. પણ મમતા દેવીએ તેને શા આધારે ચઢી આવ્યો તે પુછતાં તેણે દોરડાને લટકી ચઢી આવવાનું કહેતાં તેણીએ અજબ થઇ બત્તી વડે શોધ કરતાં એક મ્હોટા સર્પને લટકતો દીઠો. આ સર્પને જોઈ મમતા દેવી અજબ થઇ બાબરી પડી બોલી "જેવું મ્હારી તરફ ચિત્ત ને પ્યાર ધરાવો છો તેવો જો ઇશ્વર પ્રત્યે ધરાવતા હતે તો તમારો જન્મ સાર્થક થતે. સ્ત્રીના આ વાક્યથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તે પછી એનીપર એક પિશાચ પ્રસન્ન થતાં તેની સાહ્યતાથી હનુમાનને મળી રામચંદ્રજીની ભેટ લેવા સામર્થવાન થયો હતો.

કવિ ચરિત્રમાં લખે છે કે તુલશીદાસે શહાજહાન પાદશાહની મુલાકાત લીધી હતી, પણ એનો જન્મ શકે ૧૫૭૮ માં થયલો હોવાથી તે વખતે એની ઉમ્મર ૭ વર્ષની હોવી જોઇએ, પણ શહાજહાન આ વેળા રાજ્યાસનપર નહોતો આથી આ બીના ખરી જણાતી નથી. મથુરા વૃંદાવનમાં 'નાભાજી' સાથે સતરમાં શાલિવાહન શકની શરૂઆતમાં મુલાકાત થઇ હતી. એની સાથે દરરોજ હજારો બ્રાહ્મણો જમતા તેથી એની કીર્તિ ઘણી પસરી.

એક સમે એના ઘેરમાં ચોર ભરાતાં રામચંદ્રજીએ તેમને કેદ કર્યા હતા, તથા એક સાહુકારની પુત્રીને પુત્રમાં બદલી નાખવાને તુલસીદાસ શક્તિવાન થયો હતો એવી દંતકથાઓ પ્રસિધ્ધ છે.

તુલસીદાસનો ગુરૂ જગન્નાથદાસ હતો. ગુરૂ સાથે તુલશીદાસે અનેક ક્ષેત્રોમાં ફરી કાશીગયા પછી શકે ૧૬૦૫ માં રામયણ લખ્યું. આ રામયણ રચ્યું તે વખતે એનું વય ૩૧ વર્ષનું હતું. તે શિવાય રામગુણાવલી, ગીતાવલી અને વિનય પત્રિકા નામે ગ્રંથો રચ્યા. ઉપરાંત, પદ, દોહરા, ચોપાઇ તથા કવિતા અનેક રચેલી છે.

**તુલશીપુર**—ઔદ પ્રાંતમાં ગોંડ જીલ્લામાંનું એક પ્રગણું. એની ઉત્તરે હિમાલયની નીચલી હાર, પૂર્વે અનોળા નદી, દક્ષિણે બાલરામપૂર પ્રગણું અને પશ્ચિમે બહારીચ જીલ્લો છે. એનું ક્ષેત્રફળ ૪૯૯ ચોરસ મેલ હોઈ તેમાંનો ૩૧૫ ચોરસ મેલ ભાગ ખેડાણ તળે છે. મુખ્ય પાક બાજરી, ચોખા, ચણાનો થાય છે. વસ્તી ૧૩૨૧૭૫ ની છે. જેમાં ૧૦૭૬૭૪ મોહમેદન ૨૪૪૯૨ ખ્રિસ્તીઓ છે. જીલ્લામાં કુલે ૩૩૯ ગામડાં છે.

મુખ્ય શેહેર તુલશીપુરમાં વસ્તી ૨૭૯૩ ની છે. આ ગામની દક્ષિણે આગલા રાજાએ બંધાવેલો એક મરોડીનો કિલ્લો છે.

**તુલશીવિવાહ**—તુલસી નામના વૃક્ષની અભિમાની જે દેવતા છે તેનું નામ પણ તુલસી છે. એ દેવતા લક્ષ્મિનો અવતાર છે. તેનો ભગવાન સાથે વિવાહ કાર્તિક શુદ ૧૨ ને દિવસે થયો હતો, તેથી તે દિવસે વૈષ્ણવો તુલસીનાં વિવાહ કરે છે. આષાઢી એકાદશીએ લીધેલા ચાતુર માસના નીયમો બારસે ભગવાનની સામે છોડવામાં આવે છે, અને તે નિયમોને માટે શાસ્ત્રમાં લખેલાં દાનો અપવાં પડે છે.

સાંજે તુલસી લગ્ન પ્રસંગે તુલસીનાં ઝાડને હળદ, કંકુ, બાંગડી, મંગળસૂત્ર વગેરે અર્પણ કરે છે. પછી તેના તથા કૃષ્ણની મૂર્તિની વચમાં અંતરપટ પકડી મંગલાષ્ટકો બોલી અંતરપટ દૂર કરે છે, અને તેની ઉપર અક્ષત નાખી દામોદર (વિષ્ણુ) ના હાથપર તુલસીનું દાન મુકે છે. આ લગ્નમાં નવી શેરડી તથા આમલી વગેરે પદાર્થ તુલસીને અર્પણ કર્યા પછીજ ખાવામાં આવે છે.

આ લગ્ન ઘેરેઘર જ્યાં તુલસી હોય ત્યાં કરવામાં આવે છે. કન્યા દાનનું મ્હોટું પુન્ય હાંસલ કરવાનાં હેતુથી જે હિંદુઓને પોતાનાં પેટની પુત્રીઓ નથી તેઓ તુલશી વનસ્પતિનું દામોદર નામ ધારી શાલીગ્રામથી લગ્ન કરે છે.

બ્રહ્મ પુરાણમાં તુલસીનું એવું માહત્મ કહેલું છે કે, "હે રાજન ! જેના ઘરમાં

તુલસીનું વન હેય, તેનું ઘર તીર્થ જેવું પવિત્ર થાય છે, તે ઘરમાં યમદુત પેસતા નથી. અર્થાત તે પુરૂશને નર્ક યાતના ભોગવવી પડતી નથી. તુલસી વૃક્ષ વાવવાથી, તેનું પોશણુ કરવાથી, તેનો સ્પર્શ કરવાથી, મનુષ્ય કાયા, વાચા અને તેના મનથી થયલાં પાપો દૂર થાય છે. તુલસીનાં તોરાથી વિષ્ણુનું અથવા શિવનું પુંજન કરનાર ગર્ભવાસથી છુટી મોક્ષને લાયક થાય છે. તુલસી વનની છાયામાં કરેલાં શ્રાદ્ધથી પિતૃને અક્ષય તૃપ્તિ મળે છે. કાર્તિક માસમાં ભગવાનને લક્ષ લક્ષ તુલસી દલ ચઢાવનાર દ્રબ્મ પાત્ર અને મોક્ષયોગ્ય થાય છે.

**તુલસી વિવાહની** કથા પદ્મ પુરાણમાં તથા કાર્તિક મહાત્મમાં એવી આપેલી છે કે, "એક દિવસે કૈલાસ પર્વત ઉપર ઇંદ્રે આવીને શંકરનું અપમાન કર્યું, આથી શંકરે ક્રોધાયમાન થઇ કપાળ ઉપર બાઝેલા પરસેવાનાં ટીપાંને સાગરમાં નાખ્યા. તે બીંદુમાંથી 'જાલંધર' નામનો એક બળવંત રાક્ષસ ઉત્પન્ન થયો અને તે સમુદ્રનાં પુત્ર તરીકે ઓળખાયો. સમુદ્રે લગ્ન નેમી દૈત્યની વૃંદા નામની પુત્રી સાથે કર્યું; તે પછી જાલંધરે તપ કરી એવું વ્રત મેળવ્યું કે "જાલંધરની પત્નિ વૃંદા જ્યાં સુધી પર પુરૂષનાં સંગથી ભ્રષ્ટ ન થાય, ત્યાં સુધી યૂદ્ધમાં તે વિજયી રહી કદી મૃત્યુ પામે નહિ. "સમુદ્ર મથન કરી વિષ્ણુ તથા ઇંદ્રાદિક દેવતાઓએ જે ૧૪ રત્નો લઇ ગયા હતા તે જાલંધરે પાછા માગવાને દૂત મોકલ્યા. પણ ઇંદ્રે તેનું અપમાન કરી તેને પાછો કાઢયો, આથી દેવ દાનવમાં મોટું યુધ્ધ થયું. જાલંધર અમરાવતિ લઇને દેવોને નહસાડયા. આથી તેઓ શંકર તથા વિષ્ણુને શરણે ગયા. તે ઉપરથી શંકર અને વિષ્ણુ મદદે આવ્યા. પણ તેઓ જાલંધરને જીતી શક્યા નહિ. જાલંધરનાં ભયથી વિષ્ણુ ભય પામી ઘેરે જઇ ગંગાને તેના ભાઇનું મ્હોત શાથી નિપજશે તે પુછવા જાલંધર પાસે તેને મોકલી, જાલંધરે પોતાનું મ્હોત કેવી રીતે નિપજશે તે બેનને જણાવ્યું. તેણીએ પોતાના સ્વામિને તે જણાવ્યું. આથી વિષ્ણુએ વૃંદાને ભ્રષ્ટ કરવાને જાલંધર રૂપ લઇ શંકરને મોકલ્યા; પણ તેમનું કપટ પકડાઇ ગયું. આખરે વિષ્ણુએ તેના ભર્તારનું રૂપ લઇ તે કામ કર્યું, આથી તેજ ક્ષણે યૂદ્ધમાં જાલંધરનું શિર શંકરના બાણથી છેદાઇ પડયું અને તે મસ્તક ઉડતું કે વૃંદાના શયન મંદીરમાં આવી એડું, વૃંદાએ જોયું કે કપટરૂપથી પોતાનું શિયળ ભંગ થતાં પતિનું મ્હોત નિપજ્યું છે. આથી સતીએ શ્રાપ આપ્યો કે, તરત વિષ્ણું કાળો પથ્થર થયો. આથી વિષ્ણુએ સામો શ્રાપ આપ્યો કે "તું વનસ્પતિ થઇશ," તે મુજબ વિષ્ણુ શાલિગ્રામ ને વૃંદા તુલસી બની.

બીજી કથા મુજબ વૃંદાના મરણથી વિષ્ણુ પરમદુઃખી થઇ પ્રાણ ત્યાગ કરવા તતપર થયા, ત્યારે તેની શાંતી માટે બીજા દેવતાઓએ તે જ્યાં બેઠો હતો ત્યાં બિયાં રોપ્યાં, તેમાંથી એકનું તુલસીનું ઝાડ થયું. તે વિષ્ણુને ઘણું પસંદ પડવાથી તેને સ્ત્રી તરીકે માની તેની સાથે લગ્ન કર્યાં.

**તુલસીશ્યામ**—કાઠીયાવાડમાં ગિરનાર જંગલમાં ઉનાથી ઉત્તરે ૨૧ મૈલ ઉપર આવેલાં ૭ ગરમ પાણીનાં કુંડો. એમાં ૬ ઉંચ વર્ણના લોકો માટે ને ૧ નીચ વર્ણના લોકો માટે છે. પ્રભાસખંડમાંના એક શ્લોક ઉપરથી એનું પુરાણું નામ 'તપ્તોદક' જણાય છે. કહે છે કે અત્રે કોઇ તલ નામનો દૈત્ય રહે તો હતો, તેને કૃષ્ણે મારી નાખ્યો હતો, તેથી કૃષ્ણનું તલસ્વામી નામ પડયું. તલસ્વામીનો અપભ્રંશ તલસ્વાસ, તેનો તલસામ ને તેનો તલસી ને સેવટે તુલસીશ્યામ. પણ વધારે સંભવિત કથા એવી છે કે દીવ ટાપુમાં (જાલંધરનો ટાપુ) કોઇ જાલંધર નામે રાક્ષસ હતો, તેની તુલસી નામે સ્ત્રી ઘણી પતિવ્રતા હતી. આ દૈત્યને દેવોએ વરદાન આપ્યું હતું કે જ્યાં સુધી તેની સ્ત્રી પતિવ્રતા રહેશે ત્યાં સુધી તે કોઇથી જીતાશે નહિ. આથી

તેણે ગર્વિષ્ટ થઇ જગતને પિડા આપવા માંડી. સેવટે શિવે લઢાઇમાં ઉતરી પ્રપંચથી કૃષ્ણ-દ્વારે જાલંધરની સ્ત્રી તુલસીને ભ્રષ્ટ કરવાથી જાલંધર મુવો. તે ક્ષણે તુલસીએ ઉપરની કથામાં દર્શાવ્યા મુજબ શ્રાપ આપવાથી કૃષ્ણ શાલિગ્રામ થયા, કે કૃષ્ણે તેના કેશમાંથી તુલસીનું ઝાડ કર્યું, ને તુલસીને ગલકી નદીના રૂપમાં બદલી. આ નદીમાં હાલમાં પણ શાલિગ્રામ મળે છે. કાર્તિક શુદ અગિઆરસે હિંદુઓ તુલસીને શાલિગ્રામના લગ્ન કરે છે. આ ઠેકાણે તુલસી ને કૃષ્ણનો મેલાપ થયલો તેથી એ જગાનું તુલસીશ્યામ એ નામ પ્રસિધ્ધ છે.

**તુલાંબ**—આ પ્રાચીન શેહેર રાવિ નદીની ડાબી તરફ મુલતાનની ઇશાન્યે છે. એની આસપાસ ઈંટરડીની ભીંત છે. ત્યાંથી ૧ મેલ ઉપર જુનો કિલ્લો છે, ત્યાંથી તે ઇંટરડીઓ આણી હશે એવું અનુમાન છે. 'મેનસન' કહે છે કે, "આગળ આ અતિ મજબુત કિલ્લો હશે;" તેવો તે હતો. તેને ઘેરો નાખતાં લાંબા વખત સુધી થોભવું પડશે એમ જોઇ તૈમુરલંગે ત્યાં લઢાઇ કરી નહોતી. તેની આસપાસ બે કોટ છે. તેની ઇંટરડી ૧૨×૮×૨½ ઇંચ જેવડી છે. આ કિલ્લા પાસે ૩૦૦ વર્ષ ઉપર રાવીનો પ્રવાહ બદલાઇ જતાં ત્યાંથી લોકોએ વસવાટ ત્યાગ કર્યો હશે એમ અનુમાન બંધબેસ્તું છે. ઈંટરડીનો આકાર તથા દંતકથા ઉપરથી શેહેર પુરાણું દિસે છે. જુનું શેહેર તૈમુરલંગે લુટી ત્યાં પ્રજાની કતલ કરી પણ કિલ્લો લીધો ન હોતો. ગીજનીના મેહમુદે એ લીધો હતો એમ કહે છે. મુલતાન જવાના માર્ગથી આ શેહેર પાસેજ છે. એ ઉપરથી ઉપલું અનુમાન કાઢવામાં આવ્યું છે. તેમજ અત્રે સીકંદર પણ વિજયી થયો હશે. માલી નદી ઉતરી તેણે જે એક શેહેર લીધું તે એજ હશે.

**તુવરફુળ**—આ કાંટાવાલું ઝાડ ગોમાંતક, કર્નાટક, અયોધ્યા, રોહલખંડ (પ્રાચીન સૌરાષ્ટ્ર) નેપાળ, સિક્કીમ પ્રાંતનાં જંગલમાં વધે છે. એનું લાકડું ચીકણું ને કઠણ હોય છે. તે ઘેર બાંધવાનાં ઉપયોગમાં સેવાય છે. આ વૃક્ષનાં કાંટા હથેલી જેવડાં પોહળા હોય છે, તેની ચકતીઓ સુતર કાંતવા માટે ઉપયોગી છે. એનાં ફળો ચણા જેવડાં હોય છે. આ ફળો પાકતાં તેની છાલ મસાલામાં નાંખે છે. આ ફળોનું તેલ પણ નિકળે છે. તેના ફળમાંથી સુગંધી તેલ નિકળે છે, અને તે તેલ કાઢતાં પાણી ઉપર તરનાર રેસમ જેવો શુભ્ર અને તિવ્ર ગંધ ધરાવનાર પદાર્થ ઉત્પન્ન થાય છે.

**તુવેર**—અથવા તુએર. આ ધાન્ય હિંદમા અતિ ઉપયોગી ગણાય છે. એ ચણાથી અર્ધે ભાગે પૈષ્ટિક છે. તુવેર ગુજરાત તથા દખણમાં પાકે છે. પંજાબ, સિંધ, મુલતાન, પેશાવર, કાબુલ તથા હિમાલયનાં પ્રાંતમાં આ ધાન્યનો પાક બિલકુલ થતો નથી. યુરપ, આફ્રિકા તથા અમેરિકા ખંડોમા તુવેર હજી જણાયું નથી. તુવરનાં ઝાડ બે પ્રકારનાં છે. એક દર વર્ષે થનારાં ને બીજા પાંચ છ વર્ષ સુધી જીવનારા. દર વર્ષ થનારી તુવેર ખરીપના પાકની હોય તો તેને આષાઢ માસમાં વાવે છે. તે કાર્તિક, માર્ગશિર માસમાં તૈયાર થાય છે. એનું ઝાડ બે અઢી હાથ ઉંચું વધે છે. રબ્બીનાં પાકની તુવેર આશ્વિન માસની સેવટમાં તથા કાતિકમાં વાવે છે. એનાં ઝાડને ખાતરની ઝાઝી અગત્ય નથી. જમીન સારી પેઠે ખેડી નરમ કરી તેમાં તુવેર વાવે છે; પછી તે ઝાડ જમીનની સરદી તથા ઝાંકળથી વધી જાય છે. તુવેર પાકીને તૈયાર થઇ એટલે તેને કાપીને ઢાળે છે, પછી તેને ઝુડી દાણા કહાડે છે. જે ઝાડ બે, ચાર વર્ષ સુધી બચે છે, તેનું થડ બાર ઇંચ વ્યાસનું હોય છે. તેની શિંગો પાકી તૈયાર થતાં તેને ચુંટી લઇને સુકવે છે. તુવેરની બે જાત છે, સફેદ અને લાલ. તુવેરની દાળ બનાવે છે. સુરતી તથા ભરૂચી દાળ સારી ઉંચી કહેવાય છે. ધાડી તુવેર મધ્યમ પ્રકારની હોય છે. જે દેશમાં ચોખા ખાનારી પ્રજા વસે છે

ત્યાંજ તુવેરનો મોટો ખપ થાય છે. તુવેરની શિંગોને કેટલાકો સાંબળ પણ કહે છે. આ શિંગો લીલી હોય ત્યારે તેનાં દાંણા કાઢી લીલવા બનાવે છે. તુવેર સમશીતોષ્ણ દેશમાં સારી ઉગે છે. જે દેશમાં ઘણી થંડી પડે છે અને બરફ વધારે વર્સે છે ત્યાં એનો પાક થતો નથી.

તુસ—એક પ્રકારની લડવઇઓ. એ કેખશરૂ પાદશાહના રાજ્ય અમલમાં નામના પામ્યો છે. એને વેસેના ખાનદાન સાથે બારે વેર હતું, તેનું કારણ અફરાશિઆબ અને નોદર વચ્ચે યુદ્ધ થયું તેમાં વેસેએ નોદર ઉપર કાનો લાધાથી એણે પોતાના બાપના વેરીઓ ઉપર કીનો લીધો હતો. એક સમે કયખશરૂએ એને અફરાશિઆબનાં મુલકપર ચઢાઇ કરવા મોકલ્યો ત્યારે પોતાના સાવકા બાઇ ફરૂદ (પીરાનની છોકરીનો છોકરો યાને સ્યાવક્ષની બીજી બાઇડીનો બેટો) ના મુલક ઉપર હુમલો નહિ કરવા જણાવ્યા છતાં એણે તેના દેશ ઉપર ચઢાઇ કરી ફરૂદને માર્યો હતો. આથી કયખશરૂએ એના પાસથી લશકરના સરદારનો ઓધો છિનવી લીધો હતો. જ્યારે કયખશરૂ ગોર્દનશીન થવા ગયો ત્યારે તેની પાછળ છેક ચશમાવેર ગય તહમ, બેજન, ફરેબુર્ઝ અને ગેવ ગયા તેમની સાથે તુસ પણ ગયો હતો. જ્યાં એ સર્વે તોફાન દરમ્યાન ગાયબ થઈ ગયા. આથી તુસને પણ અમર ગણી એ રસ્તાખેજ વેલા મદદ કરનાર થશે એમ જણાવવામાં આવેછે.

તુળજાંપુર—આ દેવીનું યાત્રા સ્થાન બારશીથી ૧૬ કોસ ઉપર છે. અત્રે દેવીનું મુખ્ય સ્થાન છે. આ દેવીની મૂર્તિ ગંડકીના કાળા પથ્થરની છે. આ દેવીના પુંજારીઓ 'ભોપે'ને નામે પ્રસિધ્ધ છે. અત્રે શ્રીમચ્છંકરાચાર્યે જઇ ત્યાંના ત્રીપુર કુમાર ઈત્યાદી શકિત ઉપાસકો સાથે વાદ વિવાદ કરી, ત્યાંના શાકતોને જીત્યા હતા.

આનંદગિરિના શંકર વિજયમાં તુળજાપુરને ભવાનીપુર કહેલું છે. તુળજાદેવી પોષ માસનાં આર ભથી માઘશુદ ૧૪ સુધી દોઢ માસ વેર પલંગ ઉપર સુવે છે, આ વખતે તે સિંહાસન ઉપર નહિ હોવાથી તેટલો વખત પૂજા પત્રી બધ કરવામાં આવે છે.

તુળારાશિ—આ રાશિ ૭મી છે. એની આકૃતિ તરાજવા જેવી છે. એમાં ઘણા તારા નથી પણ જે છે તેથી એની આકૃતિ સ્પષ્ટ જણાયછે.

તુળુ—હિંદુસ્તાનમાં આ ભાષા બોલનારી પ્રજાની વસતી ૪૯૧૭૨૮ ની અંકાયલી છે. એને તુળવ એવી પણ સંજ્ઞા છે. એ મલ્યાળી કરતાં કાનડીથી વધારે મળતી છે. એ આગળ કાનડા દેશમાં થોડા વખત પ્રચારમાં હતી, પણ હવે તો માત્ર મેંગલોરની આસપાસનાં થોડા પ્રદેશમાં બોલાય છે.

તૃણાવર્ત—કંસનો એક અનુચર—અસૂર. એણે કૃષ્ણ બાળરામના નાશ માટે ગોકુળમાં જઇ કુષ્ણને આકાશમાં ઉડાવી લઇ ગયો, ત્યારે કુષ્ણે પોતાની ગુરુત્વ શકિત પ્રગટ કરી એની ગરદનને દાબતાં તે પથ્થર ઉપર પડી મરણ પામ્યો.

તેજબલ—હિમાલયના પ્રદેશમાં, હરદવાર, ગંગોત્રી વગેરે દેશોનાં જંગલોમાં આ વૃક્ષ થાય છે. જે તેજબલ ઔષધિ ઉપયોગમાં આવે છે, તે આ વૃક્ષમાહેલી એક જાતિ છે. એના વૃક્ષની છાલ મરચાના જેવી તીખી હોવાથી તે દેશના લોકો એનો મરચાને ઠેકાણે ઉપયોગ કરે છે. દેશી વૈદ્યો એને ઔષધિ ઉપયોગમાં યોજે છે.

તેટવું—આ વન વૃક્ષ કોંકણ, કર્નાટક અને બીજા સર્વ દેશોમાં ઉગે છે. તેટવાનું વૃક્ષ ૧૫ થી ૨૦ હાથ છતાં એ અતિ ઘન હોય છે. એના પાદડા ત્રિકટાં થાય છે અને વચમાંનું પાતરૂં મરીનાં પાંદડા જેવું જણાય છે. તેટવાની શીંગ હાથ દોઢ હાથ લાંબી અને હથેલીના જેટલી પોહોળી હોય છે. આ શિંગ કુમળી હોય છે ત્યારે કેટલાએક લોકો એનું અથાણું તથા શાક કરી ખાય છે, પણ ઘરડી થતાં તે નકામી ગણાય છે, કેમકે તેનો

વાસ ખરાબ આવે છે. એના ઉપરની છાલ નારીયળનાં છોડાં જેવી કઠણ થાય છે, તેથી તે ખાવામાં ઉપયોગી નથી.

માલવણ, વેંગુરલા તરફ તેને ફળફળા; મુંબઇ, અલીબાગ તરફ તેટવું ને કર્નાટક તરફ અનિમુંગી કહે છે. સંસ્કૃતમાં એનું નામ 'મયુરજંઘા' છે.

આ વૃક્ષની શિંગ તથા છાલ અકસીર ઔષધી ગુણ ધરાવે છે. તેટવાંની શિંગ માહેલી રચના ચમત્કારિક છે. કેમકે બાહેરથી એની છાલ લીલી અને તેની અંદર ખાદી જેવું આચ્છાદન હોય છે. તે કાઢી લીધા પછી અંદર પરજાતકની શિંગના જેવા પણ તેનાથી કંઈ પાતળાં હોય છે. આ બિયાંની આસપાસ મલમલના કપડાં જેવો બારીક એક આંગળ પોહોળો સફેદ અર્ધ ઘેરાવો છે. અકેક શિંગમાંથી અશરે ૨૫૦ બિયાં નિકળે છે. આ બિયાં એક પર એક ચમત્કારિક યૂકતિથી રચાયલાં તથા રની માફક હલકાં હોય છે.

**તેનાલ રામલીંગ**—આ રમુજી કવિ શાલિવાહન શકે ૧૫૦૦માં જનમ્યો હતો. વિજય નગરમાં રાજા કૃષ્ણ રાયલ્લુની દરબારમાં જે પ્રસિદ્ધ ૮ કવિઓ હતા તેમાંનો એ પણ એક ગણાયો છે. એણે 'ભટ્ટપાવક' પાસે સંસ્કૃત તથા તેલંગી ભાષા ભણી કવિતા લખવા ઉપર ધ્યાન દોડાવ્યું. એની ઉપર એક દેવી પ્રસન્ન થવાથી એ બચપણથી રમુજી કવિ તરીકે પખણાયો હતો.

એને રાજ્ય આશ્રય મળ્યા પછી 'પાંડુરંગ મહાત્મ' નામે રસીલું કાવ્ય રચી પ્રસિદ્ધ કર્યું હતું. એ પોતાની હાજરજવાબી અને રમુજી કવિત્વ શક્તિથી અનેક પ્રસંગે રાજાની ખતરાજીમાં આવી પડયા છતાં પોતાની ચાલાકીથી ફરી ફરી રાજાની મેહેરબાની મેળવી બધામાં પ્રિય થઇ પડયો હતો, પણ એક સમે રાજકન્યાએ 'પતથી પરિણય' નામે સુંદર નાટક રચી તેનું વાચન કરતી હતી તે વેળા મશ્કેરી કરવા જતાં રાજાની ઇતરાજીમાં આવી પડયાથી એને દરબારમાંથી પલાયન કરી જવું પડયું હતું. એણે તે પછી કલિંગ દેશના રાજાના આશ્રયમાં જીંદગી ગાળી હતી.

**તેનાસરીમ**—લોઅર બરમા પ્રાંતનો એક ભાગ; એમાં ૭ જીલ્લાઓ સમાયલા છે. એનું કુલે ક્ષેત્રફળ ૪૬૭૩૦ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૮૨૫૭૪૭ ની ને ૧૮૯૧ માં ૫૭૮૦૭૩ ની હતી. તેમાં પાંચ શેહેરો તથા ૩૧૧૨ ગામડાં છે. લોક વસ્તીમાં ૪૩૭૯૦૦ પુરૂષો અને ૩૮૭૮૪૧ સ્ત્રીઓ છે. તેમાં ૬૫૮૩૦૪ બુદ્ધિસ્ત (૮૪ ટકા), ૫૧૧૬૦ બુદ્ધિસ્તને મળતી પણ દૈત્ય પૂજક પ્રજા, ૨૮૩૧૫ ખ્રિસ્તી, ૨૪૭૮૬ મોહમેદન અને ૨૩૧૪૫ હિંદુઓ તથા ૧૫ જૈન અને ૨ પારસી છે.

ખેતીવાડી ખાતે એકંદર જમીન ૨૧૧૬૮ ચોરસ મૈલ છે. મુખ્ય પાક ચોખા ૪૭૩૦૪૧ એકરમાં, તેલીબિયાં ૮૯૮ એકરમાં, શેરડી ૪૫૧૦ એકરમાં, કપાસ ૬૦૬ એકરમાં, તંબાકુ ૧૫૦ એકરમાં, ઉદભિજ ૨૫૨૪ એકરમાં છે. અને નારીયળી ૫૯૨૫ એકરમાં રોપેલી છે.

મુખ્ય શેહેર તેનાસરીમ એજ નામની નદીના મુખની ઉતરે ૩૩ મૈલ ઉપર છે. આ શેહેર લાલ રેતાળ પથ્થરના ખડક ઉપર છે. આ ગામ આસપાસ પહાડી જગ્યા છે. એની સ્થાપના ૧૩૭૩ માં સિયામી પ્રજાએ કરી હતી, કે જે વખતનો એક લેખવાળો સ્થંભ છે. આ શેહેર, આસ પાસ ચાર ચોરસ મૈલ ઘેરાવાનો એક કોટ છે.

**તેપલિત્ઝ**—બોહેમિયાનું આ જળમય સ્થળ, અક્બર્ગ પાસે લેટમેરિત્ઝની ઉત્તર પશ્ચિમે ૨૦ મૈલ ઉપર છે. અત્રેનાં ખનીજ ઝરાનાં હમામખાના ખાસ કરી સંધીવાના દર્દીઓ માટે બેહદ ફાયદાકારક ગણાય છે. લોક વસ્તી ૧૬૭૫૦ ની છે. અત્રે ૭૦૦૦ દર્દીઓ અને બીજા મોજશોખ ખાતર મુસાફરો દર વર્ષે હજારોની સંખ્યામાં ઉતરી પડે છે.

તેરડો—આ અતિ સુંદર વર્ષાયુ ફુલ ઝાડ બગીચામાં ઉગે છે. એની ઉપર સિંગલ અને દબલ ફુલો સેંકડો રંગના ઉગે છે. એના બિયાં વર્સાદની શરૂઆતમાં રોપી, રોપો ૬ ઈંચનો થતાં અસલ જગેથી કાઢી બીજી જગ્યા ઉપર દાટવામાં આવે છે. એની પર વર્સાદમાં ફુલો ઉગે છે. હાલમાં એની એક ફુલવાલી જાત અનેક વર્ષ ટકનારી જણાઇ છે.

તેરી—રાની અળુની એક જાત. આ કંદના મૂળ વર્સાદમાં જંગલ માહે આપોઆપ ઉગે છે.

તેરી—પંજાબમાંના કોહત જીલ્લામાંનું તેહેશીલદારી. એ કોહત જીલ્લાનો દક્ષિણ ભાગ રોકે છે. એનું કુલે ક્ષેત્રફળ ૧૬૧૬ ચોરસ મૈલ હોઈ તેમાં ૮૩ ગામડાં છે. વસ્તી ૭૯૯૮૭ની છે. વસ્તી દર ચોરસ મૈલે ૫૦ ટકાની છે. વસ્તીમાં ૭૭૬૬૨ મોહમેદન, ૨૨૭૧ હિંદુ, ૧૧ શિખ અને ૪૩ પરદેશીઓ છે *તીરાઇનો નવાબ સરખ્વાજે મહમદખાન* કે. સી. એસ. આઈ. ખોતક પઠાનોનો સરદાર છે. આ તાલુકો નવાબને જાહાગીરીમાં મળેલો છે.

મુખ્ય ગામ તીરાઇ કોહતથી ૩૪ મૈલ ઉપર છે. લોક વસ્તી ૪૦૭૧ની છે. આ ગામમાં નવાબનાં મેહેલો છે, તથા ગામમાં ૧૧૦૦ મકાનો ને ૧૧ દેવળો છે.

તેલ—ફળ, ફુલ, છાલ, ઝાડ અને માછલીમાંથી કાઢવામાં આવે છે. તેલ બે રીતે કાઢવામાં આવે છે. એક પિળીને અને બીજું ગરમીની મદદથી યંત્ર વડે તેલ ખેંચી શકાય છે. અળશી, રાઇ, એરંડીએલ વગેરેમાંથી તેલ પિળી કાઢવામાં આવે છે. તજ, લવિંગ, જાયફળ વગેરેમાંથી યંત્ર વડે ખેંચાય છે.

તેલ રાંધી ખાવાના તથા ઔષધિ ઉપયોગમાં આવે છે. તેમજ સંચામાં ઘસારો થતાં ગરમી ઉત્પન્ન થઇ ચીચવાટ અને અગ્નિ ઉત્પન્ન નહિ થાય તે માટે પણ એનો મોહોટો ઉપયોગ કરવામાં આવે છે.

ઔષધી ઉપયોગમાં તે કાચું ખાવામાં અપાતું નથી; પણ તેમાં પાણી મેળવી અગર ગોળી કરી અથવા મિશ્રણ કરી ખાવા અપાય છે. તેમજ ચોપડવાના મલમમાં પણ ઉપયોગ કરવામાં આવે છે.

જૂદી જૂદી જાતનાં તેલોને ત્રણ વર્ગમાં વેહેંચી શકાય. ૧—ઠરી જતાં તેલો, ૨—હવામાં ઉડી જવાં તેલો અને ૩—જમીનમાંથી નિકળતાં તેલો.

પેહેલા વર્ગમાં ઠરી જતાં તેલો જાનવરની ચરબીમાંથી અને છોડવાઓનાં ફળ તથા બીયામાંથી કહાડવામાં આવે છે, અને તેઓ ચીકણા હોવાથી પાણીમાં મળી જતાં નથી. તેઓમાંના ઘણા ખરા પ્રવાહિ રહે છે, પણ કોપરેલ જેવાં થોડાંક થંડીમાં સખત થઇ જાય છે. પ્રવાહિ તેલોને જો ઘણાં થંડા કીધાં હોય તો તેઓમાંથી 'સ્ટીઅરાઇન' (Stearine) નામની નક્કર સફેદ કાચ જેવી વસ્તુ અને *'ઓલીઇન' (Olein) નામનો* પ્રવાહી પદાર્થ છુટો થઇ જાય છે. હવામાંની ઑક્સિજન ગૅસ આ તેલો ઉપર જલ્દીથી અસર કરે છે, અને તેથી તેઓમાંના કેટલાંક સખત થાય છે, કે સુકાઇ જાય છે; અને કેટલાંક ખોરા થઇ જઇ વાસ મારે છે. એવા સુકાઇ જતા તેલો રંગ અને વારનિસ બનાવવામાં વાપરવામાં આવે છે. અને જે તેલો સખત થઇ જતાં નથી તે સાંચાઓના ભાગોને સરકણા કરવામાં, દીવા બાળવામાં તથા સાબુ બનાવવામાં કામે લાગે છે.

ઑલિવ્હ ઑઇલ, અલસીનું તેલ, સરસીયું વગેરે છોડવામાંથી નિકળતા તેલોમાં ઑક્સિજન ગૅસ સાથે મળી જવાનો મોટો ગુણ હોય છે, અને તેથી રદી કપાસ અથવા સણ કે ઉન એવા તેલમાં ભીંજવીને તે જો તડકામાં મેલ્યું હોય, તો હવામાંની ઑક્સિજન સાથે તેલ મળી જઇ ગરમી પેદા કરશે અને તે પોતાની મેળે સળગી ઉઠશે.

છોડવામાંથી નિકળતા તેલો તેનાં બિયાંને ખાખરાં કરીને અને ફળને છુંદીને પછી

સાંચામાં દાબી કાઢવામાં આવે છે. કેટલીક વેળા ખોખરાં કરેલાં બિયાંને પાણીમાં ઉકાળવામાં આવે છે, અને ઉકળતા પાણી ઉપર જે તેલ તરી આવે છે તે કાઢી લેવામાં આવે છે.

હિંદુસ્તાનમાં અસલી વખતથી જે રૂઢીએ તેલ પિળી કાઢવામાં આવે છે તેજ રૂઢી હાલમાં પણ ચાલુ છે. આથી તેલ જેવું જોઇએ તેવું સ્વચ્છ તથા ઝડપથી મળી શકતું નથી, પણ યુરપમાં તો તેલની ખાસ મોટી મીલો ઉભી કરવામાં આવે છે, જ્યાં તેલ થોડા વખતમાં ગજાવર જથ્થામાં મળે છે. જો એક ઉત્તમ 'મશીન' હોય તો ૧૦૦ રતલ બિયાં ૧૬ કલાકમાં કચડી તેનું તેલ મળી શકે છે.

આ મીલોમાં પ્રથમ બિયાંને કચડી તેનો ભૂકો યંત્ર વડે કરવામાં આવે છે, આ યંત્રમાં એક ફ્રેમની અંદર રોલરો એવી રીતે દાખલ કરેલાં હોય છે કે તેમાં નાખવામાં આવતાં બિયાં જૂદા જૂદા રોલરો વચ્ચે વધતાં જતા દબાણ સાથ કચડાઇને તેમનો બારીક ભૂકો થાય છે, પણ તેમાંનું તેલ છુટું પડતું નથી, પછી તે બીયાંના ભુકાને ' કૅટલ ' ( કીટલા ) યાને પોલાદનાં પત્રાના બનાવેલા એક મોટા વાસણમાં નાખવામાં આવે છે. જે વાસણનાં તપીને ગરમ થએલાં પત્રાંના સમાગમથી તેમજ અહે સ્ટિમ દાખલ કીધાથી ગરમ થઇને એ ભૂકો નરમ માવા જેવો બને છે. બાદ એ નરમ બનેલા માવાને તેના ચોસલા બનાવવા માટે 'મોલ્ડિંગ પ્રેસ'માં નાખવામાં આવેછે. આ પ્રેસોની બનાવટ પણ એવી રાખેલી હોય છે કે પેલા માવામાથી જરાબી તેલ દબાઇ નિકળવા પામતું નથી. સેવટે આ પ્રેસમાંથી નિકળેલા ચોસલાઓને તેલ પિળવાના પ્રેસમાં લઇ જવામાં આવે છે.

તેલ કેટલું નિકળે છે તેનો આધાર સાંચા ઉપરાંત બિયાંની જાત તથા કામદારોની ચાલાકી ઉપર પણ રહે છે. તેલ કાઢવા માટે સાંચો કેટલો નાહનો કે મોટો વાપરવો તેનો આધાર ઘણુંકરીને બિયાં કચડવાનાં જથ્થા ઉપરથી લેવામાં આવે છે. વળી યોગ્ય સાંચાઓના ઉપયોગ ઉપર પિળાતાં તેલની જાતનોબી આધાર રહે છે.

**ઑલિવ્હ ફળનું તેલ**—આ તેલ ઑલિવ્હ નામનાં ઝાડના ફળમાંથી કાઢે છે. એનાં ફળોને ઘાણીમાં નાખી અથવા પ્રેસમાં મેળી પિળી કાઢે છે યા 'કાર્બનડાયૂ સલ્ફાઇડ' માં દ્રવિભૂત કરી કાઢે છે. એ સ્વચ્છ હોય છે સારે તેનો રંગ ફિક્કો પિળો હોય છે, યા સેહેજ લીલાસપર ઝાંખ મારે છે. એનો કોઇપણ પ્રકારનો વાસ આવતો નથી. તેમજ જીભ ઉપર મેળતાં—નરમ ને મીઠાસદાર લાગે છે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ૦·૯૧૬ અથવા ૦·૯૧૮ છે. આ તેલ ઘણી મોંઘી કિંમતે વેચાતું હોવાથી તેમાં ઘણી ભેળ કરવામાં આવે છે. તેમાં મુખ્ય ભેળ 'કાર્બનડાય સલ્ફાઇડ'માં તેનાં બિયાં દ્રવિભૂત કરી તેલ કાઢે છે, અને તેને ઑલિવ્હ ઑઇલ તરીકેજ વેચવામાં આવે છે. આ તેલ ઑલિવ્હ જેવું છતાં તેનું વિશિષ્ટ ગુરૂત્વ ઓછું હોય છે.

**કપાસિયાનું તેલ**—આ તેલ કપાસિયાં (કપાસના બિયા) ને દાબી કાઢે છે. આ તેલ કાઢવા આગમજ કપાસિયાં સુક્કાં બનાવવાં પડે છે. જો તેમાં ભિનાસ રહે છે તો કોઇ વેળા વખારમાં ભરી રાખેલાં હોય ત્યાં એકાએક પોતાની મેળે સળગી ઉઠે છે. હિંદુસ્તાનમાં કપાસિયાને ભિજવી તેનું તેલ કાઢે છે; પણ યુરપમાં તેને પ્રથમ યંત્ર વડે સાફ કરી, ઉનની થેલીમાં ભરી તે થેલીઓને 'હાઇડ્રોલિક પ્રેસમાં' ૧૦૦ સેંટિગ્રેડ ઉષ્ણુમાન ઉપર દાબી તેલ કાઢે છે. આ મુજબ જે તેલ નિકળે છે તે કાળાસપર લાલ હોઇ અળસીનાં તેલ જેવું હોય છે. એનું ૬૫ સેંટિગ્રેટ ઉષ્ણુમાન ઉપર વિશિષ્ટ ગુરૂત્વ ૦·૯૩૦ હોય છે.

અમેરિકામાં કપાસિયાનું તેલ ૪ પ્રકારનું મળે છે. ૧—કાચું (હલકું), ૨—ગાળી બનાવેલું, ૩—ગાળી વધારે સ્વચ્છ કરેલું અને ૪—ગાળી સ્વચ્છ બનાવી તેમાંથી ગંધ કાઢેલું.

કપાસિયાનું તેલ ફિક્કા પિળા રંગનું હોય તેને થોડો વાસ આવે છે, અને સ્વાદમાં મિઠાસદાર હોય છે. તેમાં 'ફ્રિ ઍસિડ' (છુટાં ઍસિડ) નહિ હોવાથી તે ખોરૂ થતું નથી. એનો ઉપયોગ ખાવામાં તથા સાબુ વગેરે પદાર્થ બનાવવામાં કરે છે. આ તેલનું વિશિષ્ટ ગુરૂત્વ ૦·૯૨ હોય છે.

અળસીનું તેલ—અળસીનું તેલ બીજા બિયાંના તેલ પ્રમાણે અળસીને ખોખરી બનાવી પછી ગરમી આપી 'હાઇડ્રોલિક પ્રેસમાં' દાબી કાઢે છે. આ રીતે એક વેળા તેલ કાઢી લીધા પછી બાકી વધેલા ખોળમાં પણ થોડું તેલ રહે છે. આથી તે ખોળને કરવત જેવાં હથિયારવડે કાપી ઉપર લખ્યા મુજબની રીતે ફરી હાઇડ્રોલિક પ્રેસમાં દાબી તેમાં રહેલું તેલ કાઢે છે. બે વેળા પ્રેસમાં દાબી કાઢ્યા છતાં બીજું તેલ રહે છે. આ બાકી રહેલાં તેલનું પ્રમાણ લગભગ દર સેંકડે ૭ થી ૧૦ ભાગ રહે છે. આ બાકી રહેલા તેલને કાર્બનડાઇ સલ્ફાઇડમાં દાબી કાઢે છે, તે નીચે મુજબઃ—

'કાર્બનડાઇ સલ્ફાઇડમાં અળસીનું તેલ દ્રવિભૂત થાય છે. આ પદાર્થ રંગહિન, ભારી અને પતળો તથા ઉજેરડાનું પરાવર્તન કરનાર છે. ગંધકની વરાળ બળતા કોલસા ઉપર છોડી આ પદાર્થ બનાવવામાં આવે છે. ગંધકના બે પરમાણુ કાર્બનના એક પરમાણુ બરાબર અતિ ઉષ્ણમાન ઉપર રસાયનિક સંયોગ પામી કાર્બનડાઇ સલ્ફાઇડ તૈઆર થાય છે, એની બળતી વરાળને બાહેરથી બરફ ચોપડેલા વાસણમાં ઠંડી કરે છે. બજારૂ કાર્બનડાઇ સલ્ફાઇડની અતિ ખરાબ ગંધ આવે છે, પણ શુદ્ધ કરેલા કાર્બનડાઇ સલ્ફાઇડનો વાસ ઇથર નામે પદાર્થ જેવો આવે છે.

પ્રથમ મોટા ટપમાં અળસીના ખાકીના ખોળને નાખે છે, પછી પેહેલા 'ટપ'ના તળીયામાં કાર્બન ડાઇ સલ્ફાઇડની નળી લગાડી તેમાં તે પ્રવાહી પદાર્થ છોડે છે. તે તેલ ટપનાં ઉપલા ભાગમાંથી નિકળી બીજા ટપનાં તળીયા તરફ જોડેલી નળીમાંથી બીજા ટપમાં જાય છે. આ મુજબ સર્વ ટપમાં કાર્બનડાઇ સલ્ફાઇડ ફરી રહી છેલ્લા ટપની ઉપરની નળીમાંથી બાહેર નિકળવાની ગોઠવણ કરેલી હોય છે. કાર્બનડાઇ સલ્ફાઇડ સર્વ ટપમાં ફરી બાહેર નિકળવા માંડતા સઘળો ખોળ તેમાં ભિનાય છે, અને તેમાંનું સર્વ તેલ તેમાં મિશ્ર થાય છે. આથી તેનો રંગ કાંઇક લાલ અથવા કાળો હોય છે, ત્યા સુધી તેલ ખોળમાં છે એમ સમજવું. કાર્બનડાઇ સલ્ફાઇડ આ પદાર્થ પાણી જેવો રંગહિન નિકળવા માંડતા તે ખોળમાંનું સર્વ તેલ નિકળ્યું એમ સમજવું. આ મુજબ તે પ્રવાહી પદાર્થ બીજા બંદ વાસણમાં પકડી તેમાંનું કાર્બનડાઇ સલ્ફાઇડ નળિકા યંત્ર વડે કાઢી લેતાં હેઠે તેલ રહે છે. આ મુજબ અળસીનું તેલ કાઢવામાં આવે છે. આ રીતે બીજા બિયાંના તેલ પણ કાઢી શકાય છે. અળસીનું તેલ તાજું હોય છે ત્યારે તેનો રંગ પિળાસ ઉપર હોય છે, યા તપકિરિયા રંગ ઉપર હોય તેનો અળસી જેવો વાસ આવે છે.

અળસીનું તેલ શુદ્ધ કરવું હોય તો તેને કલ્લાઇ કરેલાં વાસણમાં નાખી તેમાં સલ્ફ્યૂરિક ઍસિડનું પાણી ભેળે છે. દર સો ભાગ પાણીમાં ૧ ભાગ શુદ્ધ સલ્ફ્યૂરિક ઍસિડ નાખી તે સલ્ફ્યૂરિક ઍસિડનું પાણી બનાવે છે. પછી તે સર્વ મિશ્રણને તેલ સાથે ઉકાળે છે, અને સ્થિર થવા દીયે છે. ત્યાં પછી ઉપરનું શુદ્ધ તેલ કાઢી લીયે છે, અને હેઠે અસ્વચ્છ તેલ રહે છે તેને ફરી બીજા અશુદ્ધ તેલ સાથે મિશ્ર કરી તેજ રીતે ક્રિયા કરી ફરી શુધ્ધ તેલ કાઢેછે.—

અળસિનું શુદ્ધ તેલ ફિક્કા, પિળા અથવા લીલા રંગનું હોઇ તેમાં સેહેજ અળસીનો વાસ અને રૂચી રહે છે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ૦.૯૩૫ હોય છે.

આ તેલને રૂસાયન રીતે તપાસતાં તેના ઘટક દ્રવ્યમાં નીચે લખેલા પદાર્થ હોય છે. ૧—લિનિઓલિક, ૨—ઓલિઇક, ૩-પામિટિક અને ૪—મિરિસ્ટિક ઍસિડ. આવા ૪ જાતનાં ઍસિડ હોય છે. તેમાં પેહેલું વધારે પ્રમાણમાં અને બાકીનાં થોડાં હોય છે. આ તેલમાં લિનિઓલિક ઍસિડ વધારે હોવાથી હવા માહેલું ઑકસિજન આ તેલ જલ્દી શોષિ લીયે છે, તેથી કઠણ પારદર્શક વાર્નિસ બને છે. આ તેલના નાહના નાહના વિભાગ કરી ખુલ્લી હવામાં રાખ્યાથી તે ઑકસિજન જલ્દી શોષિ લીયે છે, તે એટલાં સુધી કે તેનું ઉષ્ણમાન બળતણની ગરમી જેટલું હોય છે. અળસીનાં તેલમાં બીજા બિયાંના તેલ, રાળ, ખનિજ તેલ અને ઘણુ કરી માછલીનું તેલ ભેળે છે. મી૦ ગ્યાડીના જણાવવા મુજબ હિંદુસ્તાનથી પરદેશ મોકલવામાં આવતાં તેલમાં રાઇનું તેલ ભેળે છે.

એડીયાનું તેલ—આ તેલ એરંડીયાના ઝાડના બિયામાંથી કાઢે છે. ગુજરાત પ્રાંતમાં એને દિવેલ કહે છે. હિંદુસ્તાનમાં એડીયાને ઘાણીમાં નાખી પિલી તેલ કાઢે છે, અથવા તો બિયાંને ખોખરાં કરી પાણીમાં ઉકાળી ઉપર આવતું તેલ કાઢી લીયે છે. યૂરપમાં આ બિયાંને યંત્રમાં નાખી દાબીને તેલ કાઢે છે, અથવા બિયાંને ખુબ છુંદી થેલીમાં ભરી તે થેલીઓને પાણીમાં ખુબ ઉકાળી તેલ કાઢે છે. આ તેલ જુનું હોય તો તેમાં ધૂળ કચરો વગેરે મેલ હોય છે. એને થંડી રીતે કાઢતાં તેનાં બિયાંનો ઝીણો કચરો તેમાં હોય છે, આથી કપડામાંથી ગાળી સ્વચ્છ કરે છે. આ તેલ શુદ્ધ હોય છે ત્યારે રંગહિન, વજનદાર અને તેનો એરંડ જેવો વાસ આવે છે. એડીયામાં બીજા તેલ કરતાં ચીકાસ વધારે હોય છે. એ જાડું હોઇ એનું વિશીષ્ટ ગુરૂત્વ વધારે હોય છે. એ સ્પિરિટમાં જલદી પિગળે છે, પણ પેટ્રોલિયમ ઇથરમાં (શુદ્ધ કેરોસીન) પિગળતું નથી. ઍસેટિક ઍસિડમાં એ પિગળે છે. જો આ તેલને ઘણી ગરમી આપી હોય તો ૨૭૫ સેંટિગ્રેડ ઉષ્ણમાન ઉપર ઉકળવા માંડે છે; અને તે વેળા નિકળતી વરાળ ઘણી તિક્ષણ અને સ્વાસમાં જતાં અગન ઉઠે છે.

આ તેલમાં રિસિનોલિક ઍસિડ, અને ગલિસરાઇન એ પદાર્થ હોય છે. રિસિનોલિક ઍસિડ ઘણા વધારે પ્રમાંણમાં હોય છે. બજાર દીવેલનો રંગ જૂદા જૂદા હોય છે. પાણી જેવું પિળુ અથવા તપકિરિયા રંગનું બજારમાં વેચાય છે.

યૂરપમાં આ તેલ મોઘું વેચાતું હોવાથી તેમાં ભેળ કરવામાં આવે છે. આ તેલમાં રાળ, કપાસિયાં, અળસી વગેરેનાં તેલનું મિશ્રણ કરે છે, પણ હિંદુસ્તાનમાં સસ્તું વેચાતું હોવાથી તેમાં ઝાઝી ભેળ કરવામાં આવતી નથી.

તાડનું તેલ—આફ્રિકામાં ઉગતા તાડનાં ફળની નરમ છાલમાંથી આ તેલ કાઢવામાં આવે છે. પ્રથમ ફળો તોડી તેનો ઢગલો કરે છે. પછી કેટલાક દિવસે ફળોને જમીનમાં દાટી કોહવા દીયે છે. પછી દાબી તેમાંનો ગર બાહેર નિકળવા માંડતા તેને છુંદી તેના દડા પાણીમાં નાખી ઉકાળે છે, એટલે તે ઉપર તરે છે. આ તેલનો રંગ કાળાસ ઉપર પિળો અથવા લાલ હોય છે; એ માખણ અથવા ચરબી જેવું બને છે. એનો એક જૂદાજ પ્રકારનો વાસ આવે છે, અને તે ઉપરથીજ આ તેલ પરખાય છે. તેનો વાસ કાચા સાબુ જેવો આવે છે. આ તેલમાં પૅમિટિક અને ઓલિઇક ઍસિડ હોય છે. પેહેલું બીજા કરતાં વધારે પ્રમાણમાં હોય છે. એને વધારે દિવસ રાખતા તેમાંથી પૅમિટિક ઍસિડ બને છે. આ છુટા ઍસિડનું પ્રમાણ કોઇ વેળા એટલું તો વધારે હોય છે કે દર સેંકડે ૯૭ ટકા છુટું

પૅામિટિક ઍસિડ' આ તેલમાં જણાય છે. આ તેલ ૬ થી ૭ રૂપીયે મણને ભાવે વેચાય છે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ૧૫ સેંટિગ્રેટ ઉષ્ણુમાન ઉપર લગભગ ૦·૯૨૫ હોય છે. પણ કોઇ કોઈ વેળા તે ૦·૯૨૦ થી ૦·૯૨૭ સુધી હોય છે. આ તેલને હાઇડ્રોલિક પ્રેસમાં દાબતાં તેમાંથી પતલો પદાર્થ 'ઓલિઇક ઍસિડ' નિકળે છે, તેને પામઑલિયન કહે છે, અને તળીએ 'પૅામિટિક ઍસિડ'નો ઘટ્ટ ગોળો રહે છે.

મી૦ વૅાટની રીત મુજબ નીચે પ્રમાણે તાડનાં તેલને શુદ્ધ કરી શકાયછે.—" આ તેલને ગરમ કરી સ્થિર રાખવું એટલે ધૂળ વગેરે પદાર્થ તળીએ બેસે છે. માહેથી શિસાની કલ્લઈ કરેલી કઢાઇ લઇ તેમાં ઉપરનું કાઢેલું સ્વચ્છ તેલ રેડવું, પછી બાયક્રોમેટ ઑાવ પોટેશ, તેલમાં દર ટને ૨૫ રતલ લઇ પાણીમાં પિગળાવવો. એમાં ૫૦ પૌંડ તિવ્ર હાઇડ્રોકલોરિક ઍસિડ મેળવી તે સર્વ મિશ્રણને તે તેલમાં નાખવું. એનું ઉષ્ણુમાન ૧૩૦ ફેરન હાઇટ રાખી ઉકાળવું. એટલે થોડા વખતમાં આ મિશ્રણ કાળું બની, પછી લીલો રંગ પકડી ઉપર ફીણ આવે છે. પછી થોડો નમુનો કાઢી થંડો કરવો. જો તે દેખાવમાં સારો નહિ દેખાય તો ફરી તેમાં બાઇક્રોમેટ ઑાવ પોટેશ અને હાઇડ્રોકલોરિક ઍસિડનું મિશ્રણ નાખી ઉકાળવું.

એમાં પ્રથમ ભારી પદાર્થ, ધૂળ વગેરે તળીએ બેસાડી યુક્તિથી ગાળી તેમાં બાઇક્રોમેટ ઑાવ પોટેશ અને હાઇડ્રોકલોરિક ઍસિડનું મિશ્રણ નાખી ઉકાળવાથી રંગીન પદાર્થ ઓછાં થાય છે. આ રીતે શુદ્ધ કરેલા તાડનું તેલ સફેદ હોય તે પર સેહેજ લીલી ઝાંખ હોય છે. એનો વાસ સેહેજ આવે છે. હાલમાં એનો બોહોળો ઉપયોગ સાબુ બનાવવામાં કરે છે.

**તાડફળની કાટલી અને ફળનું તેલ**—આ તેલ તાડફળની કાટલીથી અથવા ગોળા માંથી કાઢે છે. નાહના અને રસદાર તાડ ગોળા ( ગલેલી ) ખોખરાં કરી તેને કાર્બન ડાઇ સલ્ફાઇડમાં નાખી તેલ કાઢે છે. સાધારણ ઉષ્ણુમાન ઉપર તાડનાં કાટલાનું તેલ સફેદ, પિળાસદાર અથવા ગુલાબી રંગનું હોય છે. એનો વાસ સેહેજ પણ સારો આવે છે. દેખાવમાં કોપરાના તેલ જેવું દેખાય છે. એના ઘટક દ્રવ્યમાં 'લારિક ઍસિડ' અને બીજા હલકી જાતનાં સ્નિગ્ધ ઍસિડ અને ગ્લિસરાઇન એ તત્વો હોય છે. મી૦ વૅાટનાં રસાયન શાસ્ત્ર કોશમાં આ તેલના ઘટક દ્રવ્યનાં પ્રમાણુ આપેલાં છે.

| | દર ૧૦૦ ભાગ તેલમાં. |
|---|---|
| ઑલિઇક ઍસિડ અને ગ્લિસરાઇન... | ૨૬·૬ |
| સ્ટિઑરિક, પૅામિટિક અને મિરિસ્ટીક ઍસિડ તથા ગ્લિસરાઇન | ૩૩·૦ |
| લૅરિક, કૅપ્રિક અને કૅપ્રોઇક ઍસિડ અને ગ્લિસરાઇન... | ...૪૦·૦ |
| | ૧૦૦·૦ |

**કોકમનું તેલ**—એને ઇંગ્રેજીમાં કોકોબટર કહે છે. આ તેલ કોકમ ફળમાંથી કાઢવામાં આવે છે. એ સફેદ અથવા સેહેજ પિળા રંગનું હોઇ કઠણુ ચરબી જેવું હોય છે.

હિંદુસ્તાનમાં કોકમનાં વૃક્ષ કોકણુ તથા મલબાર કિનારા ઉપર ઘણું હોવાથી ત્યાં તેનું તેલ કાઢવામાં આવે છે. આ તેલમાંથી 'સ્ટિઅરિક ઍસિડ' સેંકડે ૮ ભાગ સુધી હોય છે, અને 'સ્ટિઍરિક ઍસિડ' ની મીણબત્તીઓ બને છે.

તાજા કોકમનું તેલ પિળા રંગનું હોય છે; પણ તેને થોડા દિવસ રહેવા દેતાં સફેદ બને છે. એ જલ્દી ખોરૂં થતું નથી. એને પિગળાવવાનું ઉષ્ણુમાન ૩૦ સેંટિગ્રેટ છે. આ તેલમાં સ્ટિઅરિક, ઓલિઇક, લારિક, પૅામિટિક અને થિયાબ્રોમિક ઍસિડ અને ગ્લિસરાઇન એટલાં દ્રવ્યો હોય છે. વેપારમાં એના તેલમાં ચરબીની ભેળ કરવામાં આવે છે. આ ભેળ તપાસવામાં એક કાચની પરિક્ષક નળી લઈ તેમાં બે ભાગ

કોકમનું તેલ નાખી તેમાં ૪ ભાગ ક્ષ્ઝર નાખી તે નળીને ૧૭ સેંટિગ્રેટ અંશની ગરમી આપવી. પછી આ નળીને મજબૂત, બુચ બેસાડી તેને થોડા થંડા પાણીમાં બરફનાં કટકા નાખેલા વાસણમાં બોળવી. જો આ તેલમાં ભેળ હશે તો બે ત્રણ મિનિટમાં તે નળીમાંનુ દ્રવ્ય ગદળું થશે, નહિ તો શુદ્ધ જણાતાં તેલ સ્વચ્છ જાણવું. આ તેલ ઔષધિ ઉપ્રયોગમાં તેમજ સાબુ બનાવવામાં પુશકળ ખપે છે.

**કોપરેલ તેલ**—આ તેલ નારીયળી માહેલા કોપરામાંથી કાઢે છે. સાધારણ ઉષ્ણમાન ઉપર એ જાડું હોય છે. એનું સખતપણું સાધારણ ચરબી જેવું હોય છે. એનો વાસ કોપરા જેવો આવે છે, અને તેને ઘણાં દિવસ રાખતાં તે ખોરૂં બને છે. અને પતળું થવા ૨૭થી ૩૦ સેંટિગ્રેડ અંશની ગરમી લાગે છે. કેટલીક જાતનાં તેલ ૨૦ સેંટિગ્રેડ અંશ ઉપર પાતળું થાય છે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ઘણું કરી બીજા તેલ કરતાં વધારે છે. તે ૯૯ સેંટિગ્રેડ ઉષ્ણમાન ઉપર ૦. ૮૬૮ થી ૦.૮૭૪ સુધી હોય છે.

એનાં ઘટક તત્વો કાંઇક અંશે વધારે હોય છે, અને તે ઘણે અંશે હલકા તેલ યા ઍસિડ જેવાં હોય છે. તેમાં લૉરિક ઍસિડ અને ગ્લિસરાઇન એ મુખ્ય ઘટક છે. તેમાં ક્યાપ્રિક, ક્યાપ્રોઇક, ક્યાપ્રિલિક, મિરિસ્ટિક, પામિટિક અને સ્ટિઅરિક ઍસિડ તથા ગલિસરાઇનૂ વધારે હોઇ ઓલિઇક ઍસિડ વધારે થોડું હોય છે. કેટલીક જાતની પ્રાણીજ ચરબી અને કાંઇક જાતનું મીણ એમાં મિશ્ર કરેલું જડે છે. હિંદુસ્તાનમાં ભોંયસીંગના દાણાનુ તેલ મેળવે છે, પણ આ ભેળ થોડી હોય છે. હાઇડ્રોલિક પ્રેસમાં આ તેલને દાબતા પ્રેસ મધે એક જાડો લોચો બને છે, તેને કોકોનટ સ્ટિઅરિન કહે છે. બાહેર પતળું તેલ નિકળે છે તેને કોકોનટ ઑઇલ કહે છે, આ કોકોનટ સ્ટિઅરિનની મીણબત્તી બનાવવામા ઝાઝો ઉપયોગ કરવામાં આવતો નથી, કારણકે તેમાં 'પાતળું' ઓલિઇન થોડું બાકી રહે છે, અને આ તેલનો સાબુ બનાવ્યો હોય તો તે જલ્દી પિગળે છે, કોપરેલનો 'મરીન સોપ' ઉત્તમ પ્રકારનો બને છે.

**સરસીયાનું તેલ**—એનું તેલ પિળા અથવા લીલા ફિક્કા રંગનું હોય છે. એ શૂધ્ધ સ્થિતિમાં હોયછે ત્યારે તેનો એક પ્રકારનો તિક્ષણ વાસ આવે છે. એમાંના ચીકણા પદાર્થ જૂદા પાડવા માટે તેલ કાઢવા પેહેલાં, સફેદ રાઇનાં દાણાને ગુર્મી લગાડે છે, પછી તેને યંત્ર વડે દાબી તેલ કાઢે છે, કાળી અથવા લાલ રાઇનું તેલ એમજ કાઢે છે. સલ્ફ્યૂરિક ઍસીડથી, કાસ્ટિક અલકલીથી અથવા વરાળનાં પ્રવાહથી આ તેલને શુદ્ધ કર્યાથી તિક્ષણ વાસ દૂર થાય છે, અને રંગ ફિક્કો પિળો થાય છે. આ તેલનું વિશિષ્ટ ગુરૂત્વ ૦.૯૧૩ થી ૦.૯૧૬ સુધી ૧૫.૫૦ સેંટિગ્રેટ ઉષ્ણમાન ઉપર હોય છે.

**અંબાડાનું તેલ**—એના બિયામાં સેંકડે ૩૩ થી ૩૫ ભાગ તેલ નિકળે છે ઉષ્ણ કરી દાબતાં દર સેંકડે ૩૦ ભાગ તેલ નિકળે છે. એ પિળા રંગનું હોઇ સહેજ તેમાં તેના બિયાંની રૂચી અને વાસ આવે છે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ૧૫ સેંટિગ્રેડ ઉપર ૦.૯૨૫ હોય છે.

**ઑચનટનું તેલ**—'ફરગસ સિલ વ્હાસ્ટિકા' નામે ઝાડનાં ફળમાંથી આ તેલ કાઢવામાં આવે છે.

**તલનું તેલ**—હિંદુસ્તાનમાં એનું તેલ પુશકળ બનાવવામાં આવેછે. એ તાજું હોયછે ત્યારે તેનો રંગ ચળકતો પિળો હોય છે, અને જુનું થતા સેહેજ કાળાસપર પિળું હોય છે. એનો એક પ્રકારનો વાસ આવે છે.

**ભોંયસીંગનું તેલ**—એનું તેલ ભોયમીંગના દાણાને ધાણીમાં નાખી પિળીને બનાવેછે. એ કાળાસપર પિળા રંગનું હોય છે. એ જલ્દી ખોરૂં થાય છે. તેલમાં સેંકડે ૮ થી ૧૦ ભાગ ગલિસરાઇન હોય છે.

દ્રાક્ષનું તેલ—ઇટલીમાં દ્રાક્ષનાં બીયાં અથવા દાણામાંથી બનાવવામાં આવેછે. દારૂ બનાવવા માટે દ્રાક્ષને ઘાણીમાં પિળયા પછી જે છુંછો રહેછે તેને બરાબર સુકવીને બીયાંને પંખા વડે છુટા પાડી સાફ કરેછે. પુરે પુરાં સાફ થયા બાદ ઘઉં પ્રમાણે દળી અતિ બારીક આટો બનાવેછે. જો બાવીસ રતલ આટો હોય તો તેને વાસણમાં ભરી વચમાં ખાડો કરી તેમાં સુમારે સવા પાંચ પાઇંટ પાણી નામેછે. પછી તેને ધીમી આંચે ઉકાળી આટાને ધીરેથી હલાવે છે, આથી સારી રીતે મિશ્ર થઇ ગાંગડા બંધાતા નથી. પછી તે સખત ગરમ થતાં તેને સાધરણ બિયાં પ્રમાણે પિળે છે. એક વાર પિળાયા પછી આટાના લોંદાને હાથ વડે ભાંગી ફરી પિળે છે. '૨૨૫' રતલ પાકટ દ્રાક્ષનાં બિયામાંથી ૨૨ થી ૨૫ રતલ તેલ નિકળે છે.

કૉડલિવર ઑઇલ—એ કૉડ નામની માછલીના કાળજામાંથી કહાડવામાં આવે છે. જ્યારે કેટલીક જાતની માછલીઓનાં આખા શરીરમાં તેલવાલા ચીકણા પ્રદાર્થો હોય છે, ત્યારે કૉડ માછલીમાં માત્ર તેના કાળજામાં તેલવાલી વસ્તુઓ રહેલી છે. સ્વિડન અને ઉત્તર યુરપના બીજા ભાગોમાં આ તેલ દવા તરીકે જાણીતું છે. અને છેલ્લા ૪ દાહેકા થયા આ તેલ છાતીનાં દરદો તથા નબળાઇ માટે અકસીર જણાયું છે. બીજા તેલો પ્રમાણે તેમાં પણ તરેહવાર ભેળસેળ કરવામાં આવે છે. કૉડનાં કાળજાને બદલે 'રોરસ, બર બોટ અને લીંગ' નામની માછલીનાં કાળજામાંથી કહાડેલું તેલ કૉડલિવર ઑઈલ તરીકે વેચાય છે.

આ તેલ કાઢવાની પેહેલી રીત એ છે કે:—પીપોના તળીયામાં બકોરાં રાખી તેની ઉપર ઝાડની ડાંખળીનું પડ કરવામાં આવે છે અને માછલીમાંથી કાળજાં કાઢી લઇ તે પીપોમાં મેળી તેઓને લાંબો વખત સુધી તડકામાં અને હવામાં ખુલ્લાં મેળવામાં આવે છે. આથી કાળજાં ધીમે ધીમે કોહવા માંડે છે, જેથી તેમાં રહેલું તેલ છુટું પડી પેલા બકોરા વાટે નીચેનાં વાસણમાં ઝીલાય છે. આવી રીતે કહાડેલું તેલ જો સાફ કરવામાં નહિ આવે તો તે ખારૂં બની તે પીતાં ઉલટી આવે છે.

આ તેલ કાઢવાની બીજી રીત એવી છે કે, એક લોખંડના પેનામાં આ કાળજાને ઉકાળવામાં આવેછે, અને પછી કપડાંથી ગાળી કાઢી તેલ છુટું કરવામાં આવે છે. આ તેલ બનાવવાનાં મોટા કારખાનાઓમાં કાળજાંઓ કાઢયા પછી ધોઇ સાફ કરી મોટી ચાળનીમાં મેળી તેમાથી પાણી નિતારી કાઢે છે. પછી તેઓને ધીમે આંચે પોણો કલાક સુધી વરાળની ગરમી આપવામાં આવે છે, જે પછી પાછી થંડી હવા વાસણમાં દાખલ કરતાં, કાળજાં જે વરાળથી ઉપસી આવેલાં હોય છે તે પાછાં બેસી જતાં તેલ નીચોવાઇ ઉપર તરી આવે છે. આ તેલને ફ્લાનિનનાં કપડાંમાંથી ગાળી કહાડી મ્હોટા ટબોમાં ૨૪ કલાક સુધી ઠરવા દેવામાં આવે છે, જે પછી તેને મોટી ટાંકીઓમાં ભરવામાં આવે છે. જ્યાં થોડા દિવસ ઠરવા દઇ પછી મોટા ગાલવાના વાસણમાંથી પસાર કરીને સ્વચ્છ બનાવે છે.

ખનીજ તેલ—અથવા જમીનમાંથી નિકળતા તેલોમાં કેરોસીન, પેરેફીન, અને નખતેલ એ મુખ્ય છે. જ્યારે ઠરી જતા તેલોમાં ઑકસિજન આવે છે ત્યારે ખનીજ તેલોમાં કાર્બન તથા હાઇડ્રોજન હોય છે. આથી તેમને બીજું નામ હાઇડ્રો કાર્બનનું આપેલું છે. બીજાં તેલ કરતાં આ તેલની રોશની વધારે સફેદ અને સ્વચ્છ હોય છે. તેઓમાં કેટલાક ઉડી જનારા તથા સળગી ભડકનારા પદાર્થો ભેળેલા હોય છે, અને તેથી જમીનમાંથી કાઢયા પછી તે પદાર્થો દૂર કરી તેઓને સાફ કરવામાં આવે છે.

સુગંધી તેલો—બે રીતે બનાવવામાં આવે છે. ચોખ્ખાં ઓલિવ્હ અથવા બદામના તેલમાં સુગંધી અરક નાખીને થોડા દિવસ રહેવા દેવામાં આવે છે, અથવા તો તેલમાં ફુલનો

વાસ દાખલ કરવામાં આવે છે. યૂરપમાં આ તેલ નીચે મુજબ બનાવે છેઃ—

"એક લોખંડના ચોકઠાં ઉપર રૂનો, સફેદ પતલાં કપડાંનો કટકો બાંધી તેની ઉપર ઑલિવ્હ અથવા બદામનું તેલ બરાબર ચોપડે છે. પછી તેની ઉપર તાજાં તોડેલાં ફુલોનું પડ કરવામાં આવે છે, અને એક બીજું ચોખટું એવીજ રીતે તેની ઉપર મેળી પાછું તેની ઉપર ફુલનું પડ કરવામાં આવે છે. એ મુજબ એક બીજા ઉપર ચોખટાં મેળી, પેહેલાં દર ચોવીસ કલાકે અને પછી આંતરે ફુલ બદલવામાં આવે છે. એવી રીતે ૮ વખત ફુલ બદલવા પછી પેલા ચોખટાં ઉપરના કપડાનાં કટકા કહાડી લઇ, તેઓને દાબીને તેમાંથી સઘળુ તેલ નીચવી કાઢે છે. ચપેલી વગેરે સુગંધી ફુલના તેલો આ મુજબજ બનાવવામાં આવે છે.

**હિંદુસ્તાનમાં**—સુગંધી તેલ બનાવવા માટે તાજાં ફુલોનો ૪ ઇંચ જાડો ઢગલો કરી તેની ઉપર ભીજવેલા તલનું બે ઇંચ જાડું પડ કરવામાં આવે છે, અને તેની ઉપર પાછું એક ફુલનું પડ કરવામાં આવે છે. આ ઢગલાની ઉપર કપડાંનો એક કટકો ઓઢાડી તેને દાબવામાં આવે છે. ૨૪ કલાક પછી ફુલો બદલવામાં આવે છે અને ઘણી વેળા આ ફુલો બદલવાથી શ્રેષ્ટ તેલ બને છે. આ રીતથી તેલ ફુલી જઈ ફુલનો સઘળો વાસ તેમાં દાખલ થાય છે અને પછી તેને પિળાને તેમાંથી તેલ નિકળે છે તે ઉંચી સુગંધીવાળું હોય છે.

**તેલ રંગ માટે**—પેટ્રોલિયમમાંથી બનાવવાની નવી શોધ ગઇ સદીની આખેરી આગમજ કરવામાં આવી છે. જેમ રંગ ઇત્યાદી બનાવવા માટે અળસીનાં તેલની ખાશિયત ધરાવનાર તેલ દૂનરની મદદથી બીજા ત્રાહિત પદાર્થમાંથી રસાયનિક રીતે બનાવવાની યુક્તિ અમેરિકામાં જાણીતી છે, તેમ પેટ્રોલિયમ, મીણ, રાળ, રબર, વગેરે ચીજોનાં મિશ્રણથી બનાવવામાં આવે છે.

ચોકસ એક ગ્યાલનં પેટ્રોલિયમ દીઠ બીજાં પદાર્થો નિચલાં પ્રમાણમાં લેવાની બલામણ કરવામાં આવે છે, માખણ $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ રતલ, બારીક ભૂકો કરેલી રાજમ $\frac{1}{8}$ રતલ, ઝીંક સલ્ફેટ $\frac{1}{2}$ થી $\frac{1}{8}$ રતલ, શુગર સેટ (લેડ એસેટેટ) $\frac{1}{2}$ થી $\frac{1}{8}$ રતલ, રબર $\frac{1}{2}$ થી ૧.ઔંસ તથા અળસીનું તેલ $\frac{1}{2}$ થી ૧ પેંટ. આ તેલ બનાવવા માટે મ્હોટા બૉઇલરનાં જેવી એક ખાસ ભઠ્ઠીની જરૂર હોય છે. આ ભઠ્ઠીમાં પેહેલાં પેટ્રોલિયમને નાખીને સ્ટિમની મદદથી તેમાંનો સર્વ કચરો કાઢી નાખ્યા બાદ તેમાં લેડ એસેટેટ અને ઝીંક સલ્ફેટ નાખી તેમને એક કલાક સુધી સ્ટીમનીજ મદદથી ઉકાળી તેમાં રબર, મીણ, તથા રાજમ ઉમેરીને તે સરવે બીજા નજદીક ૭ થી ૮ કલાક સુધી ઉકાળયા બાદ એ મિશ્ર પ્રવાહીને થંડી પડવા દઇ તેમાં અળસીનું તેલ ઉમેરે છે આ તેલનો રંગ ટકાઉ, ઝલેહદાર અને ખરચનો ઉગાળો કરનાર હોય છે.

**તેલંગુ દેશ—પ્રજા—તથા ભાષા**—ચોલ દેશની ઉત્તર તરફનો મુલક. પ્રાચીન નકાશા ઉપરથી આંધ્ર દેશ એનાથી જુદો હોવાનું જણાય છે, પણ હાલમાં એજ નામ તળે આંધ્રદેશ આવે છે. તેલંગુ એ તેલંગીનોજ અપભ્રંશ હોઇ ગ્રીક ભૂગોલવેત્તા સુધાં આ પ્રદેશને 'મોદોગલિંગમ' કહેછે. આ ઉપરથી આ શબ્દ અતિ પ્રાચીન છે. તેલંગી શબ્દ વટીક ત્રીલીંગમમાંથી બનેલો છે. એમાં શક નથી. તેલંગણને સંસ્કૃતમાં આનંધ્ર એવી સંજ્ઞા છે, અને પૂર્વ કીનારાને આ દેશની વ્યાપ્તિ પુલીકાતથી થેટ ચિકાકોલ' સુધી છે. પણ આ દેશ એથી પણ વધારે વિસ્તાર વાલો હશે, કારણ તેમાં માયસોર, મહારાષ્ટ દેશના પૂર્વ સરહદનો ભાગ, ઘણ કરી નિજામનું રાજ્ય, વરહાડ પ્રાંત, કર્નૂળ, નાગપુરનો કેટલોક દેશ અને ગોંડવણનો તેમાં સમાસ થાય છે.

પ્રાચીન કાળમાં તેલંગણુની ઉત્તર તરફની મરિયાદા એના કરતાં પણ વધારે બોહોળી હોઇ તે છેક ગંગાના મુખ સુધી વધેલી હતી એવું અનુમાન કાઢી શકાય છે. તમામ તેલંગણુ પ્રાંતમાં તેલંગુજ બોલે છે, પણ ચિકાકોલાની બીજી તરફ ઉત્તર ભણી અને સમુદ્ર કાંઠેના બાજુ પર ઇશાન્ય સુધી 'ઉરીય' ભાષા પ્રચારમાં છે. ૧૯ મી સદીની શરૂઆતમાં યૂરપીયન લોકો ત્યાં ગયા હતા, તેઓએ તેલંગુ ભાષાને, "જંટુ" કહી છે. આ શબ્દ પોર્તુગીજ હોઈ તેનો અર્થ મૂર્તીપૂજક એવો થાય છે, 'જંટુ' અથવા 'જંટાઇલ' એ એકજ ભાષાનાં શબ્દો છે.

તેલંગુ ભાષા ઇસવી સનની શરૂઆતમાંજ પ્રચારમાં હતી એમ જણાય છે. કારણુ તે ભાષાનાં કેટલાક શબ્દોનો ઉપયોગ તે વખતે અત્રે આવેલા ગ્રીક ભૂગોળવેત્તાઓએ કરેલો જણાય છે. ત્રિલંગમ ઉપરથી તેલંગણુ આ શબ્દ પ્રચારમાં આવેલો જણાય છે.

અને કલિંગપટ્ટનથી જે જે લોકો મજુરી માટે બંગાલનાં ઉપસાગરમાં જાય છે તેઓ સઘળા આ ભાષા બોલતા હોવાથી ત્યાં પણ એજ ભાષાનો ફેલાવો થએલો છે. આ ભાષા બોલનારી પ્રજાની સંખ્યા ૧,૯૮,૮૫,૧૩૭ ની છે.

આ તેલંગુ ભાષાનાં મૂળાક્ષરો કાનડી જેવાં છે. કવ્વે સંસ્કૃતમાં ગ્રંથો લખ્યાં અને ૧૨મી સદીમાં 'નાનાબા' એ ભારત તથા ભાગવતનાં ભાષાંતરો કર્યાં હતાં.

**તેલીચો પામ**—આ એક અત્યંત સુંદર પામ જાતનું વૃક્ષ છે. એના ફળમાંથી ઓલિવ્હનાં ફળ પ્રમાણે તેલ કાઢવામાં આવે છે, આથી તેને ઑઇલ પામ પણ કહે છે. એના પાંદડાં લીલા રંગનાં હોઇ તે સામસામાં હોય છે. નવાં ઝાડ બિયાંથી ઉગે છે. એના માટે શ્રેષ્ટ જાતની લાલ જમીન ઉપયોગી ગણાય છે. એને પાણી ૪ દિવસ આંતરે સીંચવું.

નજરે પડે તો તે લાભકારી છે એમ માનવામાં આવે છે.

આ તેશતર તે Sirius સેતારો છે જે, Camis Mogor નાં નક્ષત્રમાં આવેલો છે. અસલી ઇરાનીઓ એની તરફ જે બહુ માન ધરાવતા તેનું કારણ એ છે જે, મધ્ય ઉન્હાળામાં તે પેહેલો નજરે પડતો, અને જેમ તે આકાશ ઉપર વધુ રહેતો તેમ ગરમી જલ્દી ખલાસ થઈ પાનખર ઋતુનો વર્સાદ જલ્દી બેસવાની નિશાની મળતી. ઉન્હાળામાં પેહેલા મહિના (૨૧ મી જુનથી જુલાઈ) ઉપરને મવક્રુફ હતો. એજ કારણને લીધે તેશતર તીર ઇજદ વર્સાદ ઉપર મવક્રુફ છે. એનો મદદનિશ સેતારો 'સત્તવએસ' જે ગણાય છે તેને ડૉ૦ ગાઇગર Lyra નાં નક્ષત્રમાં Vega નામનો સેતારો ગણે છે, અને જેનું કામ તેશતરથી ઉત્પન્ન થતા પાણીને પાંથરી નાખવાનું છે.

**તેહુમારપ**—એ ગુવ પાદશાહના પિતા તરીકે ઇરાનની તવારીખમાં મશહુર થયો છે. અવસ્તાની વિ૦ ફ૦ માં જણાવ્યા મુજબ બુનદેહેશમાં હમકારની આફ્રિનમાં, શાહનામામા અને દીનકર્દમાં ગુવને માટે જ્યારે બોલવામાં આવે છે ત્યા એનું નામ તુમારપાન તરીકે લખેલું છે. એ ઉપરથી એ એનો કોઇ વડવો હતો અને તે ઉપરથી તુમારપાન એવું ખાનદાની વિશેષણ થયું હતુ. ફીરદોશી મુજબ એ તુમારપ ફરેદુનના ખાનદાનનો હતો. યાને એ સેલમનો પુત્ર ને ગુવ પાદશાહનો પિતા હતો.

**તેહમુરસ**—શાહનામામા 'દેવબંદ' તરીકે જણાવ્યો છે. આ પાદશાહને ફીરદોશી, દસાતીર, દબેસ્તાન, વગેરે ગ્રંથોમા હોશંગનો બેટો જણાવ્યો છે. બુનદેહેશમાં વિવંધનો છોકરો અને જમશીદનો વડો ભાઇ જણાવેલો છે. એણે દેવ દરૂજે ઉપર ફતેહ મેળવી તેમને તાબેદ કર્યા હતા. એણે લાંબા કાળ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો. તે દરમ્યાન એણે પોતાની સ્વારીના ઘોડા તરીકે એક દરવંદ=ગનામીનોને રાખ્યો હતો; એને કયાની ખોરેહ અથવા નૂર હતું. એણેજ પ્રથમ રાજ્યના રક્ષણ માટે લશ્કર રાખી દેશમાં બંદોબસ્ત જાળવવાની પ્રથમ શરૂઆત કરી હતી, અને લશકરની કુમકથી દેશ પરદેશને કાબુમાં લીધાં હતાં.

**તેહરાન**—ઇરાનના રાજ્યનું આ પાયતખત કાસ્પિયન સમુદ્રથી દક્ષિણે ૭૦ મૈલ ઉપર છે. આ શેહેર દમાવંદ પર્વત પાસેનાં મેદાનમાં છે. એનો કોટ ૧૦ મૈલ ઘેરાવાનો હોઈ તે ૧૮૭૩માં સંપૂર્ણ તૈયાર થયો હતો. *ઉત્તર તરફનો ભાગ ઘણો જલ્દી વસવાટથી* ભરપૂર થયો હતો; જ્યાં નવા રસ્તા, બગીચા અને મેહેલો વગેરે બનાવવામાં આવ્યા છે. ૧૮૬૬ માં શાહનો મેહેલ રોનકદાર બનાવવામાં આવ્યો હતો, અને શાહના બીજા પાંચ મેહેલો તેહેરાન નજદીકમાંજ છે. અત્રેનાં બજાર ગંજાવર બાંધણીના છે. તેહેરાનથી ટેલિગ્રાફ લાઇન બધા જીલ્લામાં ફેલાયલી છે. તેહેરાનની દક્ષિણે ૬ મૈલ ઉપર શાહ અબદુલ આઝીમ નામનું યાત્રાસ્થાન, છે, ત્યાં સુધીની એક નાહની રેલ્વે લાઇન ૧૮૮૬માં નાખવામાં આવી છે. ટ્રૅમવે ૧૮૯૨ માં ચાલુ કરવામા આવી હતી. ૧૮૬૦માં વસ્તી ૭૦૦૦૦ની ને ૧૮૯૪માં ૨૧૦૦૦૦ની હતી. તેહેરાનની નજદીકજ 'રે' નામના *પ્રાચીન શેહેરના ખંડીયરો છે.*

**તેહેવારો**—દુનિયામાં અસલવારેથી દરેક પ્રજા ચોક્કસ ધાર્મિક દિવસે તથા ચોક્કસ મહાન યાદગાર પ્રસંગ અર્થે ઠેરવેલા દિવસે કામકાજથી આરામ મેળવી તે દિવસના માનાર્થે યાદગારીમા જે દિવસ ગુજારે છે તેને તેહેવાર કહે છે. હિંદુસ્તાનમા હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યાહુદી વગેરે જૂદી જૂદી પચરંગી પ્રજાની વસ્તી હોવાથી આ દેશમાં તેહેવારો સંખ્યાબંધ પડે છે, તેમાં જે જે પ્રજાની મ્હોટી વસ્તી હોય છે તેનાં તેહેવારોની રજા ઝાઝી મળે છે.

આથી દરેક પ્રજા પોતાનાં દેશમાં રીતી રેવાજ મુજબ વર્ષનાં કુલે દિવસોનો થોડો ભાગ રજા દરમ્યાન ગુજારી આસાયસ લીયે છે અને મુખ્ય કરી સામટી આશાયસને બદલે નિયમિતપણે દર અઠવાડીયે યા વાર તેહેવારે આસાયસ માટે રજાના દિવસો ઠેડવેલા હોય છે. નીચે દર્શાવેલા દેશો વર્ષનાં ૩૬૫ દિવસમાં કેટલા દિવસો કામ ઉપર ચઢેલા રહે છે તે જણાશેઃ—

| | (કામનાં દિવસો.) | (રજાના દિવસો.) |
|---|---|---|
| મુંબઇ ઇલાકો ... ... | ૨૬૧ | ૧૦૪ |
| મધ્ય એશિઆ ... ... | ૨૬૭ | ૯૮ |
| કેનેડા ... ... ... | ૨૭૦ | ૯૫ |
| સ્કૉટલંડ ... ... ... | ૨૭૫ | ૯૦ |
| ઈંગલંડ ... ... ... | ૨૭૮ | ૮૭ |
| પોર્તુગલ ... ... ... | ૨૮૩ | ૮૨ |
| રૂશિયન પોલંડ ... ... | ૨૮૮ | ૭૭ |
| સ્પેન ... ... ... | ૨૯૦ | ૬૫ |
| આસ્ત્રીયા ... ... ... | ૨૯૫ | ૭૦ |
| ઇટલી ... ... ... | ૨૯૮ | ૬૭ |
| બવેરિઆ ... ... ... | ૩૦૦ | ૬૫ |
| બેલજીયમ ... ... ... | ૩૦૦ | ૬૫ |
| બ્રાઝિલ ... ... ... | ૩૦૦ | ૬૫ |
| લક્ષમબર્ગ ... ... ... | ૩૦૦ | ૬૫ |
| સેક્ષની ... ... ... | ૩૦૨ | ૬૩ |
| ફ્રાન્સ ... ... ... | ૩૦૨ | ૬૩ |
| ફીનલેંડ ... ... ... | ૩૦૨ | ૬૩ |
| વર્ટેમબર્ગ ... ... ... | ૩૦૨ | ૬૪ |
| સ્વિટઝરલેંડ... ... ... | ૩૦૨ | ૬૩ |
| ડેનમાર્ક ... ... ... | ૩૦૨ | ૬૩ |
| નૉરવે ... ... ... | ૩૦૨ | ૬૩ |
| સ્વિડન ... ... ... | ૩૦૪ | ૬૧ |
| પ્રશિયા ... ... ... | ૩૦૫ | ૬૦ |
| આયરલંડ ... ... ... | ૩૦૫ | ૬૪ |
| અમેરિકા ... ... ... | ૩૦૬ | ૫૯ |
| હૉલેન્ડ ... ... ... | ૩૦૮ | ૫૭ |
| હંગેરી ... ... ... | ૩૧૨ | ૫૩ |

હિંદુઓનાં તેહેવારો નીચલે દિવસે પડે છેઃ—

કાર્તિક શુદી ૧—નવું વર્ષ, વિક્રમ સંવંત બદલાય છે.
,, ,, ૨—બેસતા વર્ષની ૧ લી ચાંદરાત (ભાઈબીજ).
,, ,, ૧૧—દેવદીવાલી.
,, ,, ૧૨—તુલસી વિવાહ (આ દિવસ પછી હિંદુઓમાં લગ્ન કરવાનાં મુહુર્ત જોવાડાવવામાં આવે છે.)
,, ,, ૧૪—આંબલી પિંપળી.
,, ,, ૧૫—દેવ દીવાળી.
,, વદ. ૮—કાળાષ્ટમી.
માર્ગશિષ—શુદ ૧ થી—૬—ચંપા છટ.
પોશ શુદી. —મકર સંક્રાંતી.
માહ શુદી ૪—વીનાયક ચતુર્થિ.
,, ,, ૫—વસંત પંચમી.
,, ,, ૭—રથસપ્તમિ.
મહા. વદ. ૮—ભિષ્માષ્ટમી.
,, ,, ૧૪—મહા પૈર્ણિમા.
,, ,, ૧૪—મહા શિવરાત્રી.

ફાગણ શુદી ૧૨—હોળીનો રંગ લેવાનો દિવસ.
,, ,, ૧૫—હોળી પૂંજન.
,, વદી ૧—ધૂળ પડવો.
ચઇત્ર શુદી ૧—શુદી પડવો. શાલીવાહન શકેનું નવું વર્ષ.
,, ,, ૭—શ્રાવક પ્રજાની આબલતી હોળી.
,, ,, ૯—રામનવમી.
,, ,, ૧૫—હનુંમંત જયંતી.
વૈશાખ શુદી ૧૩—નૃસિંહ જયંતિ.
જયેષ્ટ શુદી ૧૦—દશ હરાવ્રત યાને ગંગાજીનો જન્મ દિવસ.
,, શુદી ૧૫—વટ સાવિત્રી.
આષાઢ શુદી ૧૧—દેવપોઢી એકાદશી.
,, પૌર્ણિમાએ—કોકીલાવ્રત.
શ્રાવણ શુદી ૫—નાગપંચમી.
,, ,, ૭—શીળીસાતેમ.
,, ,, ૧૨—પોંવતી.
,, ,, ૧૫—બળેવ અથવા રક્ષાબંધન.
,, વદ. ૮—ગોકુળ અષ્ટમી.
,, ,, ૯—નોળીઆનેમ.
,, ,, ૧૧—ગોવાળીઆ અગીઆરસ.
,, ,, ૦—પીઠોરી દર્શન.
ભાદરવો શુદી ૧—શ્રાવક લોકોનો તરલાધર.
,, ,, ૪—ગણેશ ચોથ.
,, ,, ૫—ઋષિપંચમી.
,, ,, ૭—ગવરી પુંજન.
,, ,, ૮—દુર્ગાઆઠમ.
,, ,, ૧૨—વામનદ્વાદશિ.
,, ,, ૧૪—અનંત ચૌદશ.
,, વદી. ૧—શ્રાદ્ધ દિન ૧૬ એ દિવસથી બેસે છે.
,, વદી. ૫—લલીતા પંચતી.
,, ૦) —શ્રાદ્ધની સમાપ્તિ.
આશ્વિન શુદી ૧—નવરાત્રી યા નોરતાં બેસે છે.
,, ,, ૮—સરસ્વતી પુંજન.
,, ,, ૧૦—વિજયા દશમી.
,, ,, ૧૫—માણેકથારી પુનેમ.
,, વદી. ૧૨—વાઘબારસ.
,, ,, ૧૩—ધનતેરસ.
,, ,, ૧૪—કાળી ચૌદસ.
,, ,, અમાસ-દીવાળી—વહી પુંજન.

## ખ્રિસ્તી તેહેવારો.

જાનેવારી—૧—નવું વર્ષ.

માર્ચ ૩જી—ફુરિહાઇ ડે (શેહેનશાહ તાઇબિરિયસના અમલનું ૧૮ મું વર્ષ ચાલતું હતું તે વખતે સે૦ ખ્રાઇસ્તને ઈ૦ સનના ૩૩ માં વર્ષમાં ક્રોસ ઉપર જડી મારી નાખયો હતો.)

,, ગુડ ફ્રાઇ ડે—(જયુજસ ખ્રાઇસ્તને મારી નાખ્યા પછી પેહેલા શુક્રવારે તેનું શબ હાથ લાગ્યુ તેની યાદગારીમાં આ તેહેવાર પાળવામાં આવે છે. આ તેહેવારની ગણત્રી ઇસ્તરનાં તેહેવાર ઉપરથી ગણે છે, અને પછીજ દિવસ નક્કી કરે છે.)

,, ૨૫-૨૬ મી—ઇસ્તર હૉલિ ડે.

મે ૨૧ મી—અસેસન ડે.

જુન ૧-૨—પેન્તિકોસ્ટ હૉલિ ડે.

ડીસેંબર ૨૫ મી—ક્રિસ્તમસ ડે. (આ તેહેવાર ઉપર ખ્રાઇસ્તનો જન્મ થયો હતો.)

## જરતોશતીઓનાં તેહેવારો.

ફ્રરવરદીન. રોજ ૧—નવું સાલ.
,, ,, ૩—રપીથવન ઇજાવાના દિવસ.
,, ,, ૬—ખોરદાદસાલ. એ દિવસે પેગંબર જરતોસ્તનો જન્મ થયો હતો.
,, ,, ૧૯—ગુજરેલાઓની આરાધનાનો દિવસ.
અરદીબેહેસ્ત ,, ૩—એજ મોહ રોજનું જશન.
,, ,, ૧૧—મેદીઓજરેમ નામનો પેહેલી ફ્રસલનો ગાહમબાર દિવસ પાચ.
ખોરદાદ. ,, ૬—એ રોજ તથા મહાનું જશન.
તીર. ,, ૧૧—મેદીઓશહેમ ગાહમબાર દિન પાંચ સુધી (એને તિરીઆનનાં ગાહમબાર કહેછે.
,, ,, ૧૩—એજ રોજ માહનું જશન.
શેહેરેવર. ,, ૨૬—પેતેશહેમ નામનો ત્રીજી ફ્રસલનો ગાહમબાર દિન પાંચ.
મેહેર. ,, ૧૬—મેહેરગાનનું જશન.
,, ,, ૨૬—અયાથ્રેમ નામનો ૪ થી ફ્રસલનો ગાહમબાર દિન પાંચ.
આવાં. ,, ૧૦—આવાં ઇજદનું જશન.
આદર. ,, ૯—આદર ઇજદનું જશન.
,, ,, ૧૯—ફ્રરવરદીઆનનું જશન.
દએ... ,, ૧-૨—આ માસનાં પેહેલાં બે જશનો.
,, ,, ૧૧—હજરત જરતોસ્તનો મરણ દિવસ.
,, ,, ૧૫—દએ માસનું ત્રીજું જશન.
,, ,, ૧૬—મેદીઆરેમ નામનો પાંચમી ફ્રસલનો ગાહમબાર.
,, ,, ૨૩—દએ માસનું ચોથું જશન.
બહમન. ,, ૨—આ માહ રોજનું જશન.
સ્પંદારમદ ,, ૨૬—મુક્તાદનાં તેહેવારો દિવસ ૧૮.
,, ,, ૨૯—ઓનો મારેસ્પંદનું જશન.
ગાથાના છેલ્લા પાંચ દિવસો.

## મોંહમેદન તેહેવારો.

મોહરમ. રોજ ૧—નવું વર્ષ.
,, ,, ૧૦—હજરત અલીના બેટા ઇમામ હુસેનની કતલની રાત.
,, ,, ૧૧—તાબુત થંડાં કરવાનો દિવસ.
સફર. ,, ૧૩—સફરનો છેલ્લો બુધવાર.
રબિઉલઅવલ ,, ૧૨—હજરત મહમદનો જન્મ તથા મરણ દિવસ.
રબિઉલ આખેર ૧૦—પીરાનપીરની અગીઆરમી.
રજબ ,, ૩—ફાતિઆ ઇદ.
,, ,, ૨૦—મહેરાજે હજરત મોહમદ, ૪૦ મે વરસે આસમાને ગએલાનો યાદગાર દિવસ.)
સાબાન. ,, ૧૪—સુબેબરાત.
રમજાન. ,, ૧—રોજાનો મહિનો.
શવ્વાલ. ,, ૧—રોજા ઇદ.
જીલહજ ,, ૯—હજનો મ્હોટો દિવસ.
,, ,, ૧૦—બકરી ઇદ.
,, ,, ૧૮—ઈમામ હુસેનનો મરણ દિવસ.

## ચીનાઈ તેહેવારો.

ચીનાઇ પ્રજા ચાંદ્ર માસથી પોતાનું વર્ષ ગણતી હોવાથી તેઓમાં આવતા તેહેવારો ચાંદની ૧ થી ૩૦ તારીખ વેરમાં ગણવામાં આવે છે.

૧ લા ચાંદની ૧ લીએ—ઇઉનટાન નામનો નવા બેરતા વરષનો તેહેવાર.
૧ ,, ,, ૨ જીએ—ટક-હીંગ નામનો ફાનસનો તેહેવાર પાલેછે.
૧ ,, ,, ૧૫ મીએ—સાંગ ઇ ઉન નામનો પેહેલા વર્ષનો તેહેવાર.
૨ જા ,, ૨ જીએ—'શુટી' નામના ઘેરનાં દેવતાને માનાર્થે પાળવામાં આવતો તેહેવાર, આ દેવતાને આ દિવસે બળીદાન તથા નૈવેદ આપેછે.
૨ જા ,, ૨૯ મીએ—'શિંગમિંગ' નો તેહેવાર યાને મરણ પામેલાંઓની નેયતે પાળવામાં આવે છે.
૩ જા ,, ૫ મીએ—'પુકતાઇ' દેવતાના જન્મ માનાર્થે પાલે છે. એ દિવસે મોહલે મોહલે દેવતાની મૂર્તિનાં સરઘસ કાઢેછે.
૫ માં ,, ૫ મીએ—'તુન ઇઓમચીન' નામે તેહેવાર 'ઉઆરઈઉન' નામના મહાન પુરૂષની યાદગારીનો દિવસ.
૭ માં ,, ૭ મીએ—રોશનીના ફાનસોનો તેહેવાર, આ તેહેવાર ૪ રાત્ર સુધી પાલેછે.
૭ માં ,, ૧૩ મીએ—ઇઉલાણનો તેહેવાર મૈયત વ્હાલાઓની યાદગારીમાં તેમને જોઇતી વસ્તુ અર્પણ કરવા પાલે છે
૮ માં ,, ૧૫ મીએ—'ચુંગછાઓ'નો તેહેવાર ૪ દિવસ પાલે છે આ તેહેવારોની રાત્રે રોશની કરી દરિયાઈ દેવતાને સંતોખે છે.
૧૨મી ,, ૧૦ મીએ—લેણ દેણ નક્કી કરવાનો તેહેવાર.

**તૈમુરલંગ**—આ પ્રસિદ્ધ મોગોલ યોદ્ધાનો જન્મ ઇ. સ. ૧૩૩૬માં સબ્ઝા (સમરકંદની દક્ષિણે ૫૦ મૈલ ઉપર છે) માં થયો હતો. ઇ. સ. ૧૩૭૦માં એને 'ઝાગતાઇ' મોગોલના ખાનનો એલકાબ અને સત્તા મળી ત્યારથી એણે એક સરખી રીતે દેશો જીતવા તરફ લક્ષ લગાડ્યું. ઇરાન, તુર્કસ્તાન, યુરોપમાંનુ રશિયાનો દક્ષિણ પૂર્વ ભાગ, પશ્ચિમ તાર્તર, ઉત્તર હિંદુસ્તાનમાં ગંગા સુધીનાં દેશો જીતી લીધાં હતા, અને તે પછી બગદાદ, અલેપ્પો, દમાસકસ, દિલ્લી વગેરે ઠેકાણે ભારે કતલ ચલાવી લુટ મેળવી હતી. તે પછી ઉસ્માની તુર્ક બાયઝીદને અંગોરામાં હરાવી ૧૪૦૨માં કેદ કર્યો હતો.

ઇ. સ. ૧૩૯૮માં એણે હિંદુસ્તાન ઉપર સવારી કરી ઈંડસ અને ગંગાના વચલા પ્રદેશ ઉપર સત્તા સ્થાપી મ્હોટી લુટ મેળવી સમરકંદ ફર્યો હતો. તે પછી એ ચીન ઉપર ચઢાઇ કરવા જતાં માર્ગમાંજ મરણ પામ્યો હતો. એ એક પગે ખોડાતો તેથી લંગ યાને લંગડો એમ નામ પડ્યું હતું. મરણ ઇ. સ. ૧૪૦૫ માં નિપજ્યું હતું.

**તેઓકાલી**—મેકસિકોમાંના આગલા વખતના દેવતાઇ મંદીરોનું નામ. આ મંદીર અતિ ઉંચા પિરામિડ રોકા ચારે તરફથી સીડીવાળા ઉંચા ભાગ ઉપર બાંધેલા છે. આ મંદિરોમાંના કેટલાક કુદરતિ પહાડની ટોંચ ઉપર બાંધી હેઠેવેર પગથીઆંની શુશોભિત રચના કરવામાં આવેલી હોય છે. સર્વેમાં મ્હોટું 'ચોલુલા' નું તેઓકાલી મંદિર જમીનની સપાટીથી ૧૭૭ ફીટ ઉંચું ને તેની ચઢણ ૧૪૪૦ ફીટ ઉંચી છે.

**તોડ**—અથવા તુડ. એ તુડવાર પ્રજાની ભાષા છે, અને તેને તુડવ એવી પણ સંજ્ઞા છે. તુડવાર પ્રજા નિલગીરિ નામે પર્વતનાં પ્રદેશમાં રહે છે, તેઓની સંખ્યા ઘણી નાહની છે, અને તેઓ લગભગ હજાર હશે.

આ પ્રજાની સામાન્ય ઉંચાઇ ૫ ફીટ ૪૪ઇંચથી ૬ ફીટ ૧ ઈંચની છે. સ્ત્રીઓ ૪ ફીટ ૧૦ ઇંચથી તે ૫ ફીટ ૪½ ઇંચની ઉંચાઇની જોવામાં આવે છે. આ પ્રજામાં અગાઉ બાળ હત્યાનો ચાલ હતો, પણ તેની બંધી ૧૮૨૦ માં બ્રિટીશોએ કરી હતી.

તોડ ભાષા દ્રવિડી શાખામાંની હોવાની કલ્પના છે—કારણ તે માહેલા ઘણાક શબ્દો તામિલ ભાષા માહેલાં છે. લગભગ તે તામિલ ભાષાનાં શબ્દોને તદન મળતા આવે છે, જે નીચે દર્શાવેલા દાખલા ઉપરથી, જણાશે.

| તામિલ | તોડ | મરાઠી | ગુજરાતી શબ્દો. |
|---|---|---|---|
| યાન | આન | મી | હું. |
| યામ | ઓમ | આમ્હી | અમે. |
| ની | ની | તૂં | તૂં. |
| એન | એન | માઝા | મારો. |
| નાંગુ | નાંકુ | ચાર | ચાર. |
| આરૂ | આર | છ | છ. |
| પત્તુ | પોથ | દહા | દસ. |
| નુરૂ | નૂર | શંભર | એકસો. |
| આળ | આળ | મનુષ્ય | માનસ. |
| આપન | આપન | બાપ | બાપ. |

**તોપ**—હાલનાં વખતમાં લોઢાના ગોળા તોપમાં વાપરવામાં આવે છે, તેને બદલે આગલા વખતમાં મોટા પથ્થરો તથા તીરને એકજાતનાં ખાસ બનાવેલા સાચા યોગે ઉડાડતા હતા. બંદુકનો દારૂ છેક પ્રાચીન કાળમાં ચીનાઓએ શોધી કાઢ્યા પછી તે હિંદુસ્તાનમાં દાખલ થયો ને ત્યાંથી મૂરીશ લોકોએ યુરપમાં દાખલ કીધો.

ઈંગલંડમાં પેહેલવેહેલી તોપ ૧૪ મી સદીમાં લડાઇના મેદાનમાં કામમાં લેવામાં આવી હતી.

હાલની નવી રીત મુજબ તોપ ખરા લોઢાં અને તારોની બનાવવામાં આવે છે. તેના અંદરના પડમાં તાર વાપરવામાં આવે છે. ૧૨ ઈંચના વ્યાસની તોપને માટે ૧૦૦ મૈલ જેટલો તાર વાપરવામાં આવે છે. અને આ તાર લપેટવાનું કામ ઘણુંજ સફાઇથી બજાવવું પડે છે.

જેમ તોપ હલકી તેમ તે લડાઈમાં અતિ ઉપયોગી થઇ પડે છે. તોપની અંદરનો ભાગમાં કરચલી રાખવામાં આવે છે, જેથી ગોળાની નેમ ચોકસ તાંકી શકાય છે; પણ ૧૫૦ ગોળા છુટયા પછી આ કરચલી સમ

જાય છે માટે ફરીથી માહે અસ્તર કરવામાં આવે છે. જયારે તોપનો પાછલો ભાગ જડી લેવામાં આવે છે ત્યારેજ તોપ રંગવા માટે તૈયાર થએલી ગણાય છે.

૧૨ ઈંચની વ્યાસની તોપ ઉપર ૫૦૦ માનસો કામે લાગે છે અને તેની કિંમત ૭૫૦૦ પૌંડની થવા જાય છે. ૬ ઈંચના વ્યાસની તોપમાંથી દર મિનિટે પાંચ ગોળા છુટે છે. સહૂથી ઉત્તમ ગોળા 'લિડાઇટ દારૂગોળા' નાં હોય છે. તેના ગોળા તેના જાતથી પરખાવા માટે તેને જૂદા જૂદા રંગ આપવામાં આવે છે. લિડાઇટનો રંગ ભૂરો હોય છે, 'શાર્પનેલ'નો રગ રાતો ને બાકી જાતનાં ગોળા સફેદ રંગના હોય છે.

તોપના ગોળા મુખ્ય ૩ પ્રકારનાં વપરાય છે. ૧ બખતર ફાડી નાખે તેવો; ૨ જો, સાધરણ ને ૩ જો, તોપમાંથી નિકળયા પછી ફાટી જનાર.

બખતર ફોડી નાખનાર ગોળા છુટતા નેમેલી ચીજને અથડાતાં ફાડી નુકસાન કરે છે. સાધરણ ગોળાને અણી હોતી નથી, અને ફુટયા પછી તેના સેંકડો ટુકડા થઇ જઇ મોટી ખરાબી ફેલાવે છે. શાર્પે નાળના ગોળામાં સેંકડો ગોળીઓ ભરેલી હોય છે, જે લશકરનો ઘાણ કાઢવા માટે અંકસીર હોયછે.

હિંદુસ્તાનમાં વિજાપૂરના કિલ્લામાં બુરજ ઉપરની મહાકાળી અથવા મલિકે મૈદાન ('રણ ભૂમિની રાણી ) અથવા મુલ્કે મૈદાન (રણ ભૂમિનો સિંહ) નામની ગંજાવર તોપ દુનિયાની અજાયબીઓમાંની એક ગણાય છે.*

* 'બુક ઑવ બામ્બે' ગ્રંથના ૪૩૯ માં પૃષ્ઠમાં આ તોપ માટે નીચે મુજબ વર્ણન મળે છેઃ—" The Big gun Mailikel–Maidan suroly was a Contribution to the Science of war mon weg at Edinburgh castle is nothing to it.

" લડાઇના કામ માટે મલેકય–મૈદાન એક નવાઇેશ છે. એડીંબરોનાં કિલ્લામાંની 'મૉન્સમેગ' નામેં જે નામાંકિત તોપ છે તે એની બરાબરી કરી શકશે નહિ.

આ પ્રસિદ્ધ તોપ કૉન્સટન્ટીનોપલના 'હુસેનખાન' નામે એક કારીગરે ઇ૦ સ૦ ૧૫૪૯ માં અહમદ નગરમાં ઓતીને બનાવી હતી. તેનો સાંચો હાલમાં પણ નગરમાં છે એમ કહેવાય છે. પ્રથમ એ 'પરંડા'ના કિલ્લા ઉપર હતી, ત્યાંથી વિજાપૂરના ૭ મા પાદશાહ સુલતાન*** મહમદના અમલમાં મુરાર પંડિતે આ તોપ તથા બીજી એક 'કડક બિજલી' નામે બે તોપ વિજાપૂર તરફ આણી, પણ માર્ગમાં કૃષ્ણા નદી પાર કરતાં * કડક બિજલી નદીમાં ખુટી પેઠી આથી તેને સાંજ પડતી મેળી મહાકાળીને વિજાપૂરમાં લાવી શેહેરના પશ્ચિમ કોટ ઉપર (સરજેના બુરજ ઉપર) ગોઠવી હતી. પણ તે પછી ઔરંગજેબે શિકંદરને હરાવી વિજાપૂર જીતી લેતાં હાલ જ્યાં આ તોપ છે તે માહેલા બુરજ પર લાવી ગોઠવી હતી. ઔરંગજેબે આ તોપ ઉપર નીચે મુજબ લેખ કોતરાવેલો છેઃ—

શાહે આલમગીર ગાજી બાદશાહે દીપનાહ,
ફત્અ બિજાપૂર કર્દ બાહરે તારિખે જફર.
આકે દાદો અદલદાદ મુલ્ક શાહ ગિરફ્ત
રનમૂદ એકબાલ ગુફ્તા મુલ્કમૈદાન ગીરફ્ત.

યાને—" આલમગીર (ઔરંગજેબ) બાદશાહ બહાદૂર ધર્મ સંરક્ષક, તેણે હિ૦ સ૦ ૧૦૯૭ માં વિજાપૂર ફતેહ કર્યું, અને ઇન્સાફીથી બાદશાહી મુલક લઇ પોતાના નસીબથી મુલ્ક મૈદાન તોપ કબજે કરી."

આ તોપ ઘણી ગંજાવર છે. એનું વજન કેટલાક મત મુજબ ૩૧૦૦૦ રતલ (૧૩ ટન, ૧૬ હંડરવેટ ને ૩ મણનું ) છે. એની લંબાઇ ૧૪ ફીટ હોઇ ઘેરાવો પણ લગભગ તેટલોજ છે. એના મોહનું પોલાણ બે

*** પરંડા ગામ મોગલાઇમાંના નળદુર્ગ જીલ્લામાંના બારશી રોડ સ્ટેશનથી ૧૦ થી ૧૨ મૈલ ઉપર છે.

* જ્યાં આ તોપ ખુટી બેઠી હતી ત્યાં તે હજી જણાય છે. હાલમાં ઘણાક હિંદુઓ તેની દર વર્ષે પુંજા કરે છે.

ફીટ ૪ ઇચ હોઇ તેની જાડાઈ ૧ ફીટની છે. એની આસપાસ બે જાડાં કડાં છે. એના મોહડાનો આકાર સિંહના જડબા જેવો હોઇ તેના મોહડામાં હાથી પકડેલો બતાવવામાં આવેલો છે. આજ સિંહના માથા ઉપર ઔરંગઝેબે ઉપલો લેખ કોતરાવ્યો છે.

તવારીખ મુજબ આ તોપને એકજ વખત ફોડવામાં આવી હતી પણ તે વેળા તેના અવાજ અને આંચકાથી એટલી બધી તો ખરાબી થઇ હતી કે તોપ તે પછી માત્ર જોવા માટેનીજ રહી છે. કહે છે કે એક વેળા આ તોપ ફોડતાં એના આંચકાથી કેટલીક ઇમારતો પડી ગઇ, કેટલાક ઘેરનાં પાયા ઢિલા થયા હતા, કેટલાક ઘોડા ઉપરથી પડી જઇ છુંદાઈ ગયા, કેટલીક સ્ત્રીઓનાં ગર્ભ છુટી ગયા અને જે ગોલંદાજે તેમાં બત્તીમેળી કે દારૂગોળો ફુટતાંજ બુરજ પાસે પુરી નાખેલો કુવો છે તેમાં કુદી પડયો હતો, પણ કુવાનું પાણી ઉકળી ગયાથી તે માહે બફઇ મુવો હતો.

ઇંગલંડના રાજા ૪ થા વિલ્યમે આ તોપ બ્રિટીશ મ્યુઝીયમમાં મુકવા માટે મંગાવી હતી. પણ ઈ૦ સ૦ ૧૮૨૩ માં ઘણાક ઇજનેરોએ તેને ત્યાંથી ખસેડવાના અનેક યત્ન કર્યા છતાં તેઓ તેને ખસેડી શકવા નિશફળ નિવડયા હતા.

**તોમાઇરિસ**—મેસાગીતાની આ રાજ્ય કરતી રાણી ઇ. સ. પૂર્વ ૫૩૫ માં જાણીતી થઈ ગઈ. એણીએ કાઇરસ સાથે બળતવારીથી લઢી ભારે પરાક્રમ બતલાવ્યું હતું. (જુઓ કાઇરસ.)

**તોરણ**—આ ડુંગરાળ પ્રદેશમાં ઉગતું ઝાડ કરમદી જેવું હોય છે. એની ઉપર ફળોનાં તોરા આવે છે. તેમજ તેપર નાહના પણ પિળા રંગના ફુલો આવે છે. આ ફળો ખાવાથી સારા લાગે છે. દેશી વૈદો એને તર્હેવાર રીતે ઓષધીમાં યોજી મુખવિકાર, પ્રદર, શિતળા, ચાંદી વગેરે દર્દોપર અકસીર દવા તરીકે વાપરે છે.

**તોરમલ્લી**—આ રત્ન ઍલ્યૂમિના તથા સિલીકાનું બનેલું હોઇ બીજા કેટલાક પદાર્થો એમાં મળેલા હોય છે. લાલ તથા ગ્રેનેટ આ બે રત્નો કરતાં તોરમલ્લી ઘણું નરમ હોયછે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ૨.૯ થી તે ૩.૨ સુધી છે. એમાં પુશકળ રંગો જણાય છે,—જેમકે પિળો, લીલો, આસમાની લાલ વગેરે રંગની સેહેજ છાયા હોય છે.

આ રત્ન સિલોન, બ્રાઝિલ, સાઇબિરિયા, યૂરલ પર્વતથી ઉત્તર અમેરિકામાં મળે છે. માણેક જેવા લાલ તોરમલ્લી પીરૂ દેશમાં મળે છે. બ્રાઝિલમાં નદીગાંથી જડે છે. એની કિંમત રંગ, રૂપ અને તેજ ઉપરથી આંકી શકાય છે. દસ રતીનો ઉત્તમ તોરમલ્લી રૂ ૨૦૦ એ મળી શકે છે.

તોરમલ્લી વડે પ્રકાશનું બેવડું વક્રીભવન થાય છે. તેમજ કેટલાક તોરમલ્લી વડે પૂર્ણ પણે કેંદ્રીભવન પણ થાય છે, એને ઘસવાથી વિજળી ઉત્પન્ન થાય છે) અને લોહચુંબક વડે એની ઉપર આકર્ષણ થાય છે. અતિ સખત તાપથી એ પિગળતો નથી, પણ તેમાં સેહજ ટંકણખાર મિશ્ર કરતાં તે બળે છે.

**તોલજોખ**—યૂરપમાં ઇ૦ સ૦ ૮૬૯ ને સુમારે ગ્રીસ દેશના 'ફ્રાઇડોન' નામના રહેવાશીએ તોલજોખ તથા માપ શોધી કાઢી તેનો બધે પ્રસાર કર્યો હતો. અને તે પછી તેની નકલ જૂદા જૂદા દેશોએ કરી હતી. ઇ૦ સ૦ ૧૧૯૭ માં ઈંગલંડ મધે ચોકસ પ્રમાણનાં તોલજોખ અને માપ પેહેલવેહેલાં દાખલ થયાં હતાં, પણ તે સને ૧૨૫૭માં રદ કરીને નવું પ્રમાણ ઠેડવ્યું હતું. ૧૮૨૫ માં તમામ ગ્રેટબ્રિટનમાં એક સરખા તોલજોખ દાખલ કરવામાં આવ્યા હતા, અને તે પછી હિંદમાં તેવા સુધારેલા તોલજોખ દાખલ કર્યા હતા.

હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં ઇંગ્રેજી તોલજોખે વેહવાર ચાલે છે ત્યાં એક સરખાં વજનો વપરાય છે, પણ પુરાણા વખતના વજનથી જ્યાં જ્યાં વેહેવાર ચાલે છે ત્યાંના વજનમાં હેરફેર રહે છે. જેમકે મુંબઈ, પુના, સુરત

વગેરે તરફ ઉપયોગમાં લેવાતા તોલજોખમાં ઘણો અંતર રહે છે. મુંબઈનો ૧ મણ, સુરતી પોણા મણ બરાબર ઉતરે છે. ખેડા, પુરંદર, ભિમથડીનો ૭૬ તોલાનો શેર, શિવનેર, ઈંદાપુરમાં ૭૬૩/૪ તોલાનો શેર, માળવામાં ૭૫ તોલાનો શેર વપરાય છે. પુનામાં ૧૨૧/૨ શેરનો અને ૧૪ શેરનો કાચ્ચો મણ થાય છે. અહમદનગરમાં ૨૧/૨ મણનો એક પલ્લો. સોલાપૂરમાં ૧ મણની બરાબર ૧૨ શેર. સિંધમાં ૮ મણની ખાંડી. સુરતમાં ૨૧ મણની ખાંડી (કપાસની), ભરૂચમાં ૪૦ તોલાનો શેર ને જંબુસરમાં તથા અંકલેસરમાં ૩૮ તોલાનો શેર ગણાય છે. આ મુજબ તોલજોખમાં બધે ફરક હોવાથી તોલજોખનાં કોષ્ટક જાણવાં ઘણાં જરૂરનાં હોય છે.

**તૌલ્વ દેશ**—મલ્યવર એટલે મલબાર કિનાર તરફ બોલાતી દ્રવિડ ભાષામાંથી ઉત્પન્ન થએલી તૈલ્ય (તુળવી) ભાષાનું નામ, અને જ્યાં આ ભાષા બોલાય છે તેને તૌલ્વ દેશ કહે છે.

**ત્ર્યંબક**—(૧) બારમાંનું એક જ્યોતિર્લિંગ.

(૨) પરશુરામનું ધનુષ્ય. રામે સીતાના સ્વયંવરમાં જેના ૩ કટકા કર્યા હતા.

(૩) ત્રિંબકેશ્વર નાશિકથી ૨૦ મૈલ ઉપરનું તિર્થસ્થળ. અત્રે માહાદેવનું મંદિર છે. એની ગણના ૧૨ જ્યોતિર્લિંગમાં કરવામાં આવી છે. ગોદવરીનો ઉગમ અત્રેનાજ પર્વતમાંથી થાય છે. અત્રેનું મંદીર નાનાસાહેબ પેશવાએ બંધાવ્યું હતું. લોક વસ્તી ૩૮૨૯ની છે, તેમાં ૩૬૮૪ હિંદુ, ૧૩૦ મોહમેદન ને ૧૬ જૈન તથા ખ્રિસ્તીઓ વસે છે. ત્ર્યબકની પશ્ચિમે ૩ મૈલ ઉપર હુરશા નામે એક પહાડી કિલ્લો છે. આ પહાડ ૫૬૯૬ ફીટ ઉંચો છે.

અત્રેનુ ત્ર્યબકેશ્વરનું મંદીર તથા કુશાવર્ત એ જોવાજોગ બાંધકામો છે. કુશાવર્ત નામ પડવાનું કારણ ગૌતમ ઋષિએ ગંગાએ મર્યાદા બાંધેલી હદમાં રહેવું તે માટે કુશથી યાને દર્ભથી એક લીટી દોરી આપી. આથી તે સ્થળને કુશાવર્ત કહે છે. આ તિર્થ સ્થાન ૧૬૭૨ માં બાંધવા શરૂ કરી ૧૬૯૦ માં તૈયાર થયું હતું.

ત્ર્યંબકેશ્વરનું મંદીર અતિ ઉત્તમ બાંધકામ છે. દેવળ આસપાસ બે પુરૂષ ઉંચાઈનો ચોખૂણાકાર કોટ હોઇ તેની ચારે દિશાએ ચાર દરવાજા છે. આ કોટની અંદર પૂર્વાભિમુખ દેવાલય હોઇ તેમાં પાંચ દાલાન છે, આ દાલાનની વચમાં એક ગજાવર સંગેમરમરનો કાચબો છે જેના માથા ઉપર કળસ છે. મધ્ય મંડપમાં અષ્ટ ભૈરવોની મૂર્તિઓ છે. હાલમાં આ મંદિર પાછળ રૂ. ૯૫૬ નો થતો ખર્ચ બ્રિટીશ સરકાર તરફથી મળે છે.

આ દેવળમાં મૌલ્યવાન ઘરેણા તથા અતિ મૌલ્યવાન એક મુગટ છે. આગળ આ મુગટ મ્હેસુરના રાજા પાસે હતો, જે મોગલોને હાથ ગયા પછી, પેશવાએ દિલ્લી પતિપાસથી માંગી લઇ અત્રે અર્પણ કર્યો છે, જે હાલમાં જોવામાં આવે છે.

**ત્ર્યંબકરાજ**—આ એક બ્રાહ્મણ પ્રસિદ્ધ વૈદ થઇ ગયો છે. એ ઘણો વિદ્વાન હોવાથી એને ધનવંતરિ પણ કહેતા. એણે તરેહવાર નવાં નવાં ઓષધોની શોધ કરી અનુભવ લઇ 'ત્ર્યંબકી' નામે એક ગ્રંથ રચ્યો હતો, અને તે ગ્રંથ પોતાની સ્ત્રીને શિખવ્યો હતો. એ નિપૂત્ર હોવાથી એણે પોતાની સ્ત્રીને વૈદકશાસ્ત્ર શિખવ્યું હતું. એણે પોતાની સ્ત્રીને રસાયન તથા માત્રા સિદ્ધ કરવાની રીત પણ શિખવી હતી. ત્ર્યબકરાજના મરણ પછી તેની આ સ્ત્રીએ વૈદકી વર્ષો સુધી ચલાવી હતી અને મુખ્ય કરી દવા મુફત આપવાનો ધારો રાખ્યો હતો. એક પ્રસંગે તેના સભાગ્યે એમ બન્યું કે તેણે કાંઇ રસાયન સિદ્ધ કરવા માટે બે મણ ત્રાંબું પિગળાવ્યું હતું તે અકસ્માતિક રીતે સુન્નામાં ફેરવાઇ ગયું. ત્ર્યંબકરાજ સોલાપૂરમાં રહેતો હતો. એ શકે ૧૫૫૦ ના સુમારે થઇ ગએલો જણાય છે.

ત્રાંકવેબાર—તાંન્જોર જીલ્લાનું એક બંદર શેહેર. નાગપટમની ઉત્તરે ૨૨ મૈલ ઉપર છે. લોક વસ્તી ૬૧૮૯ ની છે. ૧૬૧૨ માં ડેનિશ ઈસ્ટ ઈંડિયા કુંપની કોપિનહેગનમાં સ્થાપન થઇ અને ૧૬૧૬માં પેહેલું ડેનિશ વહાણુ હિંદમાં આવ્યું. આ વહાણુનો વડો 'કેપટન રોડન્ટ કાર્પ' હતો. પણ વહાણુ અત્રે ખડકપર અથડી તેમાંના ઘણાખરા માનસો માર્યા ગયા હતા. તે પછી તેણે તાંન્જોરના રાજા પાસથી ડેનિશ કુંપની માટે પાંચ મૈલ લાંબો ને ત્રણ મૈલ પોહોળો ભાગ મેળવ્યો હતો. ૧૬૨૪ માં તેણે અત્રે કિલ્લો બંધાવ્યો હતો, અને તેથી ડેનમાર્કના રાજાનું ત્રાંકવેબાર માલેકીનું ગામ ગણાયું. ૧૮૦૭ માં ઈંગલિશોએ ત્રાંકવેબાર જીતી લીધું હતું, અને ૧૮૧૪ માં બીજા ડેનિશ થાણા પણ બ્રિટીશોએ જીતી લીધાં હતાં. ૧૮૪૫ માં ડેનિશ સરકાર પાસેથી સીરામપુર ૨૦૦૦૦ પૌંડ ઈંગ્રેજોએ ખરીદી લીધું હતું. તાંન્જોરમાં ત્રાંકવેબાર એક પેહેલી પ્રતિનું બંદર શેહેર છે. અત્રેજ પ્રથમ પોર્તુગીજ મિશનરીઓએ મથક કર્યુ હતું.

હાલમાં અત્રેના કિલ્લામાં યુરોપીયનોની વસ્તી હોઇ કિલ્લા બાહેર દેશીઓ વસે છે. કિલ્લામાં બે પ્રોટેસ્ટંટ અને ૧ રોમન કેથોલિક ચર્ચ છે. કિલ્લાનું રોમન કેથોલિક ચર્ચ ગોવાના આર્ચ બિશપને તાબે છે, ને કિલ્લા બાહેરનું મ્હોટું દેવળ પોંડેચેરીના વડા ધર્મગુરૂને તાબે છે. પ્રોટેસ્ટંટ વસ્તી ૨૦૦૦ની ને રોમન કેથોલિક વસ્તી ૧૨૦૦ની છે.

ત્રાવણકોર—આ દેશી રાજ્યની ઉત્તરે કોચીન તથા બ્રિટીશ કોઇમ્બતૂર, પૂર્વે મદુરા તથા તિનાવલ્લી અને દક્ષિણે તથા પશ્ચીમે હિંદી મહાસાગર છે. આ રાજ્યની વધતામાં વધતી લંબાઇ ઉત્તર દક્ષિણ ૧૭૪ મૈલ,ને પોહળાઇ ૭૫ મૈલની છે. ક્ષેત્રફળ ૬૭૩૦ ચોરસ મૈલ છે. ત્રાવણકોરને ૩૧ તાલુકામાં વેંહેચી નાખેલું છે. લોક વસ્તી ઈ૦ સ૦ ૧૮૧૬ માં ૯,૦૬૫૪૮૭, ૧૮૩૬ માં ૧૨૮૦૬૬૮, ૧૮૫૪ માં ૧૨૬૨૬૪૭, ૧૮૭૫ માં ચોકસ ગણત્રી મુજબ ૨૩૧૧૩૭૯, ૧૮૮૧ માં ૨૪૦૧૧૫૮ અને ૧૮૯૧ માં ૨૫૫૭૭૩૬ ની હતી. કુલે વસ્તીમાં ૧૭૫૫૬૧૦ હિંદુ (૭૩.૧૨ ટકા), ખ્રિસ્તી ૪૯૮૫૪૨ (૨૦.૭૬ ટકા), મોહમેદન ૧૪૬૯૦૮ (૬.૧૨ ટકા) અને જ્યૂ ૯૭ છે.

આ રાજ્યને તાબે ૨૭૧૫ ગામો છે. દેશના કાંઠાની ભૂમિ રસાળ અને નિચાણમાં છે. તેમાં શ્રેષ્ટ જાતીના ચોખા ને સાણચોખા પાકે છે. ઘાટની જમીનમાં મરી, સોપારી, નાળીએર, એલચી તથા શાકભાજી થાય છે. જંગલમાં ઇમારતી લાકડા પુશકળ ઉગે છે.

આ દેશમાં હાથીઓ ટોળાબંધ ફરતા જણાય છે. તે શિવાય વાઘ, ચિત્તા, વનપાડા, વગડાઉ ભેંસ વગેરે પ્રાણી પુશકળ છે. વળી ત્યાંની નદી તથા સરોવરમાં ઘણા મ્હોટા મગરો રહે છે, તે કેટલીકવાર માણસોને ઘસડી લઇ જાય છે. એને માટે એવું કહેવાય છે કે અગાઉના વખતમાં આ દેશમાં ગુન્હેગારોને સજા કરવાની એવી રીત હતી કે તે જો ગુન્હો નાકબુલ કરે તો તેને નદીની આ પારથી તે પેલી પાર તરી જવાનું ફરમાવતા, તેમાંથી જે સહીસલામત ઉગરે તેને નિર્દોશ ઠરાવતા. પણ આ રેવાજ હાલમાં તદન બંધ પડેલો છે. તેમજ આ દેશમાં સર્પ પૂજા જાઓજ હોવાથી તેમના અનેક ખાસ મંદિરો બનાવેલાં છે. આ દેશમાંના કૃષ્ણ મંદિરમાં તો સર્પ તથા વિછી સંખ્યાબંધ ભમતા જણાય છે, છતાં તે કદી મનુષ્યને ઇજા કરતા નથી એમ કહેવાય છે. આ દેશમાં તેલંગી અને દ્રવિડ ભાષા બોલાય છે. ત્રાવણકોરની ઓરતો પોતાની ખુબસુરતી માટે જાણીતી છે.

મુખ્ય શેહેર ત્રિવેનદ્રમ છે, ત્યાં મહારાજા રહેછે. તે શિવાય :—અલ્લી પલ્લી, કયન, અંજુતેંગા, કુલમ, પરકાદ, કાના, આલકા વગેરે મુખ્ય શેહેરો છે. આ રાજ્યનાં લશકરમાં ૬૦૦ સ્વાર તથા ૧૨૦૦ પ્યાદલ ને ૬ તોપો છે.

આ દેશ પ્રચીન કાળથી તે અદ્યાપિપર્યંત હિંદુ રાજાને તાબે છે. અતરેની રાજ્યગાદી છેક રામ રાજાને હાથે સ્થાપન થએલી કહેવાય છે. પાછળથી પરશુરામે સમુદ્ર પાસેથી આ દેશ લઈ ત્યાં એક જાતનાં જુના દેશી બ્રાહ્મણોને વસાવ્યા. ત્યાં હિંદુ ધર્મશાસ્ત્રના આધાર પ્રમાણે આજ સુધી રાજ્ય ચાલે છે, પણ તેનો પ્રાચીન ઇતિહાસ અંધારામાં છે. તો પણ એવું માલમ પડે છે કે ત્યાંના ધર્મશાસ્ત્ર પ્રમાણે જે ન્યાયશાસ્ત્ર ઈ૦ સ૦ ૧૪૯૬ મા ઠેરવ્યો તેમાં એક એવો નિયમ છે કે રાજ્યનો વારસો હમેશાં છોકરીનાં વંશજોમાંજ ઉતરે. એટલે રાજાને કદાપી બે પુત્ર અને એક પુત્રી હોય તો તે પુત્રીનો પરિવારજ ગાદીનો વારસ થાય. દંત કથા મુજબ ઈ૦ સ૦ ૧૭૪૦ સુધી રાજપુત્રીઓ અગર રાણીઓ જાતેજ રાજ્ય ચલાવતી હતી. પરંતુ એક સમયે રાજ્ય કરનાર રાણીએ પોતાની તેમજ પોતાની પછી ગાદીએ આવનાર દરેક રાણીની વતી રાજ્ય કારભાર રાજાને સ્વાધિન કરી દીધો. ઘણું કરીને આમ કરવાનું કારણ એવું જણાય છે કે સને ૧૭૪૦ પેહેલા આ દેશ નાહના નાહના અસંખ્ય સરદારો વચ્ચે વેહેચાઇ જવાથી તેઓ સ્વતંત્ર જેવા થઇ ગયા હતા અને તેથી તેઓ સર્વને એક પુરૂષનાં તાબેદાર કરવાને કોઇ બળવાન પુરૂષની જરૂર હતી. આ મુજબ પેહેલો નેમાયલો રાજા 'મરતંદવર્મા' થયો. તેણે ક્લેમિશ નામના એક યૂરપીયન સરદારથી લશકર કેળવી જય મેળવ્યો; તેના પછી વનજીબવા પેરમલ ૧૭૫૯ માં ગાદીએ બેઠો, એણે ટીપુ સાથની લડાઇ વેળા બ્રિટીશ તરફથી રહી મદદ કરવાથી એ રાજા બ્રિટીશોનો મિત્ર થયો હતો. આથી ટીપુએ અનેક બહાના કાઢી છેડતી શોધી કાઢી ત્રાવણકોર ૧૭૮૯ માં જીતી લીધું, પણ બ્રિટીશોએ પોતાના મિત્રની મદદે આવી ૧૭૯૨ માં ત્રાવણકોરના રાજાનો હક્ક પાછો બખશ્યો. આ રાજા વનજી પછી રામવર્મા પેરૂમલ ૧૭૯૯ માં ગાદીએ બેઠો, પણ આ વેળા બ્રિટીશોની અયોગ્ય માગણીઓથી બળવો ઉઠયો, તેમાં બ્રિટીશોએ રાજાનો પુરતો પરાજ્ય કરી પદભ્રષ્ટ કર્યો ને ત્રાવણકોરને ખંડીયું બનાવ્યું. ૧૮૧૧ માં રામવર્મા મરણ પામતા તેની બેહેન લક્ષ્મી રાણીનો બાળ પુત્ર 'વાતમી રામવર્મા'ને રાજા ઠેરવ્યો. આ રાજા ૧૮૪૬ માં મરણ પામતાં તેના ભાઇ મરતંદા ગાદીનશીન થયો. તેમના પછી ૧૮૬૦ માં વોંમિલાવર્મા ગાદીએ બેઠો, તેનું ૧૮૮૦ માં મરણ નિપજતાં તેનો ભાઇ રામાવર્મા ગાદીએ બેઠો, પણ ૧૮૮૫ માં તેનું મરણ નિપજતાં કુંવર ઇસો રાજા થયા જે હાલમાં ત્રાવણકોરના રાજા છે.

ત્રિકાન્ડ ધર્મ—હિંદુ ધર્મના મુખ્ય ત્રણ કાંડો એટલે પ્રકાર હોવાથી તેને એકંદરીમાં ત્રિકાન્ડ કહેછે. જ્ઞાન, કર્મ, અને ઉપાસના એ છે. તેમાંના પેહેલા કાન્ડ મુજબ ચાલનારને નિવૃત્તિ માર્ગ કહે છે, અને બીજા બેને અનુસરી ચાલનારને 'પ્રવૃત્તિ માર્ગ' કહેછે. આ ત્રણે કાંડના સક્ષેપ ઉપરથી લક્ષણો-ધ્યાન, યજન અને ભજન એ છે. આગળ ધ્યાન મનથી પરમાત્માનું ચિંતન કરતા હતા, આ પ્રકારને જ્ઞાનકાન્ડ કહે છે; પણ મનુષ્ય તેટલાંથી ઇશ્વર પ્રાપ્ત થઈ શકે છે એમ સમજી તૃપ્ત નહિ થતાં આગળ વધી યજ્ઞયાગાદિક ક્રિયા એટલે અગ્નિ મુખ કર્મો કરવાનો પ્રચાર શરૂ થયો, તેને કર્મકાન્ડ કહે છે. પણ તે પછી આ ક્રિયાકામ વિસારી ઇશ્વરાદિક અવતારોની કલ્પના કરી તેમની મૂર્તિની પૂજા અને ભજન વગેરે કરવાનો રેવાજ ચાલુ થયો તેને ઉપાસના કાન્ડ અથવા ભક્તિ માર્ગ કહે છે.

ત્રિંકોમાલી—સિલોનમાંનું આ બંદર શેહેર દરિયાઈ કાફલાનું મથક અને સુંદર બંદર હોય કેંડીની ઉત્તર પૂર્વે ૧૧૦ મેલ ઉપર છે. અત્રે સિલોનના મલબારી ચડાઇ કરનારાઓએ એક મ્હોટું મંદિર બાંધ્યું હતું,

જેની જાત્રાએ હિંદના હજારો જાત્રાળુઓ જતા હતા, પણ તેનો નાશ પોર્તુગીઝોએ ૧૬૨૨ માં કર્યો હતો. પ્રથમ અત્રે ડચ તથા ફ્રેન્ચ સત્તા હતી, પણ ૧૭૯૫ માં બ્રિટીશોએ સિલોન જીતી લેતાં આ ભાગ બ્રિટીશ સત્તા તળે રહ્યો હતો. વસ્તી ૧૧૪૧૧ ની હતી.

ત્રિગુઠ—નાટ્ય શાસ્ત્ર મુજબ સ્ત્રી વેષધારી પુરૂષનું જે નૃત્ય અથવા ગાયન તે.

ત્રિચનાપલ્લી—મદ્રાસ ઇલાકામાંનો બ્રિટીશ જીલ્લો. ક્ષેત્રફળ ૩૫૬૧ ચોરસ મૈલ છે. એની ઉત્તર પશ્ચિમે અને ઉત્તરે સાલમ, ઉત્તરે અને ઉત્તર પૂર્વે દક્ષિણ આર્કોટ, પૂર્વે અને દક્ષિણ પૂર્વે તાંજોર, અને દક્ષિણે મદુરા તથા પશ્ચિમે કોઇમ્બતુર છે. ૧૮૨૧-૨૨ માં અચોકસ ગણત્રી મુજબ લોકવસ્તી ૭૮૮૧૯૬ ની, ૧૮૩૬-૩૭ માં ૫,૫૨૪૭૭ ની, ૧૮૫૧-૫૨ માં ૭૦૯૧૯૬ ની, ૧૮૬૬-૬૭ માં ૧૦૦૬૮૨૬ ની અને ૧૮૮૧ માં ૧૨૧૫૦૩૩ ની હતી.

જીલ્લામાં ૫ શેહેર તથા ૧૪૮૦ ગામડાં છે. કુલે વસ્તીમાં ૧૧૧૯૪૩૪ હિંદુ (૯૨-૧૩ ટકા), ખ્રિસ્તી ૬૧૪૪૦ (૫-૦૬ ટકા), ૩૪૧૦૪ મોહમેદન (૨-૮૧ ટકા) ૩૩ બુદ્ધિસ્ત છે. મુખ્ય શેહેરો ત્રિચનાપલ્લી, શ્રી રંગાપટન, તુરેયુર, મહાદાનપુર, ઉધ્યાર્પાલેયમ, અરિયલુર, કરૂબલુર. આ દેશમાં વસ્તી પ્રજામાં ૧૧૫૭૬૮૮ તામિલ, ૧૬૧૩૪૨ તેલગી, ૨૯૧૬૨ કાનડી અને ૧૫૯૪૭ હિંદુસ્તાની ભાષા બોલે છે.

આ જીલ્લામાં સીગાર બનાવવાનો ઉદ્યોગ બોહોળા પાયા ઉપર ચાલે છે. સીગારો માટેનો બધો તંબાકુ મુખ્ય કરી ડીંડીગલથી આવે છે. તેમજ ત્રીચનાપલ્લીના સોનીઓ પોતાની કારીગરી માટે પ્રસિદ્ધતા પામ્યા છે. નિકાશ વેપાર ચોખા, મીઠું, તંબાકુનો ચાલે છે. આ જીલ્લો પાંચ તાલુકામાં વેંહેચાયલો હોઇ તેમાં કલેકટરની સત્તા ચાલે છે. અત્રે વર્ષાદ ૩૪ ઇંચને સુમારે વર્ષે છે અને તે મોસમ ઉત્તર પૂર્વે ખૂણેથી બેસે છે. ગરમી માત્ર ૮૭૩ અંશ અને થંડી ૭૫-૮ અંશ પડે છે.

તેના મુખ્ય તાલુકા ત્રિચનાપલ્લીનું ક્ષેત્રફળ ૪૮૬ ચોરસ મૈલ હોઇ તેમાં ૩૩૫૫૧૮ ની વસતી છે. વસ્તીમાં ૨૮૧૨૨૦ હિંદુ, ૩૬૯૯૦ ખ્રિસ્તી અને ૧૭૨૬૨ મોહમેદનો છે.

મુખ્ય શેહેર ત્રિચનાપલ્લીમાં લોકવસ્તી ૧૮૮૧ માં ૮૪૪૪૯ ની ને ૧૯૦૧ માં ૧૦૪૬૯૦ ની હતી. આ શેહેર જીલ્લા તથા છાવણીનું મુખ્ય મથક હોઇ સમુદ્રથી ૫૬ મૈલ ઉપર કાવેરીના જમણા કાંઠા ઉપર છે. નદીના દક્ષિણ ભાગ ઉપર એક કિલ્લો છે. ચોલ વંશના રાજ્ય અમલમા આ શેહેર મુખ્ય પાયતખત હતું. મદુરાના નાયક વંશના સ્થાપક વિશ્વનાથ જે ૧૫૭૩ મા મરણ પામ્યો તેણે અત્રેનો કિલો તથા રાજ મેહેલ બંધાવ્યો હતો. તેનાજ એક વંશજ ચોકાનાયક કે જે ૧૬૮૨ માં મરણ પામ્યો તેણે બંધાવેલો મેહેલ હાલમા નબાબના મેહેલ તરીકે જાણીતો છે. અત્રેનો કિલ્લો ૧ મૈલ લાંબો ને ½ મૈલ પોહળો છે. ત્રીચનાપલ્લીમાંનું એક મકાન 'કલાઇવ્હના આગલા રેહઠાણ તરીકે બતાવવામાં આવે છે, પણ તે શક ભર્યું છે. ૧૮૮૪ થી અત્રે બે દેશી પલટણો જાથુકની રહે છે. અત્રેની મ્યૂનિસીપાલીટી ૧૮૬૬ માં સ્થાપન કરવામાં આવી હતી. આ શેહેરમાં અનેક નિશાળો તથા સેંટજોસેફ કોલેજ પણ છે.

ત્રિનીદાદ—આ ટાપુ બ્રિટીશ વેસ્ત ઇંડિયાના ટાપુની છેક દક્ષિણ તરફ વેનિઝુલાનાં કાંઠાથી ૭ મૈલ ઉપર છે. એ ૫૦ મૈલ લાંબો ને ૩૦ થી ૩૫ મૈલ પોહળો છે. એનું ક્ષેત્રફળ ૧૭૫૫ ચોરસ મૈલ છે. એમાંથી પૂર્વથી પશ્ચિમ ભણી ૩ પર્વતોની હાર વધે છે. આ પર્વતો ૩૦૦૦ ફીટની ઉંચાઈનાં છે અત્રેની ભૂમિ બેહદ ફળદ્રુપ છે. આબોહવા સરદ ને સાધારણ ગરમ હોઇ અસ્... ભરી છે. એનું મુખ્ય શેહેર પોર્ટ ... વેસ્ટ ઇંડીજમાં છે. તેમાં વસ્તી ...

છે. બીજું શેહેર સૅનફરનાન્ડોમાં વસ્તી ૬૩૩૫ ની છે. આ દેશમાં કોકો, સાકર, રમ, કૉફી, નારીયળી, તંબાકું, અને ફળ ફળાદીનો બોહોળો ઉદ્યોગવેપાર ચાલે છે. ૧૮૭૧ માં વસ્તી ૧૦૯૮૬૩ ની, ૧૮૮૧ માં ૧૫૫૧૨૮ ની ને ૧૮૯૦ માં ૨૦૦૭૨૮ ની હતી. વસ્તીમાં મુખ્ય ફ્રેન્ચ, સ્પેનિશ, ઇંગલીશ અને ઇસ્ટ ઈંડિયાના મજુરોની સંખ્યા વસે છે.

આ ટાપુમાં રેલ્વે લાઇન ૪૫ મૈલ વેરની નખાયલી છે. ત્રિનીદાદની શોધ ૧૪૯૮ માં કોલંબસે કરી અને ૧૫૩૨ થી વસાહત કરવામા આવી. ઇ. સ. ૧૫૯૫ માં ઇંગ્રેજ સરદાર સર વૉલ્ટર રૅલિનાં લશકરથી શેહેરને નુકસાની પોંહચી હતી. તે પછી ડચોએ ૧૬૪૦ માં, ફ્રેન્ચોએ ૧૬૭૭ માં, ૧૬૯૦ માં આ શેહેરને નુકસાની પોંહચાડી હતી. ૧૭૯૭ માં એ બ્રિટીશોએ ફરી જીતી લીધું હતુ.

**ત્રિપોલી**—ઓટોમન શેહેનશાહતનો એક પ્રાંત, અને ઉત્તર આફ્રિકાના બારબરી રાજ્યની છેક પૂર્વમાંનો દેશ. એનું ક્ષેત્રફળ ૩૯૯૦૦૦ ચોરસ મૈલ છે. વસ્તી ૧૦૦૦૦૦૦ ના સુમારેની છે. તેમાં લિબિયન, બારબર્સ, મૂર અને થોડા આરબો છે. તેમાં ૩૦૦ યુરપિયનો છે; અને ૨૪૦૦૦ જયૂ પ્રજા વસે છે. અત્રે ઍટલાસ પર્વતની બે ઉંચી હારો (૪૦૦૦ ફીટ) લબાય છે. ગરમીની મોસમ પછી સેહેજ વર્સાદ વર્સે છે, પણ ફળફળાદી તેં માત્ર હારથી ઉગે છે. કિનારાનો ભાગ (૧૧૦૦ મૈલ લાંબો) અત્યંત લાંબો ને ફળવંત છે. અત્રે ધાન્ય, દારૂ, કપાસ વગેરેની મુખ્ય પેદાશ થાય છે. તેમજ બકરાં, ઢોર, નાહના ટટુ અને ખચરો થોડા જણાય છે. ત્રિપોલીથી સોનેરી રેતી, હાથીદાંત, સાજીખાર, શાહમુર્ગનાં પિછાં પરદેશ રવાના કરવામાં આવે છે. ત્રિપોલી ૪ પ્રાંતમાં વેહેંચાયલું છે. પ્રથમ આ દેશ ફ્રેનિશીયનોને હાથથી સાયરીકનોને હાથ આવ્યો હતો, અને તેમના હાથથી કાર્થેજીયનોને તાબે થયો. પણ તે પછી એ રોમન, સ્પેનીશ અને સેંટ જોનના હાથમાં ગયા પછી ૧૫૫૧ માં તુર્ક સરકારને તાબે આવ્યો. એના મુખ્ય શેહેરમાં ૨૦,૦૦૦ ની વસ્તી છે.

**ત્રિપોલી**—સિરિયાનું આ બંદર શેહેર બયરૂતની ઉત્તરે ઉત્તર પૂર્વમાં ૪૦ મૈલ ઉપર છે. આ શેહેરની આસપાસ આગલા વખતનાં ખંડીયરો અનેક છે. પ્રાચીનકાળમાં એ ફ્રેનિશિયાનું મથક હતું. પુરાણું ત્રિપોલીયા શેહેરને ૧૧૦૪ માં ક્રુઝેડરોએ જીતી લીધું હતું, પણ ૧૨૮૯ માં મામુલકોએ ફરી હાથ કર્યું હતું. પુરાણું શેહેર નાશ પામતાં હાલનું નવું શેહેર પાંચ મૈલ ઉપર લિબ્નેનોન પર્વતના ઢોળાવ ઉપર વસાવવામાં આવ્યું. એનું બંદર નાહનું ને છાલકું છે. અત્રેથી બયરૂત સાથે સિધો વેપાર ચાલેછે. વસ્તી ૧૭૦૦૦ ની છે.

**ત્રીફળ**—આ વનસ્પતિનાં ફળોનો કલ્પ અથવા તેના છાલની ભૂકી અગ્નિદિપક, રેચક અને વાયુ નાશ કરે છે. યુનાની હકીમ અને દક્ષિણ હિંદુસ્તાનમાંના વૈદો અત્તેસાર ઉપર અને અપાચક વિકારમાં એનો ઉપયોગ કરે છે. એના ફળમાં એક સુગંધી તેલ હોય છે અને છાલમાં 'બર્બેરિન' જેવું દ્રવ્ય હોય છે.

**ત્રિમૂર્તિ**—હિંદુઓનાં પુરાણાદિ અર્વાચીન ગ્રંથોમાં જે ત્રિમૂર્તિનું વર્ણન કરેલું છે, તે જોકે વેદમાં જડતું નથી તોય ત્રિમૂર્તિની કલ્પના અતિ પ્રાચીન છે. વેદમાં જે ૩૩ દેવતા જણાવેલા છે તેમાની સંખ્યા ૩ ને ૧૧ થી ગુણી ગણેલી છે. ઈંદ્ર, અગ્નિ અને સૂર્ય એઓ વેદમાંની ત્રિમૂર્તિ છે; પણ કાળનાં ફેરફાર સાથે તેમનું મહત્વ નષ્ટ થઇ તેઓને સ્થાને બ્રહ્મા; વિષ્ણુ અને શિવ આ ત્રિમૂર્તિ આવી. તેમની ઉત્પતિ ઓંકાર રૂપ જે બ્રહ્મ છે તેથી થઇ એવું શાસ્ત્રમાં વર્ણેલું છે. જેમકે અ એટલે વિષ્ણુ, ઉ એટલે શિવ અને મ એટલે બ્રહ્મ. અવ્યક્ત જે બ્રહ્મ તેને લીલા

(રમત) કરવા માટે વ્યક્ત (પ્રગટ) થવાની ઇચ્છા થતાં તે એ ત્રણ રૂપે પ્રગટ થયો. કેટલાક મત મુજબ આ ત્રણ દેવતા માત્ર ત્રણ ગુણી છે.

"રજો બ્રહ્મા તમો રૂદ્રો વિષ્ણુ; સત્વ જગત્પતિ : ॥
અત એવ ત્રયો દેવાસ્તત એવ ત્રયો ગુણ : ॥
ગણેભ્ય; ક્ષોભ માયેભ્ય અયો દેવા વિજજ્ઞિરે
એક મૂર્તિ અયો ભાગા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર. : ॥ (માર્કંડેય પુરાણ).

વાયુ પુરાણમાં પાંચમાં અધ્યાયમાં ત્રિમૂર્તિની ઉત્પત્તિ વિશે લખેછે કે "દિવસની શરૂઆતમાં પરમેશ્વર (મહાદેવ) પ્રકૃતિમાંથી ઈંડામાં પ્રવેશ કરી પ્રધાન (પ્રકૃતિ) અને પુરૂષને ક્ષોભિત કર્યો. પ્રધાન ક્ષોભિત થયા તેથી રજો ગુણ ઉત્પન્ન થયો, અને જેમ બીજને જલ પ્રવૃતક કારણ હોય છે તેમ તે થયો. જ્યારે ગુણમાં ઓછું વધુ પ્રમાણ ઉત્પન્ન થાય છે ત્યારે તેના દેવતા ઉત્પન્ન થાય છે. આ મુજબ ક્ષોભ પામેલા ત્રણ ગુણથી ત્રણ દેવતા ઉત્પન્ન થયા.

રાજગુણ બ્રહ્મા થયો, તમોગુણ અગ્નિ થયો અને સત્વગુણ વિષ્ણુ થયો. આ ત્રણે દેવતા પરસ્પર ઉપર આધાર રાખે છે, અને તેઓ કદી પણ છુટા પડતા નથી. ઇશ્વર (મહાદેવ) એ પરમેશ્વર છે, અને વિષ્ણુ બુદ્ધી કરતાં શ્રેષ્ટ છે. બ્રહ્મા રજો ગુણ સંપન્ન હોઇ ઉત્પત્તિ કરવા તૈઆર રહે છે.

બ્રહ્મા; શિવ અને વિષ્ણુ એ જેમ ઉત્પન્ન થયા તેમ નાશ પણ પામે છે. તેમની ઉમર ચોકસ ઠેરવેલી છે.

"બ્રહ્મા વિષ્ણુશ્વ રૂદ્રશ્વ સર્વાવાભૂત જાતય,
નાશ ગેવાનુ ધાવંતિ સલિ વાનીવ વાડવમ.
(યોગવસિષ્ટ)

અર્થ—બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર એ સર્વ પૃથ્વી સાથે લય પામવાના સમયપર પોહોંચ્યા છે.

બ્રહ્માનું આયુષ્ય ૧૬૯૫ નું (જુઓ કલ્પ); તેજ માન મુજબ ૧૦૦ વર્ષ થતાં શિવનો એક દિવસ થાય છે. એજ ધોરણે શિવનાં ૧૦૦ વર્ષ થતાં વિષ્ણુનો એક નિમેષ થાય છે. (નિમેષ=નેત્રની પાપણ ઉઘાડ બંધ કરવા જેટલો વખત લાગે છે તેટલો સૂક્ષ્મ વખત.)

વિષ્ણુ પુરાણમાં ૩ પ્રલય જણાવ્યા છે. એટલે નૈમિત્તિક, પ્રાકૃતિક, અને આત્યંતિક. પેહેલો પ્રલય દરેક કલ્પની આખેરીમાં થાય છે, તેમાં સર્વ પ્રાણી માત્ર નાશ પામે છે. બીજો બ્રહ્મદેવની ઉમરની આખેરીમાં થયછે, તેમાં સર્વ તત્વો પ્રકૃતિમય બને છે, અને આત્યંતિક પ્રલયમાં સર્વ મોક્ષ પામી આત્મ રૂપ બને છે (વિષ્ણુ પુરાણ અ. ૬. અ. ૩.)

**ત્રિલિંગ દેશ**—હાલમાં એને તેલંગણ કહે છે. પ્રાચીન નકાશામાં એની ઇશાન્યે કલિંગ દેશ જણાવી એની વાયવ્યે આંધ્રદેશ જણાવ્યો છે.

**ત્રિવિક્રમાનંદ**— આ કવિ જાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જંબુસરમાં જન્મ્યો હતો. જંબુસરમાં જ્યાં રાઘવાનંદજીનો અખાડો છે ત્યાં એ હમેશાં જતો, ત્યાંથી એને જ્ઞાનમાર્ગનો ઉપદેશ થયો હતો. એના માબાપે એ પંદર વર્ષનો થયો ત્યારે એનું લગ્ન કીધું. લગ્ન સાવધાન થતી વખતે એણે ગોરને પુછ્યું કે "સાવધાન એટલે શું ?" ગોરે કહ્યું કે લગ્નની ઘડી સાચવવી તે. પણ, એ ઉત્તરથી એના મનનું બરાબર સમાધાન થયું નહિ. એણે પોતાના મનમાં સાવધાનનો એવો અર્થ કર્યો કે 'હે જીવ તું આ દુનિયાંની ખટપટમાં પડીશ નહિ. આથી તે સાવધ બની હાજતે જવાનું બહાનું કાઢી મંડપમાંથી નહાશી જઇ ઘેર ઘરેણાં બધા કાઢી આપ્યાં ને કોઇનું પણ ન માનતા કાશીક્ષેત્ર તરફ નહાઠો. ત્યાં ચારેક વર્ષ રહી સુરતમાં પાછો આવી ત્યાં કથા શ્રવણ કર્યા જઇ, આનંદ શાસ્ત્રીને ઘેર જઇ કૌમુદીનો અભ્યાસ કરતો અને હિંદુસ્તાનીમાં લખેલાં વેદાન્તનાં પુસ્ત-

ક્રોની પોતે કથા વાંચતો. પછી એણે સુરતમાં કેટલાકને કંઠી બાંધીને શિષ્ય કર્યા. તેમાનો મુખ્ય શિષ્ય વિજયાનંદ ત્રિવિક્રમ પછી અખાડાનો મહંત થયો હતો. એણે પોતાના પિતા તરફથી મળેલી દસ હજારની દોલત સાધુસંતોને ખવાડવામાં ખર્ચી હતી. એણે પંદરેક જણને દિક્ષા આપી સાધુ બનાવ્યા હતા, પણ ઉપદેશ વિનાનાં તો ૧૦૦ ઉપર શિષ્યો હતા. એ કાવ્ય કરનો અને રાગ રાગણી સારી પેઠે સમજતો, પણ જાતે ગાઇ શકતો નહિ. એણે ગ્વાલિ, ઉર્દુ, દક્ષણી અને ગુજરાતિમાં વેદાન્ત વિષય ઉપર કવિતા રચી હતી. તેમાં કેટલાક તો મોટા ગ્રંથો રચી પ્રગટ કર્યા હતા. એનુ મોટે ભાગે લખાણુ હિંદુસ્તાનીમાં છે. એની કવિતા સવૈયા, કવિત્ત, ધોળ, પ્રબંધ અને જૂદા જૂદા રાગના પદોમાં છે. એ સંવત ૧૮૭૯ માં મરણ પામ્યો હતો.

ત્રિવિષ્ટપ—તિબેટનું પ્રાચીન નામ (જુઓ તિબેટ.)

ત્રિવેનદરમ—એજ તાલુકામાંનુ મુખ્ય ગામ. લોક વસ્તી ૨૭૯૫૨ની છે. કિલ્લા માહેલી વસ્તી સાથે કુલે વસ્તી ૪૧૧૭૩ ની છે. અતરે મહારાજાની દરબાર તથા મેહેલો છે. દરિઆ સમુદ્રથી એ મૈલ ઉપર વસાયલું છે. અત્રેનો કિલ્લો આગળ એક બંધાવનું મુખ્ય બાંધકામ ગણાતું હતું પણ હાલમાં તેમાં હલકી વર્ણની પ્રજા વસે છે. શેહેરમાં રાજા તથા અમીર ઉમરાવો અને યુરપીયનોનાં સુંદર મકાનો છે. કિલ્લામાં રાજા તથા કુમારોના મેહેલો છે. આ મેહેલો તેની અસલ બારીક હુન્નરમંદી ભરી કારીગરી માટે વખણાય છે, તેમજ ત્યાંનુ વિષ્ણુનુ મંદીર ઉત્તમ બાંધકામો માંનુ એક ગણાય છે.

શેહેરમાં અનેક ખાનગી, સરકારી અને સરકારી ઇસ્પીતાલ, શાળા, લાયબ્રેરી અને મહારાજા કોલેજની મુખ્ય ઇમારતો છે. ૧૮૩૯માં અત્રેની વેધશાળા મહારાજાએ બંધાવી ખગોળ સંબંધી અનેક શોધખોળ કરાવી હતી. આગળ અત્રે યૂરપીયન ખગોળશાસ્ત્રીઓ નેમવામાં આવતાં હતા પણ હાલમાં દેશી ખગોળ શાસ્ત્રીઓનાં કારોબાર તળે છે. કિલ્લાની બહાર એક ખાસ જેલ છે.

ત્રીપુરી પૌર્ણિમા—કાર્તિક શુદ ૧૫ ને દિવસે એ રાત્રે લોકો દારૂખાનું છોડે છે. દીવાળીની પેઠે એ દિવસે પણ વસ્ત્રાલંકાર પેહેરી દેવદર્શન કરવામાં આવે છે. આ પર્વની ઉત્પતિ શની કુમાર સહિતામાં એવી આપે છે કે 'ત્રીપુરી' નામના રાક્ષસને તે દિવસે માર્યાથી દેવોએ દિપોત્સવ કરી આનંદ પ્રદર્શિત કર્યો હતો. એ રાક્ષસે મ્હોટું તપ કરી બ્રહ્મા પાસેથી એવું વર્દાન મેળવ્યું હતું કે દેવ નિશાચર, માણસ, અને કોઇથી તેનું મરણ થાય નહિ. આ વર્દાન મળયા પછી તેણે દેવોને ઘણું દુખ દીધું, અને તેઓ તેથી વિષ્ણુને શરણે ગયા, ત્યાં કાંઇ સહાયતા મળી નહિ. છેલ્લે નારદે ત્રીપૂરને કૈલાસપુરી લેવાને સમજાવવાથી કૈલાસમાં મોકલ્યો ત્યાં શિવને હાથે તે માર્યો ગયો હતો.

ત્રીપૂર—આગળ દેવદાનવો વચ્ચે લડાઇ થઇ તેમાં દાનવો હારપામતાં મયાસુરે પોતાનાં બે મિત્રો તારક અને વિદ્યુન્માલીને સાથે લઈ લાંબો કાળ તપમાં ગુજારી બ્રહ્માને પ્રસન્ન કર્યા, અને વર માગ્યો કે મને સો સો યોજનનાં અંતર ઉપર દેવતાઓથી અભેદ એવા ત્રણ ફરતા નગરો બનાવવા અને બ્રાહ્મણના શાપથી અભેદ, મહાદેવના બાણથી કદાચ તેનો નાશ થતાં તે નગર બાકી રહેનો. તેનો નાશ નહિ થાય એવું ઇચ્છયું. આ વર બ્રહ્માએ આપતાં મયાસુરે પુષ્ય નક્ષત્રમાં લોહ, રજત અને સુવર્ણ એમનાં એક ઉપર એક એવા સરખા અંતર ઉપર ત્રણ નગરો બાંધ્યા ને ત્યાંનું આધિપત્ય અનુક્રમે તારકાસુર, કમલાક્ષ તથા વિદ્યુન્માલી એ ત્રણેને આપ્યું. એ શિવાય આ ત્રણ નગરમાં બીજા નાદનાં પુરો બંધાવ્યા, અને ત્યાં વચોવચ પોતે રહી સર્વેને આજ્ઞા કરી કે કોઇએ

દેવતાઓને દુઃખ દેવું નહિ, પણ કેટલાક કાળ પછી તેઓએ દેવતાઓને પિડવા માંડતા મહાદેવે પૃથ્વીને રથની કલ્પના બનાવી, બ્રહ્માને સારથી બનાવ્યો અને બીજા દેવતાઓને જગેજગ ગોઠવી વિષ્ણુને ધનુષ્યપર યોજવાનો બાણ બનાવ્યો, અને પુષ્ય નક્ષત્રનો યોગ (કાર્તિક શુદ પુનેમે) આવતાંજ ત્રણે નગરો સમસૂત્રમાં આવતાં ક્ષણેજ મહાદેવે એ ત્રીપુરોનો નાશ કર્યો; તેમાં ત્રણે અધિપતિ માર્યા ગયા. માત્ર મયાસુર ઇશ્વર ભકત હોવાથી તે બચી શકયો.

**ત્રીવેણી**—આ રાગણી હિંડોલનાં ૮ પુત્ર વધૂમાંથી એક. એની જાતી સંપૂર્ણ છે. એમાં પંચમ વાદી સ્વર છે, ગંધાર અને નિખાદ સંવાદી સ્વરછે. ધૈવત અનુવાદી સ્વર છે. એનો ગાવાનો વખત સાંજનો છે. આ ભાર્યા દેશકારી, ગૌરી અને પુરબી એ ત્રણેથી મિશ્ર છે. માટે તેનું નામ ત્રીવેણી છે.

**ત્રીસ વર્ષની લડાઇ**—જર્મની અને આસ્ટ્રીયામાં લાગટ ઇ. સ. ૧૬૧૮ થી ૧૬૪૮ સુધી જે લડાઈ ચાલુ રહી તેનું નામ. એમાં સ્પેન તથા જર્મનીના ઘણાખરા કેથોલિકોએ ભાગ લીધો હતો. આ લડાઇનું કારણ જર્મનીના કેથોલિક અને પ્રોટેસ્ટંટ પંથ વચ્ચેના મત ભેદનું હતું. આ લડાઇમાં કેથોલિક તરફથી શેહેનશાહે મુખ્ય ભાગ લઇ મોટી ઘાતકી કબસ ચલાવી હતી. આ યુધ્ધના ચાર ભાગ કરી શકાશે :—

૧—પેલેટાઈન ફ્રેડરિક સંબંધી લડાઇઓ. આ લડાઓ ઇ.સ. ૧૬૧૯થી ૧૬૨૫ સુધી ચાલુ હતી. એમાં પ્રોટેસ્ટંટ પંથ તરફ કાઉન્ટયૂર્ન અને કાઉંટ મેન્સફીલ્ડ એ બે સરદારો હતા. પેહેલી લડાઇ શ્વેતગિરિમાં ઇ.સ. ૧૬૨૦ માં થઇ, તેમાં બોહિમિયન લોકો હાર પામવાથી કાઉંટ યુર્ન અને પેલેટાઇન ફ્રેડરિક હૉલંડ તરફ નહાશી ગયા. પણ કાઉન્ટ મેન્સફિલ્ડે જર્મનીમાં બવેરિયન પ્રજાને ઇ.સ. ૧૬૨૨માં પુરતી રીતે હરાવ્યા. શ્વેતગિરિની લડાઇ પછી ફર્ડીનાન્ડ બાદશાહે બોહિમિયનો ને સખત શિક્ષા આપવા માટે તતપર હતો. આથી બેડનના માર્ગેન્હ અને બ્રન્સવિકના ડયુક એઓએ પ્રોટેસ્ટંટ તરફથી મેન્સફિલ્ડને મદદ કરવા આવ્યા. બવેરિયન સેનાધિપતિ ટિલીએ ૧૬૨૨માં બેડનના માગ્રેન્હનો વિટ્ટનમાં ઇ.સ. ૧૬૨૩ માં મન્સટર પાસે હોસ્ટમાં બ્રન્સવિકના ડયુકનો પરાજય કર્યો.

આ મુજબ પ્રોટેસ્ટંટોનો પરાજય થતાં સુલેહ થવાનો સંભવ હતો પણ ફરડિનાન્ડ કહેવા લાગ્યો કે "ઇશ્વરે જે આપણને જય આપ્યો તે ઉપરથી જણાય છે કે આપણે લડાઇ બંધ કરવી એવું ઇશ્વરના જ્ઞાનમાં નથી, આથી તેણે પોતાના લશકરને મજબૂત કરવા બવેરિયાના ડયુકને ઇલેકટ બનાવ્યો અને પોતાનું તમામ લશકર વાલેન્સ્ટીનની સરદારી તળે સોંપ્યું.

૨—(૧૬૨૫ થી ૧૬૨૯ સુધી) આથી પ્રોટેસ્ટંટ લોકોએ ડેન્માર્કના રાજાને મદદે તેડયો. તેને મેન્સફિલ્ડ અને બ્રન્સવિકના ડયૂક આવી મલ્યા. વાલેન્સટિને ઇ૦ સ૦ ૧૬૨૫ માં લડાઇ શરૂ કરી. ટિલિએ હાનોવર મુકામે 'લટર' મધે ઇ૦ સ૦ ૧૬૨૬ માં ડેન્માર્કના રાજાનો પરાજય કર્યો. તે પછી મેન્સફિલ્ડ અને બ્રન્સવિકના ડયૂક એ બેઉ ઇ૦ સ૦ ૧૬૨૬ માં મરણ પામ્યા. આથી ૧૬૨૬ માં ટિલિ અને વાલેન્સટિને ૧૬૨૭ માં ડેનમાર્ક ઉપર સ્વારી કરી ત્યાંના રાજાનો પરાજય કર્યો, આથી ૧૬૨૯ માં સુલેહ થઇ. આ રીતે પ્રોટેસ્ટંટ લોકોનો કોઇ આગેવાન નહિ રહેવાથી સુલેહ ચાલુ રહી હતે; પણ તેટલાં ફરડીનાન્ડે એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું કે પ્રોટેસ્ટંટ લોકોએ જે જે ધર્માસનો ખાલસા કર્યા હોય તે તેઓએ છોડી દેવાં જોઇએ, આથી ફરી લડાઈ જાગી.

૩—(ઇ૦ સ૦ ૧૬૨૯ થી ૧૬૩૫) આ જાહેરનામાથી ધબરાઇ પ્રોટેસ્ટંટોએ સ્વિડનના રાજા ગેરસ્ટેન્હસ અડાલ્ફસની મદદ માગતા તે ઇ૦ સ૦ ૧૬૩૦ માં 'પામરેનિયા'ના કિનારા ઉપર આવી ઉતર્યો. અતરે

વાલિન્સ્ટીન ઓધાપરથી દૂર થયો હતો, પણ પ્રોટેસ્ટંટ સંસ્થાનિકોમાં ઐક્યતા નહિહોવાથી ટિલિએ ૧૬૩૧ માં 'માગડેબર્ગ' શેહેર કબજે કર્યું. લિપઝિક પાસે બ્રિટેન્ફીલ્ડ'માં ગસ્ટેવ્હસે ટિલિનો પરાજ્ય કર્યો. (૧૬૩૧ના મે માસમાં), આથી ફરી ટિલિને લેચ નદી ઉપર સામે થઇ ગસ્ટેવ્હસે તેનો પરાજ્ય કર્યો. આ લડાઈમાં ટિલી ઘાયલ થઇ માર્યો ગયો. આથી સેકસન લોકોએ બોહિમિયામાં દાખલ થઇ પ્રેગ શેહેર તાબે કર્યું, આથી બાદશાહે વાલેન્સ્ટીનને ફરી તેડાવ્યો. ઇ૦ સ૦ ૧૬૩૨ માં યુદ્ધમાં 'ગસ્ટેવ્હસ'ને વાલેસ્ટનથી નહાસવું પડયું. પણ લિપઝિક પાસે લુટઝેનમાં વાલેન્સ્ટીનના લશ્કરનો ભારે નાશ થયો હતો, પણ ગસ્ટેવસ મરણ પામ્યો હતો, છતાં સ્વિડિશોએ લડાઇ ચાલુ રાખી. સ્વિડિશ સેનાપતિ હૉર્ન અને લિમરના ડયૂક બર્નાડે બવેરિયાને નરમ બનાવ્યું, ત્યારે બાદશાહે વાલેન્સ્ટીનને ત્યાં જવા હોકમ કર્યો, પણ તેણે તે હોકમનો અનાદર કરતાં તેને ઓહ્દા ઉપરથી દૂર કરવામાં આવ્યો. તે પછી ૧૬૩૪ માં તેનુ ખૂન થયું. વાલેન્સટિનના મોત પછી રાજપુત્ર ફર્ડિનાન્ડે ઇ૦ સ૦ ૧૬૩૪ માં ૬ ઠી સપ્ટેંબરે નાર્ડલિંજેનમાં પ્રોટેસ્ટંટોને પુરી હાર ખવાડી. આથી જર્મનીમાંના પ્રોટેસ્ટંટ પાદશાહ સાથે કોલકરાર થયા. આ વેળા ફરી શાંતતા પથરાતે; કારણ સ્વિડિશ પ્રજા માત્ર બાકી રહી હતી; પણ ફ્રાન્સને શાંતતામાં લાભ નહોતો, કારણ લડાઈ ચાલુ હોય તો પોતાની મદદની ગરજ પડતાં પોતાનુ મહત્વ વધશે એમ આ દેશ માનતો હોવાથી તેઓએ સ્વિડનને મદદ કરી, આથી લડાઇ ફરી શરૂ થઈ.

૪—(૧૬૩૫ થી ૧૬૪૮) સ્વિડીશ સેનાપતિ બૅાનરે સેકસનોને હરાવ્યા. આ તરફ રાહિન નદી ઉપર વિગરનો ડયૂક બર્નાર્ડ રાહીન પ્રાંતમાં ભારે જય મેળવ્યો. પણ તે ૧૬૩૯ માં મરણ પામ્યો બોનરે બોહિમિયા પ્રાંતમાં ભારે ત્રાસ વર્તાવ્યો પણ તે ૧૬૪૧ માં મરણ પામ્યો. આથી પાદશાહ તરફથી કોલકરાર શરૂ થયા, કારણ બીજો ફર્ડિનાન્ડ ૧૬૩૭ મરણ પામ્યો હતો, અને તેનો બેટો ત્રીજો ફર્ડિનાન્ડ શાંત સ્વભાવનો હતો. આ વેળા પણ લડાઇ ચાલુજ હતી. બૅાનર પછી સ્વિડિશ સેનાપતિ ટૉર્ટેન્સન થયો. તેણે ઇ૦ સ૦ ૧૬૪૨ અને ૧૬૪૫ માં બાદશાહી લશ્કરને પુરી હાર ખવાડી વિએના સુધી વધી ગયો. બીજી તરફ ફ્રેન્ચ સરદાર ટયૂરિને રાહિન પ્રાંત તદન વેરાન બનાવ્યો. છેલ્લે વેસ્ટફેલિયાનો તહ ઇ૦ સ૦ ૧૬૪૮ માં થયો.

આ કોલકરારમાં ફ્રાન્સને અાધતો લાભ મળ્યો. આલ્સેસ પ્રાંત ફ્રાન્સને મળી રાહિન નદીના કાંઠેના સર્વ કિલ્લા તોડી પાડવામાં આવ્યા, અને હૅાલંડ દેશ સ્વતંત્ર થતાં પશ્ચિમ બાજુએ જર્મની દેશ તદન ખુલ્લો પડયો. બીજી તરફ સ્વિતઝરલૅંડ દેશ સ્વતંત્ર થતાં દક્ષિણ તરફથી પણ જર્મનીનું રક્ષણ નહિ સરખું થયું. આ વેળા સર્વ રાજાઓ સ્વતંત્ર થયા હતા. આ રીતે જર્મનીને ભારે નુકસાની પોંહચી અને ફ્રાન્સને મ્હોટાઇ મળી.

ત્રેતાયુગ—ચાર યુગમાંનો બીજો અને તેનો મૂર્તિમાન દેવતા. એની વર્ષ સંખ્યા દેવતા માંને ૩૬૦૦ વર્ષની છે. એટલે મનુષ્ય માને ૧૨૯૬૦૦૦ વર્ષની સંખ્યા થાય છે.

ત્રેપિસ્ત—આ એક ખ્રિસ્તી સાધુઓનો ટોળો ફ્રાન્સમાં જાણીતો છે. આ પંથની સ્થાપના " જીઆનડી બાવુથીલીયર ડીલારાન સે " નામના વિદ્વાન સાધુએ કરી હતી. તેણે ઇ. સ. ૧૬૬૨ માં સંસાર ત્યાગ કરી 'એબેડિલાત્રેપે' નામના એક મોટા મઠમાં દાખલ થઈ સાધુની જીંદગી શરૂ કરી ત્યાં રહેને રહતે પોતાનો નવો પંથ સ્થાપન કર્યો. આ પંથમાં જોડાયલા સાધુઓ અન્નફળ શાક શિવાય બીજો ઓસનો ખોરાક યા કેરી પીણું કદી ઉપયોગમાં લેતા નથી. તેઓ ઘણા કષ્ટ વેઠી જીંદગી ગુજારે છે. મુખ્ય કર્મ આખો વખત ધ્યાન ધારણ કરી ધર્મગ્રંથો યા આગલા સાધુઓનાં વૃત્તાંતો વાંચવામાં અથવા તો ખેતીવાડીના કામમાં

વખત ગુજારે છે. તેઓ ચોક્સ નેમેલે વખતે સર્વ સાથે મળી કોરડા વડે પોતાના પીઠ ઉપર માર મારી તે વેદના સહન કરે છે. અઠવાડીયામાં એકજ વેળા સ્નાન કરે છે અને શ્રાંઝાં કપડાં પેહેરતા નથી. હજામત હાથે કરે છે પણ દાઢી લાંબી વધારે છે. ધર્મગુરૂઓનું કામ કરનારા સફેદ અને બીજા તપક્રિયા ઝભા પેહેરે છે. તેઓ રાત્રે બે વાગે ઉઠી સાથે દેવળમાં જઈ બે કલાક બંદગી કરવામાં યા ભજન ગાવામાં ગુજારે છે. એઓ મરણ પામતાં પેહેરેલાં કપડાં સાથેજ શબને દફનાવે છે. તેઓ દિવસમાં એકજ વેળા અન્ન ફળનો ખોરાક લીયે છે, ને બાકીનો વખત મૌન ધારણ કરી પોતાની ફરજ બજાવે છે.

ત્રેબિઝન્દ—ઉત્તર પૂર્વ એશિઆમાઇનરનું પાયતખત કાળા સમુદ્ર કાંઠેનું વેપારનું જાણીતું મથક છે. એની આસપાસ કિલ્લેબંદીનો કોટ છે, ને તેની બાહેર ખ્રિસ્તીઓના મકાનો છે. અત્રેના બંદરનો કૉન્સટન્ટીનોપલ, ડેન્યુબના મુખ સુધી તથા મેડિટરેનિયન સાથે સિધો વેહવાર ચાલે છે. અત્રેનો રેસમનો ઉદ્યોગ મુખ્ય છે. ઇ. સ. ૧૨૦૪ માં ક્રૂઝેડરોએ કૉન્સટન્ટીનોપલ છતી લીધું તે પ્રસંગે એને શેહેનશાહતનું પાયતખત બનાવ્યું હતું કે જે ૧૪૬૨ સુધી ખ્રિસ્તીઓને હાથ હતું, જે પછી ફરી તુર્ક સત્તા સ્થાપન થઇ હતી. વસ્તી ૫૦૦૦૦ ની છે.

ત્રોજન—માર્કસ આલ્પિઅસ, રોમનો બાદશાહ. એનો જન્મ ઇ. સ. ૫૨ માં સ્પેન ખાતે થયો ને મરણ ૧૧૭ માં નિપજ્યું હતું. એની બાહોશી, શુરાતન તથા બીજા સદગુણ જોઇ એને 'નર્વ્હા' બાદશાહે પોતાનો પાલક ઇ. સ. ૯૭ માં કરી લીધો હતો, અને એ ઇ. સ. ૯૮ માં ગાદીનશીન થયો. એણે ડેસિનિઅન પ્રજા સાથે બે વેળા લડાઇ કરી. એ મ્હોટો શુરો હોઇ પ્રજાહિતકારી હતો. પાર્થિયન પ્રજા સાથે લડાઈ કરી રોમ આવતાં સિલેશિયામાં મરણ પામ્યો હતો.

ત્રોટક—નાટય શાસ્ત્રમાં જણાવ્યા મુજબ જેમાં ૭, ૮, ૯ અથવા પાંચ દિવ્યાદિવ્ય નાયક અને દરેક અંકમાં વિદુશકનું આવવુ એ લક્ષણો હોય છે તેને ત્રોટક કહે છે. એમાં અંગે શૃંગાર રસ હોવો જોઇએ. જેમકે વિક્રમોર્વશિય નાટક.



# થ.

થ—મૂળાક્ષરનો અઠ્ઠાવીસમો અક્ષર

થકરી વિલ્યમ—આ જાણીતા લેખકનો જન્મ ઇ० સ० ૧૮૧૧ માં ૧૮ મી જુલૈએ કલકત્તામાં થયો હતો. એનો પિતા રિચમંડ થકરી ઇસ્ટઇંડિયા કંપનીમાં નોકરીએ હતો અને તે કલકત્તામાં એક સિવિલીયનની સુંદર બેટી 'મિસ એના બેચર' સાથે પરણ્યો હતો, અને તેમને ત્યાં એનો જન્મ થયો હતો. એ પાંચ વર્ષનો થયો તેટલાં એનો પિતા મરણ પામતાં એની માતાએ મેજર કાર્મિલ સ્મિથ નામે બંગાલી એનજીનીયર સાથે લગ્ન કર્યા. વિલ્યમ થકરીએ ૧૧ વર્ષની વયે ચારટર હોસ ખાતે વિદ્યાભ્યાસ કરી મોકલવામાં આવ્યો. ત્યાં એ ભણતો હતો તે દરમ્યાન થોડી મુદત બાદ એના માતપિતા હિંદુસ્તાનથી ત્યાં આવી રહ્યા. ૧૮૨૯ માં થકરીને ટ્રિનિટી કૉલેજ કેમ્બ્રિજમાં મેળવવામાં આવ્યો, જે કૉલેજ એણે બે વર્ષના અભ્યાસ પછી છોડી હતી. તે વેળા લૉર્ડ ટેનિસને 'ટીમકટુ' વિષય ઉપર એક ઇનામની કવિતા માંગી તેમા થકરીએ ફતેહ મેળવી હતી. આ કવિતા નીચે થકરીએ પોતાનું નામ આપ્યું નહોતું. પણ આ કવિતાના નનામા લખનાર ધણીની ઘણી પ્રશંસા થઇ હતી.

કેમબ્રિજ છોડયા પછી એણે એ વર્ષ સુધી જર્મનીમાં મુસાફરી કરી અને ત્યાંથી પાછું આવતા કોર્ટમાં વકીલાત કરવાનો નિશ્ચય કર્યો, કેમકે એની વાર્ષિક કમાઇ ૫૦૦ પૌંડથી વધુ નહોતી; પણ તેટલાં હિંદુસ્તાનની એક બેંકમાં જે વારસો મેળેલો હતો તે બેંક ભાગી પડતાં એને પોતાના નિર્વાહ ચકી કોશીસ કરવી પડી. આથી ૧૮૩૩ થી એણે લખાણો કરવાનો ધંધો શરૂ કરી પેહેલા નેશનલ સ્ટેન્ડર્ડ અને અઠવાડીક જર્નલ ઑાવ લિટરેચર વગેરેમાં જૂદા જૂદા વિષયો ઉપર લખાણો કરવા માંડયા. થોડા વખત પછી એ નેશનલ સ્ટેન્ડર્ડનો માલેક થયો. એજ વર્ષની આખેરીમાં એ પોતાનાં માતપિતાને પેરિસ જઇ મળી ત્યાં ચિતારાનો હુન્નર શિખવા માંડયો.

૧૮૩૬ માં એ ઇસાબેલા નામે એક સ્ત્રી સાથે પરણ્યો. પણ એથી એની જન્જાલ વધી પણ એણે વધુ મેહેનત કરી કમાવા માટે લંડન ખાતે ૧૮૩૭માં જઇ રહી ટાઇમ્સમાં લખાણ કરવા માડયા. તેમજ 'ન્યૂ મથલી'અને ફ્રેઝર્સ મેગેઝાઇન'મા પણ લખાણો કરવા માંડયા. ૧૮૪૦ માં Paris Sketch Book નામે ગ્રંથ પ્રથમ પ્રગટ કર્યા બાદ ૧૮૪૧ માં Comic Tales and Sketches; Yollowplush Papers અને બીજા અનેક ગ્રંથો પ્રગટ કર્યા પણ તેમાં ઝાઝો ફાવ્યો નહિ; આથી ૧૮૪૬ માં Frish Sketch-Book અને Cornhill to Cairo નામે ગ્રંથ કર્યા. તે પછી એને Vanily Fair નામે માસીક માળા પ્રગટ કરવા માંડી અને આ માસીકમાળાની ફતેહ પછી એ પોતાના ધંધામાં સ્વતંત્ર રહી વધારે આગળ વધ્યો. ઇ. સ ૧૮૫૭ માં એણે પાર્લમેંટમાં ઉમેદવારી કરી પણ તેમાં ફતેહ પામ્યો નહિ. ૧૮૬૦ માં કોર્નહિલ મેગેઝાઇન પ્રગટ કરવા માડિયું. તે પછી ૧૮૬૩ માં છેલ્લી વાર્તા Denis Duval લખી પણ તે અધુરી મેલી ૧૮૬૩ માં ૨૪ મી ડિસેંબરે મરણ પામ્યો હતો.

**થ્યૂન**—સ્વિતઝરલેંડનું આ પુરાણું સુંદર શેહેર બર્નની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં રેલમાર્ગે ૧૭ મૈલ ઉપર છે. વસ્તી ૫૫૦૭ ની છે.

**થર અને પારકર**—મુબઇ ઇલાકામાં પૂર્વ સિંધમાંનો એક જીલ્લો. એની ઉત્તરે ખૈરપૂર, પૂર્વે જેસલમીર, જોધપૂર, પાલણપૂર, દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે હૈદ્રાબાદ છે. ક્ષેત્રફળ ૧૨૭૨૯ ચોરસ મૈલ છે. ૧૮૭૨ માં વસ્તી ૧૮૦૭૬૧ ની, ૧૮૮૧ માં ૨૦૩૩૪૪ ની, ૧૮૯૧ માં ૨૯૭૨૦૩ ની ને ૧૯૦૧ મા ૩૬૪૧૬૮ ની હતી.

આ જીલ્લામાં સિંધી તથા કચ્છી બોલી બોલાય છે, પણ ગુજરાતી ભાષાનો પ્રસાર સાધારણ છે.

આ જીલ્લાના થર અને પારકર એવા બે ભાગ કરેલા છે. 'પાર' ભાગ સપાટ થઇ પશ્ચિમે છે. થર ભાગમાં જંગલો છે. આ દેશમાં રબી, ખરીપ અને અધાવ એવા ત્રણ હિંગામ છે.

થર પારકર જીલ્લો ૧૮૪૪ થી બ્રિટીશ સત્તા તળે છે. ૧૮૫૯ માં અત્રે ઉઠેલા બળવા સમયે કર્નલ ઇવન્સે હૈદ્રાબાદ સુધી કુચ કરી નગર પારકર જીતી લઇ ત્યાંના રાણાને કેદ કરી સર્વ દેશ બ્રિટીશ કાબુ તળે મેલ્યો ને રાણાને ૧૪ વર્ષની દેશનિકાલની સજા કરવામાં આવી હતી.

આ જીલ્લામાંથી ચોખા, ઘઉં, તેલી બિયાં, ઢોર, ઘેટાં, બકરી વગેરે ગુજરાત પાલનપુર તરફ મોકલે છે, તથા ચામડાં અને બકરી હૈદ્રાબાદ તરફ, ઘી કચ્છ ભણી અને ગુજરાતમાં, માછલી, મીઠું વગેરે કરાંચી તરફ મોકલવાનો વેપાર ઉધોગ ચાલુ છે.

આયાત વેપાર રૂ, ધાતુ, સુકો મેવો, રેશમ, શેરડી, તંબાકુ વગેરેનો છે, ને નિકાશ વેપાર ધાન્ય, ઉન, ઘી, ઢોર, ને નીમકનો ચાલે છે. મુખ્ય કારખાના ઉનના બરનૂસ તથા પાકીટ, ઉંટની ઝુલો અને સુતર કપડ બનાવવાનો ચાલે છે.

જીલ્લામાં ૬૦૫ ગામો, ૭૧ શાળા હોય તેમાં ૧૫૦૦ વિદ્યાર્થિઓ ભણે છે, સ્ત્રી કેળવણી અતિ થોડી ફેલાયલી છે.

આ જીલ્લામાં ગરમી જેમ ઉન્હાળામાં બેહદ પડે છે તેવીજ શિયાળામાં થંડી અસંત પડે છે; ગરમીમાં ધુળનાં ભારે તુફાનો થાય છે, આ જીલ્લામાં વર્સાદ માત્ર ૧૧ ઈંચ થી ૧૬ ઈંચ પડે છે.

**થરમાપિલિ**—આ યાદગાર લઢાઈ ૪૦ સ૦ પૂર્વે ૪૮૦ માં ઝર્કસીસે પોતાના અપાર સૈન્યથી શત્રુત્રીના સ્પાર્ટનો સાથે કરી હતી. જ્યારે ઝર્કસીસ ગ્રેસ, મેસિડોનિયા અને થિસલી આ પ્રાંતમાંથી કુચ કરતાં તેનું આરમાર કિનારેથી અને ઝર્કસીસ મ્હોટી ફોજ સાથે ખુશ્કી માર્ગે જતો હતો, તેટલાં ગ્રીકોએ થર્મોપિલિ પાસે ઝર્કસીસ સાથે લઢવાનો નિશ્ચય કર્યો. થર્મોપિલી ડુંગર એક અતિ બીકટ ઘાટ સમુદ્ર કાંઠે છે, તેની એક બાજુએ ભાગેલા ઉભા કરાડા અને બીજી તરફ તળીયામાં સમુદ્ર છે, આ ઘાટ સંભાળવા ૧૦૦૦૦ સ્પાર્ટનોનું લસ્કર લઇ 'લિઆનિ-દાસ' સરદારને ગ્રીકોએ લઢવા મોકલ્યો. આ જગ્યા એવી તો મજબુતાઇવાલી અને બિકટ સ્થિતિમાં હતી કે જ્યાં ઉભેલા લશકરને ઝર્કસીસનું સૈન્ય જરાએ અસલ પોંહચાડી શકતે નહિ, તેથી તે આગળ દેશમાં દાખલ થઇ શકતે નહિ, પણ ઝર્કસીસને નસીબે એક ગ્રીક ભરવાડ પોતાનાં દેશને બેવફા થઇ દ્રવ્ય લોભથી પોતે જે છુપો નાહનો માર્ગ જાણતો હતો તે ઈરાનીઓને બતાવતાં, ઝર્કસીસનું સર્વ લશકર સ્પાર્ટનો સામે પોંહચી ગયું. લિઆનીદાસે આ રીતે સ્વદેશી દેશ દ્રોહિનેજ હાથે ઘાત થએલો જોઇ સર્વ લશકરને ગ્રીસ તરફ મોકલી માત્ર ૩૦૦ લઢવૈયા મરણ્યા થઇ તે તરફ લઢવા ઉભા, પણ તે સર્વે ઝર્કસીસનાં અસખ્ય સિપાહોને હાથે કપાઇ માર્યા ગયા. આ ઠેકાણે ગ્રીકોએ ૩૦૦ શૂરવીર દેશહિતકારીઓની યાદગારીની એક ગંજાવર પાળ બાંધી તે ઉપર ઇજીપશિયન સમુદ્ર તરફ નજર કરતો એક સિંહ બેસાડેલો છે.

**થરમા મિટર**—(જુઓ ઉષ્ણતા માપક યંત્ર.)

**થરવાડી**—લોઅર બરમાના પેગુ માહેલો જીલ્લો. એનું ક્ષેત્ર ફળ ૨૦૧૪ ચોરસ મૈલ હોઇ તેમાં ૨૭૮૧૫૫ ની વસ્તી તથા જીલ્લાને તાબે ૧૩૮૫ ગામડાં છે. વસ્તીમાં ૨૭૦૫૫૨ બુદ્ધિસ્ત, (૯૭૩ ટકા), ૨૩૬૩ ખ્રિસ્તી, ૧૯૮૫ બુદ્ધિસ્ત, ૧૧૧૦ મોહમેદન અને બાકીની પરજાત છે. ખેતીવાડી ખાતે ૨૬૬૩૨૩ એકરમાંની ૨૩૬૬૭૮ એકર જમીન ચોખાના પાક માટે રોકાયલી છે, ને બાકીમાં તેલી બિયાં, ઉદભિજ પદાર્થ, તંબાકુ, ફળફળાદી વગેરે પાકે છે. આ દેશમાંથી ઘરાવતી નદી વહે છે. જુમલે મેહેસુલ ૭૫૩૨૫ પૌંડની ઉપજે છે.

**થરાદ અને ભરવારા**—પાલનપૂરના દેશી રાજ્યમાંનું એક નાહનું ઠકરાત. એની ઉત્તર દક્ષિણ લંબાઇ ૩૫ મૈલ અને પૂર્વ પશ્ચિમ પોહલાઇ ૨૫ મૈલની છે. આ રાજ્ય ઉત્તર ગુજરાતમાં રજપુતાનાની સરહદ ઉપર છે. એનું ક્ષેત્રફળ ૯૪૦ ચૌરસ મૈલ હોય તેમાં ૧૫૪ ગામડાં છે. વસ્તી ૬૫૪૯૪ ની છે. રાજ્યની વાર્ષિક ઉપજ ૮૫૦૦ પૌંડની છે. રાજ્યમાં ૫૦ સ્વાર ને ૩૦ પ્યાદલ છે.

**થલઘાટ**—આ ઘાટ સૈહ્યાદ્રી પર્વત ઉપર છે. થલઘાત મુંબઇની ઉત્તર પૂર્વે ૬૫ મૈલ ઉપર લંબાય છે. આ ઘાટ દવારે વેપાર વેહવારનો માર્ગ હોય તેમાંથી બે રેલ્વે લાઇન વધે છે. એક મુખ્ય લાઇન મુંબઇથી આગ્રાની અને બીજી નૉર્થ ઇસ્ટર્ન પેનિનસુલા રેલ્વે વધે છે. અત્રેથી પસાર થતી રેલ્વે સમુદ્ર સપાટીથી ૧૯૧૨ ફીટ ઉંચાઇ ઉપરથી દોડે છે.

**થાઇમ**—આ એક પ્રકારનું ફુલઝાડ બ્રિટીશ આયસેલમાં ઉગે છે. એના ફુલનો રંગ ગુલા-બી-લિલલોહિત હોય છે. એના પાંદડાં ખુશ-બોદાર હોઈ તેમાંથી સુગંધી તેલ નિકળે છે. મુખ્ય કરી આ સુગંધીત ઝાડ ઈટલી અને સ્પેનનું મૂળ વતની છે, અને ઇંગલંડમાં

લગભગ '૩૨૫' વર્ષ ઉપર દાખલ થયું છે. એના પાંદડાં લીલાં ને સુકાં હોય તે ખાવામાં ઉપયોગી હોય છે.

થાકોરદવાર—મુરશીદાબાદ જીલ્લામાં ઉત્તર તરફનું એક તેહેસીલ. એમાં વસ્તી ૧૦૯૫૪૬ની હોઇ તેમાં ૫૮૫૫૯ પુરૂષો તથા ૫૧૦૩૭ સ્ત્રીઓ છે. દર ચોરસ મૈલે ૪૬૧ ની વસ્તી છે. વસ્તીમાં ૭૧૨૮૮ હિંદુ, ૩૮૩૦૮ મોહમેદન છે. તેમાં ૨૬૨ ગામો છે. જુમલે ક્ષેત્રફળ ૨૩૮ ચોરસ મૈલ હોઇ ૨૧૯ ચોરસ મૈલ જમીનનું મેહેસુલ ઉપજે છે. તેમાંનો ૧૭૪ ચોરસ મૈલ ખેતીવાડી ખાતે, ૪૭ ચોરસ મૈલ ખેડી શકાય તેવો ને ૨૪ ચોરસ મૈલ ભાગ વેરાન છે.

મુખ્ય શેહેર થાકોરદવારમાં ૬૫૧૧ની વસ્તી છે. તેમાં મુખ્ય ભાગ હિંદુઓનો છે. આ શેહેરની સ્થાપના મહમદશાહના અમલમાં (૧૭૧૯—૪૮) મહિંદસિંગે કરી હતી, પણ ૧૮૦૫માં અમીરખાન પીંડારાએ તે લુટયું હતું.

થાણેશ્વર—પંજાબમાં અંબાલા જીલ્લામાંનું હિંદુઓનું સરસ્વતી કાંઠેનું પુરાણું યાત્રા સ્થળ, અંબાલાની દક્ષિણે ૨૫ મૈલ ઉપર છે. આ સ્થળના નામ માટે જનરલ કનિંગ હેમ જણાવે છે કે પ્રાચીન નામ 'સ્થાનેશ્વર' હતું. હુએન થસાંગ પોતાની મુસાફરીના પ્રથમાં જણાવે છે કે આ યાત્રાસ્થળ રાજ્ય 'નું મુખ્ય પાયતખત હતું', અને તેના રાજ્યનો ઘેરાવો ૧૧૬૭ ચોરસ મૈલ હતો. થાણેશ્વર ઉપર ૧૦ '૧ માં મહમદ ગીજનીએ ચઢાઇ કરી ખરાબી કરી હતી. શિખ અમલમાં અત્રે ભીયસિંગની સત્તા સ્થાપન થઇ અબાલાનું એ મુખ્ય ગેહેર બન્યું.

અત્રે જાત્રા વેળા દુર દેશાવરથી જાત્રાળુઓ થાણેશ્વરના મંદીર તથા કુરક્ષેત્રની યાત્રાએ આવેછે. આ સરોવરની લંબાઇ ૩૫૪૬ ફીટની અને પોહળાઇ ૧૯૦૦ ફીટની છે. અત્રે દર સાલ ૫૦૦૦૦ જાત્રાળુઓ આવે છે.* સરસ્વતિ ઉપરનો પુલ બ્રિટીશ સરકારે બંધાવ્યો હતો. નદીનો શેઢ લંબ-દીર્ઘ ચોરસ હોવાથી તે ૩૫૪૬ ફીટ લાંબો ને ૧૯૦૦ ફીટ પોહળો છે.

અત્રે લોક વસ્તી ૬૦૫૫ ની હોઇ તેમાં ૪૧૨૯ હિંદુ તથા ૧૭૫૮ હિંદુઓ છે, તથા ૧૦૬ શિખ અને ૧૨ જૈન છે.

થાન—અથવા સ્તન, ધાઈ, આંચળ. પ્રફુલ્લીત તથા પૂર્ણ અવસ્થાએ પોંહચેલું થાન માત્ર સ્ત્રીઓમા જોવામાં આવે છે. પુરૂષ અને બચ્ચાંઓમાં તે માત્ર બીજ રૂપે છે, તે સુમારે ચોથી પાંસળી ઉપર આવેલુ છે. સ્ત્રી ૧૧–૧૨ વર્ષની થવા માંડતા તે મોટું થવા માંડે છે અને ૧૫–૧૬ વર્ષની ઉમરે તે નારંગીના કદ જેવડું થાય છે. તે ચરબીના સોચા જેવું પોચુ લાગે છે. તેના શિખર ઉપર કાળા રંગની ડીંટડી હોય છે અને ડીંટડીની આસપાસ સુમારે એક ઇંચ વ્યાસનું રાતું ચક્કર હોય છે. હમેલની મુદતમાં તેમાં કેટલોક ફેરફાર થાય છે, તેનું કદ વધે છે. તેનું ચક્કર કાળો રંગ ધારણ કરે છે અને તેની ઉપર ગુલાબી દાણા દેખાય છે. સ્તન ઉપર ફુલેલી શિરાઓ જણાય છે, ડીંટડીને દાબતાં ચીકણો દુધ જેવો પદાર્થ નિકળે છે. બચ્ચું જનમ્યા પછી સ્તન દુધથી ભરેલું અગર ખાલી હોય તે પ્રમાણે ઘટ અગર નરમ લાગે છે અને તેના ઉપર સફેદ રેખાઓ દેખાય છે.

* એવું માનવામા આવે છે કે ચંદ્રગ્રહણ વેળા હીંદુસ્તાનના સઘળાં સરોવરના પાણી આ સરોવરમાં મળી જાય છે, જેથી તેમ સ્નાન કરનારને હીંદુસ્તાનના સરવે સરોવરના પાણીમાં સ્નાન કરવાનુ પુન્ય મળે છે. આ સરોવરનું પ્રરાણનું શેહેર લગભગ ખંડીયર સ્થીતીમાં આવી ગયું છે. લોકો એવું માને છે કે જે વેળા શ્રી વીષ્ણુએ દુરગાદેવીના ટુકડે ટુકડા કરયા અને પૃથ્વી ઉપર તે ફેંકી દીધા તે વેળા તેણીનું જમણું ઘુંટણુ આ સરોવરમાં પડયું હતું. હ સ્થળના પાછલા ભાગમાં મહાભારતની જે પ્રખ્યાત લડાઈ થઇ હતી તે આ કુરક્ષેત્રના સરોવર નજદીક જ થઇ હતી.

'થાન દેખાવતું એકજ માસ લોચાનું' બનેલું હોય એમ દેખાય છે પણ તે ૧૫ થી ૨૦ નાહના દુધ પેદા કરનારા જુમખાઓની બનેલી છે જેમાં માસસાકા હોવાથી દરેક ઝુમખાની એક નાહની પાતળા પકની બનેલી નળી હોય છે, જેનાં ભાગ અને વિભાગ થઇને ખુલ્લી આંખે ન દેખાય એવા નાહના પરપોટા જેવા પોપચાનાં ઝુમખા થાય છે. આ જુમખાઓની વચ્ચે ચરબીનો ભાગ આવેલો છે, જેથી તેઓ એક બીજા સાથે અડોઅડ મુકાયલા છે અને હેઠળથી છાતીના માસ સાથે પાતળા બંધનથી બંધાયલા છે. જુમખાઓમાંથી નિકળતી નળીઓ એક બીજા સાથે સંબંધ રાખતી નથી, પણ પાસે પાસે મુકાયલી છે. દરેક નળી ધાઇનાં ટેંચ તરફ આવતાં પોહોળી થાય છે અને તેથી તેમાં થેલીની પેઠે દુધને એકઠું થવાને જગા મળે છે, પણ થાનની એોટડી આગળ પાછી બહુ સાંકડી થાય છે અને દરેક નળી જૂદા મ્હોથી બોટણીમાં ઉઘડે છે, જેથી તેનાં ઉપર દુધ નીકળવાનું એક છીદ્ર અથવા નાકું હોવાને બદલે બહુજ નાહના ૧૫ થી ૨૦ છિદ્રો હોય છે, જેમાંથી ધ બાહેર આવે છે. દુધ ઉત્પન્ન કરનારા પોપચાની બાહેરની બાજુએ થાનની ધોરી નસનાં કાંટાની ડેશ જેવી જાળ પથરાયલી છે, અને તે માહેલા લાલ લોહીમાંથી દુધ ઉપજ થાય છે, ને તે દુધનાં પોપચામાં થઇને દરેક ઝુમખાની જૂદી જૂદી નળી માર્ગે બોટણી તરફ વહે છે.

થાલિઅમ—ફેલાયલા પ્રકાશ કિરણો માહેલા રેષા ઉપરથી પૃથુકરણ કરવાની અથવા પરિક્ષા કરવાની જે નવી રીત નિકળી તેનાં સાહ્યથી નવી ધાતુનો શોધ થયો તે માહેલી આ એક ધાતુ છે. ઇ૦ સ૦ ૧૮૬૧ માં ક્રૂકસે આ ધાતુ શોધી કાઢી. 'પાયરિટિજ' થી 'સલફ્યૂરિક એસિડ' કાઢવાની ઓરડી માહેલો ધુમાડો અને બીજા વાયુ જવાની ઝીણી નળીઓ માહેલો કટકો જ્યોત ઉપર પકડી તેનાં પૃથક્‌ભૂત કિરણમાં જે એક વિશેષ પ્રકારની લીલી રેખા દેખાઇ તે ઉપરથી તેણે આ ધાતુનો શોધ કર્યો. બેરિયમ ધાતુના કિરણમાં આ લીલી રેખા દેખાય છે પણ આ રેખા વધારે ચળકતી દેખાયાથી વધારે પ્રયોગ કરતાં આ નવીજ ધાતુ છે. એમ જણાયું. આ ધાતું સલફ્યુરિક ઍસિડ તૈઆર કરવાથી ઓરડી માહેલી નળી માંથી કાઢે છે; પણ સ્પેન તથા બેલજીયમ દેશમાંના 'પાયરિટીજ' માં આ ધાતુ ઘણો મળે છે, તે તેમાથી કાઢે છે. એ કેટલાક ખનિજ જળમાં પણ જણાય છે, અને કેટલીક જાતનાં અભ્રકમાં અને 'લેપિડોલાઇટ' નાં ખનીજ પદાર્થમાં પણ હોય છે.

દેખાવમાં—આ ધાતુ શીસાં જેવી છે. એની ઉપર શિસાનો ચળકાટ હોય છે, પણ રંગ બહુ હોય છે. એ શિસાં કરતાં નરમ હોવાથી એની ઉપર નખવડે લીટી દોરી શકાય છે અને એના વડે કાગળ પર લખતાં કાળો આસમાની રંગ ઉડે છે, ને પછી તે તરતજ પિળો રંગ પકડે છે. એનાં પૃથઃભૂત કિરણમાં એક અતિ લીલી રેષા હોય છે. સાધારણ ઉષ્ણમાન ઉપર હવામાં આ ધાતુ ઘણી જલદી ઝીટાય છે. આ ધાતુ ઑક્સિજનમાં બળે છે અને એનો લીલો પ્રકાશ પડે છે જે પછી તેનો થલિઅમ ઑક્સાઇડ બનેછે. ક્લોરીન, ફાસ્ફરસ અને ગંધક સાથે એ જોરથી સંયોગ પામેછે. નાઇટ્રિક તથા સલફ્યૂરિક ઍસસિડનું કાર્ય એની ઉપર આત ત્વરાથી થડે છે; પણ હાઇડ્રોકલોરિક ઍસિડની ઘણી થોડી અસર થાયછે.

થાલિઅમના ક્ષારના દ્રવમાં એમોનિઅમ હાઇડ્રિક સલ્ફાઇડ અથવા સલફ્યુરિક હૈડ્રોજન મેળવ્યાથી એનો કાળો સલ્ફાઇડ બને છે. એનાં સલ્ફેટ, નૈટ્રેટ અને કાર્બોનેટ એ ક્ષાર બને છે, અને કેટલીક ધાતુથી એનો દ્વિક્ષાસ બને છે.

થાસૅાસ—આ એજીઅનના છેક ઉત્તર તરફનો ટાપુ મેસીડોનિયાના કીનારાની પાસે છે.

ક્ષેત્રફળ ૧૬૭ ચૌરસ મૈલ હોઇ વસ્તી ૫૨૦૦ ની છે. મુખ્ય વસ્તી ગ્રીકોની છે. ભૂમી જંગલથી ભરપૂર છે. પુરાણા વખતમાં અત્રેની સુનાની ખાણો પ્રસીદ્ધ હતી.

થિઓક્રિટસ—આ જાણીતો ગ્રીક કવિ ઇ० સ० પૂર્વે ૨૮૫ થી ૨૪૭ સુધીમાં થઇ ગયો છે. એ સાઇરેકસનો પિતા હતો અને પેટોલમિ ફીલેડે લ્ફ્યસના અમલમાં માન પામ્યો હતો. જ્યારે એ અલેકઝાન્દ્રીયામાં હતો તે વેળા એના કાવ્યો વધારે પ્રસીદ્ધતામાં આવ્યાં હતા. તે શીવાય એની જીંદગી વિશે વિશેષ માહિતી મળી નથી. પાછળથી સાયરેકસ આવી રહેતાં એને બીજા હિરો રાજાએ પોતાના આશ્રયમાં રાખ્યો હતો.

થીઓસોફી—આ જાણીતી મંડળીની પ્રથમ સ્થાપના ઇ० સ० ૧૮૭૫ માં ૧૭ મી નવેંબરે ન્યૂયૉર્ક શેહેરમાં મૅડમ બ્લાવાટસ્કી તથા કર્નલ ઑલકાટે સાથે મળી કરી હતી.

આ થીઓસોફી શબ્દ ગ્રીક ભાષાનાં બે શબ્દોનો બનેલો છે; "થીઓસ" યાને "ખુદા" અને "સોફોસ" યાને "જ્ઞાની" આ ઉપરથી આ થીઓસોફીનો બ્રહ્મજ્ઞાન અથવા ઇલમેઇલાહી વગેરે અર્થ થાય છે. આ થીઓસોફી વિદ્યા ઇસવી સનની ત્રીજી સદી આગમજ યૂરપ ખંડમાં સેહેજ જણાયલી હતી. તેમજ ડાયો જીનસ લીર્ટીસ નામનો વિદ્વાન લેખક જણાવે છે કે "ટાલૅમિસ" નાં વંશની ઘણુ આગમજ આ વિદ્યા યૂરપમાં જાણીતી હતી. પલેટો (અફ્લાતુન) અને તેના ચેલાઓ "ફીલાલૅથિયન્સ" (સચ્ચાઇને ચાહનાર) કહેવાડતા હતા આથી તેઓએ જે વિદ્યાનો પ્રચાર કર્યો તે એજ હશે એમ માનવામાં આવે છે.

હાલમાં દુનિયાનાં સુધરેલા દરેક દેશમાં આ મંડળીની શાખા ફેલાયલી છે, તેમાં ન્યાત, જાત, પંથના તફાવત વીના સભાસદોને દાખલ કરવામાં આવતા હોવાથી આ મંડળમાં ભાઇબંધી વિશેષ જોવામાં આવે છે. તેમજ તેમાં મુખ્ય કરી ઍરીયન અને પૂર્વ તરફનાં દેશોની પ્રાચીન ફીલસુફી ઉપર વાદવિવાદ અને અભ્યાસ કરવામાં આવે છે.

થીઓસોફી સોસાયટીની મુંબઇમાં પ્રથમ સ્થાપના ૧૮૭૯ માં થઇ હતી, ૧૮૭૬ માં દુનિયામાં આ મંડળીની એક શાખા માત્ર હતી તે ૧૮૯૧ માં ૨૩૧ ઉપર ફેલાઇ હતી અને ૧૯૦૪ માં આ મંડળની કુલે શાખા ૨૮૫ ઉપર વધેલી અંકાઇ હતી.

આ મંડળીનાં સભાસદો ગુપ્તજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનના ફેલાવા થકી અનેક ગ્રંથો, ચોપાનીયા તથા ભાષણોથી પોતાની ભલી કોશેસ ચાલુ રાખી નિતીજ્ઞાનનો વધારો કરતા રહે છે.

(વધુ માટે જુઓ ઑલકાટ અને મૅડમ બ્લાવાટસ્કી.)

થીબ્સ—પ્રાચીન ઇજીપ્તનું પુરાણું શેહેર. એ આગળ શેહેનશાહતનું પાયતખત હતું, અને તે નાઇલ નદીના બન્ને કાંઠા ઉપર વસાયલું હતું. ઇજીપ્સિયનો એને Taubu, હિબ્રુમાં No-Amon, ગ્રીકો Thebae કહેતા હતા. આ શેહેર નાઇલ પાસે વસાયલું હોવાથી હાલમાં ત્યાં તેના બેહદ ખંડીયરોને લીધે તેને "અલઅકસુર" કહે છે. થીબ્સ શેહેર ઇ० સ० પૂર્વે ૧૬૦૦ માં પૂર જાહોજલાલીએ પોંહોંચ્યું હતું. એનો ઘેરાવો ૧૪ મૈલનો હતો. કવિ હોમરના જણાવવા મુજબ આ શેહેરને ૧૦૦ દરવાજા હોઇ દરેક દવાજામાંથી લડાઇનાં બસો રથો પસાર થઇ શકતાં હતા. ઇ० સ० પૂર્વે ૫૨૫ માં ઇરાનના પાદશાહ કૅમ્બેસિસે ૨૦,૦૦,૦૦૦ પૌંડની લુટ મેળવી એનો સંપૂર્ણ નાશ કર્યો હતો, અને અલેકઝાન્ડર ધી ગ્રેટના સમયમાં (ઇ० સ० પૂર્વે ૩૩૨ માં) એનો થોડો ભાગ કાયમ હતો. સ્ટ્રેબોના સમયમાં આ એક નાહનું ગામડું હતું. અત્રેની કબરો, દેવળો અને ખંડીયરોની મુલાકાત ગ્રીક, રોમન મુસાફરોએ અનેક પ્રસંગે લીધી હતી અને તેમાં હેડ્રિયન શેહેનશાહે પણ થીબ્સની ખાસ મુલાકાત લીધી હતી. હાલના થીબ્સમાં

આગલા વખતના અનેક જોવાજોગ ખંડી-યરો છે, અને હાલમાં નાયલ કાંઠે ૬ મૈલના ઘેરાવામાં ૪ નાહના ગામડાં માત્ર નજરે પડે છે.

થીબસ—પ્રાચીન બોટિયાનું આ એક બીજું શેહેર લ્યૂમેસ્સ પર્વતની તળેટીમાં બે ઝરા વચ્ચે અથેન્સની ઉત્તર પશ્ચીમે ૪૪ મૈલ ઉપર છે. ઇ૦ સ૦ પૂર્વે ૧૪૯૩ માં કાડમસે તેની સ્થાપના કરી હતી. આ શેહેર ગ્રીસના પ્રાચીન શેહેરોમાં એક સુંદર શેહેર તરીકે ગણાતું હતું. ઓડીફ્સ સાથની લડાઇ પછી આ શેહેરની પડતી દશા બેઠી હતી. તવારીખમાં આ શેહેર સ્પાર્ટનોનાં રાજ્ય અમલ પછી ઇ૦ સ૦ પૂર્વે ૩૭૧ માં થીબસ સાથની લુકત્રાની લડાઈ પછી જાણીતું થયું છે. ઈ૦ સ૦ પૂર્વે ૩૩૬ માં આ શેહેરને અલેકઝાન્ડરે તાબે કર્યું હતું. સેકંદરે આ શેહેર માહેલું પવિત્ર મંદિર તથા કવિ પીંડારની ઇમારત શિવાય તમામ શેહેરનો નાશ કર્યો હતો. તે પછી રૂમાએ લુટતાં એ તદન પડી ભાગ્યું હતું, અને સ્ટ્રેબોના સમયમાં થીબસ નાહનું ગામડું હતું. હાલમાં એનું નામ થીવા હોઇ ત્યાં ૭૦૦૦ ની લોક વસ્તી છે. ૧૧-૧૨ મી સદીમાં અત્રે રેશમનું કાપડ વણવાનો ઉદ્યોગ હુન્નર ચાલુ હતો.

થિમિસ્ટાકોલિજ—અથેન્સનો પ્રસિદ્ધ યોદ્ધો અને વજીર. એનો જન્મ ઇ૦ સ૦ પૂર્વે ૫૧૪ ના સુમારે થયો હતો, ને મરણ ઇ૦ સ૦ પૂર્વે ૪૪૯ માં નિપજ્યું હતું. એ બચપણથી ઘણો મહત્વકાંક્ષી હોવાથી હળવે હળવે અથેન્સ પ્રજાના મન મેળવી ઇ૦ સ૦ ૪૮૩ મા 'ઍરિસ્તાઇડીજ' દેશપાર થતાં એ ગેહેજમાં અથેનીયનોનો પ્રમૂખ થયો. સલ્યુમિસની લડાઈ પેહેલાં મેલૉપાનિસસનાં સર્વે વહાણો ઈરાની લોકો સાથે લડ્યા વિના જતા હતા, તેટલાં એણે યુકિતથી લડાઈ કરવાનો સંજોગ ઉભો કર્યો. તેજ મુજબ અથેન્સને કોટનું બાંધકામ જોઇતું નથી એવું સ્પાર્ટન પ્રજાનું મત હોવા છતાં એણે બાહોશીથી સર્વેને થાપ આપી મજબત કિલ્લેબંદી કરી હતી. આથી અથેન્સ ગ્રીક દેશમાં સર્વોપરી ગણાયું. તેટલાં એની ઉપર લાંચ રૂસવત લેવાનું તોહમત મેળતાં એને ઇ૦ સ૦ પૂર્વે ૪૭૧ માં દેશનિકાલ થવું પડ્યું હતું. છેલ્લે ફરતો ફરતો તે ઇરાનના શાહ આર્તેઝર્કસીસ ના આશ્રયમાં આવી રહેલો, અને તે પછી એ એશિઆમાઇનોરમાં 'મૅગનેશિયા' શેહેરમાં મરણ સુધી હતો.

થીયોડોરિક—એ ઓડોસર નામે એક હેરલિઅન, રૂગિઅન વગેરે ગૅાથિક ટોળીઓના સરદાર હતો. એણે ઇ.સ. ૪૭૬માં રોમના છેલ્લા પાદશાહ 'રોમ્યૂલસ ઑગ્યૂલસ' ને પદભ્રષ્ટ કરી પોતે ઇટલીનો રાજા થયો હતો. એક વેળા થીયોડોરિકને રોમન પ્રજાએ પકડી કૉન્સટન્ટીનોપલ લઇ જઇ સાનમા રાખ્યો હતો ત્યાં એણે ગ્રીક ભાષાનો અભ્યાસ કરી રોમનોની સોહબતમાં રહી તેમની સર્વ રાજનિતિ શીખી પોતાને દેશ આવતાં ગ્રાથ પ્રજાનું રાજ્ય બળવંત કરવાનો નિશ્ચય કર્યો હતો. રોમન રાજ્ય લય પામતાં કૉન્સટન્ટીનોપલનો પાદશાહ ઇટલી ઉપર પોતાનો હક્ક સમજતો હતો, આથી એનો પાદશાહને થિયોડોરિકે મદદ કર્યાથી કદરશનાશીમાં ઇટલી થિયોડોરિકને મળયું હતું. ૪૮૮ માં એ ઇટલીમાં મજબૂત પગપેસારો કરી શક્યો હતો. એણે 'ઓડોસર' નો ત્રણ વેળા પરાજ્ય કરી ૪૯૩ માં ઈટલી દેશ તમામ કબજે કર્યું. એ બાહોશ અને રાજનિતિમાં કુશળ હોવાથી આસપાસનાં રાજાઓ એની સલ્હા લેતા હતા. એણે ખેતી, વેપાર, હુન્નરને મદદ કરી દેશમાં ઘણો સુધારો કર્યો હતો. મરણ ઇ. સ. ૫૨૬ મા નિપજ્યું હતું. એ થીયોડોરિક ધી ગ્રેટને નામે પણ પ્રસિદ્ધતા પામ્યો છે.

થિયોડાસિયસ ૧ લો—પૂર્વ રોમન શેહેનશાતનો આ મહાન પાદશાહનો જન્મ ઇ સ ૩૪૬ માં ઉત્તર પશ્ચિમ સ્પેનમાંના સસામાં થયો, ને મરણ ઇ. સ. ૩૯૫ માં નિપજ્યું હતું. એનો પિતા પણ એક જાણીતો સરદાર હતો.

આથી થીયોડાસિયસ પોતાના પિતાની સાથે બ્રિટન, જર્મની અને આફ્રીકાના લશ્કરમાં અનેક વેળા જોડાયો હતો. 'વાલેન્સ'ના મરણ પછી એણે પોતાને પૂર્વ તરફના શેહેનશાહ તરીકે જાહેર કર્યો અને એણે ગૅાથ ઉપરની જીતથી પોતાની સત્તા મક્કમ કરી. એ જ્યારે થિસેલોનિયામાં સખત બેમાર પડયો હતો ત્યારે એણે પોતાના કુટુંબ સાથે ખ્રિસ્તી ધર્મ ઇ. સ. ૩૮૦ માં સ્વિકાર્યો હતો, અને પછી કૅાન્સટન્ટીનોપલ જઈ કૅાન્સટન્ટીનોપલના આર્ચ બિશપ તરીકે ગ્રેગરી નેમ્યો અને ત્યાંના એરિયનોને દેશ પાર કાઢયા. ઈ.સ. ૩૮૭માં એણે મેકસિમસને હરાવી મારી નાખ્યો. એણેજ ૪ વર્ષ આગમજ ગ્રેટીયનને હરાવી મારી નાખ્યો હતો. ઇ.સ. ૩૯૦ માં થેસેલોનિયામાં બળવો ઉઠયો તેમાં એણે ત્યાંના ૭૦૦૦૦ બળવાખોરોને ઠાર કર્યા હતા, ઇ. સ. ૩૯૪ માં એણે યૂજીનીયસને હરાવી મારી નાખ્યો હતો, અને તે પછી થિયોડોસિયસ નામના રોમન શેહેનશાહતનો શેહેનશાહ થયો. એજ વર્ષમાં એનું મરણ નિપજતાં એનો વડો બેટો આરેકોડયસ પૂર્વ રોમન રાજ્યનો, બીજો બેટો હોનોરિયસ પશ્ચિમ રોમન રાજ્યનો શેહેનશાહ થયા.

**થીયોડાસિયસ ૨-જો**—જન્મ ઇ૦ સ૦ ૪૦૧ માં ને મરણ ઇ૦ સ૦ ૪૫૦ માં નિપજ્યું હતું. એ પૂર્વ રોમન શેહેનશાહતનો રાજ્યકર્તા હતો. એ આરકેડિયસનો વડો પુત્ર હતો. એના રાજ્ય અમલ દરમ્યાન ખરું જોતાં એની બેહેન 'પુલચેરા' શેહેનશાહતમાં કરતી કારવતી હતી. એના રાજ્ય અમલમાં કાયદા કાનુનો ઘડી તેનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. એણે હૂન પ્રજા સાથે લઢાઇ કરી તેમને ખંડણી ભરી હતી.

**થીસ્ટલ-ઑારડર ઑાવ ધી**—અથવા ઑારડર ઑાવ ધી સેંટ એન્ડ્રુ નામનો એક ચાંદ. આ ખેતાબ સ્કૅાટીશ નાઇટો માટે ઇ૦ સ૦ ૧૬૮૭ માં સ્કૅાટલંડના ૭ માં જેમ્સે (ઇંગ્લંડનો બીજો જેમ્સ) સ્થાપન કર્યો હતો. ઇ૦ સ૦ ૧૭૦૩ માં રાણી એનના સમયમાં ફરીથી આ ખેતાબ સજીવન કરવામાં આવ્યો હતો. આગળ આ ખેતાબ પામનારા ૮ નાઇટો હતા, પણ એન રાણીએ તેમની સંખ્યા ૧૨ ઉપર આણી હતી, પણ ૪ થા જ્યૅાર્જના સમયમાં તેવા ૧૬ નાઇટો હતા. આ ખેતાબના ચાંદની 'રિબીન' લીલા રેસમની હોય છે, તેની ઉપરનો મૅાટો આ પ્રમાણે છે :—Neno me Impune bacessit (No one annoys me with impunity.)

**થીસલી**—પ્રાચીન ગ્રીસનો એક વિશાળ પ્રદેશ, મેડીટરેનિયનની દક્ષિણે અને યુરપની પૂર્વે આવેલો છે. ૧૨૦૪ માં એ વેનિશીયનોને હાથ આવ્યું અને ૧૩૫૫ માં તુર્કોએ જીતી લીધું, પણ ૧૮૮૧ માં ટર્કીએ ગ્રીસને પાછું આપ્યું હતું.

**થુંક**—આ પદાર્થ મોહોમાં ઉત્પન્ન થવાનાં ખાસ સાંચા અથવા પિંડ (મોહોમાં) હોય છે અને તેથીજ થુંક ઉત્પન્ન થઇને ખોરાક પચવા લાયક ચાવવામાં મદદ કરે છે. જો મોહોમાં થુંક ઉત્પન્ન નહિ થાય તો ખોરાક બરાબર નહિ ચવાતાં તે ગળતાં પાચન શકિતને નુકસાનકારક થઇ પડે છે. થુંક એ પારદર્શક આલકલીનાં ગુણનું પ્રવાહી છે. એનું જાતી ગુરૂત્વ પાણી કરતાં વધારે છે. તેનાં ૧ હજાર ભાગમાં નીચે દર્શાવેલાં પદાર્થ હોય છે.

| | |
|---|---|
| પાણી... ... ... | ૯૮૮·૧ |
| થુંકનું સત્વ (ટનિન) | ૧·૮· |
| ચરબી... ... ... | ·૫ |
| આલ્બ્યુમિન.... ... | ૧·૭ |
| મ્યુકસ... ... ... | ૨·૬. |
| ક્ષાર ... ... ... | ૪·૧ |
| કસરનાં... ... ... | ૧·૨· |
| | ૧૦૦૦ કુલે. |

થુંક ઉત્પન્ન કરનારી મ્હોમાં ૩ સાલિવરી ગ્લાંડ (પિંડની જોડ) છે. એ બેઉ કાનની

પાસે ( પારોટિડ ગ્લાંડ) છે. બીજી જીભ નીચે (સબલિંગ્વલ ગ્લાંડ) છે, અને ત્રીજી જડબા નીચે (સબમાસિલરી ગ્લાંડ) છે. આ શિવાય, નાહની નાહની અનેક ગાંઠો છે. આ સઘળી ગ્લાંડ (ગાંઠો) પોતાનું ઉત્પન્ન કરેલું પ્રવાહી થુંક ઝીણી નળીઓ વડે મોહોમાં રેડે છે. દરેક ગાંઠની રચના એક સરખી હોઈ તે ઝીણી નળીઓની બનેલી છે. આ ઝીણી નળીઓને છેડે નાહના ગોળાકાર ફાંટા હોય છે. તેમની અંદર સૂક્ષ્મ રજકણોનું અચ્છાદન હોય છે. કે જે રજકણો થુંકને ઉત્પન્ન કરે છે. થુંક એબખટી પતાં મોહોમાં વહે છે.

થુંકના મિશ્રણ વગર ખોરાક ગળાયો હોય તો તે જલ્દી પાચન થઇ શકતો નથી, આથી ખોરાક ધી ધીરે ચાવી ખાતાં તે ખોરાક સાથે મળે છે, અને તેય ખોરાક પાચન કરવામાં પણ તે મુખ્ય મદદ કરે છે.

થુંકને લીધે મોહો તથા જીભને ભિનાસ તથા ચીકાસ મળે છે, અને તેથી બોલવામાં, ચાવવામાં જીભનું ચલણ સેહેલાઇથી થઇ શકે છે. વળી તે જૂદા જૂદા પદાર્થનો ઝટ રસ કરી દેતું હોવાથી તેનો સ્વાદ પરખાય છે.

ખોરાક પોચો અથવા કઠણ હોય છે તે પ્રમાણે વધારે યા ઓછી થુંક મોહોમાં પેદા થાય છે. જો ખોરાક કઠણ હોય તો તે વધારે અને પોચો હોય તો ઓછી થુક જડબાંના ગાંઠમાંથી નિકળે છે. ૧૦૦ ભાગ ગોસ્તનાં ખોરાકમાં ૪૨ ભાગ થુંક જોઇએ અને ૧૦૦ ભાગ એપલ ફ્રુટમાં ૩ ભાગ થુંક જોઇએ.

સાધારણ કદનાં મનુષ્યનાં મ્હોમાં દરરોજ બેથી ૩ પાઇંટ થુક પેદા થાય છે.

**શુપારામ**—આ પ્રસિદ્ધ મંદિર સિંહલદ્વિપમાં અતિ પૂજ્ય મનાય છે. એને 'દેવાન પીયતિસા' નામના રાજાએ બુદ્ધની ગરદનના હાડકાં (જત્રુ) રાખવા માટે ઈ. સ. પૂર્વે ૩૦૦ માં બંધાવ્યું હતું. એની બાંધણી ઘણીજ સુંદર હતી/એમ હાલમાં બાકી રહેલી થોડી કારીગરી ઉપરથી જણાય છે. તે વેળા આ મંદિરને એટલું તો પૂજ્ય માનવામાં આવતું કે ઉપતિસા નામે રાજાએ ઈ. સ. ૪૦૦ માં તેની આસપાસ કિમતી ધાતુનું વેષ્ટન કરી તેપર સુનાનો ઢોળ ચઢાવ્યો હતો. બુદ્ધનો દાંત ૪ થી સદીમાં આ મંદિરમાં લાવી એના ભોયરામાં રાખવામાં આવ્યો હતો. આ દાંતને તે વેળાના જાણીતા ચીનાઈ મુસાફર 'ફેહિઆને' જોયો હતો.

**થુરીયો**—આ વનસપતિને ઔષધિમાં યોજેલી છે. એને ત્રણ ફાંટા હોઇ દરેક ફાંટા ઉપર કાંટા હોય હોય છે. આ થોરીયાનાં મ્હોટા મ્હોટા વન હોય છે, એમાથી ધોળું દુધ પણું નિકળે છે. સોજો, ગાંઠ વગેરે ઉપર ત્રીધારી થોરીયા દુધનો લેપ કરે છે, તેમજ દમ, કફ, દરાજ અને બદ ઉપર એ અકસીર હોય છે.

**થૂલ**—ઉપલા સિંધની સરહદ ઉપરનો એક તાલુકો. ક્ષેત્રફળ ૮૨૧ ચોરસ મૈલ હોઇ તેમાં ૧૮૭૨ માં વસ્તી ૩૪૮૦૭ ની ને ૧૮૮૧ માં ૪૩૦૨૫ ની હતી. તાલુકામાં ૫૮ ગામડાં છે, વસ્તીમાં ૩૮૭૮૫ મોહમેદન, ૨૯૩૮ હિંદુ, અને ૧૨૪૯ શિખ છે.

મુખ્ય શેહેર થુલ જેકોબાબાદથી ૨૩ મૈલ ઉપર છે, તેમા વસ્તી ૧૦૪૩ ની હોઈ તેમાં ૬૩૬ હિંદુ, બાકીનાં મોહમેદનો છે.

**થેમ્સ**—ગ્રેટ બ્રિટનમાંની આ જાણીતી અને ભારે અગત્ય ધરાવનારી નદી પૂર્વે દક્ષિણ પૂર્વમાં વહેતી દક્ષિણે દેશમાં વક્ર વલાણુ લીયે છે. થેમ્સ પૂર્વે ઉત્તર પૂર્વમાં ૩૫ મૈલ વહેતી દક્ષિણ પૂર્વમાં વક્ર વલાણ લઇ તે ઑક્સફર્ડ ઉપરથી પસાર થતી રીડિંગ તરફ વહે છે, ત્યાં કેન્ટને પશ્ચિમમા મળી ત્યાં તે ફરી પોતાનો રોહ બદલી પૂર્વે તરફ વહેતી વિંડસર, ઇટન, ટેડીંગટન, રીચમંડ, લંડન, ગ્રીનવિચ, ઉલવિચ અને ગ્રેવ્હસેન્ડ ઉપરથી વધે છે, અને પછી ઉત્તર સમુદ્રમાં પડે છે. એના પાટનું ક્ષેત્રફળ ૬૧૦૦ ચોરસ મૈલ છે. લંડન બ્રિજ પાસે એની પોહળાઇ ૨૯૦ યાર્ડ અને ઉલવિચ પાસે ૪૯૦ યાર્ડ અને ગ્રેવસેન્ડપિયર નજદીક ૮૦૦ યાર્ડની છે.

સેંટ કેથેરાઇનની ગોદી સુધી ૮૦૦ ટનના વાહણો એમાંથી જાવ આવ કરી શકે છે; અને તેથી ગંજાવર સ્ટિમરો લંડન બ્રિજથી ૬ મૈલ નીચે બ્લેક વૉલ સુધી આવ જાવ કરી શકે છે.

**થેમિસટોકલિસ**—આ જાણીતો અથેનિયન સરદાર તથા રાજદ્વારી નરનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૧૪માં થયો હતો અને મરણ ઇ.સ. પૂર્વે ૪૪૯મા નિપજ્યું હતું. અથેન્સના એરિસટિડિયસને દેશ તરીપાર કર્યા પછી એ રાજદ્વારી ખાતામાં આગેવાન થયો હતો ઇ.સ. પૂર્વે ૪૮૧માં એણે દરિયાઇ કાફલામાં મ્હોટો સુધારો કર્યો હતો. ઝર્કસીસ જે વેળા અથેનિયનો ઉપર ચઢાઇ કરી તે પ્રસંગે થેમિસ્ટોકલ કાફલાનો વડો સરદાર નેમાયો હતો, અને એની કુનેહબળ અને ચાતુર્યથી ઝર્કસીસનું સૈન્ય પાછું હટયું હતું. પણ ઇ.સ. પૂર્વે ૪૭૧માં એની ઉપર ઇરાનીઓ સાથે મસલત ચલાવી મળી જવાનો આરોપ મેળાતાં એ નાહશીને આર્તઝર્કસીસની દરબારમાં જઇ ભરાયો હતો. એ પોતાના મરણ સુધી મેગનેશિયામાં રહ્યો હતો. એનાં માનાર્થે મેગનેશિયામાંના અગોરામાં એની કબર ઉપર મિનારો બાંધવામાં આવ્યો હતો, પણ એના હાડકાંને છુપી રીને થીબ્સ લઇ જઇ ત્યાં દાટવામાં આવ્યા હતા.

**થેલ્સ**—આ જાણીતો ગ્રીક વિદ્વાન ફિનિશીયન ઓલાદનો અને એજીનોરના બેટા "કેડીસ." થી ઉતરેલો હતો. એનો પિતા પોતાના દેશના રાજ્ય કર્તાની આપ ખુદ મતા સામે ભાષાણો કરવાથી તેને આયોનીઆના મિલીટસ શેહેરમાં જઇ વસવું પડયું. ત્યાં ઇ.સ. પૂર્વે ૬૩૮ માં થેલસનો જન્મ થયો હતો. એણે બચપણમાં સારી કેળવણી સંપાદન કરી હતી. એને 'સેજ' નો એતાબ પેહેલ વેહેલો મળ્યો હતો. એણે પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રની પ્રથમ સમજ આપી હતી. એ પોતાની જુવાનીમાં કોતવાલ તરીકેનાં ઓધાપર હતો પણ વિદ્યા અભ્યાસ તરફ ઝાઝી વલણ હોવાથી તે ઓધ્ધો છોડી મીસર તરફ ગયો ને ત્યાંના વિદ્વાનો સાથે વસી ભૂમિતી, જ્યોતિષ શાસ્ત્ર શીખી પોતાને દેશ આવી આકાશ અવલોકન કરવાનો અભ્યાસ શરૂ કર્યો અને કુમારો રહી વિદ્યા અભ્યાસ પાછળ મંડી એણે પોતાના જમાનામાં ખગોળ સંબંધી અનેક અવલોકન કરી ભારે નામના મેળવી હતી.

**થેસિઅસ**—ગ્રીક દંતકથા મુજબ અટીકાનો એક બળવંત યોધ્ધો એ અથેન્સના રાજા એજીયસનો પુત્ર હતો. જ્યારે પાલાસના ૫૦ પુત્રોએ એના પિતાને પદભ્રષ્ટ કર્યો ત્યારે એણે પોતાના પિતાના છુટકારા અર્થે કમરકશી ટ્રેઝનથી બાહાર પડયો. પ્રથમ એણે મેરેથોનિયન રાક્ષસી આખલોને મ રી નાખ્યો, કે જે આસપાસના દેશોને ભારે પિડા આપતો હતો. તે પછી એણે પોતાના પિતાનો છુટકારો કર્યો, પણ માર્ગમાં તે દરિયામાં ગુમ થઇ જતાં એ અથેન્સનો રાજા થયો હતો. પણ તે પછી 'લાયકોમિદસે' એને પ્રપંચથી મારી નાખ્યો (એ સાયરોસનો રાજા હતો.) એના શબને તે પછી અથેન્સમાં આણી ત્યાં તેની યાદગારીનો સ્થંભ ઉભાર્યો હતો.

**થોમસડે**—(જુઓ ડે થૉમસ)

**થોમસન જેમ્સ**—આ જાણીતા કવિનો જન્મ રૉકસબર્ગમાં ઇ૦ સ૦ ૧૭૦૦ માં ૧૧ મી સપટેંબરે થયો હતો અને મરણ સરેમાંના રિચમંડમાં ઇ૦ સ૦ ૧૭૪૮ માં ૨૭ મી ઓગસ્ટે નિપજ્યું હતું. એ 'ધી સિઝન'ના રચનાર તરીકે મ્હોટી પ્રસિદ્ધતા પામી ગયો છે. એણે એડિનબર્ગની પાઠશાળામાં અભ્યાસ કર્યો હતો. એણે પોતાના પિતાના મોત બાદ લંડન જઇ સાહિત્યમાં પોતાની જીંદગી ગુજારવાનો નિશ્ચય કર્યો. ત્યાં એણે કવિતા લખવા ઉપર લક્ષ દોડાવી ૧૭૨૬ માં Summer નામે કાવ્ય પ્રસિદ્ધ કર્યું, ને તે પછી Spring નામે કાવ્ય પ્રસિદ્ધ કર્યું હતું; તે પછી ૧૭૩૦ માં એણે Autumn નામે કાવ્ય પ્રસિદ્ધ કર્યું હતું. તે પછી એ સર જેમ્સ (પાછળથી

લૉર્ડ ચૅનસેલર) ટાલબોટ સાથે મુસાફરીએ ગયો હતો. આ મુસાફરીથી પાછો ફરતાં એણે Liberty ઉપર કાવ્ય રચી પ્રસિદ્ધ કર્યું હતું. તે પછી એણે કોર્ટ ઑવ ચેનસ-રીમાં સારો ઓધો મેળવ્યો હતો, પણ પોતાના મુરબ્બીના મ્હોતથી નોકરી છુટવા છતાં બીજા ઉમરાવ મિત્રની મેહેરમાનીથી ૧૦૦ પૌંડનું વર્ષાન મળતું થયું હતું. પણ તે પછી એની લાગવગ વધતાં એને લાવર્ડના ટાપુના 'સરવેયર જનરલ' નો ઓધો મળ્યો હતો, જ્યાં એ ૩૦૦ પૌંડની આવક મેળવતો થયો હતો, પણ ૧૭૪૮ માં પોતાને વતન આવી Castle of Indolence નામે કાવ્ય રચી પ્રસિદ્ધ કર્યું હતું.

ચોર—આ વન્સપતિનું કાંટાવાળું ઝાડ ૭ થી આંઠ ફીટ ઉંચા વધે છે. ચોર ગોળ હોય છે. એના પાંદડાનું અથાણું કરે છે. એની વાડ ઉત્તમ બને છે. એમાંથી દુધ પુષ્કળ નિકળે છે. એના દૂધમાં કેટલાંક રસાયનો અને સોમલની શુદ્ધિ થાય છે,

ચોર્ન—પશ્ચિમ પ્રશિયાનું શેહેર વેસ્ચ્યુલાનાં જમણાં કાંઠા ઉપર બ્રોમબર્ગનો પૂર્વે દક્ષિણ પૂર્વમાં ૩૧ મૈલ ઉપર છે. એની સ્થાપના ૧૨૩૧માં થઇ હતી. અતરે ટૌન હૉલ તથા જાહેર ઇમારતો છે. ૧૪૫૪માં એ "પૉલીશ સરકારને તાબે આપ્યું હતું, અને ૧૭૯૩ માં પ્રુશિયનોને કબજે આવ્યું. આ શેહેરને મજબૂત કિલ્લે બંદી ૧૮૭૮ થી કરવામાં આવી છે, અને આગલો કિલ્લો રદ્દ કરી નવી (ઢપે) નવું બાંધકામ કરી શેહેરને મજબુતાઇ આપવામા આવી છે. ૧૮૭૫માં વસ્તી ૧૮૯૮૧ ની ને ૧૮૯૦માં ૨૭૦૧૮ ની હતી.

ચોરી—આ પ્રજા ગુજરાતમાં ભટકતી જીંદગી ગુજારે છે. તેમનો પેહેરવેશ હિંદુઓને મળતો છે. ચોમાસામ તેઓ ઘાસ બરોડાંની નાદની ઝુપડીમાં વસે છે અને પછી દશથી તે પચાસ લગીના ટોળામાં જુદા પડી અનાજ વેચવા નિકળે છે. તેઓ લુટારાનો ધંધો વટીક કરે છે, એઓ નામ મુસલમાની રાખી સુનતા કરાવે છે પણ હિંદુ દેવને માને છે. એઓ તદ્દન અભણ હાલતમાં વસતા હોવાથી મરદ સ્ત્રીઓ અનિતિમાં જીંદગી ગુજારે છે.

થ્રએતઓન—આ અવસ્તાઇ વિશેષ નામ છે કે જેનો ચાલુ પ્રચારમાં શબ્દ ફરેદુન છે (જુઓ ફરેદુન.)

ખ્રિતી— (૨) પુરાતમ ઇરાનીઓમાં આ પુરૂષ પોતાની પરહેજગારી અને વિદવત્તા માટે જાણીતો થયો હતો. એ સામ પેહેલ-વાનના ખાનદાનનો હોઇ કેરસાસ્પ અને ઉર્વાક્ષ જેવા જાણીતા નરોનો પિતા હતો. એણે હોમની ક્રિયા કરી ભલી દોઆઓનાં પ્રતાપથી એ ભલા પુત્રો મેળવ્યા હતા, (૨) * "એ નામનો એક પ્રસિદ્ધ તબીબ પુરાતમ જમાનામાં થઇ ગયો, જેણે પેહેલ વેહેલા મનુષ્ય જાતનાં દુ ખ દર્દો દર્દ કરવામાં મ્હોટો હિસ્સો લીધો હતો. વંદીદાદમાં એને વિષે કેટલુંક વર્ણન આપે છે. ત્યાં જણાવવા પ્રમાણે તેણે 'ક્ષથ્ર વઇર્ય' જે ધાતુ ઉપર મવક્કલ છે તેની પાસે પોતાના ધંધામાં મદદ માગી, એટલે કે વહાડ કાપનાં યંત્રો પોતાનાં જમાનાનાં જ્ઞાનને અનુસરતાં બનાવ્યાં, પછી તેના ખપને માટે અહૂરમજ્દે હજારો દવાદારૂનાં ઝાડપાનાઓ ઉત્પન્ન કર્યાં. પ્રોફેસર દાર્મેસ્ટેટ ધારે છે કે એ થ્રીત અને થ્રએત એ એકજ પુરૂષ છે, જેમકે વેદમાં ત્રિત અને ત્રેતન એકજ કામ બજાવે છે, ફરવરદીન યશ્તમાં થ્રએત ઓન (ફરેદુન)ની ફ્રવશીને દુ.ખ દર્દો દર્દ કરવા માટે એજ કારણે આરાધી છે.

(૩) એ સાયુઝદ્રીનો પુત્ર ને અશવજંઘનો ભાઇ હતો, એ અશવઝદથ સાથે રસ્તાખેજ થતાં તે વખતે બનનારા ફેરફારોમાં ભાગ લેશે, એણે 'દાનુ' નામના ટોળા તથા અસ-બનનાં કુટુંબીઓ પર ફતેહ મેળવી હતી, આ પુરૂષને જરતોસ્તી અવસ્તામાં આરાધ્યો છે.

* અવસ્તાની વિ૦ ના૦ ફરદંગ-ઉપરથી.

ગ્રિતિ—આ ખ નુ સ્પન્તમાન અશો જરતોશ્ત ની બાનુ 'પાતખશા'ની બીજી બેટી હતી.

ગ્રિપ્સ—આ પ્રાણીને ઇંગલંડમાં ગ્રિપ્સ અને અમેરિકામાં 'સ્નોફ્લાઇઝ' કહે છે. કવિ સ્પેનસર, લૅટ્રાલી વગેરે વિદ્વાનોએ આ પ્રાણીની શરીર રચના અને તેનાં આયુષ્ય ક્રમનું વર્ણન લંબાણથી કરેલું છે.

આ પ્રાણીને ૪ પાંખો હોય છે, જ્યારે તે ઉડતું નથી ત્યારે આ પાંખો પીઠ ઉપર આડી પડેલી હોય છે. આ પાંખના કાંઠા ઉપર ઝીણી ઝાલર જેવા બાલ હોય છે. એનું શરીર લંબોચું હોય છે, મુછો લાંબી અને ઝીણી હોય છે, આંખો પાસાદાર હોય છે, એમની કેટલીક જાતોને તો બીલકુલ હોતી નથી. આ જાતીનાં કેટલાક પ્રાણી તીડ પ્રમાણે કુદકા મારે છે.

આ કીડા ઝાડની છાલમાં વસે છે. તેમાંની કેટલીક જાતનાં તો પાણીની ઉપર તરતા વસે છે. કોઇ કોઇ વેળા તે એવી રીતે એક ઉપર એક ચઢી બેસે છે કે તેમનાં ઢગલા ચએલા જણાય છે. તેમનો આકાર બંદુકની દારૂના કણ જેવરો હોય છે. તેમનું મ્હોડું સુંઢ આકારનું હોય છે. જે વડે તે વનસ્પતિ માહેલો રસ શોષિ લીયે છે.

જુના કાગળને જો કાંજી યા લાહી ચોપડેલી હોય તો તેવા કાગળમાં યા ગ્રંથમાં સફેદ રંગની શંકવાકૃતિ અતિ ચંચળ અને નાજુક જે એક કીડો રહે છે તે પણ એનાજ વર્ગમાં ગણાય છે. તેને કેટલાકો ઉધાઇ કહે છે. એને ઈંગ્રેજીમાં સિલ્વર ફીશ કહે છે. આ પ્રાણી મીઠાં પદાર્થ હોંસે હોંસે ખાય છે.

ગ્રોનબેક—આ એક વિચિત્ર માછલી બ્રિટીશ સમુદ્ર કાંઠા ઉપર પુશકળ મળે છે. આ માછલીનો રંગ ઉપરથી ભૂરો, તેપર ટપકાં ને હેઠેથી તદન સફેદ હોય છે. ઉપલી ચામડી ખરબચડા ભીગડાવાલી હોય છે. આ માછલીની માદાના દાંત ચપટા ને નરના તિક્ષણ અણીવાલાં હોય છે. આ માછલી મુખ્ય કરી થંડી અને વર્સાદમાં સ્વાદિષ્ટ ખોરાક તરીકે ઉપયોગમાં લે છે. પણ એ પાનખર અને ઉન્હાળામાં ઈંડા મેળવા કિનારે આવે છે, ત્યારે પુષ્કળ પકડાય છે. આ માછલી આકારે છમના જેવી હોઈ તેની પુછડી કદ કરતાં લાંમી વાંકી થઇ શકે તેવા આકારની હોય છે.



## દ.

દ—૨૯ મો મૂળાક્ષર. આ મૂળાક્ષર દંતાકૃતિ ઉપરથી બનાવવામાં આવેલો છે.

દઇવિ—જરતોસ્તી દંતકથા મુજબ એ અગ્રેમઇન્યૂશનાં મદદગારોમાંનો એક દેવ. એ ઠગાઇ ઉપર સત્તા ધરાવે છે.

દએન—(જુઓ દીન)

દએપદીન—એ અહુરમજ્દનું નામ છે અને રાસ્તીનો ધણી હોઇ એનાથી સત્યતા પ્રગટ થાય છે. એ સનાજ ઉપર મવક્કલ હોઇ દીન ઉપર મુસ્તકીમ છે. જરતોસ્તી ત્રીસ રોજમાં આ ૨૩ મો દિવસ ગણાય છે અને એ દિને નવાં વસ્ત્રો પેહેરવા, તથા ગાયગોસપંદને ખરીદ કરવાં એવો અસલ રેવાજ ચાલુ હતો. આ દિવસની તાસીર એવી જણાવવામાં આવે છે કે એ દિવસે બેમાર પડેલો માણસ જેહેમત ખેંચી પાછો સારો થાય. એ દિને થએલું બાળક નેક તાલેનું હોય. એ દિને આવેલા સ્વપ્નનું ફળ માઠું હોઇ દિલને રંજીદા કરે.

દકીકી—ખીજા જૂહની દરબારમાંનો એક જાણીતો કવિ. અમીર મનસૂર સામાની જૂહ પાદશાહનો પિતા હતો. જૂહ પાદશાહે દકીકીને શાહાનામું લખવાનું સોંપ્યું હતું, પણ એણે ૧૦૦૦ બયતો ગુસ્તાસ્પ પાદશાહનાં રાજ્ય અમલ ઉપર લખી નહિ તેટલા એના એક ગોલામે એનો પ્રાણ લીધો હતો. દકીકીનું મરણ ઇ. સ. ૯૯૭ માં નિપજ્યું હતું.

દખણ—અથવા દક્ષિણ દેશ. નર્મદા અને ક્રિષ્ણા નદી વચ્ચે ! પ્રદેશ. ઘણુંકરી વિંધાચળ પર્વતની દક્ષિણ તરફના દેશને દખણ કહે છે. આ દેશ નર્મદાની ખીણવાળા પ્રદેશથી તે દક્ષિણ તરફ ત્રિકોણાકાર દેશ બની પૂર્વ અને પશ્ચિમ ઘાટો સાથે મળી સાતપૂડા અને વિંધ્યા સુધી ફેલાયલો છે. એની પશ્ચિમ તરફનો સપાટ ભાગ ઘાટોથી ભરપૂર હોઇ પર્વતો ૪૦૦૦ ફીટની ઉંચાઇનાં ફરી વળેલા છે, અને આ પર્વનો છેક દક્ષિણ તરફ કેપ કામોરિન સુધી વધે છે. વિંધાચળની હાર દખણની ઉત્તરમા વધે છે, અને તે ઉત્તર તરફના બે ઘાટના છેડાને મળી દ્વિપકલ્પનો ત્રિકોણાકાર ભાગ પૂરો કરે છે. પૂર્વ ભાગ પશ્ચિમ ભાગ કરતાં નિચો હોઇ મુખ્ય દખણની નદીઓ ગોદાવરી, ક્રિષ્ણા, પીનાર અને કાવેરી પશ્ચિમ ઘાટમાંથી નિકળી પૂર્વે વહે છે, અને પૂર્વે બણીના ઘાટમાંથી થઇ બંગાલના ઉપસાગરમાં ખાલી થાય છે. ૧૩ મી સદી આગમજની દખણની તવારીખ ચોડી જણાયલી છે. આગળ દ્રવિડ, ચૌલ અને આંધ્રના રાજવંશોની અત્રે સત્તા સ્થાપન થઇ હતી, પણ ખરી તવારીખ ૧૨૯૪ યા ૧૩૦૦ થી શરૂ થાય છે, કે દિલ્લીપતિ અલાઉદ્દીન ખીલજીએ મહારાષ્ટ્ર, તેલંગણ અને કર્નાટકમાં અમલ ફેલાવી ૧૩૩૮ માં મોહમદ તઘલખે તમામ દખણ દેશ તાબે કર્યો હતો. તે પછી બહામણી રાજ્ય અમલ થયો અને પછી વિજ્યા નગરનો અમલ ફેલાયો હતો; પણ તે પછી શહાજહાનની ફતેહએ બાદ તમામ દક્ષિણ દેશ મોગલ રાજ્યને તાબે થયો હતો. પણ ૧૭૦૬ પછી મરાઠા પ્રબળ થતાં તેઓએ દક્ષિણ પર સ્વારી કરી પોતાનો અમલ સ્થાપન કર્યો હતો, અને તેઓએ પ્રથમ સતારામાં રાજ્યધાની સ્થાપન કરી કે જે સર્વ સત્તા પાછળથી પેશવાઓને હાથ આવી હતી; પણ તે પછી પેશવા અને નિજામ સરકારના તાબામાં ઉત્તર અને દક્ષિણ દેશ આવ્યા હતા. તેમજ અઢારમી સદીની સેવટમાં હૈદરઅલીએ કેટલાક ભાગ ઉપર પોતાનો અમલ સ્થાપન કર્યો હતો. આ મુદ્દત દરમ્યાન પોર્તુગીજ, હૉલંડ અને ઇંગ્રેજ લોકોએ કિનારે કિનારે પોતાની કોઠીઓ સ્થાપન કરવાના હક્કો મેળવ્યા હતા. આ પરદેશી વેપારીઓની હરીફાઇ વચ્ચે ફ્રેન્ચ તથા બ્રિટીશ વચ્ચે અનેક વેળા હરીફાઇથી લડાઇઓ થઇ હતી. પણ સેવટે બ્રિટીશ સત્તા સર્વત્ર પ્રબળ થઇ સ્થાપિત થઈ તે હજી ચાલુ છે. હાલમાં દખણ, મદ્રાસ ઇલાકો અને મુંબઇ ઇલાકાના થોડા ભાગમાં ગણાય છે, અને તેમાં માયસોર, હૈદ્રાબાદ, ત્રાવણકોર અને બીજા અનેક બ્રિટીશ ખંડીયા દેશી રાજ્યોની સત્તા ચાલુ છે.

દંડક—સૂર્યવંશીય ઇક્ષ્વાકુનાં ૧૦૦ પુત્રોમાંનો ત્રીજો. એ જન્મથી મુઢ અને ક્રોધી હોવાથી એને ક્યાંનું રાજ્ય આપીયે એવો વિચાર કરતાં એને 'શૈવલ પર્વત' અને 'વિંધાદ્રિ'ના વચલા પ્રદેશનું આધિપત્ય આપ્યું. આ દેશ નર્મદા અને ગોદાવરી એ બન્નેની વચમાંનો કેટલોક ભાગ તથા ગોદાવરીનો દક્ષિણ પ્રદેશ (તે—દક્ષિણ હિંદુસ્તાનના ઉત્તર પૂર્વ કાંઠાને લગતો પ્રદેશ કહેવાય છે).

દંડકને ઉપલો પ્રદેશ સોંપતા એણે ત્યાં પોતાનું રાજ્યધાની શેહેર 'મધુમંત' સ્થાપ્યું, અને પોતાના પૌરોહિત્ય ભૃગુકુલોત્પન્ન એક ઋષિને આપ્યું હતું.

એક વેળા આ રાજા ગુરૂનાં આશ્રમમાં ગયો ત્યાં ગુરૂકન્યા 'અરજા' ને જોઇ તેની પર મોહી પડી તેનીપર બલાત્કાર કરવા ધાર્યો. અરજાએ પોતાના પિતાની રજાથી પરણી સાથે રહેવાની ખુશી બતાવી પણ એણે કહ્યું નહિ સાંભળી પોતાની દુષ્ટ વાસના તૃપ્ત કરી નહાશી ગયો.

જ્યારે ઋષિ આશ્રમમાં આવ્યો ત્યારે 'અરજા'થી દંડકની બદફેલી જાણી શ્રાપ આપ્યો કે "આ રાજા બલકોશ વગેરે સાથે ભસ્મ થજો; તેજ ક્ષણે તમામ ભૂમિ બળી જવાથી તે અરણ્યનું નામ દંડકા રણ્ય

પડયું. પછી કેટલેક કાળે અગસતયે સ્વર્ગથી અમૃત આણી દંડકની ભૂમિ પર છાટયું તેથી તે નવપલ્લવ બની રહ્યું હતું.

**દંડી કવિ**—આ મહાન કવિ જ્ઞાતે બ્રાહ્મણ હતો. એ ઉજ્જનની આસપાસના ગામમાં વસતો હતો. એ બચપણથી કેળવણી લઇ ચંચળ નિવડવાથી એણે જૂદે જૂદે સ્થળે મુસાફરી કરી જ્ઞાન સંપાદન કરી ધારા નગરીમાં આવી ભોજ રાજાની દરબારમાં આશ્રય પામ્યો હતો. આ કવિ કાલીદાસનો મિત્ર અને તેનાજ જેવો વિદ્વાન હતો, એના વિશે ઝાઝું જણાયલું નથી.

**દંતપૂર**—અથવા રાજ મહેંદ્રી.* કલિંગ દેશની (સરકાર પ્રાંત) રાજપુર અથવા રાજ મહેંદ્રી એ રાજધાની હોઈ તેને દતપૂર એ અતિ પ્રાચીન નામ હતું. રાજ મહેદ્રી એ રાજધાની હોઇ તેને દતપૂર નામ પડવાનું કારણ બૌદ્ધ ગ્રંથો ઉપરથી એવું જણાય છે કે—કાશીપૂર નામનું બનારસથી ૧૧૦ મૈલ ઉપર એક ગામ હતું, તે ઠેકાણે ગૌતમ બુદ્ધનું ઇ૦સ૦ પૂર્વે ૫૪૩ માં મરણ નિપજ્યું, તે વેળા તેનું શરીર બળતું હતું તેટલાં 'ખેમ' નામના એક બૌદ્ધ ભકને બુદ્ધની ડાબી તરફની દાઢ (દાંત) બળતામાંથી ખેંચી કાઢી હતી. 'ખેમ'ને કાંઇ ચમત્કાર દેખાતાં તે પેલા દાતને કલિંગ દેશના બ્રહ્મદત્ત રાજાની દરબારમાં લઈ ગયો. બ્રહ્મદત્તે એમનો આદર-સત્કાર કર્યો અને તે દાંતને પોતાના રાજ્યમાં ભારે સમારંભ વચ્ચે ફેરવી તેની આરાધનાં કરી, અને દંતની સ્થાપનાં રાજપુર (રાજ મહેદ્રી) માં કરી, તે ઉપરથી આ જગ્યાને દંતપૂર એ નામ મળ્યું.

ઉપર મુજબ દંતપૂરમાં તે દાંત સ્થાપન કરતાં તેની પૂંજા ૮૦૦ વર્ષ સુધી વિઘ્ન-વિના ચાલી, પછી ગૂહસિંહ રાજાની કારકિ-રદીમાં તે બુદ્ધનું દેવળ કલિંગ રાજાના શિવ-ભક્ત પ્રજાને નહિ ગમવાથી તેઓએ આ હાડકાની પૂંજા કરવાની ગુહસેનને મનાઇ કરી, પણ ગુહસેને તેઓના કહેવા ઉપર લક્ષ નહિ આપતાં તેની પૂજા ચાલુ રાખી.

રાજા પોતાની હટ છોડતો નથી એમ જોઈ સર્વ શૈવ પ્રજા કલિંગથી પાટલ પુત્ર (પાટણ) ના રાજા તરફ ગઇ. પાટલી પુત્રમાં તે વેળા પંડુ નામનો રાજા (પટકર્ણી વંશમાંનો) રાજ્ય કરતો હતો. તેણે શૈવોની અરજ સાભળી ગૂહસેનને કેદ કરી લાવવા માટે ચૈતન્ય નામના સરદારને ચઢાઇ કરવા મોકલ્યો.

લશકરની કુમકથી, ચૈતન્યે કલિંગદેશમાં આવી ગૂહસેનને પકડી લઈ જનાર તેટલાં તે દાંત કેવોક છે તે જોવા માટે તેણે પેલા દાંતને મંગાવી અગ્નિમાં ફેંકી દીધો, પણ તેનો નાશ નહિ થતાં તેમાથી અતિ સુંદર અને દૈદિપ્યમાન એવાં સુવર્ણ કમલો ઉત્પન્ન થયાં; ફરી તેને નદીમાં ફેંકી દીધો પણ તે હેઠે નહિ ડુબતાં ઉપર તરવા લાગ્યો. આથી તેને પાણીમાંથી કાઢી ભાંગી નાખવા તેની ઉપર ભારે હથોડા વડે પ્રહાર કર્યા, પણ તેને જરાએ અલવલ પોંહચી નહિ, પણ સામા હથોડામાં ખાડા પડયા, એટલુજ નહિ પણ દરેક ઘાએ તે હથોડામાં ખુંચી બેસતો, ત્યારે કોઇ ભાવિક બૌદ્ધ જો બુદ્ધનિ પ્રાર્થના કરતો તોજ તે પાછો માહેથી છુટો પડતો. આ મુજબની દાંતની અદભૂત શકિત જોઇ ચૈતન્ય તદન ચકિત થયો. પણ રાજાજ્ઞાને માન આપવા થકી તે ગૂહસિંહ તથા દાંતને દર-બારમાં મ્હોટા સન્માન સાથે લઇ ગયો. ત્યાં પંડુરાજાએ પણ તેનાં ચમત્કાર જોઇ પોતાના રાજ્યમાં, આ દાંતની સ્થાપના કરી શૈવ પ્રજાને પાછી મોકલી.

તે પછી પંડુરાજા જલ્દીજ મરણ પામતાં ગૂહસિંહે તે દાંતને પાટણથી દંતપૂરમાં આણી તેની ફરી સ્થાપના કરી. થોડા સમય પછી ઉત્તર તરફના એક રાજાને આ અજાયબીભર્યો દાંત પોતાના સ્વાધીનમાં લેવાની ઇચ્છા થવાથી તેણે મ્હોટા સૈન્ય

* બસવ પુરાણ, ચન્ન બસવ પુરાણ, બીજ લોજીન કાવ્ય અને મેકકફૂત ઇતિહાસીક કોશ.

સાથે ચઢાઇ કરી; પણ તે ખબર ગૂહસિંહને થતાં તેણે તે દાંત 'દંતકુમાર' નામના ઉજ્જનના રાજકુમારને સોંપી કહ્યું કે 'સિંહલદ્વિપના મહાસેન' રાજાના સ્વાધિનમાં આ દાંત આપવો. તે પછી ગૂહસિંહ લડવા તૈયાર થયો. દંતકુમારને ગૂહસિંહની 'બાણુવલ્લી' ઉર્ફે 'હિમવલ્લી' નામની કન્યા આપી હતી. સસરાની આજ્ઞા થતાં દંતકુમાર બાણુવલ્લી સાથે સિંહલદ્વિપ જવા માટે નિકળ્યો, પણ તેટલાં ગૂહસિંહ લડાઇમાં માર્યો જતાં દંતકુમારે દુશમનના ભયથી પોતાનો વેશ બદલી તે આડે રસ્તે દાંત પોંહચાડવા લઇ ગયો.

હેમવલ્લી અને દંતકુમાર[1] એઓ છુપે વેશે સિંહલદ્વિપ જતા હતા તે વેળા તેઓ થોડા દિવસ કેનેરીના ગુફામાં છુપાઇ રહ્યા હતા. કારણકે કેનેરીના પર્વતમાંથી ઇ. સ. ૩૨૪ ના સાલનો તામ્રપટ જડયો છે, તેમાં, આ દાંત વિશેનો સર્વ ઇતિહાસ લખેલો છે, અને તેમાં જણાવવામાં આવેલું છે કે હેમવલ્લી અને દંતકુમારે કેનેરીના ડુંગરાઓમાં જગેજગ મુકામ કર્યો હતો.

દંતકુમારે સિંહલદ્વિપ જઇ પોંહચતાં મહાસેનને દાંત સોંપ્યો અને હેમવલ્લીને લઇ તે ઉજ્જની પાછો ફર્યો. મહાસેને તે દાંતને અતિ માનથી ઇ. સ. ૩૧૦ માં અનુરાધાપુરમાં (જે તેનું રાજધાની હતું) સ્થાપન કરી પછી થોડા વર્ષ બાદ એજ દાંતને ગી વર્ધનપૂર (ક્યાંડી) માં લઇ જઇ સ્થાપન કર્યો હતો

આગળ સિંહલદ્વિપમાં આ દાંતને ભારે સમારંભ વચ્ચે ફેરવતા હતા.[2] આ દાંતનો સમારંભ ઇ. સ. ૧૨૬૮ સુધી નિકળવા વિશેની નોંધ મળે છે, પણ તે પછીની તેની હકીકત તકરારી છે. કોઇ જણાવે છે કે ઇ. સ. ૧૫૬૧ માં ફીરંગી લોકોએ ક્યાંડી શેહેરપર ચઢાઇ કરી ત્યારે તેમનો વડો સરદાર 'ડૉનકૉન્સટૅતિ'નો હતો, તેણે આ બુતપરસ્તોનો દાંત ભાંગી નખાવ્યો. કેટલાકો જણાવે છે કે ફીરંગીઓએ જે દાંત ભાંગ્યો તે બનાવટી હતો, પણ ખરો દાંત તે પછી સિંહલના રાજાએ મેળવી તેનીફરી સ્થાપના કરી હતી. હાલમાં પણ આજ દાંતનો વાર્ષિક સમારંભ સિલોનમાં ભારે ધૂમધામ વચ્ચે પાળવામાં આવે છે.

આ દાંતની કથા ઇતિહાસિક તથા ધર્મ સંબંધથી બૌદ્ધ પ્રજામાં અતિ મહત્વની હોવાથી, દાંતની પેહેલી સ્થાપના વેળા ગૂહરાજ મહેંદ્રીને દંતપૂર એ નામ આપ્યું હતું; તેજ આગળ કાયમ રહી બૌધ્ધ ગ્રંથમાં રાજ મેહેંદ્રી અથવા રાજપૂરને દંતપૂર એ નામ આપ્યું. અને દંતપૂરનું થોડું રૂપાંતર થઇ ગ્રીશિયનોએ 'ઓદોંતો પોલિસ' (Odontopolis)એ નામ રાજહેંદ્રીને આપ્યું હતું.

**દત્તાત્રેય**—સ્વાયંભૂ મનવંતરમાંના અત્રિ ઋષિનાં ૩ પુત્રોમાંનો એક. સ્વરો ચિષ મનવંતરમાં જે સપ્તર્ષિ હતા તેમાંનો એ એક. એનો પુત્ર નિમિઋષિ.

એ વિષ્ણુનાં ૨૪ અવતારમાંનો એક છે. એણે યદુ રાજાને ગોદાવરીને કાંઠે જ્ઞાન સમજાવ્યું હતું. એક પ્રસંગે દત્તાત્રેયે પોતે જેને ગુરૂ માન્યા હતા તે સંબંધી કથા તે રાજાને કહી હતી.

૧—**પૃથ્વી**. ઉપકારથી સ્તુતિ ને અપકારથી નિંદા એ બે વિષે નિસ્પૃ હતા. પહાડનું અચળપણું ને વૃક્ષનું પરોપકારીપણું.

૨—**પવન**. સ્વાદાસ્વાદની સ્તુતિ નિંદાનો ત્યાગ.

૩—**આકાશ**. એમાં સર્વ છે ને તેનો પ્રકાશ સર્વત્ર છે ને એ પ્રકાશ, સ્થાન નાશ થવાથી પાછો સૂર્યમાં મળે છે, ને કોઇનાં

---

1 Jour. Bombay. Branch. Roj. Asi. Vol. 11. No. 31.

૨ અજન્ટાનાં ગુફામાં ઘોડા, બળદ, બૌદ્ધ પ્રજાનો સમુદાય વગેરે કોતરકામો છે; અને તે દેખાવ બારીકાઈથી જોતાં તેમાં દાંતના સમારંભનો દેખાવ આપ્યો છે, એમ સેહેજમાં જણાશે. (જ. મુ. શા. રૉ. એ. સો. વ્હાલ્યૂમ ૧૧. નંબર ૩૧.)

પર પડવાથી તેના તેજમાં ઘટ થતી નથી, તેમ પરમાત્માની શકિત આકાશ પ્રમાણે સર્વમાં છે, ને જીવનાં મરવાથી તે શકિતની હાની નહિ થતાં પોતાનાં તેજથી સદા પ્રકાશિતછે.

૪—પાણી. એ જેમ મોતી જેવું શુભ્ર છે ને જગતને શુધ્ધ કરે છે તેમ જ્ઞાનીએ શુધ્ધ રહી બીજાને ઉપદેશ કરી શુધ્ધ કરવા.

૫—અગ્નિ. એના પ્રમાણે જ્ઞાનીએ જે કાંઇ મળે તે વાવરી નાંખી સંતોષ માની આપનારને આશિર્વાદ દઇ તેને તેના પાપથી મુકત કરવો.

૬—ચંદ્રમા. એ તેજમાં વધે છે ને ઘટે છે; તોપણુ પોતાને સ્વરૂપે તો છે. તેમ પરમાત્માનો પ્રકાશ અનેક યોનીમાં છતાં પોતે એક અલગ ને સ્વપ્રકાશિત છે.

૭—સૂર્ય. એ પાણી ચુસે છે ને પાછું આપે છે, તેમ જ્ઞાનીએ પોતાને જે મળે તેમાં લોભાઇ નહિ રહેતાં તે પાછું આપી દેવું. બિંબ પાણીમાં પડવાથી ઘણા સૂર્ય દેખાય છે પણ ખરૂં જોતાં એ ઘણા નથી તેમ પરમાતમાંનો પ્રકાશ સર્વમાં છતાં તે પોતે એકજ છે.

૮—કબુતર. એના પ્રમાણે જ્ઞાનીએ માયાંનાં પાશમાં ન ફસવું.

૯—અજગર. એના જેવી સ્થિતિ જ્ઞાનીએ રાખવી. ભિક્ષાને માટે બકટવું નહિ પણ પરમેશ્વર જેમે ફલે તે ખાઇ પ્રસન્ન રહેવું.

૧૦—સમુંદ્ર. એ વધનો નથી ને ઘટતોએ નથી, તેમ જ્ઞાનીએ લાભ હાનીથી હર્ષ શોક ન માનવો.

૧૧—પતંગ એની પેઠે જ્ઞાનીએ સ્ત્રી પુત્ર ધનના મોહમાં ન ફસવું, અને સ્ત્રી-સંગ ન કરવો.

૧૨—મધમાખી. એ મધ એકઠું કરેછે ને બીજાને માટે. અતાંવ જ્ઞાનીએ સંચય ન રાખતાં ભોજન જેટલું લેવું ને બાકીનું આપી દેવું.

૧૩—હાથી. પુરૂષ સ્ત્રીઅંગનો સ્પર્શ કરવાની લાલચથી બંધાઈ જાયછે. માટે યોગીએ સાચી સ્ત્રીનો તો શું પણુ લાકડાની પુતળીનો પણુ સ્પર્શ નહિ કરવો.

૧૪—પારધી. મધમાખી ઘણે શ્રમે મધપુડો બનાવે છે, પારધી સહેજમાં કહાડી લઈ જાય છે, માટે જ્ઞાનીએ પ્રયોજન જેટલું લાવી ખાવું.

૧૫—હરણ. એ જેમ રાગ સાંભળી ફસાય છે તેમ જ્ઞાનીએ સ્ત્રીનાં વચન.સાંભળી તેને વશ ન થવું, ને તેનુ ગાયન ન સાંભળવું.

૧૬—માછલી. એની પેઠે ખાવાની લલુતા ન રાખવી.

૧૭—પિંગળા વેસ્યા. એણે જેમ પોતાનો ધંધો મુકી હરિસ્મરણુ કર્યુ ને તે મૂકિત પામી, તેમ જ્ઞાનીએ કરવું કે મૂકિત મળે.

૧૮—સમડી. એ માંસનો કકડો લઇ જતી હતી. તેને બીજીએ જોઇને મારવા માંડી, ત્યારે તે કકડો તેણે નાખી દીધો. માયાનો ભો છે માટે જ્ઞાનીએ પોતાની પાસે કાંઇ રાખવું નહિ.

૧૯—અજ્ઞાન બાળક. કામાદિકને વશ નહિ રહેતાં એકલું વિરકત રહે છે, ને પોતાની રમતમાં પ્રસન્ન રહે છે તેમ જ્ઞાનીએ રહેવું.

૨૦—કુમારી કન્યા. એ એક દિવસ એકલી ઘરમાં છતાં પરોણા આવેલા તેમને સારૂં, તે ન જાણે તેમ એક ઓરડીમાં ચોખા ખાંડવા બેઠી. ખાંડતાં ચુડીઓ ખખડવા લાગી ત્યારે તે એક પછી એક એમ ફોડતી ગઇ, જ્યારે ૧ રહી ત્યારે તે ન ખખડી. તેમ જ્ઞાનીએ એકલાં રહી હરિ સ્મરણુ કરવું.

૨૧—તીર બનાવનારો. એ તીર બનાવવાના ધ્યાનમાં છતાં ત્યાં રાજાની સ્વારી ગઇ તે તેણે જાણ્યું નહિ; માટે જ્ઞાનીએ સર્વ ઇંદ્રીયો વશ રાખી એક નારાયણુનુંજ ધ્યાન કરવું જોઇએ.

૨૨—સાંપ. એ પોતાને રહેવા માટે ઘર નહિ બનાવતાં ઉંદરનાં દરમાં રહે છે; તેમ

જ્ઞાનીએ પોતાને રહેવા માટે ઘર ન બનાવવું, ને જ્યાં રાત પડે ત્યાં રહેવું.

૨૩—કરોળીયો એ પોતાનાં મ્હોડામાંથી તાર કાઢી પાછો ખાઇ જાય છે, તે પ્રમાણે પરમેશ્વરને જાણવો. કે એનાથી ચોરાસી લાખ યોનિ ઉત્પન્ન થઇ, અંત સમે જીવાત્મા તેમાં સમાઈ જાય છે. માટે, જ્ઞાનીએ ઘટ ઘટ વ્યાપક ભગવાનનાં ધ્યાન સ્મરણમાં લીન રહેવું જોઇએ.

૨૪—ભિંગારી એ મરોડીનાં ઘર બાંધી તૈયાર કરે ને માહે પેસવાને કાણા રહેવા દેછે, પછી ઝરા વગેરે જીવડા લાવી તેને ડંખ મારી માહે મુકી પછી કાણાં મરોડીથી પુરી લેછે ને પછી કેટલેક દિવસે ડંખના સ્મરણથી પેલા જીવડા ભિંગારી રૂપ થઇ રહે છે, તેમ જ્ઞાનીએ પણ પરમેશ્વરમાં એવું મન લગાડવું કે જેથી તેને સ્વરૂપેજ થઇ રહેવાય.

દતિઆ—આ દેશી રાજ્ય સૂર્યવંશી જુદેલા જાતના રજપૂત રાજ્ય કર્તાને તાબે છે. એની ઇશાન્યે સંપથાર સંસ્થાન, દક્ષિણે ઝાંસીનો મુલક અને પશ્ચિમે સિંધુ નદી છે. રાજ્યનું ક્ષેત્રફળ ૮૨૦ ચોરસ મૈલ હોઇ તેમાં ૧૮૦૦૦૦ ની વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ ૧૦૦૦૦૦૦ ની થાય છે. મુખ્ય નદી સિંધ વહે છે. દેશમાં ભાષા બુદેલા બોલાય છે. આ રાજ્યનું પાયતખત શેહેર કિલ્લાવાલું છે ને ત્યાં મહારાજાનાં સુંદર મેહેલો છે. આ શેહેર ઝાંસીના રેલ્વે સ્ટેશનથી ઉત્તરે ૨૦ મૈલ ઉપર છે. રાજ્યમાં યુદ્ધ સામગ્રી તરીકે ૭૦૦ સ્વાર, ૩૦૪૦ પ્યાદળ, ૯૭ તોપો અને ૧૬૦ ગોલંદાજો છે. અત્રેના રાજ્ય કર્તા તેહેરીના માહારાજાના કુટુંબી છે. હાલમાં રાજ્યકર્તા ભવાનીસિંહ માહારાજા છે. મહારાજાને બ્રિટીશ છાવણીમાં ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

દંદુરી—જંગલમાં તથા ડુંગર પર ચારે તરફ તાડનાં ઝાડ થાય છે તેનાં ફળોને તાડગોળ કહે છે. એ કુમળાં હોય ત્યારે તેને કાઢી ખાય છે, તે પછી તેને આશ્વિન કાર્તિક સુમારમાં ફણગા ફુટી એક લાંબા તરૂ થાય છે, તેની ઉપર સફેદ છાલ હોય છે તેનેજ દંતુરા કહે છે. દંતુરા બાફીને તથા ભુજીને ખવાય છે. તે એવી રીતે કે તેના ઉપરની છાલ કાઢી નાખી માંહેલો કુમળો ગર કાઢી ખાય છે. દંતુરા શેકાયા પછી જમીન ઉપર જોરથી અફાળ્યા હોય તો તેનો સ્વાદ કડવો થાય છે એવી લોકોની સમજ છે.

દધીચિ—સ્વાયંભૂ મન્વંતરમાંનો જે અથર્વણ ઋષિ તેનાં ૩ પુત્રમાંનો એક. એને 'દધ્યઙાથર્વણ' પણ કહે છે.

વૃત્રાસુર વધ માટે એણે પોતાનાં હાડકાં ચાલુ મન્વંતરમાં ઇંદ્રને આપ્યાં હતાં, કારણ બ્રહ્મવિદ્યા સંબંધમાં એ ઇંદ્રનો શિષ્ય હતો, અને અશ્વિનિકુમારનો ગુરુ હતો.

એના માટે એવી કથા છે કે ઇંદ્રે એને બ્રહ્મવિદ્યા શિખવી કહ્યું કે "તું આ વિદ્યા કોઇને શિખવતો ના, ને જો શિખવશે તો તારૂં માથું કાપી નાખવામાં આવશે." જ્યારે અશ્વનીકુમાર એનો શિષ્ય થયો ત્યારે તેણે એની પાસે બ્રહ્મવિદ્યા શિખવાની ખાહેશ બતલાવી, પણ એણે ઇંદ્રની ચેતવણી આપેલી બીના જણાવવાથી અશ્વનીકુમારે કહ્યું કે, તમારૂં હાલનું માથું કાપી ધડ ઉપર અશ્વનું માથું જડું છું, તે વડે તમો અમોને બ્રહ્મવિદ્યા શિખવો કે ઇંદ્ર તમારૂં માથું કાપતાં અમે તમારૂં અસલ માથું પાછું જોડશું. તે મુજબ દધિચીએ અશ્વનાં માથા વડે બ્રહ્મજ્ઞાન શિખવતાં ઇંદ્રે તેનું માથું છેદ્યું, કે અશ્વનીએ અસલ માથું જોડયું હતું.

તે પછી વૃત્રાસુરે ઇંદ્ર સાથે લઢી તેને હરાવતાં નારાયણના કહેવાથી તે દધીચિનાં હાડકાં માગવા આવ્યો, ઋષિએ કહ્યું કે "હું તપ કરતો બેસું એટલે એક ગાય પાસે મારૂં અંગ ચટાડજે એટલે માસ જતું રહેશે, પછી હાડકાં રહે તે લઇ જજે. ઇંદ્રે તેમ કર્યું, ને તે હાડકાં લઇ વિશ્વકર્માને આપ્યાં જેણે એક તેજસ્વી સુંદર વજ્ર બનાવી આપ્યું હતું.

દપસાંગ—આ પર્વત ,નાહના તિબેટનાં બલતીસ્તાનમાં કારાકોરમ તરફ હિમાલયની એક શાખામાંનો છે. ઉંચાઇ ૨૮૭૦૦ ફીટની છે.

દફ્‌ન—કાશમિરમાં એના વૃક્ષ ઉગે છે. નેપાલમાં એમાંથી કાગળ બનાવે છે. ચીનાઇ કાગળનાં ઝાડમાંથી જેમ કાગળ બનાવે છે તેવી રીતે એમાંથી પણ બનાવે છે. ચીનમાં ઉત્તમ પ્રકારના લખવાનાં કાગળ બને છે પણ નેપાલમાં દફ્‌નના ઝાડમાંથી જે કાગળ બનાવે છે તે જાડું ને ખરબચડું હોય છે. ૧૮૫૧ નાં પ્રદક્ષણમાં એના કાગળના નમુના જાહેરમાં મેળવાંમા આવ્યા હતા. હાલમાં એનાં ઝાડ શોભા ખાતર બગીચામાં ઉગાડવામાં આવે છે.

દફેદાર—ઘોડેસ્વારની ફોજમાંનો એક નાહની પદ્દિનો અમલદાર. દફેદારનો ઓહ્દો પોલીસ ફોજમાં પણ ચાલુ છે.

દમ—(જુઓ હાફ્‌ણ.)

દમડી—અગાઉ કર્નાટકમાં આ ત્રાંબાનો સિક્કો ચલણમાં હતો. ઉત્તર હિંદુસ્તાનમાં એ ૩૨ દમડી અથવા ૩૨ દામ અથવા ૨ થી ૩ ગંડાની એક દમડી થાય છે; યા ૮ થી ૧૨ કોડીની એક દમડી ગણાય છે. એક પાઇની બે દમડી થાય છે.

દમણ—ગુજરાત પ્રાંતમાં આવેલું પોર્તુગીજ શેહેર. મુંબઇની ઉત્તરે ૧૦૦ મૈલ ઉપર છે. એમાંજ 'નગર હવેલી' પ્રગણું સમાય છે, ને તેનું ક્ષેત્રફળ ૮૨ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૪૫૦૮૪ ની છે. દમણ જીલ્લાની ઉત્તરે ભગવા નદી, પૂર્વે બ્રિટીશ સરહદ, દક્ષિણે કાલમ નદી અને પશ્ચિમે ખંભાતનો અખાત.

૧૯૩૧ માં પોર્તુગીજોએ દમણ ઉપર હલ્લો કરી ત્યાં ત્રાસ વર્તાવ્યો હતો, પણ તે પછી ત્યાંના દેશીઓએ ફરી વસાવ્યું, પણ ૧૫૫૮ માં પોર્તુગીજોએ તે જીતી લીધું હતું અને ત્યારથી તેઓએ તેને 'હિંદ'માં પોતાનું જાયુકતું મથક બનાવ્યું છે. પોર્તુગીજોએ અત્રેની મુસજીદને દેવળમાં ફેરવી નાખી બીજાં આઠ દેવળો બંધાવ્યાં હતાં.

મુખ્ય દમણનું ક્ષેત્રફળ ૨૨ ચોરસ મૈલ હોય તેમાં ૨૫ ગામડા છે; ને વસ્તી ૨૧૬૨૨ની છે; નગર હવેલી પ્રગણું પૂર્વમાં હોઈ તેનું ક્ષેત્રફળ ૬૦ ચોરસ મૈલ છે, ને વસ્તી ૨૭૪૬૨ની છે.

દમણમાં દમણ ગંગા નદી કાંઠે બે કિલ્લા છે. એક કિલ્લો પથ્થરનો ચોખુણાકાર હોય તેમાં ગવરનરનો મેહેલ, લશકરી બરાખ, ઇસ્પીતાલ, મ્યુનિસીપલ ઑફીસ, કોર્ટ, જેલ, બે ખ્રિસ્તી દેવળો ને તેની આસપાસની ચર ઉપર પૂલ છે. બીજો નાહાનો કિલ્લો સેંટ જે રૉમના માનાર્થે અર્પણ કરેલો હોય તેમાં ખ્રિસ્તી દેવળો છે. આ બેઉ કિલ્લા ઉપર પિત્તળ તથા લોઢાની તોપો ગોઠવેલી છે, પણ તે હાલમાં તદન રદ હાલતમાં છે.

દમબુલા—સિલોનમાં કેન્ડીની ઉત્તરે ૪૦ મૈલ ઉપર મેતિલામાંનું આ એક પુરાણું બુદ્ધિસ્નોનો પવિત્ર ગુફો છે. આ મંદીર પર્વતમાંથી કોતરી કાઢેલું છે; અને તેમાંની દુન્નરમંદી આ તરફના ટાપુમાં અત્યંત શ્રેષ્ટ ગણાય છે. આ મંદીરની ઇ. સ. પૂર્વે ૨૪૬ માં અશોકના મિત્ર 'તિવાન અપીયાતીસે' મહેદ્ર રાજાની કૃપાથી સિલોનમાં બુદ્ધિસ્ત ધર્મ ફેલાવી મંદીરવાળો ગુફો બંધાવ્યો હતો. આ મંદીરના માહેલું છત તથા દેવાલ તદ્દેવાર રંગબેરંગી ચિતાર્યું છે. એમાં બૌદ્ધનાં કેટલાક પુતળા ૪૦ ફીટ ઉંચા છે, અને તે ઉપરાંત તેમાં બ્રાહ્મણ પંથના પણ પુતળા, હાથી અને વિચિત્ર મૂર્તિઓ છે. આ મંદીરને ઈ. સ. પૂર્વે ૮૯ થી વર્ષાસન સરકાર તરફથી મળતું આવ્યું છે, તે હજી ચાલુ મળ્યા કરે છે.

દમનાળ—'વૈદક જ્ઞાન' મુજબ "મ્હોડાના પાછલા ભાગ સાથે બે નળીઓ લાગેલી છે, તેમાંની આગલી જે ગળાં ઉપર હાથ મેળીઆથી જરા સખત લાગે છે અને જેને "નરૂી" કહિએ છિયે તે દમ લેવાની નળી છે. આ નળી મ્હોડામાંથી ફેફસાં સુધી જાય છે, અને તેના બે ભાગ કરવામાં આવ્યા છે.

ઉપલો ભાગ જે જીભનાં થડ આગળથી ગળાંની ધાંટીની સેહેજ નીચે સુધી આવેલો છે તેને કંઠનાળ ' અથવા 'અવાજ નળી' અથવા 'મનક' કહે છે. એ અંદરથી ત્રીકોણ આકારમાં છે અને તે ૯ કુમળાં હાડકાંની બનેલી છે. એમાંનું એક કુમળું હાડકું ઢાલ-રના આકારમાં ધાંટી આગળ નિકળી આવેલું જણાય છે, જેને 'કંઠમણી' અથવા ધાંટીનો ટકડો કહે છે. કંઠનાળની અંદરની બાંધણી એક વાજાંની પેટી જેવી છે, તેમાં પડ અને ઝીણી તાંત હોય છે તેને કંઠ દોરી કહે છે.

દમનળીની લંબાઇ સુમારે ૪ ઇંચની હોય છે. કરોડની ગરદનના પાચમાં મણકાથી પીઠના બીજા મણકા સુધી જઇ તેના બે વિભાગ થાય છે. કૂચાંની ચપટી કડીઓ સુમારે ૧૫ થી ૨૦ હોય છે, તે ઉપરા ઉપરી આવી શ્વાસનળી બને છે. પાછળ શ્વાસ નળીના ⅓ વ્યાસમાં આંકડીઓ પોંહચતી નથી, અર્થાત કડીઓ પૂર્ણગોળ હોતી નથી. પાછળની શ્વાસનળી અન્ન નળને વળગેલી છે. કડીઓ એક બીજા સાથે શ્વેત તંતુથી બંધાય છે. પાછલા ભાગમાં સ્નાયુ હોય છે અને શ્વાસ નળીની અંદર શ્લેષ્માવરણ હોય છે

**દમયંતી**—(૧) વિદર્ભ દેશના ભીમક રાજાની પુત્રી ને નળરાજાની સ્ત્રી. (૨) સંજય રાજાની કન્યા, પર્વત ઋષિનો જે મામો નારદ ઋષિ તેની સ્ત્રી.

**દમાવંદ**—ઇરાક અજમી અને માજનદરાનની વચમાં અલબુર્જની એક ઉંચી ટોંચ. અત્રેનો ઉંચો રસ્તો તેહેરાનથી દમાવંદ અને 'અસ્ક' સુધી છે. દમાવંદમાં ઉષ્ણ ઉદકના કુંડ ગર્મ શેર પાસે ગર્મ આબમાં છે. એક અસ્કથી ૧૧૦ વાર ઉપર છે જે ૩૦×૨૦ ફીટ ઘેરાવામાં ને ૩ ફીટ ઉંડો છે. આ પાણીમાં ગંધક, લોઢું, સોડા, મેગેનિજનો ભેળ જણાય છે. બીજો ઉષ્ણ ઉદક કુંડ બે મૈલ ઉપર છે જે અતિ ઉષ્ણતા ધરાવે છે. આ પાણીમાં મેગેનિજ, લોઢું, ગંધક વધારે જથ્થામાં રહે છે, અસ્ક પાસે એક ઠંડા પાણીનો ઝરો છે, જેમાં લોખંડનો પુશકળ અંશ છે. દમાવંદ તેહેરાનની નજદીક હોઇ પિરામિડ રોકો ઉંચો વધેલો છે, આ પર્વતની ઉંચાઇ ૨૧૫૨૦ ફીટની છે.

**દમાસ્કસ**—સિરીયાનું પાયતખત પશ્ચિમ એશિઆમાં મ્હોટું શેહેર ગણાય છે. એને ત્યાંના લોકો 'દમરકસશામ' અથવા 'અસ-શામ' કહે છે. આ શેહેર મેડીટરેનિયન ઉપર બયરૂતની પૂર્વે દક્ષિણ પૂર્વમાં ૭૦ મૈલ ઉપર છે. ૧૮૯૩-૯૪ થી અત્રે રેલ્વે શરૂ થઇ બધે જોડાઇ છે. આ શેહેર પશ્ચિમ ભણીનાં ૫૦૦ મૈલ ચૌરસ ઉંચા ભાગ ઉપર વસાયલું છે અને તે સમુદ્ર સપાટીથી ૨૨૬૦ ફીટ ઉપર છે. ૧૮૮૯ પછી અત્રે ટ્રેમવે ચાલુ કરવામાં આવી છે. લોક વસ્તી ૧૫૦૦૦૦ ની છે, જેમાં ૨૦,૦૦૦ ખ્રિસ્તીઓ, (૧૮૬૦ નાં જુલાઇમાં ખ્રિસ્તીઓની કતલ કરવામાં આવી હતી, તે આગમજ તેમની વસ્તી ૩૨૦૦૦ની હતી), ૬૦૦૦ યાહુદી ને બાકીના મોહમેદનો છે.

અત્રેનો કોટ પેહેલા સલીમના વખતમાં બંધાયલો જણાવવામાં આવે છે, અને તે આરબોએ ૬૨૦ માં બાંધેલા ભાગ ઉપરજ ઉભાર્યો હતો. ઉમઇયા ખાનદાનનાં ખલીફોનું દમાસ્કસ રહેવાનું મથક હતું. ઈ. સ. ૧૪૦૦ માં તૈમુરે દમાસ્કસની ભારે ખરાબી કરી હતી. અત્રેના કોટને ૧૬ દરવાજા છે. તેમજ અત્રે સેંટ જૉન ધી બેપટિસ્ટનું મુખ્ય યાત્રા સ્થાન છે, જે ગંજાવર બાંધકામનો નમુનો છે. હિજરી સન ૮૬ માં ખલીફ વલીદે એને ફરી સમાર્યું હતું. જેના દરવાજા કાંસાની ધાતુનાં હોઇ તે ઉપર લેખો છે. મ્હોટા બજારમાં કારવાનના ઉતારાની જગ્યા છે તેમાં ૧૨૦૦ થી ૧૫૦૦ ઉંટ હોય છે. અત્રે ૪૦૦૦૦ જાત્રાળુઓ આવ્યા કરે છે.

**દયરઅલકમર**—સિરિયામાંનું આ શેહેર બય-રૂતની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં છે. આગળ એ દુરીસનું પાયતખત હતું. વસ્તી ૮૦૦૦ ની છે.

**દયરેબિકાર**—આ સુંદર શેહેર એશિયાટિક તુર્કસ્તાનમાં તાઇગ્રીસના જમણા કાંઠા ઉપર બગદાદની ઉત્તર પશ્ચિમે ૩૯૦ મૈલ ઉપર છે. આ શેહેર આસપાસ કોટ હોઇ બચાવનું બાંધકામ ખડક ઉપર બાંધેલું છે. વસ્તી ૪૦૦૦૦ ની છે.

**દયાનંદ સરસ્વતી**—વેદ ધર્મનો ફરી ઉદ્ધાર કરનાર આ બ્રાહ્મણ વિદ્વાનનો જન્મ સંવત ૧૮૮૧ માં મોરબી સંસ્થાનના એક ગામમાં થયો હતો, એ બચપણથી ચંચળ હોવાથી આઠ વર્ષની ઉમરમાં ધર્મશાસ્ત્રો ભણ્યો હતો. ૧૪ વર્ષની વયે એણે વધુ અભ્યાસ કરી નવા નવા ધર્મગ્રંથો વાંચી પોતાના અભ્યાસમાં ઘણો વધારો કર્યો પણ તે પછી ૪ વર્ષમાં એની એક પ્રિય બેહેન તથા કાકાના મોતથી એની પર ઉંડી અસર થઇ સંસાર ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, પણ તેટલાં ૨૦ મે વર્ષે એને પરણાવવાનો એના માતપિતાએ વિચાર કરવાથી એ સંવત ૧૯૦૩ માં ઘેરથી નહાશી સાયલામાં લાલા ભક્તના આશ્રયમાં જઇ ત્યાં સાધુ બન્યો. પણ ગામે ગામ ફરતાં સિદ્ધપુર જઇ પોંહચ્યો. ત્યાં એના માતપિતાએ આવી એને ફરી ઘરે આવવાનો આગ્રહ કર્યો, આથી ત્યાંથી નહાશી વડોદરે જઇ બ્રહ્માનંદના મઠમાં રહી વિદ્યા અભ્યાસ કીધો; ને તે પછી અનેક ધાર્મિક સાધુઓના સહવાસમાં આવી પૂર્ણાનંદ સરસ્વતી પાસથી સન્યાસની દીક્ષા લીધી ને દયાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું. સંવત ૧૯૧૧માં ચંદીના જંગલમાં એકાંતવાસમાં રહી યોગક્રિયાઓનો મહાવરો કરી દેશે દેશ ફરતો શ્રીનગર ગયો ને ત્યાંથી કાશી જઈ વેદ, ભાષ્ય, ન્યાય, ષડ દર્શન અને શંકરાચાર્યનાં ગ્રંથોનું અધ્યન કરી વેદ ધર્મ સ્થાપિત કરવાનો નિશ્ચય કર્યો. સ્વામીએ કાશીમાં રાજા જય કૃષ્ણના પ્રમુખપણા તળે ૯૦૦ પંડિતોની સભા સનમૂખ વિદ્વત્તાથી પૂરવાર કરી આપ્યું કે વેદમાં મૂર્તી પૂજા જણાતી નથી, આથી કેટલાક દુશ્મનોએ દયાનંદને વિષ પ્રયોગથી મારી નાખવાની કોશીશ કરી, પણ તેમાંથી બચ્યા ત્યારે કાનપુરમાં ચોરીનું તોહમત મેળવ્યું પણ તેમાં નિર્દોશ ઠરી છુટી ગયા હતા. તે પછી હિંદુસ્તાનના જૂદા જૂદા મુખ્ય શેહેરોમાં ફરી પોતાનો મત સ્થાપન કરતાં જઇ ઉદેપૂર તથા જોધપૂરના રાજાને પોતાના ચેલા બનાવ્યા હતા. પણ એક રાજાને વેશ્યા સંગથી વારતાં તે વેશ્યાએ દગો કરી ભોજનમાં ઝેર ભેળી ખવાડયુ. આ વાત પોતે જાણવા છતાં ભોજન ખાઇ સેહેજ માંદગી ભોગવી ઇ૦ સ૦ ૧૮૮૩ ત્માં ૩૦ મી અકટોબરે અજમેરમાં મરણ પામ્યા હતા.

**દયારામ**—આ મહાન ગુજરાતી કવિનો જન્મ ઇ૦ સ૦ ૧૭૭૭ મા ચાણોદમાં થયો હતો, એ જાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ હતો. આ કવિનું નામ ગુજરાતી ભાષા જાણનારામાં અતિ લોક પ્રિય છે. એ ગુજરાતના પેહેલા વર્ગના કવિઓમાંનો એક છે. ૧૫–૧૬ વર્ષની વયે એના માતપિતા મરણ પામતાં એ પોતાના માશીના આશ્રયમાં જઇ રહ્યો પણ એનું વિદ્યા અભ્યાસ ઉપર લક્ષ નહિ હોઇ ભટકવાની આદત હોવાથી એની માશીએ ઠપકો આપવાથી એ કાશી તરફ નહાશી ગયો, ત્યાં એને લાવણી જોડી પોતાની કવિત્વ શક્તિનો પ્રથમ ખ્યાલ આપ્યો હતો. ત્યાંથી ચાણોદ પાછો ફરતાં માશી મરણ પામેલી જાણી ત્યાંજ થોડો વખત રહી ૩૫ વર્ષની ઉમર સુધી જૂદે જૂદે યાત્રા સ્થાને ત્રણ વેળા પગ રસ્તે મુસાફરી કરી વખત ગાળ્યો હતો. તે પછી એણે કવિતાઓ જોડવા માંડી તમામ ગુજરાતમાં પ્રસિદ્ધતા મેળવી ઇ. સ. ૧૮૫૨ ના ફેબ્રુવારી માસમા ૯ મી તારીખે ૭૫ વર્ષની વયે મરણ પામ્યો હતો.

દયારામને લોકો તરફથી નાહની ભેટો મળતી તે ઉપર તે નિર્વાહ કરતો હતો, પણ કોઇની ખુશામત યા દરકાર જરાએ કરતો નહિ. એની શૃંગાર રસ કવિતામાં શૃંગાર રસ છડેછોક ખુલ્લો દર્શાવ્યો છે. દયારામની કવિતા તથા ગરબીઓ ગુજરાતમાં આઓ

ઘરેઘર ગાય છે. શૃંગાર રસીક કવિતા શિવાય એણે નીતિ તથા વઇરાગ્યનાં સંખ્યાબંદ પદો રચેલાં છે. દયારામ ખરો વૈષ્ણુ હોવાથી કૃષ્ણની લીલાનું વર્ણન તદન ખુલ્લું કર્યું છે.

**દરબન્દ**—આ બંદર શેહેર રશિઅન દાગિસ્તાન જીલ્લાનું પાયતખત કહેવાય છે. આ શેહેર કાસ્પિયનનાં પશ્ચિમ કિનારા ઉપર, બાકુની ઉત્તર પશ્ચિમે ૧૪૦ મૈલ ઉપર છે. અત્રે આગલા ખાનોનાં મેહેલો રોનકદાર છે, કે જ્યાં હાલમાં રશિયન ગવરનર વસે છે. લોક વસ્તી ૧૪૭૫૦ ની છે.

**દરબી**—દરબીશાયરનું મુખ્ય શેહેર લીવરપુલની દક્ષિણ પૂર્વે ૯૨ મૈલ ઉપર અને લંડનની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૧૨૯ મૈલ ઉપર છે. એડવર્ડ ધી કનફેશરના અમલમાં આ એક પાદશાહી પરં ગણાતું હતું. ૧૬૩૮માં પ્રથમ આ શેહેર લૉર્ડ મેયરના તાબામાં મેલાયું. ૧૨૯૫ પછી અત્રેથી પાર્લામેંટમાં બે પ્રતિનિધી મોકલવાનો હક મળ્યો હતો. આલ સેન્ટસનો મિનારો (૧૫૦૨-૨૭) જોવાજોગ બાંધકામ છે. તેની ઉંચાઇ ૧૭૫ ફીટની છે. અત્રેનો ટાઉન હૉલ ૧૮૬૬ માં બાંધવામાં આવ્યો હતો. તેમજ મ્યુઝીયમ, ફ્રિ લાયબ્રેરી અને આર્ટગેલેરી જોવાજોગ છે. મિડલેંડ રેલ્વે કંપનીનું ડરબી મુખ્ય મથક છે; જ્યાંના કારખાનામાં ૫૦૦૦ કામદારો કામ કરે છે. અતરે રેસમ, રૂ, લેસ, લોહુ, શિસું, પોર્સલીન, માર્બલ, રંગ અને રસાયન પદાર્થ બનાવવાનું ગંજાવર કારખાનું હતું, અને હાલમાં દરબી ક્રાઉન પોરસેલિન કંપનીએ પોતાના આ ઉદ્યોગમાં મ્હોટો વધારો કર્યો છે. નવલકથા રચનાર રિચર્ડસન, હર્બટ સ્પેનસર વગેરે અત્રેના વતની હતા. ૧૮૮૧ માં વસ્તી ૩૨૭૪૧ ની ને ૧૮૯૧ માં ૯૪૧૪૬ ની હતી.

**દરબીશાયર**—આ ઇંગલંડનો એક ભૂમધ્ય દેશ યૉર્કશાયર, લેકેસ્ટરશાયર, નૉટિંગ હેમ અને સ્ટેફોર્ડશાયરની વચ્ચે છે. એ ૫૫ મૈલ લાંબુ ને વધુમાં વધુ ૩૪ મૈલ પોહળું છે, અને ક્ષેત્રફળ ૧૦૨૯ ચોરસ મૈલ અથવા ૬૫૮૬૨૪ એકર છે. ૧૮૦૮ માં વસ્તી ૧૬૧૫૬૭ ની, ૧૮૪૧ માં ૨૭૨૨૦૨ ની ને હાલમાં ૫૨૦૯૧૪ ની છે. ૧૮૮૫ પછી દરબીશાયર તરફથી ૯ પ્રતિનિધીઓ પાર્લામેંટમાં બીરાજે છે. બે દરબી શેહેર માટે અને ૭ તેમાંના જુદા જુદા ભાગો તરફથી. એના પૂર્વ ભાગમાં કોલસાનો બોહોલો વેપાર ચાલે છે; તેમજ શિસું, ત્રાંબુ, જીપસમ, કુંભારકામ, માર્બલ, અલાબાસ્ટર વગેરેનો ઉદ્યોગ હુન્નર બોહોળો ચાલુ છે. આ દેશ તેના વેપાર ઉદ્યોગ ઉપરાંત દેશના ક્ષેત્રફળનો સેંકડે ૭૮ ટકા ભાગ ખેતીવાડીથી આબાદ છે.

**દરભંગા**—બિહાર પ્રાંતમાં અને પટનાના ભાગમાંનો જીલ્લો. એની ઉત્તરે નેપાલ, પૂર્વ ઉત્તર ભાગલપૂર, દક્ષિણે મોંગીર, ગંગા અને પશ્ચિમે મુજફ્ફરપૂર જીલ્લો. દરભંગા જીલ્લો ૯૬ મૈલ લાંબો હોઇ તેનું ક્ષેત્રફળ ૩૬૬૫ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૧૮૭૧ માં ૨૧૩૫૨૯૮ ની ને ૧૮૮૧ માં ૨૬૩૩૪૪૭ ની હતી, જીલ્લામાં ૬૩૫૯ ગામડાં તથા શેહેરો છે. વસ્તીમાં ૧૨૯૫૭૮૮ પુરૂષો અને ૧૩૩૭૬૫૯ સ્ત્રીઓ છે. દરભંગામાંનાં ૬ શેહેરોમાંના દરેકમાં ૫૦૦૦ ઉપર વસ્તી છે. ખુદ દરભંગા શેહેરમાં ૬૫૯૫૫ ની, મધૂબનીમાં ૧૧૬૧૧, રૂસેરામાં ૧૧૫૭૮ની, બીશનપૂરબેરામાં ૫૯૬૩ ની, સુલતાનપૂરમાં ૫૮૬૦ ની અને મધુપૂરમાં ૫૦૮૪ ની છે.

મુખ્ય ખેતી ચોખા, રાઇ, ગુળી, તંબાકું, કઠોળ અને કંદની કરવામાં આવે છે. વાર્ષિક મેહેસૂલ ૧૬૭૨૭૮ પૌંડની ઉપજે છે. અત્રેની આબોહવા સુખદાયક છે. વરસાદ ૫૦ ઇંચ વર્સે છે.

**દરભંગા**—ઉપલા જીલ્લાનું મુખ્ય શેહેર. બાગમતિ નદીના ડાબા કાંઠા ઉપર પટનાની ઉત્તર પૂર્વે રેલ માર્ગે ૭૮ મૈલ ઉપર છે, લોક વસ્તી ૬૫૯૫૫ ની હોઇ તેમાં ૩૩૬૩૩ પુરૂષો અને ૩૨૩૨૨ સ્ત્રીઓ છે. તેમાં ૪૮૨૭૬ હિંદુ અને ૧૭૫૬૬ મોહમે-

દન છે. શેહેર ૩૮૪૦ એકર ઉપર વસાયલું છે. અત્રેની મ્યૂનીસિપાલેટીની દર સાલ ઉપજ ૩૭૬૦ પૌંડની ઉપજે છે.

આગળ આ શેહેરમા મુસલમાનોનું મથક હતું અને તેનું નામ 'દરભંગીખાન' ઉપરથી પડયું હતું,—ત્યારે કેટલાક તવારીખનવેશો દરભંગા નામ 'દયરે બંગાલ' (બંગાલનો દરવાજો) ઉપરથી અપભ્રંશ બની ચાલુ પ્રચારમાં આવેલો જણાવે છે.

અત્રેથી તીરહૂટ સ્ટેટ રેલ્વે પસાર થાયછે. અત્રેનો નિકાશ વેપાર ઘી, તેલીબિયાં અને ઇમારતી લાકડાનો ચાલે છે ને આયાત વેપાર ધાન્ય, મીઠું, ગુણી, સુનો તથા લોઢાનો ચાલુ છે.

૧૭૬૨ થી આ શેહેર દરભંગાના મહારાજાનું રેહવાનું પાયતખ્ત બન્યું છે. આગલા તિરહૂટના રાજાના વખતમાં ધર્મ ઉપાધ્યાના વંશમાંના અત્રેના રાજા મહેશ ઠાકોરના વંશજ છે. જ્યારે તિરહૂટ ઉપર મોહમેદનોની સત્તા સ્થાપન થઇ ત્યારે દરભંગાના મહેશ ઠાકોરે દિલ્લીપત્તિ અકબરની દરબારમાં જઇ દરભંગાના રાજા તરીકેનું પદ મેળવ્યું હતું, પણ રાજાનો ખેતાબ રઘુસિંગના સમય સુધી (ઇ.સ. ૧૭૦૦) ચાલુ વપરાસમાં આવ્યો નહોતો. આગળ અત્રેના રાજા મધુબની પાસે નેભાવારામાં રહેતા હતા કે, જ્યાંનો મરોડીનો કિલ્લો હજી ખંડીયર હાલતમાં નજરે પડે છે. ૧૭૭૬માં અંધૂસીંગે રાજા તરીકેનો ખેતાબ ધારણ કરી બ્રીટીશ સરકાર સાથે સંબંધમાં આવ્યો. આ રાજાના અમલમાં દરભંગાના અનેક બાગબા થયા હતા. આ રાજા ૧૮૦૮માં મરણ પામતાં તેનો પુત્ર ચતુરસિંગ ૧૮૩૯ સુધી રાજ્યપદ ભોગવી ગયો. આ રાજાએ મહારાજાનું પદ મેલવ્યું હતું, તેના પછી રૂદ્રારસિંગ ગાદીનશીન થયા જે ૧૮૫૦માં મરણ પામ્યા. તેનો પુત્ર મહેશ્વર ૧૮૬૦ માં મરણ પામ્યા. જેના પુત્ર 'લક્ષ્મીશ્વર' ગાદીનશીન થયા જે હાલના મહારાજા છે,

દરવિશ—હિંદુસ્તાનમાં મુસલમાનોનો એક ફકીરી વર્ગ, એઓમાં ૧૨ તડાં છે:—રાશી, સાદી, શેહેરવર્દિ, શીબાની, મોલવી, કાદીરી, નક્ષબન્દી, વયશી, જલવાતી, કલવાતી, બદવાતી, અને દાસુકી. આ ૧૨ તડાંમાં અનેક શાખાઓ છે. યૂરપીયન તુર્કસ્તાનમાં દરવિશ ટોળાની ૬૦ શાખા છે. ત્યાંના કેટલાક દરવિશ ટોળાઓ મોહમદી ધર્મ જેમ પાળતા નથી તેમ તેઓ પેગંબરને પણ માનતા નથી, છતાં પોતામાં એક સુફી રૂઢીએ ચાલી 'અલી'ને પૂજ્ય માને છે. બગદાદમાં તાઇગ્રીસને કાંઠે તેઓનો એક તકીયો યાને મથક પશ્ચિમ ભાગમાં છે. તુર્કસ્તાનમાં રાશી દરવિશોની મ્હોટી વસ્તી છે.

દરાજ—આ એક ચેપી રોગ છે. દરાજ ચોકસ પ્રકારની વનસ્પતિની કીડને લીધે થાય છે. આ રોગ પ્રથમ થોડા ભાગમાં ફેલાઇ વધારે ફેલાવા માંડે છે.

એ કોઇ વાર ગોળ ચકરાવામાં તો કોઇ વેળા પટા રૈકો ફેલાય છે. તે પોતાની કોરથી ફેલાનો જઇ વચમાંની ચામડી સારી થતી જાય છે. એ શરૂઆતમાં રંગે લાલ ને પછી કાળો પડે છે, કેટલાકને એ તમામ શરીર ઉપર થાય છે. એમાંથી રકત પણ વહે છે. એ જ્યાં થઈ હોય ત્યાં ખજ બહુ લાગે છે જે ઘવડયા પછી અગન ઉઠે છે. માથાનાં બાલમાં દરાજ થતાં તેને 'ઉંદરી' કહે છે. તેને લીધે સફેદ ખોરો નિકળે છે, અને માથામાં સફેદ ગોળ ડાઘા પડે છે ને ત્યાંના બાલ ટુંકા થાય છે યા ખરી પડે છે.

જ્યાં દરાજ થઇ હોય તે જગાને ધોઇ સાફ રાખવી, માથા ઉપર હોયતો બાલ કાઢી નાખવાં અને પછી કીડ મરી જાય તેવા ઉપાય કરવા. સલ્ફ્યુરિક ઍસિડનું લોશન, ક્રિયાસોટ અથવા કારબોલિક ઍસિડનું લોશન અથવા તો રસકપુરનું લોશન ચોપડવું.

કેટલાકો એની ઉપર 'ગજકરણના છોડનાં પાંદડા (ગુલબગલીનો) રસ કાઢીને ચોપડે છે. કેટલીક વેળા ચાલુ ખારાં લીંબુ ઘસીયાથી

પણ આરામ થાય છે. તે ઉપરાંત દરાજ માટે તરહેવાર ભૂકી તથા મલમો બનાવવામાં આવે છે.

દરિયાએનૂર—યાને રોશનીનો સમુદ્ર. આ જગ પ્રસિધ્ધ હીરો હાલનાં ઇરાનના શાહને હસ્તક છે. આ હીરો દોહડ ઇંચ લાંબો અને ૧ ઇંચ પહોળો તથા એક ઇંચના ત્રણ અષ્ટમાંસ ઇંચ જેટલો જાડો છે. તેની એક બાજુએ ફતેહઅલી શાહનું નામ કોતરવામાં આવેલું હોવાથી તેની કિમતમાં બહુ ઘટાડો થએલો છે.

આ હીરાનું આબ અથવા ઝલકાટ ઘણો નથી; તોપણ તેની તવારીખ ઘણી જાણવા જોગ છે. ઇરાનની તવારીખ મુજબ 'રોશનીનો સમુદ્ર= દરયાએનૂર અને રોશનીનો પહાડ= કોહેનૂર', એવે નામના બે હીરા ઇ. સ. પૂર્વે ૩૦૦૦ માં પ્રસિધ્ધતા પામેલા તુરાની પાદશાહ અફ્રાશિઆબની તલવારમાં જણાયા હતા. આ હીરાઓને જેહાં પહેલવાન રૂસ્તમે તલવાર સાથે અફ્રાશિયાબના હાથથી છીનવી લીધા હતા, જે પછી તે ઇરાનના પાદશાહી તાજમાં જડવામાં આવ્યા હતા. પણ તૈમૂરે ઇરાનના શાહના તાજમાંથી છિનવી લીધા હતા, પણ તે પાછળથી દિલ્લી પતિ મહમુદશાહને હાથ ગયા હતા. પણ નાદીરશાહે પોતાની હિંદની સ્વારી વેળા દરિયાએનૂરને પાછો મેળવ્યો જે હજી ઇરાનના શાહની પાસે રહેલો છે; પણ નાદીરશાહની કતલ પછી કોહીનૂર હીરો અહમદશાહ અબદાલીને મળ્યો જેની પાસથી શાહ શૂજાને હાથ ગયો ને છેલ્લે રણજીતસીંગને હાથ ગયો હતો. (જુઓ કોહીનૂર.)

દરૂન—અથવા દરૂઓન. એક જાતની પવિત્ર રોટી, જે ધર્મની ક્રિયામાં વાપરવામાં આવે છે, તે ખ્રિસ્તીઓની consecrated bread ને મળતી આવે છે. ઇજશને, વંદીદાદ અને બાજની ક્રિયામાં એની હાજરી અવશ્યની છે, આકાશી ગોળાઓની માફક એનો આકર ગોળ હોય છે, એ દરૂનજીંદે રવાનની એટલે જીવતાંઓનાં રવાનને લગતી તેમજ આનોશેરવાન એટલે ગુજર પામેલાંઓનાં રવાનને લગતીક્રિયામાં વાપડવામાં આવે છે. જુદા જુદા યજદોની નઇઅતે તેમજ અશો ફરોહરોની યાદમાં પણ એ ઇજાવામાં આવે છે. એ ઘઉંના આટામાં થોડાક ઘી સાથે બનાવવામાં આવે છે. દરૂન ઉપર કેટલીક વાર નામ પાડવામાં આવે છે, એટલે કે તેનાં એક પડ ઉપર હુમત, હુખ્ત અને હવર્શત એ ત્રણ શબ્દો ત્રણ ત્રણ મરતબે બોલી ૯ કાપા પાડવામાં આવે છે. એવા નામ*પાડેલા દરૂનને દરૂનનાં ખાસ નામથી ઓલખવામાં આવે છે, અને એવાં નામ વગરના દરૂનને 'ફ્રસસ્ત' કહે છે.

ઇજશને, વંદીદાદની ક્રિયામાં એક દરૂન વાપડવામાં આવે છે; બાજની ક્રિયામાં જુદા જુદા યજદોને નામે ભણાતી બાજમાં ચાર દરૂન વપડાય છે, પણ સરોશની બાજમાં ૭ વપડાય છે, અરદાફ્રૂઅશની બાજમાં આંઠ વપડાય છે, જેમાં ૪ માંડીને ઇજવામાં આવે છે, અને ૪ અમથા રાખવામાં આવે છે, એ દરેક સંખ્યામાંથી અરધા નામનાં અને અરધા વગર નામના દરૂનો હોય છે.

* અવસ્તાનાં વિ૦ ના૦ ફરહંગ પૃષ્ઠ ૧૧૩ થી.

દરેજ—આ ઇરાનવેજમાંની નદી અતિ પવિત્ર અને નદીઓની સરદાર ગણાય છે, તેનું કારણ એ છે કે એને કંઠે પોઉરશસપનું મકાન હોય ત્યાં સ્પેન્તમાન જરતોસ્તનો જન્મ થયો હતો, તેમજ આ નદી કંઠે જરતોસ્ત બંદગીમાં મશગુલ હતો તે વેળા અહૂરમજદ તરફથી બસારત થઇ દીન વિષેનાં ફરમાન મળ્યાં હતા. પ્રોફેસર દાર્મેસ્ટેટ આ નદીને હાલની 'દરદ' અથવા 'દર્ય' નદી તરીકે જણાવે છે, કે જે 'સેબિલાનાં' પર્વતમાંથી વહેતી 'અર્સ' (અવસ્તાની વધુદાઇતી નદી)માં પડે છે.

દલદા—બુદ્ધના કુતરાનો ડાબો દાંત, આ દાંતને સિંહલદ્વિપમાં દાટેલો છે. અને તેની ઉપર કબર ચણાવી છે આ કબરને બોદ્ધ પ્રજા ભારે માન આપે છે.

**દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.**— આ વિદ્વાન કવિનો જન્મ સંવંત ૧૮૭૬ માં વઢવાણમાં થયો હતો. બચપણમાં પોતાના ગામની નિશાળમાં ટુંક વિદ્યા અભ્યાસ સંપાદન કરી તે વેળાજ સામવેદનો પણ પૂર્ણ અભ્યાસ કર્યો હતો. બચપણથી દલપતરામને કાવ્ય બનાવવાનો ભારે શોખ હોવાથી ચૌદ વર્ષની ઉમરે " કમળલોચીની " અને "હિરાંદુતિ " નામે બે નાહની વાર્તાઓ દોહરા ચોપાઇમાં રચી હતી; પણ સંવંત ૧૮૯૦ માં મૂળી ગામમાં સ્વામિ નારાયણનાં ઉત્સવમાં ભાગ લેતાં ત્યા સાધુ સંતોના સમાગમમાં આવતાં ઉપલી પ્યારની કાહાણી કીસ્સાવાલી વાર્તા કાઢી નાખી નીતિપર કાવ્યો રચવાપર લક્ષ આપવા માંડ્યું હતું. સંવંત ૧૯૦૧ સુધીમાં રજવાડામાં દલપતરામ કવિ તરીકે સારી પ્રસિદ્ધતા પામ્યા હતા, આથી અમદાવાદ જઇ "સારસ્વત વ્યાકરણ અને "કુવલયાનંદ" નો અભ્યાસ કરી કવિ તરીકે સારી પ્રસિદ્ધતા મેળવી તેટલાં અમદાવાદનાં તે વેળાના ઍસિસ્ટંટ જડજ મી૦ એ. કે. ફારબસ સાથે ઘાડી ઓળખાન થતાં આ વિદ્વાન ઈંગ્રેજ જ્યારે મહિકાઠાના પોલિટીકલ એજંટ તરીકે નેમાયા તે વેળા દલપતરામને પોતાના 'હેડ કલાર્ક' નેમ્યા હતા. તેટલાં ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી નબળા પાયાપર આવતી જણાતાં તેના એક સેક્રેટરી તરીકે દલપતરામને નેમતાં આ સોસાયટી મારફતે અનેક ગ્રંથો પ્રગટ કરાવી બુદ્ધિ પ્રકાશ નામે જાણીતા માસીકની સ્થાપના કરી. તે પછી મી૦ એ. કે. ફાર્બસે રાસમાળાનું ઈંગ્રેજી પુસ્તક કવિશ્વર દલપતરામનીજ મદદથી તૈયાર કર્યું હતું. તેમજ " કાવ્ય દોહન " નામે પ્રાચિન કવિઓની કવિતાનાં સંગ્રહનાં બે પુસ્તક કવિશ્વર દલપતરામને ૩૧૫૦૦ ઇનામનાં આપી રચાવી પ્રગટ કરાવ્યાં હતા. ઇ. સ. ૧૮૫૯માં કવિશ્વર મુંબઇ તરફ જતાં ત્યાં જાહેરમાં માન પત્ર અને ૨ ૫૦૦ની ભેટ વિદ્વાન મંડળ તરફથી થઇ હતી. ગુજરાતી વાંચનમાળામાં ઘણીખરી આજ કવિશ્વરે રચેલી કવિતાઓનો સમાસ કરવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૭૯માં કવિશ્વર આંખે અપંગ થતાં પેનશન લઇ નોકરીથી દૂર થયા છતાં કવિતા બનાવવાનું કામ તો ચાલુજ રાખ્યું હતું. ઇ. સ. ૧૮૮૫ મા સી. આઈ. ઈ. નો માનવત ખેતાબ માહારાણી વિક્ટોરીયા તરફથી એનાયત કરવામાં આવ્યો હતો. આ વિદ્વાન કવિની ઘણીખરી કવિતાઓ "દલપત કાવ્ય" માં સગ્રંહ કરેલો જોવામાં આવે છે. કવિ દલપતરામને કાવ્ય શકિતની કદરશનાશીમાં જૂદા જૂદા રજવાડાઓ તરફથી સારા ઇનામો આપવામાં આવ્યાં હતાં. તેમજ ભાવનગર. ઇડર, જુનાગઢ, વઢવાણ અને ઇલોલનાં રાજ્ય કર્તા તરફથી દલપતરામને ચાલુ વર્ષાન કવિત્વ શકિતની કદરશનાશીમાં જીંદગી પર્યંત મલતાં હતા. એમનાં રચેલાં સંખ્યા બદ્ધ ગ્રંથોમાં વેનચરિત્ર, કાવ્યદોહન, પુનર્વિવાહ પ્રબધ, બાળવિવાહ નિબધ, વિજ્યક્ષમા અને હંસકાવ્ય શતક મુખ્ય છે. ઇ. સ. ૧૮૮૬માં એક ૩૧૨૦૦૦ નું, જાહેરમાં ફંડ ઉભું કરી દલપતરામની કવિત્વ શકિતની કદરશનાશી પ્રત્યે બક્ષેસ આપવામાં આવ્યા હતા. આ કવિનું મરણ ઇ. સ. ૧૮૯૮ માં નિપજ્યું હતું.

**દલાકા**—લાલ સમુદ્ર માંહેલો આ ગંજાવર ટાપુ એબિસિનીયાના કિનારાપર છે. અત્રે મોતી કાઢવાનો ઉદ્યોગ ચાલે છે.

**દલાવાર**—ઓહિઓમાં દલાવાર કૌન્ટીનું મુખ્ય શેહેર; કોલબસની ઉત્તરે રેલ માર્ગે ૨૪ મૈલ ઉપર છે. અત્રે આટો તથા ઉનની મીલો છે. અત્રે ગંધકના ઝરા વહે છે. લોક વસ્તી ૮૨૨૪ ની છે.

**દવનો શેવતી**—આ ફુલઝાડની હાલ યૂરપમાં ૨૦૦ થી વધારે જાત જણાયલી છે. એની કેટલીક જાત કઠણ તો કેટલીક નાજુક હોય છે. એને ઉગાડવા માટે ભરપૂર ખાતર

વાલી શ્રેષ્ટ જાતની જમીન જોઇએ, તેમજ તેને પાણી પણ પુશકળ સિંપવું જોઇએ.

ચંડીની આખેરીમાં એની ઉપર ફુલો આવી ગયા પછી ફુલો આવેલાં ઝાડને ચકમાંથી કાપી નાખે છે, અને પછી તેને જ્યાં દાટેલું હોય ત્યાંથી મૂળીયાં સુધાં ઉખેડી બધી મરોડી કાઢી પછી તેને છાયડાવાલી જમીનમાં રોપી ભરપૂર પાણી પાવું પડે છે. જુન માસની શરૂઆતમાં આ તખતામાંથી ઝાડો કાઢી કુંડામાં ખાતર સાથે મરોડી મિશ્ર કરી રોપવાં પડે છે અને પાણી ભરપૂર સીંપવું પડે છે. એની ઉપર ફુલની કળી આવવા માંડતાં એને સહવાર સાંજ પુશકળ પાણી સિંપવું ને દર ચોથે દિવસે છાણનું પ્રવાહિ ખાતર આપવાથી તેની પર મ્હોટાં ફુલો આવે છે. એના નવાં ઝાડ એની બાજુમાં ફુટતા ફણગા જૂદા પાડી રોપ્યાથી અને તેમનાં બી રોપ્યાથી તે જોરથી ઉગે છે.

**દવાખાનુ**—અથવા ઔષધાલય. દવાખાનાં ધર્મના અને નાણાં લઇ દવા આપવાના એવા બે પ્રકારનાં ચલાવવામાં આવે છે. ધર્માદા દવાખાના કેટલેક ઠેકાણે પ્રજા ઉધરાણાથી તો કેટલાક ખાસ સરકારી ખર્ચે ચલાવવામાં આવે છે. ગ્રેટબ્રિટનમાં અગાઉ દરેક ગામડામાં એક દવાખાનું રહેતું અને ત્યાંના લોકો દર અઠવાડિએ થોડી પેન્સ લવાજમ તરીકે તે દવાખાનાના ફંડમાં ભરતા અને લવાજમ ભરનારને ત્યાં જ્યારે કોઇ બેમાર થાય ત્યારે તેને આ દવાખાનામાંથી મુફત દવા મળતી. તબીબ સહવારમાં આવી બધાઓને દવા આપી બપોરે ગામમાં ફરવા નિકળતો અને જે જે તદન અશકત દર્દીઓ હોય તેમને જાતે જોઇ તપાસી દવા આપતો. આ દવાખાના તથા બીજી દવા દારૂનો ખર્ચ કોઇ આગેવાન શ્રીમંત ભોગવી લેતો. ૧૮૫૧ માં આયરલંડમાં ખાસ 'ડિસપેનસરી ઍકટ' પસાર થયા પછી દરેક ગામ તથા શેહેરમાં સરકાર તરફથી ખાસ ધર્માદા દવાખાના સ્થાપન થયાં હતાં.

બ્રિટનમાં પ્રથમ લંડન ખાતે રૉયલ જનરલ ડિસપેનસરી તથા બાર્થોલોમ્યુ કલેજ વગેરે દવાખાના ઇ૦ સ૦ ૧૭૭૦ માં સ્થાપન થયાં હતાં, તે પછી દુનિયામાંના દરેક ભાગમાં આવા દવાખાના સ્થાપન થયાં હતાં.

**દવાપર યૂગ**—ચાર યુગમાંનુ ત્રીજું, અને તેનો મૂર્તિમાન દેવતા. દેવમાન પ્રમાણે એનો કાલ ૨૪૦૦ વર્ષનો હોઈ મનુષ્ય માને ૮,૬૪,૦૦૦ વર્ષનો ગણાય છે.

**દવારકા**—દવારકા ૪ છે. એક ગોમતી દવારકા તે સ્માર્તની અને દવારકા ટાપુ વૈષ્ણવોનો છે. તે શિવાય કોડીનાર એ મૂળની દવારકા છે એમ જણાવવામાં આવે છે. તેમજ દ્વારિકામાં પણ દ્વારિકાજીની મૂર્તિ છે, એ મળી ચાર દવારકા થઇ.

ગોમતી દવારિકામાં શંકરાચાર્યનું શારદા મઠ છે. ત્યાનું મંદીર વિશ્વકર્માએ બાંધેલું છે એમ કહે છે. અત્રે જે ગાયકવાડની ગાદી છે તેને 'ઉગ્રસેન'ની ગાદી કહે છે. મુસલમાનો સાથની મારામારી વેળા 'બોડાણા' રજપૂત અત્રેના મંદિરમાંની મૂર્તિ ઉઠાવી ડાકોર લઇ ગયો જે પાછી આવીજ નથી, પણ તે પછી શાંતતા પથરાતા શંકરાચાર્યે દ્વારકાના મંદિરમાં નવી મૂર્તિ ફરી સ્થાપન કરી હતી, ત્યાંજ શંકરાચાર્યની ગાદી છે. આ જોઈ વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજીએ જણાવ્યું કે "મને સ્વપનું આવ્યું તેમાં ફલાણા કુવામાં શ્રીકૃષ્ણની મૂર્તિ છે તેને સ્થાપન કરવી એવી આગાહી થઈ છે." આથી શોધ કરતાં તે મૂર્તિ મળી આવી, તેની સ્થાપના ગોમતિ દવારકાથી ૨૦ મૈલ ઉપરના દવારકા ટાપુમાં કરી. વલ્લભાચાર્યની રીત મુજબ પાંચ વખત પૂજાની વેળા એનાં દર્શન લઇ શકાય છે, બાકી આખો વખત મંદિર બંધ રહે છે.

દ્વારકામાં શંખોદ્ધાર વગેરે અનેક તિર્થો હોઇ અનેક દેવમદિરો છે. ત્યાં ભાટીઆ, લુઆણા, વૈષ્ણવ વગેરે ઘણાંકો જાય છે. ત્યાં ગોસ્વામિ મહારાજના શિષ્યોનો અધિકાર

ચાલે છે. વૈષ્ણવોના છપ્પન ભોગ વગેરે અત્રેજ કરવામાં આવે છે. આ દવારકા જતાં સમુદ્ર કાંઠે 'આરમડે' નામે ગામમાં તપ્ત મુદ્રા લેવાય છે. તેની પાસે ગોપી તલાવ નામે ગામ છે, ત્યાંની સર્વ ભૂમી ગોપીચંદનની છે અને તેમા એક તલાવ પણ છે. ત્યાં મુદ્રા છાપવાની ચાલ 'પિપાભગતે' શરૂ કરી હતી. અત્રે મીરાબાઇનું પણ મંદિર છે.

ગોમતિ દવારકાની ગોમતી નદી ખારા પાણીની હોઇ તે બંદર શેહેર છે. જે પ્રાંતમા આ દવારકા છે તેને ઓખામંડળ કહે છે. દવારકા ખુશકી તથા સમુદ્ર માર્ગે જઈ શકાય છે. ખુશકી માર્ગે રાજકોટને રસ્તે જાય છે. સમુદ્ર માર્ગે જનારને પાચ તિર્થોની સવળતા મળે છે. પાંચ તિર્થોમાં પેહેલું 'તુળશીશ્યામ' એ ગિર પર્વતમાં હોઇ ત્યાં મીઠા પાણીના ઉન્હા કુંડો છે. બીજું તિર્થ સોરઠી સોમનાથ, ત્રીજું પોરબંદર ઉર્ફે સુદામા પુરી, ચોથુ માધવપુર, અત્રેના મધુવનમાં શ્રી કૃષ્ણ તથા રૂકમિણીનો જે વિવાહ થયો હતો તેની મૂર્તિઓ છે, અને પાંચમું દવા રકા ક્ષેત્ર.

**દ્વિગુઢ**—નાટયકળામાં દર્શાવ્યા મુજબ ચતુર પુરૂષને ગમતાં ગાયન યા કવિતા જેમાં છે અથવા જે સપ્ત સ્વર, રસ અને ભાવ યુકત અને જેમાં ઉકિત તથા પ્રયુકિત છે એવું જે ગાયન તે.

**દ્વિપ**—હિંદુ ધાર્મિક દંતકથા મુજબ પૃથ્વી ગોળ હોઈ તેની આસપાસ ફરતો સમુદ્ર છે, અને તે સમુદ્રને ફરતી પાછી જમીન હોઇ તે જમીન આસપાસ સમુદ્ર છે. આ પૃથ્વીને ૭ દ્વિપમાં વેંહેચેલી છે, વાયુ-પુરાણમાં તમામ પૃથ્વી અને સમુદ્રનો કુલે વિસ્તાર ૩૭૯૦૦૦૦૦ યોજન જેટલો જણાવવામાં આવ્યો છે. પણ પતંજલીના ટીકાકારે મધ્ય પૃથ્વીનો વિસ્તાર ૧ લાખ યોજન અને સાત સમુંદ્ર અને સાત દ્વિપનો સામટો વિસ્તાર ૩૮૧૦૦૦૦૦ યોજન જણાવ્યો છેઃ

આ સાત દ્વિપનાં નામ નીચે પ્રમાણે છેઃ—

| મત્સ્ય પુરાણ મુજબ. | વિષ્ણુ પુરાણ મુજબ. |
|---|---|
| જંબુદ્વિપ | જંબુ. |
| સાકદ્વિપ | પ્લક્ષ. |
| કુસાદ્વિપ | સાલમાલી. |
| ક્રૌન્ચદ્વિપ | કુસા. |
| સાલમાલીદ્વિપ | ક્રૌન્ચ. |
| ગોમેદદ્વિપ | સાકલ. |
| પુષ્કરદ્વિપ | પુષ્કર. |

**દ્વીપી**—આ હિંસક પ્રાણી હિમાલય પર્વત તરફના જંગલોમાં જણાય છે, એને બરફનો ચિત્રો કહે છે. એ હિંદી ચિત્રોને મળતા પણ રંગે સફેદ હોય છે, એનો રંગ ઘેરો સફેદ હોઇ તે પર કાળા ટપકાં હોય છે. એને તીણા અને ખપ ન હોય ત્યારે પંઝામાં ઘાલી દેવાય એવા નખ હોય છે. એની પિળી આંખ રાત્રે અંધારામાં જોવાની શકિત ધરાવે છે, અને જીભ ઉપર કઠણ કાંટા હોય છે, તે કાનસનું કામ બજાવે છે અને ચાટતાં ચાટતાં એ લોહી ચુસે છે. વળી એનું અંગ વાળે તેમ વળી શકે એવું નરમ હોવાથી તે ઘણે છેટે સુધી કુદકા મારી શકે છે.

**દ્વૈતવન**—આ અરણ્ય સરસ્વતિ નદી કાંઠે હોઇ એની પાસે 'મરૂધન્વ' દેશ છે. (ભારત શલ્ય૦ અધ્યાય ૩૭). પાંડવો હસ્તિનાપુરથી નિકળી આજ વનમાં પ્રથમ આવી વસ્યા હતા.

**દશરથ**—(૧) સૂર્યવંશીય ઇક્ષ્વાકુ કુલોત્પન્ન મુલક અને નારીકળચ રાજાનો પુત્ર. એનો દશરથ અથવા ઇડવિડ નામે પુત્ર હતો.

(૨) યદુ પુત્ર ક્રોષ્ટ, તેનાં જયામઘ કુળમાંનો ક્રુથ વંશમાં જન્મેલો નવરથ રાજાનો પુત્ર. એનો શકુની નામે પુત્ર હતો.

(૩) સૂર્યવંશીય ઇક્ષ્વાકુ કુલોત્પન્ન રઘુ રાજાનો પૌત્ર અને 'અજ' રાજાનો પુત્ર. એનો રથ આઠે દિશાએ અને સ્વર્ગ તથા પાતાળમાં જઇ શકતો. એને આગ્નેય કોસલનું રાજ્ય મળતાં અયોધ્યામાં ધર્મ પ્રમાણે રાજ્ય કરવા માંડયું હતું.

દશરથના અમલમાં ધૃષ્ટિ, જયંત, વિજય, સુરાષ્ટ, રાષ્ટ્રવર્ધન, અકોપ, ધર્મપાલ અને સુમંત્ર એવા રાજ્ય કારોબારી, તથા સલ્હાકારો અને અષ્ટ પ્રધાનો હોઇ વસિષ્ટ કુલગુરૂ હતો. બીજા એક વસિષ્ટ અને વામદેવ નામે મુખ્ય ઋત્વિજ હોઇ સુયજ્ઞ, જાબાલી કાશ્યપ, ગૌતમ, માર્કંડેય અને કાત્યાયન એ ૬ ઉપઋત્વિજ હતા. સુમંત્ર એ પ્રધાન હતો. તેમજ તે સારથીનું પણ કામ બજાવતો હતો.

દશરથની કૌસલ્યા, સુમિત્ર, અને કૈકયી એ ત્રણ મુખ્ય પટરાણીઓ હતી. છતાં લાંબા કાળ સુધી એને પુત્ર સંતતિ નહિ થવાથી વસિષ્ટ મુનીએ પુત્ર કામેષ્ટિ કરાવી. દશરથે સારા મુહૂર્ત ઉપર યજ્ઞનો આરંભ કરતાં અગ્નિ કુંડમાંથી પ્રજાપત્ય પુરૂષ ઉત્પન્ન થયો તેણે રાજાને 'પાયાસપાત્ર' આપતાં પોતાની ત્રણે સ્ત્રીઓને આપ્યું જેથી તેઓને ગર્ભ રહ્યા. પછી ઋષ્ય શૃંગાદિ ઋષિઓએ અપાર દક્ષણા આપી તેમને વિદાય કીધા.

કૌસલ્યા રાણીએ ચૈત્ર શુકલ નવમીને દિને મધ્યાન્હે રવિ, ભોમ, શનિ, ગુરૂ, શુક્ર એ પાંચ ગ્રહ મેષ, મકર, તુલા, કર્ક અને મીન આ ઉંચ રાશિમાં હતા તે વેળા પુત્ર પ્રસવ્યો તે રામ હતો.

મીન લગ્ને પુષ્ય નક્ષેત્રમાં કૈકયીએ ભરતનો જન્મ આપ્યો. કર્ક લગ્ને આશ્લેશાના નક્ષત્રમાં સુમિત્રાએ લક્ષ્મણ અને શત્રુઘ્ન એવા બે પુત્રોનો જન્મ આપ્યો.

દશરથ રાજા જ્યારે શુક્રાચાર્ય જોડે યુદ્ધ કરવા રોકાયો હતો ત્યારે કૈકયી પણ જોડે ગઇ હતી. ત્યાં યુધ્ધ પ્રસગે રાજાના રથનો આંક ભાગી જવાથી કૈકયીએ યુધ્ધ થતાં સુધી પોતાનો હાથ આંકને ઠેકાણે ભેરવી રાખ્યો હતો. આ ઉપરથી દશરથે પ્રસન્ન થઇ જ્યારે માગે ત્યારે બે વર આપવાનું વચન આપ્યું હતું. તે પ્રમાણે દશરથે રામને રાજ્યગાદી આપવાનું નકકી કર્યું ત્યારે કૈકયીએ માગ્યું કે રામને ચૌદ વર્ષ વનવાસ ને ભરતને ગાદી આપવી. કૈકયીના આવાં વચન સાંભળી રાજા મૂર્છિત થયો, પણ એ વચનનો સાચો હોવાથી પોતાના છીવલગ પુત્ર રામને વનવાસ મોકલ્યો. રામ સાથે સિતા અને લક્ષ્મણ પણ ગયા હતા. તેમના જવાથી દશરથે પુત્ર શોકમાં રામનામ જપતાં પ્રાણ મેલ્યો હતો.

દશરથે એક પ્રસગે શેકાર કરતાં શ્રવણ નામે બ્રાહ્મણને અજાણતાં મારી નાખ્યો. આથી તેના અંધ માતપિતાએ શ્રાપ આપ્યો કે તું પણ અમારા જેવાજ હાલે પુત્ર શોકથી મરણ પામશે. આ શ્રાપ સેવટે ફળ્યો હતો.

**દશહરાવ્રત**—આ હિંદુઓનો તેહેવાર જેઠ વદ ૧૦ મે પડે છે. એની કથા એવી છે કે ગંગા નદી પેહેલાં સ્વર્ગમાં હતી અને પછી ત્યાંથી શિવની જટામાંથી અને ત્યાંથી હિમાલય ઉપર થઇ પૃથ્વી ઉપર વહેવા લાગી. આ ઉપલી મિતિએ ગંગા સ્વર્ગમાથી નીચે આવી અને તે કારણથી તે દિવસે ગગા સ્નાન કરી દાન કરવાનું ઘણું પુન્ય વર્ણેવું છે. કામિક, વાચિક અને માનસિક વગેરે મનુષ્યથી થતાં ૧૦ જાતના પાપો ગંગા સ્નાનથી નાશ પામે છે. આથી તે નદીને 'દશહરા'નું નામ આપ્યું છે. ઉપલે દિવસે ગગાજી તથા ગવરી પૂંજન કરવામાં આવે છે.

**દશાર્ણ વિદિશા**—પ્રાચીન કાળમાં આર્યવર્તમાં પ્રસિદ્ધતા પામેલી નદી, કાળીદાસે મેઘદૂતમાં 'મેઘ'ને ઉત્તરે જવાનો માર્ગ જણાવ્યો છે, તેમાં નર્મદા અને વિધ્યા એમની બીજી તરફ 'દશાર્ણ' દેશ મળશે એમ કહેલું છે. તેની રાજ્યધાની વેત્રવતી નદીને કાંઠે વિદિશા નામે (મેઘદૂત શ્લોક ૨૪-૨૫) હતી.. વેત્રવતી એ હાલમાં વિધ્યા પર્વતથી નિકળી માળવા અને બુંદેલખંડમાંથી વહેતી જઈ ઇશાન્યે યમુનાને મળનારી 'બિટવા' જાણવી. ત્યારે દશાર્ણ દેશ એ હાલનાં માળવાનો અને ઉજ્જની પ્રાંતનો ભાગ હતો. એના થકી એક બીજી શહાદત એ છે કે, હાલની 'દશાન' નામની એક નદી વૈત્રવતીની પાસેથીજ પૂર્વ તરફથી વહેતી જઇ બિટવા

નદીને મળે છે. દશાન એ દશાર્ણા નામનો અપભ્રંશ છે. મત્સ્ય પુરાણમાં ( અધ્યાય ૧૧૩ )* ઋષ્યવાન પર્વતમાંથી નિકળેલી, મંદકિની, તમસા વગેરે નદી લખેલી છે તે એજ પ્રદેશમાંથી વહેતી હતી એમ સિધ્ધ કરી શકાય છે.

ત્યારે તેજ પર્વતમાંથી નિકળેલી દશાર્ણા એ હાલની દશાન નદી છે. દશાર્ણા એ નામ દશાર્ણુ દેશ ઉપરથી પડયું હશે. રામાયણમાં કિષ્કિંધા કાંડમાં દક્ષિણ દેશ આવેલા છે તેમાં દશાર્ણા છે.

ભારતમાં દક્ષિણ ભણી દશાર્ણા દેશ છે એવો લેખ નથી. પૂર્વે અને પશ્ચિમ આ દિશામાં 'ભીમ' તથા 'નકુલ'ને દશાર્ણા દેશ જડયો હતો એમ વર્ણન છે.

હ્યૂએનથસાંગના વર્ણનમાં કેથે દશાર્ણુ દેશ જડતો નથી. દશાર્ણુ દેશની રાજ્યધાની વિદિશા વેત્રવતિને કાંઠે હતી, એમ કાલિદાસે લખેલું ઉપર જણાવ્યું છે. બિટવા નદીને કાંઠે ભિલસા નામે શેહેર ભોપાલની ઇશાન્યે સુમારે ૩૦ મૈલ ઉપર છે; તે વિદિશા હશે. ત્યાંથી ઉત્તરે જતાંઉજ્જયિની વાંકી છે એમ કાલિદાસ વર્ણે છે. ભિલસાથી ચંબલા તરફ જતાં ઉજ્જની ડાબી બાજુએ આવે છે. ભિલસાની ઉત્તરે વિદિશા સાથે આ મળતું આવે છે એવું એકે શેહેર વેત્રવતિ કાંઠે નથી, જો છે એમ માનિએ તો ઉજ્જની તદન પાછળ રેહેશે. ત્યારે "બાજુએ છે" એવું કાલિદાસનું વર્ણન મળતું આવતું નથી. ત્યારે ભિલસા એજ વિદિશા હશે, વિદિશા એ માલવા દેશમાં વેત્રવતીને કાંઠે હતી એવું કાદંબરીમાં વર્ણન મળે છે.

**દશાંશ અપૂર્ણાંક**—(જુઓ અપૂર્ણાંક.)

**દસક્રોઇ**—અમદાવાદ જીલ્લાનું મુખ્ય પ્રગણું. એની ઉત્તરે બરોદાનું રાજ્ય, પૂર્વે મહિકાંઠા, દક્ષિણે ખેરા અને પશ્ચિમે સાનન્દ તથા બરોદા છે. ક્ષેત્રફળ ૩૪૮ ચોરસ મૈલ હોઇ તેમાં લોક વસ્તી ૨૭૧૫૬૩ ની છે. તેમાં ૧ શેહેર અને ૧૩૭ ગામો છે. વસ્તીમાં ૧૩૮૮૮૦ પુરૂષો અને ૧૩૨૬૮૩ સ્ત્રી છે. લોક વસ્તીમાં ૨૧૯૬૫૮ હિંદુ, ૩૨૮૨૪ મોહમેદન અને ૧૯૦૮૧ પરજાતની વસ્તી છે. ૨૦૨૯૩૩ એકરં 'જમીનની મેહેસુલ ઉપજે છે. આ દેશમાં ૧૩૫૯૪૧ એકર જમીન ખેડવા લાયક પણ પડત તથા ૩૬૦૦૨ એકર તદન વેરાન છે. મુખ્ય ખેતી જુવાર, તંબાકુ, શેરડી, બાજરી, ચોખા અને રૂ ની કરવામાં આવે છે. કપાસ માટે ૧૩૪૪ એકર જમીન રોકાયલી છે. આ પ્રગણામાં પાંચ દિવાની ને દસ ફોજદારી કચેરીઓ છે,

* શ્રીરામ વનવાસે નિકળયા પછી ગંગા, યમુના સંગમ સાથે ભરદ્વાજાશ્રમ હતો ત્યાં આયા. ઋષિએ કહ્યું અત્રેથી ૧૦ કોસ ઉપર આવેલા દક્ષિણ તરફ ચિત્રકુટ પર્વત છે ત્યાં જાવો ( અયોધ્યા કાંડ સર્ગ ૫૪. ) આ ઠેકાણે હાલનું ચિત્રકુટ છે. ચિત્રકુટ પાસે મંદાકિની નદી હતી. જે વિશે રામાયણમાં જગેજગ વર્ણન છે રામ દક્ષિણે અત્રિ, શરભંગને આશ્રમે ગયા ત્યાંથી દક્ષિણે સુતીક્ષણાશ્રમમાં જવાનો માર્ગ શરભંગાએ જણાવ્યો, તેમાં પણ મંદાકિનીનું વર્ણન છે. (અરણ્ય કાંડ સર્ગ ૫). તેમજ તમસા નામે નદી સામે વાલ્મિકનો આશ્રમ હતો, અને એ જાન્હવિની સામે હતી. બાલકાંડ, સર્ગ ૨, શ્લોક ૪ ) વાલ્મિકનો આશ્રમ ભાગીરથીની દક્ષિણે હતો એમ ઉત્તર કાંડમા સર્ગ ૪૭–૪૮ ઉપરથી જણાય છે. લક્ષમણ અયોધ્યાથી સિતાને લઇ ગોમતી અને ભાગીરથી ઉતરી દક્ષિણે આયો અને ત્યાં ભાગીરથીને દક્ષિણ કાંઠે વાલ્મિકના આશ્રમ પાસે છોડી, પાછો ફર્યો. આ ઉપરથી હાલનાં પ્રયાગની નીચે ૨૦ મૈલ ઉપર ગંગાની દક્ષિણે તાનસા નામે નદી મળે છે. તેજ એ તમસા હશે. (અયોધ્યાની દક્ષિણ નજદીકમાં તમસા નદી હતી તે જૂદી). આ તમસા રેવા પ્રાંતમાંના ડુંગરમાં ઉગમ પામી ઇશાન્ય તરફ વહેતી જઈ ભાગિરથીને મળે છે. ત્યારે હાલના રેવા પ્રાંતમાં તાનસા નદીના ઉગમણી આસપાસ જે પર્વત છે તેને રૂષ્યવાન એ નામ હતું એમ સિદ્ધ થાય છે.

આ વિવેચન ઉપરથી ચિત્રકુટ, ઋષ્યવાન, મંદાકિની, તમસા અને દશાર્ણા એટલા સ્થળોનો ખુલાસો થાય છે. (ભારતવર્ષીય ભુગોળ).

**દસતાન**—સ્ત્રી જાત જ્યારે. યોગ્ય ઉમરે પોંહચે છે ત્યારે તેનાં શરીરનાં સર્વ ભાગ ખીલવા માંડી દસ્તાન પડવા માંડે છે. કેટલીક નબળા બાંધાની ઓરતોને ૧૧-૧૨ વર્ષ પછી રતુ પ્રાપ્ત થાય છે. રતુ પ્રાપ્તી શરૂ થયા પછી સુમારે ૩૦ વર્ષ સુધી સ્ત્રીને રતુકાળ રહે છે અને ૪૫ થી ૫૦ વર્ષની ઉમરે રજો દર્શન બંધ થાય છે. આ દસ્તાન સ્ત્રીની યોની માર્ગે દર માસે નિયમિત વહે છે અને તે ૩ થી ૬-૭ દિવસ વેર પડે છે. આ યોનિ માર્ગે સુમારે ૪થી ૬ ઔંસ કાળા રંગનું પ્રવાહી લોહી વહે છે.

કેટલીક અનાં શરીરનો બાંધો એટલો નાહનો હોય છે કે ઉમર પ્રમાણે શરીર ઉછરતું નથી અને તેથી દસ્તાન પણ ઉત્પન્ન થતું નથી, એવી અવસ્તામાં તે રોગ ગણાતો નથી, પણ જ્યારે શરીર લાયકનું હોય છે અને જે ઉમરે તે આવવું જોઈએ તે ઉપરાંત કેટલીક મુદત ગુજરી જાય છે, તે પ્રસગે બંધ રહેવાથી તનદરોરતીમાં બિગાડ કરી શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે.

દર માસે સ્ત્રીઅંડમાં બીજ પરિપકવ થઈ ફુટે છે અને ફળવાહિનિ મારફતે ગર્ભાશયમાં આવી પોંહચે છે. આ વખતે ગર્ભાશય, સ્ત્રીઅંડ અને ફળ વાહિની એ સર્વે રકતથી ભરપૂર થાય છે, અને ગર્ભાશયમાંથા તેનો સ્રાવ થઇ તે બધ પડે છે. દસ્તાન પડવાની બાબતમાં કેટલીકવાર અપવાદ આવી દરદ ઉત્પન્ન થાય છે, કોઇ વેળા રતુ ઓછો અથવા મોડો આવે છે, કોઇ વાર ઘણો આવે છે અને કોઈ વાર દુખ થઇને આવે છે.

કેટલીક વેળા થોડીક મુદત સુધી વખતસર દસ્તાન પડી પછી તે ધીમે ધીમે અથવા એકદમ બંધ થઇ જાય છે, અને પછી તેનો વખત વિતિ જાય છે, તોપણ જણાતું નથી. હમેશ રહેવા પછી અથવા ધડપણમાં રક્તસ્રાવ બધ થઇ જાય છે ત્યારે રોગ જણાતો નથી, પણ જ્યારે તે સબબો વિના દર માસે દેખાતું નથી ત્યારે તે માઠી અસર કરે છે.

કેટલીક વેળા લાંબા દિવસો સુધી યા મહિનાં સુધી દસ્તાન જેવું પ્રવાહિ જારી રહે છે અથવા ઘડી ઘડી દેખાયા કરે છે તે ખરૂં દસ્તાન હોતું નથી, પણ બીજાં દર્દોથી ઉત્પન્ન થએલું લોહી અથવા રસી અથવા લાલ પાણી જેવું હોય છે. આ દસ્તાન જેવા પ્રવાહી પડવાનું કારણ કેટલીક વેળા ગર્ભસ્તાનનો અને કમળનો વરમ થવાથી, કમળ ઉપર ચાંદી પડવાથી તેની કોર ખવાઈ જવાથી, ગર્ભસ્તાનમાં કેટલીક જાતનાં દુઝના મસા થવાથી અથવા બીજા રોગોને લીધે લાલ યા ફિક્કા રંગનું પાણી જેવું પ્રવાહી વહે છે. આવી રીતે પડતા પ્રવાહિથી માંહે દુઃખ થાય છે, જેનો ઉપાય અનુભવી તબીબ પાસેજ કરાવવો સલામતી ભર્યું છે.

**દશેરા**—અથવા વિજયાદશમી. હિંદુઓનો આ તેહેવાર, આસોશુદ ૧૦ ને દિવસે પડે છે. આ દિવસ ઘરનું મુહૂર્ત કરે છે, તથા ઘેરમાના સ્થાનકમાંના દેવતાને વિસર્જન કરે છે, શમિપૂંજન, સીમોલ્લઘન ઈત્યાદી કૃત્યો કરે છે. વિજ્યા અને જ્યા નામની દેવી આદિની પૂંજા કરેછે, શમિના વૃક્ષની ડાંખળી લઇ પ્રથમ પૂંજન કરેછે. આ શમિ પૂજનનો મંત્ર નીચે મુજબ છેઃ—

शमी शमयते पाप शमी लोहित कटंका,
धरि ण्यर्जनबाणाना रामस्य प्रिय वादिनी.
*करिष्यमाण यात्राया यथा काल सुख मया,*
तत्र निर्विघ्नकर्त्री त्वमय श्रीराम पुजीते.

શમિ પૂજન થતાં તે વૃક્ષનાં પાંદડાંને લુટી પોતાનાં શિરછત્રમાં રાખે છે, અને એકમેકને તે સોનું કહી આપે છે. આ દિવસે કર્જદાર સાહુકારને ત્યાં જઈ થોડુંઘણું કર્જ ભરે છે, ખેડુત પોતાના ધણીને ધાન્ય આપે છે.

આ દિવસે રાજાએ શત્રુની મૂર્તિ કરી તેને શસ્ત્ર વડે છેદવી. પ્રાકૃત જન શમિ વૃક્ષની ડાંખલી તોડી લાવે છે. શમિવૃક્ષનાં મૂળીયાં પાસેની ભિની મૃતિકા અક્ષત સાથે લઇ તેને વાજતે ગાજતે પોતાના ઘેર આણે છે. મહાભારતનાં વિરાટ પર્વમાં લખ્યું છે કે

"આ દિવસે અર્જુને સમડીનાં વૃક્ષ ઉપર સંતાડેલાં હથિયારો ઉતારીને દુર્યોધનના લશકરને હરાવ્યું હતું, અને ચોરાઇ ગએલી ગાયોને પાછી વાળી લાવ્યો હતો." વળી રામચંદ્રજીએ રાવણ ઉપર એજ દિને ચઢાઇ કરી હતી તેથી તેને વિજયાદશમીનુ નામ મળયું છે. આ ઉપરથી અગાઉ હિંદુ રાજપતિઓ એ દિવસે દુશમન ઉપર ચઢાઇ લઇ જતા હતા.

દસેરા ઘણા ઉત્તમ મુહૂર્તવાળો છે. આ દિવસે પરદેશ જવાનું પ્રથમ ડેડવે છે, તેમજ છોકરાને પ્રથમ નિશાળે બેસાડે છે. આ દશમીએ દુર્ગા દેવીએ મહિસાસુરનો વધ કર્યો, તેથી કેટલાક દેશમા ગામના ખેતર બાહેર યા સિમાપર પાડો મારવાનો ચાલ છે. વડોદરા શેહેર બાહેર એ દિવસે એક પાડાનો વધ કરવામા આવે છે. અને તેનું લોહી સરકારી રેસાલાનાં ઘોડાપર છાંટે છે બીજા કેટલાક સંસ્થાનોમાં એવો રેવાજ છે કે પાડા ઉપર પ્રથમ રાજા ઘા કરે છે, પછી તેનો સીપાઇ અને બીજાઓ તે પછી હુમલો કરી કટકે કટકા કરે છે.

બંગાલમાં નવરાત્રીમાં દુર્ગા પૂજા અતિ ભારે ધામધૂમથી પાળે છે. તેઓ પણ દેવીને બકરાંઓ બળી આપે છે. દશભૂજ દેવીની મૂર્તિ બનાવી ૯ દિવસ તેને પૂંજે છે અને દસમે દિવસે તેને પાણીમાં વિસર્જન કરે છે.

**દક્ષ**—સ્વાયંભૂ મનવતરમાં જે બ્રહ્માએ દસ માનસપૂત્ર ઉત્પન્ન કર્યા તેમાંનો એક. એ બ્રહ્માના જમણા પગના અંગુઠામાંથી ઉત્પન્ન થયો.હતો, અને એ સંપૂર્ણ પ્રજાપતિનો અધિપતિ હતો. સ્વાયંભૂ મનુએ પોતાની ત્રણ કન્યામાંથી 'પ્રસૂતિ'ને એની સાથે પરણાવી હતી. તેથી એને શ્રદ્ધા, મૈત્રી, દયા, શાંતિ, તૃષ્ટી, પૃષ્ટી, ક્રિયા, ઉન્નતી, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, ર્હી, મૂર્તિ, સ્વાહા, સ્વધા અને સતી એવી ૧૬ કન્યા થઈ હતી. શ્રદ્ધાથી મૂર્તિ સુધી ક્રમે રહેલી ૧૩ કન્યાને ધર્મઋષિને આપી, બાકીની રહેલી ત્રણમાંની સ્વાહા અગ્નિને, પિતરોને સ્વધા અને શિવને સતી સાથે પરણાવ્યા. એક સમે બ્રહ્માને ત્યાં દેવઋષિઓની સભા ભરાઇ હતી, ત્યાં શિવ પણ આવ્યા હતા. દક્ષ આવ્યા એટલે બીજા સહુએ તેનું સન્માન કર્યું ;પણ શિવ તો પોતાનાંજ ધ્યાનમાં મગ્ન હતા. આ ઉપરથી દક્ષે પોતાને અપમાન મળયું જાણી શિવનો તિરસ્કાર કરી શ્રાપ દીધો કે એને કોઇ યજ્ઞમા ભાગ નહિ આપે. શિવ ચુપ રહ્યા. પણ શિવનાં નદી ગણે દક્ષાદિ બ્રાહ્મણોને શ્રાપ આપ્યો, તેમ ભૃગુઋષિએ શિવના ગણ તથા ભક્તોને શ્રાપ દીધા ને પછી સહુ વિદા થયા.

તે પછી દક્ષે યજ્ઞ આરંભ્યો તેમાં સર્વે દેવઋષિઓ આવ્યા, પણ તેમાં શિવ તથા સતીને તેડયા નહિ, પણ સતી તેડાં વગર આવી લાગતાં કોઇએ તેને માન આપ્યું નહિ. આથી સતીએ ક્રોધાવેશમાં યજ્ઞનારાયણમાં પોતાનાં દેહની આહુતી આપી, આથી યજ્ઞ ભ્રષ્ટ થયો.

આ બનાવથી શિવના ગણ ટંટો કરશે આથી ભૃગુઋષિએ મંત્ર ભણી આહુતિ આપી કે યજ્ઞકુંડમાથી બે પુરૂષ નિકળયા, જેઓએ શિવના ગણોને સભામાંથી હાંકી મેળયા. આ વર્તમાન શિવની જાણમાં આવાંતજ તેણે પોતાની જટામાથી ભૂત, પ્રેત, સૈન્ય સહિત વીરભદ્ર ઉત્પન્ન કર્યા. એણે શિવની આજ્ઞાથી યજ્ઞશાળામાં જઈ દક્ષનુ શિર કાપી અગ્નિકુંડમા નાખ્યું. ભૃગુની દાઢી તોડી અને સભામાં બેઠેલા દેવતા, ઋષિ, ગંધર્વ આદિ સહુને મારી અંગાભંગ કર્યા. પણ બ્રહ્મા ને વિષ્ણુ જેઓ ત્યાં નહોતા તેમની વિનંતીથી શિવે યજ્ઞશાળામાં જઇ પોતાનાં દર્શન આપી સહુને પાછાં સજીવન કર્યાં. બકરાની દાઢીનાં બાલ ભૃગુની દાઢીને અરકાડયાથી તે ત્યા ચોટી રહ્યા ને દક્ષના ધડને બકરાનું માથું ચોટાડયું એટલે તે સજીવન થયા ને શિવની સ્તુતી કરી.

**દક્ષ**—ઉત્તાનપાદ વંશીય ચક્ષુર્મનુ, તેના કુળમાં બાર્હિષદનાં ૧૦ પુત્ર જે પ્રાચેતાને

નામે ઓળખાય છે, તેઓનાં પુત્ર. એણે પોતાના પિતાની આજ્ઞાથી માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરી પણ સ્ત્રીઓની ઉત્પત્તિ નહિ કરવાથી જગમાં સંતતિ વધી નહિ.

એ પેહેલાં દક્ષથીજ જન્મેલો હતો. પછી એ આસિકની અને વીરીણી સાથે પરણ્યો. પેહેલાં આસિકનીથી ૧૦૦૦૦ પુત્રો થયા તેને નારદે બ્રહ્મતત્વોપદેશ કરી પ્રજાવૃદ્ધિરૂપ કર્મથી નિવૃત્ત કરી છુપી જગે મોકલી દીધા. આથી દક્ષે બીજી સ્ત્રી વીરિણીથી ફરી શબલ પ્રમુખ ૧૦૦૦૦ પુત્રો ઉત્પન્ન કર્યા. તેમને પણ નારદે અગાઉ મુજબ ઉપદેશ કરી વિરકત કર્યા. આથી દક્ષે ૬૦ પુત્રીઓ ઉત્પન્ન કરી તેમાં અદિતી, આદિ કરી ૧૩ કશ્યપને ભરત્વતી વગેરે ૧૦ ધર્મઋષિને, અશ્વની વગેરે ૨૭ સોમને, અરિષ્ટ નેમી ઋષિને ૪, ભૃગુ પુત્ર ભૂત ઋષિને બે, બે કૃશાશ્વને અને બે અંગિરાને આપી પરણાવી હતી. આ સર્વે કન્યાઓથી દેવતા, દૈત્ય, દાનવ, મનુષ્ય, પશુ, પક્ષી, જળચર, ઉદ્ભિજ વગેરે ઉત્પન્ન થયાં.

એણે એક શ્રુતિ લખી છે. દક્ષનો પેહેલો અવતાર કલ્પમાં થયો ને બીજો પ્રચેતાના પુત્ર રૂપે થયો તે વરાહ કલ્પમાં.

દક્ષ સાવર્ણિ—હવે પછી થનાર ૯ મો મનું. એ વરૂણને પેટે અવતરી રૌચ્ય નામે પ્રસિદ્ધતા પામશે. ધૂમ્રકેતુ, દીપ્તિકેતુ વગેરે એને પુત્રો થઇ પાર, મરીચિ, ગર્ભ વગેરે એના મનવંતરમાં દેવતા થતાં એનો સ્વામી અદભૂત નામે ઇંદ્ર થશે. તેમજ ધુતિમાન ઇત્યાદી સપ્તર્ષી અને આયુષ્યમાન ઋષિથી તેની અંબુધારા સ્ત્રીથી ઋષભ નામે વિષ્ણુનો અવતાર થશે જે ઇંદ્રને મદદ કરશે.

દક્ષિણ કોસલ—પુરાણમાં બે કોસલ આપેલા છે તેમાં એક વિંધ્યાદ્રીની દક્ષિણ તરફનાં કોસલને દક્ષિણ કોસલ એવી સંજ્ઞા હતી) વિંધ્યાદ્રી અને વિદર્ભ દેશ (વર્હાડ પ્રાંત) એની વચમાં જે ટાપુ તેને દક્ષિણ કોસલ કહે છે. રત્નાવલી તથા વિષ્ણુપુરાણમાં કોસલ દેશની સીમાં આપેલી છે.

કોસલ દેશ વિંધ્યા પર્વતથી ઘેરાયલો છે, એમ રત્નાવલીમાં વર્ણવ્યું છે. તેમજ વિંધ્યાના ઉંચ કાંઠાપર દક્ષિણ કોસલની રાજધાની વસાયલી છે, એમ વિષ્ણુપુરાણમાં જણાવીયું છે. હ્યુએનથસાંગે પણ આ દેશને "કોસલો" નામથી જણાવેલો છે. કનિંગહેમ પણ એવુંજ મત ધરાવે છે, અને પ્રોફેસર લેસન પણ એજ મુજબ દિશા દર્શાવે છે. હ્યુએનનાં જણાવ્યા મુજબ તેણે કોસલની નૈઋત્યે ૨૫ કોસપરનાં પાંડવનાં કૃત્યો દીઠાં હતાં. આ પાંડવ કૃત્યો એટલે દેવગિરી પાસેનાં શાતવહાને બંધાવેલા કિલ્લા હશે એમ કનિંગહેમનું મત છે.

દહાડી—(જુઓ દાઢી.)

દહિર—અથવા દબિલનો અધિપતિ. આ રાજા ઇંડસ કાંઠેના પ્રદેશ ઉપર રાજ્ય અમલ ઇ. સ. ૭૧૧ થી ૭૯૨ સુધી ભોગવી ગયો હતો. એનું રાજધાની શેહેર બાકર નજદીક અલોર હતું. એણે મુલતાન તથા તમામ સિંધ દેશ તાબે કર્યો હતો, અને ઇંડસનાં કાંઠાથી તે કાલાબાગ સુધી સત્તા હતી. બસરાના હાકેમ હજાજે પોતાના ભત્રીજા મહમદ કાસીમને ફોજ આપી દહિર ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. લઢાઇમાં કાસિમે દિવાલ જીતી, દહિરનાં પુત્રને કેદ કરી હૈદ્રબાદ (નેરૂન-પ્રાચીન નામ) ઉપર ચઢાઇ કરી શેરવાન તાબે કાધું. તે પછી તેણે અલોર ઉપર ચઢાઇ કરી જ્યાં દહિર લઢતાં માર્યો ગયો. આ વેળા દહિરની રાણીએ શેહેરના બંચાવ માટે ફરી લઢાઇ ઉઠાવી પણ હાર મળતાં પ્રાચીન રસમ મુજબ ચિત્તામાં પોતાના સાથીઓ સાથે બળી મુઇ, અને રજપૂતોએ કેસર્યા કરી પ્રાણ ખોયા, તે પછી શેહેર સેહેજમાં તાબે કરી બધાં પુરૂષોની કતલ ચલાવી બૈરાં છોકરાંઓને ગોલામ બનાવી પોતાને સ્વદેશ મોકલ્યા.

દાઇત્ય—અફઘાન વેજમાંની એક નદીનું પ્રાચીન અવસ્તાઇ નામ. બુનદેહેશમાં આ નદીને સર્વોપરી ગણી ગોગેસ્તાનનાં પર્વતમાંથી

વેહેતી જણાવી છે. 'યુસ્તી' આ ગોર્ગસ્તાનને Georgia લઇને દાઇતી નદીને—Araxes સાથે સરખાવે છે. દાર્મસ્ટેટ પણ એજ નદી ધારે છે. ગાઇગર 'ઝરફશાન' જણાવેછે.

**દાઉદ પુત્રા**—આ ઇસલામી રોજો પોતાને ખલીફ અબ્બાસના વંશથી ઉતરી આવેલા જણાવેછે, પણ તેઓ દાઉદથી ઉતરી આવેલા હશે. તેઓએ સિંધમાં કેટલોક કાળ રહી પછી ભાવલપૂર જઇ ત્યાંથી ફરી સતલજ કાંઠે વસ્યા અને ત્યાં ખેડુત તરીકેની જીંદગી ગુજારી હતી. એમના વડવાઓએ અનેક પરાક્રમ કરી સિંધ થઇ બીકાનેર તરફ વસ્યા હતા.

**દાક**—(જુઓ ટપાલ.)

**દાગસ્તાન**—કૉકેશિયસનું એક રાજ્ય. કૉકેશસ અને કાસપિયન સમુદ્રના પશ્ચિમ કાંઠા વચ્ચે છે. એનુ ક્ષેત્રફળ ૧૧૪૨૫ ચૌરસ મૈલ હોઇ તેમાં ૬,૧૦,૦૦૦ની વસ્તી છે. આ દેશનો ઘણો ખરો ભાગ પહાડી હોઇ બધે કૉકેસસની હાર ફરી વળેલી છે. માત્ર કાંઠાનો પ્રદેશ સપાટ ને ફળદ્રુપ છે. આ દેશમાં પાણીના નદીનાળાં ઘણા હોવાથી દેશ ફળદ્રુપ ને આબાદ છે. મુખ્ય શેહેર દરબંદ છે.

આ દેશ '૨૦' વર્ષ સુધીની લાગટ લઢાઇ પછી રશિયનોને તાબે થયો હતો. દાગસ્તાનમા અતિ લઢાયક ખાશિયત ધરાવનારી સારેસન પ્રજા વસેછે. આ સારેસન પ્રજા ઉદ્યોગી, ચંચળ અને હુન્નરમંદ છે. અત્રે અલબુર્જ ૧૮૫૨૬ ફીટ, મ્હોટો એરેરાટ ૧૬૯૧૬ ફીટ ને નાહનો અરેરાટ પર્વત ૧૨૮૪૦ ફીટ ઉંચો છે

**દાગો**—આ ટાપુ ફિનલેન્ડના અખાતના મુખ પાસે રશિયન ઇસ્ટોનિયામાં ગણાય છે ક્ષેત્રફળ ૩૬૭ ચૌરસ મૈલ છે. વસ્તી ૧૫૦૦૦ ની છે.

**દાટવાની રસમ**—'દુનિયા'માં પેહેલાં પેદા થએલા માનવી આદમે જીવતા પક્ષીને બીજા મુવેલાં પક્ષીને પાતરાંથી ઢાંકતાં જોઇ તેને દાટવાનો વિચાર સુજ પડ્યો હતો. પ્રાચીન યાહુદી પ્રજા પોતાના શબને બગીચામાં દાટતા. ખ્રિસ્તી લોકોમાં શબને દેવળમાં દાટવાની ચાલ આગળ નહોતી, પણ એ રસમ હાલના વખતની છે, અને એમ કરવાનું કારણ એવું ધારવામાં આવે છે કે તેઓના પાદ્રીઓનો એવો વિચાર છે કે મુવેલાં માણસોને પવિત્ર જગ્યા ઉપર દફન કરવાથી તેઓને બીજી દુનિયાંમાં ચોક્કસ હક્કો મળે છે. ઇ. સ. ૧૨૨૫ ને સુમારે જીવતાં માણસોને દાટી નાખવાની રસમ 'ગ્રીસ' દેશનાં એક શેહેરમાં શરૂ થઇ હતી.

રોમન લોકો જો કોઇ જુવાન સ્ત્રીની ચાલચલણ અનિતિભરી જોતા, તો તેને જીવતાં જીવત ભોંયમાં દાટતા યા ભિંતમાં ચણી લેતા હતા.

હિરાડોટસ કહે છે કે "ઇરાનીઓમાં જીવતાઓને દાટવાની રસમ હતી" અને તે તેનો એક દાખલો એવો આપે છે કે, "ઝર્કસીસે પોતાના દુશમનોનાં ૯ છોકરાં તથા ૯ છોકરીઓને જીવતાં દાટયાં હતાં, અને તેની રાણીએ ધર્તિ માતા તરફ પોતાની નિમકહલાલી બતાવવાને માટે પોતાની જઇફ હાલતમાં સર્વથી ઉંચા ઇરાની કુટુંબનાં ૧૪ છોકરાંઓને જીવતાં જીવત દાટવાનો હુકમ કર્યો હતો.

**દાડમ**—દાડમના વૃક્ષ એ અઢી મયોડાં ઉંચા વધે છે. મુખ્ય કરી શ્રેષ્ટ જાતનાં દાડમ વૃક્ષ અરબસ્તાન, ઇરાન, મસ્કત, અફઘાનિસ્તાનમાં ઉગે છે, અને તે તરફનાં દાડમ પાકયા પછી ચારથી પાચ માસ સુધી જેવા ને તેવાજ રહી શકે છે. ત્યાંથી તે હિંદુસ્તાનમાં વેચાવા આવે છે. કાઠીયાવાડ, ભાવનગર, ધોલ્કાનાં દાડમ પણ પ્રસિદ્ધતા પામ્યા છે. એના ફળમાંના બિયાં ઘણાંજ ઝીણા હોય છે, અને દાણા મિઠા હોય છે. પુના નજદીક દાડમની ખાસ ખેતી કરવામાં આવે છે, ત્યાં થતાં ફળોમાં બિયાં મ્હોટાં હોય છે.

દાડમનાં ઝાડના બે પ્રકાર છે. એકને માત્ર ફુલો આવે છે તેને 'ગુલનાર' કહે છે, અને બીજાને ફુલો તથા ફળો બેઉ આવે છે. દાડમનાં ફુલો કુસુંબી રંગના હોઇ તેમાં

થોડીક પિળી ઝાંખ હોય છે. એના રંગ જેવા રંગથી કપડાં રંગે છે તેને 'ગુલેઅનાર' (દાડમી) રંગ કહે છે. દાડમ ખાવામાં રૂચિકારક અને શરિરે હિતકારક છે. એનાથી શરીરમાં હોશિઆરી આવી તરસ મટે છે. દાડમ ઝાડનાં મૂળ, પાંદડાં, છાલ, ફુલો અને ફળોની છાલ ઔષધિ ઉપયોગમાં યોજેલાં છે. દાડમના રસનો ઉત્તમ પાક બને છે. દાડમ રસ પિત્તશમક છે.

દાડમનાં ફળની બે મુખ્ય જાત છે. એક જાતના ફળોમાંનાં દાણા લાલ હોય છે અને બીજી જાતનાં ફળના દાણા સફેદ હોય છે. કેટલાંક દાડમ ખાટાં હોય છે; તો કેટલાંક તદન મિઠાં હોય છે. ખાટાં દાડમ શરબત બનાવવામાં તથા ઔષધિ ઉપયોગમાં વપરાય છે. એનું ફુલ લાલ અને સુંદર હોય છે, પણ તેનો વાસ આવતો નથી. ગુલ હજારા એ એક દાડમનું નર જાતી ફુલ ઝાડ છે તેપર ફળો આવતાં નથી.

દાડમના ઝાડ બિયાં અથવા કલમથી પણ ઉગી શકે છે. લાલ રેતાળ જમીનમાં કલમથી ઉગતાં ઝાડનો બાહાર જલ્દી ખીલે છે. નવાં ઝાડ પર ચોથે વર્ષે ફળો આવે છે. દાડમનો વર્ષમાં બે વખતે બાહાર આવે છે, એક વર્સાદની આખેરીમાં ને બીજો ઠંડીની આખેરીમાં. તેમાં ગરમિની મોસમની શરૂઆતનો બાહાર હલકો હોય છે. દાડમના નવાં રોપેલાં ઝાડ પર બાહાર આવે ત્યાં સુધી તેને ૮ દિવસ આંતરે પાણી સીપવું પડે છે. પેહેલા બાહારનાં ફળો કાઢી લીધાં પછી બાહાર ખીલવાનો સમય આવે ત્યાં સુધી તેને પાણી સિપવામાં આવતું નથી. બીજો બાહાર આવવાનો વખત થતાં તેનાં મૂળીયાં ખુલ્લાં કરી તેને પક્ષીનું છેર અથવા બકરાની લીંડી અથવા સડેલા છાણનું ખાતર સમભાગ નગીચાનાં ભૂકામાં મિશ્ર કરી પાણીમાં મેળવી આપે છે, અને ફરી ફરી તેને બાહાર આવવા સુધી પાણી સીપવામાં આવતું નથી.

આ ખાતર ગરમીમાંનો બાહાર ઉતારી લીધા પછી બીજો બાહાર આવવા પેહેલાં ઝાડની આસપાસ નાખે છે. એને વર્ષમાં એકજ વખત ખાતર આપેલું પુરતું ગણાય છે, તેમજ એના ઝાડની ડાંખળીઓને છાંટવી પડે છે અને ફળો જે આવે છે તે જોરદાર ડાંખળી ઉપર આવે છે.

દાડમની ખેતી કરવી હોય તો કલમથી યા બિયાંથી રોપા તૈયાર કરી તે ૧ વર્ષના થતાં, વર્સાદમાં જ્યાં તેને રોપવાં હોય ત્યાંના તખતામાં દસ દસ ફીટને આંતરે રોપવા અને તેપર ફળો આવે ત્યાંસુધી ૮ દિવસ આંતરે પાણી પાવું. દાડમનાં એક જોરદાર ઝાડની સારી સંભાળ લઇ માવજત કરી હોય તો દર વર્ષે તેપર ૫૦-૬૦ ફળો આવે છે.

સાધારણ જાતના દાડમના રોપા ઉપર ઉત્તમ જાતના ઝાડની ડાંખળી બાધી હોય તો તે ઉત્તમ જાતનું ઝાડ બને છે.

**દાઢી**—જ્યારે દુનિયામાં સુધારો વધારો કોઇ પણ રીતે થએલો નહોતો, તેમજ જ્યારે કોઇ પણ રીતનું ખંધારણ યા હથિઆરો જણાયલાં નહોતાં, ત્યારે મનુષ્ય પોતાની દાઢી તથા માથાનાં બાલ જેમ વધે તેમ વધવા દેતા; આથી લાંબી દાઢી બુઝર્ગીની નિશાની તરીકે અસલ જમાનાથી ગણાતી આવી છે.

આગલા ધરાની પાદશાહો પોતાની દાઢી બને તેમ લાંબી કુદરતી હાલતમાં રહેવા દેતા અને અથોરનાત વર્ગને તો દાઢી ફરજીયાત રાખવી પડતી હતી, કે, જે તેમની બુઝર્ગી તથા ધાર્મિકપણાની નિશાની ગણાતી હતી. તે વખતનાં કેટલાક પાદશાહો પોતાની દાઢીને સુંદર બનાવવા માટે તેને સોનાના દોરાથી ગુંથતા હતા, તેમજ આ હક ખાસ વર્ગનાં ઉમરાવોને મળતો હતો, ને દાઢી કાઢી નાખવી એ નામોશીભર્યું ગણાતું હતું.

આરબો પોતાની દાઢી પોતાનાં દીનના એકીન સાથે જાળવે છે; કારણ કે તેમના પેગંબરે પોતાની દાઢી કદી પણ કપાવી નહોતી. તરકીનો સુલતાન કદી પણ માથાને અસતરો લગાડતો નથી. દાઢી કાંસકીથી સાફ કરતી વેળા તુર્કોમાંનો તો હેઠળ રૂમાલ પાથરે છે અને જે બાલ પડે છે તેને એકઠા કરી પ્રાચીન ગ્રીક પ્રજાની રસમ પ્રમાણે કાગજમાં વિંટાળીને પોતાની મુરદાં દાટવાની જગ્યાએ લઇ જાય છે. તુર્ક લોકોમાં પરોણાની દાઢીના બાલપર ખુશબો છાંટવી એ ભલમનસાઈની નીશાની ગણાય છે. આફ્રીકાના મૂર લોકો સોગંદ લેતી વેળા દાઢી પકડે છે અને એવા સોગંદ તેઓ ઘણા પવિત્ર ગણે છે. યાહુદી લોકો શોકની વખતે વગર હરકને દાઢી ઉગવા દઈ અથવા પીખી નાખી દિલગિરી બતલાવે છે.

રોમન પ્રજામાં ચાલતા એક રેવાજને લીધે જે દહાડે પેહેલવેહેલી વખતે એક જુવાન્યો પોતાની દાઢીનાં બાલ બોડાવતો તે દહાડે ખાણીપીણી કરવામાં આવતી, અને પોતાની ચઢતી પદ્રિના ધણી પાસેજ તે બોડાવવામાં આવતી અને ત્યારથી તે શખસ પેલા જુવાનીયાનો ધર્મબાપ ગણાતો. *શેહેનશાહ નીરોએ પોતાની દાઢી જ્યારે પેહેલવેહેલી કપાવી ત્યારે બાલને મોતીથી જડેલા સોનાના એક દાબડામાં મુકયા હતા.

પ્રાચીન નૉરમન પ્રજાનાં ઈતહિાસ ઉપરથી જણાય છે કે દાઢી મોટી કંગાલીયતની નિશાની ગણાતી હતી. ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે ઈંગલંડના પેહેલા નૉરમન રાજા વિલ્યમ ધી કૉંકરરે દાઢી અને મૂછ્યા ફરજીયાત બોડાવી નાખવાનો ધારો કાઢયો હતો, અને તે ઉપરથી ઘણા ઈંગ્રેજો મૂછ્યા કાઢી નાખવાને બદલે દેશ તજી ગયા હતા ઉપલા જેવોજ એક કાયદો રૂશિયન શેહેનશાહ પિટર ધી ગ્રેટે કાઢયો હતો કે દાઢી રાખનારે ચોકસ કર ભરવો. પણ આથી દાઢી બોડાવવાને બદલે પ્રજાએ ખુશીથી કર આપવા માંડયો હતો, અને ગરીબ લોકોએ દાઢી બોડાવીને તે સંભાળથી જાળવી રાખી પોતાના કફનમાં સાથે દાટવાનો રેવાજ દાખલ કર્યો હતો.

જર્મનીની 'કાટી' પ્રજામાં એક એવો રેવાજ છે કે જ્યાંસુધી એક જુવાન્યો એકાદ દુશમનને મારી નહિ નાખે ત્યાંસુધી તેનાથી દાઢી બોડાવાય નહિ.

અસલ ફ્રેન્ચ રાજાઓ તથા અમીર ઉમરાવો પણ દાઢીને ઘણું માન આપતા હતા. આગલા વખતમાં મોટા માણસો સાથે વાત કરતાં દાઢી પસવારવાનો રેવાજ હતો, અને કોઇની દાઢીનાં બાલ ખેંચવા એ મોટું અપમાન થએલું ગણાતું હતું.

૧૪ મી સદીનાં સુમારમાં યુરપના રાજાઓ પોતાનાં ફરમાનો દાઢીનાં ૩ બાલથી મ્હોર કરીને જાહેર પાડતા હતા. આગલા વખતનાં એક અતિ અગત્યનાં દસ્તાવેજ ઉપર એવા શબ્દો લખેલા જોવામાં આવે છે કે "આ ફરમાન વધારે પાકું ગણવા માટે મારી મ્હોર ઉપર દાઢીનાં ૩ બાલ લગાડું છું."

હિંદુસ્તાનમાં આગળ ત્રાસ વર્તાવી રહેલા ઠગો જ્યારે વર્સાદની મોસમ પુરી થઇ કે પોતાના ઠગબાજીનાં ધંધાપર ભટકવા નિકળતા. પણ મુહરત જોઇ ગામ બહાર નિકળવા પછી માર્ગમાં જ્યાંસુધી એક પણ શેકાર તેમના હાથથી માર્યો જતો નહિ ત્યાંસુધી દાઢી નહિ બોડાવવાની બાધા લેતા હતા, ને તે પછીજ સર્વે સાથે દાઢી બોડાવી બાધા છોડતા હતા.

ડૉ. જોન ડી કારતરો નામે એક પોર્તુગીજ અમલદાર આગળ ગોવે હતો, તે વખતે પોતાના કાફલાનો ખોરાક ખુટી જવાથી ગોવાના લોકોને પોતાના મૂછીયાના બાલના ગુચ્છાઓ જામીનગીરી તરીકે આપવા તે તૈયાર થયો હતો. પણ ગોવાનીસ ઓરતોએ એવી કુરબાની લેવા ના પાડી હતી, અને તેનીપર વિસવાસ રાખીને જોઇતી નાણાંની મદદ કરી હતી.

દાંત—દાંત જોકે હાડકાના બનેલા છે તોય શરીરનાં બીજાં હાડકાંથી તે કેટલીક રીતે જૂદા છે. તે ખુલ્લા હોઇ તેનીપર હવાની અસર થાય છે, અને તેને ઇજા ન થાય તે માટે અત્યંત કઠણ એવો એક સફેદ રંગનો પદાર્થનો થર તેની ઉપર બેસાડેલો હોય છે. જો તે થરને ભાંગી નાખ્યો હોય, યા તેને ઇજા થઇ હોય તો તે ફરી બેસી શકતો નથી, અને જો તેનો કાંઇ ઉપાય કર્યો નહિ હોય તો તે રફતે રફતે ઝીર્ણ બની નિર્મૂળ બને છે.

દાંતનો મ્હોટો ભાગ 'ડેનટીન' નામના પદાર્થનો બનેલો છે. તેની ઉપરના સફેદ ચળકતા પડને 'ઇનેમલ' કહેછે, અને જે ભાગ મૌસની અંદર ઢંકાયલો છે તેની આસપાસ પણ પાતળું પડ હોય છે, જેને 'સિમેન્ટમ' કહે છે, એ મનુષ્ય હાડકાંને ઘણું ખરૂં મળતું આવે છે. ઇનેમલવાળા ભાગને દાંતનું શિખર અથવા "ક્રાઉન" કહે છે અને જે ભાગ મૌસમાં ઢંકાએલો છે તેને દાંતનું મૂળિયું કહે છે. આગલા દરેક ૭ દાંતોને એકેક મૂળિયું હોય છે, તેની પછવાડેની બે નાહની દાઢને ઉપલા જડબામાં બે મૂળિયાં હોય છે. વળી તેની પછવાડેની દાઢોમાં ઉપલા જડબામાં ૩ અને નીચલા જડબાંમાં બે મૂળિયાં હોય છે. દાંત અંદરથી વચલા ભાગમાં પોકળ રહે છે, અને દરેક મૂળિયામાં પણ વચોવચમાં એક નાકું રહે છે. આ ખાલી ભાગમાં લોહીની રગો અને જ્ઞાનતંતુના રેશા સમાયલા રહે છે, જેમાંથી દાંતનું પોષણ થાય છે. જ્યારે દાંત કોહી જાય છે અને કોહવાટ છેક વચલા ભાગ સુધી લાગે છે ત્યારે અથવા બીજા કોઇ કારણથી એ લોહીની રગોમાંનું દોડતું લોહી બંધ પડેછે ત્યારે દાંતનું પોષણ થતું અટકે છે, અને ત્યારે તેને મુએલા દાંત કહે છે.

દાંતને તેનાં મૂળિયાં વડે ઉપલા અને નીચલા જડબાંમાં મજબુત બેસાડેલા છે. ઉમરની વધ સાથે તેની સંખ્યામાં ફેરફાર થાયછે, એટલે બાળપણમાં ૨૦ પછી ૨૮ તો કોઇને ૨૯-૩૦ અને કોઇને ૩૧ હોય છે. બાળકોને જન્મતાંજ પૂર્ણ અવસ્તાએ આવેલાં દાંત હોતાં નથી, પણ તેના અંકૂર ચામડીમાં હોયછે. તે વધતા જઇ ૬ ઠા મહિનાથી ૧૦ મા મહિના સુધીમાં કોઇના બાહેર નિકળેછે પણ સઘળા દાંત આવતાં બેથી ત્રણ વર્ષની મુદત લાગેછે.

પેહેલા ઉગેલા દાંત થોડો વખત ટકે છે જેને દુધના દાંત કહેછે. ૬ ઠા વર્ષથી ૧૪ મા વર્ષ વેરમાં તે દાંત ઢીલા પડી બીજા દાંત ફુટે છે. બીજા દાંતની સંખ્યા ૩૨ ની હોઇ તેના ઉપયોગ પ્રમાણે તે જૂદા જૂદા કદનાં અને આકારનાં હોય છે.

આગલા દાંત તોડવા માટે, સળો ચીરવા માટે અને દાઢો ચાવવા માટે છે. ઉપલા અને નીચલા જડબાની છેલ્લી દાઢ જેને 'અક્કલ દાઢ' કહે છે તે સુમારે ૨૦ મે વર્ષે ફુટે છે. દરેક જડબાનાં આગલા ૪ દાંતો ચપટા અને ધારવાળા હોય છે, અને બાકીના ઘણાખરા ગોળ અને ચોરસ આકારનાં હોય છે. જ્યારે બેઉ જડબાં સાથે મળે છે ત્યારે ઉપલા દાંત નીચલા દાંતની બાહેર આવે છે, જેથી આગલા દાંતો ખોરાકને કાતરની માફક કાપી નાખવાને કામ લાગે છે, અને પાછલા દાંતો ખોરાકને દાબી નાખી તેનો બારીક ભૂકો કરી નાખે છે. દાંતની ગોઠવણ એવી કરેલી હોય છે કે જે ભાગ આપણને દેખાય છે તે ફક્ત ⅔ ભાગ છે, બાકીનો ⅓ ભાગ જડબાંની અંદર મૌસમાં ઢંકાયલો રહે છે.

મનુષ્યનાં દાંત એક સરખા હોતા નથી, તેમ તેના આકારમાં અને કાર્યમાં ફરક હોય છે, તે મુજબ તેમના ૪ વર્ગો કરવામાં આવ્યા છે. તેમના નીચે મુજબ વર્ગ અને સંખ્યા છે.

| | | કાપનારાં | કુતરીયા | બે ખુણીયા | દાઢ. | જુમલે. |
|---|---|---|---|---|---|---|
| દુધીયા | ઉપલું જડબું | ૪ | ૨ | ,, | ૪ | ૨૦ |
| | નીચલું જડબું | ૪ | ૨ | ,, | ૪ | |
| જાયુકના | ઉપલું જડબું | ૪ | ૨ | ૪ | ૬ | ૩૨ |
| | નીચલું જડબું | ૪ | ૨ | ૪ | ૬ | |

દાંતના ફુટવા ઉપર આદમીની ઉમર વિષે અડસટો બાંધી શકાય છે. તેમને ફુટવાના વખતનો કોઠો નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| દુધીયા દાંત ફુટવાનો વખત. | વચલા 'કાપનારા' દાંત | ૭ મે મહિને. |
| | બાજુનાં 'કાપનારા' દાંત | ૧૮ થી ૧૦ મે મહિને. |
| | આગલી દાઢનાં દાંત | ૨ થી ૧૪ મે મહિને. |
| | કુતરીઆ દાંત | ૧૪ થી ૨૦ મે મહિને. |
| | પાછલી દાઢનાં દાંત | ૧૮ થી ૨૬ મે મહિને. |
| | પેહેલી દાઢનાં દાંત | ૫ થી ૭ મે વર્ષે. |
| | બેઉ વચલા કાપનારા દાંત | ૬ થી ૮ મે વર્ષે. |
| જાયુકનાં ફુટવાના દાંત | બેઉ બાજુના કાપનારા દાંત | ૭ થી ૯ મે વર્ષે. |
| | આગલા બે અણીઆલા દાંત | ૮ થી ૧૦ મે વર્ષે. |
| | પાછલા બે અણીઆલા દાંત | ૯ થી ૧૧ મે વર્ષે. |
| | કુતરીઆ દાંત | ૧૧ થી ૧૨ મે વર્ષે. |
| | બીજી દાઢનાં દાંત | ૧૨ થી ૧૪ મે વર્ષે. |
| | ત્રીજી દાઢ (અક્કલ દાઢ) દાંત | ૧૭ થી ૨૫ મે વર્ષે. |



**મનુષ્યની ઉમરની વધ સાથે આવતા દાંત**—પ્રથમ બચ્ચાંને ૬ માસની ઉમર પછી દુધીયા દાંત ફુટવા માંડે છે, અને જેમ જેમ દાંત બાહેર નિકળવા માંડે છે તેમ તેની ઉપરની જાડી ચામડી બેચાઇ પાતળી બને છે, અને જેવી દાંતની અણી મૌસમાંથી બાહેર નિકળે છે કે તેવો-જ પારો દાંતની આસપાસ સંકોચાઇ જાય છે અને પેલા સૂજેલા ભાગ ધીરે ધીરે બેસી જાય છે. પ્રથમ આગલા બે દાંતો, બાળક પાંચથી આંઠ માસનું થતાં બાહેર જણાય છે, જે પછી બેઉ તરફનાં દાંત સાતથી દસ માસની ઉમર થતાં નિકળવા માંડે છે. બાળક એક વર્ષનું થતાજ જડબાંની દરેક બાજુએ અકેક અણીદાર દાંત આવે છે, એ દાતોને "કેનાઇન ટીથ" કહે છે; કારણ કે તે લગભગ કુતરાનાં દાંતને મળતા આવે છે. બાળક દોઢ વર્ષનું થતાં પેહેલી દાઢ ફુટે છે અને બીજી બે વર્ષનું થતાં આવે છે. એ રીતે બચ્ચું ૬ વર્ષનું થાય છે તેટલામાં તેને ૨૦ દાંતો આવે છે, જે પછીજ ઉપલા જડબામાં આવે છે. દરેક બાળકને ઉપલી રીતે અને ઉમરે અનુક્રમે દાંત આવતા નથી પણ તેના બાંધા પ્રમાણે મુદત ફેરે આવે છે, તે. કેટલાકને જન્મતાંજ દાંત ફુટેલા જણાય છે. આ દાંત અપસગન ભર્યા ગણાય છે. કારણ કે "જે બાળકના મોઢમાં જન્મતાં દાંત જણાય છે તેના વડીલ મરણ પામે છે" એવી કહેતી છે. મહાન રાજા ચંદ્રગુપ્તનો પ્રધાન ચાણક્ય જન્મતાં દાત સાથે જનમ્યો હતો, આથી તેના દાંત તોડી પાડવામા આવ્યા હતા, પણ તે પછી તરતજ તેનો પિતા મરણ પામ્યો હતો.

કેટલાંક બાળકોને ૧ વર્ષની ઉમર પછી તો કેટલાંકને સવા વર્ષ પછી દાંત ફુટવા માંડે છે.

એક જાણીતા અનુભવી* તબીબના જણાવવા મુજબ 'જ્યારે દાંત પેહેલવેહેલા ફુટે છે ત્યારે બચ્ચાંની હાલત જો નાજુક હોય છે તો તેઓની ઉપર કોઇપણ દર્દની અસર સેહેલાઇથી લાગુ પડે છે; અને જો બચ્ચાંને જન્મથીજ કાંઇ રોગ લાગુ પડયો હોય તો તે વખતે તેમાં ઘણો વધારો થાય છે.'

'જ્યારે દાંત પ્રથમ ફુટવાનાં શરૂ થાય છે, ત્યારે બાળક ઘણુંખરૂં બેચેન રહે છે, તેના મ્હોમાંથી લબ ગળે છે અને પોતાનાં આંગળાં અથવા બીજી જોખી ચીજ હાથમાં હોય તે તેના મોહમાં પકડે છે. જેમ જેમ દાંત પારાની સપાટી તરફ આવતો જાય છે, તેમ તેમ તે પારો વધારે સૂજતો અને નરમ થતો જાય છે. આ હાલતમાં બચ્ચું જલદીથી ઉશકેરાઇ જાય છે, અને ઘણીક વેળા ઉંઘમાંથી ચોંકી ઉઠે છે. એવી વખતે પારાને ચીરવાની કાંઇ પણ જરૂર નથી, અને જો ચોડાંક પેટ આવતાં હોય તો તે પણ બંધ કરવા નહિ જોઇએ. પણ જો બચ્ચું ઘણું નાતવાન હોય છે ત્યારે અથવા કાંઇ બીજી માંદગીને લીધે ઉપલી નિશાનીઓ વધારે જોશમાં માલમ પડે છે, અને બચ્ચાને ઘણી ધાસ્તી ભરી હાલતમાં લાવે છે. આ વખતે બચ્ચાંને જોરમાં તાપ આવે છે, તેના મ્હોમાંથી જતી લબ બંધ થાય છે ને મ્હો સુકાઇ જાય છે. એવી હાલતમાં તેની ઉપર તર્હેવાર જાતનાં દર્દો હુમલા કરે છે; એકદમ ઉલટી થઇ પેટ આવે છે, ફેફસાંપર સોજો ચઢે છે, ખેંચતાણ થાય છે અને એવાં ઘણાક દર્દોથી હેરાન થઇ બચ્ચું ઘણીવાર મરણ પામે છે. તે થકી દાંત ફુટવાની વખતે બચ્ચાંની ખાસ માવજત શરૂઆતથી કરવી ઘટે છે. જ્યારે બચ્ચું ૫ થી ૬ વર્ષની ઉમ્મરનું થાય છે ત્યારે પેહેલવેહેલાં જાથુકના દાંત આવે છે. પેહેલવેહેલાં ઘણુ ખરા ૬ ઠે વર્ષે દુધીયા દાંતની છેક પછવાડે એક એક દાઢ દરેક બાજુએ આવે છે. ત્યારથી સાતમે વર્ષે નીચલાં જડબાના આગલા બે દાંત અને ૮ મે વર્ષે તેની આજુબાજુનાં ફુટે છે. આ પ્રમાણે દર વર્ષે બબે નવાં દાંત આવી તેરમે યા ચૌદમે વર્ષે સઘળા દાંત ફુટી રહે છે. ત્યાર પછી ૧૭ થી ૨૧ મા વર્ષની ઉમરમાં ડાહાપણ દાઢ ફુટે છે અને તે વખતે પાછી કેટલીક હેરાનગતી પોંહચે છે."

કેટલાક મનુષ્યને દાંત ત્રીજી વેળા ફુટે છે. ડૉ૦ ગુડના જણાવવા મુજબ ૬૩ ને ૮૧ વર્ષની ઉમરમાં આ ત્રીજી વેળાના દાંત આવે છે. આ દાંતો હમેશાં આડા અતારા ઘણી નાહની સંખ્યામાં ઉગે છે. આ દાંતને કાંઇ જડ અથવા મજબૂત મૂળ હોતું નથી તેથી તેઓ હમેશાં ઘણાખરા ઢીલા હોય છે, અને ખોરાક ચાવવાના કાંઇપણ કામમાં આવતા નથી, પણ ઉલટી અડચણ કરે છે."

**પ્રાણીઓના દાંત વિશે**—પ્રાણીનાં દાંત તેમના શરીરના બીજા ભાગ પ્રમાણે અનેક પ્રકારનાં હોઇ વિશેષ કાર્યને ઉપયોગી પડવા લાયકનાં હોય છે. કોઈ પણ જાનવરના દાંતની આકૃતિ અને સ્થિતિ જોતાં તે જનાવરના ગુણ, લક્ષણો સેહેજમાં ધ્યાનમાં આવશે. તેમાં ૪ જૂદા જૂદા પ્રકાર છે. ૧—માંસહારી પ્રાણીનાં દાંત અતિશય મજબૂત, અણીયાલા અને તિણાં હોઇ ઘણા આગળ આવેલા હોય છે, તેથી કરી તેમને પોતાના શિકાર પકડતાં આવડે છે, અને તેમજ પોતાનાં જડબાનાં કાંઇક તર્હેવાર ચલણવલણથી તે તેમને ફાડતાં આવડે છે. ૨—તૃણહારી પ્રાણીના દાંત માંસહારી પ્રાણીના દાંતથી જૂદા છે. તેમના બે પ્રકાર છે. એટલે છેદક દાંત અને દાઢ એ છે. છેદક દાંત આગલી બાજુએ બેસાડેલા હોય છે અને ઘાસ વગેરે પદાર્થ

* ડૉ૦ ફરામજી જીવનજી પટેલ એલ. આર. સી. પી. (લંડન) કૃત જ્ઞાન પ્રસારક મંડળી વરફનું ભાષણ ૧૮૯૩–૧૯૦૩.

કાપવા લાયક તે પોહળા ને તિક્ષણ હોય છે. અને દાઢ એ તેમની પાછળ બેસાડેલી હોઇ અન્ન ચાવવા માટે ચપટા અને પોહળા બનાવેલા હોય છે. વગોળનારાં પ્રાણીમા ઉંટને માત્ર ઉપલા જડબામાં છેદક દાંત હોય છે; આ વર્ગમાંના બીજા જાનવરોનાં નીચલા જડબા માંહેલા છેદક દાંતનો વેપાર ઉપલાં જડબાં-માંના ઉપર ઉપસેલા ટેકરા ઉપર થાય છે. ૩—હેજહાક, છછુંદર આદિ કરી કિડા ખાનારાં પ્રાણી એમને એક જડબામા ગાયદુમ આકારના અને અણીયાળા દાંત હોઇ સામેના જડબામાંના દાંતમાં તે બેશી શકે છે, એવા તેમાં ખાડા હોય છે. ૪—સસલા, ઉંદર વગેરે કરડનારા પ્રાણીઓનાં દરેક જડબાંની આગલી બાજુએ તહેંવાર અણીયાલા બે છેદક દાંત હોય છે. આ દાંતપર આગલી બાજુએ માત્ર એક સખત પદાર્થનો થરો હોય છે, અને પાછલી બાજુ છુટી રહેતાં ઘસાઇ પીસાઇ જીર્ણ બને છે. અને તેથી આ દાંત સદા તિક્ષણ રહે છે. આ દાંત ઘસાઇ ટુંકા થતાં ફરી વધવા માટે છે આથી પ્રાણી પોતાનો ખોરાક ચાલુ ખાઇ શકે છે.

**દાંતા**—આ દેશી રાજ્ય મહિકાંઠા એજનસિમાં ગુજરાત પ્રાંતમાં મુબાઈ ઇલાકાને તાબે છે, એનું ક્ષેત્રફળ ૨૩૦૦ ચોરસ મૈલ છે, તેમા ૩૬૦ ગામો છે. અગાઉ આ રાજ્યને તાબે ૭૬૦ ગામો હતાં. હાલમાં જે ગામ સંખ્યા છે, તેમાંના માત્ર ૧૫૬ આબાદ અને બાકીનાં વેરાન છે.

આ દેશ પહાડી અને વન ઝાડીથી ભરપૂર છે. લોક વસ્તી ૧૭૪૫૬ ની છે. વાર્ષિક ઉપજ ૨૭૦૦ પૌંડની છે. તેમાંથી ૨૩૭ ગાયકવાડને, ૫૧ પૌંડ ઈડરને અને ૫૦ પૌંડ પાલનપૂરના નવાબને ખંડણીના બદલે છે. આ રાજ્યમાં દરેક પ્રકારનું ધાન્ય પાકે છે. દેશનો ૧૫૦૦૦ એકર જમીન ભાગ ખેતીવાડીથી ભરપૂર છે. દાંતા પાસેજ મારબલની ખાણો છે. રાજ્યનાં વડા અધિપતિ રાણાનો ખેતાબ ધરાવે છે. રાજ્યકર્તા પરમાર રજપૂત શાખાનાં છે. આ રાણા બીજે પંક્તિનાં ગણાય છે.

આજ રાજ્યમાં અંબાભવાનીનું અતિ પ્રસિદ્ધ યાત્રા સ્થળ છે, અને રાણાને મુખ્ય ઉપજ આ દેવીને અર્પણ થતાં નાણાંમાંથી મળે છે. (જુઓ અંબા ભવાની).

મુખ્ય શેહેર દાંતા વડોદરાની ઉત્તરે ૧૩૬ મૈલ ઉપર અને ડીસાની પૂર્વે ૩૮ મૈલ ઉપર છે.

દાંતાના ડુંગરામાં આરસપહાણ, ખીસોરી પથ્થર, પારેવો પથ્થર તથા અબરખ, પોલાદ વગેરેની ખાણો છતાં તે ખોદી કાઢવાની કોઈ કોશિસ કરતું નથી. દેશમાં ઘઉં, બાજરી, શેરડી, મકાઇ, સરસવ, ચણા, માલ, બંટી કોદરા વગેરેનો મુખ્ય પાક થાય છે. તે શિવાય બીજાં અનાજ અને કઠોળ પણ પેદા થાય છે. જંગલમાં ઇમારતી લાકડાં અનેક પ્રકારનાં ઉગે છે. દેશની મુખ્ય ભાષા ગુજરાતી છે પણ ભીલ તથા ગરાસીયાઓ ભિલ્લી ભાષા બોલે છે.

**દાંતી**—એનાં ઝાડ કોકણ પ્રાંતમાં ઘણાં ઉગે છે. આ ઝાડ સુમારે ૩–૪ હાથ ઉંચાં વધે છે. એનાં પાંદડાં કાંગરાદાર, લાંબા અને હથેળી જેવડાં હોય છે. એના ફળો આકારે ઘૂઘરા જેવાં હોઇ તે બળદાણાં જેવડાં મ્હોટાં હોય છે આ ફળોમાંથી નેપાળના જેવાં બિયાં નિકળે છે, તે રેચકારક છે. એનાં મૂળોને દંતીમૂળ કહે છે. આ મૂળીયાં ઔષધિ ઉપચારમાં યોજેલાં છે.

**દાતિયા**—મધ્ય હિંદુસ્તાનમાંના બુદેલખંડમાનું દેશી રાજ્ય. એનું ક્ષેત્રફળ ૮૩૬ ચોરસ મૈલ હોઇ તેમાં ૧૮૨૫૯૮ ની વસ્તીમાં ૧૭૪૨૦૨ હિંદુ, ૮૩૮૧ મોહમેદન અને ૧૫૦ જૈન છે. આ રાજ્યને તાબે ૪૫૪ ગામડાં છે. આ રાજ્યની પૂર્વે ઝાંસી જીલ્લો અને બીજી દિશા આસપાસ ગ્વાલિયરનું રાજ્ય છે. ૧૮૦૨ માં પેશવા સાથનાં કોલકરાર વેળા બુદેલખંડ સાથે આ રાજ્ય પણ તાબામાં આવ્યું હતું.

અત્રેનો રાજા ૧૮૧૮ માં બ્રિટીશો સાથે સારી મિત્રાચારીમાં રહેવાથી સિંધ નદીની પૂર્વેનો દેશ બક્ષેસમાં આપી નવા કોલકરાર ર્ક્યા હતા. હાલનો રાજા ભવાનસિંગ છે. વાર્ષિક મેહેસૂલ ૧૦૦૦૦૦ પૌંડની ઉપજે છે. અત્રેનો રાજા સિંધ્યાને બ્રિટીશ સરકાર મારફતે ૧૫૦૦ પૌંડ ભરે છે. અત્રેના રાજાને ૧૫ તોપોનું માન મળે છે. તેના લશકરમાં ૯૭ તોપો ને ૧૫૦ ગોલંદાજ, ૭૦૦ ઘોડેસ્વાર ને ૩૦૪૦ પાયદળ લશકર છે.

**દાતિયા**—ઉપલાનું મુખ્ય પાયતખત આગ્રાથી સાગરના માર્ગમાં આગ્રાની દક્ષિણ પૂર્વે ૧૨૫ અને સાગરની ઉત્તર પશ્ચિમે ૧૪૮ મૈલ ઉપર છે. આ ગેહેર ખુદરતી બંધાવદાર ૩૦ ફીટ ઉંચી દેવાલવાલા કોટમાં વસાવલું છે. તેમાં લોકવસ્તી ૨૮૩૪૫ ની છે. તેમાં ૨૩૩૯૩ હિંદુ, ૪૯૪૮ મોહમેદનો છે. રાજાનો મેહેલ અતિ રમણીય જગ્યા પર બાંધેલો છે. રાજમેહેલ શિવાય બીજો એક સુંદર મેહેલ છે અને શેહેરની પશ્ચિમમાં આવેલો ગંજાવર મેહેલ હાલ જો કે પડત હાલતમાં છે તોય તે તેની કારીગીરી માટે જોવાલાયક છે. શેહેરથી ૪ મૈલ ઉપરનું જૈન મંદીર પ્રાચીન હુન્નરમંદીનો એક અજબ નમુનો છે.

**દાતેગઢ અથવા સુંદરગઢ**—આ પહાડી કિલ્લો પાટણની ઇશાન્યે ૩ મૈલ ઉપર મેદાનથી ૨૦૦૦ ફીટ ઉપર છે. દાતેગઢ આસપાસના પર્વતોમાં સર્વથી ઉંચા શિખર ઉપર બાંધવામાં આવ્યો છે. કિલ્લામાં પ્રવેશ કરવા ૩ મૈલ પહાડો ચઢવા પડેછે. આ કિલ્લો ચોખૂણાકાર હોઇ તેની લંબાઇ ૬૦૦ અને પોહળાઇ ૧૮૦ ફીટની છે. કિલ્લામાં જવાનો દરવાજો પશ્ચિમ તરફથી છે. આ દરવાજો ૨૭ ફીટ ઉંચો અને ૭ ફીટ પોહળો ખડક ખોદી બનાવેલો છે. તેને ૧૦ ફીટ ઉંચાઇની એક કમાન છે. પણ તે હાલમાં પડત હાલતમાં છે. ત્યાંથી આગળ ખડક ફોડી બનાવેલી ૨૦ સિઢીઓ મળેછે, જે ચઢી જતાં કિલ્લાના શિખરપર જવાય છે. કિલ્લામાં એક હનુમાનની મૂર્તિ છે જેની પૂજા રોજ કરવામાં આવેછે. પૂર્વ તરફ એક અતિ અંધારી ઓરડી છે. આ ઓરડીમાં જવા ખડકમાં ૮ ફીટ હેઠે ઉતરવું પડેછે. આ અંધારી ઓરડી ૩૦ ફીટ લાંબી ને ૧૨ ફીટ પોહળી તથા ૮ ફીટ ઉંડી છે. તેમજ એક કુવો ખડકમાં ૧૦૦ ફીટ ઉંડો ખોદેલો છે, જેનું મ્હો ૨૦ ફીટ ઘેરાવાનું છે. કથા મુજબ આ કુવા સાથે 'કોયના' નદીને સંબંધ છે. કિલ્લામાં બે મ્હોટી ને ત્રણ નાહની ટાંકી છે. આગળ એમાં ધાન્ય ભરી રાખવામાં આવતું. દક્ષિણ તરફ પડત ઇમારતો છે. આગળ અત્રે ૧૫૦ સિપાહીો હમેશાં પડી રહેતા અને તેમને પાસેની જમીન ઇનામમાં મળેલી હતી. આ કિલ્લો શિવાજીએ બંધાવ્યો હતો એવી દંતકથા છે. પણ લેખો ઉપરથી જણાય છે કે શિવાજી આગમજ તે મુસલમાનોનાં તાબામાં હતો. ઉપર જણાવેલો કુવો પ્રાચીનકાળમાં કોઇ ઋષિએ બંધાવ્યો હતો એવી કથા છે. પૂર્વ તરફનાં એક ખડકમાં ટાંકી હોઇ તેનો આકાર ગાયના મ્હોઢાં જેવો છે. આ ટાંકાનો ઝરો એવો તો મ્હોટો છે કે એક નેહેર બાંધી ત્યાંથી પાણી પાટણ સુધી પોહચાડવાનો તથા ખેતરને પુરું પાડવાનો વિચાર કરવામાં આવ્યો હતો, પણ કેટલીક અડચણોને લીધે તે કામ આરંભી શકાયું નહોતું.

ઇ૦ સ૦ ૧૮૧૮ માં ઇંગ્રેજોએ સતારાની રાજ્યગાદી ફરી સ્થાપન કરતાં કેપ્ટન ગ્રાંટ એજ વર્ષનાં મે માસમાં કિલ્લો જીતવા માટે ગયો અને ચોક્કસ શરતોથી લઢાઇ વગર કિલ્લો જીતી લીધો હતો.

**દાદખ્વાહ**—આ બોલ ફાર્સિ છે કે જેનો અર્થ ઇન્સાફ થાય છે. આગળ મધ્ય એશિઆના હાકમને દાદખ્વાહનો ખાસ ખેતાબ મળતો હતો, અને હાલમાં પણ ખોકંદ તથા પૂર્વ તર્કસ્તાનમાં દાદખ્વાહ એક ખાસ ખેતાબ છે. દાદમહાલ યાને ઇન્સાફની અદાલત એવો અર્થ થાય છે.

**દાદમર્દો.**—અથવા 'તરોદા.' આ વનસ્પતિના પાંદડાં ઔષધિ ગુણ ધરાવે છે. એના પાંદડાનો રસ લિંબુના રસમાં મિશ્ર કરી ગજકર્ણ ઉપર ચોપડવામાં આવે છે. પાંદડાંમાં રેચક ગુણ છે, આથી સોનામખીને જગે એનો ઉપયોગ કરવામાં આવે છે. એના પાંદડાં તથા બિયાંમાં 'chrysoplanic Acid' આ નામનું દ્રવ્ય શોધી કાઢ્યુ છે. તે ગજકર્ણ, ખરજ વગેરે ઉપર લેપ તરીકે ચોપડવામા આવે છે અને તે ઉપલા દર્દોમાં ગુણકારી છે.

**દાદાભાઈ નવરોજજી**—આ મહાન બુઝર્ગ નર હિંદુસ્તાનમાં મહાન દેશહિતકારી તરીકે બધે મશહૂર છે. દાદાભાઇનો જન્મ ઇ. સ. ૧૮૨૫ મા ૪ થી સપટેબરે મુંબઇમા માંડવી તરફ ખડક ઉપરના એક નાહના ઘરમાં થયો હતો. એમના વડવાઓ નવસારીના વતની ને ભગર સાથના મોબેદી પંથના હતા ને તેઓ દોરડીની અટકથી ઓળખાતા હતા. દાદાભાઇના નવમાં વડવા ચાંદજી કામદીન ઇ. સ. ૧૬૧૯ ના સુમારે દિલ્લીના પાદશાહ જહાગીરની દરબારમાં ગયા હતા, ત્યાં પાદશાહને એક ગુલાબના અત્તરની બરણી નજર કરી મેહેરબાની મેળવી હતી, તથા ત્યાં મુલ્લા જામાસ્પનો એલકાબ પામી ૧૦૦ વિંઘા જમીન ઇનામમાં મેળવી હતી, આ જાગીર પોતાના ભાઇ હોસંગ સાથે ભોગવી હતી. આ જાગીરનો ભોગવટો ચાંદજીના વંશજો હાલમાં પણ ભોગવે છે. ચાંદજીના નબીરા દોરાબજી બરજોરજી અને તેના બેટા મેહેરનોશજી દારાબજી દોરડી ઇ. સ. ૧૭૩૪ થી ૧૭૪૨ સુધી નવસારીમાં એક જાણીતા મોબેદ હતા. આ મેહેરનોશજી ઑ૦ દાદાભાઇના બાપના બપાવા હતા.

* ઑ૦ દાદાભાઇના પિતા નવરોજજી પાલનજી દોરડી ગરીબ અવસ્તામાં હતા અને ચાર-પાંચ વર્ષના દાદાભાઇ થતાં તેવણ મરણ પામ્યાથી એમના ઉધરભાવ અને ગુજરાનનો સર્વ આધાર એમનાં માતાજી બાઇ માણેકબાઇ ઉપરજ રહેલો હતો. એમના માતા ઘણાજ હોશિયાર, સ્યાણાં અને ઘરસંસારી તેમજ અકકલમંદ હતા. પોતાના આ બેટા ઉપર તેવણે અવ્વલથીજ ઘણી આશાઓ રાખી હતી તેથી તેને કેળવવામાં કશી કસુર કરી નહિ. ઑ૦ દાદાભઇનાં લગન ૯ કે ૧૦ વર્ષની ઉમરે બાઇ ગુલબાઇ તે મી૦ સોરાબજી શરાફનાં બેટી સાથે મુંબઇમાં થયા હતા. તે પછી એમને મોબેદી પંથની રૂઢી મુજબ મુંબઇમાંજ ઇ.સ. ૧૮૩૯ માં હોરમસજી બમનજી વાહાડીયાજીના આતશબેહેરામમાં નાવર કીધા હતા.

ઑ૦ દાદાભઇએ પોતાની કેળવણી મુંબઇની એલફિન્સટન ઇન્સટીટયૂશનમાં લીધી હતી, તે વેળા એલફિન્સટન કૉલેજ પણ એ ઇન્સટીટયૂશનમાંજ સાથે હતી. ૧૮૪૦ માં એવણે "કલેર સ્ટૉલર"ની પદ્વિ મેળવી હતી. એ, પછી ૧૮૪૨માં એજ કૉલેજમાં નવા સ્થાપેલા નારમલ સ્કૉલરના વર્ગમાં પેહેલવેહેલા એમને દાખલ કીધા હતા. એવણ જેમ સાહિત્યમાં તેમ ગણિતમાં પણ કુશળ હતા અને એ બાબતોમાં ઇનામો પણ મેળવ્યાં હતાં. તે વેળાની બોર્ડ ઑફ એજ્યૂકેશનનાં પ્રેસિડેંટ સર અર્સકિન પેરી મી૦ દાદાભઇનો વિદ્યાઅભ્યાસ તથા ચંચળાઇ જોઇ એટલા તો ખુશી થયા હતા કે એવણને ઇંગલંડ બેરિસ્ટર થવા માટે મોકલવાની ગોઠવણ કીધી અને તે માટેનો ખરચ પોતાની ગીરોથી તથા બાકીનો કેટલાક પારસી શેઠીયાઓ પાસથી મેળવવાને કબુલ કરાવ્યું, પણ એજ અરસામાં એકાદ બે પારસી છોકરાઓ ખ્રિસ્તી ધર્મમાં વટલી જવાથી, પેલા પારસી મદદગારોએ સર અર્સકિનનો આ વિચાર માંડી વાળવા ફરજ પાડી હતી. તે પછી એવણને એલફિન્સટન ઇન્સટીટયૂશનમાં

* (ઇ. સ ૧૮૮૨ ૨૩ જુલઇએ ખાનબહાદુર બમનજી બેહેરામજી પટેલ તરફથી જામેમાં પ્રગટ થએલા જન્મ વૃત્તાંત ઉપરથી.)

૧૮૪૬ માં એક શિક્ષકની જગા મળી હતી. ૧૮૪૭ માં તે વેળાના નાંમાંકિત પ્રોફેસર ઓર્લિંબારે એવણુ માટે એક ઠેકાણે કહ્યું હતું કે "મી૦ દાદાભાઇ એક પરોમિસ ઑવ ઈંડયા છે." યાને હિંદને મ્હોટી ઉમેદ આપનાર એક બેટા છે; એ આગાહી આકેબત ખરીજ •પડી હતી. ઇ. સ. ૧૮૪૮ માં એલફીન્સટન કૉલેજ તથા ઇન્સ્ટીટયૂશનના વિદ્યાર્થિઓએ પોતાના ઇંગ્રેજી જ્ઞાન તથા વિદ્યાહુન્નરમાં વધારો કરવાને તેમજ પોતાના દેશી ભાઇબંધોમાં જ્ઞાનનો ફેલાવો કરવાને "સ્ટુડંટસલિટરરી એન્ડ સાઇન્ટિફીક સોસાયટી" નામની મંડળી સ્થાપી હતી. તે મંડળીની પહેલી સભામાં એવણુ સરનશીન તરીકે નેમાયા હતા; તથા તેના કાયદાઓ વગેરે મુકરર કરી છેક ૧૮૫૫ સુધી તેના નાયબે સર નશીન હતા. આ મંડળી તરફથી ૧૮૪૯ ના અકટોબર માસમાં કોટ, ધોબીતલાવ અને બાહારકોટ ખાતે છોકરીઓને કેળવણી આપવા માટે ત્રણ શાળાઓ ઉઘાડી તેમાં ૭ પારસી જુવાનીયાઓએ દરરોજ સહવારના ૭ થી ૧૦ વાગા સુધી મુફત કેળવણી આપવાનું માથે લીધું હતું. તેમાં બાહારકોટ ખાતેની નિશાળમાં એવણે ૧૦ મહિના સુધી છોકરીઓને મુફત કેળવણી આપી હતી. તે બાદ આ મંડળીને મદદ મલવાથી તા૦ ૫ મી જુલાઇ ૧૮૫૦ ને દિનથી ઉપલી સર્વ શાળામાં પગારદારૂ શિક્ષકો રાખ્યા હતા, આથી તે બધી શાળાઓ સહવારે ૩ કલાકને બદલે આખા દિવસની કરવામાં આવી હતી, અને તે ઉપર એવણુ તથા એવણુના મદદગારો દેખરેખ રાખતા હતા. એ ઉપરાંત ઉપલી છોકરીઓની શાળાને બરની તેમજ સાધારણ ગુજરાતી અને મરાઠી જ્ઞાનને લગતી ચોપડીઓ બનાવવા માટે તા૦ ૧૫ મી સપટેંબર ૧૮૫૧ ને દિને સોસાયટીએ એક "બુક કમિટી" નેમી હતી, જેના ઑ૦ દાદાભાઇ પ્રમુખ હતા. આ "સ્ટુડંટસ સોસાયટી" હસ્તક ઑ૦ દાદાભાઇએ ૧૮૪૮ માં "ગણિત વિદ્યા શિખવાથી હાંસલ થતા ફાયદા" આ વિષય ઉપર તથા ૧૮૫૦ માં "એક શિક્ષકની ફરજ" વિષે મળી બે ભાષણો તથા ૧૮૫૪–૫૫ માં "વરાળયંત્ર" વિષે પાંચ ભાષણો કર્યાં હતાં. આ મંડળીના સંબંધમાં એમની લાંબી સેવાઓને તા૦ ૧૦ મી એપ્રેલ ૧૮૭૬ ને દિને મળેલી એક સભામાં એવણુને આ સોસાયટીનાં ઑનરરી મેમ્બરનું માન આપ્યું હતું. વળી એજ સોસાયટી તરફથી ગુજરાતી તથા મરાઠી ભાષામાં આપણા દેશીઓમાં જ્ઞાનનો ફેલાવો કરવાને બે શાખા-મંડળી સ્થાપવામાં આવી હતી, અને તેમના નામ ગુજરાતી તથા મરાઠી જ્ઞાનપ્રસારક મંડળી આ પ્રમાણે રાખવામાં આવ્યા હતા. ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળીનાં એવણુ કેટલુંક સુધી સભાસદ હતા અને તે મંડળી તરફથી "જ્ઞાનપ્રસારક" નામે એક માસિક ચોપાનીયું ઇ. સ. ૧૮૪૯ નાં જુલાઇ માસથી પ્રગટ કરવામાં આવ્યું હતું. તેના પેહેલવેહેલા અધિપતિ તરીકે પણ એવણે કામ ચલાવ્યું હતું. તે પછી આ ચોપાન્યું લખનારાઓને દરમાયા તરીકે ૧૮૫૩ થી તે ૧૮૬૪ સુધી એવણુ તથા શેઠ ખુરશેદજી નોશેરવાનજી કામાજી મળી દર માસે રૂ ૨૦ ની રકમ પોતાની ગીરેથી આપતા હતા. આ ગુજરાતી મંડળીમાં ઑ૦ દાદાભઇએ પેહેલાંજ વર્ષમાં "કુદરતી ફીલસુફી" જેવા જડત્વ અથવા બેઅખતારી તથા સિદ્ધ પદાર્થ-વિજ્ઞાન" વગેરે મળી ૭ ભાષણો તથા બીજે વર્ષે "યંત્ર ને શિલ્પ શાસ્ત્ર" ઉપર બે અને "પ્રવાહી તથા વાયુશાસ્ત્ર" ઉપર ચાર ભાષણો કીધાં હતાં. ૧૮૫૧ માં નામદાર ગાયકવાડ મહારાજા મુંબઇ આવ્યા, તે વેળાએ તેમની સનમુખ મુંબઇના ટાઉન હૉલમાં આ મંડળી હસ્તક ઑ૦ દાદાભઇએ "ઑક્ષી–હાઇદરોજન માઇક્રોસકોપ" વિષે ગુજરાતીમાં રસિલું ભાષણ આપ્યું હતું. મુંબઇની એલફિન્સટન કૉલેજનાં મરનાર બાલગંગાધર શાસ્ત્રીની

ખાલી પડેલી જગા ઉપર એવણને તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૧ ને દિને અસિસ્ટંટ પ્રોફેસર તરીકે "બોર્ડ ઑવ એજ્યૂકેશન" તરફથી નેમવામા આવ્યા હતા. ૧૮૫૧ માં જરથોસ્તીઓમાંથી જુદદીનોની તથા બીજી કેટલીક અણગમતી રસમો કાઢી નાખવાના ઘટતા ઉપાયો લેવા માટે મીં૦ દાદાભઇએ મી૦ નવરોજી ફરદુનજી સાથે મળી "રાહનું-માય માઝદીયસનાન સભા" સ્થાપી હતી અને તેના પેહેલા બે વર્ષ સુધી એવણ ઑનરરી સેક્રેટરી તરીકે રહ્યા હતા, તથા તે સભામાં ૧૮૫૨ મા "પચાતના અફાબર સાહેબોએ રવાન તથા 'લગનનો ખર્ચ કરવા વિષેઆગળ શું શુ કોશેસો કીધી હતી તથા આપણી ફરજો શું છે" તે વિષે એક અસરકારક રેસાલો વાચ્યો હતો.

મુંબઇમાં "રાસ્તગોફ્તાર" પત્રની પ્રથમ સ્થાપનાં એવણે તા૦ ૧૫ મી નવેંબર ૧૮૫૧ ને દિને કરી હતી. આ પત્ર એવણે મી૦ ખુરશેદજી નોશેરવાનજી કામાજીની છપામણી સંબધી મદદથી એક વર્ષ સુધી મુફત ચલાવ્યું હતું. આ પત્રમાં એવણે જરથોસ્તી ઓને બામદાદની વેળાએ નિરંગ લેવાની સામે લખાણો કીધાં, જેની સામે અત્રેનાં "બીજાં પત્રોમા ઘણીક તકરારો થઇ હતી. તે સર્વેનાં રદીયા એવણે એક ૨૪ સફાનું ચોપાન્યું છપાવી ૧૮૫૨ ના જુન માસમા મુફત વેહેંચ્યુ હતું. એજ સાલના આગસ્ટ માસમાં 'બોંબે એસોસીએશન 'ની સભા સ્થાપવામા ભાગ લીધો હતો. એજ વર્ષમાં એલફિન્સટન કૉલેજના પ્રોફેસર 'પાટ' ને ઇંગલંડ જવા માટે બે વર્ષની રજા લીધાથી 'બૉર્ડ ઑવ એજ્યૂકેશને' એવણને તેની જગા ઉપર "ગણિતશાસ્ત્ર" અને કુદરતિ વિદ્યાના એકટિંગ પ્રોફેસર નેમ્યા હતા, પણ પ્રોફેસર પાટન ઇંગલંડ જતાં કેપ ઑવ ગુડ હોપ નજદીક મરણ પામતાં એજ સાલના ડીસેંબર માસમાં મીં૦ દાદાભાઇને પ્રોફેસર તરીકેની નેમણુક બોર્ડ જાયુકની કીધી હતી, અને તે માટે બોર્ડે પોતાના ૧૮૫૪—૫૫ ના રિપોર્ટમા ઘણો સંતોષ બતાવ્યો હતો.

૧૮૫૫ માં ઇરાન દેશના રેહેનારા ગરીબ જરતોસ્તીઓની હાલત સુધારવા માટે સ્થાપવામાં આવેલી મંડળીના કામમાં એવણે મોટો ભાગ લીધો હતો, તથા તેની કારોબાર મંડળીના કેટલુક સુધી એક અધિકારી હતા. એજ વર્ષમાં "સર જમશેદજી જીજીભાઇ ફિલોસોફીક ઇન્સ્ટીટ્યૂત" ઉભી કરવામાં આવી તેમાં એવણ શામેલ હતા," તથા તે મંડળીમાં "જ્યોતિષ શાસ્ત્ર" વિશે એક રસીક ભાષણ આપ્યું હતું. એજ સાલમાં એવણે તા૦ ૨૯ મી જુને ઇંગલંડ મધે વેપાર તથા આડતનું કામ કરવાને મેસર્સ કામાની કુંપનીના નામથી એક પેહેડી સ્થાપી મુંબઇથી મેસર્સ મનચેરજી હો. કામાજી તથા ખુરશેદજી રૂસ્તમજી કામાજી સાથે લંડન ગયા હતા. લંડન મધે આ સર્વેથી પેહેલી દેશી પેઢી સ્થાપવામાં આવી હતી. મીં૦ દાદાભાઇએ અત્રેથી ઇંગલંડ જવા માટે પોતાના ઓધા ઉપરથી સરકાર પાસથી બે વર્ષની રજા માગી હતી, જે તેમને આપવામાં આવી નહિ, કારણ કે જે ખાતામાં (કેળવણીખાતામાં) તેમની નોકરી હતી તેથી જૂદા યાને વેપારના કારણસર તેવણ ઇંગલંડ જનાર હતા. તોપણ એમ જણાવ્યું હતું કે જે વેળાએ પ્રોફેસર દાદાભઇ ઇંગલડથી અત્રે પાછા આવી કેળવણી ખાતામા કાંઇ ઓધો માગશે, તો તે વેળાએ સરકાર તેવણના દાવા ઉપર ખુશીથી ધ્યાન આપશે. એવણ ઇંગલંડ ગયા તે વખતે "એલફિન્સટન કૉલેજના" વિદ્યાર્થિઓ મેસર્સ રામકિષ્ણ ગોપાળ બંડારકર, બાલાભંગેશ વાગલે અને બીજાઓ તથા સ્ટુડંટસ સોસાયટી અને જ્ઞાન પ્રસારક મંડળીની કારોબાર મંડળીએ એવણને માન પત્રો આપ્યા હતા. એવણ વેપારનાં કામમાં પડવા ઉપરાંત તા૦ ૧ લી માર્ચ ૧૮૫૬ થી લંડન યુનિવરસિટી કૉલેજમાં ગુજરાતી

ભાષાના પ્રોફેસર તરીકે નેમાયા હતા. તે પછી ૧૮૫૮ માં ૧૦ મી નવેંબરે એવણ ઇંગલંડથી પાછા મુબઇ આવ્યા હતા. અને ત્રણ માસ પછી પાછા ઇંગલંડ જઇ લીવરપુલ તથા લંડનમાં પોતાને નામની જૂદી વેપારી પેહેડીઓ કાઢી હતી. આ વખતે લંડનના સત્તાવાલાઓએ સિવીલ સરવિસની પરિક્ષામાં દાખલ થવાની ઉમરની હદ ૨૩ ઉપરથી ઘટાડીને ૨૨ વર્ષની કીધી હતી, જેથી આ પરિક્ષાના એક ઉમેદવાર મી૰ રૂસ્તમજી હીરજીભાઇ વહાડયા, જેવણ લંડન મધે અભ્યાસ કરતા હતા, તેમની ઉમેદ ભંગ થઇ ગઇ હતી. આ ઉપરથી પ્રોફેસર દાદાભઇએ હિંદુસ્તાન ખાતેના સેક્રેટરી ઑવ સ્ટેટ લૉર્ડ સ્ટૅનલી ઉપર તા૰ ૧૮ મી માર્ચ ૧૮૫૯ ને દિને એક અરજી મોકલી ઉપલા ઉમેદવારને થએલી ગેરઇન્સાફી ઉપર ધ્યાન ખેંચ્યું હતું, પણ તે નામદારે ઉપલી ઉમરની હદમાં કશો ફેરફાર કરવાને સાફ ના પાડી; તોપણ તા૰ ૨ જી એપ્રેલ ૧૮૫૯ ને દિને એક પત્ર લખી પ્રૉ૰ દાદાભાઇને એટલી તો ખાતરી આપી કે સિવીલ સરવિસને લગતા કાયદાઓમાં હવેથી ઘટતા વખત આગમજથી ખબર આપયા વગર કશો ફેરફાર કરવામાં આવશે નહિં. ૧૮૬૧ માં એવણે લીવરપુલની "ફીલોમાથિક સોસાયટી" ની એક સભામાં "પારસીઓની રીતભાત અને રીવાજો" વિશે એક નિબંધ વાંચી સંભળાવ્યો હતો, તથા ત્યાંની લીટરરી અને ફીલોસોફીકલ એક જાહેર સભામાં "પારસીઓના ધરમ" વિષે એક નિબંધ વાંચી સંભળાવ્યો હતો અને એ બન્ને નિબંધોનાં ચોપાનીયા પણ છપાવી પ્રગટ કીધાં હતાં. એજ સાલના ફેબ્રુવારી માસમાં મેનચેસ્ટર ચેમ્બર ઑવ કૉમર્સની એક સભા અમેરિકાની લડાઇને લીધે ઈંગલંડ રૂ આવતો અટકી પડવા વિશે વિચાર કરવાને મળી હતી, તેમાં એવણે એક મોતેબર ભાષણ કરી હિંદુસ્તાનના રૂના ઉદ્યોગ વિષે કેટલીક સમજ આપી હતી.

૩૫

ઈંગલંડ મધે જરતોસ્થીઓની સંખ્યા વધવાથી ત્યાં એક ધરમનું ફંડ ઉભું કરવાની જરૂર જણાયાથી એવણે તેમજ મી૰ મંચેરજી હોરમસજી કામાજી વગેરેએ મલી "યુરપના જરથોસ્તીઓનું ધર્મનું ફંડ" તા૰ ૩૧ મી અકટોંબર ને દિને સ્થાપ્યું હતું અને તે ફંડની કમિટીના ૧૮૬૪ થી એવણ સરનશીન નેમાયા તે હજી સુધી કાયમ છે, અને તે ફંડ એમની આગેવાની નીચે વધતું હાલમાં ૧૬૦૦ પાઉંડની ઉપરતું થયું છે. ૧૮૬૩નાં સપટેંબરમાં મુંબઇ આવ્યા પછી ૧૮૬૩નાં એપ્રેલમાં એમને મુંબઇ યુનિવરસિટીના ફેલોનું માન આપવામાં આવ્યું હતું. એજ સાલમાં એવણે આગેવાની લઇ અતરેના દેશીઓ વચે રૂ ૧,૭૫૦૦૦ ની રકમ—(જેમાં રૂ૫૦,૦૦૦ પોતે ભરયા હતા) ભરાવી તેના વ્યાજમાંથી મુંબઇના ગવરનર મારફતે હિંદુસ્તાનનાં માજી ગવરનર જનરલ લૉર્ડ કેનિંગના નામની એક 'ફેલોશિપ' સ્થાપવા માટે અરજ કરી હતી, પણ તે અરજમાં પ્રૉ૰ દાદાભાઈ એ કરેલી માંગણી મુજબ ઉપલી રકમનું ૭ ટકા લેખે વ્યાજ આપવાને સેક્રેટરિ ઑવ સ્ટેટે ના પાડવાથી રદ ગઇ હતી, પણ તેટલાં મુંબઇપર શેર સટાની ખુવારીનું આફત વર્સવાથી આ રકમ અપાઇ શકાઇ નહોતી. તે બાદ ૭ મહીને યાને તા૰ ૧૪ મી માર્ચ ૧૮૬૪ ને દિને એવણ ફરીથી લંડન ગયા હતા. ૧૮૬૫નાં એપ્રેલ માસમાં લંડને મધે હિંદુસ્તાનને લગતી રાજદ્વારી તથા બીજી લોકોપયોગી બાબતો વિષે તકરાર ચલાવી લંડનની પ્રજાના વખતો વખત નિકળતા સવાલો ઉપર આ દેશનાં લોકોનાં વિચાર તથા લાગણી જાહેર કરવાને "લંડન ઈંડીયન સોસાયટી" નામની એક મંડળી એવણનાં પ્રમુખપણા હેઠળ સ્થાપવામાં આવી હતી. આ મંડળીમાં એવણે સનદી નોકરીની પરિક્ષા વિષે એક નિબંધ વાંચ્યો હતો, અને તે વિષે મંડળીની તરફથી હિંદી વજીરને અરજીઓ કરી હતી. ૧૮૬૬

મા લંડનની "એથનોલોજીકલ સોસાયટી" ની સનમુખ ૧૪ મી ફેબ્રુવારીએ મી૦ જૉન કરાફર્ડે વાંચેલા રેસાલામાં એવું જણાવ્યું હતું કે "એશિઆખંડનાં લોકો કરતાં યુરપ ખંડના લોકોની મનશક્તિ વધારે ચઢતી ને બલવાન છે." આ ઉપરથી તે રેસાલાનો જવાબ ઑ૦ દાદાભાઇએ તા૦ ૧૭ મી માર્ચ ને દિને એજ સોસાયટીની મળેલી બીજી સભામાં એક બીજો રેસાલો વાંચી હિંદુઓ તથા પારસીઓની મનશક્તિ કેટલી ખીલી શકે છે, તેના દાખલા આપ્યા; તથા બતાવી આપ્યું કે એશિઆ ખંડમાં નિતિ, સચ્ચાઇ અને બીજી નેકીઓ યુરપના સરખે દરજ્જે છે. ઇ. સ. ૧૮૬૭માં ઇંગલંડ મધે ઇસ્ટઇંડિયા ઍસોસિએશન સ્થાપવાની આગેવાનીનું માન વાજબી રીતે ઑ૦ દાદાભાઇનેજ આપી શકાય. આ "એસોસિએશનના એવણ કેટલુંક સુધી ઑનરરી સેક્રેટરિ હતા, તેમાં પેહેલા વર્ષમાં " હિંદુસ્તાન મધે ઇંગ્રેજી હકુમત, હિંદુસ્તાન અને ઇંગલંડ બન્નેને શું ફાયદા કરનારી છે, " તે વિશે એક નિબંધ વાંચ્યો. " બીજો નિબંધ માયસોરનાં રાજ્યબાબે અને ત્રીજો નિબંધ એબિસીનીયાની લડાઇના ખર્ચ બાબે વાંચ્યો હતો. ૧૮૬૮ માં એજ એસોસીએશનમાં કેળવાયલા દેશીઓને સિવિલ સરવીસમાં દાખલ કરવા વિશે, તેમજ હિંદુસ્તાનની નેહેરોના બાંધકામો વિષે બે કિંમતી નિબંધો વાંચ્યા હતા. ૧૮૬૯ માં એવણ મુંબઇ આવ્યા હતા અને તે દરમ્યાન એવણને હાથની લખેલી " ઓરતોને ઉંચ દરજ્જો"વગેરે વિષે આરટીકલો રાસ્તગોફ્તારમાં પ્રગટ થઇ હતી. એજ સાલમાં એવણે મુંબઇ મધે ઇસ્ટઇંડીયા એસોસિએશનની એક શાખા ઉઘાડી હતી, અને તે માટે ૨ ગુજરાતીમાં તથા એક ઇંગ્રેજીમાં ભાષણ કીધાં હતાં. તે શાખાસભા જ્યાંસુધી એવણ મુંબઇમાં હતા ત્યાંસુધી ચાલુ હતી, તથા તેની અતરેની સભાઓમાં એવણે ૧૮૬૯ ના રેના કાયદા વિશે એક નિબંધ વાંચ્યો હતો, અને જે કાયદો હિંદી વજીરે પાછળથી રદ કર્યો હતો. તે પછી એવણ પાછા ચોથી વાર ઇંગલંડ જવા નિકળયા, તે તકનો લાભ લઇ મુંબઇના રહેવાશીઓએ ફરામજી કાવશજી ઇન્સ્ટીટયૂટમાં એમને એક માનપતર તથા રૂ ૩૦,૦૦૦ ને આસરેની એક 'પર્સ' ભેટ આપી હતી. એ બાદ લંડન ગયા પછી ૧૮૭૦ ના જુલાઇ માસમાં લંડનની સોસાયટી ઑવ આર્ટસની એક જાહેર સભામાં "હિંદુસ્તાનની હાજતો અને સાધનો;" તેમજ ૧૮૭૧ માં એજ સોસાયટી તરફથી " હિંદુસ્તાનનો વેપાર તથા નાણા સંબંધી રાજકારોબાર " ઉપર એક અગતનો વિષય વાંચ્યો હતો. એજ સાલમાં ઇસ્ટઇંડીયા ફિનાન્સ સિલેકટ કમિટિને હિંદુસ્તાનના નાણાં સંબંધી વહિવટ વિષે એક મોત્તેબર ચાદી લખી મોકલી હતી. ૧૮૭૩ માં હિંદુસ્તાનની હાલત વિષેની પારલામેંટરી સિલેકટ કમિટિમાં એવણે લંબાણથી સાક્ષી આપી હતી. એજ સાલમાં ઇરાનનો નામવર શાહ ઇંગલંડ ગયો હતો તેને એમની આગેવાની તળે માનપતર આપવામાં આવ્યું હતું. એજ સાલમાં ઇંગલંડ મધે પ્રગટ થતા " ઓરિએંટલ " નામના ચોપાનીયામાં લખે છે કે "મી૦ દાદાભઇ નવરોજી ૧૦ લાખમાં એક બલકે પંદર કરોડમાં એક માણસ છે. બ્રિટીશ સરકારે હિંદુસ્તાનમાં દાખલ કરેલી દેશી કેળવણીનાં એક સરસ ઉછરેલાં બાળક તરીકે આપણ એવણને માટે મગરૂર છિયે."

* ઇ૦ સ૦ ૧૮૭૪ માં વડોદરાનો રાજ્ય કારોબાર સુધારવા માટે ૧૫ માસની ટુંક મુદત બ્રિટીશ સરકારે આપી તે વેળા એમનેજ દીવાનપદ ઉપર નેમ્યા હતા. આથી ઑ૦ દાદાભઇએ તુરત ચાંપતા ઉપાયો લઇ ત્યાંના ઇંગ્રેજી રેસીડંટ તે ગાયકવાડનો હરીફ કર્નલ ફ્રેયરને, મહારાજાની તથા પોતાની વિરૂધ જતો અને મુંબઇ સરકાર ઉપર જોડી કાઢેલાં ખોટા ' ખરીતા ' લખતાં જોઇ, અને આ

* લલ ભાઈની પોર્ટફોલીઓ. ઑવ વેસ્ટર્ન ઇંડીયા

સરકારને તેની તરફદારી કરેલી જાણી, તે વિશે એ ચંચળ દિવાને લૉર્ડ નૉર્થબ્રૂક પાસે ફરીયાદ ઉઠાવી, આથી વડી સરકારે મુંબઇ સરકારને વડોદરાની બાબતમાં હાથ નાખતાં અટકાવી, અને રેસીડન્ટને બરોદા છોડી બાહેર જવા ફરમાવી, તે જગ્યા ઉપર પોતાનાં ખાસ એજંટ અને કમીશનરને નેમી મોકલી તેને સઘળો વેહેવાર પોતાની સાથે રાખવા ફરમાવ્યું. આ પ્રસંગે ઑ૦ દાદાભાઇ વિરૂધ જોડાયલાં નાપાયદાર ખોટારાં ખુલ્લાં પાડવા એવણે "૧૮૭૪નો વડોદરાનો રાજ્ય વહીવટ" નામથી ઇંગ્રેજી ચોપાન્યું છપાવ્યું હતું. પણ આ વેળા દરબારીઓની નાલાયક સતાવણી અને હરકતોને લીધે એવણે બે વેળા રાજી-નામાં આપ્યાં પણ મહારાજા મલ્હારાવે કાકલુદી કરી પાછાં ખેંચી લેવાની ફરજ પાડી હતી. પણ દરબારીઓનું જોર ઘણું વધવાથી ૧૮૭૪ નાં ડીસેંબરમાં એવણે રાજીનામુ આપી દીવાનપદ છોડયું જે પછી થોડી મુદતમાં રેસીડન્ટને ઝેર આપવાનો મહા રાજાપર આરોપ મેલાઈ રાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો. ૧૮૭૫ માં મુબઇની મ્યુનીસીપલ કારપોરેશનનાં એવણને એક મેમ્બર નેમવામાં આવ્યા હતા, જ્યાં ફકત એક વર્ષ ઓઘો ભોગની પાછા ઇંગલંડ જવાને લીધે તે છોડયો હતો, અને તે વેળાએ કારપોરેશને એક ખાસ ઠેરાવ કરી એમની ખુબી પીછાણી હતી."

"૧૮૭૬ માં ઇસ્ટઇંડીયા એસોસિએશનની મુંબઇની શાખામાં એવણે હિંદુસ્તાનની ગરીબાઇ વિશે બે ઘણા માયાકુલ નિબંધો વાંચ્યા હતા. આ નિબંધોએ આખા હિંદુ-સ્તાન તેમજ ઇંગલંડ મધે ચર્ચા ઉઠાવી હતી. ૧૮૮૦ માં લંડન મધે હિંદી વજીર ઉપર હિંદુસ્તાનની ગરીબ હાલત વિશે પંજાબના તથા બીજા એડમિનીસ્ટરેશન રિપોર્ટ ઉપરથી આંકડાઓ વગેરે ઉપજાવી કાઢી યાદીઓ લખી મોકલી હતી. એજ મુજબ ૧૮૮૧ માં હિંદી દુકાલ કમિશનના રીપોર્ટ ઉપર કેટલીક મુજાહેમતો કરી તે વિશેની એક લંબાણુ યાદી હિંદી વજીર ઉપર મોકલી હતી. તે બાદ ૧૮૮૨ માં પાછાં મુંબઇ આવ્યા હતા અને તે સાલનાં અકટોંબર માસમાં લૉર્ડ રીપનની સરકાર તરફથી નેમાયલાં ડૉકટરવાલા કેળવણીનાં કમીશન જોગ આ ઇલાકાની કેલવણી વિશે એક યાદી મોકલી હતી. ૧૮૮૩ માં એવણને પાછા મુંબઇની મ્યુનિસીપાલ કારપોરેશનનાં કર ભરનાઓ તરફના એક સભાસદ ચુંટી કાઢવામાં આવ્યા હતા, જે ઓઘો ૧૮૮૬માં પાછા ઇંગલંડ ગયા સુધી તેવણે ચલાવ્યો હતો. હિંદુસ્તાનના વર્તમા-નપત્રોની મારફતે બાહેર પડતો પ્રજા પોકાર ઇંગલંડના તેમજ અનરેનાં સત્તાવાલાઓમાં સારી પેઠે જાણીતો કરવા માટે સઘળા છાપા-મતનાં ઇંગ્રેજીમાં સંગ્રહનું "વૉઇસ ઑવ-ઇંડીયા" નામે એક માસીક ચોપાન્યું તા૦ ૧ લી ફેબ્રુવારી ૧૮૮૩ થી એવણે મી૦ બેહેરામજી મેહેરવાનજી મલબારી સાથે અતરે પ્રગટ કરવા માંડયું હતું.

.૧૮૮૫ માં ૧૭ મી સપટેંબરે નામદાર ગવરનર લૉર્ડ રેએ એમને મુબઇની લેજીસલેટિવ કાઉનસીલના એક અધિકારી નેમ્યા હતા. જેથી મુંબઈની સર્વે દેશી કોમોમાં મોટો સંતોષ ઉપજ્યો હતો. એજ સાલનાં અકટોંબર માસમાં મુમબઇની મ્યુ-નિસીપલ ટાઉન કાઉનસીલનાં એવણને મ૦ નવરોજી ફરદુનજીની જગા ઉપર કારપોરેશને એક અધિકારી તરીકે ચુંટી કાઢયા હતા, તેમજ એજ સાલમાં મુંબઈની પારસી ચીફ મેટરીમોનીયલ કોર્ટનાં એવણને સભાસદ તરીકે નેમ્યા હતા. એજ સાલમાં એવણને પારલામેંટની આવતી ચુંટણીમાં હિંદુસ્તાનના લાભો જાળવવા વિશે અતરેની પ્રેસીડન્સી એસોસિએશનની જાહેર સભામાં એક ભાષણ કીધું હતું. તે વેળા છઠી વાર તા૦ ૨૬ મી માર્ચ ૧૮૮૬ ને દિને ફરી ઇંગલંડ ગયા, અને પાર્લામેંટની

આવતી ચુંટણીમાં એક સભાસદ તરીકે બેઠક મેલવવાને હોલબર્ન શેહેર તરફનાં પ્રતિનીધી તરીકે બાહેર પાડયા હતા. આથી તેમનાં તરફ આ દેશની પ્રજાનો મ્હોટો વિશ્વાસ જાહેર કરવાનો એક ઠરાવ તા૦ ૨૯ મી જુન ૧૮૮૬ ને દિને પ્રેસિડન્સી એસોસીએશનની મારફતે અતરે મળેલી એક જાહેર સભામા પસાર થયો હતો. એજ મુજબ લંડનના ટાઉન હૉલમા પણ એમની ઉમેદવારી બાહાલ રાખવાના ઠરાવો પસાર કરવાને તેમજ કલકત્તા, કરાચી, સુરત, ભરૂચ, પૂના, અહમદનગર, ધારવાડ વગેરે હિંદુસ્તાનના મુખ્ય શેહેરોમાં પણ એજ મુજબ ઠરાવો પસાર કરવાને જાહેર સભાઓ મળી હતી. વળી એવણે હોલબર્ન શેહેરના પોતાની ચુંટણી કરનારાઓ સનમુખ ત્યાંના ટાઉન હૉલમાં તેમજ સ્ટોર સ્ટ્રીટ હૉલમાં તથા ઓલ્ડફ્રેડઝ હૉલમાં અને ફિનિક્ષ હૉલમા જૂદાં જૂદાં ભાષણો આપ્યાં હતાં. પણ તા૦ ૬ઠી જુલાઇ ૧૮૮૬ ને દિને થએલી એ ચુટણીમાં એવણને ૧૯૫૦ તથા એમના હરીફ કર્નલ ડનકનને ૩૬૫૧ મત મલવાથી એવણ એ બેઠક મેલવવાને નિશફળ નિવડયા હતા. તે પછી તા૦ ૧૩મી અકટોબરે મેનચેસ્ટર રિફોર્મ કલબ તરફથી હિંદુસ્તાનની રાજદ્વારી સ્થિતિ વિશે એવણે એક ભાષણ કીધું હતુ. તે પછી નવેંબર માસમાં એવણ પાછા મુબઇ આવવા નિકળયા તે આગમજ નૉર્થબ્રુક ઇંડીયન કલબે લૉર્ડ રિપનના પ્રમુખપણા હેઠળ એક જયાફત એવણને આપી હતી, તથા નેશનલ લીબરલ કલબનાં સભાસદોએ એમને એક માનપત્તર આપ્યું હતું. તે પછી તા૦ ૬ઠી ડીસેબરે પાછા મુબઇ આવી પુગા હતા અને હિંદુસ્તાનને લગતા રાજદ્વારી સવાલો ઉપર તકરાર કરવાને કલકત્તા, મધે તા૦ ૨૮મી ડીસેંબરે મળેલી આ દેશના જૂદા જૂદા ભાગો તરફનાં પ્રતિનિધીઓની બીજી નેશનલ કૉનગ્રેસનાં પ્રમુખનુ મ્હોટું માન એમને મળયું હતું. એ બાદ ત્રણ મહીના રહીને તા૦ ૧૧મી માર્ચ ૧૮૮૭ ને દિને ઇંગલંડ ગયા હતા. ૧૮૮૭ નાં આગસ્ટ તથા સપટેંબર માસનાં લંડન "કનટેમપરરી રિવ્યુ" ના અંકોમાં એવણે મધરાસના માજી ગવરનર સર ગ્રાંટ ડફે હિંદુસ્તાનના દેશીઓ વિશે કરેલાં લખાણોનાં જવાબમાં હિંદુસ્તાનની ગરીબાઇ વિષે વિષયો લખ્યાં હતા. એજ વર્ષનાં નવેંબર માસમાં ઑ૦ દાદાભાઇના હિંદુસ્તાનને લગતી રાજદ્વારી બાબદો વિષેનાં લખાણો, ભાષાણો વગેરેનુ ઇંગ્રેજીમાં એક પુસ્તક મરહુમ ચુનીલાલ લલુભાઇ પારખે પ્રગટ કર્યું હતું. ૧૮૮૮ નાં ફેબ્રુવારી માસમાં ચાંદીના ચલણ માટે તપાસ કરવાને મળેલા બાદશાહી કમીશન સનમુખ જબાની આપવાને એવણને બોલાવ્યા હતા. લૉર્ડ હર્શલ અને મલત્યાઓએ એમનાં ઉપર લખી જનાવ્યું હતુ કે "ધી ટાઇમ્સ" અને 'ડેલીન્યૂઝ'માં આવેલાં એમના પતરો વાંચીને એમનાં ચલણી નાણા સંબંધી વિચારો જાણવાને કમીશનને ખાહેશ થઇ છે." એજ વર્ષનાં માર્ચ માસમાં નૉર્થ આર્લિંગટન લીબરલ કલબનાં નેશનલ કૉનગ્રેસની બાબદમાં તથા અકટોબર માસમાં સેન્ટ્રલ ફીન્સબરીમાં જરથોસ્તી ધર્મ વિષે એક જાહેર ભાષણ કીધું હતું. આ ભાષણનો ફ્રેન્ચ જબાનમાં તરજુમો ધરમ તથા ફીલસુફીને લગતા એક સ્વિસ ચોપાન્યામાં પ્રગટ કરવામાં આવ્યો હતો. આજ સાલની આખેરીમાં એવણ ઉપર તે વેળાના વડા પ્રધાન લૉર્ડ સૉલસબરીએ એક ઘણો નાલાયક હુમલો કીધો હતો. એડીનબરો ખાતે એક ભાષણ કરતાં સેંટ્રલ ફિન્સબરી તરફથી પાર્લામેંટમાં જવાની એવણની ઉમેદવારી વિષે આ પ્રધાનને પોતાના ભાષણમાં બોલવું પડયું હતું, પણ તેમ કરતાં તેણે ઑ૦ દાદાભાઇને "એક કાલો માણસ" કહીને જાણે તુચ્છકાર્યા હતા; એટલુંજ નહિ પણ દેશીઓની કાલી ચામડીની સુગ નીચલા

અપમાન ભરેલાં બોલોમાં જાહેર કીધી હતીઃ— "હું નથી ધારતો કે આપણી તરફ વાત એટલી અણી સુધી વધી ગઇ હોય, કે જેથી ઇંગલંડના ઇલેકટરો પાર્લામેંટમાં એક કાલા માણસને ચુંટી કાઢે એવી રીતે એમની છીટ નીકળી ગઈ હોય." આ ઉપરથી ઇંગલંડ તેમજ હિંદુસ્તાનમાં ઘણી ચર્ચા ઉઠી હતી અને લંડનમાં એ બાબે દિલસોજી બતાવવા ત્યાંની નેશનલ લિબરલ કલબ તથા ન્યુકયાસ્ટલ લિબરલ કલબે એમને ફેબ્રુવારી ૧૮૮૯ માં જાહેર ખાણા આપ્યા હતાં. એ "કાલા આદમી" ની તકરારનાં સંબંધમાં "પૉલમેલ બજેટ" માં આં૦ દાદાભાઇની તરફેણમાં થયલાં લખાણોનો સંગ્રહ તે પત્રવાલાએ એમની ઉપર મોકલવાથી એવણે તેનો બેહદ ઉપકાર માનનારો જે જવાબ તેના ઉપર મોકલ્યો હતો તે પત્રની એક "ફેક—સીમીલી" યાને આબેહુબ નકલ આં૦ દાદાભાઇનાં પોતાનાંજ હાથ દસ્તખતમાં "પેલમેલ બજેટના" તા૦ ૧૩ મી ડીસેંબર ૧૮૮૮ નાં અંકમાં પ્રગટ થઇ હતી. ૧૮૯૦ માં તા૦ ૨૩ મી એપ્રેલને દિને શેફીલ્ડના લોકોની ખાહેશથી હિંદુસ્તાન સાથ તેમનો વેપાર વધારવા બાબે એવણે એક જાહેર ભાષણ આપ્યું હતું. ૧૮૯૧ નાં આગસ્ટ માસમાં લંડન મધે ભરાયલી આરોગ્યતા શાસ્ત્રની કૉનગ્રેસમાં હિંદુસ્તાનના એક પ્રતિનિધી તરીકે એવણ બીરાજ્યા હતા. તે પછી ૧૮૯૨ માં ૧૩ મી જુલાઈએ ૨૯૫૯ મતે સેંટ્રલફીન્સબરી તરફથી ચુંટાઇ પાર્લામેંટમાં પેહેલ વેહેલા દેશી સભાસદ હિંદ વિશેની ઉંડી દાઝ અને જ્ઞાન ધરાવનાર તરીકે બીરાજ્યા હતા. આજ સાલની આખેરીમાં એવણે હિંદુસ્તાન તરફ આવવાનો ઠેરાવ કરી પ્રથમ પોતાના જન્મ વતન મુંબઇમાં મુબારક કદમ મેળતાં દેશ પરદેશની પચરંગી કોમે "ભરત તોલ દેવતાઇ માનથી એમને વધાવી લીધા હતા." તે વખતના જેવું માન એમના તરફની પ્રજાની ફીદાગિરી અને વિશવાસ તથા ઉલ્હાસ આગળ કદાચજ રાજવંશી શાહજાદાઓને અપાતા માન પ્રસંગે જોવામાં આવ્યો હશે. તે પછી એવણે હિંદુસ્તાનના જાણીતાં શેહેરોની મુલાકાત લીધી, તે દરમ્યાન એમને હામેહામ અને મુસાફરીમાં માર્ગ દરમ્યાન બેહદ ફીદાગીરીભર્યું દેવતાઇ માન આપવામાં આવ્યું હતું કે જેનું વર્ણન ખાસ તે વખતના વર્તમાન પત્રો તથા ચોપાનીયામાં લંબાણથી દર્શાવવામાં આવ્યું હતું.

દાદાર—બલુચિસ્તાનનાં કચ્છી પ્રાંતનું મુખ્ય શેહેર, બોલાન નદી કાંઠે બોલાનઘાટની પૂર્વે પાંચ મૈલ ઉપર છે. આ શેહેર ૭૦૦ ફીટ ઉપર છે. વસ્તી ૨૦૦૦ની છે. એની આસપાસ ઉંચી ટેકડીઓ ફરી વળેલી હોવાથી અત્રે બેહદ તાપ પડે છે. આ શેહેર આસપાસના ભાગમાં ઘઉં, રૂ, કાકડી વગેરે પુશ્કળ પાકે છે.

દાદુ પંથી—હિંદુઓમાં વૈષ્ણવી શાખાનો એક પંથ. આ પંથનો મૂળ પુરૂષ રામાનંદ હતો અને તેના પછી પાચમો પુરૂષ દાદુ થયો. દાદુનો જન્મ અમદાવાદમાં ઇ. સ. ૧૬૦૦નાં સુમારમાં થયો હતો. એ બચપણમાં અમદાવાદ તથા અજમેરમાં કપાસ વિણવાનો તથા સાફ કરવાનો ધંધો કરતો હતો. આ પંથી મારવાડ તથા અજમેરમાં પુશકળ વસે છે. એમનું મુખ્ય યાત્રાસ્થાન જેપૂરથી ૪૦ મૈલ ઉપર 'નારાયના'માં છે. એઓ રામને બાજે છે. એમના માહેલા નાગા નામની જાતનાં લોકો રાજ્યોમાં સીપાહગીરીનો ધંધો કરે છે.

આ પંથના લોકો કપાળ ઉપર તિલક કરતા નથી. તેઓ માથા ઉપર ચાર ખુણા ધરાવનારી ઉભી ટોપી પેહેરી પાછળ ઝુલતો પરદો રાખે છે, તે ઉપરથી તેઓ દાદુ પંથી તરીકે ઓળખાય છે. દાદુએ 'વેદાંતપર વિચાર સાગર' નામે ગ્રંથ હિંદુસ્તાની ભાષામાં રચેલો આ પંથના લોકો પૂજ્યભાવથી તેને માને છે. એનો શિષ્ય સુંદર નામે જાણીતો થઇ ગયો છે.

**દાદુખાન પાની**—ખીજરખાન પાનીનો એ બેટો. દાદુખાન દક્ષિણમાં પોતાની બહાદુરી અને પરાક્રમો માટે મ્હોટી પ્રસિધ્ધતા પામ્યો છે, અને હજી તેનાં નામ સાથે દક્ષિણ હિંદુસ્તાનમાં અનેક દંતકથાઓ પ્રસિધ્ધ છે. એણે આલમગીરની દરબારમાં લાંબો વખત સુધી લડવૈયા તરીકે નોકરી બજાવી હતી, અને જ્યારે બહાદુરશાહે દખણથી સ્વદેશ જતાં અમીર ઉલ ઉમરા, ઝુલ્ફકારખાનને રાજ્ય સત્તા સોંપી ત્યારે દાદુખાન તેનો ખાસ સરદાર હતો. ફરૂખશિઅરના અમલમાં જ્યારે અમીર ઉલ ઉમરા હુસેનઅલીખાને દખણ તરફ પગલાં ભર્યા, ત્યારે દાદુખાનને શેહેનશાહ તરફથી છુપો પેગામ મળ્યો કે અમીર ઉલ ઉમરાને પ્રપંચથી કતલ કરવો. જ્યારે બરહાનપૂરમાં અમીર ઉલ ઉમરા આવ્યો ત્યારે દાદુખાન તેને સામો લેવા ગયો. ત્યાં ચએલી ઝપાઝપીમાં દાદુખાન પોતાના હાથી ઉપર જખમી થઇ માર્યો ગયો. આ બનાવ ઇ. સ. ૧૭૧૫ માં બન્યો હતો.

**દાદોબા પાંડુરંગ તર્ખડકર-રાવબહાદુર**—આ વિદ્વાન કુશળ પુરૂષનો જન્મ ૧૮૧૪ માં થયો હતો. પ્રથમ મરાઠી સ્વભાષા ભણી સોસાયટિની શાળામાં ઇંગ્રેજી અભ્યાસ કરી સાથે સાથે સંસ્કૃત, ફારસી, તેલગી વગેરે ભાષાનો અભ્યાસ કરવા માંડી તેમા કુશળતા મેળવી ૧૮૩૬ નાં જાનેવારીમાં જાવરાના નવાબના શિક્ષક તરીકે નેમાયા; ૧૮૪૨માં સુરતની ઇંગ્રેજી નિશાળમા મુખ્ય શિક્ષક બની ૧૮૪૫ મા સુપ્રિટેનડન્ટ તરીકે નેમાયા હતા. તે વેળા પોતાની વિદવત્તા અને અનુભવથી શિક્ષણ ખાતામાં સુધારા કર્યાથી 'સર અરસ્કિનપેરી' ની શિફારસથી અહમદનગરના ડેપ્યૂટી કલેકટરની જગાપર નેમણુક થઇ હતી. આ ઓધાપર હતા તે વેળા ભિલ નાયક 'ભાગોજી' એ બધે ત્રાસ ફેલાવી કેપટન હેન્રિ નામના પોલીસ સુપ્રિટેન્ડન્ટને ઠાર કર્યાથી ભિલ્લ લોકોની મારફાડનો બંદોબસ્ત દાદોબાને સોંપવામાં આવ્યો, જે કામ અતિ કુશળતાથી બજાવ્યું હતું. ૧૮૫૨ માં પેનશન ઉપર જઇ રહ્યા પણ તે વેળા વેપારમાં ઝીપલાવતાં તેમાં નાણું ખોઈ દીધાથી વડોદરાના મહારાજા ખંડેરાવનાં આશ્રયમાં જઇ રહ્યા, પણ ત્યાંના દરબારી ખટપટને લીધે ઝાઝાં વર્ષો નોકરી બજાવી શક્યા નહિ અને તે પછી મુબઇ આવી ફરી મરાઠી ટ્રાન્સલેટરની જગ્યા ઉપર સર અરસ્કિન પેરીએ પેનશનર છતાં એમને નેમ્યા હતા.

દાદોબા મરાઠી, ગુજરાતી, ઉર્દુ, સંસ્કૃત, ઈંગલીશ, ફાર્સી, તેલંગુ, તામીલ વગેરે ભાષામાં કુશળ હોવાથી એવણે વિદ્યાજ્ઞાનના ઉત્તમ ગ્રંથો બનાવ્યા હતા. પ્રથમ મરાઠી વ્યાકરણ ૧૮૩૬ માં રચી પ્રગટ કર્યું હતું જેની હાલમાં ૮ મી આવૃતિ મ્હોટા સુધારા વધારા સાથની નજરે પડેછે. તે ઉપરાંત શાળોપયોગી નકશા, વિધવા રૂધન, ફાર્સી વ્યાકરણ અને બીજા સંસ્કૃત ગ્રંથો, કેકાવલી, આર્યા વગેરે રચ્યાં હતાં. તેમજ દાદોબાએ પરમહંસ સભાની સ્થાપના કરી હતી. મરણ ૧૮૮૨ માં ૧૭ મી અકટોબરે મુંબઇમાં નિપજ્યું હતું.

**દાન**—આ શબ્દ ફાર્સીમાં દાસ્તાન ઉપરથી યાને ધરવું યા લેવા ઉપરથી નિકળયો છે, યાને દાસ્તાન. એટલે જાણવું, જેમકે અત્તર દાન યાને અત્તરની બાટલી; કલેમદાન યાને કલમ રાખવાનું વાસણ, તેમજ નાદાન યાને અંજાણ. સંસ્કૃતમાં દાન એ આપવા માટે વપરાય છે, જેમકે દાન-પાન યાને સખાવત કરવી.

**દાનીયલ**—બખ્તીયાર પર્વતની ખીણમાં સુસાના ખંડીયરમાં દાનીયલની કબર છે. મોહેમેદનો એને એક આગલા જમાનામાં થઇ ગએલો પેગંબર તરીકે માનેછે. એની વિદવત્તા માટે અનેક દંતકથાઓ પ્રસિધ્ધ છે.

**દાનીયલ મિર્ઝા—સુલતાન**— શેહેનશાહ અકબરનો ત્રીજો બેટો, એનો જન્મ અજમેર ખાતે ૧૦ સપ્ટેંબર ૧૫૭૨ માં થયો હતો. એનું નામ દાનીયલ રાખવાનું કારણ એ

મરચું કે એનો જન્મ એક દરવિશ શેખદાનીચલનાં પવિત્ર મકાનમાં થયો હતો. એની માતા રાજા બિહારીમલ કચ્છવાની કુંવરી હતી. એના ભાઈ સુલતાન મુરાદના મોત પછી એને અકબરે દખણના લશકરના સરદાર તરીકે મોકલ્યો કે નિજામશાહી રાજ્ય ઉપર કાબુ મેળવી શકયો હતો. એણે ૧૬૦૦ ની શરૂઆતમાં અહમદનગર જીતી લીધું તે પછી ૧૬૦૫ માં ૮મી એપ્રેલે બરહાનપુરમાં એનું મોત નીપજયું હતું. એનું ભર જુવાનીમાં મરણ નિપજવાનું કારણ હદબહાર દારૂ પીવાની લાગુ પડેલી આડી ટેવનું પરીણામ હતું. બીજા તવારીખનવેશો મુજબ એનું મરણ ૧૦૧૨ માં નિપજયું હતું.

દાનીશમંદ ખાન—આ ઇરાની વેપારી ૧૬૪૬ માં પ્રથમ સુરત ખાતે આવ્યો હતો, જ્યાંથી એ શહાજહાનની દરબારમાં ગયો. ત્યાં એને લશકરના પગાર વેંહેચનારની પદ્વિ આપવામાં આવી તથા તે પછી ૩૦૦૦ ના સૈન્યના સરદારનો ઓધ્ધો બક્ષવામાં આવ્યો હતો. તે પછી દાનીશમંદનો એલકાબ આપી, આલમગીરના અમલમાં ૪૦૦૦ ને થોડી મુદત પછી ૫૦૦૦ના લશકરના સરદાર તરીકે નેમાયો હતો. છેલ્લે શહાજહાનાબાદ શેહેરના હાકેમ તરીકે નેમવામાં આવ્યો હતો. એનું મરણ ૧૬૭૦ નાં જુલાઇ માસમાં નિપજયું. એ ખ્રીસ્તી ધર્મ તકરારમાં ઘણો ભાગ લેતો હતો. ૧૬૬૪ માં આલમગીરની કાશ્મિર તરફની મુસાફરી દરમ્યાન બરનર નામે ફ્રેન્ચ મુસાફર સાથે હતો, જેને દાનીશમંદ ખાન સાથે ઘાડી મિત્રાચારી થઇ હતી.

દાનુ—*એક તુરાની ટોળાનું નામ. આવાંયષ્ટમાં એઓને દાનવતૂર એમ કહ્યુંછે.'પ્રોફેસર દારૂસન ' નાં શબ્દકોષ મુજબ 'દાનુ' થા ઉતરી આવેલા દેવો સામે લડનાર દૈત્યો. શ૦ એ૦ જીવનજી મોદીનામત મુજબ એ સિથીઆમાં આવેલો એક ટોળો હતો, કે જે વારે ઘડીએ ઇરાન ઉપર હુમલો લાવી ઇરાનીઓને હેરાન કરતો. હખામનીઆન વંશનો પાદશાહ દરાયસ સિથીયામાં જે હુમલો લઇ ગયો હતો તે એવા એક તાયફા ઉપર દિસેછે. આ દાનું તાયફાનું નામ હજી સિથીઆના મુલક તરફ આવેલી હાલની રશિયન નદીઓ ડેન્યૂબ, ડીનપર, ડેનસ્ટર, ડૉન વગેરેમાં મળે છે. દાન્યુબ નામની ઉત્પતિ કદાચ દાનુ ઉપરથી હોય એમ સંભવિત દિસે છે. એ તાયફો ઘણો મ્હોટો હશે, ને તેઓનું એ નામ પશ્ચિમમાં છેક ડેનમાર્ક દેશમાં મળેછે, તે ઉપરથી દિસેછે. ડેનમાર્કનો અર્થ દાનુ પ્રજાનો મુલક થઇ શકે. દાનુ તાયફો જે એ નદીવાલા મુલકમાં વસતો હતો તેનું નામ પોતાના ઇરાની શબ્દ દાનુ આબ સાથે જોડી નામ આપ્યુ હોય જે પાછળથી દાન્યૂબ થયું હોય.

દાનેકયલ—ઉત્તર આફ્રિકાના કિનારા ઉપર વસ્તી એક પ્રજા. તેઓ માસોવ્હાથી તાજુરાહબે સુધી અને દક્ષિણ પશ્ચિમથી શોઆ સુધી વસે છે. તેઓ ઇથિઓપિક હેમિટિસને લગતા છે, અને તેઓ આરબ લોહી સાથે સગપણ ધરાવે છે. તેઓ વેરાનમાં ટોળાઓ થઇ રહે છે અને કારવાનો અથવા વેપાર ધંધો કરે છે.

દાપોલી—રત્નાગિરિ જીલ્હાનું એક પ્રગણું. આ પ્રગણું જીલ્હાના છેક ઉત્તર ભાગમાંછે. એની પૂર્વે કોલાબા, ઉત્તરે જંજીરા અને કોલાબા, દક્ષિણે વશિષ્ટ નદી અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. એનું ક્ષેત્રફળ ૫૦૫ ચોરસ મૈલ હોઇ તેમાં વસ્તીમાં ૧૪૧૦૧૨ ની છે. તેમાં ૨૪૭ ગામો છે. લોક વસ્તીમાં ૬૫૮૪૬ પુરૂષો ને ૭૫૧૬૬ સ્ત્રીઓ છે. વસ્તીમાં ૧૨૩૮૩૬ હિંદુઓ વસે છે.

એનું મુખ્ય શેહેર દાપોલી સમુદ્ર કાંઠેથી પાંચ મૈલ ઉપર હોઇ તે સમુદ્ર સપાટીથી ૬૨૦ ફીટ ઉપર છે.

દાભ—હિંદુઓમાં પવિત્ર મનાતું એક પ્રકારનું ઘાસ. રોહિલખંડમાં એને દબાસા કહે છે, અને ત્યાંની પૂજાપત્રીમાં તેને વાપરે છે. દુર્વાને મળતું લગભગ તેનુંજ બીજું રૂપ છે.

*અવસ્તાના વિશેષ નામોની ફરહંગ ઉપરથી.

**દાખગર**—આ એક અનાર્ય પ્રજાની શાખા. એઓનો મુખ્ય ઉદ્યોગ ઘી ભરવાના ચામડાનાં ડબ્બા બનાવવાનો છે.

**દાબુલ મંદિર**—લંકામાં કાલાઓયા નદી કાંઠેના પહાડમાંથી આ મંદિર કોતરી કાઢેલું છે. આ મંદિર પ્રાચીન કાળનું હોઇ તેની દુરસ્રમંદી અજાયબી પમાડનારી છે. એની લંબાઇ સુમારે ૧૧૦ અને પોહળાઈ ૫૦ હાથની છે. એમાં બુધ્ધની અનેક મૂર્તિ છે, તેમાં એકતો વિશ્રાંતિ લેતિ પડેલી હાલતમાં છે, જેની ઉંચાઇ ૨૫ હાથથી વધારેની છે. દેવાલયનું છત્ર રંગીન કાપડથી બનાવેલું છે, અને ભિંત ઉપર વિજય રાજાનું લંકામાં આગમન, મહિંદોનો ધર્મોપદેશ, દુત્તગિમુનુ તથા ઇલાલની લઢાઇ અને બૌદ્ધ ધર્મ ઇતિહાસમાંની બીજી વાતો સૂચક રંગીન ચિત્રો દોરેલાં છે. ઉપલા પહાડ ઉપરથી જે પાણી પઝરે છે તે એક કુંડમાં એખટું કરવામાં આવે છે અને તેને ગંગાના પાણી જેવું પવિત્ર માનવામા આવે છે. આ મંદીરમાં બુદ્ધની તથા હિંદુઓના દેવતાઓની મૂર્તિઓ એક હારમાં ગોઠવેલી છે અને તે સર્વેની પૂજ્યબુદ્ધિથી પૂજા કરવામાં આવે છે. 'વલગમબાહુ' નામે રાજાએ આ મંદિર માટે મ્હોટી ચાલુ મદદ કરી આપવાથી તેની મદદગારીની ત્યાં એક છત્રી બંધાવેલી છે ઇસિવીસનની બારમી સદીમાં મલબાર પ્રાંતના લોકોએ લંકા ઉપર સ્વારી કરવાથી આ દેવળનો નાશ થયો હતો, પણ 'કીર્તિનિસંગ' રાજાએ બેહદ દ્રવ્ય ખરચી તેની મરામત કરાવી હતી. આ તેની ઉદારતાની યાદગારીમાં દેવાલયનાં ચોકનાં ખડક ઉપર તેનું નામ કોતરેલું છે તેણે આ દેવાલયમાં બુદ્ધની ૭૨૦૦૦ મૂર્તિઓ બેસાડી હતી એમ 'રાજાવલી'માં વર્ણુંલું છે.

**દામ**—હિંદુસ્તાનમાં અગાઉ વપરાતું એક ત્રાંબાનું ચલણ. અકબર પાદશાહના અમલમાં ૪૦. દાંમનો ૧ રૂપીયો ગણાતો હતો. આ દામ ૫ ટાંકનો થતો, યાને ૧ તોલો, ૮ માસા અને ૭ રતીનો થતો. આઇને અકબરીમાં ૪૦ દામનો 'રૂપયો જણાવ્યો છે; પણ પ્રજામાં તે ૫૦ ટકાનો ગણાતો. આલમગીરના વખતમાં ૪૬$\frac{1}{4}$ દામ અને તે પછી ૮૦ થી ૯૦ દામનો એક રૂપયો ગણાતો હતો.

**દામની રમત**—અસલી ઇજીપશિયનો દામની રમતથી માહિતગાર હોવા જોઇએં, એમ ત્યાંથી ૩૦૦૦ વર્ષ ઉપરની મળી આવેલી તખતીઓ ઉપરથી જણાય છે. આ તખ્તીમાં દામ રમતા મનુષ્યોના આકારો નજરે પડે છે. અસલી યુનાની (ગ્રીક) પ્રજા પણ આ રમતમાં માહિતગાર હતી અને તેની પાસથીજ રોમનો તે શિખ્યા હતા. રોમન દેશમાં અસલથી રમાતી રમતને તેઓ "લાગુનકુલી' કહેતા હતા કે, જે રમતને ઘણી ખરી મળતી આવતી હતી. આસરે સવાત્રણ સદી ઉપર ફ્રાન્સ તથા સ્પેનમાં દામની રમત ઘણી જાણીતી અને માનીતી હતી, અને ઇંગલંડમાં તો તે આગમજની માનીતી રમત થઇ પડી હતી. ફ્રેન્ચ ભાષામાં દામની રમતને "જુડી દામ" કહે છે અને તે ઉપરથી ચાલુ નામ પ્રચારમાં આવ્યું. આગળ ઇંગ્રેજો પણ એને 'ડામ' કહેતા પણ હાલમાં 'ડ્રાફ્ટ' કહે છે. જર્મનો 'દામસ્પીલ' ને વલંદા દામના પાટીયાને 'દામબોર્ડ' કહે છે, તથા સ્કૉટીશો દામના પાટીયાને 'દામબ્રૉડ' કહે છે.

આગલ જમાનામાં ૧૦૦ ખાનાવાલા પાટીયા ઉપર ૪૦ સોટકાંથી આ 'રમત રમાતી હતી.

અસ્ટ્રેલિયા, ફ્રાન્સ અને ઇંગલંડ વગેરે દેશોમાં દામની રમતની જાણીતી કલબો છે અને ત્યાં દામની રમત માટેનાં ખાસ ચોપાનીયાં વરીક પ્રગટ થાય છે કે જેમાં દામની રમત વિષેનુંજ જ્ઞાન આપેલું હોય છે.

**દામાજી પંત**—આ વિઠોબાનો પરમભકત બ્રાહ્મણ ૧૫૫૧ માં મંગળવેઢા ગામમાં ઠાણાદર તરીકે હતો. એ પોતાના પ્રમાણિક-

પણા માટે તથા પ્રવિત્રાંઇ માટે પ્રસિદ્ધ હતો. એક સમે દુકાળ પડતાં એણે બેદરના બાદશાહના હુકમ વિના પ્રજામાં સરકારી ધાન્યનાં કોઠારમાંથી સર્વ ધાન્ય મૂફત વેહેંચી આપ્યું. આથી એને કેદ કરવામાં આવ્યો. તેટલાં વિઠોબા દેવે એનીપર પ્રસન્ન થઇ એનાવતી દરબારમાં મહારને વેશે જઇ ૭૦૦ ખાંડી અનાજનાં પૈસા ચુકવી એને બંદ મૂકત કર્યો હતો. તે પછી એણે બાદશાહી નોકરી છોડી પંઢરપૂરમાં જઇ વિઠોબાની ભકિતમાં જીંદગી ગુજારી હતી.

દામાર—આ કિમતી વૃક્ષ આસ્ટ્રેલિયામાં ચાર જાતનું ઉગે છે, અને તે શિવાય મલાયા આર્ચિપેલેગો, બોર્નિયો અને ફિલિપાઇનમાં એ અતિ ઉંચા વધે છે. એના પાંદડા ચીવટ, લવલચીત હોય આ વૃક્ષમાંથી ગુંદર જેવો પ્રવાહી મળે છે. એનું લાકડું ઘણુંજ હલકું હોય છે. એના ગુંદરમાંથી પારદર્શક વાર્નિસ બનાવવામાં આવે છે, જે ઘણું કિમતી ગણાય છે. એનો રસ ડામરને થોડે અંશે મળતો આવે છે, અને તે ડામર પ્રમાણેજ ઉપયોગમાં લેવાય છે.

દામોદર—(૧) આ નદી બંગાલમાં છોટાનાગપૂરમાંથી નિકળી દક્ષિણ પૂર્વે ૩૫૦ મૈલનું વક્ર વલાણ લઇ વહેતી હુગલીને મળે છે. એની આસપાસ કોલસાની તથા લોઢાની અનેક ખાણો છે.

(૨) કાશ્મિરનો આ બીજો રાજા ઇ૦ સ૦ પૂર્વે ૨૪૪૨ (કલીયૂગના ૬૮૮ મે વર્ષે, વિલ્સન મુજબ ઇ૦ સ૦ પૂર્વે ૧૪૦૦ માં) ગાદીનશીન થયો હતો. ગાંધાર દેશના રાજાએ પોતાની પુત્રીનું સ્વયંવર કર્યું તેમાં વૃષ્ણિ કુળના (યાદવ) રાજાઓને તેડવાથી એને ગુસ્સો ચઢયો, આથી એણે તે દેશપર ચઢાઈ કરી લઢતાં માર્યો ગયો હતો. એણે ૩૫ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો હતો.

દાયટન—ઓહિઓમાંના માઉન્ટ ગોમેરી કાઉન્ટીનું શેહેર, મેડ નદીના મુખ પાસે 'સીનસીનિટી' ની ઉત્તરે ઉત્તર પૂર્વમાં રેલ માર્ગે ૬૦ મૈલ ઉપર છે. અતરે જાહેર ઇમારતોમાં સફેદ મારબલનો સરકારી મેહેલ અને મ્હોટી જેલ છે. આ શેહેરનું રેલ્વે સ્ટેશન ૮ રેલ્વે શાખાનું મુખ્ય જંકશન છે, ને નદીનાં પાણી શેહેરમાં નેહેર વાટે બધેબધ પોંહચાડવામાં આવે છે. અતરે યંત્રકામ, આગગાડીના કારખાનાં, રૂ, ઉનની મીલો, તેલ, આટો, કાગળ વગેરેની મીલોનો ઉદ્યોગ ઓહોળો ચાલે છે. લોક વસ્તી ૧૮૭૦ માં ૩૦૪૭૩ ની, ૧૮૮૦ માં ૩૮૬૭૮ ની ને ૧૮૯૦ માં ૬૧૨૨૦ ની હતી.

દાયના વાંદરો—આ વાંદરો આફ્રિકા ખંડમાં મળે છે. આ વાંદરો અત્યંત ચવિત્રો, ચીરડાઉ ને ગુસ્સાબાજ સ્વભાવ ધરાવે છે. એની કુદવાની તથા ઝાડ ઉપર ચઢવાની શકિત અજાયબી પમાડનારી હોય છે. આ વાંદરો દુર્ગુણી અને અડિયલ હોઇ ઘણો તુરંગી છે. આનંદમાંથી એકદમ ઉદાસીમાં એ આવી જાય છે, કોઇ વસ્તુ લેવાનું તેને ઘણું મન થાય છે, પણ તે તેને મળતાં તુરત ગુસ્સામાં ફેંકી દે છે.

દાયમંડ બંદર—ચોવીસ પ્રગણામાંનો એક ભાગ. એનું ક્ષેત્રફળ ૪૧૭ ચોરસ મૈલ હોઇ તેમાં ૩૪૭૩૩૦ની વસ્તી છે. તેમાં ૧૭૪૭૯૦ પુરૂષો તથા ૧૭૨૫૮૦ સ્ત્રીઓ છે. લોક વસ્તીમાં ૨૫૩૦૪૧ હિંદુ, ૮૮૫૩૬ મોહેમેદન, ૨૬૦૨ ખ્રિસ્તી અને ૩૪ સંતાલ છે. દર ચોરસ મૈલે વસ્તી ૮૨૬ ની છે. પ્રગણામાં ૩ દિવાની ને ૩ ફોજદારી કચેરીઓ છે. ૧૮૬૪ નાં અકટોબરમાં થએલા મ્હોટા તુફાનમાં અત્રે જાનમાલની ભારે ખરાબી થઈ હતી. સાગરનાં ટાપુમાં તે વેળા આ તુફાનથી ૫૬૨૫ માણસની વસ્તીમાં ૧૪૮૮ જાનો માત્ર જાન બચાવી શકયાં હતાં. તે વેળા નદીથી ૧ મૈલ ઉપરના ગામડામાંની ૮૦ ટકા વસ્તીનો નાશ થયો હતો. તેમજ ૧૮૬૬ નાં દુકાળમાં પણ ભારે જાનોની ખુવારી થઇ હતી.

**દાયોજીનસ**—આ સાયનિક ફીલસુફનો જન્મ પોંટસમાં ઈ. સ. પૂર્વે ૪૧૨ માં થયો હતો. એ પોતાના દેહને કષ્ટ આપી ગમે તેવી સખત ગરમી યા ઠારમાં વસવાનું તથા રાત્રે ખુલ્લી જગ્યામાં યા માર્ગમાં વગર બીછાને સુવાની આદત પાડી મ્હોટાઇને તુચ્છકારી પ્રજાને બોધ આપવાનું કામ કરતો હતો. 'એગીના' તરફ એક વેળા સફર કરતાં એ ચાંચીયાઓને હાથે કેદ પડી ગુલામ તરીકે વેચાયો હતો. એનો ધણી એક કારિંથનો વતની હતો, તેણે એની વિદ્વત્તા જોઇ એને પોતાના બાળકોનો શિક્ષક નેમી છુટાપણું બખશ્યું હતું. એણે અલેકઝાન્ડર ધી ગ્રેટની પણ સારી અરજી સંપાદન કરી હતી. આ ફીલસુફ કોરિંથ ખાતે ઇ. સ. પૂર્વે ૩૨૩ માં ૯૦ વર્ષની વય સુધી રહેતો જણાયો હતો.

**દાયોડોરસ સિક્યુલિયસ**—સિસીલીમાં આ જાણીતા ગ્રીક તવારીખનવેશનો જન્મ થયો હતો. એ જુલીયસ સિઝર અને આગસ્ટસના રાજ્ય અમલમાં થઈ ગયો હતો. એણે એશિઆ, યુરપ વગેરેમાં મુસાફરી કરી હતી, અને રોમમાં એ લાંબા કાળ સુધી રહ્યો હતો. ત્યાં એણે પોતાની તવારીખ માટેનાં વિષયોનો મ્હોટો સંગ્રહ કર્યો હતો, અને દુનિયાની તવારીખ Bibtotiheke Historike) નો ગ્રંથ ૩૦ વર્ષની મેહેનતે ૪૦ દફતરોમાં લખી કાઢ્યો હતો. જેમાં ગેલિક કાળથી તે જુલીયસ સિઝરના અમલ સુધીનો ઇતિહાસ લખ્યો હતો. આ ગ્રંથ ત્રણ ભાગમાં હોઇ ૧ લો ભાગ ૬ દફતરોમાં છે, જેમાં ગ્રીક દેવનાઇ તવારીખ સંબંધી વિષયો ટ્રોજનની લડાઇ સુધીનાં સમાવ્યાં હતા. બીજા ભાગના ૧૧ પુસ્તકો હોઇ તેમાં ઇ. સ. પૂર્વે ૧૧૮૨ થી તે અલેકઝાન્ડરના મ્હોત સુધીની તવારીખ આપી છે.

ત્રીજો ભાગ ૨૩ ભાગમાં હોઇ તેમાં ઈ. સ. પૂર્વે ૬૦ સુધીની તવારીખ આપી છે. આ મહાભારત ગ્રંથમાળામાંના પેહેલા પાંચ મોજુદ છે, બીજા પાંચ દફતરો તદન ગુમ થયાં છે, અને બાકીનાં બચી રહેલાં મળયાં છે.

**દાર અલ સલામ**—જર્મન પૂર્વ આફ્રિકાનું આ બંદર શેહેર ઝંઝીબારની દક્ષિણે ૪૫ મૈલ ઉપર છે. લોક વસ્તી ૩૦૦૦ ની છે.

**દારગન વિલ્યમ**—પેહેલ વેહેલી રેલ્વેનું બાંધકામ કરનાર આ કુશળ ઇજનેરનો જન્મ ઇ. સ. ૧૭૯૯ માં ૨૮ મી ફેબ્રુવારીએ 'કારલો' ખાતે થયો હતો. પ્રથમ એ 'સરવેયર' ની ઑફીસમાં રહી, તે પછી રેલ્વે કંત્રાકટો લઇ આયરલંડમાં ધનાઢય વેપારી તરીકે જાણીતો થયો હતો. એણેજ પ્રથમ આયરલંડ સાથની રેલ્વે લાઇન જોડવાનું કંત્રાકટ લીધું હતું. તે પછી એણે તમામ આયરલંડમાં રેલ્વેના બાંધકામો, ટનલ, નેહેર અને બીજાં બાંધકામોમાં ભાગ લીધો હતો. એ રેલ્વેઓ તથા સ્ટીમબોટોની પણ માલેકી ધરાવતો હતો. ૧૮૫૩માં એને બેરોનાઇટનો ખેતાબ મળ્યો હતો. મરણ ૧૮૬૭માં ૭મી ફેબ્રુવારીએ નિપજ્યું હતું.

**દાર્જીલીંગ**—રાજશાહી કુચ બિહાર પ્રાંતના ઉત્તર ભાગમાંનો આ જીલ્લો બંગાલના ગવરનરને તાબે છે. એનું ક્ષેત્રફળ ૧૨૩૪ ચોરસ મૈલ હોઇ તેમાં ૧૮૭૨માં ૯૪૭૧૨ની ને ૧૮૮૧માં ૧૫૫૧૭૯ની લોક વસ્તી હતી. જીલ્લાનું ક્ષેત્રફળ ૧૨૩૪ ચોરસ મૈલમાં ૮૪૩ ગામો છે. લોક વસ્તીમાં ૮૮૯૪૮ પુરૂષો અને ૬૬૨૩૧ સ્ત્રીઓ છે, તેમાં ૧૨૬૭૧૭ હિંદુ, ૮૨૦૪ મોહમેદન, ૮૪૨ ખ્રિસ્તી, ૧૮૭૭ બુધ્ધિસ્ત અને ૩ શિખ છે.

આ પર્વતમાં ઉંચા પર્વતોની અનેક હારો છે. તેમાં ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ ફીટ સુધીનાં પણ કેટલાક પર્વતો છે. ફાલાલુમ પર્વત ૧૨૦૪૨ ફીટ, સુબારગમ ૧૦૪૩૦ ફીટ, તાંગુલ ૧૦૦૮ ફીટ ઉંચો છે. દાર્જીલીંગનો જીલ્લો ૧૮૧૫—૧૬ પછી ઇસ્તઇંડીયા કુંપની સાથે સંબંધમાં આવ્યો છે. અને ૧૮૩૫માં લૉર્ડ વિલ્યમ બેન્ટિકે આ પ્રદેશ સિકીમનાં રાજા પાસથી ૬૦૦ પૌંડના વાર્ષિક ભાડાએ ખરી-

દર્યો હતો. તે પછી આ જીલ્લામાં જગે જગ યૂરપીયનો માટેના આરોગ્ય ભવનો અને મથકો થવા માંડ્યા હતા. ૧૮૪૯માં એક અજબ બનાવથી દાર્જીલીંગ બ્રિટીશોને તાબે આવ્યું હતું. આ વર્ષમાં ડૉ૦ હૂકર દાર્જીલીંગમાં સરકારની રજાથી મુસાફરી કરવાથકી ફરતો હતો, તે વેળા તેની સાથે દાર્જીલીંગ જીલ્લાનો સુપ્રિટેનડન્ટ ડૉ૦ કેમ્બેલ પણ હતો, એ બેઉ ધણીઓને સિકીમના વજીરે દગાથી કેદ કર્યાથી બ્રિટીશ સરકારે સિકીમઉપર ચઢાઇ કરી તેમનો છુટકો કરી સજામાં રાજાને વાર્ષિક ભાડું આપતું બંધ કર્યું હતું. આ વેળા ૬૪૦ ચોરસ મૈલ જમીન બ્રિટીશોને તાબે આવી હતી.

આ જીલ્લામાં ઇંગ્રેજ વેપારીઓને હસ્તક ચાહની ખેતીનો ઉદ્યોગ ચાલુ છે. દાર્જીલીંગમાં પ્રથમ નિયમસર ચાહનો બગીચો ૧૮૫૬માં બનાવવામાં આવ્યો. પહેલીજ આજમાઇશમાં ખેતી ફતેહમંદ થતાં થોડા વર્ષમાં બગીચાઓ વધી પડયા હતા. ૧૮૬૬માં તેમની સંખ્યા ૩૯ની હતી, જે માટે ૧૦૩૯૨ એકર જગા રોકવામાં આવી હતી. ૧૮૭૫માં ચાહના બગીચાની સંખ્યા ૧૨૧ ઉપર આવી હતી, અને તે માટે ૨૨૧૬૨ એકજ જગ્યા રોકાઇ હતી. અને ૧૮૮૧ માં બગીચાઓની સંખ્યા ૧૬૫ ઉપર આવી તે માટે ૪૪૪૮૨ એકર જમીન રોકવામાં આવી હતી. ૧૮૮૨-૮૩ ની એક મોસમમાં ૮૦૮૦૨૯૩ રતલ ચાહ બનાવવામાં આવી હતી. દાર્જીલીંગ જીલ્લાની સરકારને મેહેસુલ ૧૮૮૧૪ પૌંડનું ઉપજે છે.

**દાર્જીલીંગ**—ઉપલા જીલ્લાનું મુખ્ય ગામ. આ ગામ સમુદ્ર સપાટીથી ૬૫૦૦ થી ૭૫૦૦ ફીટ ઉંચા ઢોળાવ ઉપર છે. અત્રે ૧૮૩૫ થી બ્રિટીશોએ આરોગ્ય ભવન સ્થાપન કર્યા પછી 'લોઅરબંગાલ'માંના યૂરોપીયન કુટુંબોને ગરમીની મોસમમાં હવા ખાવાનું એક શ્રેષ્ટ મથક થઇ પડ્યું છે. અત્રે બંગાલના લેફટનન્ટ ગવરનર દર મોસમે આવી રહે છે. અત્રેનું 'ऐडन સેનેટરિયમ' ૧૮૮૩ માં ખુલ્લું મેળાયું હતું. અતરે જાણીતા શ્રસ્થોએ પોતાની માલેકીની અનેક ઇમારતો ઉભી કરી છે, તેમાં કુચ્છ બિહારના મહારાજાની માલેકીનાં સંખ્યાબંધ મકાનો છે. સેનચાલનાં ઝરામાંથી નળ વાટે અત્રે સ્વચ્છ પાણી પુરૂં પાડવામાં આવે છે. અતરેનું લશ્કરી સીપાહો માટેનું મથક સ્ટેશનથી ૫૦૦ ફીટ ઉંચાઇ ઉપર ૧૫૦ માનસો રહી શકે એવી ગોઠવણ બાંધેલું છે. અતરેની વસ્તી ૭૦૧૮ ની છે તેમાં ૪૫૯૨ હિંદુ, ૬૧૪ મોહેમેદન અને ૧૮૧૨ પરદેશી વસે છે. મોસમમાં મુસાફરો આવી ઉતરે છે ત્યારે વસ્તી એકદમ વધી જાય છે. આ મથક ૩૪૨૦ એકર જગ્યા ઉપર છે. અતરે એપ્રેલથી અકટોબર સુધી મુસાફરોની ભારે જાવઆવ રહે છે.

**દાર્ટફોર્ડ**—કેન્ટનું આ મુખ્ય વેપારી શેહેર લંડનની પૂર્વે દક્ષિણ પૂર્વમાં ૧૭ મૈલ ઉપર છે. ૩ જા એડવર્ડે અતરે ૧૩૫૫ માં આગસ્ટીયન વેરાગણો માટે એક મઠ સ્થાપન કર્યો હતો. અતરેનાં નૉરમન ટાવરવાલા દેવળમાં સર જૉન સ્પેલમૅન, ઇલિઝાબેથ રાણી, જ્યુવેલર વગેરેની યાદગારીઓ છે, જ્યુવેલરે પ્રથમ કાગળ બનાવવાની અંગ્રેજ મીલ બંધાવી હતી. હાલમાં પણ આ શેહેરમાં કાગળ બનાવવાની મીલો, સ્ટીમ એનજીન બનાવવાના કારખાના, દારૂગોળાના કારખાના વગેરે ચાલુ છે. વસ્તી ૧૮૫૧ માં ૬૨૨૪ની ને હાલમાં ૧૧૯૬૨ ની છે.

**દાર્ટમોથ**—દક્ષિણ ડેવનનું આ બંદર શેહેર. આ શેહેર અતિ સુંદરતાવાળી જગ્યાપર બાંધેલું છે. અતરેનાં ઘણા ખરા શેહેરમાનાં માર્ગો સાંકડા ને ઘેરા પુરાણી બાંધણીનાછે. બંદરમાં દાખલ થવાના માર્ગમાં ૭મા હેન્રિના અમલ દરમ્યાન કિલ્લો તોપખાના સાથે બાંધ્યો હતો. ૧૮૬૧ માં લોક વસ્તી ૪૪૪૪ ની,ને ૧૮૯૧ માં ૬૦૨૫ ની હતી.

**દારટર**—આ બતકના વર્ગનું પ્રાણી અમેરિકા, આફ્રિકા તથા એશિઆ અને આસ્ટ્રેલીયાના ગરમ ભાગમાં મળે છે. એનું માથું નાહનું, ચાંચ અતિ લાંબી ને ગરદન વલદાર લંબોચી, પુછડી લાંબી ને પગના પંજા પોહળા હોય છે. આ પક્ષી માછલી ખાવાનું અત્યંત શોખીન હોય છે. એઓ પોતાનાં માળા ઝાડ ઉપર બાંધે છે. અમેરિકન દારટર ૩ ફીટ લબાઇમાં હોય છે.

**દાર્દ**— ઈંડસની નજદીક વસતી એક પ્રજા. એઓ લદાકાની પશ્ચિમે અને ઉત્તરે તથા અરફના પર્વતોની ઉત્તર પૂર્વે વસે છે. તેઓ ત્રણ તર્હાંની ભાષા વાપરે છે. તેમની લિપિ ફાર્સીને મળતી છે. તેઓ લઢાયક, રમતીયાળ અને સુધરેલી પ્રજા છે.

**દારદેનલ્સ**—આ એક નાહની સાંકડી નેહેર યૂરપથી એશિઆને જૂદો પાડે છે અને આરમોરાના સમુદ્રને આર્ચીપેલેગો સાથે જોડે છે. દારદેનલ નામ દક્ષિણ કિનારા ઉપરના દારદેનસ (હરોડમાંના) ગામ ઉપરથી પડયું છે અને આ દારદેનસ નામ ત્યાંના ટાપુપર અગાઉ વસતી પ્રજાના નામ ઉપરથી પડયું છે. સામુદ્રધુનિ ઉત્તર પૂર્વેથી તે દક્ષિણ પશ્ચિમ સુધી વધે છે અને તેની લંબાઈ ૪૦ મૈલ તથા પોહળાઇ ૧ થી ૪ મૈલની છે. મારમોરાના સમુદ્રમાથી એક જોશભર પ્રવાહ આ સામુદ્રધૂનિમાંથી આરચીપેલેગો તરફ વધે છે. એની બેઉ બાજુએ મજબૂત કિલ્લેબંદી કરેલી છે. ૧૮૪૧ માં પાંચ રાજ્યો સાથે થએલા કોલકરારની રૂહે કોઇ પણ રાજ્યના લઢાયક બારકસ આ નેહેર વાટે ટરકીની સંમતિ વીના પસાર થઇ શકતા નથી; તેમજ દરેક વેપારી વહાણોને વડીક તુર્ક સરકારને પોતાના ઓચરીયા બતાવવા પડે છે. આ કોલકરાર ૧૮૭૧ માં લંડન ખાતે તથા ૧૮૭૮ મા બર્લીન ખાતે સેવટનાં નક્કી કરવામાં આવ્યા હતા.

દારદેનલ્સની નેહેર પ્રાચીન કાળમાં ઝર્કસીસ તથા અલેકઝાન્ડરના સમયમાં પણ પ્રસિદ્ધતા પામી છે. પેહેલો વિજેતા યૂરપમાં દાખલ થવા ઇ. સ. પૂર્વે ૪૮૦ માં અને બીજો એશિઆમાં દાખલ થવા ઇ. સ. પૂર્વે ૩૩૪માં આ શેહેર વાટે પોતાના કાફલા સાથે પસાર થયા હતા.

**દારદિસ્તાન**—આ મધ્ય એશિઆ માહેલું રાજ્ય, કાશમિરના ઉત્તર પશ્ચિમ ભાગ ઉપર બલુચિસ્તાનની બાજુપર ઉંચા પર્વતોની હાર અને ખીણોથી ભરપૂર છે. અતરે વસતી દાર્દસ પ્રજા આગલા એરીયનોની વંશજ હોઇ તેઓ સંસ્કૃત ફારસીની ભેળવાલી ભાષા બોલે છે. તેઓ ઇસલામી ધર્મ પાળે છે. મુખ્ય જીલ્લા હાસોરા, ગિલઘીત અને તાસીન છે.

**દારફૂર**—મધ્ય આફ્રિકાનો આ દેશ સુદાનના ભાગમાં છે. આ દેશ પહાડી હોઇ તેમાં 'મારા' પર્વતની મુખ્ય હાર વધે છે. ઉત્તર તરફનો ભાગ લગભગ રેતાળ છે, અને ત્યાં પાણીની ઘણી તંગી રહે છે, માત્ર જુનથી સપટેંબર સુધી વર્સાદ દરમ્યાન ઉદભિજ ઉગે છે. ત્યાંના વતનીઓ તંબાકુના શોખીન હોવાથી તેની મોહોટી ખેતી કરે છે. મુખ્ય ખનીજ ત્રાંબુ અને લોઢું જડે છે. ત્યાંની પ્રજાની દોલત ઢોરો ગણાય છે. દારફૂર દેશ મક્કા, ઇજીપ્ત અને આફ્રિકાનાં બીજા દેશો સાથે બોહોળો વેપાર કરે છે, ૧૮૭૫ માં દારફૂર ઇજીપ્તને હાથ આવ્યું અને ૧૮૮૪ માં મહાદીએ જીતી લીધું હતું.

**દારાબગર્દ***—આ પુરાણું ઇરાની શેહેર શિરાજથી ૪૭ ફરસંગ અને બંદર અબાસથી ૨૦ ગાઉ ઉપર છે. તેને કયાની વંશના સાતમાં પાદશાહ દારાએ "દારાબકુહ" ના પહાડ પાસે સ્થાપન કર્યું. તે જગ્યાની ઋતુ શિયાળામાં અને ઉન્હાળામાં સમધાત હોવાથી તેને ઇરાનીઓ 'ગરમશીર' કરી કહે છે. જેમાં પુષ્કળ ખજૂર, અનાજ, રૂ વગેરે પાકે છે. અતરે કદીમ જમાનામાં અનેક

*મી૦ કાવસજી કયાસના કૃત કદીમ નક્શે ઈરાન પૃષ્ટ ૨૨૦ ઉપરથી

પાદશાહી મેહેલો તથા જાહેર ઇમારતો હતી, પણ તે હાલ તદન નાશ પામ્યા છે. પણ હજી એક ટેકડીમાં કોતરી કાઢેલી એક નહાની ઇમારત કે જે આતશ કદેહ તરીકે આગલા વખતમાં વપરાતી હતી, તે ઉપરાંત સાસાનિયન વંશનો એક કોતરકામનો મેહેરાબ એક ટેકડી ઉપર આવેલો છે, તે ટેકડીની હાર દારાબજ્દ સાથ જોડાયલી છે.

એક ટેકડીની બાહેરની સપાટી ઉપર જે કોતરકામનો મેહેરાબ છે તે ૩૫ ફીટ પોહળો, ૩૨૦ ફીટ ઉંચો ને ૧૮ ઇંચ ઉંડો છે. એટલી જગ્યામાં સઘળાં મળી મનુષ્ય અને જાનવરનાં ૪૪ કોતરકામના આકારો છે. તેઓને બે જૂદી જૂદી હારમાં વેંહેંચ્યા છે, તેમની વચોવચ એક પાદશાહ અંગપર પાદશાહી જામો પેહેરી, તથા સરપેચ સાથનો માથે દરો ઉઠાવેલું તાજ પેહેરી ઘોડેસ્વાર થએલો છે; તથા પોતાના માથાનાં જાડા કરચળીદાર વાળ તેનાં ખભાં ઉપર પડેલા છે. તેણે પોતાનાં જમણા હાથ વડે પોતાના ઘોડાની લગામ ઝાલી ડાબા હાથને પોતાની સામે ઉભેલા ૨૭ ઉઘાડે માથેના મ્હાન પુરૂષોમાંના એકના માથા ઉપર મેલ્યો છે. એની પાછળ ટુંકા ડગલા અને અણીવાળી ટોપી ઘાલી ૧૬ ખાસ ખીદમતગારો અક્કડ એની પાછળ ઉભેલા છે. એ ઉપરાંત તેના ઘોડાના પગ તળાએ એક ઉંધા પડેલા માણસનો આકાર છે. આ કોતરકામવાલો તખ્તો લેખ વગર ખાલી હોવાથી એમાંના મુખ્ય આકાર અને બીજી બીજી પરોઠ તથા સાસાનિયન વંશના સિક્કા ઉપરથી છબીઓ સાથ સરખાવી મી૦ ફયાસનર જણાવે છે કે ઘોડેસ્વાર થએલો આકાર શાહાપૂર પેહેલાનો છે, તથા તેણે પોતાનો ડાબો હાથ ઉઘાડે માથેના એક મહાન પુરૂષના માથા ઉપર મેલેલો છે. તે રોમના કમનશીબ વેલેરિયનની જગે નેમાયલા નવા શાહાનશાહ મિરિયડિસ છે; જે પુરતી કબુલાત આપે છે કે તે ઇરાની અમલમાં સુખચાઇથી રહેશે. તેની પાસેના ઉભેલા રૂમી એલચી તથા પ્રજા છે. તેઓ પોતાના નવા નેમાયલા શેહનશાહને ખુશી સાથ બહાલ રાખે છે. પાદશાહની પાછળના ૧૬ ઘોડેસ્વારોએ ઘણુંકરીને દેશ ઉપર હુમલો કરવામાં તેને મદદ આપી હતી. ઉંધા પડેલા આકાર વિષે મી૦ 'જૉર્જ રૉલિન્સન' જણાવે છે કે તે આકાર પેશ્વા માહો ભાય-અગાળા શેહેનશાહ વેલેરિયનનો છે. પણ મી૦ ફયાસના તે અનુમાન ખોટું ઠેરવી ઉંધા પડેલા મનુષ્યની નિશાની માત્ર રૂમી શેહેનશાહતની પડતી બતલાવે છે.

ઉપલા કોતરકામ શિવાય દારીબગર્દ આસપાસ બીજાં અનેક નાહના કોતરકામો છે.

**દારબલે મેડમ**—આ બાનુ લેખક 'ફ્રાન્સીસ-બર્ની'ને નામે પ્રસિદ્ધતા પામી ગઇ છે. એનો જન્મ કિંગસલાયનમાં ઇ. સ. ૧૭૫૨માં ૧૩મી જુને થયો હતો. એનો પિતા ડૉ૦ બર્નિ હતો. આ ડૉ૦ બર્નિ ૧૭૬૦માં ગાયન કળા શિખવવા માટે લંડનમાં આવી રહ્યો હતો. ત્યાં ફ્રાન્સીસ બર્નિ તદન નાહની જુવાન વયથીજ વાર્તા લખવાનો શોખ ધરાવતી જણાઇ હતી. એણે પોતાની પેહેલી વાર્તા ઇ. સ. ૧૭૭૮માં ૨૦ પૌંડે વેચી નામ વિના પ્રગટ કરાવી હતી. એનો પિતા ઠીક આ પોતાની બેટીનું લખાણ છે એ જાણી શકયો નહિ, પણ પછી તેને આ બીનાની જાણ થતાં તેણે ફ્રાન્સીસના શિક્ષણ ઉપર ખાસ લક્ષ આપવા માંડયું હતું. એમા ગ્રંથો વિષે જોનસન, રિનૉલ્ડ, બર્ક અને જાણીતા લેખકોએ સારાં મતો આપ્યાં હતા. ૧૭૮૨માં એણીએ 'Cecilia' નામે વાર્તા રચી પ્રગટ કરી હતી. તે પછી રાજવંશી ઘરાણામાં એણીને માન સાથે જગ્યા આપવામાં આવી, અને ૨૦૦ પૌંડનું વર્ષાસન આપવું કર્યું હતું. ૧૭૯૧ માં એણીએ ૧૦૦ પૌંડના વર્ષાસન ઉપર પેનશન ઉપર જઈ પોતાની તનદરોસ્તી અર્થે મુસાફરી કરી હતી. ૧૭૯૬ માં આ બાનુએ Camilla નામે વાર્તા ઉઘરાણાથી છપાવી પ્રગટ કરી —

જેમાં ૩૦૦૦ ગીનીનો નફો મળ્યો હતો, આથી તે રકમમાંથી મોકલીહેમ ખાતે એક 'કેમીલાકૉટેજ' બંધાવી ત્યાં જઈ રહી હતી. ૧૮૦૨ થી ૧૮૧૨ સુધી દારબ્લે પોતાના પતિ સાથે ફ્રાન્સમાં પેરિસ ખાતે રહી હતી. પણ તે પછી ઈંગલંડ પોતાના બેટા સાથે આવી રહી, જ્યાં ૧૮૧૪ ના એપ્રેલ માસમાં મરણ પામી હતી. આજ વર્ષની શરૂઆતમાં 'વાનડરર' નામે નવલ કથા પ્રગટ કરી હતી.

**દાર્મસ્ટેડ**—આ જર્મની માહેલું શેહેર ગ્રૅંડ ડચી ઑવ હેસી ડાર્મસ્ટેડિડનું પાયતખત છે. અતરેની મુખ્ય લાયબ્રેરિમાં ૫૦૦૦૦૦ ગ્રંથોનો અમૂલ્ય સંગ્રહ છે. ૧૮૮૧ માં અત્રેની સુંદર પોસ્ટ ઑફીસ બાંધવામાં આવી હતી. અતરે રસાયન, ટોપી, યંત્રકામ, તંબાકુ, રમવાના કાર્ડ, ગલીચા તથા બીરનાં મ્હોટા કારખાના છે. ૧૮૭૫ માં વસ્તી ૪૪૦૮૮ ની ને હાલમાં ૫૬૩૯૯ ની છે.

**દારમેસ્ટર જેમ્સ**—આ પરદેશી ભાષાશાસ્ત્રીનો જન્મ ઇ. સ. ૧૮૪૯ માં જર્મનીમાં થયો હતો. એ આગલા જયૂ કુટુંબનો એક વંશજ હતો. એણે પારીસ ખાતે અભ્યાસ કર્યો હતો, જ્યાં એણે ૧૮૭૫ માં જંદ અવસ્તા લખી હતી. ૧૮૭૭ માં એ જંદ અવસ્તાના પ્રોફેસર તરીકે નેમાયો હતો, અને ૧૮૮૫ માં કૉલેજ ડી ફ્રાન્સમાં તેજ ભાષાનાં પ્રોફેસર તરીકે નેમાયો હતો. ૧૮૮૩ માં એણે Etudes Traniemes નામે ગ્રંથ રચી પ્રગટ કર્યો હતો. દારમેસ્ટરે લખેલા જંદ અવસ્તાનો તરજુમો ધી સિક્રેડ બુકસ ઑવ ધી ઇસ્ટમાં દાખલ કર્યો છે. મરણ ઇ.સ. ૧૮૯૪ માં ૧૯ મી અકટોબરે નીપજ્યું હતું.

**દાર્લિંસ્ટન**—સ્ટેફૉર્ડ શાયરનું આ શેહેર વેડ્નસરીની ઉત્તર પશ્ચિમે ૧½ મૈલ ઉપર છે. એની પાસે કોલસા તથા લોઢાની ખાણો હોવાથી શેહેરમાં મ્હોટા કારખાના છે. લોક વસ્તી ૧૪૪૨૨ ની છે.

**દારામીર**—અથવા મીર દારા. દિલ્લીના ખ્વાજે મોહમદ મીરદારાનું એ તખલ્લુસ હતું. એનો પિતા તે વખતે દિલ્લીમાં ઘણો માનવંત 'શેખ' ગણાતો હતો. પ્રથમ એ લશકરમાં નોકરીએ હતો પણ પોતાના પિતાના મોત બાદ તેની ગાદીપર બેઠો. જ્યારે દિલ્લીમાં ઇસલામી અમલની પડતી આવી દિલ્લી ઉજડ થયું ત્યારે એ માત્ર ત્યાં રહ્યો હતો. એ ગાયનકળામાં ઘણો કુશળ હતો, અને એના મકાનમાં દર માસના ૨૨ મી તારીખે મોટો મેળાવડો થતો હતો, જ્યાં એ પોતાની ગાયનકળા ઉપરનો કાબુ બતલાવતો હતો. એણે દિવાન તથા રેખતા બનાવ્યા છે. એનું મરણ ૧૭૮૫ માં ૩ જી જાનેવારીએ નિપજ્યું હતું.

**દારાશેક**—શહાજહાન પાદશાહના આ વડા પુત્રનો જન્મ ૨૦ માર્ચ ૧૬૧૫ માં થયો (હિજરી સન ૧૦૨૪, ૨૯ સફરે) હતો. એની માતા નૂરજહાનનાં ભાઇ આસોફખાનની બેટી મુમતાજ મહાલ બેગમ હતી. એનાં લગન ૧૬૩૩ માં પોતાના કાકા સુલતાન શેકુની બેટી નાદીરા સાથે થયાં હતા. આ ઓરતથી એને સુલેમાન શેકુ અને સિફર શેકુ નામે બે પુત્રો થયા હતા. ઇ. સ. ૧૬૫૮ માં એના પિતાની માંદગી દરમ્યાન ઔરંગઝેબે ઉઠાવેલા બખેડામાં એને અનેક વેળા લઢવું પડયું હતું. આ વેળા ઔરંગઝેબ વિજયી થવાથી દારાને સિંધ તરફ નહાશી જવું પડયું હતું; પણ ત્યાંના અમીરે એને દગાથી કેદ કરી ખુલ્લા હાથી ઉપર સાંકળે સીકડી બેસાડી ઔરંગઝેબ પાસે મોકલ્યો, જ્યાં ઔરંગઝેબે એને શેહેરમાં અપમાનભરી હાલતમાં ફેરવી જુની દિલ્લીમાં કેદ કર્યો, જ્યાં ૧૬૫૯ માં ૨૯ મી આગષ્ટે ઔરંગઝેબનાં હુકમથી કતલ કરવામાં આવ્યો હતો, અને બીજે દિને તેના શબને અપમાનભરી હાલતમાં પ્રજા સનમુખ ધર્યું હતું. તે પછી ઔરંગઝેબે એના બેઉ બેટાઓને કેદ કરી ગવાલીયરના કિલ્લામાં કેદ કરી મારી નાખ્યા હતા. દારા-

શેકુ ભણેલો અને વિદ્વાન્ હોવાથી એણે અનેક ગ્રંથો રચી પ્રગટ કર્યા હતા, તેમજ એ શાએરીમાં કુશળ હતો. એનું કવિતામાં તખલ્લુસ 'કાદીરી' વપરાયલું છે.

**દારાશાહ રતનજી ચીચગર ખાનબહાદુર**—દારાશાહનો જન્મ ઇ. સ. ૧૮૩૯માં ૧૭ મી નવેંબરે થયો હતો. એમનાં પિતા મુંબઇના બારામાં આવતા જતા વહાણોને જોઇતા ખલાસીઓ પુરા પાડવાનો ધંધો કરતા હતા. આજ ધંધામાં પાછળથી એવણ પણ પુરતી કેળવણી લીધા પછી દાખલ થયા હતા. એમના વખતમાં "લોક મિત્ર" નામે એક અઠવાડિક પત્ર પ્રગટ થતું હતું તેમાં એવણ પોતાની જુવાનીથીજ લખાણો કરવાનો શોખ ધરાવતા હતા. તેમજ "જ્ઞાન બોધ" નામના માસિક ચોપાનીયાંના એવણ ઇ. સ. ૧૮૬૬ થી ૧૮૬૯ સુધી અધિપતિ તરીકે નેમાયા હતા.

તનની કેળવણી સાથે મનની કેળવણીને કેટલી જરૂર છે, તેની પુરતી પીછાન એમને હોવાથી પોતાની જુવાનીથીજ અંગકસરત સંબંધી કસરતશાળાના કારોબારમાં અંગત ભાગ લેતા હતા; અને ચંદનવાડીની કસરતશાળાના ૧૮૭૬ થી ૧૮૮૩ સુધી એક ઑન સેક્રેટરી હતા. "જ્ઞાન પ્રસારક મંડળી"નાં એવણ ઑન ખજાનચી તરીકેનો ઓધો લાંબા વખતથી ભોગવતા આવ્યા છે; તેમજ આ મંડળી તરફથી કેળવણી સંબંધી કેટલાંક જાહેર ભાષણો આપી પોતાની માનીતી "કિંડર ગાર્ટન" ની નવી રૂઢીની કેળવણીનો પ્રસાર એવણે કરી તેમા આગેવાન ભાગ બજાવ્યો છે. (જુઓ કિંડરગાર્ટન.)

"ફ્રિમેશન" પંથ સાથેનો એમનો ઘણો નિકટ સંબંધ ઇ. સ. ૧૮૬૬ થી ચાલુ છે. આ મંડળમાં એવણે ઘણો આગેવાન ભાગ લઈ ૧૮૭૨ માં "રાઇઝિંગ સ્ટારના" વડા માસ્તરની ચઢતી પદ્વિ મેળવી હતી અને ૧૮૭૩ મા ૧૬ મી અકટોંબરે મજકુર લૉડજના એક મોટા મેલાવડા સનમુખ એમને "પાસ્ટ માસ્તર" ના જુએલની એલામત ભેટ આપવામાં આવી હતી. તેમજ આ મંડળનું એક મકાન બાંધવાનાં ફંડનાં એવણ એક સેક્રેટરી નેમાવાથી આ કામમાં એવણે પોતાની ઓહળી લાગવગથી મોટી મદદો મેલવી આપી આ મકાનનું બાંધકામ સરંજામપાર ઉતારવાથી "મેસન" પંથના તમામ બીરાદરોની મુબારકબાદીની એક "આલ્બંમ" એમને ભેટ કરવામાં આવી હતી. તેમજ આ સમયે એમને આખા હિંદુસ્તાનનાં "ડેપ્યુટિ ગ્રાંટ માસ્તર" ની પદ્વિનું મોટું માન આપવામાં આવ્યું હતું.

વળી મુંબઈ કારપોરેશન સાથે ૧૮૮૯ થી એમનો ચાલુ સંબંધ અને આ શેહેર સમાજની એવણે લાંબી સેવા બજાવી છે. જૉઇટ સ્કુલ કમિટીના એક સભાસદ તરીકે પ્રાથમિક કેળવણીની ખિલવણી બાબે પણ પુરતું કામ કરી બતાવ્યું છે. તેમજ યુનિવર્સિટીના એક "ફેલો" તરીકે ચઢતી કેળવણીના સવાલોમાં ઉપયોગી ભાગ લેવાની અનેક તક તેમને મળી હતી. મુંબઇમાં ૧૮૯૭ પછી ફાટેલી મરકી પ્રસંગે એવણે સરકારને કરેલી મદદની પિછાનમાં ૧૮૯૯ માં ખાનબહાદુરનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. ઇંગલંડ તરફ એવણે ૧૮૮૫ તથા ૧૯૦૪ માં મુસાફરી કરી હતી. તેમાં દેશી ખલાસીઓના એક ખરા હિતાર્થી તરીકે એવણ મુંબઇ ઉપરાંત હિંદુસ્તાન અને ગ્રેટબ્રિટનમાં પણ જાણીતા થયા છે. "શિપીંગ એજંટના" પોતાના ધંધાને લીધે તેઓએ ખલાસીઓની લાયકાત અને તેમની જરૂરિયાત વગેરેનો ખાસ અભ્યાસ કરેલો હોવાથી, ૧૯૦૩ માં "દેશી લશ્કરોની લાયકાત કેટલી છે તે બાબે પાર્લામેંટે કમીશન નેમ્યું હતું, ત્યારે આ કમીશન સનમુખ જબાની આપવા એજ સાલમાં ખાસ એવણ ઇંગલંડ જઇ એવોતો દેશી ખલાસીઓનો બંચાવ કર્યો હતો કે

તેમની રોજી પર ગોરા ખલાસીઓએ મારેલી તરાપમાંથી બચાવવામાં ફતેહમંદી મેળવી હતી, તેમજ આ સફર દરમ્યાન એવણે બ્રિટીશ નૈકાખાતાંની એક કમિટી આગળ તેમની સુચનાથી પોતાનો કેટલોક અભિપ્રાય રજુ કરી દરિયાઇ લશકરમાં જરૂર પડવે દેશી ખલાસીઓને રાખવા બાબે અનેક સુચના કરી હતી; જેમાંની ઘણીક માન્ય રાખવામાં આવી હતી.

"જરથોસ્તી છોકરીઓની નિશાળોની મંડળીના ઑનરરી સેક્રેટરી તરીકે લાંબા વર્ષો સુધી ઓધ્ધો બજાવી સ્ત્રી કેળવણીનાં ફેલાવામાં જાતી મેહેનત અને ખંતથી સારી નામના મેળવી છે. ઇ. સ. ૧૯૦૪ માં એમને મુંબઇની ધારાસભામાં એક વધારાના આધિકારી તરીકે નેમવામાં આવ્યા હતા.

દારૂ—એક માદક પ્રવાહિ પદાર્થ. આ માદક પદાર્થ થોડો પિધાથી ભૂક વધી પાચન શક્તિ વધે છે, આ કારણથી અશકત અને નબળા મનુષ્યને થોડી પાવી તંદરોસ્તીને ફાયદાકારક છે. જે જે દુઃખ દર્દમાં શક્તિ હિણ થવાનો ભય રહે છે તે દર્દોમાં શક્તિ કાયમ રાખવા માટે દારૂ પીવા આપવામાં આવે છે. કૉલેરાનાં મરજથી મનુષ્યની શક્તિ ઘણી જલ્દી ક્ષિણ થાય છે આ કારણથી કલોરાડાઇનનાં ટિપાં દારૂમાં મેળવી પાય છે.

દારૂ થોડો પીધાથી અન્ન પાચન ઉત્તમ રીતે થાય છે, તે વધારે પીતાં પાચન શક્તિ ઘટે છે. પકવાશયમાંની અંતર ત્વચા લાલ બની તે બળે છે, અને એવુંજ કામ ચાલુ રહેતાં રસક્રિયા ચલાવનારાં પિંડોનો બિગાડો થઇ તે થોડા વખત પછી બેમાલુમ બનતાં ભૂખ બીલકુલ લાગતી નથી.

થોડો દારૂ પીધાથી તે પિત્ત ઉત્પન્ન કરવામાં કેટલી મદદ કરે છે તે ચોકસ જણાયું નથી, પણ એનાથી મીઠાસનો અંશ વધારે ઉત્પન્ન થાય છે. તેથી દારૂ પીધાથી લીવર વધે છે અથવા તેનું કવચ વધી માહેલો ભાગ દબાઇ જઇ છિન્ન થાય છે, અને તેની ક્રિયા બંધ પડે છે. ફેફસાંપર 'કારબોનિક એસિડ ગ્યાસ' અને વરાળ ઓછી થાય છે. આ બધી ક્રિયા દારૂથી સરખી થતી નથી. બ્રાંડી અને જીનથી ઓછી થાય છે. હમેશાં પીધાથી ફેફસાનાં ઘટનામાં ફેરફાર થઇ ખાંસી અને હાંફણનો ઉપદ્રવ વધે છે.

રૂધિરાભિસરણ ચલાવનારાં અવયવ એટલે રૂધિરાશય અને લોહીની નેસો એમની ગતી થોડા મધાર્કથી વધે છે, નેસો ફુલે છે અને તેથી ચામડીપર લાલ વર્ણ આવે છે. આ મુજબ ચાલુ દારૂનું સેવન કર્યાથી બુઢાપાની છાયા જલ્દીજ પડે છે, લોહી માહેલી ચરબી વધે છે અને તેમાંની રસાયન ક્રિયા ઘટે છે.

મગજ ઉપર ક્રિયા થઇ તેને એકદમ મંદ પણ લાગુ પડી તેથી સ્પર્શ જ્ઞાન, વિચાર શક્તિ અને સાધારણ સર્વ જ્ઞાનેંદ્રિયો મંદ પડે છે. દારૂ પીધાથી કેટલાકોની વિચાર શક્તિ વધી મનપર ઉત્તમ પ્રકારની અસર થએલી પણ જણાયલી છે, પણ તેથી એકાદ કોઇ ગહન વિષય ઉપર સરખો વિચાર સુઝે છે, એમ કેહવાઇ શકાતું નથી. દારૂથી આંખ, કાન, જીભ, નાસિકા અને ચામડી ઇત્યાદી ઇંદ્રીઓની તિક્ષ્ણતા બેમાલુમ થાય છે. કેટલાકો કહે છે કે તેમનાં થોડા ધર્મ બેમાલુમ બને છે. કોઇ મનુષ્યને થોડો દારૂ પાયાથી હોશિયારી આવે છે. મધાર્ક સર્વ દારૂમાં હોય તેના આવા જૂદા જૂદા પ્રકાર બનવાનાં કારણ દારૂ માહેલા ઇથર અને તેલનું છે.

સ્નાયુ દારૂનાં અરકથી નિર્જીવ બને છે, અને તેમ નહિ બન્યું તો તેનાથી કોઇ પણ નાજુક કામ થતું નથી. બેહદ દારૂ પીધાથી શ્વાસોશ્વાસને મદદ કરનારાં સ્નાયુ નિર્જીવ બની મનુષ્યનું ગુંગળાઇ જવાનાં બનાવો અનેક જોવામાં આવે છે.

દારૂ પેટમાં જતાં શરીરનાં તમામ ભાગમાં ગરમી ઉત્પન્ન થાય છે, અને તે પીનારાને હોશિયારી આવે છે. દારૂ પીધા પછી અરધો અથવા એક કલાકે હાથની નાંડીનાં ઠોકા દર

મિનિટે ૬ થી ૧૦ વધે છે, અને શ્વાસોશ્વાસ ક્રિયામાં ઓછો ફેરફાર થતો નથી.

દારૂનું પૃથક્કરણ તરતજ નહિ થતાં તે ઘણો વખત સુધી લોહીમાં રહે છે, ચામડીમાંથી તેમજ ફેફસાંમાંથી બાહેર પડે છે. મૂતરમાં તે હોય છે એમ ડૉ૦ પર્સીએ લખેલું છે. શ્વાસોશ્વાસ નિકળતાં તે બાહેર પડે છે, એ ગંધ ઉપરથી જણાય છે. લોહીમાં દારૂનું પૃથઃકરણ તદ્દન થતું નથી એમ ફ્રેન્ચ રસાયન શાસ્ત્રી મો૦ લાલિમંડ ડયુરાય અને પેરિને પોતે તરહેવાર પ્રયોગો કરી જાહેર કર્યું છે. આ રસાયન શાસ્ત્રીઓએ વધારે એમ જણાવેલું છે કે દારૂ જે રૂપે પેટમાં દાખલ થાય છે તેજ રૂપે તે ચામડીમાંથી, મૂતરમાંથી અને ફેફસામાંથી બાહેર પડે છે. ડૉ૦ પ્રાઉટે કરેલા પ્રયોગો ઉપરથી એવું સ્પષ્ટ જણાયલું છે કે દારૂથી શરીરનો પોષણ વ્યાપક બરાબર ચાલતો નથી, કારણ કે તેનાથી લોહીમાં જેટલો કારબોનિક ઍસિડનો અંશ રહેવો જોઈએ તે કરતાં વધારે રહે છે. એટલે કારબોનિક ઍસિડ જેટલો બહાર પડવો જોઇએ તેટલો દારૂને લીધે બાહેર પડતો નથી.

અમેરીકન પ્રોફેસર ડેવિહસે અનેક અખતરા કરી દારૂ વિશે નીચે મુજબ વર્ણન કરેલું છે. "દારૂ પીધાથી મજ્જા ઉત્તેજક બની રૂધિરની ક્રિયા જલદ બને છે. આ અસર દારૂ પીધા પછી ૩૦ મિનિટની અંદર થાય છે, અને ફરી જો તેને તરત પીધી નહિ હોય તો તે ગુણ દોઢ યા બે કલાકની અંદર બેમાલુમ થાય છે. આ જે દારૂના મજ્જાતંતુને થોડો વખત ઉત્તેજક બનાવવાનો ગુણ છે તેથીજ દારૂમાં પાચન શક્તિ અને મનોવિકાર વધારવાનાં ગુણ છે એમ લોકોની સમજ છે. દારૂથી તંતુપર જેટલું ઉત્તેજન રૂપ કાર્ય પડે છે તે કરતાં નાડ ઉપર ઘણી ઓછી અસર કરે છે. મદ્યપ્રાશનથી કારબોનિક ઍસિડ ફેફસામાંથી આગળ કરતાં વધારે ઓછું નિકળે છે. તે પીધા પછી એક કલાકની અંદર તે ઓછો થવા માંડે છે, અને એ બે કલાક સુધી તેવીજ સ્થિતિમાં રહે છે. બે કલાક પછી ફરી તે વધારે નિકળવા માંડે છે, અને ત્રણ કલાક પછી તે હમેશ મુજબ નિકળે છે." આ પ્રયોગ ઉપરથી ઉપલા વિદ્વાનની ખાતરી થઇ કે ગરમી વધવાને બદલે ઉલટી ઓછી થતી ગઇ હતી.

દારૂથી રૂધિરની ગતિ વધીને લોહીની નસો સદા ફુલે છે, આથી રૂધીરાભિસરણ ઇંદ્રીયોનાં રોગો સદા દારૂબાજોમાં ઝાઝાં જણાય છે.

તંદુરસ્ત મનુષ્યે એકથી બે આઉસ સુધી શુદ્ધ દારૂનો અર્ક લીધો હોય તો તેમાં હરકત નથી; પણ હાલમાં શુદ્ધ મધાર્ક પ્રચારમાં નહિ હોવાથી તેને બદલે જૂદા જૂદા પ્રમાણથી માહે અર્ક રહેલી દારૂનો લોકો ઉપયોગ કરે છે. તેમાંની થોડીક દારૂના પરિણામો હેઠે આપ્યાં છે.

૧ ઔંસ મધાર્ક મેળવવા ૨ ઔંસ બ્રાંડી, ૫ ઔંસ શેરી, ૧૦ ઔંસ કલારેટ, ૧૦ ઔંસ હોક, ૨૦ ઔંસ બીર, ૫ ઔંસ પોર્ટવાઇન, ૮ ઔંસ બોર્ડવાઇન, ૯ ઔંસ બરગંડી, ૮ ઔંસ ચંપીયન, અને ૮ ઔંસ મોઝેલ લાગે છે. આપણા દેશમાંની દારૂ ઉત્તમ રીતે ગળેલી નહિ હોવાથી તે પીવા લાયકની હોતી નથી. તેમાં 'ફૂઝલ' નામનું તેલ વધારે હોવાથી લીવર અતિ જલ્દી બિગડે છે. દેશી દારૂમાં દારૂનો અર્ક બીજી ઈંગ્રેજી દારૂ કરતાં વધારે હોય છે, એમ જે સમજ છે તે ભૂલ ભરેલી છે.

થંડીમાં શરીર મધે ગરમી લાવવા દારૂ પીવાનો ચાલુ રેવાજ છે, પણ જેઓએ ઉત્તર મહાસાગરમાં સફર કરી છે તેઓનું કહેવું એવું છે કે સખત થંડીમાં દારૂ પીવાથી નુકસાન પોંહચે છે, અને તેથી સખત થંડીના દેશોમાં ઝાઝા દારૂડીયા હોતા નથી. તેજ મુજબ અત્યંત ગરમ પ્રદેશમાં તડકામાંથી ચાલી આવ્યા પછી દારૂ પીધાથી નૂકસાન કરે છે; એ હિંદુસ્તાન, બોર્નિઓ,

આફ્રીય, આફ્રિકા અને ડેમરારા દેશમાં કરેલી સ્વારીઓનાં ઇતિહાસ ઉપરથી જણાયલું છે.

રૂધિરાભિસરણ જલદ ચાલવાથી ભેજામાંની નેસો વધારે ફુલે છે, અને તેમાં લોહીનો જમાવ થાય છે. આથી એકાદ ગહન વિચારનું કામ કરી મનુષ્યને થાક ચઢતા થોડો દારૂ પીવાથી તેની વિચાર શક્તિ વધારે વખત ચાલે છે, તેમજ ઘણો વખત અન્ન નહિ મળવા છતાં માત્ર દારૂ ઉપરજ વિચાર શક્તિ લાંબો વખત ટકી શકે છે, પણ તેમ તે હમેશાં ટેકાવદાર ગણાય નહિ. લઢાઇ પ્રસંગે સીપાઇઓને મુદ્દલ દારૂ નહિ આપી હોય તો તેઓ સારી તદરોસ્તીમા રહે છે; પણ ઘણી ઝડપી દોડ પછી આવી તરત લઢાઇ માટે ઉભુ રહેવુ પડે તો થોડા દારૂથી તેમને હિમ્મત અને હોશિઆરી આવે છે.

દારૂથી ઉમર કેટલી ટકે છે તે વિશે શોધ કરવા બ્રિટીશ મેડિકલ ઍસોસિએશને એક કમિટી નેમી હતી, તે મડળીએ કરેલી શોધ નીચે મુજબ છે.

આલુ સાધારણ પીનારા—૬૨·૧૩ વર્ષ જીવે છે.
કોઇ કદાચ પીનારા—૫૯·૬૭ " " "
સાધારણ પીનારા—૫૭·૫૯ " " "
ખાસ દારૂ બાજ—૫૨·૦૩ " " "
મધ નિષેધક—૫૧·૨૨ " " "

સરાસરી ગણત્રી કાઢતાં માફકસર પીનારને અને બેહદ પીનારને ચોકસ ઉમરે પીવાની લત લાગ્યા પછી કેટલી જીદગી ભોગવી શકે છે તે નીચલા કોઠા ઉપરથી જણાશે જે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દારૂ વધારે પીનારની જીંદગી કદી લાંબી લબાતી નથી, ત્યારે માફકસર પીનાર વધારે જીવી શકે છે.

| | નીચલી ઉમરે પીવાની શરૂઆત કરનારા. | નીચે દર્શાવ્યા મુજબ લાંબી યા ટુંકી જીદગી ભોગવે છે. | |
|---|---|---|---|
| માફકસર પીનારા | ૨૦ | ૬૪ | લાંબી જીદગી ભોગવે છે |
| | ૩૦ | ૬૬॥ | |
| | ૪૦ | ૬૮ | |
| | ૫૦ | ૭૧ | |
| | ૬૦ | ૭૪ | |
| બેહદ પીનારા | ૨૦ | ૩૫॥ | ટુંકી જીદગી ભોગવે છે. |
| | ૩૦ | ૪૩॥ | |
| | ૪૦ | ૫૧ | |
| | ૫૦ | ૬૦ | |
| | ૬૦ | ૬૮॥ | |

દારૂ તરહેવાર જાતની બને છે. મુખ્ય કરી તાડની તાડી, મહુડા, દ્રાક્ષ, માલ્ટ, જવ, સાકર, ગોળ, ચોખા, ખજુરી અને કાજુમાંથી બનાવવામાં આવે છે. કેટલાકો દારૂને વાઈન, લીકર અને સ્પિરિટ કહે છે, તે તેના જૂદા જૂદા ગુણ અને તેમાં ફરક હોવાથી તેને ઉપલા ત્રણ વર્ગમાં વેહેચવામાં આવી છે. દારૂનો અરક આલકોહલ છે. દારૂમાં સેકડે આલકોહલના જેટલાં નામ હોય તે મુજબ તેને હલકો ભારી ગણવામાં આવે છે. દારૂનાં જૂદા જૂદા પ્રકાર, બ્રાંડી, જીન, પોર્ટ, વિસ્કી, શામપેન, બીયર, શેરી, કલારેટ બેવડો વગેરે છે.

મુખ્ય કરી દારૂનાં ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. ૧—જવના ફીણવાળી દારૂ, ૨—વાઈન અને ૩ સ્પીરિટ યાને જલદ દારૂ, આ દારૂઓના નામ તથા તેમા કેટલો દારૂનો અરકનો ભાગ આવે છે તેની વિગત નીચલા કોઠામા દર્શાવી છે.

| | નામ. | શાનો બનાવેલો. | દારૂના અરકનુ વજન ૧૦૦ ભાગમાં. | ક્યાં બનાવેલો. |
|---|---|---|---|---|
| | સ્પિરિટ (જલ્લદ દારૂ) | | | |
| ૧ | મોહવરાનો દારૂ | મહુવડામાંથી | ૩૦ થી ૫૦ | સૂરત, ગુજરાત, ઉરન. |
| | તાડીનો | ખજુરી અથવા તાડ રસમાંથી | ૨૫ થી ૪૦ | કોકણ કાંઠે. |
| | ગોળનો દારૂ | ગોળમાંથી | ૩૫ થી ૪૫ | દીવ તથા સૂરત. |
| | કાજુનો | કાજુમાંથી | ૪૦ થી ૬૫ | ગોઆ ને કોકણ. |
| | બરાંડી | વાઇન, પપેટા, અને અનાજમાંથી | ૫૦ થી ૬૦ | ગ્રેટબ્રિટન, ફ્રાન્સ. |
| | રમ | સાકર યા ગોળમાંથી | ૬૦ થી ૭૭ | ગ્રેટબ્રિટન અને ઉરન |
| | જીન | જવ અથવા બીજા અનાજમાંથી | ૪૯ થી ૬૦ | ફ્રાન્સ |
| | વિહીસ્કી | જવ, યા બીજા અનાજમાંથી | ૫૦ થી ૬૦ | જર્મની. |
| ૨ | વાઇન | | | |
| | શેરી | દ્રાક્ષ રસમાંથી | ૧૯ થી ૨૫ | ઝેરીસ (સ્પેનમાં). |
| | પોર્ટવાઇન | દ્રાક્ષ ,, | ૧૬ થી ૨૩ | પોર્ટુગલ. |
| | ક્લારેટ | ,, ,, | ૧૫ થી ૨૦ | ફ્રાન્સ. |
| | મદીરા | ,, ,, | ૧૬૩/૪ થી ૨૨ | સ્પેન (મદીરા ટાપુ)- |
| | શેમ્પેન | ,, ,, | ૫ થી ૧૩ | ફ્રાન્સ. |
| | શીરાઝ | ,, ,, | ૫ થી ૧૫ | ઇરાન. |
| | જવના પીણુ-વાલા દારૂ | | | |
| ૩ | બીર | સડેલા જવમાંથી | ૩ થી ૧૦ | ગ્રેટબ્રિટન. |
| | પોર્ટર | ,, ,, ,, | ૪ થી ૬ | ,, |
| | એલ | ,, ,, ,, | ૬ થી ૮ | ,, |

દારૂ પીધા પછી ને લોહીમાં જાય છે અને ફેફસાં, પેશાબ અને પરસેવાને માર્ગે બાહેર પડે છે. દારૂ બાહેરના ભાગ ઉપર ચોપડવામાં આવે તો તે સ્થળ નરમ થાય છે, પણ પાણી સાથે ચોપડવામાં આવે તો તે ભાગ કઠણ અને બરડ થાય છે.

દારૂ ઔષધિ તરીકે અતિ ઉપયોગી ચીજ છે. તેનાથી ભૂખ છુટે છે, શક્તિ આવે છે અને ગરમી રહે છે. નબળાઇ અને અશક્તાઇનાં દરદો માટે ઘણો ફાયદો કરે છે; પણ તે જોઇએ તે કરતાં વિશેષ થાય અગર નહિ જોઇતો પિવામાં આવે તો નુકસાન કારક થઇ પડે છે. સ્પિરિટ પિવાથી વધારે ગેરફાયદો થાય છે.

જોરાવર અને લોહિઆર માણસ કરતાં નબળા માણસને દારૂ ગુણકારી છે. આવા નબળા માણસને ખોરાક સાથે દારૂ આપ્યાથી ખાણુ હજમ થઈ શરીરને ટેકાવ મળે છે. દારૂથી અંગના કેટલાક ઘસારાનો કેટલેક દરજ્જે અટકાવ થાય છે, માટે શરીરમાંથી ઘણું લોહી ગયું હોય, અથવા જે દરદોમાં ઘણી નબળાઇ થઇ હોય તેમાં એ ફાયદા કારક છે.

ઘણો ને ચાલુ દારૂ પિનારને એ નુકસાન કરે છે. તેની અન્ન કોથળી ઉપર ખરાબ અસર થવાથી બદહજમી થાય છે, ઉલટી આવે છે, જાહડો કબજ થાય છે, અટકાર આવે છે, છાતીપર ખાટું થાય છે, મ્હોડામાં

ખાટું પાણી આવે છે અને દારૂ પિનારની ભૂખ ધીમે ધીમે મરી જાય છે. ભેજાં ઉપર પણ દારૂ ઘણી માઠી અસર કરે છે. આળસાઇ, સુસ્તી, નાહિમ્મત અને બેવકુફાંઇ એ દારૂબાજની મુખ્ય નિશાનીઓ છે. દારૂ ચાલુ પીધાથી ફેફસામાં બરાબર લોહી ફરી વળતું નથી, તેથી ત્યાં લોચો એકઠો થાય છે. આ કારણથી દમ જલદી અને મુશકેલીથી ચાલે છે, સુકી ખાંસી થાય છે અને બીજા ફેફસાંની ભયંકર બીમારીનું હમેશાનું બીજ રોપાય છે. કાળજામાં આ કેફી પદાર્થ જવાથી તેના કામમાં અને બાંધામાં ફેરફાર થાય છે, પિત્ત બરાબર પેદા થતું નથી, અને કાળજું વખતે મ્હોટું અને સખત થાય છે, કોઈ વેળા સંકોચાઇ તદ્દન જેટલું નાહનું થઇ જાય છે, અને તે ઉપરથી એક જાતનું જલદર પેદા થાય છે. ગુરદાને આ કેફી પીણાથી ઘણી નુકસાની પોહચે છે.

ઘણો દારૂ પીવાથી મનુષ્ય ગાફેલ બની બકારો કરે છે, તો કોઇ તુફાન કરે છે અને ડોલતો રહી પડી જાય છે. તેને અંગ વસ્ત્રનું ભાન રહેતું નથી, ચેહેરો લાલ થાય છે, આંખો લાલ બને છે, કીકી પ્રથમ નાહની અને પછી વિસ્તૃત થાય છે, શરીર ચંડુ પડે છે અને પરસેવો છુટે છે, નાડીમંદ અને ધીમી ચાલે છે, એ મુજબ ગાફેલ બની સેવટે દરદી કેવળ બેભાન થઇ પડે છે. શ્વાસ રુંગળાય છે, તેમાંથી દારૂની ગંધ આવે છે. તે પછી ઘણી પેશાબ છુટે છે, અથવા ઉલટી થાય છે અને ૧૦ થી ૨૦ કલાકે શુદ્ધિપર આવે છે અથવા તો વધૂ ઝેર ચઢતાં મરણ નિપજે છે.

દેવાનપણું તથા દારૂજન્ય ભ્રમ દારૂડીયા ઉપર ગાલેબ થાય છે. ભ્રમ શરૂ થતાં ઉંઘ આવતી નથી અને બેચેની વધી સ્વપના આવવા માંડે છે. તે વેહેમી, હિચકારો, બેવિશ્વાસી બને છે. તે પોતાના શરીરને કોઇ ઇજા કરે છે યા અંગ પર કાંઇ વસ્તુ વળગી હોય તેવો ભ્રમ કરે છે. તેનું શરીર ધ્રૂજે છે, તેમાં હાથ અને જીભ વિશેષ ધ્રૂજે છે એકંદર મનમાં ઘણો ગભરાટ, બિહીક, ભય, વેહમ અને બેશાની હોય છે. શરીરમાંથી પરસેવો ઘણો છુટે છે, નાડી નરમ નાહની અતિ ત્વરિત ચાલે છે. ભુખ લાગતી નથી, નબળાઇ વધી જીભ સુકાતાં આંચકીનો હુમલો થઇ બેશુદ્ધ થઇ મોત નિપજે છે.

દારૂનાં વ્યસનથી ઘણું કરી શરીરમાં અનેક દુઃખ દર્દોનો વાસ થાય છે; જે વિષે વૈદક ગ્રંથોમાં અસરકારક વર્ણન મળે છે.

જે દારૂમાં ઝાઝો આલ્કોહલ નથી તે પીવા લાયકના દારૂ ગણાય છે. બીર અને તેને મળતા જવનાં દારૂ ઈંગ્રેજી દારૂમાં નબળા છે, તે થકી ઘણા બીરથી જેટલું નુકશાન થાય છે તે કરતાં તેટલો બ્રાંડી અથવા જલ્લદ દારૂથી વધારે થાય છે. બીરમાં દારૂનો અરક શિવાય સાકર, કડવાસ અને ખટાશનો ભાગ રહેછે. બીર માફકસર પીધાથી ભૂખ છુટે છે અને શકિત આવી શરીર ફુલાવે છે. બીરમાં 'કાકમારી' નાં બીજ અથવા ગંધકનો તેજાબ અથવા મરચાં, મરી વગેરે ભેળે છે, જેથી તે પીવામાં કડક લાગે છે; માથુ દુખવેછે અને તબીયત બિગાડે છે, માટે ગદલો અને ખારો ન હોય એવો નિતરો બીર વાપરવો. ઘણો બીર પીવાનો માહવરો રાખવાથી પગનો નજલો, પિત્તવિકાર અને બીજાં દર્દો લાગુ પડે છે. પોરટર, એલ પણ બીર જેવીજ ખાશિયત ધરાવે છે.

વાઇનમાં સાકર તથા થોડો પૌષ્ટિક ભાગ તથા થોડો ખાર હોય છે; તેનાં અંદરના ખારોને લીધે વાઇન લોહીને સાફ કરે છે. કેટલાક વાઇન ઘણા જલ્લદ આવે છે, અને તેમાં સ્પિરિટ મારવામાં આવે છે, તેથી તે પીધા પછી ઘણું નુકશાન થાય છે. પોર્ટવાઇન ઘણી વેળા હજમિયત શકિત બિગાડે છે ને પેટ કબજ કરે છે. મદિરા વાઇનમા શેરી જેવાં ગુણ છે. ક્લારેટમાં ખટાશનો ભાગ વધારે આવે છે તેથી નબળા કોઠાવાલાને આ વાઇન આપવો નહિ, તેમજ અતિ મીઠો વાઇન પણ નુકસાનકારક છે.

હિંદુસ્તાનમાં પ્રથમ દારૂ અતિ થોડો ખપતો હતો. પણ હાલમાં તેનો ફેલાવો ઘણોજ વધી પડયો છે, અને થતો જાય છે. દારૂની ખપત અને દુકાનો વધતી જાય છે. હિંદમા વસતા ઉચી પંક્તિના લોકો જેમને આગળ દારૂનો ભારે તિરસ્કાર હતો, તેઓ પણ હવે પીવામાં શામેલ થયા છે. દારૂ પીવાથી થતા નૂકશાન પ્રસિદ્ધ છે. સરકારે એની ઉપર ભારે કર બેસાડયા છતાં તેનો ખપ અટકવાને બદલે વધતો ચાલ્યો છે.

* હિંદુસ્તાનની સરકાર પરદેશી દારૂ વેચવાના પરવાનાં પ્રત્યેક દુકાનને માટે દર વર્ષે કેટલીક રકમ લઇને આપે છે. દેશી દારૂ ઉપર કર લેવાના સંબંધમાં માત્ર જૂદા જૂદા પ્રાંતોમાં જૂદો જૂદો વહિવટ ચાલે છે. સાધારણ રીતે એ વહીવટનાં બે વર્ગ પાડી શકાય. ૧—પેહેલા વર્ગની પદ્ધતિમાં વિશેષ એ છે કે એકાદ મધ્ય સ્થળે દારૂ બનાવી તે ત્યાંથી બાહેર વેચવા માટે લઇ જતાં તેપર નિયમ પ્રમાણે દાણ લેવામાં આવે છે. ૨—બીજા વર્ગની પદ્ધતિમાં તૈયાર કરેલા દારૂપર કર લેવામાં આવતો નથી. પરંતુ મૂળદારૂ બનાવવાનો અને વેચવાનો હક્ક લીલામ કરીને આપવામાં આવે છે. લીલામમાં ઉપજેલી રકમ લીલામ રાખનારો જે દારૂ બનાવે તે દારૂપરનો કર છે. પેહેલા વર્ગની પદ્ધતિને સેન્ટ્રલ ડિસ્ટિલરી સિસ્ટમ (મધ્ય સ્થળે ભઠ્ઠી રાખવાની પધ્ધતિ) કહેછે. બીજા વર્ગની પદ્ધતિને આઉટ-ડીસ્ટિલ (બાહેરની ભઠ્ઠીની) અને ઇજારાની પદ્ધતિ કહે છે. આ પદ્ધતિ પ્રાંતિક સ્થળોનાં પ્રમાણમાં જૂદી જૂદી રીતે અમલમાં આવે છે. પેહેલા વર્ગની પદ્ધતિ હિંદી સરકારને વધારે પસંદ છે, અને ઘણાખરા પ્રાંતોના ભરવસ્તીવાળા અને સાધારણ વસ્તીવાળા ભાગોમાં તે ચાલે છે. ઓછી વસ્તીવાળા, અને મુસાફરીના સંબંધમાં અડચણ ભરેલા અને મધ્ય સ્થળથી દૂર આવેલા ભાગોમાં મધ્યસ્થ ભઠ્ઠીમાંથી દારૂ પૂરો પાડવામાં ઘણો ખર્ચ થાય છે, તેથી તેવા ભાગોમાં ઠામ ઠામ દારૂ બનાવી વેચવાના પરવાનાં આપવામાં આવે છે; અર્થાત એવા ભાગોમાં બીજા વર્ગની પદ્ધતિ ચાલે છે.

(૧) સેન્ટ્રલ ડિસ્ટિલરી સિસ્ટમ એવી છે કે મધ્ય સ્થળે દારૂ ગાળવાનું ઠેકાણું સરકાર નક્કી કરે છે અને તે ઠેકાણે સરકારે પસંદ કરેલા આબરૂદાર માણસોને સરકારી અમલદારોની દેખરેખ તળે દારૂ ગાળવાની પરવાનગી આપવામાં આવે છે. અને દારૂ ગાળયા પછી ભઠ્ઠીમાંથી જે દારૂ બાહેર વેચવાને લઇ જવામાં આવે તેપર નિયમ પ્રમાણે દસ્તુરી લેવામાં આવે છે. એવી ભઠ્ઠીઓમાં દારૂ ગાળવાના હક્કનો ઇજારો આપવામાં આવતો નથી. તેમજ સાધારણ રીતે દારૂ ગાળવાનો અને વેચવાનો હક્ક જૂદો જૂદો રાખવામાં આવે છે. આ પ્રકારની પધ્ધતિ નીચલા બંગાલ, વાયવ્ય પ્રાંતો, અયોધ્યા અને પંજાબ પ્રાંતમાં ચાલે છે. બ્રહ્મદેશમાં યુરોપી પદ્ધતિથી જે દારૂ બનાવવામાં આવે છે તેપર આ પદ્ધતિ પ્રમાણે કર લેવામાં આવે છે. મધ્ય પ્રાંતોમાં એજ પદ્ધતિ ચાલે છે, પરંતુ તેમાં થોડો ફેર છે. એ પ્રાંતોમાં તૈયાર થએલા દારૂપર કર ન લેતાં દારૂ ગાળવામાં જે વસ્તુઓનો ખપ પડે છે તેઓપર લેવામાં આવે છે.

આ પદ્ધતિ પ્રમાણે બનાવેલો દારૂ વેચવાની ગોઠવણ પણ સરકારે પોતાના હાથમાં રાખી છે. દુકાનો કેટલી અને કયે ઠેકાણે ઉઘાડવી તે જીલ્લાનો અધિકારી ઠરાવે છે અને તે દુકાનોમાં દારૂ વેચવાના પરવાના આપે છે, અને તેઓને માટે ફી લે છે. એ ફી કેટલેક ઠેકાણે મહિનાની અને કેટલેક ઠેકાણે વર્ષની મુદતને માટે ઠરાવવામાં આવે છે. તેની રકમ કેટલેક સ્થળે લીલામ કરીને અને કેટલેક ઠેકાણે ટેન્ડરો (માગણીની અરજીઓ) માગીને નક્કી કરવામાં આવે છે. (૨) મદ્રાસ ઇલાકામાં દારૂ ગાળ-

* હિંદની રાજ્ય વ્યવસ્થા પૃષ્ટ ૩૩૫ થી.)

ભૂગોલવેત્તા Tahia તાહિઆ જણાવે છે, તે મુજબ જોતાં એ ઓક્સસ નદીને દક્ષિણે આવેલો દેશ હોવો જોઇએ. યુરતી તથા સ્પીગલ એને કાસ્પિયન સમુદ્રની દક્ષિણ પૂર્વમાં આવેલો સિથીયન ટોળાનો મુલક જણાવે છે. હાર્લે એને કૉકેસસ પાસેનો દેશ ધારે છે. તેમ વેસ્ટ સાઇનીના દેશને સમરકંદનો દેશ ધારે છે, જે આધારે તે સાઇનીની પડોશનો દેશ હશે એમ જણાવે છે; પણ આ અનુમાન એ૦ જી૦ મોદી ખોટું જણાવે છે. અને એજ વિદ્વાન એરવર્દના જણાવવા મુજબ હાલમાં અફગાનોનો 'હાઝારાહ' ટોળામાં દાહિ નામનો એક તાયફો છે, તે એજ દિસે છે. એ તાયફામાંના એક ભાગને 'દાહી મર્દ' ના ખાસ નામથી ઓળખવામાં આવે છે.

દાહોમે—આ પ્રજા પશ્ચિમ આફ્રિકામાં લેગોસ (બ્રિટિશ) અને ટોગોલેંડ (જર્મની) ની વચમાં ૪૦૦૦ મૈલના પ્રદેશમાં વસે છે. આ પ્રજા સિધી જાતની 'યૌ' ટોળાને લગતી છે. તેઓ કદે નાહના પણ અત્યંત ચંચળ હોય છે. તેઓ નાચ કરવાના કામમાં તથા રમ પીવાનાં ભારે શોખીન હોય છે; તેમજ ચોરી લુટફાટમાં પણ એક્કા છે. અત્રેના રાજાનો અમલ ૧૮૧૮થી સ્થાઇ જણાયો છે. આ પ્રજાની લોક વસ્તી ૧૫૦૦૦૦ થી ૯૦૦૦૦૦ની ગણાય છે, પણ તેમાં પેહેલી ગણત્રી ખરી ધારી શકાય છે. દાહોમે પ્રજા ઝાડ, પથ્થર, સાંપ, વગેરેની પૂંજા કરે છે. તેઓના દેશમાં સાંપના ૧૦૦ ઉપર મંદીરો છે. આ પ્રજામાં વર્ષમાં ચોકસ મ્હોત્સવને દિવસે સંખ્યાબંધ મનુષ્ય બળી આપવાનો ચાલ છે. ઇ. સ. ૧૮૬૩માં સર રિચર્ડ બર્ટને દાહોમે પ્રજાના મુલકમાં મુસાફરી કરતાં ત્યાં કેદ પડયો, ત્યારે તેણે એક એવા મ્હોત્સવ વેળા પરદેશી કેદીઓની કતલ થતી દીઠી હતી. અને આ બળીદાનનો રેવાજ દર અક્ટોબર માસમાં પડતા તેહેવાર ઉપર અમલમાં મેળતા હતા, કે જે વેળા કોઇ પ્રસંગે ૫૦૦ માનસોને બળી આપવામાં આવતા. પણ આ ક્રૂર રસમને ઇ. સ. ૧૮૭૯ માં બ્રિટીશોએ પોતાની પ્રજા પણ તેમાં ભોગ થઇ પડતી જાણી આ દેશ ઉપર ચઢાઇ કરી બંધ પાડયો હતો. એનું મુખ્ય શેહેર એમઓય ૮ મૈલ ઘેરાવામાં છે અને તેની આસપાસ કોટ તથા ખાઈ હોઈ માહે દાખલ થવાનાં ૬ બારણા છે. આ શેહેરમાં ૩૦૦૦૦ની વસ્તી છે.

દિઓફેન્ટસ—ગ્રીક ગણિત શાસ્ત્રીઓમાંનો આ એક જાણીતો શાસ્ત્રી; અલેકઝાન્દ્રીઆ ખાતે ૩જી સદીની આખેરીમાં રહેતો હતો. એ પોતાની ૮૪ વર્ષની વયે મરણ પામ્યો હતો. એના ત્રણ જાણીતાં પુસ્તકોના નામો નીચે મુજબ છે:—Arithmetics, Palygonal Number અને Torisms. એમાંનાં પેહેલા પુસ્તકનાં ૧૩ દફતરો બનાવ્યાં હતાં, તેમાંના માત્ર ૭ હાલમાં બચેલા મળી આવ્યાં છે; બીજા પુસ્તકનો થોડો ભાગ મળ્યો છે, અને ત્રીજું પુસ્તક ગુમ થએલું છે. એના ગણીત શાસ્ત્રના પુસ્તકમાં બીજ ગણિત મુખ્ય છે અને આથી એ બીજ ગણિતનો કર્તા ગણાય છે. બીજા પુસ્તકમાં 'યૂકલીડ' ના ધોરણને મળતા સિદ્ધાંતો આપ્યાં છે. એના ગ્રંથોનો લૅટીન ભાષામા ૧૫૭૫ માં પ્રથમ તરજુમો કરવામાં આવ્યો હતો.

દિગંબર—અહર્ત અને જૈન એઓમાં જે શ્વેતાબર અને રક્તાબર એવા બે ભેદ છે, તેમાંના બીજા ભેદના લોકો. એમના મતમાં આત્માં મધ્યમ પરિણામનો માને છે, યાને જેમ મનુષ્ય નાહનો મ્હોટો હોય છે, તેમ તેનો આત્મા પણ તેવડાજ કદનો હોવાનું તેઓ માને છે.

દિંડા— આ એક જંગલી ઝાડ બે પ્રકારનાં ઉગે છે. એના જે જે ઝાડની કાઠી ઉંચી નહોતાં જમીન બરાબર હોય છે તેને દિંડી કહે છે, અને જે ઝાડની કાઠી ઉંચી હોય છે તેને દિંડા કહે છે. દિંડાની કાઠી ૧૬ હાથ લંબાઇની હોય છે. આ કાઠીનો રંગ પ્રથમ

લીલો હોય છે, અને કાપી સુકાયા પછી કાળો થાય છે. આ ઝાડ કાંઈક કારવી જેવું હોય છે. એને મૃગ નક્ષત્રનો વરસાદ પડયા પછી નવ ફણગા ફુટે છે, તે લઈ તેની જુડીઓ બાંધી વેચે છે એની ભાજી સ્વાદિષ્ટ હોય છે. આ ભાજી પૌષ્ટિક છે.

હિંડી—પિંગળ શાસ્ત્ર મુજબ ૯ ને ૧૦ માત્રાની બે યતિયોનો હિંડી છંદ બને છે. એમા પાદ બે કે ચાર આવે છે.

દિતિ—વૈવસ્વત ચાલુ મન્વંતરમાનો બ્રહ્મ માનસ પુત્ર. મરીચિઋષિની વહુ ને કશ્યપ ઋષિની ૧૩ સ્ત્રીઓમાની બીજી. એને પ્રથમ એક હિરણ્યકશિપુ નામે પુત્ર થયો હતો. હિરણ્યકશિપુ મરણ પામતા બીજા ચએના પુત્રો દૈત્યો થયા નહિ, પણ પછી વજ્રાગ નામે દૈત્ય પુત્ર થયો, પણ એને હિરણ્યાક્ષ નામે થવા માટેનું વર્ણન ભારતમા મળતું નથી.

બીજી કથા એવી છે કે જ્યારે સમુદ્ર મથન થયું હતુ ને કૃષ્ણે મોહિની સ્વરૂપ ધારણ કરી દૈત્યોને મરી નાખી દેવતાઓને અમૃત પાયુ હતુ ત્યારે દિતિએ કશ્યપના ઘણા કાલાવાલા કર્યા ઉપરથી કશ્યપે કહ્યુ "તુ હજાર વર્ષ સુધી શુદ્ધ રહીને તપશ્ચર્યા કરીશ તો તને એવો પુત્ર થશે કે ઇંદ્રાદિક દેવતાઓને મારીને તારા મરણ પામેના પુત્રોનું વેર લેશે. તે અવધી આવી રહી હતી એટલામા ઇંદ્ર ત્યા ગયો ને એટલી તો એણે દિતિની સેવા કરવા માંડી ને એવી તો સમજાવી કે તે પોતાનું માથુ જ્યા પોતાના પગ હતા ત્યા નાખીને સુતી, જેથી તે અપવિત્ર થઈ. પછી ઇંદ્રે બલાત્કાર કરી તેને જે ગર્ભ રહ્યો તેના કકડા કરી નાખ્યા; પણ તેણીએ કાલાવાલા કર્યાથી તે ૪૯ કકડાના મરુત કર્યા.

દિદારાણી—આ મહાન પરાક્રમી રાણી ઈ. સ ૯૮૦ ના સુમારે કાશમિરની ગાદીએ બેઠી. એણે ૨૩ વર્ષ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો. કાશમિરના ઇતિહાસમાં આ રાણી પોતાની છટેન ચાલ અને પરાક્રમ માટે ઘણી પ્રસિદ્ધતા પામી ગઈ છે. એના બે પ્રિતમ તુંગ અને ભુય્ય જુય્ય, નામે ભાઇ હતા, પણ તેઓ એની પ્રિતિ હતી ત્યાં સુધી મ્હોટે દરજ્જે ચઢી સેવટે અપકાર્તિથી માર્યા ગયા હતા. આ રાણી કેવી શુરી હતી તે વિષે એવું વર્ણન ઇસલામી ઇતિહાસ કર્તાઓએ કર્યું છે એક વેળા રાજપુરીની પ્રજાએ ઉઠાવેના બંડની સામા થવાને તુગ ગયો, પણ તે હાર પામતાં આ રાણીએ પોતે જાતે રાજપુરી જઇ ત્યા લઢાઇ કરી બળવો દામી દીધો હતો. કહે છે કે એના ક્રૂર કર્મથી ૧૦૦૦૦૦ માણસો માર્યા ગયા હતા. તેણે ૭ પ્રિતમ, એક પુત્ર, ત્રણ પૌત્ર અને ૧૫૦ ગોત્રના મનુષ્યોની હંત્યા કરી હતી આ રાણી વિષેની અનેક રસીક કથાઓ કાશમિરમા પ્રસિદ્ધ છે. આ રાણી જોકે રંગીની હતી છતાં રાજ્ય કારોબારમા બાહોશ અને લઢાઇમા શુરવીર હતી

દિનના પુરીયા—દેશી સગીત શાસ્ત્રમા જણાવ્યા મુજબ ભૈરવ રાગના ૮ પુત્રોમાની આ એક રાગણી આ રાગણી સપૂર્ણ છે, એટલે કે એમા સાતે સ્વરો છે. જેમકે ખરજશુદ્ધ, રિખબ કોમળ, ગધાર તિવ્ર, મધ્યમ તિવ્ર એને કોઇ કોમળ જણાવે છે, પચમ શુદ્ધ, ધૈવત ઉતરી, નિખાદ તિવ્ર. એમાં રિખવ વાદી સ્વર, ધૈવત સવાદી તથા ગધાર અનુવાદી સ્વર છે અને બાલસરી એટલે (ધવન ધન્યાશ્રી) ટક, મગનાષ્ટક તથા કાનરાથી મિશ્ર છે આ રાગને કોઇ ખોડવ પણ લખે છે, તેમા રિખવ વર્જ્ય ગણ્યો છે, અને કોઇ ઓડવ પણ લખે છે, તેમા રિખવ, પંચમ બે વર્જ્ય છે આ રાગણી ગાવાનો સમય સધ્યા પેહેલાનો ઠેઠવેરો છે. દિનની પુરીયાની બનતી ૪ છે. ૧–શુદ્ધ પુરિયા, ૨ ધન્યાશ્રી પુરિયા, ૩ બિભાસ પુરિયા, ૪ કલ્યાણ પુરિયા અથવા રાતની પુરિયા

**દિનાજપુર**—બંગાલ ઇલાકામાનો જીલ્લો. એની પૂર્વે કરાતય, પશ્ચિમે મહાનંદા નદી છે. ક્ષેત્રફળ ૪૧૧૭ ચોરસ મૈલ છે. લોક સંખ્યા ૧૫,૫૫,૮૩૫ ની છે. દેશમાં ૭૮૭૫ ગામો છે. ભાષા બગાલી બોલાય છે.

દેશ ઢોળાવદાર, જમીન સખત; મહાનંદા, નાગર, તગાન, પૂર્ણભવા, તિસ્તા, અત્રાઇ, જમુના વગેરે નદીઓ વહે છે. મુખ્ય પાક ચોખા, મકાઇ, બાજરી, કઠોધાન્ય, તંબાકુ જૂટ, શેરડી, પાન વગેરે પાકે છે. મુખ્ય નિકાશ વેપાર ચોખા, જૂટ, તંબાકુ, ખાંડ, ગુણપાટ અને ચામડાનો છે; અને આયાત વેપાર કાપડ, નીમક, અને વાસણુનો ચાલે છે. નીતપૂર, ચદગંજ, બિરામપૂર, પાતીરામ આ મુખ્ય વેપારી શેહેરો છે.

**દિલાવર**—અથવા બુકેફાલા. આ પ્રાચીન ઈતિહાસ પ્રસિદ્ધ શેહેર અગાઉ બુકેફાલાને નામે જાણીતું હોઈ હાલમાં દિલાવરા તરીકે જાણીતું છે. આ સ્થળ માટે એવું વર્ણન મળે છે કે 'સિકંદર' પોરસ રાજા સાથે લઢ્યો તે વેળા તે લઢાઇ કયાં થઇ તે માટે મતફેર છે. એલફિન્સટન કહે છે કે ઝેલમ નદી ઉપર જલાલપૂરની સામે બીજે કાંઠે થઇ*હતી. ઝેલમ શેહેર પાસે થઇ એમ બર્નેસ કહે છે. ઈ. સ. ૧૮૩૬માં જનરલ કોર્ટને આ વિશે અનેક લખાણો કરી ઠેરવ્યું છે કે સિકંદરની છાવણી ઝેલમમાં હતી અને લઢાઇ બીજા કાંઠાપર ઝેલમથી ૮ મૈલ ઉપર પટ્ટી કોટીમાં થઇ અને પોરસનું લશકર બિસામાં હતું. કનિંગહેમને મતે જલાલપૂરમાં સિકંદરની છાવણી હતી એમ જણાય છે. લૉર્ડ હાર્ડીંગ ગવરનર જનરલનું મત પણ એવુંજ છે.

કનિંગહેમ લખે છે કે ઇ. સ. ૧૮૬૩માં મેં પોતે ઝેલમથી જલાલપૂર સુધી નદીનાં બેઉ કાંઠા જોયા હતા. ઝેલમથી જલાલપૂર સુધી નદીનો પ્રવાહ ઇશાન્ય તરફથી નૈઋત્ય તરફ છે. * જલાલપૂરથી ઝેલમ ૩૦ મૈલ ઉપર ઇશાન્યે છે.

ગ્રીક ગ્રંથકારોએ, લખેલું લઢાઇનું અને સ્થળાનું વર્ણન, અંતર, વગેરે વાતો ઉપરથી કનિંગહેમે લાગુ વિવેચન કરી એમ ઠેરવ્યું છે કે જલાલપૂરમાં સિકંદરની છાવણી હતી. ** અને પોરસની તેની સામી બાજુ નદી કાંઠે 'નિકાઇ'માં યાને હાલનાં 'માંગ' ગામ પાસે હતી. છાવણીની બાજુથી સુમારે ૧૦ મૈલ જઇ સિકંદર ઝેલમ ઉતર્યો અને પોરસની છાવણીની બાજુએ ચઢી આવી લઢયો હતો.

સિકંદરનો બુકેફાલા નામનો ઘોડો લઢાઇમાં જખમી થઇ મુવો, તેના માનાર્થે તેનાજ નામે આ શેહેર સ્થાપ્યું. તે હાલનું દિલાવરમાં અથવા જલાલપૂરમાં હશે. જલાલપૂરમાં તે હતું એમ કહેવાને વધારે કારણો છે.

**દિલીપ**—(જુઓ ખટવાંગ.)

**દિલ્લી જીલ્લો**— પંજાબના લેફટન્ટ ગવરનરને તાબેનો જીલ્લો. ક્ષેત્રફળ ૧૨૭૭ ચોરસ મૈલ છે. ૧૮૬૮ માં અત્રેની વસ્તી ૬૦૮૮૫૦ ની હતી અને તે વસ્તી ૭૭૨ ગામોમાં વસાયલી હતી. ૧૮૮૧ માં વસ્તી ૬૪૩૫૧૫ ની હતી, જે વસ્તી ૭૦૮ ગામોમાં વસાયલી હતી. દર ચોરસ મૈલે વસ્તીની રાસ ૫૦૪ ની, ગામડાં દર ચોરસ મૈલે ૧૦૮, ઘેરો દર ચોરસ મૈલે ૮૫; દરેક ગામડામાં વસ્તીની રાસ ૯૧૮ અને દર ઘેર દીઠ મનુષ્યની રાસ ૮.૭ ની હતી.

---

* જલાલપુર એ પ્રાચીન ગ્રિક્ક જાણવું. રામાયણમાં ગિરિકજ નામે 'કેકય' દેશની રાજ્યધાની કહેલી છે, (અયોધ્યા 'કાંડ' સર્ગ ૬૮) તે એ હતી એમ કનિંગહેમ કહે છે.

** આ વિષય માટે કનિંગહેમે ૧૮ પાના જેટલું લંબાણ વર્ણન કરી, ઉપલા નક્કી ઠેરાવપર પોતાનું મત આપ્યું છે.

* આ જીલ્લાની ૫૨૫૬૭૬ એકર જમીન ખેતીવાડી ખાતે રોકાયલી છે. તેમાંની ૯૫૩૪૬ સરકારનાં કારોબાર તળે અને ૮૦૩૭૬ એકર ખાનગી સાહસથી ખેડાયલી છે. ખેડાયા વિનાની જમીનમાં ૧૦૧૫ એકર ઘાસ ચારાથી રોકાયલી છે, ૧૩૩૬૪૨ એકર ખેડી શકાય તેવી વેરાન છે અને ૧૩૫૫૦૦ તદન ખડકાળ ને વેરાન છે. ઉત્તર પશ્ચિમ ભાગમાંજ મનાની નેહેર ફરી વળવાથી તે ભાગ વિશેષ ફળદ્રુપ છે. અત્રે રૂ, શેરડીનો મ્હોટો પાક થાય છે, અને જુવાર તથા બાજરી ધાન્યમાં મુખ્ય પાકે છે. વસંતમાં ઘઉં, બાજરી અને ચણાની ખેતી ચાલે છે. તંબાકુ માટે આ જીલ્લામાં મ્હોટો ભાગ રોકાયલો છે, અને જ્યાં વિશેષ પાણી છે ત્યાં ચોખાની ખેતી ચાલે છે.

આ જીલ્લામાં મે માસમાં સખત ગર્મી ૧૧૬° ડીગ્રી જેટલી પડે છે, અને થંડી ડીસેંબરમાં ૪૬·૪૦ ડીગ્રી પડે છે. વર્ષાદ ૨૫ થી ૩૩ ઇંચ સુધી વર્સે છે.

નિકાશ વેપાર તંબાકુ, ખાંડ, તેલ, જવાહીર, કલાબુત કામનો ચાલે છે. મુખ્ય શેહેરો દિલ્લી, સોનપત અને ફરીદાબાદ છે. આ જીલ્લામાં જળ માર્ગ ૭૯ મૈલ, પાકી સડક ૧૪૦ મૈલ, કાચ્ચી સડક ૪૫૦ મૈલ, રેલ માર્ગ ૫૯ મૈલ છે.

**દિલ્લી શેહેર-તેની વસ્તી, આવક, વેપાર, ઇતિહાસ, પ્રાચીન અર્વાચીન અને જોવા જોગ મથકોનું વર્ણન.**—દિલ્લી શેહેર કલકત્તાથી ૯૫૪ મૈલ ઉપર, આગ્રાથી ૧૧૩ અને અલાહબાદથી ૩૯૦ મૈલ ઉપર તથા મુંબાઇથી મીડ લેન્ડ રેલ્વે મારફતે ૯૮૨ મૈલનો તફાવત છે. ૧૮૫૩માં આ શેહેરમાં લોક વસ્તી ૧૫૨૪૨૬ની, ૧૮૬૮માં ૧૫૪૪૧૭ની, ૧૮૮૧માં ૧૭૩૩૯૩ની, ૧૮૯૧માં ૧૯૨૫૭૯ની અને ૧૯૦૧માં ૨૦૮૩૮૫ની હતી; જેમાં ૮૮૦૦૦ મોહમેદન, ૧૧૪૦૦૦ હિંદુ, ૨૦૦૦ ખ્રીસ્તી અને ૪૦૦૦ પરદેશી હતા. અત્રેની મ્યુનિસીપાલીટીની વાર્ષિક ઉપજ ૪૩૫૦૦૦ ની છે. અત્રેનો આયાત વેપાર ગુલી, કરીયાણા, રૂ, રેસમ, ઉન, ધાન્ય, તેલી બીયાં, ઘી, ધાતૂ, મીઠું, શીંગડા, હાડકાં, અને યુરોપીયન પરચુરણ સામાનનો છે ને નિકાશ વેપાર પણ ઉપલોજ ચાલુ હોય તેમાં વિશેષ તંબાકુ, ખાંડ, તેલ, હીરામાણેક, તથા સુનાં ચાંદીની કારીગરીનો મુખ્ય છે. તે શિવાય દિલ્લીના વેપારીઓની મુખ્ય આડતવાળાં શેહેરો ઝીંદ, કાબુલ, અલવાર, બીકાનેર જેપૂર અને દુઆબ છે. એનો દર સાલ રેલ્વે સડક મારફતે આયાત વેપાર ૬,૮૦૦૦૦૦૦ રૂપીયાનો અને નિકાસ વેપાર ૧,૦૦,૫૧,૦૦,૦૦૦ રૂપીયાનો સરાસરી ચાલુ છે. આ શેહેરમાં ૩૫૦૦ વિધાર્થીઓ સરકારી શાળામાં ભણે છે. કેળવણી ખાતાઓમાં મુખ્ય સેંટ સ્ટીવન કૉલેજ અને શાળા, હિંદુ કૉલેજ અને મ્યુનિસીપલ હાઇસ્કુલ છે. હૉસ્પીટલમાં મુખ્ય મ્યુનિસીપલ ડફરિન હૉસ્પીટલ, જુમા મસજીદની ઉત્તર બાજુએ, ચાંદની ચોકમાં આવેલી સ્રીઓ માટેની સેંટ સ્ટિવન હૉસ્પીટલ અને જુમા મસજીદની પાસે બેપતિસ્ત હૉસ્પીટલ મુખ્ય છે. દિલ્લી સાથે જુદી જુદી પાંચ રેલ્વે સડકો-ઈસ્ત ઈંડીયન, આઉદ એન્ડ રોહિલ ખંડ, રજપુતાણા માલવા અને બોમ્બે બરોદા, દક્ષિણ પંજાબ અને નૉર્થ વેસ્ટર્ન રેલ્વે આવેલી છે. આ શેહેરમાં ત્રણ સુતરની મીલો અને ૧૧ વરાળ યંત્રથી ચાલતાં કારખાનાં છે. દિલ્લી શેહેર સોનેરી અને રૂપેરી કલાબુતનાં ભરત કામ માટે તથા ઝવેરાતના દાગીનાની બનાવટ માટે અતિ પ્રસિદ્ધતા પામેલું છે. તે શિવાય હાથીદાંતની છબીઓ અને હાથીદાંત ઉપરનું નકસીકામ મુખ્ય છે. બહુ રંગના માટી કામનાં વાસણોના જે ઉદ્યોગ માટે દિલ્લી એક વાર પ્રસિદ્ધ હતું તે ઉદ્યોગ હાલમાં સદંતર પડીભાગો છે.

*મોગલ રાજ્ય અમલ વેળા આ પ્રાંતની ખેડાયલી જમીનનો વિસ્તાર ૨૫૦૪૬૯૧૬ વિંઘાનો હતો. તેની આવક ૬૦૧૬૧૫૫૫૫ દામ યાને ૧,૫૦૪૦૩૮૮ રૂપીયાની હતી. આ પ્રાંત તે વેળા ૮ સરકારને અને ૩૨ પ્રગણામાં વેહેંચાયલો હતો. તેના રક્ષણ માટે ૩૧૪૯૦ ઘોડેસ્વાર ને ૨૪૨૩૧૦ પાયદળ લશ્કર હતું.

**દિલ્લીનો પ્રાચીન અરવાચીન સાલવાર ઇતિહાસ**—પ્રાચીન કાળમાં દિલ્લી શેહેર ઇંદ્રપ્રસ્ત તથા હસ્તીનાપૂર એ બે નામે પ્રસિદ્ધતા પામ્યું છે, એમ કેટલાકો જણાવે છે; પણ તેમાં ભૂલ છે. આ બે શેહેરો ઇંદ્રપ્રસ્ત તથા હસ્તિનાપૂર પ્રાચીનકાળમાં બે જૂદા જૂદા શેહેરો હતા, છતાં તેમને એકજ શેહેર તરીકે પણ જણાવવામાં આવે છે. નીચે દર્શાવેલી ઇતિહાસિક માહિતી ઉપરથી તેનું સ્પષ્ટ નિવારણ થશેઃ—

ભારત આદિપર્વ અધ્યાય ૨૦૭ માં જણાવ્યા મુજબ હિંદુસ્તાનની ઉત્તર તરફ (દિલ્લી-નામે) યમુનાને કાંઠે જે પ્રસિદ્ધ શેહેર છે તેજ ઠેકાણે ભારતિય યુદ્ધમા પ્રસિદ્ધતા પામેલુ* ઇંદ્રપ્રસ્થ નામનું શેહેર હતું. આ શેહેરની આસપાસ 'ખાંડવ પ્રસ્થ' નામનુ અરણ્ય હતુ. પાંડવો સાથે પોતાના પુત્રો લઢે નહિ તે માટે ધૃતરાષ્ટ્રે " આ ઠેકાણે શેહેર વસાવી તમારૂં મુકામ કરો એમ પાંડવોને જણાવ્યાથી તેઓએ અત્રે ઇંદ્રપ્રસ્ત વસાવ્યું. તેની રચના અતિ સુંદર થવાથી તેને 'શક્રપ્રસ્ત' કહેવા લાગ્યા. ભારતમાની પ્રસિદ્ધ વાતો જે મયાસુર સભા તથા રાજસુયજ્ઞ એજ ઠેકાણે થયા હતા. હસ્તિનાપૂર પ્રમાણે ઇંદ્રપ્રસ્ત પણ કુરૂદેશની રાજધાનીનું શેહેર હતુ. કેટલાક લોકો દિલ્લીને હસ્તિનાપૂર કહે છે એ ભૂલ ભર્યું છે; કારણકે દિલ્લીને ઠેકાણે ખરૂં પ્રાચીન શેહેર ઇંદ્રપ્રસ્ત ઉર્ફે શક્રપ્રસ્ત હતું. હસ્તિનાપૂર એ સ્વતંત્ર રાજ્યધાનીનું શેહેર હોઇ તે મીરત શેહેરની પૂર્વે હતુ. (જુઓ હસ્તિનાપૂર)

યુધિષ્ટીરથી ૭ પુરૂષો સુધી (સુમારે ૫૦૭ વર્ષ) તેમનાં વંશમાંના રાજાઓએ અત્રે રાજ્ય કર્યા પછી ૭મો રાજા અસીમ કૃષ્ણ રાજનાં સમયમા યમુનામાં મ્હોટી રેલ આવવાથી ઇંદ્રપ્રસ્ત તણાઇ જવાથી નીમચક્ર રાજાએ પોતાની ગાદી ત્યાંથી ઉઠાવી કૌશાબી નગરમાં સ્થાપી. તે વેળા યુધિષ્ટર શકનુ ૫૮૩ મુ વર્ષ હતું. આ ગાદી ત્યાં સુમારે ૧૨૭૧ વર્ષ સુધી હતી, અને તેટલા વખતમાં ચિત્રરથ રાજાથી તે ક્ષેમક રાજા (લક્ષમીદેવ) સુધી યુધિષ્ટિર વંશિય ૨૨ પુરૂષોએ ત્યાં રાજ્ય કર્યું. તેઓએ ૧૮૫૩ વર્ષ ૪ મહિના ને ૧૨ દિવસ રાજ્ય-અમલ ભોગવ્યો હતો.—

| રાજ્ય કર્તાના નામ. | વર્ષ. | માહ. | દિવસ. |
|---|---|---|---|
| યુધિષ્ટિર | ૩૬ | ૦ | ૦ |
| પરિક્ષિત | ૬૦ | ૧ | ૦ |
| જનમેજય | ૮૪ | ૬ | ૦ |
| શનાનીક | ૮૦ | ૫ | ૧૯ |
| સહસ્ત્રાનીક | ૮૮ | ૨ | ૮ |
| અશ્વમેધક | ૮૧ | ૧૧. | ૨૪ |
| અસીમકૃષ્ણ | ૭૫ | ૮ | ૮ |
| નિમિચક્ર | ૭૫ | ૧૦ | ૮ |
| ચિત્રરથ | ૭૭ | ૭ | ૭ |
| કવિરથ | ૭૯ | ૮ | ૨૯ |
| વૃષ્ટિગાન | ૬૧ | ૦ | ૨ |
| રૂષેણ | ૬૫ | ૧૦ | ૧૫ |
| રૂનીથ | ૬૪ | ૭ | ૨ |
| નૃચક્ષ | ૫૫ | ૯ | ૨ |
| રૂખીનલ | ૬૨ | ૦ | ૩ |
| પરિપલવ | ૬૧ | ૧૦ | ૪ |
| રૂનય | ૭૨ | ૧૧ | ૩ |
| મેધાવી | ૫૮ | ૦ | ૮ |
| નૃપંજય | ૫૦ | ૮ | ૨૧ |
| દુર્વ | ૫૨ | ૪ | ૪ |
| તિમી | ૪૮ | ૧૦ | ૨૯ |
| બૃદદ્રથ | ૪૭ | ૮ | ૧૭ |
| રૂદાસ | ૪૭ | ૧૧ | ૦ |
| શતાનીક | ૪૪ | ૮ | ૧૭ |
| સોમક | ૫૬ | ૦ | ૦ |
| કુરૂમન | ૫૪ | ૧૦ | ૦ |
| વહિનર | ૫૧ | ૧૧ | ૮ |
| દંડપાણી | ૪૮ | ૭ | ૪ |
| નિમી | ૫૮ | ૫ | ૧૫ |
| ક્ષેમક (લક્ષમીદેવ) | ૪૯ | ૦ | ૨૫ |

*.મહાભારતમા વર્ણવામા આવેલું પાંડવો અને કૌરવો વચ્ચેનું યુદ્ધ શરૂ થયું તે પેહેલાં લઢાઈ નહિ કરતા સુલ્હે ઉપર આવી જવા માટે વડા પાંડવ યુધીષ્ટીરે વડા કૌરવ પાસે જે પાચ 'પત' અથવા 'પ્રસ્થ' માગ્યા હતા તેમાંનું એક ઇંદ્રપ્રસ્થ અથવા ઇંદ્ર પત હતું. આ પાચે પત હજી પણ હસ્તી ધરાવે છે, અને તેમના નામ નીચે મુજબ છેઃ—પાનીપત, સોનપત. ઇંદ્રપત અને બાધપત. એ પાચમાંના છેટલા શિવાય બાકીના ચાર જમના નદીના જમણા એટલે પશ્ચિમ કાંઠા પર આવેલા છે મુ. સ

ક્ષેમક અથવા લક્ષમીદેવને તેના વિરસેન પ્રધાને મારી કોશાંબી નગરમાંથી ગાદી ઉઠાવી ફરી ઇંદ્રપ્રસ્થમાં સ્થાપી. વીરસેનથી પૃથ્વીપાળ રાજા સુધી ૧૦ પુરૂષોએ રાજ્ય કર્યુ. તેઓએ ૩૪૭ વર્ષ અને ૧૦ મહિના ૨૭ દિવસ અમલ ભોગવ્યો હતો.

| નામ. | વ | મા | દિ. | મુખ્ય બનાવ. |
|---|---|---|---|---|
| વીરસેન | ૧૭ | ૭ | ૧ | ઇંદ્રપ્રસ્થ રાજ્યધાની થયુ. |
| શૂરસેન | ૩૮ | ૮ | ૧૧ | |
| વીરસા | ૩૭ | ૮ | ૨૩ | |
| અનંતસ | ૩૨ | ૧૦ | ૨૩ | [૧૯૭૭માં જનમ્યો. |
| રૂપસા | ૩૫ | ૯ | ૭ | ત્રીજો બુદ્ધ, યૂદ્ધીષ્ટીર શક |
| સુલોચના | ૪૩ | ૧ | ૧૭ | |
| પર્વત | ૪૨ | ૬ | ૪ | [જનમ્યો. |
| ગોપાલ | ૩૮ | ૨ | ૨૫ | કુમારીલ ભટ્ટ ૨૧૧૦માં |
| શ્રુવાદ | ૩૫ | ૪ | ૨૪ | |
| પૃથ્વીપાળ | ૩૧ | ૮ | ૧૨ | કુમારીલ ૨૧૭૩ અને ભગવત પૂજ્યપાદ શ્રી-મ૦ ૨૧૯૦ માં ધર્મ સ્થાપી મરણ પામ્યા. |

વીરસેન વંશમાંના છેલ્લા રાજા પૃથ્વીપાળને નરહરીનાથ નામે વજીરે મારી નાખ્યો, અને દિલ્લીમાં પોતે રાજ્ય કરવા લાગ્યો. આ વંશમાં નરહરીનાથ સાથે ૧૬ રાજા થયા. તેઓએ ૪૦૫ વર્ષ ૪ મહિના ને ૧૬ દિવસ રાજ્ય કર્યુ.

| નામ. | વ. | મા. | દિ. |
|---|---|---|---|
| નરહરિનાથ. | ૧૫ | ૧૦ | ૮ |
| બિહારીગજર. | ૨૭ | ૭ | ૧૫ |
| હિમપાળ. | ૨૦ | ૨ | ૧૩ |
| મહાબળરાજ. | ૩૫ | ૪ | ૧ |
| અભીરપાળ. | ૩૫ | ૮ | ૭ |
| જયતપાળ. | ૨૮ | ૧૧ | ૧૦ |
| મણીકચંદ્ર. | ૨૮ | ૮ | ૧૦ |
| કામચંદ્ર. | ૨૯ | ૭ | ૨૧ |
| હરગોણ. | ૩૫ | ૫ | ૧૦ |
| નામ જણાયું નથી. | ૧૭ | ૦ | ૧૧ |
| ,, ,, | ૨૩ | ૫ | ૧૭ |
| રૂચણપાળ. | ૧૩ | ૭ | ૨૯ |
| ઉદીતપાળ. | ૩૫ | ૨ | ૨૦ |
| નરબળ. | ૨૩ | ૧૧ | ૨૪ |
| ભૂપતિ. | ૧૦ | ૯ | ૨ |
| વિક્રમ. | ૨૩ | ૯ | ૧૮ |

વિક્રમ રાજાને મિત્રપાળ નામે પ્રધાને મારી નાખ્યો અને પોતે રાજ્યરૂઢ થયો. આ રાજા મિત્રપાળ સાથે ૧૬ થયા અને તેઓએ ૩૧૨ વર્ષ, ૩ માસ ને ૧૮ દિવસ રાજ્ય અમલ ભોગવ્યો હતો.

| નામ. | વ. | મા. | દિ. |
|---|---|---|---|
| મિત્રપાળ. | ૨૪ | ૨ | ૦ |
| ચંદ્રપાળ. | ૧૬ | ૯ | ૨૪ |
| સ્કંદપાળ. | ૨૧ | ૪ | ૧૮ |
| દેશપાળ. | ૧૯ | ૧૧ | ૧૧ |
| રશમપાળ. | ૧૮ | ૦ | ૧૨ |
| અનંતપાળ. | ૧૮ | ૦ | ૧૨ |
| રામપાળ. | ૩૭ | ૧૧ | ૧૨ |
| ગોવિંદપાળ. | ૨૮ | ૭ | ૨૭ |
| ભીમપાળ. | ૧૬ | ૧૦ | ૭ |
| અકૃતપાળ. | ૧૬ | ૭ | ૧૯ |
| દળપાળ. | ૧૨ | ૫ | ૨૭ |
| ભૂપાળ. | ૧૪ | ૯ | ૨૨ |
| હરિપાળ. | ૧૩ | ૮ | ૧૦ |
| મદનપાળ. | ૧૭ | ૭ | ૧૯ |
| ભીમપાળ. | ૧૫ | ૨ | ૨૫ |
| વિક્રમપાળ. | ૧૯ | ૧૧ | ૧૩ |

મિત્રપાળ વંશમાંનો છેલ્લો રાજા વિક્રમપાળને આહિર જાતનાં કોઇ પ્રધાને મારી નાખ્યો, અને પોતે રાજ્યરૂઢ થયો. આ આહિર રાજા ૮ થયા તેઓએ ૧૨૫ વર્ષ ૧૭ દિવસ રાજ્ય અમલ ભોગવ્યો હતો, જે નિચે દર્શાવ્યા મુજબ:—

| નામ. | વ. | મા. | દિ. |
|---|---|---|---|
| અહિર રાજા. | ૨૪ | ૦ | ૧૦ |
| વિક્રમ આહિર. | ૩૩ | ૦ | ૧૨ |
| મુલુખચંદ્ર. | ૦ | ૨ | ૨ |
| વિક્રમચંદ્ર. | ૧૨ | ૭ | ૧૯ |
| મૂળચંદ્ર. | ૨ | ૫ | ૯ |
| રૂપચંદ્ર. | ૧૩ | ૧૧ | ૭ |
| મલરાણુચંદ્ર. | ૧૨ | ૦ | ૪ |
| સુરચંદ્ર. | ૨૬ | ૯ | ૧૪ |

સુરચંદ્ર રાજ્યની કારકીર્દિની આખેરીમાં વિક્રમાદિત્ય રાજાએ પોતાનો સંવત ચાલુ

કર્યો, આથી આ નવો સને ચાલુ થઇ યુધિષ્ટર શક ભૂસાયો. આ સમયે સુરચંદ્ર નિપુત્ર મરણ પામતાં દિલ્લીમાં એક પુરૂષ રાજ્ય કરવા લાગ્યો તેનું નામ ઇતિહાસમાં જડતું નથી. એનાં સુધાં ૮ પુરૂષોએ સુમારે ૧૦૨ વર્ષ, ૭ માસ ને ૧૦ દિવસ રાજ્ય કર્યું હતું.

| નામ. | વર્ષ. | માહ. | દિવસ. |
|---|---|---|---|
| નામ નથી જણાયું. | ૨૦ | ૨ | ૧૭ |
| સુરૂચંદ્ર. | ૧૪ | ૯ | ૧૪ |
| ભીમચંદ્ર. | ૧૬ | ૩ | ૧ |
| ગોવીંદચંદ્ર. | ૨૧ | ૭ | ૧૨ |
| ભાવતિગોવિંદ | ૧ | ૦ | ૦ |
| ત્રિમલભાવતી. | ૭ | ૫ | ૧૯ |
| પૂર્ણપ્રેમ. | ૭ | ૭ | ૧૯ |
| રાજા મહાનંદ. | ૧૩ | ૭ | ૧૮ |

ઉપલા વશના છેલ્લા રાજા મહાનંદને બંગાલથી આવેલા કોઈ એક રાજા જયસિંગે હરાવી મારી નાખ્યો, ને પોતે રાજ્યરૂઢ થયો. તે પછી એના સુધાં ૧૨ પુરૂષોએ રાજ્ય કર્યું. તેમાં બે પુરૂષોએ દક્ષિણમાં વિક્રમ સવંત શરૂ થતાં સુધી ૩૨ વર્ષ ૪ માસ ને ૨૦ દિવસ અને બાકીનાં દસે શાલિહાર્હન શકની શરૂઆતથી તે ૧૦૨ વર્ષ ૧૦ માસ ને પાંચ દિવસ રાજ્ય અમલ ભોગવ્યો હતો.

| નામ. | વર્ષ. | માહ. | દિવસ. |
|---|---|---|---|
| જયસિંગ | ૧૮ | ૪ | ૧૦ |
| મલ્લુરાજ | ૧૪ | ૦ | ૧૦ |
| શુરસેન | ૧૫ | ૭ | ૧૨ |
| જાધવસેન | ૧૧ | ૫ | ૩ |
| દેવસેન | ૧૦ | ૧ | ૫ |
| ભૂસેન | ૫ | ૧૦ | ૫ |
| કલ્યાણસેન | ૪ | ૮ | ૨૧ |
| હરિસેન | ૧૨ | ૦ | ૨૫ |
| બ્રહ્મસેન | ૮ | ૧૧ | ૫ |
| નારાયણસેન | ૬ | ૦ | ૧૮ |
| લક્ષ્મિસેન | ૧૬ | ૭ | ૧૫ |
| દામોદરસેન | ૧૧ | ૫ | ૧૬ |

તે પછી ઉત્તર તરફથી માધવસિંગ આયો અને તેણે જયસિંગ વંશમાંના છેલ્લા રાજા દામોદરસેનને 'મારી ઇંદ્રપ્રસ્થમાં ૬ પુરૂષો સુધી લાગટ ૮૮ વર્ષ ને ૪ માસ રાજ્ય કર્યું હતું.

| નામ. | વર્ષ. | માહ. | દિવસ. |
|---|---|---|---|
| માધવસિંગ | ૧૭ | ૧૦ | ૬ |
| દિવસિંગ | ૧૪ | ૫ | ૦ |
| રાજસિંગ | ૧૨ | ૩ | ૨૪ |
| શેરસિંગ | ૧૦ | ૯ | ૧૧ |
| હરસિંગ | ૨૫ | ૦ | ૧૫ |
| નરહરસિંગ | ૮ | ૦ | ૪ |

માધવસિંગના વંશના છેલ્લા પુરૂશ રાજા નરહરસિંગને ધીરધર રાજાએ મારી પોતે રાજા થયો. આ ધીરધર સાથે ૯ પુરૂષોએ તે પછી અમલ ભોગવ્યો. જેમનો રાજ્ય અમલ ૨૧૪ વર્ષ, પાંચ માસ ને ૨૯ દિવસનો હતો.

| નામ. | વર્ષ. | માહ. | દિવસ. |
|---|---|---|---|
| ધીરધર રાજા | ૨૨ | ૭ | ૦ |
| રાજા સેન | ૨૨ | ૧૦ | ૯ |
| રાજા લાલજી | ૩૫ | ૨ | ૮ |
| રાજા મહાલજી | ૨૦ | ૩ | ૯ |
| હરિનાથ | ૨૮ | ૫ | ૨૫ |
| રાજા જીવન | ૨૨ | ૨ | ૧૫ |
| ઉદાઇસિંગ | ૨૭ | ૪ | ૨૯ |
| કુલાનંદ | ૨૨ | ૩ | ૮ |
| રાજા વિક્રમચંદ | ૧૩ | ૨ | ૬ |

ધીરધર વંશમાંનો છેલ્લો રાજા વિક્રમચંદને પૂર્વ તરફથી આવેલા પૃથ્વિપાળ રાજાએ મારી નાખી દિલ્લીમાં રાજ્યરૂઢ થયો. અર્વાચિન ઇતિહાસિક કોષમાં જણાવ્યા મુજબ "પૃથ્વિપાળનાં પાંચ પુરૂષો રાજ્યકર્તા થયા" એમ લખેલું છે; અને તેમની રાજ્ય કારકિર્દી સુમારે ૧૦૬ વર્ષની જણાવેલી હોઇ પાંચમો પુરૂષ પૃથુરાજ ( પિઠોરા રાજ ) વર્ણેલો છે. અને આ ઉપરથી શાલીવાહનના ૬ ઠા શકના આરંભમાં પૃથુરાજ યવન લોકોને હાથે કેદ થઇ માર્યો ગયો હોય એમ ઠરે છે.

પણ શાલિવાહન શકે ૫૮૫ સુધી હિંદમાં ધર્માભિમાનીથી અથવા રાજ્ય લોભથી મુસલમાનો બીલકુલ જણાયલા નથી, અને બાળશાસ્ત્રી ભાગેકર કૃત હિંદુસ્તાનના ઇતિહાસમાં જણાવ્યા મુજબ પૃથુરાજ એ ઘોરી વંશના શાહબુદીનને હાથે શકે ૧૧૧૫ માં એટલે બારમી સદીની શરૂઆતમાં માર્યો ગયો. આ બે લેખમાં ૬ (છ) શકનો ફેર હોવાનું જણાય છે. આ છ સદીમાં પૃથ્વીપાળનાં વંશમાં બીજા દશથી બાર પુરૂષો રાજ્ય કરી ગયા હશે, અને છેલ્લે પૃથુરાજ ચહુઆણ થયો હશે, અને તેની રાજ્ય કારકિર્દી શાલીવાહનશકનાં ૭૦૭ વર્ષ, ૩ માસ ને ૨૬ દિવસની હશે. આ ઉપરથી એવું પણ સ્પષ્ટ જણાય છે કે યુધિષ્ઠિરથી પૃથ્વીરાજ સુધી હિંદુ રાજાઓનો અમલ ૪૨૬૪ વર્ષ સુધી એટલે ત્રેંતાલીસસો વર્ષ સુધી ભરતખંડના દિલ્લીમાં વગર હરકતે ચાલુ હતો.

| | સને-શકે. |
|---|---|
| સુલતાન મહમદ | ૯૨૩ |
| મહમદ ઘોરી | ૧૧૦૮ |
| ગુલામ વંશ | ૧૧૨૮ |
| કુતબુદ્દીન | ૧૧૨૮ |
| આરામશાહ | ૧૧૩૨ |
| અલ્તમસશાહ | ૧૧૩૨ |
| ફકરદીન | ૧૧૫૮ |
| રઝીઆબેગમ | ૧૧૫૮ |
| મવઝુદ્દીન | ૧૧૬૧ |
| અલાઉદ્દીન મસાઉ | ૧૧૬૩ |
| નાસરૂદીન | ૧૧૬૭ |
| ગ્યાસુદ્દીન | ૧૧૮૮ |
| કૈકોબાદ | ૧૨૦૮ |
| જલાલુદ્દીન | ૧૨૧૦ |
| અલાઉદ્દીન | ૧૨૧૭ |
| મુબારિક | ૧૨૩૯ |
| ખુશરૂ | ૧૨૪૩ |
| ગ્યાસુદીન તઘલખ | ૧૨૪૩ |
| જુનાખાન | ૧૨૪૭ |
| ફીરૂઝુદ્દીન | ૧૨૭૩ |
| ગ્યાસુદીન તઘલખ | ૧૩૧૦ |
| અબુબકર | ૧૩૧૧ |
| નાસરૂદીન | ૧૩૧૨ |

| | સને-શકે. |
|---|---|
| હુમાયુન(માત્ર માસ ૧II) | ૦ |
| મહમદ તઘલખ | ૧૩૧૬ |
| દૌલતખાન લોદી | ૧૩૩૪ |
| ખીજરખાન | ૧૩૩૬ |
| સૈઅદ મુબારિક | ૧૩૪૩ |
| સૈઅદ મહમદ | ૧૩૫૭ |
| સૈઅદ અલાઉદ્દિન | ૧૩૬૬ |
| બહિલોલખાન લોદી | ૧૩૭૨ |
| સિકંદરશાહ | ૧૪૧૦ |
| ઈબ્રાહિમ | ૧૪૩૮ |
| બાબર | ૧૪૫૨ |
| શિરશાહ | ૧૪૬૪ |
| સલીમશાહ | ૧૪૬૬ |
| મહમદશાહ | ૧૪૭૫ |
| અકબરશાહ | ૧૪૭૮ |
| જહાનગીર | ૧૫૨૭ |
| શહાજહાન | ૧૫૫૦ |
| ઔરંગઝેબ | ૧૫૮૦ |
| મોઅઝીમ | ૧૬૩૦ |
| જહાનદાર | ૧૬૩૪ |
| ફરૂખશિઅર | ૧૬૩૫ |
| મહમદશાહ | ૧૬૪૧ |
| અહમદશાહ | ૧૬૭૦ |
| આલમગિર | ૧૬૭૬ |
| શાહઆલમ | ૧૬૮૧ |

આ પાદશાહ શકે ૧૭૨૫ માં મરણ પામ્યો હતો. આ ઇસલામી વંશે જુમલે ૬૧૦ વર્ષ પાદશાહી કરી હતી.

પ્રાચીન દિલ્લી યાને ઇંદ્રપ્રસ્ત જમના નદીના કાંઠા ઉપર એટલે જમણી બાજુએ આવેલું જણાવવામાં આવે છે. અને હાલનો ઇંદ્રપ્રસ્તનો કિલ્લો તે પ્રાચીન શેહેરનો એક ભાગ હોય એમ લાગે છે. ઇંદ્રપ્રસ્ત અને દિલ્લીને પાંચ માઈલને અંતરે આવેલા બે જુદાં શેહેર માનવામાં આવે છેઃ (જુઓ ઇંદ્રપ્રસ્ત). ઇંદ્રપ્રસ્થ જમના નદીને કાંઠે હુમાયૂનની કબરની જગાને માથે અને દિલ્લીની દક્ષિણ પશ્ચિમે એક ખડક ઉપર પ્રસિદ્ધ લોહના સ્થંભની આસપાસ આવેલું ગણાય છે. મોહમેદનોએ હિંદ જીત્યું તે વેળાએ હિંદુઓનું દિલ્લી શેહેર લાલકોટ

અને રાયપિઠોરનાં બે કિલ્લાઓનું બનેલું હતું, પણ ફીરોજશાહ પોતાની રાજ્યધાની ફીરોજાબાદ ખાતે પ્રાચીન ઇંદ્રપ્રસ્ત શેહેરની જગા ઉપર, લઈ ગયો ત્યાર પછી દિલ્લી નામ કેટલીક વાર સીરી તથા જેહાનાબાદ મોહમેદન કિલ્લાઓ સુધાનાં આખા જુના શેહેરને આપવામાં આવ્યું હતું; પણ તેમૂરના સમયનો તવારીખનવેશ સરફુદીન જુના દિલ્લી તરીકે માત્ર લાલકોટ અને રાયપિઠોરના કિલ્લાઓનેજ ઓળખાવી સીરી તથા જેહાનાબાદને બે જૂનાં શેહેર તરીકે લખાવે છે. પ્રસિધ્ધ ઇતિહાસકાર ફીરિસ્તા પણ તઘલખ વંશના શાહોને લગતા પોતાના વર્ણનમાં એજ ધોરણે લખે છે. પણ હુમાયુને ઇંદ્ર પ્રસ્થને ફરીથી બાંધી તેને **દીનપનાહ** નામ આપ્યું, અને શીરશાહે ફિરૂઝાબાદ અને ઇંદ્રપ્રસ્તની જગાએ શીરશાહે કિલ્લો બંધાવ્યો, તે પછી સાધારણ લોકો જુનું દિલ્લી એને નવું દિલ્લી એવા નામ વાપરવા લાગ્યા, અને હિંદુ દિલ્લીની આસપાસના શેહેરોના ઝુમખાને જુનું દિલ્લી અને જમના નદી ઉપર જુનાં ઇંદ્રપ્રસ્તની જગાએ આવેલાં શેહેરને નવું દિલ્લી નામ તેઓએ આપ્યું.

૯ રાજા યુધીષ્ટિરે ઇંદ્રપ્રસ્થને પોતાની રાજ્યધાની બનાવી તેની તારીખ ઇસવી સન પૂર્વે ૫ દરમી સદીના પાછલા અર્ધા ભાગમાં કેટલાક વિદ્વાનો મેળે છે. ત્યારે ઉપર આવેલા સાલ વાર ગણત્રી મુજબ એની પણ ઘણી સદી આગમજ યુધિષ્ટિરે ઇંદ્રપ્રસ્તને પોતાનું પાયતખત બનાવ્યુ હતું. આ શેહેર ફીરોજશાહના કોટીલ અને હુમાયુની કબર વચેની જગા ઉપર જમના નદીને કાંઠે બાંધવામાં આવ્યુ હતું. આ જગ્યા ઉપર ઇંદ્રપ્રસ્ત નામે એક કિલ્લો હજી આવેલો છે અને તે પુરાણા કિલ્લા અથવા જુના કિલ્લા નામે પણ ઓળખાય છે. હુમાયુને આ જગ્યાને ફરી સમારી તેનુ નામ દીનપનાહ રાખ્યું હતું. આ જગ્યા તેના હાલનાં રૂપમાં તો સર્વે મોહમેદન બાંધકામ ધરાવે છે, અને યુધિષ્ટિરના અસલ શેહેરનો એક પણ કોતરેલો પથ્થર તેમાં મળતો નથી. જુના ઇંદ્રપ્રસ્તાનનો જો કોઇ પણ ભાગ જાળવવા પામ્યો હોય તો જમના નદી પર આવેલું 'નીગહમ બોડી' ઘાટ નામે જાત્રાનું એક ધામ છે અને તે હાલનાં દિલ્લી અથવા શાહાજહાનાબાદની ઉત્તર તરફની સરહદની બાહેર પણ તેની લગોલગ આવેલું છે. આ જગ્યાને માટે એમ જણાવવામાં આવે છે કે રાજા યુધિષ્ટિરે અશ્વમેધ ક્રિયા કર્યા પછી અહીં તેણે હોમ કર્યો હતો. અત્રે ભરાતી જાત્રા જમના નદીનાં માનમાં ભરાય છે.

**દિલ્લી નામની ઉત્પતી** માટે એવી એક કથા પ્રસિદ્ધ છે કે પાંડવ ભાઇઓની પાંચમી પેઢીએ થએલા રાજા દિલિપે દિલ્લી શેહેર વસાવ્યુ હતુ. બીજી કથા એવી છે કે દીલુ અથવા દિહલુ નામે રાજાએ દિલ્લી શેહેર બાંધયું હતું, જે રાજાની તવારીખ ચોકસ મળતી નથી. ફિરિસ્તા મુજબ રાજા દીલુએ ચાર કે ચાલીસ વરસ રાજ્ય કર્યા પછી હુમાઓનના રાજા પુર અથવા પોરસ જે મહાન સિકંદર સાથની લઢાઇના સંબંધમાં મશહુર થયો છે તેણે લઢાઇમાં હરાવી મારી નાખ્યો હતો. રાજાવલી ઉપરથી એમ માનવામાં આવે છે કે હુમાઓનના રાજા પુર અને રાજપાળ એકજ છે કે જેને વિક્રમે હરાવી મારી નાખ્યો હતો. તે ઉપરથી એમ માનવામાં આવે છે કે રાજા દીલુ ઇ૦ સ૦ પૂર્વે ૫૭ અને ઇ૦ સ૦ ૭૯ ની વચ્ચે થઇ જવો જોઇએ. આ પાછલી તવારીખને અબુરિહાન પોતાના ઐતિહાસિક ગ્રંથમાં ટેકો આપે છે. વિક્રમનાં વંશજોએ ૭૯૨ વર્ષ ઉજ્જનમાં રાજ્ય કર્યું હતું, અને તેટલો વખત દિલ્લી ઉજડ રહ્યું હતું. એ ૭૯૨ વર્ષ પછી દિલ્લીને તોમર વંશના રાજા અનંગપાલે પાછું વસાવ્યું હતું (જુઓ અનંગપાલ) અને ચોહાન વંશના રાજા વિશલદેવે તે હાથ કર્યું ત્યાં સુધી અનંગપાલના વંશજોએ ત્યાં અમલ ભોગવ્યો હતો.

આ તોમર વંશના રાજા અનંગપાલના વંશનો બીજો અનંગપાલ ગાદીએ આવ્યા પછી તેણે લાલકોટનો કિલ્લો બંધાવ્યો હતો અને ત્યાં 'લાહી કિલાત' અથવા લોખંડનો એક યાદગાર સ્થંભ ઉભો કર્યો હતો. તે સ્થંભ ઉપર અનંગપાલે કોતરાવેલો ત્રણ લીટીનો એક લેખ અગત્યનો છે. તે લેખમાં જણાવે છે કે સંવત દિહલિ ૧૧૦૯ અંગપાલ વહી યાને સવત ૧૧૦૯ અથવા ઈ. સ. ૧૦૫૨માં અંગ (અનંગ) પાલે દિલ્લી વસાવ્યું.

આ લાહીકિલાત અથવા લોખંડનો સ્થંભ લોખંડના એકજ કકડાનો બનેલો હોઇ તેનો વ્યાસ ૧૬ તસુનો અને લંબાઇ જમીનની ઉપરથી ૨૨ ફીટની છે; પણ જમીનની અંદર તેનો જે ભાગ છે તેને માટે જણાવવામાં આવે છે કે તેની લંબાઇ જમીનની ઉપરના તેના ભાગની લંબાઇ કરતાં પણ વધારે છે. આગળ એક પ્રસંગે એનો છેડો જોવા ૨૬ થી ૩૫ ફીટનું ઉંડુ ખોદકામ કરી જોયા છતાં તેનો પાયો જણાયો નહોતો. આ સ્થંભનું વજન ૧૭ ટનના સુમારે હશે એમ અનુમાન કાઢવામાં આવ્યું છે. કથા મુજબ બીજા અનંગપાળે આ સ્થંભ પોતાની અમલની યાદગારીમાં સર્વકાળ કાયમ રહે તે થકી બ્રાહ્મણે વર્તેલા મુહૂર્ત મુજબ જમીનમાં ઉતારી વાસુકી અથવા શેશ નાગના માથા ઉપર ગોઠવ્યો હતો. અને એવી આગાહી કરી હતી કે જ્યાં સુધી આ અસલ સ્થંભ કાયમ રહેશે ત્યાં સુધી અનંગપાલના વંશનો અમલ કાયમ રહેશે. પણ રાજાને તે સ્થંભ શેશ નાગના માથા ઉપર પોંહચવાની બ્રાહ્મણની વાત સહરાગાત બરેલી લાગી, અને તેથી તેણે તે પાછો ઉખેડાવી જોયો, ત્યારે તે શેશનાગના માથામાં ભોકાયલો અને તેના લોહીથી ખરડાયલો જણાયો. આથી બ્રાહ્મણની બસારત ઉપર વિશવાસ નહિ મેલવા માટે ખેદ બતાવી તે સ્થંભ પાછો ઉભો કરવા તેણે હુકમ કર્યો, પણ બ્રાહ્મણના મતનો તેણે કરેલા અનાદરને લીધે તેટલી તજવીજ કર્યા છતાં તે જમીનમાં મજબૂત પાયો લઇ નહિ શકયો. અને તે ઢીલો દેખાવા લાગ્યો. પ્રાચીન દિલ્લીને તે ઉપરથી ઢીલી=ધિલી=દેહેલી=દિલ્હી=દિલ્લી એવું રૂપ થઇ હાલનું નામ ચાલુ પ્રચારમાં આવ્યું.

લાલ કોટનું નામ પેહેલાં મોહમેદન રાજા કુતબુદ્દીન અઈબાકના વખતમાં પણ વપરાતું હતું, અને તેના સંબંધમાં કુતબુદ્દીને એક હોકમ એવો કાઢયો હતો કે "લાલ કોટ"માં નગારાં વગાડવાં નહિ. એમ માનવામાં આવે છે કે તે પ્રસિદ્ધ કુતુબમિનારની આસપાસનો જુનો ગંજાવર કોટ છે. તે કિલ્લો વિસ્તારમાં સવા બે મૈલ હતો. તે કિલ્લાની અંદર ૨૭ મંદીર આવેલાં હતા અને તે સઘળાંનો મોહમેદનોએ નાશ કર્યો હતો. કુતુબમિનારની ઉત્તર પશ્ચિમે પા મૈલની તફાવતે અનંગપાલને નામે એક તલાવ આવેલો છે, જે પણ અનગપાલ બીજાએ બંધાવેલો માનવામાં આવે છે. આ તલાવ ઉપરથી દક્ષિણે ૧૬૯ ફીટ લાંબો અને પૂર્વથી પશ્ચિમે ૧૫૨ ફીટ પોહોળો છે અને તેની ઉંડાઇ ૪૦ ફીટની છે. હાલમાં તે તદન સુકાઇ ગયો છે, પણ એક નોંધ એવી મળે છે કે સુલતાન અલાઉદીન ખીલજીના સમયૂ (ઇ૦ સ૦ ૧૨૯૬-૧૩૧૬) માં કુતુબમિનારનું કામ આગળ ચલાવવા માટે ચુનો પલાળવાને જોઇતું પાણી આ તળાવમાંથી લાવવામાં આવતું હતું.

ચોહાન વંશના રાજા પૃથ્વીરાયે અનંગ પાળે બંધાવેલા લાલ કોટની ઉત્તરે અને પૂર્વે એક ગંજાવર કિલ્લો બંધાવ્યો હતો, જેનો કેટલોક ભાગ હસ્તી ધરાવે છે, જે 'કિલ્લા પિહોર' ને નામે ઓળખાય છે. બન્ને કિલ્લાઓનો જુમલે વિસ્તાર ૪ મૈલ, ૩ ફરલાંગ અથવા હાલના શહાજહાનાબાદનાં (ચાલુ દિલ્લી) અર્ધા ભાગ કરતાં વધારે મ્હોટો છે. દિલ્લી શેહેરે હમણા સુધીમાં ૭ અવતારબદલ્યા છે, અને જૂદા જૂદા રાજાઓએ તેમની જગા બદલી એક પછી એક ૭—

જગાએ દિલ્લી વસાવ્યું હતું નામિચો તવારિખ નવેશ 'બિશપ હેબર' પોતાનાં પુસ્તકમાં જણાવે છે તે પ્રમાણે કમનસીબે સાતે શેહેરોનાં ખંડીયરો ઘણાજ શોકાતુર બનાવોની યાદ અને તેમનો ચિતાર આપે છે. આ સાતે શેહેરોનો વિસ્તાર શાહાજેહાનાબાદ અથવા હાલની દિલ્લીના દક્ષિણ છેડાથી ૧૦ મૈલના તફાવતે આવેલા રાયપિઠોર અને તઘલખાબાદના વેરાન કિલ્લાઓ સુધીનો છે તેના ઉત્તર તરફનાં છેડા આગળની પોહળાઇ ફીરોઝશાહના કોટીલાની સામેથી આસરે ૩ મૈલની છે; અને દક્ષિણ તરફના છેડા આગળની કુતુબ મિનારથી તઘલખાબાદ સુધીની પોહળાઇ ૬ મૈલ જેટલી છે. એકંદર વિસ્તાર ૪૫ ચોરસ મૈલનો છે. કોઇ પણ વખતે આ વિસ્તારનો ત્રીજા કરતાં વધુ ભાગ વાપરવામાં આવ્યો નહિ હોય તે ઘણુંજ સંભવિત છે; કારણ કે જે ખંડીયરો હમણા આ વિસ્તારમાં નજરે પડે છે તે જૂદા જૂદા સાત શેહેરોનાં છે; અને દિલ્લીનાં આગલા સાત રાજાઓએ તે વસાવ્યાં હતા.

'મોહમેદન શેહેનશાહો બલબન, કયકોબાદ અને મુબારકે પણ કિલ્લા અથવા શેહેરો વસાવેલાં કહેવાય છે, પણ તેમના ખંડિયરો કશું નજરે પડતાં નથી, અને તેમની જગ્યા પણ શક ભરેલી છે. ઇ. સ. ૧૬૧૧ માં પણ તે વિષે કોઇને ખબર હોય એમ જણાતું નથી, કેમકે તે વર્ષમાં ઇંગ્રેજ વેપારી વિલ્યમ ફિન્ચ દિલ્લી ખાતે આગ્રાને માર્ગે દક્ષિણ તરફથી જેહાંગીરની દરબારમાં આવ્યો. તે વિષેના પોતાના હેવાલમાં તે જણાવે છે કે "મારા ડાબા હાથ ઉપર ૭ કિલ્લા અને બાવન દરવાજાનાં નામથી ઓળખાતા જુનાં દિલ્લી'નાં ખડિયરો મેં જોયાં હતાં. આ ખડિયરો હજી પણ એજ નામથી ઓળખાય છે.

જુના દિલ્લીના જે ૭ કિલ્લાનાં ખડિયરો હજી હસ્તી ધરાવે છે, તેમની ઓળખ નીચે મુજબ આપવામાં આવે છે; (૧) લાલકોટ, રાજા અનંગપાળે ઇ૦ સ૦ ૧૦૫૨ માં બાંધ્યો; (૨) કિલ્લા રાયપિઠોર, રાજા રાયપિઠોરે ઇ૦ સ૦ ૧૧૮૦ માં બાંધ્યો; (૩) સિરી અથવા કિલા-ઇલાહી રાજા અલાઉદ્દીને બાંધ્યો; (૪) તઘલખાબાદ ઇ૦ સ૦ ૧૩૨૧ માં તઘલખ શાહે બંધાવ્યો; (૫) તઘલખાબાદનો કોટ, એજ વર્ષમાં તઘલખશાહે બંધાવ્યો; (૬) આદિલાબાદ ઇ. સ. ૧૩૨૫ માં મહમદ તઘલખે બંધાવ્યું અને (૭) જહાન-પનાહ પણ એજ શેહેનશાહે એજ વર્ષમાં બંધાવ્યું.

હાલનું મોગલ દેહેલી જે ઘટતી રીતે 'શાહજેહાનાબાદ'ને નામે ઓળખાવું જોઇએ તે ઉપલા ઓહોળા વિસ્તારવાલા મેદાન મધ્યે ઇ૦ સ૦ ૭૦૦ થી ૧૫૫૦ સુધીમાં ઠરાવવામાં આવેલાં જૂદાં જૂદાં પાયતખતો માંનુ સર્વેથી છેલ્લુ અને સર્વેથી ઉત્તરે આવેલુ છે. એ જુનાં પાયતખોમાંના નીચલાં મુખ્યછે.

(૧) ફીરોઝશાહ તઘલખનું ફીરોઝાબાદ, જે હાલમાં દિલ્લીની પડોસમાં દક્ષિણ બાજુએ આવેલું છે. તેની સ્થાપના ઇ૦ સ૦ ૧૩૬૦ માં કરવામાં આવી હતી.

(૨) હુમાયુન અને શિરશાહનું ઇંદ્રપ્રસ્થ હાલમા દિલ્લી શેહેરની દક્ષિણે બે મૈલને છેટે ઇ૦ સ૦ ૧૫૪૦ માં સ્થાપ્યું.

(૩) સીરી (હાલમાં શાહપુરનાં નામે ઓળખાય છે.) ઇંદ્રપ્રસ્તની દક્ષિણ પશ્ચિમે બે મૈલને છેટે ઇ૦ સ૦ ૧૩૦૦ માં સ્થાપ્યું. (૪) જેહાન પનાહ અથવા સિરી અને જુના દિલ્લીની વચમાં આવેલો ભાગ, જે પાછળથી દેવાલો ભરી લઇને તેની ઉત્તર તથા દક્ષિણે આવેલાં શેહેરો સાથે જોડી નાખવામાં આવ્યું છે, તે ૧૩૩૦ માં વસાવ્યું હતું.

(૫) પુરાતમ દિલ્લી અથવા રાયપિઠોરનો કિલ્લો જેમાં કુતુબ મિનાર આવેલો છે, જે સિરીની દક્ષિણ પૂર્વે ૩ મૈલને છેટે છે, અને જેને પઠાણ રાજાઓએ ઇ૦ સ૦ ૧૧૫૦ થી ૧૩૫૦ સુધી પોતાનું પાયતખ્ત કર્યું હતું.

(૬) તઘલખાબાદને મહમદ તઘલખશાહે ઈ૦ સ૦ ૧૩૨૦ માં સ્થાપ્યું. તે સિરીની દક્ષિણ પૂર્વે ૪ મૈલ અને જૂના દિલ્લીની પૂર્વે પાંચ મૈલને છેટે છે.

આ ઉપરાંત બે ઓછી અગત્યનાં પાયતખ્તો પણ તેમની આસપાસ આવેલાં છે. તેઓમાંનું એક 'કિલોખરી'ને નામે ઓળખાય છે, જે હુમાયુન શાહની કબરની દક્ષિણે ૧ મૈલને છેટે, અને બીજું તેની દક્ષિણે 'મોબારેકબાદ' નામનું છે. પણ એ બન્નેનાં ખંડિયેરો કશાં જણાતાં નથી.

હાલનું દિલ્લી અથવા શાહાજેહાનાબાદ જમના નદીના જમણા કાંઠા ઉપર વૉલતર બુરજથી વેલેસ્લી બુરજ સુધી દક્ષિણ પૂર્વે તરફના ખુણામાં સવાબે માઇલના વિસ્તાર ઉપર લંબાય છે. વૉલતર બુરજ સાધરણ રીતે 'બદરાઓ બુરજ' ને નામે ઓળખાય છે, અને સત્તાવાર કામકાજમાં મોબરા બુરજને નામે તે ઓળખાતો હતો. શેહેરના આગલા ભાગનો લગભગ ૩ જો ભાગ મેહેલની નદી તરફની દેવાલનો ભાગ છે. મેહેલની ઉત્તર તરફની દેવાલનો જે ભાગ ૧૮૫૭ ના બળવા સંબંધમાં પ્રસિદ્ધ થયો છે તે વૉલતર બુરજથી શાહ અથવા મોરી બુરજ સુધી પોણા મૈલનો વિસ્તાર ધરાવે છે; મોરી બુરજથી અજમેર દરવાજા સુધીની પશ્ચિમ તરફની દેવાલનો વિસ્તાર સવા મૈલનો છે, અને વેલેસ્લી બુરજ સુધીની દક્ષિણ તરફની દેવાલનો વિસ્તાર લગભગ એટલોજ છે.

ઉત્તર તરફની દેવાલમાં પ્રસિદ્ધ કાશમિર ભાગોળ અને મોરી અથવા દરેન ભાગોળ આવેલી છે. છેલ્લી આગળ એક મરાઠા સુબાએ બંધાવી હતી, પણ તે કહાડી નાખવામાં આવી છે. પશ્ચિમ તરફની દેવાલમાં કાબુલ, લાહોર, દરશખાના અને અજમેર દરવાજા તથા દક્ષિણ તરફની દેવાલમાં તુર્કમાન અને દિલ્લી દરવાજા આવેલા છે. પશ્ચિમ તરફની દેવાલમાંની જે ચાર ભાગોળો આવી છે તેમાંની પેહેલી બે હવે કાઢી નાખવામાં આવી છે. નદી તરફની શેહેરની ભાગોળો ખયરાતી રાજઘાટ અથવા કલકત્તા અને નિગામબોદ તથા કેલ અને 'બદરાઓ'ને નામે ઓળખાતી હતી. આ ચારમાંની પેહેલી બેને કાહાડી નાખવામાં અને છેલ્લીને બંધ કરવામાં આવી છે.

શેહેરને લગાર આમન સામન બે ભાગમાં વેહેંચવામાં આવ્યું છે. એક ભાગમાં ચાંદની ચોક અને લાહોર બજાર આવેલું છે અને તે શેહેરના લાહોર દરવાજાથી કિલ્લાના લાહોર દરવાજા સુધી લગભગ એક માઇલને છેટે આવેલો છે. શેહેરનાં પૂર્વ ભાગમાં કાશમિરથી દિલ્લી દરવાજા સુધી રસ્તો કાઢવામાં આવ્યો છે. જુના તોપખાના, કિલ્લા અને મેહેલના મુખડા આગળથી તે પસાર થાય છે; તેના જમણા હાથ ઉપર જુમા મસજીદ આવેલી છે. શેહેરની પશ્ચિમ તરફ 'લાલકુવા' અને 'સરકાવાલા' બજાર આગળ એક ધોરી રસ્તો કાહાડવામાં આવ્યો છે, અને હોજ કાઢી આગળ આવ્યા પછી તેના ત્રણ ફાંટા થઇને તે પશ્ચિમે અજમેર દરવાજા, દક્ષિણે તુર્કમાન દરવાજા અને પૂર્વે ચોરી બજારથી જુમા મસજીદ સુધી જાય છે, અને પશ્ચિમે ઘડિયાળના મિનારા આગલથી શરૂ થતા ઇંગરટમ અને મિલીમારાન નામે મોહલ્લાઓ પશ્ચિમ તરફના આ ધોરી રસ્તાને ચાંદની ચોક સાથે જોડી આપે છે. શેહેરનાં દક્ષિણ પૂર્વ છેડા ઉપર કોટ અને રેજ બજારની વચ્ચે દરયાગંજની નાહની છાવણી આવેલી છે, જેમાં એક દેશી રીજમિટને રાખવામાં આવી છે. તે ઉપરાંત બાકીનું ગેરીસન લશકર કિલ્લામાં રહે છે. લાહોર દરવાજા અને શેહેરની ઉત્તર તરફનાં કોટની પેલી મેર 'સફરમજાર' આવેલું છે, અને તેની દક્ષિણે કદમ શરિફ તથા ઇદગાહનાં મકાન, કીશનગંજ અને પાહરીપુરનાં મથકો, જમનાની પશ્ચિમ તરફની નેહેર અને અરાવલી પહાડનો દક્ષિણ તરફનો છેડો આવેલો છે. પહાડના દક્ષિણ

તરફના છેડાની પશ્ચિમ બાજુએ અર્ધા માઇલની છેટે 'સગઝીમંદી' અને રોશન-આરા નામે રમણિય બાગ આવેલો છે. શેહેરના ઉત્તર તરફના કોટની પેલી બાજુએ અને કાશમિર તથા મોરી દરવાજાની પડો-સમાં ' સિવીલ સ્ટેશન ' આવેલું છે; જેની દક્ષિણ બાજુએ ૧૮૫૭ ના બળવા વખતે ગોઠવવામાં આવેલી બેતેરીઓની જગા, કબરસ્તાન અને નિકલસન તથા કુદસિઆ બાગ, પશ્ચિમે અરાવલી પહાડ અને પૂર્વે જમના નદી આવેલાં છે. પહાડની પેલી મેર ૧૮૫૭માં નાશ કરેલી જુની છાવણી છે એ છાવણીનો કબજો ઘેરો ઘાલનાર લશકરે તેજ વર્ષના જુનથી સપટેંબર સુધી રાખ્યો હતો. એની પશ્ચિમે નજફગંગ ચઝીલથી પસાર થતા પાણી ઘસડી જતી નેહેર આવેલી છે. નેહેરની પેલીમેર ૧૮૭૭ મા ભરવામાં આવેલી દરબારનું મેદાન છે. ત્યાંથી દોઢ મૈલ પશ્ચિમે શાલેમાર બાગનું ખંડિયર છે. દિલ્લી દરવાજાની પેલી મેર $\frac{1}{2}$ મૈલને છેટે, દરયાગંજ છાવણીના દક્ષિણ પૂર્વ ભાગમાં, ફીરોજાબાદના કિલ્લાનું ખંડિયર છે, અને તે કિલ્લાને માથે ફીરોઝ-શાહે ઉભો કરાવેલો બુદ્ધિસ્ત લાન હજી કાયમ છે, અને તેની દક્ષિણે એક માઇલને છેટે પુરાના કિલ્લા અથવા ઇંદ્રપ્રસ્થનું મથક આવેલું છે. તેની દક્ષિણે બે માઇલને છેટે હુમાયુન શાહની કબર, શેખ નીઝામુદીન ઔલયાની દરગાહ અને નવાબ સફદરજંગની કબર આવેલી છે.

જુની દિલ્લી 'મેહેરોલીને'ને નામે જાણીતી હોઇ તે નવી દિલ્લીથી ૧૨ મૈલ ઉપર છે. ત્યાંજ અર્ધા મૈલ ઉપર ' કુતુબ મિનાર ' આવેલો છે. આ મિનારો ૨૪૨ ફીટ ઉંચો હોઈ તેનો તળીયાનો ઘેરાવો ૫૩ ગજનો છે. તેનાં પાંચ દરવાજા છે. સહુથી ઉપરનાં દરવાજા પર વિજળી પડવાથી તેમાં ફાટ પડી હતી, તેથી તેને ઉતારીને ભોંય ઉપર મુકેલો છે. આ મિનારાનાં કુલે પગથીયાં ૩૭૯ છે. એના પેહેલાં દરવાજા ઉપરથી હાલની દિલ્લી દેખાય છે. આ મિનારા પાસેજ 'અમીર ખશરૂ' શાએરની કબર છે. આ મિનારાની પાસે 'અલાઉદ્દીનનો દરવાજો છે. તેની ઉપર મ્હોટા હરફે કોરાને શરીફની આયતો લખેલી છે. અંદરની બાજુએ ઇમામ ઝામિનની કબર છે. મિનારો પાદશાહ કુતબુદ્દીન, જે મહમદ ઘોરીનો હિંદ ખાતેનો સરસુબો હતો અને પાછળથી સ્વતંત્ર પાદશાહ બન્યો હતો તેનો બંધાવેલો છે. એની ઉત્તરની બાજુએ પૃથુરાજ ચોહાણનું મંદીર છે. જેનો કેટલોક ભાગ હાલમાં મસજીદ રૂપમાં ફેરવી નાખવામાં આવેલો જણાવ છે, અને તેને ' કોવતુલ ઇસલામ' કહે છે. તેની વચમાં ૧૫ ફીટ ઉંચો સ્થંભ છે, જે પૃથુરાજની લાટ અથવા કીલીદ (કુંચી) ને નામે પ્રસિદ્ધ છે. એની પશ્ચિમ દિશાએ થોડા કદમ ચાલતાં શમ્શુદ્દીન અલતમસ તથા રજીઆબેગમની કબરો છે. એની અને પૃથુરાજના કુતુબખાનાની વચમાં 'જોગમાયા'નું મંદીર છે. ત્યાંથી મેહેરોલી ભણી જતાં 'જંમ્પીંગ વેલ' અથવા કુદવાની વાવ છે, જેની ઉંડાઇ ૪૦ ફીટની છે. ત્યાંથી થોડે છેટે 'હજરત ખાજે કુતબુદ્દીન બખત્યાર કાકી'નો મકબરો છે.

હાલની દિલ્લીનું ખરૂં સ્વરૂપ શહા-જહાનનાં અમલમા ફેરવાયાથી તેને શહા-જહાનાબાદ પણ કહે છે. અત્રેનો કિલ્લો શહાજહાને પોતાના અમલનાં ૧૨ મે વર્ષે બાંધવા શરૂ કર્યો હતો. આ કિલ્લાનો પાંયો નાખવા તથા દેવાલ ચણાવવા તેણે ૫૦,૦૦,૦૦૦ રૂપ્યાનો ગંજાવર ખર્ચ કર્યો.

દિલ્લી શેહેરને આગળ ૧૨ દરવાજા હતા, પણ હાલમા માત્ર ૧૦ સલામત રહી શક્યા છે. એને ફરતો લાલ પથ્થરનો અકબરશાહનો બંધાવેલો કોટ છે. આ કોટ ફોડીને વચ્ચેથી રેલ્વે લાઇન પસાર કરવામાં આવેલી છે.

કિલ્લા માહેલી ઘણીક ઇમારતો બિસમાર હાલતમાં છે, ત્યારે કેટલીક પડી ભાગવાથી

ત્યાં નવાં મકાનો બંધાયલાં છે. આ કિલ્લાની લંબાઇ ૩૦૦૦ ફીટની ને પોહળાઇ ૧૬૦૦ં ફીટની છે. એની ઉંચાઇ પૂર્વ શિવાય ત્રણુ બાજુએ ૫૦ ફીટની છે; ને પૂર્વ દિશાએ એની ઉંચાઇ ૨૫ ફીટની છે. દરવાજામાંથી પ્રવેશ કરતાં શરૂઆતમાં દિવાનેઆમ આવે છે, તેમાં એક મ્હોટું સંગેમરમરનું તખ્ત છે. એની સામે આગળ વધતા થોડેક અંતરે દિવાને ખાસ છે. આ દિવાનખાનાનું ઉમદા જડાવકામ તથા ઝીણું નકશીકામ હેરત કરે તેવું છે. જગ પ્રસિદ્ધ તખ્તે તાઉસ અથવા મયૂરાસન જેની કિંમત તે માંહેલા હીરા, નીલમ અને પાનાં સહિત ૬,૫૦,૦૦૦૦૦ રૂપીયાની આંકવામાં આવી હતી તેનું આરસ પહાણનું નીચેનું ચોખઠું જરબરત જેવું વેરાન હાલતમાં છે, ને તે દીવાનમાં પડેલું છે. આ તખ્ત ઉપરનો ભાગ ઇ. સ. ૧૭૩૯માં જ્યારે ઇરાનના નાદીરશાહે દિલ્લીને લુટયું ત્યારે ત્યાંથી તે ઉપાડી ગયો હતો. આ દીવાનેખાસને બનાવવા પાછળ આગલા વખતની બેહદ સસ્તી મજુરી છતાં ૫૦,૦૦,-૦૦૦ રૂપીયાનો ખર્ચ થએલો જણાવવામાં આવે છે. એની જોડમાંજ પાદશાહી હમામ આરસપહાણનાં છે, જેમાં નાહવા માટેના તરેહવાર હોજો બનાવેલાં છે, અને તેની સામે નાહવું સરખું ખુલ્લું મેદાન છે. આ મેદાનમાં એક નાદની અગાશી છે. જેની નીચે ૧૨ સ્થંભ છે, એ છેક છેડે નદી કાંઠે છે. દીવાને ખાસ તથા દીવાને આમની વચ્ચે મ્હોટી મસજીદ છે. તેમાં બાગેલું આરમપહાણનું તખત છે, ને આગળ એક ફુવારો છે. દીવાને ખાસથી થોડેક છેટે સુમનબુર્જનો ફતેગઢ છે. મ્હોટી મસજીદથી આગળ વધતાં ઉત્તર દિશાએ એક મ્હોટો કુવો છે જેની આસપાસ લોઢાનાં ટટેરા હોઇ બે બાજુએ સીડીઓ છે. કુવા પાસે નાહવા સારૂ એક જૂદો કુંડ છે. માર્ગના સપાટીની નીચે અને કુવામાં પાણીની સપાટીની ઉપરની બાજુએ આસપાસ ભોયરાં જેવાં મકાનો છે.

માર્ગમાં શેહેરથી અઢી મૈલને અંતરે 'માધવગંજ'ના ગામના થડમાં પ્રાચીન વિચીત્ર ઘાટની ઇમારતો છે; તેને ત્યાંના લોકો 'જંતર મંતર' કહે છે, અને તે પૃથુરાજ ચોહાણે બંધાવેલું કહેવાય છે. એક તરફ ખગોળવિદ્યાને આધારે સૂર્ય તથા ચંદ્રની ભિન્ન ભિન્ન આકૃતી દર્શાવવા પ્રયત્ન કરેલો જણાય છે. બીજા હાથપર બુરજ જેવું ૬૪ પગથીયાંવાલું બુલંદ મકાન છે. આકાશી ગોળાઓનું અવલોકન કરવા માટે આ મકાન બાંધવામાં આવ્યું હોય એવું સંભવિત દિસે છે. કથા એવી છે કે પૃથુરાજની કુંવરી એના ઉપરથી જમના નદીનું દર્શન કરી પછીજ જમતી હતી. કેટલાક એમ કહે છે કે એ રાજા જયસિંહની વેધશાળા હતી (જુઓ જયસિંહ સવાઇ) આ મકાનની જોડમાં બાગેલા મકાનો છે, તે પણ વેધશાળા માટેજ બંધાયલાં હોય એમ જણાય છે એની નીચે એક ભોયરું છે, તે છેક કુતુબમિનારના પાયા આગળ નિકળે છે. આગળ વધતાં લગભગ અર્ધે રસ્તે નવાબ સફદરજંગની કબર આવે છે. એ દરવાજો ને કબર એ બેની વચ્ચે લાંબો હોજ છે. કબર આરસપહાણના પેહેલા માળ ઉપર છે. અને તેની ઉપર નક્શી છે, પણ આ કબર ખાલી છે. મ્હોટી તથા પથ્થરની કાચી પણ સાચ્ચી કબર નો નીચે ભોંય ઉપર છે. આ મકબરાના દરવાજાની સામે પૂર્વ દિશામે બે મૈલને અંતરે હજરત નિજામુદીન ઔલીયાનો મકબરો છે. આ રોજાને થોડેક અંતરે ચોરસ સ્થંભો છે, અને તેમાં ખાને આઝમની કબર છે. તેમજ બીજી જોવાજોગ કબર શાહીજહાન બાદશાહની દીકરી જહાનઆરા બેગમની છે. આ મકબરાથી ૪૦ વારને છેટે હુમાયુન શાહનો શોભીતો રોજો છે. આ રોજા પાસેજ ખાન ખાનાન, અકબર પાદશાહના વઝીરનો રોજો છે. આ જગ્યાને 'બોલબાલા' કહે છે.

દિલ્લી પાસેના ઇસલામબાદ જાડ ઉપર એક ઉનાં પાણીનો ઝરો ચાલુ વહે છે,

તેને પ્રભાસકુંડ કહે છે, અને તે હિંદુઓનું યાત્રાસ્થાન ગણાય છે. દિલ્લી સ્ટેશન પાસેજ મ્મોર સરાય નામે ૪૦૦૦ મુસાફર સમાઇ શકે એવડી વિશાળ એક સરાઇ છે. તે શિવાય સોદાગર સરાય ને તોપખાનાની સરાય વધારે સારી હાલતમાં છે.

દિલ્લીની 'જામે મસજીદ' શહાજહાને બંધાવી હતી. તેને બાંધવા માટે ૨૪ વર્ષની લાંબી મુદત લાગી છે. આ જામે મસજીદના સફેદ તથા કાળાં બુરજો પોતાનો દબદબો બતાવી હેરત કરે છે.

**દિવસ**—દુનિયામાની ઘણીખરી સર્વ પ્રજા ૭ દિવસનું જેમ અઠવાડીયું પાળે છે તેમ તેઓનો અઠવાડીયામાંનો ૧ દિવસ પોતાના ધાર્મિક દિવસ તરીકે મુકરર કરેલોછે, જેમકેઃ—

ગ્રીકોનો—સોમ.
ઇરાનીઓનો—મંગળ.
એસિરીયનોનો—બુધ.
ઈજીપશિયનોનો—બ્રેસપત.
મોહમેદનોનો—શુક્ર.
યાહુદીઓનો—શનિ.
ખ્રિસ્તીઓનો—રવી.

દિવસને જૂદી જૂદી ભાષામાં જૂદાં નામો આપેલા છે અરેબિકમાં યૉમ, કેનેરિમાં દિવોસ, ફાર્સીમાં રોઝ અથવા દિન; ઇટલીમાં Giorno; સ્પેનીશમાં દીયા; તેમિલમાં નાલ; તેલગુમાં દીનામ; તુર્કમાં ઘાયૂન.

જૂદી જૂદી ભાષામાં દિવસના નામો નીચે મુજબના નામથી જાણીતા છેઃ—

| લૅટીનમાં. | હિંદુસ્તાનીમાં. | રજપૂત. | સીયામિસ. | ઇંગલીશ |
|---|---|---|---|---|
| સોલીસ | આદિતવાર. | સૂર્યવાર. | વાન એથટ=સૂર્યનો દિ० | સન્ડે. |
| લુના | પીર. | સોમ યા ઇન્દુવાર. | વાન ચ્યૂન્ચ=ચન્દ્રનો દિ० | મન્ડે. |
| મૅર્ટીસ | મંગળ. | મંગલવાર. | વાન નગાનકુ=મેહેનતનો દિ०ટ | ચૂસડે. |
| મરકયૂરી. | ચારસમ્મા. | બુધવાર. | વાન પૅાય=મળવાનો દિ० | વેડન્સડે. |
| જોવસ. | જુમેરાત | બ્રિશપતવાર. | વાન પરાથ=હાથનો દિ० | થર્સડે. |
| વેનીરસ. | જુમા. | શુક્રવાર. | વાન સૅાક=આશાયસનો દિ० | ફ્રાયડે |
| સેટુર્ની. | અવલહફ્તા. | શનિશ્વરવાર. | વાન સ્યૂન=ખેચાણનો દિ० | સેટરડે. |

| ફારસી. | સેકસન. | ચીનાઈ. | બરમીસ. | જ્યૂઇશ. | અરેબિક. |
|---|---|---|---|---|---|
| યકસમ્મા. | સન્સડે. | લાહેપાએ. | તેનનગાનવે. | યૅામરીશહૅાન | યૅામ-અલઅહદ. |
| દો સમ્મા. | મુન્સડે | લાહેપાએ-ઇઅટ. | તાનેલા. | યૅામસૅની. | ,, અથનીમ. |
| સેસમ્બા | ટવિસડે | ,, -દહી | એનગા | યૅામસેલીસી. | ,, થાલાથ. |
| ચારસમ્મા. | ઉડન્મડે. | ,, -શામ. | બૂદદાહુ. | યૅામરૅબીઍ. | ,, અલઅરબા. |
| પંજમસમ્મા. | થોર્સડે | ,, -શીઇ | ક્રાવપાદે. | યૅામહેમીસી. | ,, અલખામીસ. |
| જુમા. | ફ્રાયામડે. | ,, -ઉંચ્ચ. | થાઉક્ય. | યૅામસીસી | ,, અલજુમન |
| સમ્મા અથવા હફ્તા | સેટર્નસડે. | ,, -લોક. | તાસને. | યૅામસાબાય | ,, અસસાબા. |

| તામિલ, | જરથોસ્તી ૩૦ દિવસનાં નામો. | | | | |
|---|---|---|---|---|---|
| નાચારૂ. | અહૂરમજદ. | દએપઆદર. | દએપમેહેર. | ગોવાદ | મારેસ્પંદ. |
| તિગાલ. | બેહમન | આદર. | મેહેર. | દએપદીન. | અનેરાન. |
| શિવ્વાય. | અરદીબેહેસ્ત. | આવા. | સરોશ. | દીન | |
| બુધહન. | શેહેરેવર | ખોરશેદ. | રશ્ને. | અશીશવંઘ. | |
| વાયાઝહમ. | અમશ્નદારમદ. | મોહોર | ફ્રરોખ. | આસ્તાદ. | |
| વૈથી.. | ખોરદાદ. | તીર. | બેહેરામ. | આસ્માન, | |
| સની. | અમરદાદ. | ગોશ. | મીનો રામ. | જમીઆદ. | |

પ્રાચીન કાળથી ખાલદીયન, ઇજીપશિયન, આરબ, હિંદુ, ગ્રીક અને ઉત્તર યુરોપના દેશોમાં અઠિનાને અઠવાડીયામાં વેહેંચી નાખવાનો રેવાજ ચાલુ છે. સર્વેનું સાતવાડીયું સૂર્ય (રવી) નાં દિવસથી શરૂ થાય છે, અને તે પછી ચંદ્ર, મંગળ, બુધ, બ્રેસપત, શુક્ર અને શની આ ગ્રહોના નામથી ગણત્રીમાં લેવાય છે. પણ પ્રાચીન ઇજીપશિયનો ૭ દિવસને બદલે ૧૦ દિવસનું અઠવાડીયું ગણતા હતા. પ્રાચીન કાળથી આ ગ્રહો ભુગોળ વેત્તાઓએ પોતાનાં શાસ્ત્રમાં દર્શાવેલા છે. પેરોલમિએ ગ્રહોને નીચલે અનુક્રમે ગોઠવ્યાં છે. શની, ગુરૂ, મંગળ, સૂર્ય, શુક્ર, બુધ, ચંદ્ર. અને આ ગ્રહો દિવસ તથા રાતમળી ૨૪ કલાકનાં દર એક પોતપોતાના દિવસ ઉપર અવલંબ ધારવામાં આવતા. તેમજ આ દિવસનાં ૨૪ કલાકના દરેક કલાક ઉપર દરેક ગ્રહ પ્રમુખ રહેતો. જેમકે શની પેહેલા દિવસના પેહેલા કલાક ઉપર, ગુરૂ બીજા કલાક ઉપર, મંગળ ત્રીજા કલાક ઉપર, રવી ચોથા કલાક ઉપર, અને એ મુજબ સર્વે રહેતા. એ પ્રદણે રવી જેમ ૪ થા કલાક ઉપર તેમ ફરી તેજ દિવસના ૧૧ અને ૧૮ માં કલાક ઉપર પ્રમુખ નેમાતો, અને તેજ બીજા દિવસનાં ફરી પેહેલા કલાક ઉપર વારી મુજબ નેમાતો; અને તે પ્રેરણે ચંદ્ર ત્રીજા દિવસના પેહેલા કલાક ઉપર નેમાતો, બુધ પાંચમાં દિવસના પેહેલા કલાક ઉપર નેમાતો, ગુરૂ ૬ ઠા દિવસનાં પેહેલા કલાક ઉપર અને શુક્ર ૭ માં દિવસનાં પેહેલા કલાક ઉપર નેમાતો.

હાલમાં વપરાતા ઇંગ્રેજી વારના નામો માંના ૪ નામો સેકસન દેવતાનાં નામો ઉપરથી નેમાયલાં છેઃ–ટિવ, ઓડન, થોર અને ફ્રાયા. એ સેકસનોની મૂર્તિનાં નામો છે. થોર તુફાનનો દેવતા અને પ્રાચીન જોવ તથા ફ્રાયા એ દેવી હોઇ તે ઓડનની સ્ત્રી હતી.

જ્યુ પ્રજાનાં વારનો દિવસ સાંજના ચોકસ વખતથી શરૂ થઇ બીજા દિવસે તેજ વખતને વખતે પુરો થતો ગણવામાં આવેછે. એ મુજબ સાબાથડે શુક્રવારે બપોર પછી ગણી શનીવારે બપોર પછી પુરો થતો ગણે છે.

યુરપમાં હાલમાં જે ધોરણે દિવસ ગણવામાં આવે છે તે રાત્રે ૧૨ વાગાથી તે બીજી રાતના બાર વાગા સુધીનો. ખગોળ વેત્તાઓ મધ્ય બપોરથી દિવસની શરૂઆત ગણી બીજે દિવસે મધ્ય બપોરે પુરો થતો ગણે છે. અને આથીજ વહાણોમાં બર દરિયા વચ્ચે દિશા જોવા માટે 'ચાર્ટ' મધ્ય બપોરે ખુલ્લો મેળી કઇ દિશાએ હાલમાં તેઓ છે તે ઝટ તે ઉપરથી શોધી કાઢી શકે છે.

ઇટલી તથા જર્મનીમાં સૂર્ય અસ્ત પામવાથી તે બીજે દિને સૂર્ય અસ્ત પામે ત્યાં સુધીનો દિવસ ગણે છે. ફ્રેન્ચ તથા બીજી કેટલીક પ્રજા દિવસનાં ૧૨ કલાક તથા રાતના ૧૨ કલાકનાં એમ અરધો અરધો દિવસ મળી એક દિવસ ગણે છે. જરથોસ્તીઓ સૂર્યની રોશનીની રેલ્લાલ જણાતાં નવો દિવસ શરૂ થએલો ગણી બીજી બામદાદ સુધીનો એક દિવસ ગણે છે.

**દિવાદાંડી**—પ્રાચીન કાળથી સમુદ્ર યા નદી કાંઠે ખરાબો બતાવવા માટે દિવાદાંડી બાંધવાની ચાલ હતી. એલેકઝાન્દ્રીયામાં ૫૫૦ ફીટ ઉંચી એક ગંજાવર દિવાદાંડી હતી, અને તે ૪૨ મેલની વેગળાઇ ઉપરથી દેખાતી હતી.

ઇંગલાંડના કિનારાની આસપાસ ૪૨ દિવાદાંડી છે. રોશનીનું જોર વધારવા માટે બત્તીઓની આસપાસ કાચ યા ધાતુની ચકચકીત તખતીએ વાળી દિવાદાંડી બાંધવાનો વિચાર નીચે લખેલી રમુજી ખીના ઉપરથી સુજ પડયો હતો.

અઢારમી સદીમાં લીવરપુલ મધે ગણિતશાસ્ત્રીઓની એક સભા મળી હતી. તે વખતે એક સભાસદે એવું જાહેર કર્યું કે "બે પાઇની કિંમતની મીણબત્તીની રોશનીથી ૧૦ વારની વેગળાઇએ વર્તમાન" પત્રનો એક ફકરો વાંચી શકું છું. અને જો કોઇ

એ વિશે "સરત મારે તોં હું કબુલ છુ" આથી સરત લાગતા સરત મારનારે લાકડાની એક રકાબીની અંદરની બાજુએ મોહોડુ જોવાની આરસીના કાચના કકડા ચોટાડી તે રકાબીને મીણબત્તીની આડે રાખી તેનો પ્રકાશ વધાર્યો આ વેળા તે સભાસદ માહેલા ગોદીના ઉપરી 'હચિન્સ'નુ લક્ષ આ અખતરા ઉપર વધારે લાગ્યુ અને તેણે વિદવાન દૂરઅંદેશ નજરે તે ઉપર ધ્યાન પોહચાડી ૧૭૬૩માં લીવરપૂનમા આ કીસમની એક દિવાદાંડી પ્રથમ બંધાવી હતી

દિવાનપણું—અથવા ગાડાપણુ મનુષ્યપર દિવાનપણા જૂદી જૂદી રીતે ગાલેબ થાય છે અમુક લક્ષણુ હોય ત્યારે આદમિને દિવાનો માનવો એવો નિયમ બાધવો મુશ્કીલ છે દિવાના તરેહવાર હોય છે કોઇને ખૂનનો ધખારો, તો કોઇને હવાઇ ખ્યાલોનો વિચાર, કોઇને ખાધરાપણુ તો કોઇની સુગ્ર એસી રહેવાનુ, તો કોઇને મારફાડ કરવાનું, એવા તરેહવાર ફાટાબાજ દિવાનપણાની અસર હોય છે

દિવાનપણુ ગાલેબ થવા આગમજ પ્રથમ તેનું માથુ દુખે છે, ફેર આવે છે, સ્વભાવ ચીરડાઉ બને છે, કામ ઉપર ચિત્ત લાગતું નથીં, ઉંઘ આવતી નથી, તો કોઇને બેહદ ઉંઘ આવે છે, તેને સ્વપનાઓ બેજાર કરે છે, યાદદાસ્ત શક્તિ મંદ પડે છે, સગા સ્નેહિઓ તરફની પ્રિતી નિર્મુળ થવા માંડે છે, અને મનમા તરેહવાર તુરગો ઉઠે છે દિવાનપણાના મુખ્ય ૪ વર્ગ પાડવામા આવ્યા છે

૧—મેન્યા—એટલે એક પ્રકારનો સનેપાત તેમા મનુષ્ય ચિત્તભ્રમ થઇ જાય છે, તેનુ મન ઠેકાણે રહેતુ નથી, પણ તુરગો ઉઠે છે, બકારો અને તુફાન કરે છે આ સનેપાત એકાએક અથવા ઉપર જણાવેલા પૂર્વ ચિન્હો દેખાયા પછી થઇ આવે છે. એમા કોઇ બેહદ ખુશ રહે છે તો કોઇ નાચે છે, યા કોઇ રડે છે, યા દોડે છે ને તુફાન કરે છે. તેની ઉંઘ જતી રહી તે રાત દિવસ તોફાન કરે છે, અને ખાવાપીવાની પણ પરવા કરતો નથી. ઝાડો પેશાબ થતા તેનુ ભાન રહેતુ નથી આ સનેપાતનો હુમલો રહી રહીને થાય છે. એક વેળા ચિત્ત ભ્રમ થયા પછી બેચાર દિવસે મસ્તક ઠેકાણે આવી તે ઉઘે છે ને પાછો તદરોસ્ત બને છે, પણ ફરી તેનો હુમલો અચોક્કસ મુદતે થાય છે. પ્રસુત થએલી ઓરતપર આવી પ્રમારના સનેપાતનો હુમલો થતા તે સ્ત્રી ભાનભૂલી જતી પોતના બાળકનુ ખૂન વદીક કરવા ચુકતી નથી.

૨—મોનો મેન્યા—આ દિવાનપણામા મનુષ્યનુ ચિત્ત કોઇ ચોકસ બાબત ઉપર ભ્રમિત થાય છે, અને બીજી બાબોતોપર તો પુરતુ લક્ષ રહેછે. એવી હાલતમા મનુષ્ય મનમા પણુ તરેહવાર તુરગો ઉઠે છે એમાં નહિ દેખાતા પણ ખ્યાલી ચીજોથી તે ડરે છે ને તેવી ચીજો તરફ અણગમો બતલાવે છે. એમા કોઇ પોતાનું માથુ જ ખોઈ દીધેલુ સમજે છે, કોઇ પોતાને હાથનો બનેલો સમજી તેની જતન કરે છે, કોઈ પોતાને રાજા યા પેગબર સમજી તેવી વર્તણુક ચલાવી સર્વેપર હોકમ કરે છે કોઇ વ્યસનમા ડુબે છે તો કોઇ મુગોજ પડી રહે છે. એવી વેળા કોઇ આપઘાત યા ખૂન પણ કરવા ચુકતો નથી.

શારિર અને વૈદક શાસ્ત્રમા જણાવવા મુજબ પ્રથમ જ્યારે બુદ્ધિમા થોડો બિગાડો થાય છે ત્યારે આવો કોઇ પ્રકારનો ભ્રમ થયો હોય તેને તે આદમી સમજે છે, અને દબાવી રાખે છે પણ જેમ જેમ ભ્રમનુ જોર વધતુ જાય છે એટલે તેને તાબે થવુ પડે છે સનેપાત તથા મોનોમેન્યાવાલો મનુષ્ય લામો વખત ભ્રમિત રહે છે, પછી તેમની અક્કલ જડ થઇ જાય છે, અને અંતે 'ડિમેન્શ્યા' થાય છે

૩—ડીમેનશ્યા—આ દિવાનપણામા બુદ્ધિ નબળી થઇ જાય છે, ને તેવા મનુષ્યને બોલવાનું ભાન રહેતુ નથી, અને વગર અર્થનુ બડબડે

છે. તેને કોઈ પણ લાગણી રહેતી નથી. તેમજ ઝાડો, પેશાબ કરવાની પણ સુદ્ધિ ખોઇ દીએ છે. તેની યાદદાસ્ત શકિત નિર્મૂળ બને છે. આ દર્દ મટવું મુશકેલ છે. એમાં શરીર સેવાતું જઇ મરણ નિપજે છે.

૪-ઇડયસી—જેને જન્મથી ગાંડાપણું લાગુ પડે છે તેના માટે આ શબ્દ છે. આ ઇડયસી જન્મથી હોવાથી તેનો ચેહેરો પણ વાંકો-ચીકો હોય છે. અને તે ઉપરથી તેની અક્કલનું તોલ કરી શકાય છે. તેની યાદદાસ્ત શકિત હોતી નથી તેમજ તે હેવાન જેવો અક્કલ વગરનો હોય છે.

દિવાનપણું કેટલાકને ઓધ્યે ઉતરે છે તેમજ કેટલીક વેળા માથાને મોઇક પ્રકારની ઇજા, દારૂ, ભાગ, અફીણ, તંબાકુ, ગાંજો વગેરે વ્યસન, ઘણો વ્યભિચાર હસ્ત ક્રિયા, કેટલીક જાતના તાવ, કોઇ બાબત ઉપર બેહદ મન ચોહટતા ચિત્તભ્રમ થવાનો રોગ લાગુ પડે છે. મન ઉપર લાંબો વખત સુધી કોઇ જાતનું દબાણ યા કાળજી રહે યા દુઃખ થયા કરે, કોઇ અચાનક બનાવથી મનને ધકો લાગે તો દિવાનપણું લાગુ પડે છે. કોઇ વેળા ઘણો અભ્યાસ, મનન કરવું, ગોખવું તેમજ અતિ દર્વવા ભેગું ખસી જાય છે.

દિવાનપણામાં થતું ખૂન કાયદામાં સખત શિક્ષાને પાત્ર ગણાતું નથી. તેમજ દિવાના ગમે તે લખી આપે અથવા કબુલાત આપે તે કાયદામાં રદ છે. તેમા માત્ર એટલુંજ સાબિત થવુ જોઇએ કે તે ગુન્હો અગર લેખ કરતી વખતે તે આદમીનું ચિત્ત ઠેકાણે ન હોતું. કોઇ ગુન્હેગાર ગુન્હો કર્યા પછી પણ દિવાનપણાનો ઢોંગ કરે છે, પણ તે ઘણોખરો તુરત પકડાઇ આવે છે.

ચિત્તભ્રમ થતું જણાતા પ્રથમ તેનો ઇલાજ કરવો. જો ઉંઘ નહિ આવતી હોય ને સ્વપ્નો હેરાન કરતા હોય તો ઉંઘ આવવાની દવા આપવી. (અફીણ, ભાંગ, કલોરલ, હાઇડ્રેડ, કોનાયન, બ્રોમાઇડ ઑફ પોટાસ, કલોરોફૉર્મ, ડીજીટેલિસ.) દરદીનું મન સ્થિર અને ખુશી રહે તે માટે તેને સમુદ્રની મુસાફરીએ મોકલવો યા ધંધા રોજગારથી દૂર રાખી શાંત રાખવો. નબળા શરીરવાલાને પુષ્ટીકારક ખોરાક આપવો. તેને રાજી રાખવા માટે દરેક પ્રયત્ન કરવાં. મેન્યામાંથી મનુષ્ય જલદી સારો થઇ શકે છે. મોનોમેન્યામાં સુધરવાની થોડી આશા રહે છે અને ડીમેનસ્યા તથા ઇડયસમાંથી આરામ થતો નથી. નાહની ઉમરમા દિવાનપણાનો હુમલો થતાં તે સારો થાય છે. પણ મ્હોટપણે ૪૦-૫૦ વર્ષ પછી લાગુ પડતાં તે સારો થતો નથી.

દિવીદિવી—એનાં ઝાડ સાધારણ જમીનમાં અત્યંત ઉચ વધે છે. એની શિંગો ચામડાંને રંગ આપવાના કામમા ઉપયોગી છે. આપણા દેશમાં એના એક સારા ઝાડમાંથી ૬૦ રતલ વજનની શિંગો નિકળે છે. ઇંગલંડમા ૧ ટન શિંગની કિંમત ૧૫ પૌંડ ઉપજે છે, ને તેને મોકલવાનો ખર્ચ બે પૌંડ બેસે છે.

ડિસ્ટીલેશન—યાને અર્ક કાઢવો. બંધ વાસણના કોઈ પણ દ્રવની વરાળ બનાવી તે બીજા પાત્રમા ઠરવા દે છે, તેને ડિસ્ટીલેશન કહે છે. એનો ઉદ્દેશ એ હોય છે કે જૂદા જૂદા ઉષ્ણમાન ઉપર જે પદાર્થ વરાળ રૂપે ઉડે છે તેને જૂદાં જૂદા કરી શકાય છે. જે પદાર્થ વરાળ રૂપે ઉડવા અસમર્થ હોય છે તે પાછળ રહે છે, અને ઉડી જનાર પદાર્થ વરાળ રૂપ ઉપર આવી ફરી પાતળી હાલતમાં ઠરે છે. એના જેવીજ એક બીજી ક્રિયા છે તેમા ઘન પદાર્થ વરાળ રૂપે ઉડી ફરી ઘન સ્થિતિમા આવે છે. ત્યારે તે ક્રિયાને સબ્લિમેશન (ફુલ કાઢવા) કહે છે. દાખલા તરીકે ગંધકને ગરમી આપી ઉડાવત તે ફુલ ઠરતા ચૂર્ણ રૂપે ઠરે છે. તેને ફલ ઑફ સલ્ફર અને ગંધકના ફુલ કહે છે. આ અર્ક કાઢવાનાં યંત્રમા બે વાસણ હોય છે. એક તાપક (બૉઇલર) હોય છે, જેમાં અર્ક કાઢવાના પદાર્થ નખી તેની વરાળ બનાવે

છે અને બીજો શિતક (કંડેનસર) જેમાં અર્ક કાઢવાનો પદાર્થ પાતળી હાલતમાં યા ઘન સ્થિતિમાં ઠરે છે દારૂ વગેરે બનાવવાના મ્હોટાં કારખાનાઓમા મ્હોટા જથ્થામાં અર્ક કાઢવો પડતો હોવાથી તેનો શિતક વળદાર નળીના આકારનો બનાવી તે નળીને પાણીના પીપમા બેસાડેલી હોય છે અને બૉયલર ત્રાંબાનું બનાવેલુ હોય તેની ઉપર ગુંબજ જેવું ઢાંકણું હોઇ તેમા નળી બેસાડેલી હોય છે, અને જેવી બૉઇલરમાથી વરાળ ઉપર ચઢે છે કે તે વળદાર નળીમાંથી થઇ આસપાસનાં ઠંડા પાણીથી અર્ક ઠંડો થતો હેઠે ઉતરે છે.

પણ જો થોડો અર્ક કાઢવાનો હોય તો 'રિટાર્ટ' અને 'રિસીવર' નામના વાસણો કાચના બનાવેલાં હોય છે, અને કેટલીક વેળા ચીનાઇ મરોડીનાં યા ધાતુનાં બનાવેલા હોય છે. રિટાર્ટની આકૃતિ વાંકી ગરદન વાલા તુમડાં જેવી અને રિસીવરની વેગણા જેવી આકૃતિ હોય છે, તેના મ્હોડા ઉપર રિટાર્ટમાં દ્રવ નાખી સગડી અથવા બત્તીથી તેને આચ આપે છે, અને તે રિસીવર ઉપર ઠંડા પાણીમાં બોળેલા કપડાં ઉપરા સાપરી મેલવા પડે છે; આથી પાણીના વરાળથી જે થડક ઉત્પન્ન થાય છે તે માહેલા અર્ક થનાર વરાળની ગરમી ઓછી કરે છે, આથી તે દ્રવ્યસ્થિતિને પામે છે.

**દીગંબર મિત્ર સી૦ એસ૦ આઇ૦**—આ મહાન રાજદ્વારી ને પ્રજારક્ષી નરનો જન્મ ૧૮૧૭ મા હુગલી પ્રગણામાંના કોનગરમાં થયો હતો. ૧૨ વર્ષની વયે ડેવિડ હેરીની સ્કુલમાં ઇંગ્રેજી કેલવણી લેવા દાખલ થઇ ને પછી 'હિંદુ કૉલેજ'માં દાખલ થઇ ચઢતી કેળવણી સંપાદન કરી ૨૦ વર્ષની ઉમરે મુરશિદાબાદની નિઝામ સ્કુલમાં માસ્તર તરીકે નોકરીએ રહી, ત્યાંથી પછી રાજશાહીના કલેકટરની ઑફીસમાં હેડ કલાર્કની નોકરી મેળવી, પણ આ સરકારી નોકરી થાળથી છોડી ૧૮૩૮માં રાજા કીશનનાથના શિક્ષક તરીકે નેમાઇ પોતાની ચઢતી કળાનો પેહેલો પાયો રચ્યો હતો. રાજા કિશનનાથે એમને રૂ ૧,૦૦,૦૦૦ની બક્ષેસ કરી હતી. પણ રાજા કિશનનાથ જ્યારે ૧૮૪૪માં આપઘાત કરી મરણ પામ્યો ત્યારે દીગંબરમિત્ર ધંધામાં ઝીપલાવી આગળ વધ્યા. પણ ૧૮૪૯ મા કલકત્તા યુનીયન બેંક ભાગતાં પોતાની મ્હોટી દોલત ખ[illegible] છતાં વધેલા પચીસ હજાર રૂપીયા વડે મુરશિદાબાદ અને રામખોલમાં રેશમ તથા ગુલીનો વેપાર શરૂ કરી તેમાં મોટી દોલત મેળવી હતી, અને ૧૮૫૭ના બળવા સમયે નોરોના ભાવ બેસી જતાં તે ઓછે ભાવે ખરીદી લઇ સેવટે તેનો ઉંચે ભાવે વેચી મ્હોટું દ્રવ્ય સંપાદન કર્યું હતું. રાજા દીગંબર મિત્રની સરકારે અનેક વેળા જાહેર બાબતોમાં સલ્હા લઈ તે પ્રમાણે વર્તન કર્યું હતું. ૧૮૬૬માં ઓરિસામાં પડેલા ભારે દુકાળની તપાસ માટે નિમેલી કમિટિમાં સરકારે તેને સભાસદ નિમ્યો હતો, તેમાં બહુ અચ્છું કામ બજાવ્યું હતું. રાજા દીગંબર મિત્ર પોતાની બાહોશીથી સરકારને અવારનવાર એક ઉત્તમ સલ્હાકારક થઇ પડતા જોઇ ત્રણ મરતબે બંગાળની લેજીસલેટિવ કૌન્સિલના સભાસદ તરીકે નેમ્યા હતા. ૧૮૭૬ માં એમને સી. એસ. આઇ; ને ૧૮૭૭માં રાજાનો માનવતો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. મરણ ૧૮૭૯માં ૨૦મી એપ્રિલે નિપજ્યુ હતુ.

**દીબ્રૂઘર**—આ મુખ્ય વેપારી શેહેર કલિબ્હલેડની તથા ઓહિઓની ઉત્તર પશ્ચિમ રેલ્વે માર્ગ ૧૭૮ મૈલ ઉપર ને સમુદ્ર માર્ગે ૧૨૫ મૈલ ઉપર તથા ચીકાગોની પૂર્વે ઉત્તર પૂર્વમાં ૨૮૪ મૈલ ઉપર છે. આ શેહેર ઉચા મેદાનમાં બંધાયલું હોય તેના રસ્તા પોહળા પણ ઝાડોની ઘટાથી છવાયલા છે. મુખ્ય વેપાર ઉદ્યોગ, લોઢું, યંત્રકામ, રેલ્વે ગાડી, આટો, દારૂ, સીગાર, ચામડું, બુટ અને શૂ વગેરેનાં કારખાના છે. આ શેહેરમાંની સરકારી સભા રતો ઘણુંજ રોનકદારછે. ફ્રેન્ચોના તાબામાં

૧૬૧૦ માં આ શેહેર આયું પણ ૧૭૬૩ માં બ્રિટીશોને ફરી સ્વાધિન કરવામાં આવ્યું હતું, અને ૧૭૬૯માં ફરી યુનાઇટેડ સ્ટેટને હાથ આપી દેવામાં આવ્યું હતું. લોકવસ્તી ૧૮૭૦ માં ૭૫૫૭૭ ની, ૧૮૮૦ માં ૧૧૬૩૪૦ ની ને હાલમાં ૨૦૫૮૭૬ ની છે.

દીન—જરથોસ્તી એતેકાદ મુજબ ધર્મના ડાહપણ ઉપર આ ઇજદ મવકલ છે. એ નારીજાતી ઇજદ છે. તે ધર્મના ફાયદારૂપી ઉત્તમ ખોરાક આપનાર, પરોપકારી, અશો અને સદાસિક છે. આ ઇજદ દુષ્પદ દર્દો દૂર કરે છે. અસલથી ચાલતા આવેલા વેહેમ મુજબ એ દિવસે જન્મેલું બાળક કમતાલે હોય જલ્દી મરે. એ દિવસે સારાં કામો આરંભવાં. એ રાત્રે દીઠેલા સ્વપનાનું ફળ ૧૦ દિવસમાં ફળે. એ દિવસે ખોવાયલી વસ્તુ તથા નહાશી ગએલો મનુષ્ય પાછો મળે નહિ. રાત્રે સ્વપનામાં સાંપ જણાય તો મુરાદ બર આવે નહિ. એવો ચાલુ વેહેમ પ્રચારમાં છે.

રાજા સર—દીનકરરાવ—દીવાન— આ જાણીતા રાજકુવારી નરનો જન્મ સિંધ્યાના રાજ્યમાં ૧૮૧૯ માં થયો હતો. એનો પિતા તથા દાદો એ રાજ્યમાં સુબાગિરિનો માનવંત દરજ્જો ભોગવી ગયા હતા. દીનકરરાવે ઉંચી કેળવણી લઇ રાજ્યમાં મ્હોટા ઓધા ભોગવ્યા હતા. ૧૮૫૧ માં મહારાજા જયાજીરાવના વખતમાં દીવાનપદ પર આવ્યા હતા. આ વેળા ગવાલીયરમાં રાજગાદી માટે વાંધો ઉઠતાં દીનકરરાવે ચાંપતા બાહોશીભર્યા ઇલાજોથી સમાધાની પાથરી ૧૮૫૪ માં જયાજીરાવ ગાદીનશીન થતાં દીનકરરાવને દીવાનપદ ઉપર કાયમ રાખ્યા હતા. ૧૮૫૭ ના બળવા સમયે સિંધ્યાનું લશકર બેદિલ બની બ્રિટીશ સામે થવાની અણીપર હતું, પણ દીનકરરાવની વફાદારી અને કુનેહબાજીથી તેમને એણે દાબી રાખ્યા હતા; પણ છેલ્લે જ્યારે આ બળવાખોરોનું બળ વધ્યું ત્યારે મહારાજા તથા દીનકરરાવ દિલ્લી તરફ નહાશી ગયા પણ તેટલાં બળવાખોરોનું બળ નરમ પડતાં દીનકરરાવે ગીવાલેહ ઉપર કાબુ મેળવ્યો હતો. તે પછી લૉર્ડ કેનિંગે દીનકરરાવની વફાદારીની કદર બુજી આગ્રામાં ભરાયલી વફાદાર રાજપતિઓ અને સરદારોની દરબારમાં સર દીનકરરાવને કાશીમાં મ્હોટી જાગીર ને સનદ બક્ષી હતી, ૧૮૬૧ માં નામદાર વડી સરકારની પેહેલી ધારાસભામાં એમને બેઠક મળી હતી. તે પછી સર નાઇટનો ખેતાબ બક્ષ્યો હતો; તથા ૧૮૭૭ માં દિલ્લી દરબારમાં 'રાજાનો માનવતો ખેતાબ બક્ષ્યો હતો. ૧૮૮૪ માં લૉર્ડ ડફરીને આ ખેતાબ વંશપર પરાએ ભોગવવાનો હક બક્ષ્યો હતો. દીનકરરાવનું મરણ ૨ જી જાનેવારી ૧૮૯૬માં ૭૭ વર્ષની વયે નિપજ્યું હતું.

દીનડીગલ—મધરાસ ઇલાકામાંનું શેહેર. મદરાથી રેલ માર્ગે ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૪૦ મૈલ ઉપર છે. વસ્તી ૧૪૧૮૨ ની છે.

દીનશાહજી એદલજી વાચ્છા—આ જાણીતા સ્વદેશ હિતકારીનો જન્મ ઇ. સ. ૧૮૪૪ માં ૨ જી આગસ્ટે મુંબઇમાં થયો હતો. એમણે પ્રથમ કેળવણી એલ્ફીન્સટન ઇન્સટીટ્યુશનમાં દાખલ થઇ લીધી હતી; અને ત્યાંથી ૧૮૫૮ માં એલફીન્સટન કૉલેજમાં દાખલ થઈ પોતાની ચપળ બુદ્ધિથી સારો અભ્યાસ કર્યો હતો. કૉલેજમાં અભ્યાસ પુરો કરતાં એમણે પ્રથમ વ્યાપારમાં પડી પોતાની કારકીર્દિની શરૂઆત કરી હતી. એઓ મીલના માલેકોની આગેવાની તળે ચાલતી સમાજનાં એક બાહોશ મભાસદ છે. એમને જુવાન વયથીજ વર્તમાનપત્રોમાં જાહેર બાબતો પર લખવાનો શોખ હોવાથી જાણીતા વર્તમાન પત્રોમાં એમણે ચાલુ લખાણો કરતા રહ્યા છે. "ઇન્ડીઅન સ્પેકટેટર" પત્રની કારકીર્દિમાં લાંબી મુદત સુધી એમણે ઉપયોગી અને આગેવાન ભાગ લીધો હતો. એમણે દેશ સ્થિતિ કિર્તિ પ્રકરણ વિષયમાં તેમજ

મેહેસુલની બાબતમાં સારી માહિતી ધરાવે છે. એમના બેહોળા જ્ઞાન સબંધથી અને તેમના પાકટ અનુભવ માટે મી૦ ડીગબીએ અલાહબાદમાં ભરાયલી ૪થી નેશનલ કૉનગ્રેસમાં બારે વખાણ કર્યાં હતાં. મુબઇના જાણીતા કયસરે હિંદમાં ઇંગ્રેજી કૉલમો ઉપર પણ એમનેજ કાબુ ચાલુ જોવામા આવે છે. તેમજ એવણે મુંબઇની મ્યુનિસીપાલીટીના એક કમીશનર તરીકે ચાલુ કારકીર્દિમાં મુંબઇની પ્રજાની અપક્ષપાતપણે સેવાઓ એવી તો બજાવી છે કે એમની હમેશની ચુટણી બીન હરીફાઇએ પ્રજા તરફથી થતી આવી છે. એવણુ નેશનલ કૉનગ્રેસના એક ચુસ્ત હિમાયતી અને તેના ઑ૦ સેક્રેટરી તરીકે ચાલુ કારકીર્દિ ભોગવતા આવ્યા છે મી૦ વાચ્છાએ સરકારની ખર્ચાળુ રાજનિતિ વિષે તેમજ નીમક અને આબકારી સબંધી કૉનગ્રેસની આગળ આપેલાં ભાષણો અભ્યાસ કરવા લાયકના નિવડયા હતા "આપણા ઇલાકાની આબકારી ગોઠવણ" આ વિષયની તેમની નોધ જે ઇ સ. ૧૮૮૮ મા પ્રગટ થઇ હતી તે ઘણો અગત્યનો લેખ ગણાયો છે. ૧૮૯૪ મા મુબઇમા મળેલી "પ્રોવિન્સીઅલ કૉનફરન્સ" આગળ એવણે આપેલું ભાષણ ઘણું અગત્યનું હતું. તેમજ ૧૮૯૫ માં બેલગામમાં મળેલી કૉનફરન્સના પ્રેસિડંટ તરીકે એવણે અગત્યનું છટાદાર ઉંડા જ્ઞાનથી ભરપૂર જે ભાષણ કર્યું હતું તે પરથી એમની વિદ્વત્તા વધારે પ્રકાશિત થઇ હતી. ઇ. સ. ૧૯૦૧ મા કલકત્તામાં ભરાયલી નેશનલ કૉનગ્રેસનુ પ્રમુખ પદ એમને મળ્યું હતુ. તે વખતે એક પ્રેસિડંટ તરીકે આપેલું છટાદાર ભાષણ બારે વખણાયું હતુ. એવણુ મુબઇની સિટી ઇમપ્રૂવમેંટ ટ્રસ્ટના પણ એક અગત્યના સભાસદ હોઇ ઘણી વેળા પોતાની અપક્ષપાત હકતથી પ્રજા હાજતોને જાહેરમાં મેળે છે.

**સર દીનશાહ માણેકજી પીતીત બારોનાઇટ**—આ સાહસિક વેપારી અને હમકોમ તથા સાર્વજનિક સખાવત કરવામાં મશહૂર થએલા નરનો જન્મ ઇ. સ. ૧૮૨૩ માં ૩૦મી જુને મુંબઇમાં થયો હતો. બાળ વયમાં પોતાના વખતની રૂઢી મુજબ પ્રથમ ગુજરાતી બાપાનો અભ્યાસ કરી ૯ વર્ષની ઉમર બાદ ઇંગ્રેજી કેળવણી ખાસ ઇંગ્રેજી શિક્ષકનાં હાથ તળે લીધી હતી. ૧૪ વર્ષની વયે ઇ. સ. ૧૮૩૭ માં ૨૭ મી ફેબ્રુવારીએ એમનાં લગન તે વખતના જાણીતા મી૦ ફરામજી બીખાજી પાંડેના બેટી બાઇ હમાઇજી સાથે થયાં હતાં. આ બાઇનું સાસરીયામાં નામ સાકરબાઇ રાખવામાં આવ્યું હતું, જેવણ, સર દીનશાહજીને નાઇટનો ખેતાબ મળ્યા પછી લેડી સાકરબાઇને નામે પોતાની બેહોળી સખાવત તથા સદગુણોથી જાણીતા થઇ ગયા હતા. (જુઓ લેડી સાકરબાઇ.)

સર દીનશાહજી પ્રથમ મી૦ ડાયર રીચમંડની કુ. માં ૧૮૪૦ માં રૂ૧૫ ને પગારે નોકરીએ રહી, રફતે રફતે તેજ પેઢીની નોકરી દરમ્યાન. વેપારપર લક્ષ આપવા માડયું હતું; અને ત્યા પોતની ચાલાકીથી રૂ ૧૦૦ ને ચઢને પગારે આગળ જીંદગી શરૂ કરી હતી. આ પેહેડીમાં એમનાં પિતાજી મુખ્ય વહીવટદાર હોવાથી પાછળથી ઉપલી કું૦માં અનેક ફેરફારો થતાં એવણે માણેકજી નશરવાનજીના છોકરાઓની કુંપનીને નામે અનેક પેઢીની દલાલીનું કામ આરભીયું હતુ. ૧૮૫૯ માં ૨૧ મી મેએ એમના પિતાના મૃત્યુ પછી એવણે પોતાના ભાઇ શેઠ નશરવાનજી સાથે વેપાર આગળ વધાર્યો હતો ને ૧૮૬૪ મા બેઉ ભાઇઓએ ૨૪ લાખની પોતાના પિતાની દોલત તથા વેપાર વેહવારી નક્કી વેહેચી લઇ જૂદા પડયા હતા. તે પછી વેપાર બેહોળા પ્રમાણમાં વધારી ૧૮૬૫ ના મુબઇના શેર સટાના ગડબડીયા હિંગામ દરમ્યાન રૂના વેપારમાં દુરઅંદેશીથી પડી સારી દોલત મેળવી હતી.

ઇ. સ. ૧૮૫૫મા પ્રથમ પોતાના પિતાજીની ભેગી મદદથી ઓરીઅટલ. મીલ ચાલુ કરી, ૧૮૬૦ માં માણેકજી પીતીત સ્પીનિંગ

એન્ડ વિવીંગ કું૦ મીલ ઉભી કરી, તે પછી એમણે હાઈડ્રોલિક પ્રેસ, બોમ્બે ડાઈંગ વર્ક, તે પછી ૧૮૭૪ માં મઝગામ મીલ તથા વિકટોરીયા મીલ, તથા દીનશાહ માનેકજી પીટીટ મીલ્સ, તથા ફરામજી પીટીટ મીલ અને ગોરડન મીલ એવી એક પછી એક સુતર કાપડનાં મોહળા વિસ્તારવાલા ઉદ્યોગનાં કારખાનાઓની એવણે પોતાની માલેકી તળે સ્થાપના કરી, મીલ ઉદ્યોગના રાજાનું પદ પામ્યા હતા.

સર દીનશાહજીએ વેપાર વેહવારમાં જેમ નામના મેળવી હતી, તેમ જાહેર કામોમાં ભાગ લઈ નામદાર સરકાર તરફથી પણ જાહેર માનપાન મેળવવા નશીબવંત નિવડયા હતા. એમની જાહેર ઝીંદગીની શરૂઆત ૧૮૫૪ થી થઈ હતી. તેમાં સરકાર દરબારમાં ચોકસ ઑનરરી ઓહ્દાના હક્કો ઉપરાંત જુદા જુદા જાહેર ખાતાંના ડીરેકટર, પ્રમુખ વગેરેના માનવંતા ઓહ્દા ભોગવ્યા હતા. મુંબઇ બેંકના એવણ ૧૮૬૮ થી તે ઠેઠ ૧૮૭૭ સુધી એક ડીરેકટર હતા. ૧૮૮૬ માં મુંબઈ કારપોરેશનના એક સભાસદ થયા પછી ૧૮૮૯ માં મુંબઈના શેરીફ તરીકે નેમાયા હતા. તે પછી એજ વર્ષમાં ૧૭ મી ફેબ્રુઆરીએ મહારાણી વિકટોરીયાની જુબેલી ટાંકણે સર નાઈટનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. જે પ્રસંગે એમના લગનને પણ ૫૦ વર્ષની મુદત ગુજરેલી હોવાથી તેનો સામટો મોહોત્સવ પાળવામાં આવ્યો હતો. તેમજ એજ સાલમાં નામદાર વડી સરકારની ધારા સભાના એક સભાસદ તરીકેની નેમણુંક કરવામાં આવી હતી. તે પછી ૧૮૯૦ માં એમને બારોનાઈટનો અતિ માનવંતો વંશપરંપરાનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો.

સર દીનશાજી પોતાના બુધ્ધિબળ, વેપારી કુનેહ, જાહેર ઝીંદગી માટે જેટલા જાણીતા થઈ ગયા છે, તેથી વધારે પોતાનું નામ પોતાની ઓહાળી સાર્વજનિક સખાવતોથી કાયમનું યાદગાર કરી ગયા છે. એમની ખાનગી સખાવતો સાથે કુલે સખાવતનો આંકડો ૩૪ થી ૩૫ લાખનો થએલો છે. પણ જાહેર સખાવતનો થએલો આંકડો રૂ. ૨૭,૫૭,૪૩૪ નો નીચલી ટીપ ઉપરથી જણાશે.

૧૦,૫૮૮૧ મુંબઈનાં પારસી પંચાયતમાં પોતાના તથા છોકરાઓને નામે ખાતાં પડાવી જુદાં જુદાં ધર્મખાતાંઓમાં આપેલાં.

૨,૬૨૨૯૯ મુંબઇની પારસી પંચાયતના જુદાં જુદાં ધર્મખાતાઓમાં સગાં સ્નેહિઓમાં પુન અર્થે આપેલાં.

૯૮૦૭૨ ઇરાન દેશના ગરીબ જરતોસ્તીઓની હાલત સુધારવાનાં તથા મુંબઇના લાચાર ઇરાનીઓનાં ફંડમાં. તથા ઇરાન દેશના અને મુંબઇના ઇરાનીઓના ધર્મખાતાઓનાં ફંડમાં.

૫૨૩૪૭ અગીઆરી, આદરીઆન, આતશબેહેરામ વગેરેનાં ફંડમાં.

૪૫૫૨૫ નસાખાના, સગડી વગેરે બંધાવા પાછળ.

૧૮૬૨૦ દોખમાંઓના ફંડમાં.

૪૨૭૦૫ ઇજશને, જશન, ધબાર તથા રૂવાનોને અવસમંજલ પોંહચાડવાના તથા બાહેરગામોની જરતોસ્તી અન્જુમનોનાં ફંડોમાં.

૩,૦૦,૦૦૦ વિકટોરીયા જુબીલી ટેકનિકલ ઇન્સ્ટીટયૂટ સ્થાપવા માટે મદદ.

૪૮૬૦૦ લેડી શાકરબાઇ દીનશાહ પીટીટ જાનવરોની ઑસ્પીટલ માટે.

૩૧૦૦૦ સર દીનશાહજી પીટીટ નેટિવ બરોકર્સ એક્ષચેંજ હૅાલ માટે.

૨૫૦૨૩ કલકત્તા ખાતે જાનવરો માટે એક ઑસ્પીટલ બંધાવવા સારૂ.

૫૩૫૭૧ ગરીબ જરતોસ્તીઓનાં રહેઠાણો બાંધવાના ફંડ હસ્તક ચાલીઓ બાંધવા માટે.

૧,૯૪,૬૫૨ દવાખાના, લેપર હોમ, જાનવરોની ઑસ્પીટલો. તથા સુવાવડખાના માટે.

૧,૫૧,૦૭૫ સ્કુલો બાંધવાં તથા સ્કુલો, કૉલેજો વગેરે કેળવણીખાતાંના નિભાવવાનાં ફંડોમાં.

૮૭૮૯૦ ગરીબ છોકરાઓને કેળવણી આપવા, કૉલેજો અને સ્કુલોમાં શીખતા છોકરાઓને પગાર આપવા, દાકતરપણુ તથા હુન્નરો શીખવા, સ્કૉલરશીપો, ઇનામો વગેરે આપવા તથા કેળવણીને લગતાં એવાંજ બીજાં કારણોસર આપેલા.

૮૩,૬૬૫ કુવા, તળાવ, હોજો, વગેરે બાંધવા તથા તે માટેનાં ફંડોમાં.

૧૭૫૨૧ ધર્મશાળા, સેનેટરિયમ વગેરે માટે.

૬,૪૦,૭૩૬ ગરીબોને આસરો આપવા, દવાદારૂની મદદ કરવા, દેવું આપવા, લગ્ન કરવા, સુદરેહ કુસ્તી પેહેરાવવા, સ્વાન ખરચ કરવા તથા તેવાંજ બીજા કારણોસર આપેલાં.

૧,૪૪,૯૪૭ દુકાળ, મરકી, આગ, રેલ, હુલ્લડ, લડાઇ વગેરે માટેના ફંડોમાં.

૪૨૩૨૪ પાંજરાપોળ, ગઉરક્ષક મંડળીઓ તથા જાનવરોનું દુ:ખ નિવારણ કરવા માટે.

૪૩૫૭૪ પોશન કરવા, ઑરફનેજ ફંડ, પેનશનફંડ વગેરે માટે.

૬૯૮૬૫ એસોસિએશન, લાઇબ્રેરીઓ તથા સોસાયટીઓ ઉભી કરવા તથા નિભાવવાનાં ફંડોમાં.

૫૧૭૮૯ સંગ્રહસ્થાનો, કસરતશાળા, ઇન્સ્ટીટયૂટો, કલબો વગેરેનાં ફંડોમાં.

૩૩૨૭૫ એકઝીબીશન, મ્યુઝીયમ ઉભા કરવા, અરજીઓ કરવા, રસ્તાઓ અને પુલો બાંધવા પાછળ.

૭૩૪૦૩ માનપત્રો આપવા તથા જાણીતા ગ્રહસ્થોની યાદગારી રાખવાનાં ફંડોમાં.

૩૮૯૦૧ પરસુટણ.

૨૭૫૭૪૩૪ રૂપીયાની કુલે જાહેર સખાવત કરી હતી.

આ માનવંત નરને ત્યાં ૧૪ પુત્ર પુત્રીઓની વૃદ્ધી થઇ હતી. જેમાં ૬ બેટાઓ અને ૮ બેટીઓ હતી. તેમાં ત્રણ બેટાઓ બચપણમાં મરણ પામ્યાં હતા, પણ બીજા ત્રણ બેટાઓએ એમની સાથે વેપાર વેહવાર અને જાહેર જીંદગીમાં સારૂં માન મેળવ્યું હતું (જુઓ ફરામજી તથા બહમનજી પીટીટ). એમના મેહેરદાર લેડી શાકરબાઈ પીટીટ પણ પોતાની જાહેર તેમજ ખાનગી સખાવતથી નામના મેળવી ૧૮૯૦ માં મરણ પામ્યાં હતાં. સર દીનશાહજી પોતાની બુઝેર્ગ વયે બોહોળો કુટુંબ પરિવાર મેળી ઇ. સ. ૧૯૦૧ માં ૫ મી મે એ મરણ પામ્યા હતા.

**દીન્સટર**—આ રશિયન નદી આસ્ટ્રિયન ગેલેશિયામાં કાર્પેથિયન પર્વતમાંથી વહેતી દક્ષિણે દક્ષિણ પૂર્વમાં ૬૫૦ મૈલ વહે છે. આ નદી કાળા સમુદ્રમાં ૧૮ મૈલ લાંબા ને ૫ મૈલ પોહળા સરોવર દ્વારે દાખલ થાય છે.

**દીનાજપૂર**—રાજશાહી કુચ્ચ બિહાર જીલ્લામાંનો એક ભાગ. એનું ક્ષેત્રફળ ૪૧૧૮ ચૌરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૧૫૧૪૩૪૬ ની છે. આ જીલ્લાને તાબે ૬૯૨૧ ગામ તથા શેહેરો છે. દર ચૌરસ મૈલે વસ્તીનું પ્રમાણ ૨૧૯ નું છે. વસ્તીમાં ૭૧૬૬૩૦ હિંદુ, ૭૯૫,૮૨૪ મોહમેદન, ૪૫૭ ખ્રિસ્તી અને બાકીના સંતાલ છે. આ જીલ્લો ઇ. સ. ૧૭૬૫ માં બંગાલની બ્રિટીશ સત્તા તળે આવ્યા પછી તુરતજ તાબે થયો હતો.

મુખ્ય પાક મકાઇ, ચણા, તેલી બિયાં, તંબાકુ, જ્યુટ, શેરડી, ખાવાના પાન વગેરેનો થાય છે. આ ભાગમાં ઢોરો પુશકળ મળે છે. અત્રે ચોખાનો પાક ઘણો મ્હોટો થાય છે. આ જીલ્લામાં કેલવણીનો બોહોળો પ્રસાર થયો છે. ૧૮૫૬ માં ત્યાં માત્ર ૧૦ શાળાઓ હતી તે વધીને ૧૮૭૦ માં ૨૪૭ ની સંખ્યા ઉપર ગઇ હતી. ૧૮૮૨ માં ૪૮૭ સરકારી શાળાઓ હતી. તેમાં ૧૧૧૮૮ વિદ્યાર્થીઓ ભણતા હતા. આ ઉપરથી દર ૮ ચૌરસ મૈલે ૧ શાળાનું પ્રમાણ આવે છે. દીનાજપુરની મ્હોટી શાળામાં ૧૮૫ વિદ્યાર્થીઓ ભણે છે. અત્રે ૬૦ થી ૭૦ ઈંચ વરસાદ વરસે છે.

થંડી ૬૩ અંશ પડે છે, ને ગર્મી વધતામાં વધતી મે માસમાં ૧૦૪ અંશ પડે છે. આ ભાગમાં તાપ, કોલેરા, અને સહિઅડના દર્દનો ઉપદ્રવ વધારે છે.

ઉપલાનું મુખ્ય શેહેર દીનાજપૂર પૂર્ના ભાગા નદી કાંઠે છે. તેમાં વરતી ૧૨૫૬૦ની હોઈ મુખ્ય વરતી મોહમેદનોની છે. ગામ ૩૨૦૦ એકર ઉપર છે.

દીનાર—એને લૅટિનમાં દીનારિયસ અને સસ્કૃતમાં દીનારા કહે છે. રોમન દીનાર ૬૦ ગ્રેનનો ગણાતો હતો. સંસ્કૃત દીનારા '૩૨' રતી અથવા ૬૪ ગ્રેનનો ગણાતો. ગુપ્તબતુતાએ દીનાર નામ સુન્નાના નાણા માટે વાપરેલું છે, પણ ખરું જોતાં આ નાણું ચાંદીનું ચલણમાં હતું. કેટલેક ઠેકાણે દીનાર અને દીરહમમાં પણ ફરક હતો. અકબરના અમલમાં ચલણમાં દીનાર સુનાનો હોઇ તે ૧ મીસકાલ વજનમાં હતો; એટલે ૧ દીરહમ. ૧ મીસકાલ એટલે ૪ તાસુજ બરાબર ગણાતો.

રોમમાં ચાલતા દીનાર ચાંદીના બનાવવામાં આવતા હતા. ઈ. સ. પૂર્વે ૧૯૯ માં તેને પ્રથમ ચાલુ કરવામાં આવ્યા હતા. પ્રથમ તેનું વજન ૬૦ ગ્રેનનું ને પાછળથી તેની કિંમત ૫૨૦૫ ગ્રેન ભાર હતી. પ્રજા સત્તાક રાજ્ય વેળા તેની કિમત ૮॥ પેન્સની અને તે પછી ૭॥ પેન્સની થઇ હતી.

દીનેન્ટ—બેલજીયમમાંનું શેહેર. મ્યૂસી અને યુનખડીના પહાડ વચ્ચેના સાંકડા ભાગમાં સમાયલું છે, નેમરતી દક્ષિણે ૧૭ મૈલ ઉપર છે. અત્રે 'રનું' કાંપડ સુતર તથા કાગળ, લોહું, આલની બીસકોટ બનાવવાના કારખાના છે. વરતી ૬૭૭૩ ની છે.

દીનેપર—આ જાણીતી નદી ઉત્તર રશિયન પ્રાંત સ્મોનસ્કરકના વૉલગા અને પશ્ચિમ દાવના પાસેથી નિકળી દક્ષિણે ૧૩૩૦ મૈલ વહેતી માર્ગમાં કીફ, એકાતરીનો પ્યાલ અને અલેકઝાન્દ્રોવ્સ્ક થઈ કાળા સમુદ્રને મળે છે.

દીપક—હિંદી સંગીત શાસ્ત્રમાં આ રાગનું અતિ રસીલું વર્ણન જામજા મળે છે; પણ એ રાગ ગાવાની કળા કોઇ જાણતું નથી. માત્ર અકબર બાદશાહના અમલમાં થઈ ગએલા તાનસેન ગવૈયાએજ તે ગાઇ બતાવ્યો હતો, જે પછી તે કદી કોઇએ ગાઇ બતાવ્યો હોય એવું સંગીત તવારીખમાં જણાતું નથી.

આ રાગ મહાદેવના પૂર્વ દીશા તરફના મુખમાથી અથવા સૂર્યના તેજમાથી આપોઆપ પ્રગટ થએલો કહેવાય છે. મુસલમાનો એની ઉત્પત્તિ વિશે એવી કથા દર્શાવે છે કે આ રાગ 'સુલ્કહુકમા' મહાન ગવૈયાના જમાનામાં ઉત્પન્ન થએલો 'મુરતકાર' અથવા 'કકનુસ' નામના પક્ષીની ચાચના છિદ્રોમાંથી ઉત્પન્ન થયો હતો. આ રાગની તેજી અને તેના સરોદની મન ઉપર અગ્નિ જેવી અસર થતી જોઇ સુલ્કહુકમાએ તેનું નામ દીપક રાખ્યું હતું. આ રાગ કોઈ પણ રાગણીનાં મિશ્રણ વિનાનો તદન શુદ્ધ છે. એની સરગમ નીચે મુજબની છેઃ—

સ નીધપ, નીધસની, રેસનીધસ, નીગરમગ;
રેસની સરમ, ગરગસ, પસનીસની, રસનીધ,
નીધપમપ, ગરસરમ, ગરગરેસ, ગપધપમ,
પની સનીધની પમગર, ગરરસની સમગર,
ગસનીધપ, નીસપની સનીધ.પધપ, પમગસ.

આ રાગ સુંદર તેજરવિ સ્વરૂપનો હોઇ લાલ વસ્ત્ર પેહેરેલો, મસ્ત હાથીપર સ્વાર હોઇ સ્ત્રી સમુદાયમાં બાલ છુટા મેળી બેઠેલો અને મધૂર સ્વરથી ગાયન ગાતો દેખાય છે. કોઇક જણાવે છે કે અંધારી ઓરડીમાં ચંદ્રમુખી દાસી કુંવરી સાથે વિલાસમાં પડેલો સુંદર કાંતિમાન દિપક છે.

આ રાગ ગાવાનો વખત 'ગ્રીષ્મઋતુમાં યાને જેષ્ટ તથા આષાઢ માસમાં ભર બપોરે યા સાંજના સમયનો ઠેરવેલો છે. આ રાગ ગાવાથી દીવા પોતાની મેળે પ્રગટ થાય છે, તેમ ગાનારના જીગરમાં બળતરાં ઉઠી સાંભળનારના દિલમાં ઇશ્કનો આતશ ઉત્પન્ન થઇ મસ્ત બનાવે છે. એના ગ્રહ સ્વર ખરજ અથવા રિખવ છે, અને કેટલાક જણાવે છે કે આ રાગ કેદારને મળતો છે.

આ રાગ ગાવો ઘણોજ મુશ્કીલ વર્ણલો છે. ઘણાક શાસ્ત્રીઓ આ રાગને કેદાર રાગના જેવો હોવો જોઇએ એમ જણાવે છે, પણ એક બંગાળી વિદ્વાન તેને શુદ્ધ સંપૂર્ણ રાગના વર્ગમાં મેળે છે, એટલે એ ૧૨ સૂરનો બનેલો છે.

દીપક રાગ ગવાનો બંધ પડવા વિશેની એક એવી દંતકથા પ્રસિદ્ધ છે કે એક સમે શેહેનશાહ અકબરે દીપક રાગ ગાવાનો હોકમ બધા ગવૈયાઓને આપ્યો; પણ તે કોઇ બરાબર ગાઇ શકયું નહિ. છેલ્લે ઉસ્તાદ તાનસેનને ફરમાસ થઇ. પણ તાનસેને આ રાગ ગાવાથી ગાનારનાં તનબદનની હાની થશે એવું જણાવી ગાવાની ના પાડી. પણ પાદશાહ બજીદ થવાથી નાચારીએ તાનસેને તે રાગ ગાયો આ રાગ તાનસેને એવી તો ઉત્તમ રીતે ગાયો કે તેનાથી દિવા સળગી તમામ દરબારને મસ્ત અને તુફાની બનાવ્યું; પણ તેના જુસ્સા અને તાનસૂરથી તાનસેનની હાલત અગ્નિથી દાઝેલા જીગર જેવી થઇ. તે પોતાની હોશ ગુમાવી બેઠો ને માથાનો ફેરાઉન થયો. પાદશાહે આથી મેઘરાગ અનેકની પાસે ગવાડયો પણ તેના તનબદનની અગન કોઈ બુજાવી નહિ શકવાથી તે જંગલે જંગલ ભટકવા લાગ્યો એમ કરતાં કેટલીક મુદત પછી તે 'વડનગર' માં આવી ચઢયો; ત્યાં એક કુવા પાસે બેતાબ થઇ બેઠો. તેટલાં ત્યાં કોઈ બે નાગરકન્યાઓ પાણી ભરવા આવી; તેમની નજર તાનસેનપર પડતાં તે કુશળ સંગીતશાસ્ત્રી સ્ત્રીએ તેની હાલત વરત પારંખી બોલી કે "એ કોઇ દીપકનો બળેલો છે." આ તેમના માર્મિક શબ્દો સાંભળતાં તાનસેન તેમની પાસે દોડી જઇ તેણીએ તેની હાલત કેમ જાણી તે પુછયું. તેઓએ તાનસેનની બધી હાલત જાણી લઇ પોતાની સંગીતશાસ્ત્ર વિદ્યાની માહિતી જણાવી તેના તનબદનની અગન સંપૂર્ણ તાનસૂરમાં મેઘ રાગ ગાઇ ઉતારવાનું વચન આપ્યું. એક દિવસે તે બન્ને સ્ત્રીનાં પતી પરદેશ કામે ગયા હશે તે તક હાથ કરી તાનસેનને પોતાને ઘરે તેડી ગયા, અને તેની પાસે વચન લીધું કે આ વાત કદી કોઇને કહેવી નહિ. પછી તેઓએ મેઘ રાગ મધ્ય રાત્રે ગાવાનો શરૂ કર્યો, જેથી આકાશપર ઢગો છવાઇ વર્સાદની છાંટીઓ પડવા માંડી, ને તાનસેનના મનપર એવી તો થંડી અસર થઇ કે તેના તનબદનની અગન તદ્દન નાબુદ થઇ. તે પછી તાનસેન તેમને પગે લાગી અકબરની દરબારે પાછો ગયો. ત્યાં શાહે અત્યંત બજીદ થઇ બધી ખબર તાનસેનથી જાણી, એક વેળા કોઇપણ જોખમે તે રાગ પેલી બ્રાહ્મણી સ્ત્રી 'તાનો' અને 'નાના' (જે તેમના નામ હતા.) ના મુખથી સાંભળવાની ઇન્તારૂ બતલાવી. એક વેળા ગુજરાતની સ્વારી દરમ્યાન તેઓ વડનગર જઇ પોહચ્યા. ત્યાં તાનસેન મારફતે તાના અને નાનાને પોતાના તંબુમાં તેડાવી મેઘ રાગ ગાવાની અરજ કરી. તાના તથા નાનાને પાદશાહે ગાયન ગાવા માટે તેડેલી જાણી, તેમના ખેશ કુટુંબી તથા ખાવિંદને માઠું લાગ્યું પણ પાદશાહી હોકમ આગળ તેઓ નાચાર થયા; પણ તાના અને નાનાની અવસ્તા તો જુદીજ થઇ. તેઓએ પાદશાહી ફરમાન મુજબ મેઘરાગ ગાઇ રહેતાજ પોતાનાં પેટમાં કટારી મારી પ્રાણ મેલ્યા. તાનસેને આ બે કુશળ સંગીતશાસ્ત્રી અબળાને પોતાને લીધે આવી રીતે શરમને લીધે પ્રાણ ખોતાં જોઇ તેણે તે દિવસે કસમ

સીધા કે "હું આજ . પછી કદી દીપક રાગ ગાઈશ નહિ; તેમ હવે પછી કોઇ પણ ગવૈયો ગાશે તો તે શ્રાપીત થશે." એવું કહેવાથી તે પછી આ રાગની હસ્તી સદાની નાબુદ થઇ છે.

દીપક રાગનાં આંઠ પુત્રો તથા આંઠ ભાર્યા છે.—દેશી કામોદી, નટ, કેદાર, કાન્હરા કુતલ, કમલ, કલિંગ, ચંપક, કુસુમ, રામ, લિંહિમ, હિમાલ.

દીપરો—આ હિંસક પ્રાણી હિંદુસ્તાન, લંકા, એશિઆના બીજા ભાગોમા તથા આફ્રિકામાંના જંગલોમાં વસે છે. એ વાઘના જેવડો પણ મ્હોટો હોય છે. દીપડો ચિત્તા જેવો ચપળ, લુચ્ચો ને ઝડપી છે. જંગલમાં મળતાં પશુઓનો શેકાર કરી તે પોતાનો નિર્વાહ કરેછે. શેકારીઓની સામે એ બેહદ બળતવારીથી લડે છે અને તેથી એનો શેકાર ઘણી સાહ્વચેતીથી કરવો પડે છે. દીપડો ઝાડ ઉપર પણ બિલાડી પ્રમાણે ચઢી શકે છે. એની ચામડી ઉપર રંગીન ટપકાં હોવાથી એ ઝાડનાં પાંદડામાં ભરાઇ રહેવા છતાં તુરત નજરે પડતો નથી. આ પ્રાણીને બચપણથી પાળયો હોય તો તે હળીમળી જાયછે.

દીપદાન—હિંદુ ધર્મ એત્તેકાદ મુજબ મનુષ્ય મરણ પામતાં ૧૦ મે દિવસે બ્રાહ્મણને આ દાન આપવામાં આવે છે, જેથી યમપુરીમાં પ્રેતને તે ઉપયોગી થઇ પડતું માનવામાં આવે છે. કાર્તિક સ્નાનમાં દીપદાનનું મ્હોટું પુન્ય વર્ણેલું છે.

દીપમાળા—એના ઝાડ સીધાં ઉગતાં હોઇ તે એક માનસપૂર ઉંચાં વધેછે. એના પાંદડા કાતરાદાર હોય છે, અને હાથના અથવા વેહેંતના અંતરે મૂળ પાસેથી એક ઉપર એક એવા ઝુંડ લાગે છે. તે ઝુંડ બારીક કુમેથી વ્યાપી રહેલા હોય છે. આ ઝુંડ ઉપર બારીક રાતા રંગના ફુલો આવે છે. ઝુંડમાં દાણાં બારીક એવાં બી હોય છે. એ સવત્ર થાય છે.

દીપવતી—અથવા પંચકોશી. ગોવાપુરીમાંના ચુડામણીની અગ્નિ દિશાએ આવેલો ટાપુ. એને પ્રાચીન કાળમાં દીપવતી કહેતા હતા. દીપવતીનું ઉત્તર અક્ષાસ ૧૬ થી પૂર્વ રેખાંશ આશરે ૭૫ છે. આ ટાપુ ગોવા શેહેર સામે છે. એમાં ખ્રિસ્તીઓનીજ વસ્તી છે. આ ટાપુનું પ્રાચીન કાળમાં દીપવતી નામ હતું, એમ સહ્યાદ્રિ ખંડ ઉપરથી જણાય છે.

गगा तु मध्यमे भागे क्षेत्र दीपवति स्मृत ।
कोराढ्य च विस्तीर्णं केवलं पुण्यवर्धन ॥
(સહ્યાદ્રીખંડ અ૰ ૮૩.)

દીપવતી શિવાય આ ટાપુને પંચકોશી એવું પણ એક નામ હતું. દીપવતી શબ્દમાંનો દીપ એનો 'દીવા' એવું મરાઠીમાં થએલું રૂપાંતર આ ટાપુનું નામ બદલવા કારણભૂત બની 'યૂક્ત' એવા અર્થનો જે પ્રત્યય 'વતી' માહેલો 'વ' એ અક્ષરનો લોપ થતો ગયો; આથી દીપવતી = દીવા + વતી = દીવા + તી એમ રૂપ સિદ્ધ થયું. આ રૂપાંતર અત્રેજ નહિ ચોભતા (તી) આ દંત્યાક્ષરને ઠેકાણે (ડી) મુર્ધાસ્થાનનો વર્ણ આવી 'દીપવતી' ને જગે 'દીવાડી' એમ તે ટાપુને અર્વાચીન નામ પ્રાપ્ત થયું.

સારાંશ દીપ+ આવલી આ સસ્કૃત શબ્દની ફેરબદલી થઇ (દીવા + આવલી = દીવા + વલી = દીવા + લી = દીવાલી) દીવાની એ જેમરૂપ મરાઠીમાં સિદ્ધ થએલું છે, તેજ પ્રકાર ઉપલા ટાપુનાં નામ સંબંધી થયો છે. ગોમાંતક પ્રાંતના હાલના નકશામાં આ ટાપુને દીવાડી તરીકે લખેલો છે.

દીરહમ—આ ફારસી ચલણમા વપરાતું નાણું, ચાંદીનું હોય છે. ૧ દીનાર ૯૫૮ અથવા સિકવીન અથવા ૯ શિલીંગ બરાબર હોય છે.

દીલ—* દીલ છાતીમાં ડાબી બાજુ તરફ બેઉ ફેફસાની વચ્ચે મુકાયલું છે. તે ઉપરથી પોહળું ને હેઠળથી સાંકડું કેકના આકાર જેવું છે. તેનો પોહોળો છેડો પીઠમાં આવેલા જમણી તરફના કાંઠાનાં ૩ હાડકામાં છે. તેની ટોચ અથવા તેનો સાંકડો છેડો

* વૈદક જ્ઞાન પૃષ્ઠ ૪૬.

આ રાગ ગાવાનો વખત ગ્રીષ્મઋતુમાં યાને જેષ્ટ તથા આષાઢ માસમાં ભર બપોરે યા સાંજના સમયનો ઠેરવેલો છે. આ રાગ ગાવાથી દીવા પોતાની મેળે પ્રગટ થાય છે, તેમ ગાનારના જીગરમાં બળતરાં ઉઠી સાંભળનારના દિલમાં ઇશ્કનો આતશ ઉત્પન્ન થઇ મસ્ત બનાવે છે. એના ગ્રહ સ્વર ખરજ અથવા રિખવ છે, અને કેટલાક જણાવે છે કે આ રાગ કેદારને મળતો છે.

આ રાગ ગાવો ઘણોજ મુશકીલ વર્ણેલો છે. ઘણાક શાસ્ત્રીઓ આ રાગને કેદાર રાગના જેવો હોવો જોઇએ એમ જણાવે છે, પણ એક બંગાલી વિદ્વાન તેને શુદ્ધ સંપૂર્ણ રાગના વર્ગમાં મેળે છે, એટલે એ ૧૨ સૂરનો બનેલો છે.

દીપક રાગ ગવાનો બંધ પડવા વિશેની એક એવી દંતકથા પ્રસિદ્ધ છે કે એક સમે શેહેનશાહ અકબરે દીપક રાગ ગાવાનો હોકમ બધા ગવૈયાઓને આપ્યો; પણ તે કોઇ બરાબર ગાઇ શકયું નહિ. છેવટે ઉસ્તાદ તાનસેનને ફરમાસ થઇ. પણ તાનસેને આ રાગ ગાવાથી ગાનારનાં તનબદનની હાની થશે એવું જણાવી ગાવાની ના પાડી. પણ પાદશાહ બજીદ થવાથી નાચારીએ તાનસેને તે રાગ ગાયો આ રાગ તાનસેને એવી તો ઉત્તમ રીતે ગાયો કે તેનાથી દિવા સળગી તમામ દરબારને મસ્ત અને તુફાની બનાવ્યું; પણ તેના જુસ્સા અને તાનસુરથી તાનસેનની હાલત અગ્નિથી દાઝેલા જીગર જેવી થઇ. તે પોતાની હોશ ગુમાવી બેઠો ને માથાનો ફેરાફેર થયો. પાદશાહે આથી મેઘરાગ અનેકની પાસે ગવાડયો પણ તેના તનબદનની અગન કોઈ બુજાવી નહિ શકવાથી તે જંગલે જંગલ ભટકવા લાગ્યો. એમ કરતા કેટલીક મુદ્દત પછી તે 'વડનગર' માં આવી ચઢયો; ત્યા એક કુવા પાસે બેતાબ થઈ બેઠો. તેટલાં ત્યાં કોઈ બે નાગરકન્યાઓ પાણી ભરવા આવી; તેમની નજર તાનસેનપર પડતાં તે કુશળ સંગીતશાસ્ત્રી સ્ત્રીએ તેની હાલત વરત પારખી બોલી કે "એ કોઇ દીપકનો બળેલો છે." આ તેમના માર્મિક શબ્દો સાંભળતાં તાનસેન તેમની પાસે દોડી જઇ તેણીએ તેની હાલત કેમ જાણી તે પુછયું. તેઓએ તાનસેનની બધી હાલત જાણી લઇ પોતાની સંગીતશાસ્ત્ર વિદ્યાની માહિતી જણાવી તેના તનબદનની અગન સંપૂર્ણ તાનસુરમાં મેઘ રાગ ગાઇ ઉતારવાનું વચન આપ્યું. એક દિવસે તે બન્ને સ્ત્રીનાં પતી પરદેશ કામે ગયા હશે તે તક હાથ કરી તાનસેનને પોતાને ઘરે તેડી ગયા, અને તેની પાસે વચન લીધુ કે આ વાત કદી કોઇને કહેવી નહિ. પછી તેઓએ મેઘ રાગ મધ્ય રાત્રે ગાવાનો શરૂ કર્યો, જેથી આકાશપર ઢગો છવાઇ વર્સાદની છાંટીઓ પડવા માંડી, ને તાનસેનના મનપર એવી તો ઠંડી અસર થઇ કે તેના તનબદનની અગન તદન નાબુદ થઇ. તે પછી તાનસેન તેમને પગે લાગી અકબરની દરબારે પાછો ગયો. ત્યાં શાહે અત્યંત બજીદ થઇ બધી ખબર તાનસેનથી જાણી, એક વેળા કોઇપણ જોખમે તે રાગ પેલી બ્રાહ્મણી સ્ત્રી 'તાનો' અને 'નાના' (જે તેમના નામ હતા.) ના મુખથી સાંભળવાની જીજ્ઞાસા બતલાવી. એક વેળા ગુજરાતની સ્વારી દરમ્યાન તેઓ વડનગર જઇ પોહચ્યા ત્યાં તાનસેન મારફતે તાના અને નાનાને પોતાના તબુમાં તેડાવી મેઘ રાગ ગાવાની અરજ કરી તાના તથા નાનાને પાદશાહે ગાયન ગાવા માટે તેડેલી જાણી, તેમના ખેશ કુટુંબી તથા ખાવિંદને માઠું લાગ્યું પણ પાદશાહી હોકમ આગળ તેઓ નાચાર થયા; પણ તાના અને નાનાની અવસ્તા તો જુદીજ થઇ. તેઓએ પાદશાહી ફરમાન મુજબ મેઘરાગ ગાઇ રહેતાજ પોતાનાં પેટમા કટારી મારી પ્રાણ મેલ્યા. તાનસેને આ બે કુશળ સંગીતશાસ્ત્રી અબળાને પોતાને લીધે આવી રીતે શરમને લીધે પ્રાણ ખોતાં જોઇ તેણે તે દિવસે કસમ

સીધા કે "હું આજ. પછી કદી દીપક રાગ ગાઇશ નહિ, તેમ હવે પછી કોઇ પણ ગવૈયો ગાશે તો તે શ્રાપીત થશે." એવું કહેવાથી તે પછી આ રાગની હસ્તી સદાની નાબુદ થઇ છે.

દીપક રાગનાં આઠ પુત્રો તથા આઠ ભાર્યા છે.—દેશી કામોદી, નટ, કેદાર, કાન્હરા કુંતલ, કમલ, કલિંગ, ચંપક, કુસુમ, રામ, લિહિમ, હિમાલ.

દીપડો—આ હિંસક પ્રાણી હિંદુસ્તાન, લંકા, એશિઆના બ્રીજા ભાગોમાં તથા આફ્રિકામાંના જંગલોમાં વસે છે. એ વાઘના જેવડો પણ મ્હોટો હોય છે. દીપડો ચિત્તા જેવો ચચળ, લુચ્ચો ને ઝડપી છે. જંગલમાં મળતાં પશુઓનો શેકાર કરી તે પોતાનો નિર્વાહ કરેછે. શેકારીઓની સામે એ બેહદ બળતવારીથી લઢે છે અને તેથી એનો શેકાર ઘણી સાહુચેતીથી કરવો પડે છે. દીપડો ઝાડ ઉપર પણ બિલાડી પ્રમાણે ચઢી શકે છે. એની ચામડી ઉપર રંગીન ટપકાં હોવાથી એ ઝાડનાં પાંદડામાં ભરાઇ રહેવા છતાં તુરત નજરે પડતો નથી. આ પ્રાણીને બચપણથી પાળેલો હોય તો તે હળીમળી જાયછે.

દીપદાન—હિંદુ ધર્મ એતેકાદ મુજબ મનુષ્ય મરણ પામતાં ૧૦ મે દિવસે બ્રાહ્મણને આ દાન આપવામાં આવે છે, જેથી યમપુરીમાં પ્રેતને તે ઉપયોગી થઇ પડતું માનવામાં આવે છે. કાર્તિક સ્નાનમાં દીપદાનનું મ્હોટું પુન્ય વર્ણવ્યું છે.

દીપમાળા—એના ઝાડ સીધાં ઉગતાં હોઇ તે એક માનસપૂર ઉચા વધેછે. એના પાંદડા કાતરાદાર હોય છે, અને હાથના અથવા વેહેતના અંતરે મૂળ પાસેથી એક ઉપર એક એવા ઝુડ લાગે છે. તે ઝુંડ બારીક કુગોથી બ્યાપી રહેલા હોય છે આ ઝુંડ ઉપર બારીક રાતા રગના ફુલો આવે છે. ઝુંડમાં કાળાં બારીક એવાં બી હોય છે. એ સવત્ર થાય છે.

દીપવતી—અથવા પંચકોશી. ગોવાપુરીમાંના સુકામણીની અગ્નિ 'દિશાએ અવેલો ટાપુ. એને પ્રાચીન કાળમાં દીપવતી કહેતા હતા. દીપવતીનું ઉત્તર અક્ષાસ ૧૬ થી પૂર્વ રેખાંશ ઓજમાસે ૭૫ છે. આ ટાપુ ગોવા શેહેર સામે છે. એમાં ખ્રિસ્તીઓનીજ વસ્તી છે. આ ટાપુનું પ્રાચીન કાળમાં દીપવતી નામ હતું, એમ સહ્યાદ્રિ ખંડ ઉપરથી જણાય છે.

गगा तु मध्यमे भागे क्षेत्र दीपवति स्मृत ।
कोशद्वय च विस्तीर्ण केवल पुण्यवर्धन ॥

(સહ્યાદ્રીખંડ અ૦ ૮૩.)

દીપવતી શિવાય આ ટાપુને પંચકોશી એવું પણ એક નામ હતું. દીપવતી શબ્દમાંનો દીપ એનો 'દીવા' એવું મરાઠીમાં થએલું રૂપાંતર આ ટાપુનું નામ બદલવા કારણભૂત બની 'યુક્ત' એવા અર્થનો જે પ્રત્યય 'વતી' માહેલો 'વ' એ અક્ષરનો લોપ થતો ગયો; આથી દીપવતી = દીવા + વતી = દીવા + તી એમ રૂપ સિદ્ધ થયું. આ રૂપાંતર અત્રેજ નહિ શોભતા (તી) આ દંત્યાક્ષરને ઠેકાણે (ડી) મુર્ધાસ્થાનનો વર્ણ આવી 'દીપવતી' ને જગે 'દીવાડી' એમ તે ટાપુને અર્વાચીન નામ પ્રાપ્ત થયું.

સારાંશ દીપ+ આવલી આ સસ્કૃત શબ્દની ફેરબદલી થઇ (દીવા+ આવલી = દીવ' + વલી = દીવા + લી = દીવાલી) દીવાની એ જેમરૂપ મરાઠીમા સિદ્ધ થએલું છે, તેજ પ્રકાર ઉપલા ટાપુનાં નામ સંબંધી થયો છે. ગોમાંતક પ્રાંતના હાલના નકશામાં આ ટાપુને દીવાડી તરીકે લખેલો છે.

દીરહમ—આ ફારસી ચલણમાં વપરાતું નાણું, ચાદીનું હોય છે. ૧ દીનાર ઙ્યૂટ અથવા સિકવીન અથવા ૯ શિલીંગ બરાબર હોય.છે.

દીલ—* દીલ છાતીમાં ડાબી બાજુ તરફ બેઉ ફેફસાની વચ્ચે મુકાયલું છે. તે ઉપરથી પોહળું ને હેઠળથી સાંકડું કેકના આકાર જેવું▽ છે. તેનો પોહોળો છેડો પીઠમાં આવેલા જમણી તરફના કાંઠાનાં ૩ હાડકામાં છે. તેની રાંચ અથવા તેનો સાંકડો છેડો

* વૈદક જ્ઞાન પૃષ્ટ ૪૬.

વરસાદ અથવા વરસાદની અછતનાંજ પુરવાર થએલાં છે.

હિંદુસ્તાન દેશની વસ્તીનો મ્હોટો ભાગ ખેતીવાડી ઉપર નિર્વાહ કરનાર હોવાથી પાણીની તંગી લીધે, અનાજનો પાક નહિ થવાથી અથવા બેહદ વરસાદ પડતાં લીધે દુકાળ પડવાથી હિંદુસ્તાન દેશ અવારનવાર સંકટમાં આવી પડે છે. ખેતીવાડી ઉપરજ લોકોનો મુખ્ય ભાગ નિર્વાહ કરતો હોવાથી ગરીબોને ખેતીની પેદાશ નહિ મળતાં નાણાની અછત થઇ મોઘું ધાન્ય ખરીદવાની તેઓમા શક્તિ રહેતી નથી; અને પરદેશથી અનાજ આવ્યા છતાં ઘણી વેળા પૈસાની તંગીના મુખ્ય સબબે ભૂખમરો વેઠવો પડે છે.

હિંદુસ્તાનમા જમાના થયા સેંકડો દુકાળો પડયા છે; જેની ટુંક નોંધ અત્રે દર્શાવી છે.

ઇ. સ. પૂર્વે ૫૦૩ માં જયચંદના અમલમાં ભારે દુકાળ પડયો હતો. તે પછી ઇ. સ. પૂર્વે ૪૪૩ માં કાશમિર, પંજાબ, અયોધ્યા, રાજપુતાના, મારવાડ, ગુજરાત અને ખાનદેશ આ ભાગમાં પડેલા દુકાળની નોંધ મળે છે. કાશમિરમાં આ વર્ષે જ્વાળામુખી ફાટવાથી દેશને ભારે હાની પોંહચાડી ખેતીવાડીનો ને મનુષ્યોનો ભારે નાશ થયો હતો. એજ સાલમાં પંજાબમાં વરસાદ વરસ્યો નહિ, ગુજરાતમાંની નદીઓમાં માહ રેલ આવતાં ખેતી નાશ પામી મારવાડ ને રજપૂતાનામાં વરસાદ વરસ્યો નહિ, ને ખાનદેશમાં ખેતીવાડી આબાદ છતાં લુટાણાથી દેશ પિડાયો હતો.

ઇ. સ. પૂર્વે ૧૦૩ થી ૬૬ સુધી ના ૩૭ વર્ષમાં 'તુઙ્ગન' રાજાના અમલમાંના એક વર્ષમાં વરસાદની આખેરીમાં હિમવૃષ્ટી થવાથી ખેતીનો નાશ થઇ દેશમાંની પ્રજા ભારે પિડાઇ. તેમાં એટલા હદ સુધી મનુષ્યો પિડાયા કે માતપિતા અને ભાઇબેહેન કે માતા પુત્ર વચ્ચે પ્રેમ જેવો સબંધજ નષ્ટ થઇ જઇ સર્વે ભૂખ માટે લુટી યા ખુન કરી એકમેકને ખાવા લાગા હતા. આ વેળા તુઙ્ગન રાજાએ ઉદાર વૃતિથી ધાન્ય ભંડાર પ્રજા સુખ માટે ખુલ્લા મેલ્યા હતા, છતાં દુકાળ ઓછો થયો નહિ. છેલ્લો રાજય ભંડાર ખાલી થતાં ઇશ્વરકૃપાથી આકાશમાંથી પક્ષીઓ મરી પડતાં તે ઉપર પ્રજાએ નિર્વાહ કર્યો ને બીજે વર્ષે વરસાદ સારો વરસતાં આબાદાની ફેલાઇ હતી.

ઇ૦ સ૦ ૩૩૧ માં એન્ટીઓક તરફ ભારે દુકાળ પડયો હતો. તે વેળા એક બુશલ ઘઉં ૪૦૦ ચાંદીના સિક્કાએ વેચાતું હતું.

ઇ૦ સ૦ ૩૩૬ માં સિરિયાંમાં મર્કી સાથે દુકાળ પડયો હતો.

ઇ૦ સ૦ ૩૮૧ માં થિયોડોશીઅસ ધી ગ્રેટના અમલમાં મરકી ઉપરાંત દુકાળ પડવાથી પ્રજાનો ભારે નાશ થયો હતો.

ઇ૦ સ૦ ૮૫૫માં અવન્તી વર્માના અમલમાં એક નાહનો દુકાળ પડયો હતો. પણ તે આગમજની લાંબી સદીઓમાં પડેલા દુકાળોની નોંધ કશી જડતી નથી. લલિતાદિત્યના અમલ પછી બસેં વર્ષના કાળ દરમ્યાન, નેહેરોની મરામત કરવામાં આવી નહિ, અને નદીઓમાં માહા પૂર આવી દેશની ભારે ખરાબી થઇ. તલાવો બિસમાર હાલતમાં આવી, તેમાં પાણી નહિ રહી શકવાથી નવા દુકાળોની શરૂઆત ૮૫૭ માં થએલી જણાય છે. આ વેળા ગર્મામાં રેલ આવી અનાજનો નાશ થતાં એક દીનારે* એક 'ખારી' † એ ધાન્ય વેચાયું. આ દુકાળથી મનુષ્ય અને પ્રાણીઓની ભારે હાની થતાં રાજાએ, માહપદ્મ સરોવરના પાણીને ઉભાતો અટકાવવા તેનું પાણી ખેતીવાડીને પુરું પાડવાની યોજના કરી (ભાતી રેલનો વેગ બીજી તરફ વગાળ્યો હતો. આ વેળા સર્વ હિતકારક બાંધકામો 'સુય્ય' નામે કળાબાજ અંત્યજ જાતના દરબારીએ પોતાની દેખરેખ તળે કર્યા હતા,

* ૧ દીનાર=એ સુનાનાણું. તેનું વજન ૩૨ ગુંજાનું હતું.

† ૨ ૩૨ શેરનો=૧ દ્રોણ. ૧૬ દ્રોણની=૧ ખારી(એટલે બંગાલી ૬ મણ; ૩૨ શેરની ૧ ખારી )

વળી તે વખતના મહા પ્રતાપી રાજાએ બાંધકામોનો ખર્ચ પ્રજા ઉપર નહિ નાખતાં પ્રજા આબાદ થઈ.

ઈ૦ સ૦ ૯૧૭ માં પાર્થ નામનો રાજા કાશમિરમાં અમલ કરતો હતો. તેના ગેરવહિવટથી દુકાળ પડયો, અને પ્રજા હેરાન થઇ. તેમાં કાનપૂર અને બહાર જુલમથી કાશમિરની હકુમતમાંથી છુટા પડી સ્વતંત્ર થયા. એજ વર્ષમાં તાર્તરી લોકોએ ચઢાઇ કરવાથી પંજાબના લોકો નિર્ધન થયા. આ વેળાના ગેરબંદોબસ્તથી 'સુય્ય' એ કરેલા બાંધકામ વિતરતા નદીની રેલથી ભાગી પડી વસાવેલા ગામો તેમાં ઘસડાઇ ગયાં. આ વેળા એક ખારી ધાન્ય ૧૦૦૦ દીનારે વેચાયું હતું. તેમજ પ્રજાએ બળવો કરી રાજાને પદભ્રષ્ટ કર્યો હતો.

ઇ. સ. ૯૪૧ માં ઉત્તર હિંદુસ્તાન તથા મારવાડ તથા વાયવ્ય પ્રાંતમાં મ્હોટો દુકાળ પડયો. આ દુકાળ લડાઇને સબબે પડયો હતો. ઇ. સ ૧૦૨૨ માં દિલ્લી આસપાસ, બંગાલ, બહાર, ઓરિસા વગેરે પ્રાંતોમા મ્હોટો દુકાળ પડયો, અને અધુરામાં પુરું ગંગા જમનામાં રેલ આવવાથી ભારે ખરાબી થઇ. કેટલેક ઠેકાણે પાણીની તંગીને લીધે મનુષ્યોનાં પ્રાણ ગયા હતા.

ઇ સ. ૧૦૫૨ થી ૧૦૬૦ સુધીનાં ૭ વર્ષ સુધી ભયંકર દુકાળ મીસરમાં પડયો હતો. આ વેળા જમીન એવી તો સખત બની ગઇ હતી કે તેથી ઘણા પ્રાણીઓ મરી ગયા હતા.

ઇ. સ ૧૦૬૪થી ૧૦૭૧ સુધીના ૭ વર્ષમાં ઇજીપ્તમાં ભારે દુકાળ પડયો હતો. આ દુકાળમા કુતરા બિલાડા અને સેવટે માનસોએ એકએકને ખાવા માંડયા હતા. ઇ સ. ૧૦૯૯ માં કાશમિર દેશમાંનું વેપારી શેહેર 'ઉત્પલિકી' મહા રેલથી ઘસડાઇ જતાં ભારે પ્રાણીઓનો નાશ થયો હતો. તેમાં મરકી અને લુટાલુટથી તો પ્રજા તથા રાજ્ય નિર્ધન થયું હતું. આ વેળા ૧ ખારી અનાજ ૫૦૦ મોહરે વેચાયું હતું; તેમજ ૧ મોહરની બે 'પળી' દ્રાક્ષરસ તથા ૬ મોહરે ૧ 'પલ'* ઉન વેચાતું હતું. આ વેળાના રાજા શ્રી હર્ષે પ્રજા ઉપર લક્ષ નહિ આપતાં તેમને લુટવા માંડયા તેથી બળવો ઉઠયો. તેમાં ઘણા કાશમિરીઓ જીવ બચાવવા નહાશી કાબુલ જઇ ઇસલામી ધર્મમાં દાખલ થયા.

ઇ. સ. ૧૧૯૯ માં ઇજીપ્ત તરફ એક ભયંકર દુકાળ પડયો હતો. જેથી આ મ્હોટો દેશ પાયમાલ થયો હતો.

ઇ. સ. ૧૨૦૦ માં ઓરિસા, બંગાલ, બહાર અને આસામ પ્રાંતમાં દુકાળ પડયો. તે આગમજની એક સદી દરમ્યાન જાણવાજોગ દુકાળ પડયા નહોતા.

રજપૂતાના, મહારાષ્ટ્ર, અને ગુજરાતમાં પડેલા દુકાળનું કારણ વર્સાદની તંગી અને લડાઈ તથા લુટફાટનું હતું.

ઉપલા દુકાળ પછી ગુજરાતમાં ૩ વર્ષ સુધી ભારે દુકાળ પડયો; આ દુકાળ પડવાનું ભવિષ્ય પરમદેવસુરી નામે જૈન પંડિતે વર્તયું હતું. આ વેળા વિસલદેવ રાજા ગુજરાતનો અધિપતિ હતો. પ્રથમ ૧૨૫૭ માં વરસાદ પડયો નહિ ને ૧૨૫૮ માં સેહેજ પડયો, આથી ધાન્ય નિર્મૂળ થયું આગલા વર્ષમાં રાજાએ સરકારી કોઠારોમાથી મુફત અનાજ વેંહેચી આપ્યું, આથી બીજે વર્ષે અન્ન મળવું મુશકેલ થયું. આથી પરરાજ્યોની મદદ લેવી પડી, તે વેળા ઉજ્જનીના રાજા મદનવર્માએ ૧૮,૦૦,૦૦૦ મણ, સિંધના રાજાએ ૧૨,૦૦,૦૦૦ મણ, દિલ્લી પતિ મોજુદ્દીને ૨૧,૦૦,૦૦૦ મણ અને કંદહારના (રકંધીલ) ના ચક્રવર્તી પાદશાહે ૧,૦૦,૦૦૦ મણ ધાન્ય ગુજરાત તરફ રવાના કરી મનુષ્યોના પ્રાણનું રક્ષણ કરી ભારે પુન્ય હાંસલ કર્યું હતું. આ વેળા વિસલદેવ દરેક કુલીન કુટુંબને રાત્રે લજ્જાપિંડ નામે દાન આપતો. તેમાં તે ગોળ,

* પલ=૧૦ માસાનો ૧ કર્ષ અને ૪ કર્ષનો ૧ પલ.

ઉપલા "દુકાળ પછી" ફરી ગુજરાત અને મહારાષ્ટ્ર તથા કાઠીયાવાડમાં અને કચ્છમાં વર્ષાદની અછતને લીધે દુકાળ પડયો હતા. આ વેળાના ભયંકર દુકાળ પ્રસંગે તો મનુષ્ય મનુષ્યને કાપી ખાતા હતા. અમદાવાદ, સુરત, બરહાનપૂરના સુબાએ શહાજહાનના હોકમથી સરકારી ધાન્યના કોઠારો પ્રજા માટે ખુલ્લા મેળા ધાન્ય વેંહેંચીયું હતું. તેમજ સરકારે ૫૦૦૦૦ રૂપીયા દુકાળ નિવારણ માટે મદદ કરી, સર્વ જમાબંદી માફ કરી હતી. ઇ. સ. ૧૬૪૦ થી ૧૬૫૫ સુધીના ૧૬ વર્ષ દરમ્યાન જૂદા જૂદા દુકાળો પડયા હતા. ગુજરાતમા આ દુકાળ ૭ વર્ષ સુધા હતો આ દુકાળ માહારાષ્ટ અને બંગાળમાં પણ ફેલાયો હતો એમ જણાય છે. ઇ. સ ૧૬૫૦-૫૨માં ગુજરાતમાં ઘણા મનુષ્યો ભૂખમરાથી મરણ પામ્યાં હતાં.

ઇ. સ ૧૬૬૧ માં મધ્ય પ્રાંત, પંજાબ, બંગાળમાં ભારે દુકાળ પડયો હતો. આ વેળા દિલ્લીપતી ઔરંગઝેબ હતો. ઔરંગઝેબે આ પ્રસગે પ્રજા દુઃખ નિવારણ માટે બેહદ મેહેનત કરી પોતાના જર જવેરાત વટીક વેચી નાખ્યાં હતાં, અને તેના પૈસામાંથી પરદેશથી ધાન્ય મંગાવી પ્રજાનું રક્ષણ કર્યું હતું. આ વેળા તીડનો ઉપદ્રવ ઉપરાંત કમ વરસાદથી ખેતીવાડીનો નાશ થયો હતો.

ઈ. સ. ૧૬૮૨-૮૩માં ગુજરાતમાં દુકાળ પડયો હતો, પણ ઔરંગઝેબે માહારાષ્ટમાંથી ધાન્ય વેચાતું લઇ ગુજરાત મોકલાવી પ્રજાનું દુઃખ ટાળ્યું હતું આ વેળા અમદાવાદના સુબેદાર મહમદ હમીદખાનને એક કાઢેલા સરઘસ ઉપર ભૂખમરાથી પીડાતા લોકોએ હુમલો કરવાથી તેમનાં સરદારોને મારી નાખી અનાયોનું સુબાએ રક્ષણ કર્યું હતું.

ઇ. સ. ૧૭૦૩ માં મુબઇ ઇલાકાના ઘણા ખરા ભાગોમાં દુકાળ પડયો હતો, પણ 'થર અને પારકર'ના પ્રદેશમા ભારે દુકાળ પડયો હતો.

ઇ. સ. ૧૭૧૮ માં ગુજરાત, માહારાષ્ટ, અને મદ્રાસ આ પ્રાંતમાં દુકાળ પડયો હતો. આ વેળા દિલ્લીપતિ ફરૂખશાહ હતો. તેનો અમલ નબળો હોવાથી રાજ્યમાં ચાલતી અંધાધૂંધીથી આ દુકાળ પડયો હતો. આ વેળા બાજરી રૂપીયાની ૮ શેર વેચાતી હતી. માત પિતાઓએ ભૂખને લીધે બચ્ચાંઓને બબ્બે રૂપીયે વેચ્યાં હતાં. આ વેળા મારવાડમાં દુકાળથી પીડાતા દુકાળીયા ગુજરાતમાં આવતાં ત્યાં દુકાળ પડયો, ને ત્યાંથી દક્ષિણમાં જતાં પણ તેવોજ ત્રાસ ફેલાયો હતો.

ઇ. સ. ૧૭૩૧માં ગુજરાત, કાઠીયાવાડ, મારવાડ અને પંજાબ વગેરે ઠેકાણે દુકાળ પડયો હતો. આ વેળા દિલ્લીપતિનો અમલ નબળો પડતાં ગુજરાતના સુબાઓએ સ્વતંત્રતા મેળવવા કમર કશી તેટલાં મરાઠાઓએ ગુજરાત ઉપર હુમલો કરતાં દુકાળ અને લટાઇને લીધે ભારે પ્રાણહાની થઇ હતી

બીજે વર્ષે પણ ગુજરાત તથા મારવાડમાં વરસાદ નહિ પડવાથી ફરી દુકાળ પડયો; અને કેટલેક ઠેકાણે ભારે વરસાદ પડી માહા પૂર આવી લીલો દુકાળ પડયો હતો. તેને બીજે વર્ષે વાયવ્ય પ્રાંતમાં તથા ગુજરાત, મદ્રાસ અને રજપુતાનામાં દુકાળનું સંકટ ફેલાયું હતું. આ દુકાળમાં ૧ ગાર્સ ( ૨૬૦ કાચ્ચા મણ ) ધાન્ય ૪૦ પેગોદા ( ૧૪૦ રૂપીયા ) એ વેચાયું હતું.

ઇ. સ. ૧૭૩૭ માં રજપુતાનામાં ફરી દુકાળ પડયો હતો. અને ૧૭૩૯ મા દિલ્હી આસપાસ ગુજરાત, મહારાષ્ટ્ર, મદ્રાસ વગેરે ઠેકાણે દુકાળ પડયો હતો: અને ૧૭૪૧ માં ખાનદેશમાં પીંઢારાઓની લુટફાટ અને ત્રાસથી દુકાળ પડયો હતો.

આ આંઠ વર્ષની મુદત દરમ્યાન બે ભયંકર દુકાળ પડયા હતા. આ વેળા બેહદ વરસાદ અને અધાધુધીભર્યા રાજકારોબારને લીધે ભારે ત્રાસ ફેલાયો હતો. ઈ. સ. ૧૭૪૦ નાં સાલમાં ગુજરાતમાં કોળી તથા ભિલ લોકોએ લુટફાટ કરવા માંડતા ત્યાંના કણીઆઓએ એક શેર ધાન્યમાં ૧ મણ રેતી

બેળા તે વેચવા માંડયું હતું. ૧૭૪૬ નાં વર્ષમાં કચ્છ તરફ પડેલા દુકાળ પ્રસંગે, લખપતજીએ પ્રજા કલ્યાણ માટે ભારે શ્રમ વેઠયા હતા. આ વેળા તે તરફ એક રૂપીયાની ૩૨ શેર (૪૦ તોલાનો સેર) બાજરી, દર રૂપીયે સવા શેર ઘી અને રૂપીયાનું સવા આંઠ શેર તેલ વેચાતું હતું. ૧૭૪૬-૪૭ માં રેવાકાંઠા તરફના ખેડુતોએ ખેતીવાડીના બળદો મારી ખાઇ તે ઉપર ગુજરાન કર્યું હતું.

ઇ. સ. ૧૭૫૭ થી ૬૦ સુધી સિંધ, ગુજરાત, અને કચ્છ અને હિંદના જૂદા જૂદા ભાગોમાં દુકાળો પડયા હતા. આ વેળા દુકાળ પડવાનું કારણ વરસાદની અછત અને લડાઇનું હતું.

ઇ. સ. ૧૭૫૯ માં સિંધ પ્રાંતમાં થએલી લડાઇ પછી ભારે દુકાળ પડયો, અને બીજેજ વર્ષે ગુજરાતમાં મરાઠા તથા મુસલમાનોની લડાઇને લીધે દુકાળ પડયા હતા.

ઇ. સ. ૧૭૬૧ માં ઉપલા દેશમાં ફરી વરસાદની અછતને લીધે દુકાળ પડયો હતો. આ વેળા અમદાવાદમાં મારવાડીઓ ઉતરી પડવાથી તેઓ અસંખ્ય મુવા હતા. આ વેળા સાબરમતી કાંઠે એક મ્હોટો ખાડો ખોદી તેમાં પ્રેતોને એક ઉપર એક એમ નાખવામાં આવતા હતા. આ દુકાળની અસર ૨૭ વર્ષ વેર રહી હતી અને તેવા દર રૂપીયે કાચ્ચા ૨૦ શેર ધાન્ય મળતુ હતું આ વેળા દુકાળીયાઓએ બચ્ચાંને એકેક રૂપીયે વેચ્યાં હતાં

ઇ. સ. ૧૭૬૫ માં મુંબઇ, સિંધ, મારવાડ, કાઠીયાવાડમાં વરસાદની અછત હતી; અને બીજે વર્ષે ફરી કચ્છમા વરસાદ ઓછો પડતા ત્યાં દુકાળ ફેલાયો હતો. તેમજ ૧૭૬૮ ને ૬૯ ના વર્ષમાં પણ તેવોજ દુકાળ પડયો હતો.

ઇ. સ. ૧૭૭૦ માં હિંદમાં પડેલો દુકાળ ભારે હતો. તેનો વિસ્તાર બંગાલ, ઓરિસા, આસામ અને વાયવ્ય પ્રાંતમાં ફેલાયો હતો. આ વેળા બંગાલના ફળદ્રુપ ભાગનો ⅓ ભાગ વેરાન થયો હતો તે તરફ જાનેવારીથી મે સુધી સેહેજ વરસાદ પડે છે, તે પડયો નહિ અને તમામ આખા વર્ષની મોસમ પાણીવિનાની જવાથી ભયંકર દુકાળ પડયો હતો. આ વેળા એકલાં પાટણ શેહેરમાં દર રોજ ૫૦ માણસો ભૂખમરાથી મરણ પામ્યા હતા. મૂરશિદાબાદમાં તો પ્રેતો લઇ જવા માણસો નહિ મળવાથી ગામ માહે કોલ્હાં, કુત્રાં આખો વખત ફરતા રહી મુવા તથા જીવતા માણસોપર ઉજાણી કરતા હતા.

બંગાલમાં આ દુકાળમાં ૩૦,૦૦,૦૦૦થી ૧,૦૦,૦૦,૦૦૦ માનમો ભૂખમરાથી પીડાઇ મરણ પામ્યા હતા આ દુકાળનો વિસ્તાર ૧૩૦,૦૦૦ ચોરસ મૈલનો હો, અને તેના સકંજામાં ૩૦૦,૦૦,૦૦૦ લોક વસ્તી સપડાઇ હતી. એમાંનો ⅓ ભાગ મરણ પામ્યો હતો. મી૦ મીલ જણાવે છે કે આ દુકાળમાં બંગાલની વસ્તીમાં સેંકડે ૬૨⅓ ટકા માનસો મરણ પામ્યા હતા. આ વેળા મલા મલા શ્રિમંતોનાં સ્ત્રી બચ્ચા રસ્તે રસ્તે અન્ન માટે ભટકતાં થયાં હતાં. હુગળી નદીમા તો જ્યાં ત્યાં પ્રેતો તરતા દેખાતા હતા એટલુંજ નહિ પણ કોલ્હાં, કુતરા વસ્તીમાં આવી ધેરોમાં ધુમી ઉજાણી કરતા હતા તેમું કેટલાકને હડકવું લાગતા તેઓએ જીવતા માનસોનો પણ ઘાણ કાઢયો હો આ દુકાળમા દક્ષિણ બંગાનમા ૧ રૂપીયાના ૩ શેર ચોખા, ૩૧ શેર બાજરી, ૪૧ શેર મકે, ૪ શેર દાળ, ૨૦ રૂપીયે મણ ઘી વેચાતું હતું.

ઇ. સ ૧૭૭૩માં મુંગલ ઇલા કામા પડેલા ઓછા વરસાદને લીધે ફરી દુકાળ પડયો હતો. બીજે વર્ષ કચ્છમા પણ દુકાળ પડયો હતો. ઇ. સ. ૧૭૮૦ માં મદ્રાનના ધાન્યની અછત હતી, તેટમાં કર્નાટક પ્રાંત હઇદરઅલીએ ૧૭૮૦ માં લુટયો, અ થી દુકાળે ભયંકર રૂપ પકડયું તેજ વર્ષમાં મુંબઇ ઇલાકો તથા મદ્રાસ તરફ પણ દુકાળ પડયો હતો. આ વેળા ૮૦૦૦૦ રૂપીયાનું ફંડ એકઠું કરી

પ્રજા દુઃખ નિવારણું કરવાના ઉપાયો યોજ્યાં હતા. 'મોનીગામુલમી' નામના અન્નગૃહમાં સરકારે ૪૦૦૦ દુકાળીયાઓને રાખી તેમનું રક્ષણ કર્યું હતું, તેમાં ૩૦૦૦૦ રૂપીઆની મદદ તો બંગાળી પ્રજાએ કરી હતી.

આ વેળા ૧ ગાર્સ માટે ૧૫૦ પેગોદા યાને લગભગ ૧ રૂપીયે ૨૦ શેર (૪૦ તોલાનો શેર) બાજરી વેચાતી હતી. કોલેરા વંશની સિંધ પ્રાંતમાંની રાજ્ય સત્તા આ વેળા નિર્મૂળ થઇ ત્યા 'તાલપૂર' વંશની રાજ્ય સત્તા સ્થાપન થઈ હતી. આ વેળા (૧૭૮૨ માં) સિંધમાં લઢાઇથી પણ દુકાળ પડયો હતો. આ વેળા એક 'કરવાર' અનાજ માટે ૫૦ રૂપીયા પડતા, 'તાલપૂર' વંશના રાજ્યકર્તાએ દુકાળ નિવારણ અર્થે કરેલી યોજના એવી હતી કે ૨૦ કરવાર ધાન્ય જે ખેડુત પાસે હોય તેને દેણું માફ કર્યું હતું, અને જેની પાસે ૨૦ કરવારથી અધીક ધાન્ય હોય તેણે દર વીસ કરવારે ૧ કરવાર સરકારને આપવું એવું ઠેરવ્યું હતું, અને સેંકડે પાંચ ટકા કર નાખ્યો હતો, પણ ૧૭૮૨—૮૩ નાં દુકાળથી ગુજરાતમાંના ઘણા ગામડાં પાયમાલ થયાં હતાં.

ઇ૦ સ૦ ૧૭૮૩ માં મધ્ય પ્રાંત, પંજાબ અને વાયવ્ય પ્રાંતમાં દુકાળ પડયો હતો, તે પછી બીજેજ વર્ષે ઉત્તર હિંદુસ્તાન, અયોધ્યા અને મુબઇમા પડેલો દુકાળ ૧૭૮૩ સુધી ચાલુ હતો, આ દુકાળ વરસાદની અછત ને તીડના ઉપદ્રવને લીધે પડયો હતો. ૧૭૮૫ મા પંજાબમા દુકાળના સંકટથી ૧૦,૦૦,૦૦૦ માનસો મરણ પામ્યા હતા. આ વેળા પાલનપૂરમા ભારે ત્રાસ ફેલાયો હતો; કારણ કે કોળી તથા ભિલોએ લુટફાટ ચલાવ્યાથી વધારે ભયકર દુકાળ પડયો હતો, પણ આ વેળા અયોધ્યાપતિ આસિફ઼ ઉદ્દૌલા હોવાથી તેણે દુકાળ નિવારણ માટે ઇમામવાડો અને રૂમાલ દરવાજા નામની બે ઇમારતનાં બાંધ કામો રાત દિવસ શરૂ કરાવી દુકાળીઆં ઓને રોજીએ લગાડી તેમનું રક્ષણ કર્યું હતું.

મદ્રાસ, મુંબઇ, ગુજરાત, મારવાડ, પંજાબ, મહારાષ્ટ્ર, વાયવ્ય પ્રાંત વગેરે ભાગો ઇ૦ સ૦ ૧૭૮૭ થી ૯૨ સુધી અવારનવાર દુકાળના ભોગ થઇ પડયા હતા. ૧૭૯૦ થી ૯૨ સુધી મદ્રાસના ઉત્તર ભાગમાં અને ૧૭૯૧ માં વિજગાપટ્ટણમાં એકજ માસમાં ૧૨૦૦ માનસો મરણ પામ્યા હતા. આ વેળા ગંજમની સરકારે આ ાાની કાંજી પાઈ ૩૦૦ અનાથોના પ્રાણનું રક્ષણ કર્યું હતું, આ વેળા પરદેશથી આવતા અનાજ ઉપરજ જકાત માફ કરવામાં આવી હતી, છતાં ભૂખમરો અને દારિદ્રતા ઓછી થઇ નહોતી.

૧૭૯૧ માં કર્નાટકમાં આ દુકાળને 'દોગી ગુરા' કહેતા. દોગીગુરા એટલે માનસની ખોપરીનો દુકાળ. આ વેળા સર્વ દેશમાં ભૂખમરો અને મરકીથી અસખ્ય મનુષ્ય મરણ પામી તેમના હાડકાં શેરીઓમાં જગે જગ પડયા હતા. તે વેળા કેટલાક લોકોએ ઝાડના પાંદડા ઉપર નિર્વાહ કર્યો હતો; ને કેટલાકોએ જે માંસ મલ્યું તે ખાઇ ભૂખ મટાડી કેટલાક ધર્મ અભિમાનીઓએ તો માંસ નહિ ખાતાં આપઘાતકરી ભૂખમરાથી પોતાનું રક્ષણ કર્યું હતુ.

ઇ. સ. ૧૭૮૭ થી ૧૭૯૬ સુધી હિંદમાં વર્સાદની અછત થવાથી આ ભયંકર દુકાળ પડયો હતો. તેમાં વળી પંઢરપૂર, સોલાપૂર, બેલગાંવ વગેરે ઠેકાણે તીડના ઉપદ્રવથી ખેતીવાડી નાશ પામી હતી. ગોકાક તાલુકામાં ભૂખમરાથી ૧૫૦૦૦ માનસો મરણ પામ્યા હતા.

ઇ. સ. ૧૭૯૨–૯૩માં પુના જીલ્લા તરફ દુકાળ પડયો હતો. તેમજ કલાદગી જીલ્લામાં ૧૭૯૧ થી ૯૪ સુધી લઢાઇ અને લુટફાટને લીધે દુકાળ પડયો હતો. ટીપુ સુલતાન, પેશવા અને ઇંગ્રેજોની લઢાઇ આ વેળા ચાલતી હોવાથી મહારાષ્ટ્ર દેશમાં ભારે દુકાળ પડયો હતો.

ઉપલીજ મુદતમાં ગુજરાત, કાઠીયાવાડમાં પણ દુકાળ પડયો હતો. આ વેળા ભર-

ત્ર્યમાં એવો તો ભયંકર દુકાળ પડયો હતો કે ૪૫ રૂપીયે ૧. કળશી ધાન્ય વેચાતું હતું. વડોદરા અને તેની આસપાસના જીલ્લામાં લુટફાટ ચાલવાથી, ખેડુતોએ પોતાના ઢોરો મારી ખાધાં હતાં, પણ સેવટે ભૂખમરો ન સહન થવાથી પોતાનાં બાળકોને મારી નાખી પોતે પણ મુવા હતા.

૧૭૯૪–૯૬ ની મુદત દરમ્યાન ગુજરાત, મહારાષ્ટ્ર બંગાલ તરફ ભારે દુકાળ પડયો હતો. તે પછી ૧૭૯૯થી ૧૮૦૧ સુધી મદ્રાસ તરફ પણ દુકાળ પડયો હતો. આ વખતથી બ્રિટીશ સરકારે દુકાળ નિવારણના બાંધકામોની શરૂઆત કરી હતી.

## ઓગણુસી સદીનાં દુકાળ.

ઇ. સ. ૧૮૦૧ માં મદ્રાસ ઈલાકામાં દુકાળ પડયો હતો. આ વેળા સરકારે દુઃખ નિવારણુ અર્થે ખાસ યોજનાઓથી પ્રજાનું રક્ષણુ કર્યું હતું.

ઇ.સ. ૧૮૦૨ થી ૧૮૦૪ સુધી નિઝામના રાજ્યમાં દુકાળ પડયો, કચ્છમાં છોડવાનો નાશ તીડોએ કર્યો. અને પાલનપૂર, રેવાકાંઠા, સુરત, ગુજરાત, હૈદ્રાબાદ, બેલગામ, રત્નાગીરીમાં વરસાદ વરસ્યો નહિ. ખાનદેશમાં હોળકર અને પિંઢારાઓના ત્રાસથી દુકાળ પડયો હતો. તે ઉપરાંત પુના, અહમદનગર, સોલાપૂર અને સાતારા તથા ધારવાર, કોલાબા વટીક તેમાં સપડાયા હતા.

ઇ. સ. ૧૮૦૩ માં મુંબઇ ઇલાકાનો ઘણો ખરો ભાગ, મધ્ય પ્રાંત આ દુકાળના સંકટથી પીડાયું હતું. એનો વિસ્તાર ૨૦૩૪૭ ચોરસ મૈલ કરતાં વધારે અને તેનો ફેલાવો ૩,૫૦,૯૪૦ મૈલ સુધી ફેલાયો હતો. આ વેળા હાણામાં ગોદાવરી કાંઠેના દુકાળોમાં આવતા ત્યાં પણ ત્રાસ ફેલાયો આ વર્ષમાં ઉરન ખાતે એક પાયલી ધાન્ય એક રૂપીયે વેચાયું હતું. કલાદગી જીલ્લામાં વરસાદ સારો છતાં પીંઢારાઓના ત્રાસથી દુકાળ પડયો હતો. આ વેળા મહારાષ્ટ્રમાં પીંઢારા અને હોળકર તથા શિંદેના લશકરના જુલમથી દુકાળે એવું તો રૂપ પકડયું કે એક શેર ધાન્ય એક રૂપીયે વેચાતું હતું.

ઇ૦ સ૦ ૧૮૦૪ માં મહારાષ્ટ્ર, ગુજરાત, રાજપુતાના, મધ્ય હિંદુસ્તાન અને મદ્રાસ તરફ દુકાળ પડયો હતો. તંજાવરના કલેકટરે આ પ્રસંગે અનાજ ખરીદી પ્રજાને વેચાતું આપી તેના નફામાંથી અનાથોનું પાલણુ કર્યું હતું. કરનાટકમાં એને 'બિપાનણુરા' એટલે અતિ ભયંકર દુકાળ કહેતા હતા. મહારાષ્ટ્રમાં એક રૂપીયાનું ૬ શેર ને શ્રીરંગામાં એક રૂપીયાનું બસેર અનાજ વેચાતું હતું.

ઇ૦ સ૦ ૧૮૦૫ માં તમામ મદ્રાસ ઇલાકામાં ભયંકર દુકાળ પડયો હતો. આગલા વર્ષના દુકાળમાં મદ્રાસની ખેતી નાશ પામી હતી, તેટલાં બીજે વર્ષે વરસાદની અછતથી ભયંકર દુકાળ પડયો. આ વેળા મદ્રાસની સરકારે બંગાલમાંથી અનાજ મંગાવ્યું, પણ બોર્ડ ઑવ રેવિન્યૂને તે પસંદ પડયું નહિ. તેણે દુકાળ નિવારણનાં કામો કાઢવા અને પૈસાને રૂપે મજુરી કરાવવાની યોજના અમલમાં મેળી આ દુકાળ પુના તથા અહમદનગર તરફ સખત હતો, અને તેણે ૧૮૦૭ના અક્ટોબર સુધી ખરાબી વર્તાવી હતી.

ઇ૦ સ૦ ૧૮૦૭ માં પણ આ દેશમાં દુકાળ પડયો હતો. સિંધ પ્રાંતમાંના થર અને પારકર વગેરે ભાગમાં વર્સાદની અછતથી પડેલો દુકાળ ૧૮૧૩ સુધી પ્રજાને પજવતો રહ્યો હતો. અને આ લાંબી મુદત સુધી વરસાદની અછત ચાલુ રહી હતી.

ઇ૦ સ૦ ૧૮૧૧ થી ૧૮૧૩ સુધી જુદા જુદા ભાગોમાં દુકાળ પડેલાની નોંધો મળે છે. ૧૮૧૨—૧૩ માં કાઠીયાવાડ બ્રિટીશ સત્તા તળે આવ્યું અને તે વેળા રાજ્ય વ્યવસ્તા બરાબર નહિ હોવાથી દુકાળ પડયો હતો.

ઇ૦ સ૦ ૧૮૧૦ માં તીડોનો એક ગંજાવર જથ્થો બંગાલમાં જણાયો; જે હિંદના

દક્ષિણ ભાગમાંથી ઉડતો ૧૫ મહિના પછી મારવાડમાં જણાયો, તેમજ ૧૮૧૧ માં મારવાડમાં વરસાદ પડતાં તીડનું ટોળું પટના, વાયવ્ય પ્રાંત, ગુજરાત અને પછી કાઠીયાવાડમાં દાખલ થયું; અને તે પછી થોડીજ મુદતમાં ભરૂચ તરફ દેખાયો. પણ ૧૮૧૨ ની વર્ષા ઋતુ આગમજ શુભ થયા. આ તીડના ટોળાએ ખેતીવાડીના પાકનો નાશ કરવાથી ભારે દુકાળ પડયો.

તેમજ ઉપલી મુદતમાંના ૧૮૧૨ માં ગુજરાત પ્રાંતમાં પ્રથમ સારો વરસાદ પડતાં ખેતી શરૂ થઇ પણ પછી બે માસ કોરડા ગયા. આથી સુકાં છોડ ઢોરોને ખવાડયા; તેટલાં ભારે વરસાદ પડવાથી ખેતીનો પુરો નાશ થયો.

ઉપલા દુકાળ પડવા આગમજ એક મણ બાજરી રૂ. ૧-૩ વેચાતી હતી તે રૂ. ૩-૮ મણને ભાવે વેચાવા લાગી, ને ઘઉં દર મણે રૂ. ૧-૪ વેચાતા હતા તે રૂ. ૩-૮ મણને ભાવે વેચાવા લાગ્યા.

ઉપલી મુદતમાં નેપાળ, મુંબઇ, ગુજરાત, વડોદરા, અમદાવાદ, સુરત, માળવામા પણ દુકાળ પડયો, જે અતિ ભયકર હતો.

ઇ. સ. ૧૮૧૨ ના સાલમાં મદ્રાસ ઇલાકામાં દુકાળ પડયો હતો

ઇ. સ. ૧૮૧૩ મા પીંઢારાઓના ત્રાસ અને રાજકીય અંધાધુંધીને લીધે સુરત જીલ્લામાં દુકાળ પડયો હતો. કાઠીયાવાડમાથી દુકાળીયાઓ નીકળી કચ્છના આબાદ ભાગમાં જતાં માર્ગમાં રણ વચ્ચે ભૂખમરાથી મુવા, ત્યારે કેટલાકોએ પોતાના જાત ભાઇઓને કાપી તેમના લોહી માંસ ઉપર નિર્વાહ કર્યો હતો આ વેળા મુંબઇથી પરદેશ અનાજ ઘસડાઇ જવાથી ભારે દુકાળ પડયો હતા.

૧૮૧૩ માં બંગાલમા વરસાદની અછત હતી. મદુરામાં ૪૨૦૦૦ માનસોને સરકારે દુકાળ નિવારણના કામ ઉપર રોકયા હતા. વેપારીઓને પરદેશથી વધારે અનાજ લાવવા માટે ઉત્તેજન આપવા થકી રૂ. ૭૦૦૦ ઉત્તેજન અર્થે સરકારે આપ્યા હતા.

ઇ. સ. ૧૮૧૫ માં ઉંદરના ઉપદ્રવથી કાઠીયાવાડમાં ખેતીવાડીનો નાશ થઇ દુકાળ પડયો હતો.

ઇ.સ. ૧૮૧૮-૧૯ માં વાયવ્ય પ્રાંત, રાજપુતાના, ગુજરાત અને મદ્રાસમાંનો કેટલોક ભાગ તથા માહારાષ્ટ્રમાં દુકાળ પડયો હતો. ગુજરાતમાં વરસાદ વધારે પડયો તેથી ખરીપનો, અને કાર્તિક, માર્ગશીર્ષમાં વધુ વર્સાદ પડયાથી રવીનો પાક નાશ પામ્યો હતો. તેમજ ૧૮૧૮ માં આ ભાગ બ્રિટીશનાં તાબામાં આવતાં ત્યાં મરકી ફેલાઇ હતી. પંઢરપૂર, બારશી, તુળજાપૂર વગેરે ઠેકાણે દુકાળ પડયો હતો.

ઉપલા સાલમાં કાનડામાં દુકાળ પડયો હતો. તે ૧૮૨૦ સુધી ચાલુ હતો. તે પ્રસંગે આમલીના પાંદડા ઉકાળી લોકો ખાતા હતા. તેમજ વાયવ્ય પ્રાંતમાં પણ દુકાળ પડયો હતો. આગરામા ૧ રૂપીયે ૧૭ શેર, અલીગઢમાં ૧ રૂપીયે ૧૯ શેર અને કાશીમાં ૧ રૂપીયે ૨૧ શેર ઘઉં વેચાતા હતા.

ઇ૦ સ૦ ૧૮૧૯ ના સાલમાં અહમદાબાદ તથા સાવંતવાડીમાં બેહદ વરસાદે દુકાળ પાડયો હતો. આજ સાલમા નાગપૂરમાં પડેલા દુકાળમાં જુવાર પાંચ રૂપીયે ખાંડી ઉપરથી ૩૦ રૂપીયે ખાંડીને ચઢતે ભાવે વેચાઇ હતી.

ઇ૦ સ૦ ૧૮૨૦ માં સિંધ પ્રાંતમાં મહા રેલ આવવાથી ખેતીવાડી નાશ પામી ને દુકાળ પડયો, જેની અસર ૧૮૨૨ સુધી હતી.

આજ સાલમા કાઠીયાવાડ તથા કચ્છમાં બેહદ વરસાદ પડી ખેતીવાડીનો નાશ થયો. પણ તે પછી રબ્બીનો પાક ખેતરમાં હતો તેટલા સખત થંડી પડવાથી તેનો નાશ થયો હતો.

ઇ૦ સ૦ ૧૮૨૪-૨૫ ના સાલના ભારે દુકાળનો વિસ્તાર વાયવ્ય પ્રાંત, અને મધ્ય પ્રાંત, રાજપુતાના, મારવાડ, ગુજરાત, મહા

રાષ્ટ, મદ્રાસ વગેરે તરફ ફેલાયો હતો.' પવનના તોફાનો અને વરસાદની અછતથી આ દુકાળ પડયો હતો. કીમાથી ગોદાવરી સુધી આ દુકાળ વધારે સખત હતો. આ સાલમાં બ્રિટીશ સરકારે તથા સીંદે સરકારે જમીન ધારો માફ કરી ખેડુતોનું તારણ કર્યું હતું. મધરાસમાં આ વેળા લુટફાટ વધવાથી લશ્કરી બંદોબસ્ત કરવો પડયો હતો. ત્યાંના ગવરનર સર થોમસ મનરોએ તે વેલા ઢેડાવ બાહેર પાડયો હતો કે 'બંગાલ, મલબાર, અને કાનડામાંથી જેટલો માલ મધરાસમાં લાવવામાં આવશે તેટલા ઉપર ૨૨ ગાર્સે દીઠ ૨૦ ૩૦ નું ઇનામ આપવામાં આવશે; તેમજ મધરાસથી નીમક ૨૪ રૂપીયે ગ્રાસને ભાવે સરકાર વેચાતું આપતી હતી તે ૧૮ રૂપીયે ગ્રાસે વેચવા માંડયું હતું. આટલો બંદોબસ્ત છતાં દુકાળનાં સંકટ નિવારણ થયાં નહિ. આ વેળા એક ગ્રાસ ધાન્યની મદ્રાસમાં ૨૬૦ રૂપીયા કિમત પડતી ને આરકાટમાં ૪૫૦, નેલોરમાં ૩૦૦, દક્ષિણ આરકાટમાં ૩૦૦, કડાપામાં ૩૭૦ રૂપીયા દર ગાર્સનો ભાવ હતો.

ઇ૦ સ૦ ૧૮૨૫ માં વાયવ્ય પ્રાંત, સાગર, નરબદામાં વરસાદની અછત અને મ્હોટા તુફાનોને લીધે દુકાળ પડયો હતો. ઇ૦ સ૦ ૧૮૨૬ માં કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત તરફ ઉંદરના ઉપદ્રવથી ખેતીનો નાશ થઇ દુકાળ પડયો હતો. ૧૮૨૭ માં રાના અને શીરસાના પ્રગણામા દુકાળ પડયો હતો. ઇ૦ સ૦ ૧૮૨૮ માં મધ્ય હિંદુસ્તાનના કેટલાક ભાગમાં વરસાદ ઓછો પડયો. મહારાષ્ટ, પંજાબ અને ગુજરાત તથા મારવાડનો કાંઇક ભાગ દુકાળમાં સપડાયો હતો.

ઇ૦ સ૦ ૧૮૩૦ માં હિંદુસ્તાનમાં સેહેજ દુકાળ પડેલો હોવાથી તેનું વર્ણન જડતું નથી પણ ૧૮૩૧ મા પુના, મહારાષ્ટની દક્ષિણ તરફ અને મદ્રાસ તરફ દુકાળ પડયો હતો. મી૦ ગારડના જણાવ્યા મુજબ ૧૮૩૨ મા હિરાતમાં પડેલા દુકાળથી ૨૫૦૦૦ માનસો મરણ પામ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૩૨ માં ઓરિસા પ્રાંત તથા મધ્ય પ્રાંત, મદ્રાસ, ગંતુર, મચ્છલી પટ્ટણમાં દુકાળનો ભારે ત્રાસ ફેલાયો હતો. આ પ્રસગે વેલોરમાં એક શેર ધાન્ય એક રૂપીયે વેચાયું હતું. નેલોરમાં સરકારે દરરોજ ૧૦૦૦૦ માનસોનું પોષણ કર્યું હતું, છતાં ઘણાકો ભૂખે મુવા હતા. આ વેળા અનાજનું વાહાણ ભરી લાવનારને ૧૦૦ મણ મીઠું ૧૫ રૂપીએ વેચાતું આપવાનું સરકારે ઠેરવ્યું હતું. આ દુકાળ ગંતુર તરફ ૧૮૩૪ સુધી ચાલુ હતો. માહારાષ્ટમાં આ દુકાળનો વિસ્તાર ૧૫૦ ચોરસ મૈલ ઉપર ફેલાયો હતો. આજ સાલમાં કૃષ્ણા કાંઠે અને કોલ્હાપૂર તરફ વરસાદની અછતથી પાક ઉતર્યો નહોતો.

ઇ૦ સ૦ ૧૮૩૩ માં વર્હાડમાં મ્હોટો દુકાળ પડયો હતો. તેમાં ભૂખમરાને લીધે લોકોએ પોતાનાં બચ્ચાં વેચી નાખ્યા હતા; માત્ર આ વેળા ભોપાલ તરફ સોંઘાઇ હોવાથી ત્યાં સરકારના આશ્રયથી લોકોએ જઇ રહી પ્રાણનું રક્ષણ કર્યું હતું. આ દુકાળમા પંઢરપૂરથી હૈદ્રાબાદ સુધીનાં ૩૦૦ ગામો વેરાન થયા હતા, અક્કલકોટમા તો ખોરાકી માટે ખુનામર્કી થઇ હતી.

ઇ૦ સ૦ ૧૮૩૪ માં મુંબઇ, કચ્છ અને કાઠીયાવાડ પ્રાંતમાં દુકાળ પડયો હતો, પણ ત્યાંના રાજ્યકર્તાઓના યોગ્ય બંદોબસ્ત ને ઉદાર રાજનીતિથી સંકટ ટળ્યું હતું; પુણ ૧૮૩૩ નું ચોમાસું ખરાબ જતાં અયોધ્યા, કાનપૂર, અને બંદાની આસપાસના દેશોમાં ભારે ખરાબી થઈ હતી. માત્ર લખનૌમાં ૬ અઠવાડીયામાં ૫૦૦૦૦ માનસો મરણ પામ્યા હતા, અને ૧૮૩૬ માં મદ્રાસ ઇલાકામાં ગંજમ પ્રાંતમાં દુકાળ પડ્યો, આથી અગાઉ એક રૂપીયાના ૮૦ શેર ચોખા મળતા હતા તે આ વેળા ૨૦ શેર પણ મળવા મુશકેલ થઈ પડયા હતા.

ઇ૦ સ૦ ૧૮૩૭ માં તાપીમાં રેલ આવ્યાથી સુરત શેહેરને ભારે નુકસાન ...ચ્યું હતું. આજ સમયે વાયવ્ય પ્રાંતમાં

પણ દુકાળ પડયો હતો. કાનપૂરમાં આથી એક મંડળી સ્થાપન થઇ તેણે દરરોજ ૧૩૦૦૦ માનસોને અન્ન દાન આપવું કર્યું હતું, આ વર્ષમાં આગરાની ભયંકર સ્થિતિ થઇ પડી હતી; મેતો રસ્તા ઉપર કોહી પડવાથી માર્ગ બંધ થઇ ગામ ઉજડ બન્યું, ને યમુના નદીનું પાણી દુરગંધીથી ખરાબ થઇ મર્કીદાયક બન્યું. આ વેળા આગરાના અમલદારોએ ૬૦૦૦૦ માનસોને કામ ઉપર લગાડી ૪૦૦૦ ને મૂફ્ત કામ કરાવ્યા વિના ખાવા આપવાની ગોઠવણ કરવામાં આવી હતી. વાયવ્ય પ્રાંતમાં આ દુકાળ બે વર્ષ સુધી ચાલુ હતો, ત્યાં એનો વિસ્તાર ૨૫૦૦ ચોરસ મૈલનો હતો, અને એજ ભાગમાં ૮૬૦૦૦૦૦ માનસો સપડાઇ ૮૦૦૦૦૦ ભૂખમરાથી મરણ પામ્યા હતા. આ દુકાળનો કુલે વિસ્તાર ૧,૧૩૦૦૦ ચોરસ મૈલનો હોઇ બ્રિટીશ હદમાં તેનો વિસ્તાર ૫૬૦૦૦ ચોરસ મૈલ હોઇ તેના સપાટામા ૨૮૦૦૦૦૦૦ ની લોક સંખ્યા સપડાઇ હતી.

ઇ. સ ૧૮૩૯ માં ગુજરાત તરફ દુકાળ પડયો હતો, અને તેનું કારણ વરસાદ ઓછો પડવાનું હતું.

ઇ. સ. ૧૮૪૫-૪૭ માં આયરલંડમાં ભારે દુકાળ પડયો હતો. આ દુકાળ પપેટાનો પાક નહિ થવાને લીધે પડયો હતો, અને તે ઉપરાત ત્યાં પાકનું ધાન્ય પરદેશ ઘસડાઇ જવાથી બમણી મોઘવારી થઇ હતી.

ઇ. સ. ૧૮૪૮-૪૯ માં અમદાવાદ તરફ દુકાળ જેવો હિંગામ પડયો હતો.

ઈ. સ. ૧૮૫૩ માં મદ્રાસ તથા સોલ્હાપૂર અને કલાદગીમા વરસાદ બરાબર નહિ વર્ષવાથી દુકાળ પડયો હતો.

ઇ. સ. ૧૮૫૪-૫૫ માં ગંજમ પ્રાંતમાં તથા મધરાસની ઉત્તર તરફ જે દુકાળ પડયો તે વેળા વધેલા ધાન્યનો ભાવ ૧૬ વર્ષ સુધી લાગટ વધેલોજ રહયો હતો. ઈ. સ. ૧૮૬૦ માં વાયવ્ય પ્રાત તથા પંજાબમાં જે દુકાળ પડયો તેમા વાયવ્ય પ્રાતમાં ૧૮૬૩૯ મૈલ અને પંજાબમાં ૮૭૮૮ મૈલનાં વિસ્તારમાં ફેલાયો હતો. એમાં ૧,૩૦,૦૦,૦૦૦ માનસો સપડાયા હતા, અને તેમાંથી ભૂખમરાને લીધે ૨૦,૦૦,૦૦૦ તો મરણ પામ્યા હતા.

ઇ. સ. ૧૮૬૧ માં વાયવ્ય પ્રાંતમાં દુકાળથી ૯૯૭૭૭ ઢોરો અને ૨૪૭૦૮ માનસો મરણ પામ્યા હતા.

ઉપલો દુકાળ પાલનપૂરમાં ૧૮૬૧ થી ૧૮૬૫ સુધી ચાલુ હતો. આ વેળા તે તરફ રૂપીયા એકમાં આઠ શેર ધાન્ય મળતું હતું.

ઇ. સ. ૧૮૬૩ મા ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ તરફ વરસાદની અછત ને લીધે દુકાળ પડયો હતો. તે પછી ૧૮૬૪-૬૫ માં ગુજરાતમાં દુકાળ પડયો હતો. આ વેળા પાલનપૂરમાં પણ દુકાળ પડયો હતો, ત્યારે ત્યાં એક રૂપીયાનું ૬ શેર ધાન્ય મળતું હતું. તેમજ રેવાકાંઠા, ઓરીસા, બંગાળ, પંજાબમાં પણ દુકાળ પડયો હતો.

ઇ. સ ૧૮૬૬ માં મદ્રાસ, બંગાલ, બહાર, ઓરિસા તરફ જે દુકાળ પડયો તે પણ બહુ ભયંકર હતો. તે વેળા બહાર પ્રાંતમાં ૨૬૧૯૧ ચોરસ મૈલ ભાગ તેમાં સપડાઇ તેમાં ૭૭૩૬,૭૧૭ માનસો સપડાયા હતા, અને તેમાંના ૧૩૫૬૭૬ માણસો ભૂખમરાથી મરણ પામ્યા હતા. ઓરિસામા તેનો વિસ્તાર ૭૯૪૯ ચોરસ મૈલ હોઇ તેમા ૩૦,૧૫,૮૨૬ માનસો સપડાઇ ૧૪૪૬૯ ભૂખમરાથી મરણ પામ્યા હતા. ગંજમ પ્રાતમાં તેનો વિસ્તાર ૬૪૦૦ ચોરસ મૈલ હોઇ ૧૧,૦૦,૦૦૦ દુકાળીયા પીડાઇ તેમાંથી ૧૦૮૯૮ ભૂખમરાથી મરણ પામ્યા હતા.

ઈ. સ. ૧૮૬૮માં વાયવ્યપ્રાત, રાજપુતાના, ગુજરાત, પંજબ, મધ્યપ્રાંતમાં એનો વિસ્તાર ૩૩૧૬૮૫ ચોરસ મૈલ હતો, ને તેમાં ૫,૫૬,૯૫,૨૦૦ માનસો સપડાઇ તેમાથી ૧૩૧૯૨૭૨ માનસો ભૂખમરાથી મરણ પામ્યા હતા.

ઇ. સ. ૧૮૭૦માં ઇરાનમાં મ્હોટો દુકાળ પડયો હતો. તે તરફ આગળ ૫૫૦ વર્ષમાં

આવો ભયંકર દુકાળ કદી પડયો નહોતો, એવું કહેવાતું હતું.

ઇ. સ. ૧૮૭૩,૭૪માં બંગાલમાં ભારે દુકાળ પડયો હતો. તેજ મુદતમાં વાયવ્ય-પ્રાંત, ગુજરાત વગેરે ભાગો પણ આ કાળમાં સપડાયા હતા, આ દુકાળ બે વર્ષ સુધી ચાલુ હતો. બંગાલ અને તેની આસપાસના પ્રદેશમાં તેનો વિસ્તાર ૫૦,૦૦૦ ચૌરસ મૈલ હતો, અને તેના સપાટામાં ૨,૫૦,૦૦૦૦૦ માનસો સપડાયાં હતા.

ઇ. સ. ૧૮૭૫–૭૬માં બહાર પ્રાંતમાં મોઘવારીથી દુકાળ પડયો હતો.

ઇ. સ. ૧૮૭૬–૭૮ માં મદ્રાસ તરફ વર્સાદ પડયો નહિ, મુંબઈ ઇલાકામાં ખાનદેશ, નાશીક, અહમદનગર, પુના, સોલાપુર સતારા, કલાદગી, બેલગામ, ધારવાડ, આ જીલ્લાઓમાં દુકાળના દુષ્ટ ચિન્હો ફેલાયા હતા. આ સમયે હૈદ્રાબાદ તથા માયસોરમાં ૮૦,૦૦૦ ચોરસ મૈલના વિસ્તાર ઉપર દુકાળ ફેલાયો હતો; તેમાં ૧,૮૦,૦૦૦ માનસો ભૂખમરાથી પીડાઇ મરણ પામ્યા હતા; અને મદ્રાસ ઇલાકામાંતો ૯૦૦,૦૦૦ માણસો ભૂખમરાના ભોગ થઇ પડયા હતા. આ ભયંકર દુકાળનો જુમલે વિસ્તાર ૨,૦૫,૬૦૦ મૈલ હોઈ તેમાં ૩૬૪૦૦૦૦૦ માણસો સપડાયાં હતાં. પણ ઇ. સ. ૧૮૭૭–૭૮ ના દુકાળ કમીશનના રિપોર્ટમાં જણાવે છે કે આ ભયંકર દુકાળનો વિસ્તાર ૨,૦૫૬૦૦ ચોરસ મૈલ હોઇ તેમાં ૩,૬૪,૦૦,૦૦૦ માનસો સપડાયાં હતાં. આ દુકાળમાં સરકારે ૮,૦૦,૦૦૦૦૦ રૂપીયા સંકટ નિવારણ અર્થે ખરચીયાં હતાં. આ મ્હોટા દુકાળમાં કાશ્મિરનો ફળદ્રુપ મુલક વટીક સપડાયો હતો. તેમજ આ સાલમાં ફ્રાંસ જર્મન લઢાઇને લીધે તે તરફ કાશ્મીરી માલનો ઉઠાવ નહિ થવાથી ઉદ્યોગી વેપારી વર્ગ ભૂખમરામાં સપડાયો હતો,

ઇ. સ. ૧૮૮૦ના સાલમાં વાયવ્ય પ્રાંતમાં સપટેંબર અને અકટોબર માસમાં વર્સાદ નહિ વરસવાથી દુકાળ પડયો હતો. તેમજ મહારાષ્ટ્ર, વર્હાડ અને મધ્ય હિંદુસ્તાનમાં પણ આ દુકાળ ફેલાયો હતો.

ઇ. સ. ૧૮૮૪માં પંજાબ અને દિલ્લી આસપાસના ભાગમાં દુકાળ પડયો હતો. તે પછી બીજેજ વર્ષે બંગાલ, બહાર, છોટા નાગપૂર અને મદ્રાસ તરફ દુકાળ પડયો હતો. આ દુકાળમાં બંગાળ ખાતે ભારે ખરાબી થઇ હતી અને ૧૮૮૬–૮૭માં મધ્ય હિંદુસ્તાનમાં મોઘવારી ફેલાઇ હતી, તેથી ગરીબ વર્ગ ભૂખમરાથી પીડાઇ મરણ પામ્યો હતો; છતાં "આ સાલમાં દુકાળ પડયો નહોતો" એવું સરકારી દફતરોમાં જણાવ્યું હતું.

ઇ. સ. ૧૮૮૮–૮૯ માં બહાર, દરભંગા, ગંજમ, ઓરિસામાં દુકાળ પડયો, જેથી તેમાં ૮૦૦૦૦૦ માનસો સપડાયા હતા. મદ્રાસ અને ગંજમમા આ દુકાળ સમયે ફેલાયલી મરકીમાં ૨૪૪૨૨ માનસો મરણ પામ્યા હતા. ઇ સ. ૧૮૯૦ માં અયોધ્યા, વાયવ્ય પ્રાંત, રાજપુતાના, વગેરે ઠેકાણે આ દુષ્ટકાળ પડયો હતો.

ઇ. સ. ૧૮૯૧–૯૨ માં મદ્રાસ ઇલાકામાં દુકાળ ભયંકરરૂપે પડયો હતો. આ દુકાળનું સંકટ ૨૨૭૦૦ ચોરસ મૈલ ઉપર ફેલાયું હતું. આ દુકાળમાં સંકટ નિવારણ અર્થે સરકારે ૧૬,૫૦,૦૦૦ રૂપ્યા ખરચ્યા હતા. મુંબઈ ઇલાકાના દક્ષિણ ભાગમાં એનો વિસ્તાર ૯૪૮૪ ચોરસ મૈલ ફેલાઇ તેમાં ૧૪૬૭૦૦૦ માણસો સપડાયા હતા. બંગાલમાં તેનો વિસ્તાર ૫૭૦૦૦ ચોરસ મૈલનો હતો અને તેમાં ૩૮૮૦૦૦૦ માનસો સપડાયા હતા.

ઇ. સ ૧૮૯૫–૯૬ માં વાયવ્ય પ્રાંત, બુંદેલખંડ અને રજપૂતાના તરફ વરસાદની અછતને લીધે દુકાળ પડયો હતો. આ વેળા સરકારે અયન વખ્તે મદદ નહિ કરવાથી પ્રથમ ઘણા લોકો ભૂખમરાથી મરણ પામ્યા હતા.

ઇ. સ. ૧૮૯૭ માં ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રાંત, ખાનદેશ વગેરે દેશોમાં દુકાળ

પડયો હતો. આ દુકાળ ભયંકર રૂપે પંઢરપૂર, અહમદનગર વગેરે જીલ્લા અસપાસ ફેલાયો હતો ખાનદેશમાં પણ તેનો દેખાવ ભયંકર હતો. આ દુકાળ પાછળ સરકારે આઠ કરોડ રૂપીયા ખરચ્યા હતા. તેમજ કુવા, તલાવ ખોદવા માટે બે કરોડનો ખર્ચ કર્યો હતો.

ઇ. સ. ૧૮૯૯–૯૦૦ માં તમામ હિંદુસ્તાનમાં વરસાદ વરસ્યો નહિ સરકારી દફતરોમા જણાવ્યા મુજબ હિંદુસ્તાનમા વરસાદની કુલે પડતની રાસ ૪૧ ઇંચની આવે છે, તે ૧૮૯૬-૯૭ માં ૫ ઇંચ પડયો હતો, ૧૮૯૯ માં ૧૧ ઇંચ પડયો હતો; આથી દુકાળે ભયંકર રૂપ લીધુ હતું આ દુકાળે ગુજરાતમા ભારે ખરાબી કરી, તે શિવાય મુંબઇ ઇલાકો, મધ્ય પાંત, મારવાડ, રજપૂતાના, પંજાબ, હૈદ્રાબાદ, મદ્રાસ ઇલાકો વગેરે ભાગો તેમા પુરા સપડાયા હતા. આ દુકાળમાં મનુષ્ય તેમ પશુ પ્રાણીના પ્રાણુની ભારે હાની થઇ હતી. ગુજરાત તરફ ગાય ભેંસો આદિ ઢોરો એકેક રૂપીયે વેચાયા હતા. છતા કેટલીક વેળા તેના ખરીદનાર વરીક મળવા મુશકેલીથી મળતા હતા. આથી જીવતા ઢોરોને કાપી તેમના ચીમડાનો ગોરો વેપાર બોહોળા પાયા ઉપર ચલાવવામા આવ્યો હતો થાણા જીલ્લા તરફ કેટલાક ગામમા તો ભીલ વગેરે ગરીબ લોકોએ સ્મશાનમાના બળતા મૂર્દાઓ ઉપર પણ ધાડ પાડી હતી કેટલાક અનાથ ભૂખે ટવળતા માતપિતાએ પોતાના ભૂખથી પીડાતા બચ્ચાંઓને મારી નાખી પોતે પણ આપઘાત કરી મુવા હતા

આ ભયકર દુકાળનો જુમલે વિસ્તાર ૪૫૦૦૦૦ ચોરસ મૈલનો હતો, અને તેના સંકટમાં ૮,૧૦,૦૦,૦૦૦ ની લોક વસ્તી સપડાઇ હતી. આ દુકાળે ૧૯૦૦ના જાને વારી ગાળી ભારે ભયકર રૂપ લીધું. વળી કપાસના પાકની અછતને લીધે મુંબઇના મીલ ઉદ્યોગને ભારે નુકસાની પોહચી હતી. આ દુકાળ સમયે ખ્રિસ્તી મિશનરીઓએ ભૂખે ટવળતા બાળકોનું રક્ષણ કરી તેમને પોતાના ધર્મમાં દાખલ કરી તેમનું પાલણ કર્યું હતું.

આ દુકાળે વડોદરાના રાજ્યમાં પણ ભારે ત્રાસ વતાવ્યો હતો, તે વેળાની ત્યાંની નામદાર ગાયકવાડ સરકારે પોતાની કુલે મેહેસુલ જે પોણા ત્રણ કરોડ ઉપજે છે, તેમાથી એક કરોડ રૂપીયા સંકટ નિવારણ અર્થે ખરચ્યા હતા, તેમજ આ સમયે હિંદમા વાઇસરાય તરીકે લૉર્ડ કર્ઝનનો અમલ હોવાથી આ હાકેમે જાતી દેખરેખથી આ વેળાના ભયંકર દુકાળ માટેના દુખ નિવારણના બાંધકામો ચાલુ કરાવી મ્હોટા ભાગનું રક્ષણ કર્યું હતું. અને તે પાછળ બ્રિટીશ સરકારે રૂ. ૭,૦૦૦૦૦૦૦ સંકટ નિવારણ અર્થે ખરચ્યા હતા.

દુત્તુગિમુનુ—આ સિંહલદ્વિપનો રાજા દેવાનંપીયતસ્સીનો પૌત્ર હતો, અને એ કાર્તિમા રાજ્ય કરતો હતો. એ બચપણથી શૂરો અને લડાયક ખવાસ ધરાવનો હતો, આથી એનુ નામ દુત્તુગિમુનુ (બેહુકમી ગિમુનુ) પડયુ હતું. એની ઉદ્ધતાઇને લીધે એને નહાસી જવું પડયું હતું, પણ પિતાના મોત બાદ એણે લસકર લઇ મહાવેલી ગગા ઉતરી વિજીતપૂરને ઘેરી જીતી લીધુ અને પછી અનુરાધાપૂર ઉપર સ્વારી કરી, ત્યારે ત્યાંના ઇલાલ નામે રાજાએ દિગ્ગજ ત નામે સરદાર સાથે એની ઉપર હુમલો કર્યો, તેમા તામિલ રાજા ઇલાલ માર્યો ગયો એણે તે પછી સિંહલકુળનું ગએલુ સર્વ રાજ્ય એક છત્ર કર્યું ઇલાલ રાજા બ્રાહ્મણ ધર્મ પાળનાર પણ પરાક્રમી, ધાર્મિક અને સખાવતે બહાદુર હતો. એના ઇનસાફીપણાની હાલમાં પણ વખાણ કરવામાં આવે છે. એણે ૪૦ વર્ષ અમલ ભોગવ્યો હતો, અને ૩૨ કિલ્લા બાંધ્યા હતા આ ઇલાલ રાજા તરફ દુત્તુગિમુનુ પૂજ્યભાવ ધરાવતો હોવાથી તેની ક્રિયા કર્મ કરાવી સમાધી બધાવી, અને એવો

ઠેડાવ કર્યો કે તેની સમાધી પાસેથી કોઇ પણ રાજા પસાર થાય ત્યારે તેણે પગે ચાલીને જવું.

દુત્તુગિમુનુએ રાજ્ય હાથ કર્યા પછી ધર્મદાનના કામો ઉપર લક્ષ આપ્યું. તેણે પ્રથમ અનુરાધાપુરમાં ઇ. સ. પૂર્વે ૧૭૧ માં પિત્તળનો મેહેલ બધાવ્યો. આ મેહેલ ૯ મજલાનો હોઇ તેમાં ૧૦૦૦ ઓરડી ભિક્ષુકો માટે અને બીજા અનેક દીવાનખાના હતા. આ મેહેલને ૧૬૦૦ પથ્થરના સ્થંભોથી ટેકાવ્યો હતો. આ દરેક થાંભલો ૧૨ ફીટ ઉંચો હતો. તેની દેવાલમાંના નક્ષિકામમાં હીરા માણેક જડયાં હતા. આ મેહેલની વચમાં એક હાથીદાંતનું સિંહાસન હતું. તેની એક બાજુએ સુત્રાનો સૂર્ય ને ચાંદીનો ચંદ્ર જડયો હતો. આ મેહેલ ઉપર ત્રાંબાના પતરાં જડેલાં હતાં; પણ તેને ત્યાંના લોકો પિત્તળનો મેહેલજ કહેતા.

ઉપલા મંદીર પછી એણે રનાવેલીનું મંદીર (મહાસ્તુપો) નું બાંધકામ આરંભ્યું તેટલાં તેનું મરણ નિપજ્યું હતું. એનો પાયો ૧૫૦ ફીટ ઉંડો ને તેની ઉંચાઇ ૨૭૦ ફીટની હતી. આ ઇમારત બાંધવા માટે હજારો 'યાકોસ' (યક્ષ) ને રોક્યા હતા. દુત્તુગિમુનુએ ૯૯ વિહાર બંધાવ્યા હતાં. એણે દુકાળ પ્રસંગે પ્રજાને હીરા માણેક વેંહેંચી અન્ન ખરીદવાની જોગવાઈ કરી આપી હતી. એનું મરણ ઈ. સ. પૂર્વે ૧૬૧ માં નિપજ્યું હતું. આ વેળા એણે પોતાનું મ્હોડું 'રનાવેલી' તરફ રાખ્યું હતું, આ રાજા સિંહલ રાજાઓમાં ઘણો ધર્મી થઇ ગયો છે.

**દુદુરલી**—આ વનસ્પતિના વેલા બને છે. એના પાંદડા સેહેજ મ્હોટા હોઇ તે સ્વાદે ગળચટાં હોય છે. એની ઉપર આંકડાના ફુલો જેવાં ફુલો આવે છે. આ વનસ્પતિ વનઔષધિના વર્ગમાંની છે.

**દુધ**—આ અતિ પ્રસિદ્ધ પદાર્થ પૃથ્વીના દરેક ભાગમાં જાણીતો તેમજ પ્રીય છે. મનુષ્ય જન્મતાંજ તેને તુરત આ ચીજની ગરજ પડે છે. આ પદાર્થ પ્રાણીજીવન માટે અતિ અગત્યનું છે. આપણે જેટલા પદાર્થો જોઇએ છિયે તેટલા ઘણા ખરા સર્વ અનેક પદાર્થ મળી બનેલાં હોય છે, તે અનેક પદાર્થમાં જૂદા જૂદા ગુણો હોય છે; તે વાત દુધને પણ લાગુ પડે છે. વિદ્વાનોએ સ્થલ માન એક હજાર અંશનું પકડી દુધ માહેલા પદાર્થમાંનું જે પ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે તે નીચે મુજબ—

| | પાણી | + ખાંડ | + માખણ | + ચીકાસ | + ખાર | ૧૦૦૦ ભાગમાં |
|---|---|---|---|---|---|---|
| સ્ત્રીનું દુધ | ૮૮૯ | + ૪૪ | + ૨૭ | + ૩૯ | + ૧ | ૧૦૦૦ |
| ગાયનું દુધ | ૮૬૪ | + ૩૮ | + ૩૬ | + ૫૫ | + ૭ | ૧૦૦૦ |
| ગધેડીનું દુધ | ૮૯૦ | + ૫૦ | + ૧૯ | + ૩૬ | + ૫ | ૧૦૦૦ |
| બકરીનું દુધ | ૮૪૫ | + ૩૭ | + ૫૭ | × ૫૫ | + ૬ | ૧૦૦૦ |

બાળકને ધાવતું નહિ મળી શકે ત્યારે જાનવરનું દુધ પાવામાં આવે છે. બકરી તથા ગધેડીનું દુધ સ્ત્રીના દુધને ઘણે દરજ્જે મળતું આવે છે. તે બચ્ચાને તાજું દોહીને પાવું, પણ આ દુધ મળવું મુશકેલ પડેછે. ગાયનું દુધ સેહેલાઇથી મળી શકે છે, પણ તે સ્ત્રીનાં દુધથી વધારે ઘાડું અને ઓછું મીઠું હોય છે. તેને સ્ત્રીના દુધની પદ્ધતિ પર લાવવાં સારૂં તેના બે ભાગ દુધમાં એક ભાગ પાણીને સાકર સાથે મેળવવું પડે છે સ્ત્રીનું દુધ ગાયના દુધને કેટલી હદ સુધી મળતું આવે છે તે નીચલા કોઠા ઉપરથી જણાશેઃ—

| | | |
|---|---|---|
| પાણી ... ... ... | ૮૮.૫૧ અથવા | ૮૯ |
| દહીં અથવા કેઝીન... | ૩.૯૨ અથવા | ૪ |
| માખણ માને ચરબી... | ૨.૬૭ અથવા | ૨ $\frac{૩}{૪}$ |
| ખાંડ ... ... ... | ૪.૩૬ અથવા | ૪ $\frac{૧}{૨}$ |
| નીમક ને રાખ... ... | ૦.૧૪ અથવા | $\frac{૧}{૪}$ |
| કુલે | ૧૦૦ | ૧૦૦ |

સ્રીના દુધમાં ગાયનાં દુધમાં જે નિમકો છે તેનો ત્રીજો ભાગ તેમા છે. બકરી, ગાય, અને સ્રીનાં દુધમાં ' કેજીન, ખાંડ અને માખણનો ભાગ જૂદા જૂદા પ્રમાણમાં હોય. છે, તે આ નીચલા કોઠા ઉપરથી જણાશે.

| દુધ | કેજીન— | ખાંડ— | માખણ. |
| --- | --- | --- | --- |
| બકરીનું દુધ... | ૮૦ | ૪૦ | ૪૦ |
| ગાયનું દુધ ... | ૬૩ | ૨૩ | ૪૦ |
| ઓરતનું દુધ... | ૩૨ | ૩૬ | ૨૯ |

બીજો કોઠો.

| દુધ | ૧૦૦૦ ભાગમાં | પાણી. | કેજીન. | આલબ્યુમીન. | ખાર. | સાકર. | ચર્બી. |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| સ્રીનું દુધ | „ | ૮૭૪૧ | ૧·૦૩ | ૧·૨૬ | ·૩૧ | ૬·૨૧ | ૩·૭૮ |
| ગાયનું દુધ | „ | ૮૭·૧૭ | ૩·૦૨ | ·૫૩ | ·૭૧ | ૪·૮૮ | ૩·૬૯ |
| બકરીનું દુધ | „ | ૮૫·૭૧ | ૩·૨૦ | ૧·૦૯ | ·૭૬ | ૪·૪૬ | ·૪·૭૮ |
| ગધેડીનું દુધ | „ | ૮૯·૬૪ | ·૬૭ | ૧·૫૦ | ·૫૧ | ૫·૬૭ | ૧·૨૧ |
| ભેંસનું દુધ | „ | ૮૧·૪૧ | ૫·૮૫ | ·૨૫ | ·૮૭ | ૪·૧૭ | ૭·૪૭ |

ઉપલા કોઠાઓ ઉપરથી માલમ પડશે કે બાળકનું પોષણ જેવું તેની માતાના દુધથી થઇ શકે છે, તેવુંજ બકરી અથવા ગાયનાં દુધથી થઇ શકતું નથી. કેમકે તેમાં રહેલા મુખ્ય તત્વોના પ્રમાણમાં ઘણો ફેર રહે છે પણ જ્યારે બાળકની માતાને દુધ આવતુંજ નથી ત્યારે બકરી અથવા ગાયનું પાવાની જરૂર પડે છે.

સઘળી ઓરતનાં દુધમાં ઉપર લખેલા કેજીન, માખણ, ખાંડ ઇત્યાદી તત્વો સરખા પ્રમાણમા હોતા નથી. જૂદી જૂદી ઉમર તથા શરીરના બાંધા પ્રમાણે તથા સારી નરસી તંદરૂસ્તી પ્રમાણમાં હોય છે. ૧૫ થી ૨૦ વર્ષની ઓરતના દુધમાં ૩૦ અથવા ૪૦ વર્ષની ઓરતનાં દુધ કરતાં પેલાં તત્વોનું પ્રમાણ વધારે હોય છે.

આ નીચલા કોઠા ઉપરથી સામળી તથા ગોરી બાવીસ વર્ષની ઓરતનાં દુધમાંના તત્વનાં પ્રમાણમાં કેટલો તફાવત છે તે સેહેજ સમજમાં આવશે.

| તત્વ. | ગોરી. | સામળી. |
| --- | --- | --- |
| ‖ | ‖ | ‖ |
| પાણી | ૮૯૨·૦૦ | ૮૫૩·૩૦ |
| માખણ | ૩૫·૫૦ | ૫૪·૮૦ |
| કેજીન | ૧૦·૦૦ | ૧૬·૨૦ |
| ખાંડ | ૫૮·૫૦ | ૭૧·૨૦ |
| નીમક | ૪·૦૦ | ૪·૫૦ |
| કુલે | ૧૦૦૦ | ૧૦૦૦ |

જૂદા જૂદા સ્વભાવની ઓરતમાં, ને જ્યારે તેઓ તદરૂસ્ત અથવા બેમાર હોય છે ત્યારે તેઓના દુધમાં રહેલા તત્વોનાં પ્રમાણ જૂદાં જૂદાં હોય છે, તે આ નીચલા કોઠા ઉપરથી જણાશે.

| તત્વ. | તંદરૂસ્તીવાળી. | દર્દ ભરજુવાનીમાં હોય તેવી. | રોગ ઘણા દિવસથી લાગુ પડયો હોય તેવી. |
| --- | --- | --- | --- |
| ‖ | ‖ | ‖ | ‖ |
| પાણી | ૮૮૯·૦૮ | ૮૮૪·૯૧ | ૮૮૫·૫૦ |
| કેજીન | ૩૯·૨૪ | ૫૦·૪૦ | ૩૭·૦૬ |
| ખાડ | ૪૩·૬૪ | ૩૩·૧૦ | ૪૩·૩૭ |
| માખણ | ૨૬·૬૬ | ૨૯·૮૬ | ૩૨·૫૭ |
| નીમક | ૧·૩૮ | ૧·૭૩ | ૧·૫૦ |
| કુલે | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |

દઈ આતાએ પોતાના બાળકને દુધ પાવામા કેટલો જોખમ છે તે ઉપલા કોઠા ઉપરથી જણાશે. દુધનાં તત્વોના પ્રમાણોમાં આજારથી ફેરફાર થાય છે, તેથી તે બાળકને પોષણ કરવાને બદલે નુકસાન કરે છે.

મી૦ એમહેડન સર્ન' એ ગાયના તાજા દુધનું પૃથઃકરણ કરી તેમાં કયાં કયાં દ્રવ્યો કયા કયા પ્રમાણ મુજબ છે તે શોધી કાઢેલું છે, આ દ્રવ્યો અને તેનું પ્રમાણ નીચે આપ્યુ છે.

| | | | |
|---|---|---|---|
| ૧૦૦૦ ભાગ | દુધમાંથી | પાણી | ૮૭૩·૦૦ |
| ,, | ,, | ,, માખણુ | ૩૦·૦૦ |
| ,, | ,, | દહીમાં કૅજીન | ૪૮·૨૦ |
| ,, | ,, | દુધમાં સાકર | ૪૩·૭૦ |
| ,, | ,, | ,, ચુનાનો ફાસ્ફેટ | ૨·૩૧ |
| ,, | ,, | મૅગ્નિશિઅમ ધાતુનો ફાસ્ફેટ | ·૪૨ |
| ,, | ,, | લોઢાનો ફાસ્ફેટ | ·૦૭ |
| ,, | ,, | પોટાશિઅમ ધાતુનો ક્લોરાઇડ | ૧·૪૪ |
| ,, | ,, | સોડિઅમ ધાતુનો ક્લોરાઇડ | ·૨૪ |
| ,, | ,, | સોડા ખાર અને કેસીનનું મિશ્રણ | ·૪૨ |
| | | કુલે | ૧૦૦૦·૦૦ |

પ્રથમ નિકળતું દુધ પનળું ને ઓછા કસનું હોય છે, પણ પાછળથી નિકળતું વધારે કસદાર હોય છે, અને રફતે રફતે તે વધુ કસદાર નિકળ્યા કરે છે.

ગોવાળીઆઓના કહેવા મુજબ પ્રાણીઓનાં દુધને જે માનથી કસ વધારે હોય છે તે માનથી તેનું દુધ કાઢવા વધારે જોર લાગે છે. ઘણુકોના અનુભવ મુજબ કુમળું દુધ પાચન જલદી થાય છે, અને તે વધારે કસ-દાર થતાં પાચન જલ્દી થતું નથી પણ તે વધારે પૌષ્ટીક હોય છે.

ઉત્તમ દુધની પરિક્ષા કરવી હોય તો તે દેખાવમાં ઘણું સફેદ અને અપારદર્શક હોઇ રૂચીમાં મધુર લાગે છે. જે દુધ ખરાબ હોય તેને ગરમ કર્યા પછી બગડી* તેનો ચોથો હિસ્સો પાણી બને છે. દુધ સારી સ્થિતિમાં હોય ત્યારે તે જાડું હોય છે, પણ તેમાં પાણી રેડીયાથીજ તે પાતળું બને છે. ભેંસના દુધ કરતાં ગાયનું દુધ પાતળું હોય છે. બકરીનું દુધ ગાય ભેંસના દુધ કરતાં હલકું હોય છે, અને તેથી તે જલ્દી પચે છે. આજ કારણથી નાહના બાળકોને બકરીનુ દુધ પાય છે. ઉત્તમ ખોરાક આપ્યાથી સારૂં પૌષ્ટિક દુધ મળે છે બકરીઓનાં ખાવામાં તહેવાર પાંદડાં આવવાથી તેનું દુધ ઘણુ ઉત્તમ નિકળે છે, પણ ઘરમાં બાંધી મેળેલી બકરીને ઝાઝાં પાંદડાં યા ખોરાક મળતો નહિ હોવાથી તેનું દુધ સારૂં હોતું નથી.

ગાયનાં દુધને સેજ સાજ ફેરફાર કરીને સ્ત્રીના દુધ જેવી ખુબીવાળું બનાવી શકાય છે, અને તે ધાવતાં બાળકોને માતાનાં દુધની ગેરહાજરીમાં ઘણી સરસ રીતે પાઇ શકે છે. તે ફેરફાર એટલોજ કરવો પડે છે કે ગાયના દુધમાં દર બે ત્ર્યાઉશ ભાગ જેટલું પાણી ઉમેરવું, અને દર પાઇંટે ¾ ઔંસને હિસાબે ખાંડ ભેળવી. ગાયના દુધમાં ચીકાસ સ્ત્રીનાં દુધ કરતાં વધતો હોય છે, તે પાણીથી બરાબર થઇ રહે છે. અને મીઠાસ ખાંડથી બરાબર થાય છે.

ગધેડીના દુધમાં સ્ત્રીના દુધ કરતા ઓછો ચિકાસ ને વધારે મીઠાસ હોય છે. આથી જો ગધેડી અને ગાયનુ દુધ સરખા ભાગમાં મેળવ્યું હોય તો તે લગભગ સ્ત્રીના દુધ જેવુ બને છે.

દુધમાં મલાઈ કે માખણવાળા તેલ રૂપી પદાર્થ ઉપરાંત નાઇટ્રોજન રૂપી પદાર્થ છે, જેને કૅઝીનના નામથી ઓળખવામા આવે છે. એ બે ઉપરાત ત્રીજો પદાર્થ સાકર રૂપી છે. જો દુધને ચોકસ વખત સુધી રાખવા પછી 'લૅકટિક ઍસિડ'ના રૂપમાં બદલાઇ જઇ તે ખટાશ પેદા કરે છે એ ખટાશથી દુધમાંનું 'કૅજીન' બધાઇ જઇને તેનું દહી બને છે. મલાઈ કહાડી લીધેલાં દુધનું દહી

બની શકે છે, તે તેમાં 'કૅજીન' સલામત રહેલો હોવાથીજ થાય છે, આથી દહી પણ એક પોષણ કારક પદાર્થ કહેવાઇ શકાય.

દુધમાં એ ઉપરાંત ચોથા પદાર્થ તરીકે કેટલીક જાતનાં ક્ષાર હોય છે, જે મુખ્ય કરીને બચ્ચાંઓના હાડકાંનું પોષણ કરે છે. એ ચાર સીવાય પાંચમો ભાગ પાણીનો છે, જે સેંકડે હેસી ટકા જેટલો મોટો હોય છે.

દુધની અંદરના આ સઘળા પદાર્થોમાં મલાઇ અથવા માખણ રૂપી પદાર્થની બનાવટ કુદરતની મોટી ખુબી દેખાડનારી છે. એ વસ્તુ ખરેખર તો નર્‌ તેલ છે, પણ જો તે એમનું એમ રહે તો તે દુધથી જુદું પડીને કેટલીક અગવડ પેદા કરનાર, તેમજ જરપચ થવાને પણ તે ભારી થઇ પડત. તેથી કુદરતે એવી કરામત કરી છે કે, ઘણીક બારીક અથવા સુક્ષ્મીક કોથળીઓ બનાવીને તે દરેકમાં તેલનું સુક્ષ્મીક ટીપુ ભેળીને તેને બંધ કરી નાખેલી છે. દુધને જ્યારે કેટલોક વખત ઠરવા દેવામાં આવે છે ત્યારે એ કોથળીઓ ઉપર તરી આવીને એકઠી થાય છે, જેને ઇંગ્રેજીમાં 'ક્રીમ' એટલે મલાઇ કહે છે દુધને ગરમ કરી ઉપર જે મલાઇ બધાય છે તે આ કોથળીઓનાજ પ્રતાપે બને છે. દહિને વલોવવાથી પણ એજ કોથળીએ ઉપર તરી આવીને માખણનું રૂપ લે છે ત્યા સુધી તેલ કોથળીને વળગેલુ રહીને સેવટે જ્યારે માખણને તાવવામાં આવે છે ત્યારે તે ઘીનો આકાર લઇને નરદમ તેલના આકારમાં છુટું પડે છે. આથી ઘી એ કુદરતે દુધમાં મેળેલું એક જાતનું તેલજ છે, જે ખોરાકમાં લીધાથી ગરમી આપી પોષણ કરે છે.

**દુધની જુદી જુદી બનાવટો:—**

દુધની **મલાઇ** એ એક મુખ્ય પુષ્ટીકારક ખોરાક ગણાય છે. દુધની અંદર ઝીણા ઝીણા ગોળ કણ વિખરાઇને પડેલાં હોય છે, તેમને ભેગા ઠરવાથી મલાઇ બને છે. ધીમે આંચે ગરમી લગાડયાથી આ સર્વે ચીકાસદાર કણ એકત્ર થઇ મલાઇ બને છે. મલાઇના જથ્થા તથા તેની સોજી હાલતનો આધાર દુધની ખાશિયત ઉપર, તેમજ તેને ઉકાળવા આગમજ ઠરવા દેવાના વખત ઉપર અને તેને દુધ ઉપરથી કહાડી લેવાની રીત ઉપર ઘણો રહે છે. મલાઇ દુધ કરતાં વધારે કુવત બક્ષનાર પણ જરપત થવામાં કઠણ છે.

**માખણ** એ દુધની બીજી બનાવટ છે. જુદા જુદા પ્રાણીઓના દુધ પ્રમાણે તેના સ્વાદમાં ફેરફાર રહે છે. બકરી તથા ભેંસના દુધનાં માખણનો સ્વાદ ઘણો તેજ હોય છે. વળી જાનવરના ખોરાકને લીધે પણ તેના સ્વાદમાં ફેરફાર થાય છે, અને સ્વાદ પ્રમાણે તેના રંગમાં પણ ફેરફેર પડે છે.

માખણને લાંબો વખત જાળવી રાખવા માટે તેમાં નીમક, સુરો ખાર, તથા સાકરને ઘણા નાહના પ્રમાણમાં સાથે ભેળીને બનાવવામાં આવે છે. દર '૨૨' રતલ માખણ સાથે ૧૬ ઔંસ નિમક, એક ચમચી સુરોખાર અને એક ચમચી સાફ કરેલી ખાંડ ભેળવી જોઇએ. માખણ લાંબો વખત ટકી રહે એવું બનાવવા માટે તેને ચોકસ રીતે ગરમી લગાડવી પડે છે.

એક લાંબી ટોકના વાસણમાં માખણને નાખી ૧૪૦ ડીગ્રીથી વધારે ગરમી લાગે નહિ એવી રીતે તેને આતશપર મેળવાથી પાણી ખુલ્લી રીતે સપાટી ઉપર તરી આવતાં તેને કાઢી લેવું. એ પછી માખણને કપડા વડે ગાળી ઠંડુ પાડવું પડે છે, અને તેને તુરતજ નીમક સાથે ભેળી દાબડામાં બંધ કરવાથી તે માખણ લાંબો વખત જળવાઇ રહે છે. માખણમાં સાધારણ રીતે રતલે $\frac{1}{2}$ થી ૧ ઔંસ જેટલું પાણી રહે છે, પણ હલકી જાતનાં માખણમાં પાણીનો વધારે જથ્થો રહે છે.

છાસ—એ દુધના ચીકાસના તત્વોથી તદન મોકળી હોય તેમાંના ખાંગ તથા ખટાસના તત્વો છાસમાં વધારે રહે છે. બીજા

ખોરાક સાથે ભેળીને છાસ ખાધાથી તે એક ઉપયોગી ખોરાક થઇ પડે છે, કેમકે તેમાં પાચન શક્તિને ટેકો આપવાનો ગુણ છે (જુઓ છાસ.)

**દુધ દોહવાનો સાંચો**—જમાના થયાં ઢોરોનું દુધ હાથ વડેજ દોહવામાં આવે છે, પણ આ સુધરેલા જમાનામાં યંત્ર વડે દુધ દોહવાની યુક્તિ શોધી કાઢવામાં આવી છે. આ નવા યંત્ર વડે એક વેળા અનેક ગાય ભેસોનુ દુધ દોહવી શકાય છે, અને તેમાં ઝાઝાં માનસોની પણ જરૂર હોતી નથી, કારણ કે સર્વે કામ યંત્ર પોતાની મેળે કરે છે.

આ યંત્રમાં એક ગોળ સિલેન્ડર રેકી એક ખાસ કરામત બનાવવામાં આવેલી હોય છે, અને તેમાં 'વાલ્વ' વગેરેથી એવી યુક્તિ કરેલી હોય છે કે જનાવરના થાનની ભોટણી ઉપર તે બરાબર બેસે છે. તેને એક છેડે લાંબી રબરની નળીઓ જોડેલી હોય છે. ગાયના થાનની સઘળી ભોટણીઓ ઉપર એ જાતનું અકેક કેસ લાગુ પાડીને એ નળીઓને દુધ ભરવાનાં ખાસ બનાવટનાં તથા હવા નહિ જાય એવાં એક ઉંડા વાસણમાં દાખલ કરવામાં આવે છે. તેને ઉભી નળી વડે હવા ખેચી લેનાર 'એર પમ્પ' સાથે સંબંધ રાખેલો હોવાથી, એ 'પમ્પ' ચાલુ કરતાં, પેલા વાસણમાંની હવા ખાલી થવાથી બનેલા 'વેકયુમનાં' બળે દુધ ગાયના થાણમાંથી ખેચાઇને (દોહવાઇને) પાધરૂં બંધીયારૂં વાસણમાં ચાલ્યું જાય છે. આ કરામતથી એકી વેળા અનેક જાનવરોનુ દુધ દોહવાઇ શકાય છે. ગરીબ જાનવરોની બાબતમાં આ યુક્તિ અતિ સગવડ ભરી અને ઉપયોગી નિવડી છે, અને મસ્તીખોર જાનવરોનેબી જાપતામાં રાખીને આસાનીથી દોહી શકાય છે.

"કનડેન્સડ મિલ્ક" નામનું ટીનનાં ડબામાં આવતું વેચાતી દુધનો ખપ દુનિયામાં ઓહોળો થતો જાય છે. 'કનડેન્સ્ડ' એટલે પાણી બાળી જાડું બનાવેલું દુધ. આ દુધ એ રીતે બનાવવામાં આવે છે: એક ફક્ત પાણી બાળીને ચોકસ હદ સુધી ધાડું કરેલું અને બીજું, એ રીતે ધાડું બનાવી તેમાં ખાંડ આમેજ કરેલું. આ કામ માટે ખાસ બનાવટના સાંચાકામો બનાવવામાં આવે છે, જે ૫૦૦૦૦ રતલ સુધી 'કનડેન્સ' કરેલું દુધ બનાવી શકે છે. આ ઉપયોગ માટે જે સાંચાકામ અને વાસણોની જરૂર પડે છે તે નીચે મુજબ:—

એક સ્ટીમ એન્જીન, એક સ્ટીમ બૉઇલર, એક દુધ જોખવા માટેનો કાંટો અને વાસણ, ૩૦૦ થી ૪૦૦ ગ્યાલન દુધ રહે એવા બે મોટા 'રિસિવિંગ પૉટ', એક તેવીજ મ્હોટી કરાહ, એક 'ડુપ્લેક્ષ વેકયુમ પમ્પ' અને કેનડેન્સડ (એટલે કે જે યંત્રમાથી હવા કાઢી નાખ્યા પછી દુધ સેવટનું કનડેન્સડ કરવા માટે નાખવામાં આવે છે તે.), એ રીતે કનડેન્સડ થએલું દુધ એ યત્રમાંથી કાઢવા તથા ઠંડુ પાડવા માટેના 'પૉટ', દુધ ભરવાના તિનના ડબા તથા એક પાણીની ટાંકી, આ સર્વે સાંચાકામ અને વાસણો વગેરે એવી રીતે ગોઠવવામાં આવે છે કે એકેક પછીની ક્રિયાઓ સિલસિલા બંધ થતી આવે છે.

દુધની પ્રથમ સ્વચ્છતા અને ચોખાઇ તથા તાજુપણ તપાસી કાંટા ઉપર જોખીને 'રિસિવિંગ વાટ' યાને મોટા કદના વાસણોમાં રેડવામાં આવે છે, કે જના થકી તે નળીઓ વાટે પોતાનો રસ્તો ગરમ કરવાની મોટી કરાહમાં લેછે અને ત્યાથી તે 'વેકયૂમપેન' નામની હવા કાઢી લીધેલી બીજી એક કરાહમાં જાય છે.

આ કરાહમાથી 'પમ્પ'ની મદદથી સઘળી હવા ખેચી લેવામાં આવે છે, એટલે હવાનાં દબાણથી દુધ પોતાની મેળે તેમા ચાલ્યું જાય છે, અને ધીમે 'ટેમપરેચરે' ઉકળવા માંડે છે. તે ઉકાળની વેળા ખાસ સંભાળ લેવામાં આવે છે, કે તેને ૧૬૦ ડીગ્રીથી વધુ તાપ નહિ પોંહચે, કમકે નહિ તો ઉકળતી

વેળા વરાળ મારફતે ઉડી જતાં પાણી સાથ દુધનો એક ભાગ ઉડી જવાનો સંભવ રહે છે. આ 'વેકયુમપૅન'ની ખુબીજ એ હોય છે કે તેમાં નાખેલી ચીજ ધીમી ધીમી ઉકળે છે. એ રીતે એ કરાહ (પૅન)માં ત્રણ કલાક સુધી દુધને ઉકાળીને તે મધેનું પાણી બાળી નાખવામાં આવે છે. એટલા વખતમાં સેંકડે ૭૫થી ૮૦ ટકા જેટલું પાણી બળીને દુધ ઘટ થાય છે. તે જોઇએ એટલુંજ ઘટ થવા પછી સ્ટીમ તથા 'ખુમ્બો' (વેકયૂમ પમ્પ) બંધ પાડવામાં આવે છે, તથા વાલ્વ ઉઘાડીને કરાહમાંનુ દુધ દબાઓમાં કાઢી લેવામાં આવે છે. આ દબાઓમાંથી તેને બીજા મોટા દબાઓમાં ખાલી કરવામાં આવે છે, તથા છેલ્લામાંથી એક નળી વડે બાર બાર ઔંસના નાના દબાઓ વેપાર માટે ભરવામાં આવે છે, તથા તેઓમાં હવા દાખલ થાય તે અગાઉ તુરત ત્યાંને ત્યાં તેમને રેહવા દઇ બંધ કરી લેવામાં આવે છે.

દુધના કટકા સાઇબિરિયામાં બેહદ થંડી પડતી હોવાથી ત્યાં સર્વે પ્રવાહી પદાર્થ નક્કર રૂપ પકડે છે. ત્યાં થંડીના દિવસમાં દુધ દોહવવા માટે વાસણની ગરજ પડતી નથી. કારણ કે દુધ દોહવતાં દુધ તો ઝીણા પપેટા જેવા ગોળાકૃતિ બની ભોંય ઉપર પડે છે. ત્યાં કેટલાકો તો તેને લાકડીમાં પોઇ તેને મીણબત્તી જેવો આકાર આપે છે. આ લાકડીઓ એટલી મજબૂત હોય છે કે બાળકો દુધની લાકડી વડે અપસમાં લઢે છે. ઇર્કતક્ષ શેહેરમાં તો દુધની સળીઓ બનાવી તેની જુડીઓ બાંધી મેળે છે. આ દુધ થંડીને લીધે મહિનાઓ સુધી બિગડયા વિના રહે છે. આ દુધને તેઓ ગર્માની મોસમ સુધી ઘેરમાં ઓળવી રાખે છે ને પછી ગર્મી આપી જોઇતું દુધ યા ઘી મેળવી શકે છે.

**દુધની**—આ નામની ફલાણીજ વનસ્પતિ છે એવો નિર્ણય થતો નથી, તોય દુધ અથવા દુધ જેવા પદાર્થવાળાં અનેક વનસ્પતિ છે, તેમાંના કર્નાટકમાંના તખીઓ જે યોજે છે તેને લૅટિનમાં Inchnocurpus Frutescens કહે છે. તેનાં મૂળીયાં પરમા તથા આંખના વિકાર જેમાં પરૂ થાય છે તે રોગ ઉપર અતિ ગુણકારી છે. એનો ચીક ઔષધિ ઉપયોગી ગણાય છે.

**દુધપિતી**—એક ક્રૂર રેવાજ. કચ્છ, કાઠીઆવાડમાં જાડેજા રજપૂત તથા બીજી ન્યાતોમાં અને ગુજરાતમાં કેડવા કણબીમાં આ દુધપિતી નામે એક દુષ્ટ રેવાજ લાંબા વખતનો જાએજ હતો. જો કોઇ સ્ત્રી પુત્રી પ્રસવતી તો તે બાળકીને તેઓ તરતજ દુધના ભરેલા વાસણમાં મેળી તેમાં દુબાડી મારતા, જેને દુધપિતી કહેતા. આ ક્રૂર રસમની પેહેલી ખબર મેજર વૉકરને ઓગણીસમી સદીની શરૂઆતમાં ખંડણીનો બંદોબસ્ત કરતાં જાણમાં આવતાં તેણે આ દુષ્ટ ચાલ બંધ કરવાને સ્તુતિપાત્ર પ્રયત્ન કર્યો હતો. તેમજ આ દયાળુ અમલદારે ૧૮૦૭ ના ડીસેંબરમાં મુખ્ય જમીનદારો પાસથી લેખ લખાવી લઇ તે દુષ્ટ રેવાજ બંધ પાડવાની પ્રથમ કોશેસ કરી. તે પછી ઉત્તર ગુજરાતના કેડવા કણબીઓમાં પણ અમદાવાદના કલેકટર મી૦ ઇ. જી. ફ્રેંસે ભાષણો કરી અને મુખીઓને સમજણ આપી આ દુષ્ટ રેવાજ બંધ કરવાની કોશેસ કરી. આ રેવાજ ચાલુ થવાનું કારણ મુખ્ય કરી બાળકીને પરણાવતી વેળા રીતમાં ભારે નાણું આપવું પડવાનું હતું, પણ સરકારી અમલદારોએ સારી સમજાવટથી આ રેવાજ બંધ કરવા લગનના ખર્ચા એકદમ કમતી કરવાની યોજના ઘડી, છતાં ૧૮૭૦ સુધી આ રેવાજ ચાલુ હતો. તેટલાં ૧૮૭૦ મા બાળહંત્યાનો ખાસ નવો કાયદો સરકારે ઘડયો, જે આ તરફના સર્વે બ્રિટીશ તથા ગાયકવાડી હદમાં લાગુ પાડી, આ રેવાજ બંધ કરાવ્યો હતો, છતાં ૧૮૮૮ સુધી આ કાયદો સખત રીતે અમલમાં મેળવાની કોશેસ કરવી પડી હતી.

**દુધી**—એને પોળી દુધી પણ કહે છે. એનો વેલો ઘણો લાંબો પસરે છે. એમાં લાંબી તુંમડી, ચપટી, તંબુરા જેવી ઇત્યાદી અનેક જાતિઓ છે. દુધી પાકીને જુની થતાં તે ગોળાકૃત બને છે, જેના તંબુરા બનાવે છે. તરવા શિખનારા આ દુધીના તુંમડાં કમરે બાંધી તરવા શીખે છે. દુધીની એક બીજી જાતીને મગીયા દુધી કહે છે. એમાં પોળી અને રાતી એવી પણ બીજી બે જાતિ છે, તેનું પણ શાક દુધી જેવુંજ થાય છે. દુધીનો હલવો સ્વાદિષ્ટ બને છે.

**દુધેલી**—એના વેલા લાંબા થવા પેહેલાં તે પ્રથમ હાથ ભર ઉંચા ઝાડનું રૂપ પકડે છે. એના પાંદડા ફિક્કા લીલા રંગના હોઈ નાહના હોય છે. એનો વેલો ભાંજતા તેમાંથી દુધ જેવો પદાર્થ નિકળે છે. એના વેલાનો રંગ કિંચિત લાલાસ ઉદા રંગનો હોય છે એની પર ફુલો આવે છે. તેમજ એની પર શીંગો પણ આવે છે. આ વેલાની યોજના વન ઔષધિમાં કરેલી છે.

**દુમેલા**—અથવા દુર્મિલા છંદ. આ છંદ ૮ સગણનો બને છે. એમાં ૧૨ અક્ષરે યતિ આવે છે.

**દુર્ગા**—હિંદી સંગીત શાસ્ત્ર મુજબ માલકોશ રાગનાં ૮ પુત્ર વધુમાં દુર્ગા એક તેની ભાર્યા રાગણી છે. એ પંચમ, કામોદ, સિંધ, નટ અને વિનોદથી મિશ્ર છે, પણ જાણીતી નથી.

**દુર્ગા**—રૂ રૂ નામે રાક્ષસનો દુર્ગ નામે એક પુત્ર હતો, તેણે પોતાના તપો બળે ઇંદ્રાદિ દેવતાઓને જીત્યા અને પછી એટલો તો બળવાન થયો કે તે પૃથ્વીપતિ થયો અને બધે અનિતિ ફેલાવી. તેના જુલમ અને અનિતિથી દેવતાઓએ મહાદેવની મદદ માગી. મહાદેવે તેની સાથે લડવા પોતાની પત્નિ ગૌરીને મોકલી. ગૌરીએ પોતાની સખી મહાકાળીને લશ્કર આપી લડવા મોકલી. દુર્ગને આ ખબર પડતાં તેણે મહાકાળીને પકડી લાવવા રાક્ષસ સૈન્ય મોકલ્યું. મહાકાળીને રાક્ષસોએ પકડતાં તેણીએ તેમને ભસ્મ કર્યા. એ મુજબ અનેક લડાઇ થઇ; પછી મહાકાળી નહાશી ગૌરી પાસે ગઇ, આથી શિવ પત્નિએ જાતે લડાઇપર જઇ દુર્ગનો પરાજ્ય કર્યો. ત્યારથી મહાકાળીને પૂજ્ય ગણવામાં આવે છે, ને આ દેવી દુર્ગા કહેવાઇ.

કાશીમાં આ દેવીનું રમણિય મંદીર શેહેર બાહાર છે. મંદીર પાસે એક ગંજાવર તળાવ છે, તેને દુર્ગા કુંડ કહેછે. આ કુંડ ઉપર અસંખ્ય વાંદરાઓ ભમતા ફરેછે. દુર્ગા દેવીના મંદીરમાં દાખલ થવાનો દરવાજો પશ્ચિમ તરફ છે. દરવાજા ઉપર નૌબતખાનું હોઇ સામી બાજુએ એક અઢી ફીટ ઉંચો સ્થંભ છે, દર વર્ષે નવરાત્રમાં અત્રે એક મ્હોટો ઉત્સવ થાય છે, તે વેળા અસંખ્ય પ્રાણીઓને આ અઢી ફીટ ઉંચા સ્થંભ સાથે બાંધી તેમની કતલ કરવામાં આવે છે. જમણી તરફ એક ૧૦ ફીટ ઉંચાઇના પથ્થરના થાંભલા પર વિકાળ સિંહની મૂર્તિ છે, તેમજ મંદીરમાં પ્રવેશ કરતાં બે બાજુએ સિંહની મૂર્તી જણાય છે. સભામંડપ રંગબેરંગી સંગેમરમરનો છે. ઘુંમજમા નેપાળના રાજા તરફથી ભેટ મળેલો મ્હોટો ઘંટ છે. મુર્તીનો દેખાવ ઉગ્ર છે અને તેની પાસે એક ઘંટ છે. આ ઘંટ મિર્જાપુરના એક યૂરપીયન મેજીસ્ટ્રેટે આગળ ભેટ આપેલો હતો. આ મંદીર રાણી ભવાનીએ બંધાવ્યું હતું.

**દુર્ગાવતી**—આ શૂરવીર રાણી મહુઆ શેહેરના રાજા ચંદ્દનની બેટી અને ગડમંડળના રાજાની સ્ત્રી હતી. એનો પતિ જુવાનીમાં મરણ પામવાથી બાળ રાજા વીરવલ્લભ તરફથી તે રાજ્ય ચલાવતી હતી, તેટલાં અકબર પાદશાહે અનેક રજપૂત રાજ્યો વશ કરી ૧૫૬૪ માં ગડમંડળ સર કરવા આસફ્ખાનને સરદારી આપી ચઢાઇ કરવા મોકલ્યો. તેની સામે દુર્ગાવતીએ પોતાની સરદારી તળે ૧૫૦૦ હાથી ને ૮૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર લઇ પોતાના કુંવરને પણ સાથે રાખી પોતે હાથી ઉપર બેશી યુદ્ધમાં ધુમવા માંડ્યું. દુર્ગાવતીએ આસોફ્ખાનના લશ્કરને બે

વેળા પેચમાં ઘેરી તેના ૬૦૦ સ્વારોનો ઘાણ કાઢયો. સેવટે મોગલ સેના રણમાંથી નહાસતાં તેમની પાછળ રજપૂત સૈન્ય લાગ્યું, પણ રાત પડવાથી સરદારોએ મુવેલાઓને ઠેકાણે પાડવા તથા આશાયશ લેવાનું ઠેરવ્યાથી આસોફખાંને આ તકનો લાભ લઇ એકાએક રજપૂતોપર હુમલો કર્યો, આ અચાનક હુમલાથી દુર્ગાવતીનું લશકર વિખેરાઇ ગયું, પણ રાણીએ બધાને એકત્ર કરી પહાડની એક સાંકડી તળેટીમાં જઇ ઉભું રાખ્યું. તેમાં એનો કુંવર વીરવલ્લભ જખ્મી થયો, પણ દુર્ગાવતીએ તો તેની યોગ્ય બરદાસ્ત કરવા હોકમ આપી પોતે લડાઈમાં ગુંતાઇ. છેલ્લે ૩૦૦ પેદલ લશકર રહ્યું ત્યાં સુધી તે લડી, તેટલાં એક તીર આવી તેની આંખમા ભોકાયો, જે તેણીએ અસાધારણ સહનશકિતએ ખેંચી કાઢયા છતાં માહે ભાગી ગયો, કે બીજો તીર તરત આવી ગરદનમાં પેઠો, તેપણ કાઢયો; પણ આ વખત પર્યંત વહેલા લોહીથી તે બેભાન થવાની સ્થિતિમાં આવી ત્યારે મહાવતે તેણીને લઇ નહાશી જવાનો કસદ કરવાથી દુર્ગાવતીએ નામોશીમાં બંચી બેહોરમત થવા કરતાં મ્હોત વ્હાલું ગણી માહાવતની કમરેથી ખંજર કાઢી પોતાનો પ્રાણ તજ્યો. આ વેળા તેની પાસે ૬ સરદારો હતા, તેઓએ રાણીની આવી અસાધારણ સહનશકિત જોઇ પોતે પણ શૂરવીરને છાજતી રીતે લડીને મરણ પામી.

**દુર્વાષ્ટમી**—આ વ્રત ભાદરવા માસમાં આવે છે. એ સ્ત્રીઓનું વ્રત છે. એમાં દુર્વા પૂજન કરે છે.

**દુરબીન**—પ્રાચીન કાળમાં જ્યોતિષ શાસ્ત્રીઓ આકાશનું અવલોકન કયા યંત્ર વડે કરતા હતા તે ચોકસ જણાયું નથી (જુઓ ખગોળ વિદ્યા) આગળ તારા જોવા માટે જ્યોતિષ શાસ્ત્રીઓ લાકડા અથવા પિત્તળ વગેરે ધાતુનાં યંત્રો બનાવતા.

દુરબીનની શોધ યૂરપમાં ઇસવી સનની ૧૭ મી સદીમાં થઇ હતી, દુર્બિન બનાવવાની કલ્પના અજબ રીતે સુઝી હતી. યૂરપ ખંડમાં હૉલંડ દેશ પાસે 'બાલચર્ન' નામે ટાપુ છે, તે ટાપુમાં મિડલબર્ગ નામે એક ગામછે તેમાં 'હાન્સલિ પર્શિન' નામનો એક ચસમા બનાવનાર રહેતો હતો, તે એક દિને પોતાના કામ ઉપર મંડેલો હતો તે વેળા તેની નાહની બેટી પાસે બેસી ચસમા સાથે રમતી હતી. રમતાં રમતાં સેહેજ બે કાચ સાથે પકડી તેણી તેમાંથી સામેનાં દેવળની ટોચ જોવા લાગી, તો તે તદન પાસે જણાતી હોય તેમ સ્પષ્ટ જણાઇ, આથી તેણીએ પોતાનાં પિતાને એ વિશે જણાવતાં તેણે જે રીતે છોકરીએ કાચ પકડયા હતા તેમ ચોખટામાં દૂર દૂર બેસાડી તેમાંથી જોતાં છેટેની ચીજ પાસે હોય તેવી દેખાઇ. આ ઉપર વિચાર કરતાં તેને જણાયું કે તેમાંનો એક કાચ એક બાજુથી સપાટ અને બીજી બાજુથી ઉંડી છે; અને બીજો કાચ એક બાજુથી સપાટ અને બીજી બાજુથી ઉપસેલો હતો, અને તેમાથી કિરણ પાર જવાના બિંદુનો મેળ એકમેકથી સબંધ પામતા આ ચમત્કાર દેખાયો. આ ઉપરથી તેણે વધુ ધ્યાન પોહચાડી ત્રણ દુરબીન ઇ. સ. ૧૬૦૮ માં બનાવી, અને અને નામના મેળવી.

આજ સુમારમાં ગ્યાલીલિયો નામે જ્યોતિષ શાસ્ત્રી ઇટાલીમા હતો, તેણે આ દુરબીન વિષે વાત જાણી, આથી તેણે ઘણી મેહેનત પછી ૧૬૦૯ માં બીજી દુર્બિન બનાવી, અને તેની મદદ વડે તેણે આકાશનું અવલોકન કરવા માંડયું. આવી રીતે દુર્બિનની મદદથી આકાશનું અવલોકન કરનાર પેહેલો જ્યોતિષ શાસ્ત્રી ગ્યાલિલીયો થયો. તે વખતથી હમણાના જમાના સુધી દુર્બિન બનાવવામાં ભારે સુધારા થયા છે. મ્હોટી શકિત વાલી દુર્બિન વડે અતિ છેટેના તારા જણાય છે, અને નાહની દુર્બિન વડે થોડા

છેટનાં જણાય છે. આત્ર ખુલ્લી આંખે જોતાં ૫૦૦૦થી ૬૦૦૦ તારા જણાય છે, પણ ભારે શકિત વાળી દુર્બીન વડે ૫,૦૦,૦૦૦૦૦ તારા જણાય છે.

ખુલ્લી આંખે તદન ઝાંખા દેખાતા તારા અને નહિ દેખાતા તારા દુર્બીન વડે દેખાવાનું કારણ આંખની રચનાનો વિચાર કરતાં સેહેજમાં જણાઇ આવે છે. અંધારામાંથી ઉજેરડામાં આવતાં આંખમાં અજબ ફેરફાર થાય છે. તે એવો કે, અંધારામાથી આંખની કીકી વિસ્તૃત થાય છે, અને ઉજેરડામાં તે સંકોચાય છે. આંખની કીકી એટલે તે એક છિદ્ર છે, અને આ છિદ્રમાંથી પ્રકાશ માહે દાખલ થાયછે. આંખની કીકી જેટલી મ્હોટી ફેલાય છે, તેટલો વધારે પ્રકાશ આંખમાંથી દાખલ થાય છે. દુરનાં તારા આપણને જણાતા નથી તેનું કારણ એ છે કે તે તારા જોવા તેમની ઉપરથી આવનાર પ્રકાશ જેટલો દાખલ થવો જોઇએ તેટલો દાખલ કરવા જેટલો ફેલાવો આપણી આંખમાંની કીકીમાં કદીજ હોતો નથી. આથી આ કીકીનાં અંગની ફેલાવો પામવાની શકિત છે તે કરતાં, ઘણી વધારી શકાય છે,—અર્થાત ચાલુ પ્રકાશ આંખમાં દાખલ થાય છે. તે કરતાં આંખમાં દાખલ કરી શકાય—એવી યોજના કરવી જોઇએ, એટલે તે તારા આપણને દેખાશે. આવી યોજના દુર્બીન વડે કરી શકાય છે. તે કેવી રીતે એ નીચલા દાખલા ઉપરથી જણાશે. જાણો કે વર્સાદ વર્સે છે અને વર્સાદના પાણીથી એક પીપ ભરવું છે, તો જો તે પીપને મેદાનમાં રાખ્યું હોય તો તે કદી પણ પૂર્ણ ભરાશે નહિ, પણ જો તેને છાપરાની તળીએ રાખ્યું હોય તો તે થોડા વખતમાં પાણીની સેરેથી કાંઠાવેર ભરાઇ જશે. એનું કારણ ખુલ્લું છે કે ઘેરનાં છાપરાં ઉપર વર્સાદની સેર અનેક પડતી હોવાથી તે સર્વે પાણી એકત્ર થઇ હેઠે પડે છે, એટલે જો તેની તળીએ પીપ મેલીયું હોય તો તે તુરત છલાછલ થશે, અને દુર્બિનનો ઉપયોગ પણ એવોજ કરવામાં આવ્યો છે. દુર્બિનનાં ઉપલા મુખ ઉપર જે બેઉ તરફથી ઉપસેલી બાજુવાલો કાચ બેસાડેલો હોય છે, તેની ઉપર જેટલો પ્રકાશ પડે છે તે સર્વે એકત્ર થઇ લાંબી નળીને માર્ગે માહે દાખલ થઇ દુર્બિનની નીચલી બાજુએ બેસાડેલા નાહના કાચદ્વારે જોનારની આંખમાં દાખલ થાય છે. આ પ્રમાણે હમેશ કરતાં વધારે પ્રકાશ દુર્બિનની મદદ વડે આંખમાં દાખલ કરી શકાવાથી દુરનું ઝાખું અથવા નાહનો પદાર્થ જોનારને મ્હોટો અથવા ખુલ્લો જણાય છે. દુર્બિનનાં ઉપલા મુખ ઉપર બેસાડેલો કાચ હોય, એટલે તેટલી મ્હોટી ફેલાયલી આંખની કીકી સમજવી મનુષ્યની આંખની કીકી આતી અથવા બેઆની જેટલીજ ફેલાઈ શકે છે અને તેથી વધારે તે ફેલાઈ શકતી નથી; પણ તે કીકીને જમવાની થાળી અથવા તે કરતાં પણ મ્હોટી ફેલાવો પામ્યા પ્રમાણે બનાવવાનું સામર્થ્ય દુર્બિનમાં છે.

દુર્બિનની ઉપરની કાચ જેટલી મ્હોટી હશે તેટલો વધારે પ્રકાશ આંખમા દાખલ થશે; એ ઉપલા વિવેચન ઉપરથી જણાશે. આ કાચ ૧ ફીટના ઘેરાવાથી તે ૨૦ ફીટના ઘેરાવા જેવડા મ્હોટા હોય છે.

ઈ. સ. ૧૮૦૨ માં મેદ્રિડ શેહેરની વેધશાળા માટે ૧૧૦,૦૦ રૂપીઆની કિંમતની એક દુર્બિન લંડનમા બનાવવામા આવી હતી, પણ ૧૭૮૯ તથા ૧૭૯૫ મા હર્શેલે બનાવેલી દુરબીન કરતાં આ દુર્બિન ગૌણતર હતી. તે માહેના કાંચનો આસ ૪૮ ઈંચનો હતો. જાડાઇ ૩½ ઇંચની ને તેનું વજન '૨૧૧૮' રતલનું હતુ. આ દુર્બિનમાંથી ૬૪૦૦ ઘણું મ્હોટું જણાતું હતુ.

ડનસિંગ ખાતેની દુર્બિનના ઉપલા મુખનો કાચ ૬ ફીટ ઘેરાવાનો છે. ડૉ૦ હર્શેલે બનાવેલા દુર્બિન વડે અસલ પદાર્થ તેના અસલ

કદ કરતાં ૧૦૦૦ ઘણો મ્હોટો દેખાય છે. આ દૂર્બિનથી શની અને તેના ઉપગ્રહ વગેરે એટલા તો સ્પષ્ટ દેખાય છે કે ખુલ્લી આંખે તેવા સ્પષ્ટ જોવા હોય અને એ ગ્રહ જે દિશામાં છે તે દિશામાં જો જઇ શકાતું હોય તો ૮૦૦૦૦૦૦૦૦ મૈલ દૂર જવું પડે. અને એટલે છેટે જવાને દર કલાકે ૫૦ મૈલ પ્રમાણે ૧૮૦૦ વર્ષ લાગે.

**દુર્યોધન**—સોમવંશિય પુરૂકુલોત્પન્ન ધૃતરાષ્ટ્ર રાજાની ગાંધારી સ્ત્રીના ૧૦૦ પુત્રમાંનો વડો. એ દુનિયામાંના ક્ષત્રીઓનો નાશ કરનાર એવા કલી અંશથી જન્મ્યો હતો. એના જન્મ કાલે ખરાબ ચિન્હો જણાતાં એનો ત્યાગ કરવા ધૃતરાષ્ટ્રને સુચવવામાં આવ્યા છતાં પુત્ર મોહથી રાજાએ એને લાડમાં ઉછેર્યો. એણે દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શિખી લીધી પણ એ ગદા યૂદ્ધમાં પ્રસિદ્ધ થયો હતો.

એ બચપણથીજ પાંડવોનો દ્વેશ કરવા લાગ્યો. એક સમે તો ભીમસેનને ભોજનમાં ઝેર ખવાડી નદીમાં ડુબાડયો, જ્યાં આર્યક નાગની કૃપાથી સજીવન થઇ હજાર નાગોનું બળ પામ્યો હતો. પછી દુર્યોધને સઘળાં પાંડવોને લાક્ષાગૃહમાં બેસાડી બાળવાનો યત્ન કર્યો, પણ તેમાં એનું કશું વળયું નહિ. તે પછી દ્રૌપદીના સ્વયંવરમાં જાહેર પડી અર્જુને દ્રૌપદી મેળવી ત્યારે દુર્યોધને ક્રોધે ભરાઇ પોતાના સૈન્ય બળે ભીમ સાથે યૂદ્ધ કર્યું, પણ એ હારીને હસ્તીનાપૂર આવ્યો. ધૃતરાષ્ટ્ર પાંડવોને ઈંદ્રપ્રસ્થમાં જુદું રાજ કરી આપ્યા પછી થોડી મુદત સુધી કૌરવોએ પોતાનો દ્વેશ બાહેર જણાવ્યો નહિં. દુર્યોધને મોટાઇ બતાવવા પાંડવના રાજસૂયયજ્ઞમાં દ્રવ્ય ભંડારીનું ઉપરીપણું સ્વિકાર્યું હતું. પાંડવોના સભામંડપ જોતાં પદાર્થ પરિક્ષામાં દુર્યોધને પોતાની મુર્ખાઇ જણાવી હતી, તેથી પાંડવ પક્ષનાએ તેનું હાસ્ય કરી મેણાં માર્યાં હતાં. પાંડવની સમૃદ્ધિ જોઇને અદેખો બની પોતાની નબળાઇથી લજ્જીત થઇ, પોતાના મામા શકુનિ 'કર્ણ અને ભાઇ' દુશાસનનાં એકત્ર 'વિચારથી ધૃતરાષ્ટ્રને સમજાવી પાંડવોને એક મ્હોત્સવને બહાને હસ્તિનાપૂર તેડાવ્યા, ને ત્યાં ધર્મ સાથે દ્યુત રમતાં કપટ વિદ્યાથી દુર્યોધને પાંડવોનું સર્વસ્ન હરી લીધું. દુર્યોધન અને દ્રૌપદીને સભામાં તેડાવીને પછી પાંડવોને દયામણી સ્થિતિ વિષે બોલી તેને પોતાના ખોળામાં બેસવાનું કહ્યું, ને પછી તેનાં વસ્ત્ર કાઢવા દુશાસનને આજ્ઞા આપી, પણ તે વેળા કૃષ્ણે આ અબળાની લાજ રાખી હતી, જેથી દુર્યોધન ફજેત થયો હતો.

પાંડવો વનમાં હતા ત્યારે દુર્યોધને એક વેળા દુર્વાસા ઋષિને પાંડવોને શ્રાપ દેવાને મોકલ્યા, પણ ઋષિથી શ્રાપ દેવાયો નહોતો. એક વાર દુર્યોધન પોતાનો વૈભવ દેખાડવાને પાંડવોને આશ્રમે જતો હતો પણ વાટમાં તેને ચિત્રરથ ગંધર્વ સાથે જુદ્ધ થયું હતું, તેમાં દુર્યોધનને બંધીખાને જઇ 'પડવું' પડયું; પણ ત્યાંથી અર્જુને તેને છોડયો ત્યારે તેણે લજ્જીત થઇ રાજ ત્યાગ કરી તપ કરવા જવાનો નિશ્ચય કર્યો હતો, પણ કર્ણે તેનું સમાધાન કર્યું હતું. હસ્તીનાપૂર પાછા આવતાં માર્ગમાં સર્વેનો મુકામ એક સરોવર આગળ થયો, ત્યાં દુર્યોધન શોકમાં હતો; તેટલાં દૈત્યોએ એક કૃત્યા યોગે તેને પાતાળમાં લઈ જઈ કહ્યું કે અમે ભીષ્મ દ્રોણાદીકના અંગમાં પ્રવેશ કરી પાંડવોનો નાશ કરીશું. પછી દુર્યોધન પાછો મુકામે પોંહચી હસ્તીનાપૂર ગયો.

પાંડવોને જાહેરમાં પકડી ફરી વનવાસે મોકલવાનાં હેતુથી દુર્યોધને જ્યારે વિરાટ રાજાની ગાયો ચોરાવી આણી, ત્યારે કૌરવો અને અર્જુન વચ્ચે યૂદ્ધ થયું, તેમાં અર્જુને કૌરવોને મૂર્છા પમાડી દુર્યોધનનો મુગટ છેધ્યો હતો, ને તેનાં વસ્ત્ર 'ઉત્તરા' પાસે કઢાવી ઉત્તરાને તેની ઢીંગલી માટે અપાવ્યાં હતાં. તે પછી મોટું યૂદ્ધ ન કરતાં સામાધાની સાથે પાંડવોને રાજનો અડધો ભાગ આપવા

વિષે દુર્યોધનને કૃષ્ણ, નારદ, વિદુર, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી એઓએ સમજાવ્યા છતાં તેણે ૧૧ અક્ષૌહિણી સૈન્ય સાથે પાંડવો સામે યુદ્ધ કરવા માટે ગયો. ૧૧ અક્ષૌહિણીમાં નીચે મુજબ સૈન્ય હતું.

| | |
|---|---|
| ૧૦,૦૦૦૦૦ | હાથી. |
| ૩૦૦૦૦૦૦ | રથી. |
| ૧૦૦૦૦૦૦૦૦૦ | વાજી. |
| ૯૦૦૦૦૦૦૦ | યોધ્ધા. |
| ૩૬૦૦૦૦૦૦૦ | પદાતી. |

૧,૪૫,૪૦,૦૦,૦૦૦ નું કુલે લશકર હતું.

જ્યારે યુધ્ધમાં સર્વે કૌરવો ને બીજા મદદગાર રાજાઓ પડયા, ને છેલ્લે ભીમ ગદા લઇ દુર્યોધન ઉપર દોડયો ત્યારે એ એક ડોહમાં ભરાઇ રહ્યો. એ વાત ભીમે જાણી, એટલે પાંડવો અને બીજા સહુ ત્યાં ગયા. ધર્મ રાજાએ કહ્યું કે બાહેર નિકળ. તું જેમ ઇચ્છિશ તેમ યુધ્ધ કરીશું. પછી દુર્યોધને ભીમ સાથે ગદા જુધ્ધ કર્યું, તેમાં તે કોઇથી હારે નહિ. અંતે ભીમે કૃષ્ણના સંકેતથી તેની ડાબી જાંઘ ઉપર ગદા મારી એટલે તે પડ્યો. દુર્યોધનનું બધું અંગ (જાંઘ સિવાય) ગાંધારીનાં આશિષથી વજ્રતુ થયું હતું, ને ભીમે જ્યારે ગદા યુધ્ધની રિતિથી ઉલટું વર્તી કમર થકી નીચના ભાગપર ગદા મારી (એ ભાગ ફુલના ચોરણાથી ગાંધારીએ દીઠો નહોતો)- ત્યારે દુર્યોધન ઉઠી શકયો નહિ. સહુ ચાલતા થયા ને એ એખલો પડી રહ્યો. તેટલાં કૃપાચાર્ય, કૃતવર્મા ને અશ્વથામા ત્યાં આવતાં અશ્વથામાએ પ્રતિજ્ઞા કરી પાંડવોનો સંહાર કરવા ગયો, ને પાછો આવી દુર્યોધનને કહ્યુ કે મેં પાંડવોનું સૈન્ય તથા તેઓના પુત્રોનો સંહાર કર્યો છે, ત્યારે દુર્યોધને પ્રાણ મેલ્યો.

દુર્યોધનને લક્ષ્મણ નામે પુત્ર અને લક્ષ્મણા નામે પુત્રી હતી. તેમાં લક્ષ્મણ અભિમન્યુ સાથે લડતાં પિતાની હયાતીમાંજ માર્યો ગયો હતો, અને લક્ષ્મણા કૃષ્ણપુત્ર શાંબ સાથે પરણી હતી.

**દુર્વાસા**—સ્વાયંભૂ મનવંતરમાં અત્રિઋષિથી કર્દમ કન્યા અનસૂયાને થએલા ત્રણ પુત્રમાંનો બીજો. એણે કોઈ અપરાધ ઉપરથી ઇંદ્રને શ્રાપ આપ્યો હતો કે "તારી સર્વ સંપતિ સમુદ્રમાં ડુબી જશે," તે મુજબ તે ડુબી હતી. પણ ફરી એનાજ આશિરવાદથી સમુદ્ર મથન કરતાં તેને તે સંપતિ ફરી મળી હતી. આ બનાવ ચાક્ષુસ મનવંતરમાં સ્વર્ગમાં જે મંત્રદ્રુમ નામે ઇંદ્ર હતો તે સંબધમાંજ થયો હશે; કારણ સમુદ્ર મથનનો બનાવ ચાક્ષુસ *મનવંતરમાં થએલો હોઇ એક ઇંદ્રને આપેલો* શ્રાપ બીજાને ઇજા કરે એ અસંભવિત છે.

**દુરાની**—આ પ્રજા હિરાતથી ખદંહાર સુધીનાં ૪૦૦ મૈલની લંબાઈના પ્રદેશમાં વસે છે. આ પ્રદેશની જુમલે પોહળાઇ ઉત્તર પશ્ચિમમાં ૮૦ મૈલ ને દક્ષિણ પૂર્વમાં લંબાઇ ૧૫૦ મૈલની છે. આગળ તેઓ 'અબદાલી' ના ટોળાને નામે ઓળખાતા હતા. પણ, અહમદશાહના સમયમાં ચુનકાની પીરનાં ચોકસ કારણથી પોતાને 'શાહ દુરે દુરાની' કહેવાડવા લાગ્યા. બીજી કથા મુજબ એ પ્રજા ઘોર પર્વતમાંથી ખોરાસાન તરફ આવી હતી. આ ટોળો ઝારક અને પન્જપા નામે બે શાખામાં વેહેચાયલો છે. આ દેશની વસ્તી ૬૦૦૦૦૦ ની છે, તેમાં દુરાનીઓનો લગભગ ⅔ ભાગ છે. એઓ ખેડુતનો ધધો કરે છે, અને મુખ્ય કરી તંબુમાં વસે છે.

**દુરો**—સ્પેનમાં આ ચલણી ચાંદીનું નાણું, ૨૦ રિયાલનો ૧ દુરો. ઈંગલીશ ચલણમાં તેની કિંમત ૩ શિલીંગને ૩ પેંન્સ, તથા હિંદી ચલણમાં રૂ રાત્ર ની કિંમતનો થવા જાય છે.

**દુઃશાસન**—ધૃતરાષ્ટ્રનાં ૧૦૦ પુત્રમાંનો બીજો. એ દુર્યોધનના દરેક કામમાં મદદગાર હતો. શકુનીએ કપટ જુગાર રમી પાંડવોની સંપતિ જીતી લીધી ને પછી પાંડવો સાથે દ્રૌપદીને

પણ જીતી, ત્યારે એણે દુર્યોધનનાં હોકમ ઉપરથી દ્રૌપદી એક વસ્ત્રમાં (રજસ્વલા) હોવા છતાં તેના બાલ એંચી દરબારમાં આણી, અને તેને નગ્ન કરવા યત્ન કર્યો; પણ કૃષ્ણની અલૌકિક સામર્થ્યથી તે નિષ્ફળ ગયો. આથી ભિમે પ્રતિજ્ઞા લીધી કે એનું હું લોહી પીશ. એ જ્યારે કર્ણપર્વમાં ભીમની ગદાથી પડયો ત્યારે ભીમે એને પુછ્યું હતું કે કયે હાથે તેં દ્રૌપદીનાં કુચ ગ્રહ્યાં હતાં, ત્યારે એણે પોતાનો ડાબો હાથ બતાવ્યો હતો, આથી તે હાથ ખભાંથી જૂદો પાડી તેનું લોહી પીધું હતું.

**દુષ્યંત**—સોમવંશિય પુરૂકુલોત્પન્ન રૈદ્રાશ્વ પુત્ર ઋતેયુના કુળમાં જન્મેલા રૈભ્ય રાજાનો પુત્ર. એને ૩ વસુકુલોત્પન્ન ભરત રાજાએ પોતાનો પુત્ર કરી લઇ રાજ્ય આપ્યું હતું. એની શકુંતલા નામે સ્ત્રી હતી. તેનાથી એને સર્વદમન નામનો પુત્ર થયો હતો. (જુઓ શકુંતલા.)

**દૂડમોલ્ડ**—જર્મનીના 'લિપી' શેહેરનું મુખ્ય ગામ, હૅનોવરથી દક્ષિણ પશ્ચિમે ૪૭ મૈલ ઉપર છે. અત્રે જુનો કિલ્લો, રાજ મેહેલ, તેમજ તંબાકુના કારખાનાઓ તથા ઝાડું બનાવવાનાં પણ અત્રે કારખાના છે. વસ્તી ૯૭૩૫ ની છે.

**દેડકો**—આ અતિ પ્રસિદ્ધ પ્રાણીની દુનિયામાં એકંદર ૪૪૦ જાત છે. તેઓ પાણી, જમીન તથા ઝાડ ઉપર વસે છે. લાલ દેડકો ઈંગલંડ અને સ્કૉટલંડમાં જણાય છે. લીલો દેડકો દક્ષિણ યૂરપમાં મળી આવે છે, કે જ્યાં તેને ખોરાક તરીકે છુટથી વાપરે છે. ઝાડ ઉપરનો દેડકો ફ્રાન્સ, જર્મની, ઈટલી, અમેરિકા અને એશિઆમાંના ચોકસ ભાગોમાં વસે છે. 'બુલ ફ્રોગ' નામનો દેડકો ઉત્તર અમેરિકા અને આફ્રિકામાં ઉત્પન્ન થાય છે. આ દેડકો ૮ ઇંચ લાંબો અને ૪ ઇંચ પોહળો હોય છે. એની ચામડીનો રંગ ઉપલા ભાગ ઉપરથી શેંદૂર જેવો અને પેટ આગળથી લીલાસ પડતો ઉજળો અને ઉપર પટા પડેલા હોય છે. આ દેડકો પાણીનાં ઝરાંમાં રહે છે, અને હંસના બચ્ચાંનો ઘાણ કાઢી નાખે છે. એનો અવાજ એક ગોધો ઘણે છેટથી બરાડતો હોય એવો સંભળાય છે, તેથી એનું નામ બુલ ફ્રોગ આપવામાં આવ્યું છે.

દેડકો જ્યારે જન્મે છે ત્યારે પુખ્ત થતાં સુધીમાં તે ૮ સ્થિત્યંતરો પામી પુખ્ત થતાં સુધી પાણીમાંજ રહે છે અને વનસ્પતિ ખાઇ જીવે છે, પણ મ્હોટો થતાં સ્વાસ લેવા પાણીની સપાટી ઉપર આવી જીવજંતુનો ઘાણ કાઢે છે.

દેડકાને તરવાની તેમજ કુદવાની જબરી શક્તિ હોય છે. એના પગોની હીલચાલ માણસના પગની હીલચાલના જેવીજ છે.

આ પ્રાણી શિયાળાની ઋતુમાં ઉંઘ કાઢે છે, અને શિયાળો બેસતાંજ તે ઉંઘવા પાણીની તળીએ જઇ ભરાય છે. તોડ જાતનો દેડકો પાળી શકાય તેવો હોઇ તે ખાંડ ઘણી હોંસે ખાય છે. એનો પ્રિય ખોરાક મધમાખી તથા ભમરા છે.

આ પ્રાણી પોતાનાં ઈંડાં પાણીમાં મેલે છે. દેડકાની કેટલીક જાતો એવી છે કે તેમના નર દેડકા પોતાના ઈંડાના માળા પોતાની જાંગ આસપાસ લપેટી ઇંડા ફુટવાનો વખત આવે ત્યાં સુધી ગમે ત્યાં જઇ ફરી રહે છે; પછી તે પાણીનાં જતાં ઈંડામાંથી બચ્ચાં બાહેર પડે છે. એક વેટમાં કોઇ કોઇ વેળા તે ૧૨૦૦૦ ઈંડા મેલે છે, જે તદન ઝીણા મણકા જેવાં હોય છે. આ ઈંડા ઉપર કાંઇક વખત પછી ઝીણી ઝીણી કરચળી પડે છે, અને પ્રાણી હીલચાલ કરતું જણાય છે. પછી ઈંડામાંથી લાલ લીસા રંગના પ્રાણી બાહેર પડે છે. તેઓ પાણીમાંના ઘાસનાં મૂળીયાંને વળગી રહેછે, પછી તેમને થોડા વખત પછી ચુંધ અને નાહની નાહની પુછડી ફુટે છે, એટલે તે પાણીમાં ફરવા માંડે છે. આ દેડકાની ત્રીજી અવસ્થા કહેવાય છે. આ અવસ્થામાં તે માછલી જેવો દેખાય છે.

પછી થોડા વખતમાં તેના પાછલા બે પગ ફુટી નિકળે છે, આ તેની ચોથી અવસ્થા. તે પછી તેના આગલા અંગ ઉપર બે અવયવ ફુટે છે, તે જરા બાહેર આવતાં તેનો માછલીનો આકાર નિર્મૂળ બને છે; એ તેમની પાંચમી અવસ્થા. પછી કેટલાક વખત પછી તેની પુછડી અંગમાં જરી જઇ તે નિર્મૂળ બને છે, એ તેમની ૬ ઠી અવસ્થા, થતાં તેનું મ્હો પોહળું થવા માંડે છે જે તેમની સાતમી અવસ્થા કહેવાય છે, અને છેલ્લું એટલે આઠમું સ્થિત્યંતર ઘણું જાણવાજોગ બને છે. તે એમકે આ વખત સુધી દેડકાને સ્વાસોચ્છવાસ કરવા તેની સુંઘ ઘણી ઉપયોગી થઇ પડે છે; પણ હવે તેને પાણી બાહેર રેહેવાનું હોવાથી તેના ફેફસાં બાહેરની હવા લેવા લાયકના બનવા માંડે છે; અને તેની સુંઘ નિર્મૂળ બને છે.

દેડકા ઉપર અનેક પ્રયોગ કરી જોવામાં આવ્યા છે. એક પુષ્ટ દેડકો લઇ તેને માહે હવા મળે તેવી રીતે કાચ પાત્ર તળે ઢાંકયો, એટલે તે તુરત ફુલવા માંડે છે. તેનું કારણ એ છે કે તે બાહેરની હવા પોતાના ફેફસામાં લીયે છે અને તે નિકળી નહિ જાય માટે વચ્ચે વચ્ચે તેને તદન દાબી રાખેછે. મનુષ્યને એમ કરવાનું કારણ હોતું નથી, કારણકે તેને હવા એકઠી કરી રાખવાની યોજના યોજેલી હોય છે, તેવો સાચો દેડકામાં ગોઠવાયલો હોતો નથી. મનુષ્યને વધારે કામ કરવા પડતાં, તેને વધુ હવા દમમાં લેવા મોઢ ખોલવું રાખવું પડે છે, પણ દેડકાને તેથી ઉલટી રીતે વર્તવું પડે છે. તે એમકે તેનું મ્હો જો થોડો વખત ખોલ્યું રાખ્યું હોય તો તે તરતજ ગુંગળાઇ મરણ પામે છે; પણ દેડકાની ચામડીમાં છિદ્રો હોય છે તેમાંથી તે માહે હવા શોષિ લીયે છે.

ચામડી:—દેડકાના બદન ઉપરની ચામડી અજબ જેવી છે, તેની રચના એક પ્રકારના 'સ્પંજ' જેવી છે. આ ચામડી તે પ્રાણી પાણીમાં હોય છે ત્યારે એટલું તો પાણી શોષી લીયે છે કે તેનું પોતાનું વજન અસલ કરતાં બમણું વધે છે; તેથી તે જ્યારે પાણીથી ઘણે છેટે હોવા છતાં તે દિવસો સુધી તેનું બદન ભિનું જણાય છે; અને તે પાણી તે ગમે ત્યારે બાહેર નિચવી શકે છે. આ મુજબ ગુસ્સામાં હોય ત્યારે તે કાઢી નાખે છે. આ પ્રાણી વિષારી હોય છે એમ અગાઉ સમજ હતી પણ હાલમાં તે તદન વેહેમ તરીકે પુરવાર થયું છે; અને ચામડીમાંનું પાણી સુકાઇ જાય નહિ તે માટે તે છાંયડામાંજ વસે છે. દેડકાની ચામડી ઘણીજ પતળી હોય છે. તેના પેટ ઉપરની નેસો અને પગ ઉપરની નેસો સુક્ષ્મદર્શક યંત્રમાંથી જોતાં તેમાનાં રૂધિરા ભિસરણ તદન સ્પષ્ટ જણાય છે.

દેડકો કરડનાર પ્રાણી નથી, તથાપી તેના મ્હોમાં નાહના નાહના ૮૦ દાંતો હોય છે. તે પોતાનું ખાવું કદી ચાવી ખાતો નથી, પણ ગળે છે.

દેડકાની જીભ લાંબી ને તે નાગણ જેવી ચંચળ હોય છે, તે ઉલટી એટલે મ્હોડાની આગલી બાજુએ ચોંહટેલી અને પાછલી બાજુએ છુટી ફરતી હોય છે. તે તેના મ્હોમાંથી જેવી બાહેર નિકળે છે, તેવીંજ ખોરાક મળતાં ઝટ માહે દાખલ થાય છે, અને તેનું પેટ ભરાતાં તે પેલી જીભ વિંટાળી મ્હોમાં રાખે છે.

ગ્રીસ, સીસીલી, સારડિનિઆ, ભૂમધ્ય સમુદ્રનો કાંઠો અને નાઇલ નદીને કાંઠે 'પેનટેડ ફ્રોગ' જાતનો દેડકો થાય છે, તેની ચામડીનો રંગ લીલો અથવા શેંતુરનો હોય છે, અને તેની ઉપર શોભાયમાન દાણા હોય છે. આ દેડકો મીઠા તેમજ ખારા પાણીમાં રહે છે, અને જીવજંતુ, કરોળીયા તથા ગોકળ ગાયનો એ ભક્ષ કરે છે. ઝાડ ઉપર ફરનારો દેડકો ઘણું કરી તાડના ઝાડ ઉપર નજરે પડે છે. એના વિશે કહે છે કે એ જે ડાંખળી ઉપર બેસે છે તેવો તે રંગ પકડે છે. આ દેડકો વરસાદની શરૂઆતમાં ઘણો કલો-

બકોર કરે છે, અને વસંતનું પેહેલું ઝાપટું પડતાં તે પિળો રંગ પકડે છે, જે ૧૫ દિવસ પછી નિર્મૂળ થાય છે.

દેડકો દર વર્ષે પોતાની ચામડી બદલે છે.

ફ્રાન્સ દેશમાં દેડકા ખાવાનો રેવાજ બધે બધ ચાલુ છે. પણ યૂરપનાં બીજાં રાજ્યો તેમને હસે છે; છતાં યૂનાઇટેડ સ્ટેટમાં એનો ખોરાક હાલમાં વધતો ખવાવા માંડયો છે. યૂનાઇટેડ સ્ટેટમાં દેડકા ઉછેરવાના ખાસ ખાતાં સ્થાપન કરવામાં આવ્યાં છે. યૂનાઇટેડ સ્ટેટ્સની સરકાર તરફથી નેમવામાં આવેલું ખોરાકમાં વપરાતી વસ્તુઓની તપાસ કરનારું કમીશન જણાવે છે કે યૂનાઇટેડ સ્ટેટમા દર વર્ષે આસરે ૨૦,૦૦,૦૦૦, દેડકા પકડવામાં આવે છે, અને તેનાં પાછલા દાંત જેવા પગ ભૂખ મટાડવાના કામમાં લેવામાં આવે છે. દર વર્ષે આ દેડકાઓને ખાવાની પ્રિતી લોકોમાં વધતી જાય છે, અને તેને પકડનારાઓનેજ નહિ, પણ જેઓ મરઘીની માફક દેડકા ઉછેરે છે તેઓને પણ સારી કમાણી થાય છે. ખોરાક કમિશન જણાવે છે કે તેઓએ દેડકા ઉછેરવાના કામ પાછળ ૩,૦૦,૦૦૦ રૂપ્યાની થાપણ રોકી છે, અને દેડકા ખાનારાઓ દર સાલ રૂ. ૪,૫૦,૦૦૦નાં દેડકા ખાય છે.

ઝાડ ઉપર વસતા દેડકા મુખ્ય કરી અમેરિકામાં પુશકળ જણાય છે. એની ૨૦ જાત આસ્ટ્રેલીયામાં અને બે એશિઆમાં જણાઇ છે, પણ યૂરપમાં એની એકજ જાતના દેડકા જણાયલા છે. આ દેડકા પોતાનો રંગ ઘણી ઝડપથી તહેંવાર રીતે બદલે છે.

દેડકા ઘણા વર્ષો સુધી હવા પાણી વિના પણ જીવી શકે છે. ઝાડના બકારામાંથી તથા ખડકના પોલાણમાંથી લાંબા વખત સુધીનાં દટાયલા દેડકા મળી આવ્યા છે. ૧૭૯૦ માં 'વિન્ડસર' ખાતે જમીનથી ૯ ફીટ હેઠળ દટાયલો એક જીવતો દેડકો મળી આવ્યો હતો. ૧૭૭૯ માં 'કેસલતન' ખાતે એક કિલ્લો બાંધતી વખતે જમીન ખોદતાં અંદરથી ઘણા દેડકા દટાયલા મળી આવ્યા હતા, જે મુએલા જેવા માલમ પડયા હતા; પણ બાહેર ખુલ્લી હવામાં આવતાં તેઓ જીવતા અને તંદરોસ્ત જણાવા લાગ્યા. ૧૭૮૮માં 'બર્લલિંગટન' ખાતે સેમ્યુઅલ લેન નામે ગ્રહસ્થ પોતાનાં ઘર આગળ કુવો ખણાવતો હતો, તે વેળા ૨૫ ફીટ હેઠળથી એક દટાયલો દેડકો મળી આવ્યો હતો, અને તેને ખુલ્લી હવામાં મેળતાં તે ફરી જીવતો થયો હતો. દેડકાના દિલમાંથી હૈડું (Heart) કાઢી લીધા છતા તે કુદકા મારતું જીવી શકે છે.

**દેનબધશાયર**—ઉત્તર વેલ્સનો તાલુકો. ડી અને કૉનવેની વચ્ચે એનો સમુદ્ર કાંઠો ૮ મૈલ ને લંબાઇ ૪૧ મૈલની હોઇ તેનું જુમલે ક્ષેત્રફળ ૬૦૩ ચૌરસ મૈલ છે. જમીનનો મુખ્ય ભાગ પહાડી ને નાપીક છે. માત્ર કલેવાઇડનો નીચો ભાગ જે ૨૦ મૈલ લાંબો ને ૭ મૈલ પોહળો છે તેટલો ફળદ્રુપ ભાગ ગણાય છે. ઉંચામાં ઉંચા પર્વતની ટોંચ સમુદ્ર સપાટીથી ૨૫૬૩ ફીટ છે. અતરે કોલસો, લોઢું, સ્લેટ, ચુનખડી, સીસું અને ત્રાંબાની ખાણો છે. મુખ્ય નદી "ડી, કૉનવે, એલવે, અને કલૉઇડ" છે. આ દેશનો ⅔ ભાગ ખેતીવાડી માટે રોકાયલો છે. અત્રે ઇમારતી લાકડાંની મ્હોટી પેદાશ થાય છે. ૧૮૦૧ માં વસ્તી ૬૦૨૯૯ ની, ૧૮૪૧ માં ૮૮૪૭૮ ની ને ૧૮૯૧ માં ૧,૧૭,૮૭૨ ની હતી. અત્રેથી પાર્લામેંટમાં બે પ્રતિનિધીઓ મોકલવામાં આવે છે.

**દેન્યુબ**—યૂરપમાં એ બીજી મ્હોટી નદી કહેવાય છે. એની જુમલે લબાઇ ૧૭૪૦ મૈલની હોઇ એનાં રોહનું ક્ષેત્રફળ લગભગ ૩૧૫૦૦૦ ચૌરસ મૈલ છે. પ્રથમ એ દક્ષિણ પૂર્વમાં વહી પછી ઉત્તર પૂર્વમાં ઉલ્મ સુધી વહે છે (૧૫૧૯ ફીટ ઉપર). ઉલ્મ ઉપર 'ઇલર' પાસે એનો સંગમ થતાં એ ૧૦૦ ટનના વહાણોના જાવઆવ

લાયકની બને છે. રેટસબોન નજદીક એ ઉત્તરે તરફ વધી ત્યાંથી દક્ષિણ પૂર્વ વલાણ લીયે છે. ડેન્યુબમાંથી ૪૦૦ શાખા નદી વહે છે, જેમાં ૧૦૦ શાખા વહાણોનાં જાવ' આવ લાયકની છે. ૧૮૪૪ પછી ડેન્યુબ નદીને રાહીન સાથે 'લુડવીગ'ની નેહેર જોડી નાખવામાં આવે છે.

દેપાલપૂર—દિલ્લીના પઠાણ રાજ્ય અમલ વેળા એ ઉત્તર પંજાબનું મુખ્ય શેહેર હતું. ફિરોજશાહનું એ અતિ માનીતું શેહેર હતું. તેણે શેહેર બાહેર એક મસીદ બંધાવેલી છે, ને સતલજની નેહેર આણી છે. તૈમૂરનાં સમયમાં તે મુલતાનથી નાહનું હતું; અને ત્યાં ૮૪ કિલ્લા, મસીદો, કુવા વગેરે હતા. હાલમાં ઘણાખરા ખંડીયર હાલતમાં છે. જુના ભાગનો ૨કે મૈલ ઘેરાવો છે, પણ આગળ એથી પણ વધુ હતો. રાજા દેવપાળે એની સ્થાપના કરેલી જણાવવામાં આવે છે. પણ તેનો શક જણાયલો નથી, છતાં તે ઘણો પ્રાચીન હશે એવું અનુમાન છે. ત્યાં જુના સિક્કા જડે છે, આ ઉપરથી તે ઈંડોસિથિયનનાં સમયનું હશે. ટૉલમીએ 'ડેડલ' નામે શેહેર સતલજ નદી ઉપર 'લોબોલકા' અને 'અકબર' એમની દક્ષિણે હતું એમ લખેલું છે, તે એજ હશે. હાલમાં ત્યાં ૩૪૩૫ ની વસ્તી છે.

દેબાર—મેવાડમાંનો આ અતિ ઉત્તમ કારીગરીથી બાંધેલો સરોવર ઉદેપૂરની દક્ષિણ પૂર્વે ૨૦ મૈલપર છે. અતરે અકબરે ફરીદખાનની સરદારી તળે મોકલેલાં સૈન્યને પ્રતાપસિંહે સખત હાર આપી હતી. ૧૮૬૧ માં દેબાર સરોવર રાજા જેસિંગે બંધાવ્યો હતો. એનું નામ તે તરફ જય સમુદ્ર છે. એ ૮થી ૧૦ મૈલ લાંબો ને ૧ મૈલ પોહળો છે. એ સમુદ્ર સપાટીથી ૯૬૦ ફીટ ઉપર છે.

દેબાલસિંધ—અથવા દેબાલ. મધ્યકાળ વેર સિંધુ ઉપરનું બંદર શેહેર દેબાલ હતું. તેનું સ્થળ હજી મુકરર કહેવાઇ શકાતું નથી. તે વિશે જૂદાં જૂદાં અનો છે, પણ ઇ. સ. ૧૮૦૦ ને સુમારે 'ક્રો' નામે સિંધ પ્રાંતમાં એક રેસિડંટ હતો, તેનું મત છે કે તે કરાંચી અને ઠઠ્ઠાની વચ્ચે ક્યાંય પણ હશે, અને તે ખરૂં છે. 'ઇલિયટે' આર્ચનામામાનો ઉતારો લીધો છે, તેમાં લખે છે કે "સરનદિપના વાહાણો આશ્રય માટે દેબાલનાં કિનારા ઉપર આવી ચડયા ત્યારે તેને 'ટંગામર' લોકોએ લુટયાં હતાં." આ ઉપરથી તે કિનારાપર હશે, અને ટંગામર પ્રજા કરાંચી અને લાર બંદરની વચમાં વસનારી હશે. આ ઉપરથી તે ક્યાંય પણ હશેજ. એટલે 'બધાર' અને 'ઘાર' ના દક્ષિણ કિનારા ઉપર હશે એમ સિદ્ધ થાય છે. આ જગ્યા લારીબંદરની ઉત્તરે પાચ મૈલ અને ભાંમુરની નૈઋત્યે ૧૭ મૈલ ઉપર છે; એ ઉપલી બીના સાથે મળે છે. ઇબ્નબતુતા ૧૩૩૩ માં લખે છે કે "સિંધુ સમુદ્રને મળે છે ત્યાં, 'લાહારી' શેહેરમાં હું ગયો, ત્યાં તેની પાસેજ એક શેહેરના ખંડિયરો હતા, ત્યાંના લોકો કહે છે કે ઇશ્વરકોપથી મનુષ્ય તથા પ્રાણીઓ ત્યાં પથ્થર થઇ પડેલાં છે." આ જગા ઉપલી સાથે મળે છે. આ દેશનો હજી સુધી શોધ નહિ થએલો હોવાથી ખંડિયરો વિશે પણ કશું વર્ણન મળતું નથી. ઇબ્નબતુતાએ લખેલી વાત 'અરેબિયન નાઇટસ'માંની એક વાત સાથે મળે છે. સિંધના દેશી ઇતિહાસમાં રાજા 'દિલુ' અને તેનો ભાઇ 'ચોટા' એમની તેવીજ કથાઓ પ્રસિદ્ધ છે. 'ચોટા' એ પોતે મુસલમાન થયો, તેથી તે ધર્તિકંપમાંથી બચ્યો. સિંધમાંના ઘણાક શેહેરો વિષે એવીજ વાતો જાણીતી છે. બ્રાહ્મણાબાદ ઈ. સ. ૭૫૭ માં નાશ પામ્યું હતું. ઞોબીદાની વાત ખલીફ હારન અલરશિદનાં સમયની (ઇ. સ. ૭૮૬–૮૦૯) છે.

'લારી' બંદર પણ હાલમાં રદ પડી પાસેજ 'ધારાજ' એ બંદર છે.

**ડૅમપર**—બૉઈલરં ઉપરનું એક જોડકામ યંત્ર. એ ફ્લ્યુને છેડે જે દરવાજા મુકેલા હોય છે તેને 'ડૅમપર' કહે છે. ડૅમપર જ્યારે ઉઘાડવામાં આવે છે ત્યારે ફ્લ્યુમાંથી ધુમાડો ઝડપથી પસાર થઇ જાય છે, અને તેથ બાહેરની હવા બાર્સમાંથી દાખલ થાય છે, અને કોલસો ખુબ જોશથી બળવા માંડે છે. જ્યારે ડૅમપર બંધ કરવામાં આવે છે ત્યારે ધુમાડો બાહેર નિકળી જઇ શકતો નથી, અને તેથી કરીને બાહેરની હવા બૉઇલરમાં દાખલ થઇ શકતી નથી, અને આગ ધીમી પડી જાય છે.

**ડૅમિની**—પ્રુશિયાનું આ પુરાણુ શેહેર સ્ટ્રાલસંડની દક્ષિણે ૨૯ મૈલ ઉપર પીના નદીને કાંઠે છે. વસ્તી ૧૦૫૪૬ ની છે.

**ડૅમોતિકા**—આ યૂરપીયન તુર્કસ્થાનનું શેહેર એડ્રિઆનોપલની દક્ષિણે રેલ માર્ગે ૩૧ મૈલ ઉપર છે. લોક વસ્તી ૮૦૦૦ ની છે.

**ડેરા ઇસમાઈલખાન**—પંજાબ ઇલાકામાંનો એક જીલ્લો. એનું ક્ષેત્રફળ ૯૨૯૬ ચૌરસ મૈલ હોય, તેમાં વસ્તી ૪૪૧૬૪૯ ની છે. જીલ્લામાં ૭૪૬ ગામડાં છે. દર ચૌરસ મૈલે ૪૭ માનસની વસાહતની રાસ છે, અને વસ્તીમાં ૩૮૫૨૪૪ મોહમેદન તથા ૫૪૪૪૬ હિંદુઓ. તથા ૧૬૯૧ શિખ છે. આ જીલ્લાની ૮૦૬૦૧૧ એકર જમીન ખેતીવાડી ખાતે રોકાયલી હોઇ તેમાં ઘઉં, બાજરી, જુવાર, શેરડી, તંબાકુ, બીજાં ધાન્યો, કઠોળ, તેલી બીયાં, કપાસ વગેરેનો મુખ્ય પાક થાય છે. આ જીલ્લામાં ઠંડી ૭૩ ડીગ્રીથી ૫૧ સુધી અને ગર્મી મે માસમાં ૧૧૪ ડીગ્રી વેર પડે છે; અને વર્સાદ પાંચથી ૮ ઇંચ માત્ર વર્સે છે. આ જીલ્લામાથી વેહેતી ઈંડીસ નદી ઉપર ઉત્તર તરફની તેકડીપર બે પ્રાચીન કિલ્લા છે, અને તે કાફર કૌટ (શાસ્ત્ર નિંદકોનો કિલ્લો) તરીકે ઓળખાય છે. આ કૌટ ઉપરથી જણાય છે કે, તે પ્રાંતમાં ગ્રીસોબેક્ટ્રિઅન સત્તા હતી તે વખતનો હોવો જોઇએ. હાલનું નામ પડવાનું કારણ એવું જણાવવામાં આવે છે કે ૧૫ મી સદીની આખેરીમાં એક બલુચી સરદાર 'મલીક સોરાબે' અત્રે ચઢાઇ કરી સત્તા સ્થાપી, અને તેના બે બેટા ઇસમાઇલખાન તથા ફતેહખાને અત્રે જે શેહેરો વસાવ્યાં તે હજી તેમનાજ નામે જાણીતાં છે; ત્યારથી ૧૮૧૫ સુધી અત્રે જૂદા જૂદા ઈસ્લામી રાજ્યોની સત્તા સ્થાપીત હતી, પણ તે પછી રણજીતસિંગે અત્રે જીત મેળવી ૧૮૩૬ માં નોઆ નેહાલસિંગે ઇંડસ ઉતરી આ બધો જીલ્લો હાથ કરી શીખ સત્તા સ્થાપન કરી, પણ ૧૮૪૭ માં તમામ પંજાબ બ્રિટીશોની સત્તા તળે આવતાં આ જીલ્લો અદ્યાપી પર્યંત બ્રિટીશ સલતનતને તાબેજ રહેલોછે.

**ડેરાગાઝીખાન**—બંગાલમાંના ડેરાજટ પ્રાંતમાનો જીલ્લો. એની ઉત્તરે ડેરા ઇસમાઇલખાન, પશ્ચિમે સુલેમાન પર્વતો, દક્ષિણે ઉપલા સિંધની સરહદ, અને પૂર્વે ઇંડસ છે. એ ૧૯૮ મૈલ લાંબો ને ૨૫ મૈલ પોહળો છે; એનું કુલે ક્ષેત્રફળ ૪૫૧૭ ચૌરસ મૈલ છે. ૧૮૫૪ માં અત્રે વસ્તી ૨૩૮૯૬૪ ની, ૧૮૬૮ માં ૩૦૮૮૪૦ ની અને ૧૮૮૧ માં, ૩૬૩૩૪૬ ની હતી. તેમાં ૬૦૩ ગામડાં તથા શેહેરો છે. દર ચૌરસ મૈલે વસ્તી ૮૦ ની, દર ચૌરસ મૈલે ગામડાં ૧૩; અને દર ચૌરસ મૈલે ૧૮ માણસો વસે છે. લોક વસ્તીમાં ૪૬૬૭૭ હિંદુ, ૩,૧૫૨૪૦ મોહમેદન અને ૧૩૨૬ શીખો છે.

આ જીલ્લામાં લોઢું, ત્રાંબુ તથા જસતની ખાણો હોવા છતાં તે હજી ખણી કાઢવામાં આવતી નથી, તેમજ કોલસાની પહાડની બાજુમાં અનેક ખાણો મળી આવેલી હોવા છતાં હજી તેમાં ખોદકામ ચાલુ કરવામાં આવ્યું નથી. તેમજ અત્રે જમીનમાંનું મીઠું અને સુરોખાર પણ બને છે, તેમજ અત્રેનાં પર્વતમાંથી મળતી 'મુલતાની મીટ્ટી' સાબુ તથા દવા બનાવવામાં વપરાય છે. અત્રે સાજી ખાર પણ પુશ્કળ બને છે.

આ જીલ્લાની જમીનનો ૧૦,૮૬,૪૧૩ એકર ભાગ ખેતીવાડી ખાતે રોકાયલો હોઇ તેમાં ઘઉં, ચોખા, જુવાર, બાજરી, કાંગ, મકાઇ, જવ, કઠોળ, મોથ, માટાર, માશ, મુગ, મસુર તેલી બીયાં વગેરેનો મ્હોટો પાક થાય છે, તેમજ રૂ માટે ૯૯૫૪૫ એકર અને ગુળી માટે ૧૧૬૫૫ એકર જમીન રોકાયલી છે. અત્રે ૮ થી૧૦ ઈંચ વર્સાદ વર્સે છે.

આ જીલ્લામાં ઈ૦ સ૦ ૭૧૨ માં મહમદ કાસીમે આવી પ્રથમ જીત મેળવી ત્યારથી તે ૧૮૨૭ સુધી જુદા જુદા મોહમેદન રાજ્ય કર્તાને તાબે રહ્યું હતું, પણ ૧૮૨૮ માં તે શિખ સરકારને હાથ ગયું ને ૧૮૪૮ માં શીખ રાજ્યપર બ્રિટીશ સત્તા સ્થાપીત થઇ ત્યારથી આજ સુધી એ બ્રિટીશ સરકારનેજ તાબે છે.

દેરાગાઝીખાન નામ ઈ૦ સ૦ઉ૧૪૭૫ માં ગાઝીખાન નામના રાજ્યકર્તા પરથી તેનું હાલનું નામ ચાલુ પ્રચામાં આવ્યું.

**દેરાગાઝીખાન**—ઉપલા જીલ્લાનું મુખ્ય શેહેર. વસ્તી ૨૨૩૦૯ ની છે, તેમાં ૧૦૧૪૦ હિંદુ અને ૧૧૬૮૭ મોહમેદનો તથા ૪૧૩ શીખ છે. આ શેહેરની પૂર્વ હદપર કારતુરીની નેહેર વહે છે. ૧૮૫૮ માં આ શેહેરને રેલથી બંચાવવા માટે મ્હોટા બંધ બાંધી બંચાવના બાંધકામો ઉભારેલાં છે. અત્રેનો નિકાશ વેપાર ગુળી, અફીણ, ખજુર, ઘઉં, રૂ, બાજરી, ઘી અને ચામડાનો છે, તથા આયાત વેપાર ખાંડ, કાપુસી ફળો, ઈંગલીશ પરચુરણ સામાન, ધાતુ, મીઠું વગેરેનો છે.

**દેરાનાનક**—ગુરદાસપૂર જીલ્લામાં બતલા તેહેસીલમાંનું ગામ. વસ્તી ૫૯૫૬ ની હોઇ, તેમાં ૧૫૨૧ હિંદુ, ૨૪૦૯ મોહમેદન, ૨૦૨૬ શિખો વસે છે. એ નદી કાંઠે વસાયલું છે. બાબાનાનક પેહેલો શીખ ગુરૂ આ શેહેર સામેના 'પાખોકા' ગામમાં જન્મી ત્યાંજ મરણ પામ્યો હતો; પણ આ ગામડું રેલમાં વહી જવાથી નદીને બીજે કાંઠે જઇ તેઓએ હાલનું દેરાનાનક વસાવ્યું હતું. અત્રે બાબાનાનકના માનાર્થે એક સુંદર મંદીર બાંધેલું છે, અત્રે શાલ વણવાનો ઉદ્યોગ સારા પાયા ઉપર ચાલે છે; તેમજ આ ગામમાં ખાંડ તથા રૂનો નિકાશ વેપાર ચાલુ છે.

**દેરાહાયા**—અરબસ્તાનમાંનું આ શેહેર મક્કાની ઉત્તર પૂર્વે ૪૫૦ મૈલ ઉપર વાહાબીઓનું મુખ્ય શેહેર છે. અત્રે વાહાબીઓની ૬૦૦૦૦ની વસ્તી હતી, પણ ૧૮૧૯માં ઈબ્રાહિમ પાદશાહે તેનો નાશ કર્યો હતો.

**દેલફ્થ**—દક્ષિણ હૅાલંડનું આ પુરાણું શેહેર રાટર ડૅમની ઉત્તર પશ્ચિમે ૮ મૈલ ઉપર છે. અત્રેનો સુંદર ટૅાન હૅાલ ૧૬૧૮માં બાંધવામાં આવ્યો હતો, કે જેની બાંધણી અને માહેલો સણગાર જેવાજોગ છે. અત્રે ગલીચા, પીપ, ટોપલી વગેરેનાં કારખાના છે. ૧૮૭૯માં વસ્તી ૨૩૮૦૪ની ને ૧૮૯૨માં ૩૦૩૫૮ની હતી.

**દેલ્ફી**—આ પુરાણું ગ્રીક શેહેર ફોસીસમાં છે. આગળ આ શેહેર એપોલો દેવતાની દેવવાણી જાણવા માટે જાણીતું હતું.

હાલમાં આ શેહેરની બાજુમાં 'કાસત્રી' નામે ગામ છે.

**દેલમન**—ઉત્તર ઇરાનનું આ શેહેર તાબ્રિઝની પશ્ચિમે ૭૫ મૈલ ઉપર છે. વસ્તી ૬૦૦૦ની છે.

**દેલહૌસી જેમ્સ એન્ડ્રૂ બ્રેરન રામસે. ૧ લો અર્લ.**—અને દેલહૌસીનો ૧લો માર્કિવસ. જન્મ ૧૮૧૨ માં ૨૨ એપ્રેલે થયો. એણે 'હેરો' ખાતે વિદ્યા અભ્યાસ સંપાદન કર્યો હતો, અને તે પછી વધુ અભ્યાસ ખ્રિસ્ચીયન ચર્ચ, ઑક્સફર્ડમાં કરી ૧૮૩૮માં એમ. એ. ની પદ્વિ મેળવી. એના બે વડા ભાઈઓનાં મોહોતથી એ ૧૮૩૨ માં લૅાર્ડનો ખેતાબ પામ્યો. એ ઇંગલંડના પ્રધાન મંડળમાં દાખલ થઇ ૧૨ જાનેવારી ૧૮૪૮, થી ૧૮૫૬ માં ૨૯ મી ફેબ્રુવારી સુધી હિંદુસ્તાનનાં વૉઇસરૉય તરીકેનો મ્હોટો દરજ્જો પામ્યો હતો. હિંદુસ્તાનમાં એણે પોતાની કુશળતા, દમામ અને દોરથી મજબુત છાપ મારી હતી. પણ એની રાજનિતીથી હિંદના રાજા તથા શીપાહો ઘણા બેદિલ થયા હતા. એણે જે રાજા નિપુત્ર મરણ પામે તેને અત્રેનાં પુરાણા રેવાજ મુજબ દત્તક નહિ લેવા દેતાં તેનું રાજ્ય ખાલસા કરવા માંડવાથી મોટો બળવો ઉઠયો હતો. પ્રથમ મુલતાનમાં ખુનામર્કિ ચાલી, જેમાં મૂલરાજે મુખ્ય ભાગ લીધો હતો. પણ તેમાં શીખ સિપાહો હારતાં પંજાબને બ્રિટીશ રાજ્ય સાથે જોડી નાખવામાં આવ્યું. ૧૮૫૨ માં બરમા સાથે બ્રિટીશ લશકરને લઢાઇમાં ઉતરવું પડ્યું, તેમાં પેગુ હિંદુસ્તાનની સત્તા તળે આવ્યું. એના અમલમાં 'લેજીસલેટિવ કોન્સીલ'નું નવું બંધારણ કાયદાથી

બંધાયું, ફોજખાતાની હાલત સુધરી, હિંદુસ્તાનમાં ટપાલખાતાની બોહોળી સગવડ કરવામાં આવી, અને સરખે દરે કાગળ પત્રો બધે પોહચાડવાની નવી રીત શરૂ થઇ; તેમજ બધે રેલવે લાઇનોનો વધારો કરી ઇલેક્ટ્રિક ટેલિગ્રાફની શરૂઆત થઇ. આ વેળા ૧૮૫૩ થી ૧૮૫૬ સુધી ૪૦૦૦ મૈલ સુધી ટેલિગ્રાફ લાઇન નખાઇ હતી. એનાજ અમલમા પંજાબથી દિલ્લી સુધી વેપારની સવળતા માટે મ્હોટા રસ્તા બંધાયા. જંગલખાતાની આપણી કરાવી. ગંગા નરબદા તથા ઇડસના જળ માર્ગનો વેપાર વધાર્યો. તેમજ ગંગાની નેહેરનું પ્રથમ બાધકામ એનાજ અમલમાં શરૂ થયું હતું લૉર્ડ દેલહૌસીએ કૉલેજોની સ્થાપના કરાવી, મુખ્ય સિવીલ ઇજીનિયરિંગનો વર્ગ ઉઘાડ્યો, ફોજદારી તથા દીવાની બંધારણમાં એનાજ અમલમા મ્હોટા સુધારો વધારો થયો હતો તેમજ જૂદા જૂદા ઇલાકાના ગવરનરે તથા દરેક પ્રાંતના વડા અમલદારે ગવરનર જનરલ ઉપર વાર્ષિક રિપોર્ટ ઘડી મોકલવાની નવી પદ્ધતિ શરૂ કરી જેથી તમામ દેશના રાજવહિવટ ઉપર પુરતો કાબુ અને નજર રહી. પંજાબમાં લૉર્ડ દેલહૌસીએ મેળવેલી જીતથી ૧૮૪૯ માં તેને મારક્વિસનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો, અને ૧૮૫૬ મા પોતાને દેશ જતી વેળા ઇસ્ટ ઇંડીયા કુંપનીએ તેને ૫૦૦૦ પૌડનું વાર્ષિક પેનશન બાંધી આપ્યું. એનું મરણ ૧૮૬૦ મા ૧૯ મી ડીસેંબરે નિપજ્યું હતું.

**દેલહૌસી**—પંજાબમા ગોરખપુર જીલ્લાનાં પઠાનકોટ તેહેસીલમાંનુ એક હવા ખાવાનું મથક, લશકરી છાવણીવાળું શેહેર છે. આ પર્વત રાવી નદીનાં પૂર્વ ભાગમાં હિમાલયના હારમા ત્રણ પર્વતોપર સપાટ ભાગમાં વસાયલું છે. પઠનકોટથી ઉત્તર પશ્ચિમે ૫૧ ને ગોરખપુરથી ૭૪ મૈલ ઉપર છે. સમુદ્ર સપાટીથી ૭૬૮૭ ફીટ ઉપર છે પૂર્વ તરફનો દીનકુંડ નામે પર્વત ૯૦૦૦ ફીટની ઉંચાઇ ઉપર બારે માસ બરફથી છવાયલો રહે છે. અત્રેની ખુદ્રતિ મનોહરતા ઘણીજ મનોહર દિસે છે.

પ્રથમ અત્રે લશકરી છાવણીનું મથક બનાવવા, માટે લૉર્ડ નેપિયર મગદલાએ ૧૮૫૧ માં સરકારને ભલામણ કરી. આથી ચંબાના રાજા પાસથી બ્રિટીશોએ આ પર્વત વેચાતો લઇ ૧૮૫૪ માં ત્યાં પ્રથમ મથક કર્યું. ૧૮૬૦ વેર અત્રે સુધારો અને વ્યવસ્તા કરવામા આવી ન હોતી. એજ વર્ષમાં ગુરદાસપૂર જીલ્લામાં સામેલ કરવામાં આવતાં અત્રે રસ્તાઓ બાંધી ઇમારતો બાંધવાની શરૂઆત કરવામાં આવી. હાલમાં અત્રે કચેરી, તીજોરીખાતું, પોલીસ થાણું, પોસ્ટ ઑફીસ, દવાખાનું, દેવળ અને અનેક હૉટેલો છે. અત્રે એક યુરોપીયન કંપનીએ બીર દારૂની ભઠ્ઠી પણ બાંધી છે, અત્રેની મ્યુનિસિપાલીટીની વાર્ષિક ઉપજ ૮૨૯ પૌડ ને ખર્ચ ૬૪૧ પૌડનો છે. સિરાનમાં અત્રે વધારે વસ્તી હોય છે.

**દેલાગોઆબે**—આ પોર્તુગીજ સત્તા તળેની ખાડી આફ્રિકાના દક્ષિણ કિનારા ઉપર ઇંડીયન ઓશનની એક શાખા ગણાય છે. એ ૨૫ મૈલ પોહળી દક્ષિણ આફ્રિકામાં એક ઉત્તમ બંદર ધરાવે છે. અત્રે અનેક નાહના મ્હોટા ટાપુઓ આવેલા છે, જ્યાંની હવા સારી ગણાતી નથી. દેલાગોઆબેમાં માપુતા, તમ્બે, ઉમ્ભ્લોસી અને કોતાતી નદી પડે છે. એમા પેહેલી બે નદી વહાણોને સફર કરવા લાયકની છે. અત્રેથી એક રેલ્વે શાખા (૨૯૩ મૈલની) પ્રિટોરીયા સુધી લંબાવવાની યોજના ૧૮૮૭ માં લંડનમા ઉભી કરી તેનું કામ શરૂ કરી ૧૮૮૮ માં તેનો મ્હોટો ભાગ ખુલ્લો મેળવ્યો હતો, અને હાલમાં દેલાગોઆબે સાથે રેલ્વે દ્વારે પણ જાવ આવ થવા યોગ્ય રેલવે માર્ગ ચાલુ થયો છે.

**દેલાદા**—કેંડીના 'માલગાવા' ના મંદીરમાં બૌદ્ધના શબનાં બાકીનાં રહેલા કેટલાક ચિન્હો જોવામાં આવે છે તે ઇ૦ સ૦ પૂર્વે ઓરિસાના રાજવંશીઓ તેને પૂજતા હતા, અને તે આગમજ એ જગન્નાથના મ્હોટા મંદીરમાં જાળવી રાખવામાં આવ્યા હતા. સિલોનમાં ૪ થી સદીમાં એ જોવામાં આવ્યા હતા. સિલોનનાં બુદ્ધિસ્તોમા એવી કથા છે કે જે કોઇ આ ચીજોની પાસઆની કરશે તે ભવિષમાં મ્હોટો શેહેનશાહ થશે. ચીનાઇ મુસાફર ' ફાહેન ' જણાવે છે કે ૫ મી સદીમાં ' લધાકા ' માં આ રહેના અવશેષની પૂજા કરવામાં આવતી હતી. તેણે તે વેળા તેનાં બાલ તથા દાંત દીઠા હતા. આ દાંતમાંનો એક ગ્રીઝની તરફના અફઘાનિસ્તાનના રાજા 'નાફીયા' એ જાળવી રાખ્યો હતો.

(દેવ—જુઓ દેવા)

દેવઉઠી અગિઆરસ—અથવા પ્રબોધિની. ચાતુર્માસમાં દેવતા નિંદ્રાવશ થાય છે તેમને ઉઠાડવાનો દિવસ. કોઈ કા૦ શુ૦ ૧૧સ અને કોઇ બારસ પકડે છે. વિશેષ કરી વિષ્ણુને ઉઠાડવાનો વિધી છે. તેની પૂંજા કરી ઘંટ નાદ કરી તેને જાગૃત કરતી વેળા આ મંત્ર જપે છે.

હિંદુસ્તાન તરફ એને 'દેવઉઠાવન' કહે છે, અને એકાદશિને ઉત્થાન એકાદશી કહે છે. આ અગિઆરસ સર્વેથી મ્હોટી ગણાતી હોવાથી તે સર્વે કોઇ પાળે છે.

કાર્તિક મહાત્મમાં એના વિષે એવી કથા છે કે, "સત્યુ યુગના અંતે 'માયા પુરી' નગરમાં દેવશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો, તેને ઘડપણમાં ગુણવંતી નામની એક પુત્રી થઇ, જેણીને તેણે પોતાના ચંદ્ર નામના એક શિષ્ય સાથે પરણાવી. સસરા જમાઇ એક દિવસે દર્ભ, બિલપત્ર લેવા અરણ્યમાં ગયા, જ્યાં રાક્ષસે તેમનો વધ કર્યો. તે બનાવ પછી ગુણવંતિએ ભક્તિમાં જીંદગી ગાળવા માંડી અને વ્રત અપવાસ કરવા લાગી. કાર્તિક શુદ અગિઆરસનો અપવાસ કરી બારસે તેણી ગંગા સ્નાન કરવા ગઇ. સ્નાન કર્યા પછી નદી કિનારે ઉભી હતી તેટલા વિષ્ણુ વિમાનરૂઢ થઇ ત્યાં આવ્યા અને સતીને વૈકુંઠમાં લઇ ગયા. તે ગુણવંતી કૃષ્ણ અવતારમાં સત્યભામાં અને તેણીનો પિતા સત્રાજીત તથા પતિ ચંદ્ર અક્રૂર બન્યા.

દેવકલ્પ—બ્રહ્મ દેવતાનો ૬ ઠો દિવસ અથવા કલ્પ.

દેવકી—દેવક રાજાની કન્યા અને વસુદેવની સ્ત્રી.. એને કૃષ્ણ વગેરે સાથે ૮ પુત્રો થયા હતા. (જુઓ કૃષ્ણ.)

દેવગઢ—એનું પ્રાચીન નામ દેવગિરિ. એ એક કિલ્લો છે. આ કિલ્લો અશોકે યુધિષ્ઠીર શકના ૧૭૫૦ મે વર્ષે બાંધ્યો હતો. આ વેળા યુધિષ્ઠીર વંશમાંનો નિમિ રાજા કોશાંબિમાં રાજ્ય કરતો હતો. મુસલમાની રાજાઓએ આ શેહેરને દોલતાબાદ નામ આપ્યું હતું. એનું ઉત્તર અક્ષાંસ સુમારે ૨૦° અને પૂર્વ રેખાંશ ૭૬° છે.

દેવગિરિ—હિંડોલ રાગની આ સ્ત્રી રાગણીની ઉત્પતિ સ્વર્ગમાં દેવતાઓથી થઇ છે. એની જાતી સંપૂર્ણ છે, યાને તેમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, મધ્ધમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર છે. એનો ગાવાનો ઠેકવેલો વખત ત્રીજા પોહોરનો છે. આ ભાર્યા પૂરબી, સારંગ અને શુદ્ધ રાગથી મિશ્ર છે. ત્યારે કેટલાકો તેને બિલાવલથી મિશ્ર જણાવેછે.

દેવચંદજી—આ ધર્મ પ્રવર્તક જ્ઞાતેકાયસ્ત સંવત ૧૬૩૦ નાં આસો શુદ ૧૪ ને બુધવારે મારવાડ અને સિંધની વચ્ચે અમરકોટ નામનું ગામ છે ત્યાં જન્મ્યો હતો. એના પિતાનું નામ મત્તુમેહેતો હતું. એ નાહનપણમાં સિંધી તથા ફાર્સી શિખ્યો હતો. એનો પિતા રાધાવલ્લભી સંપ્રદાયનો હતો. એ ૧૨ વર્ષનો થયો ત્યારે એના માતપિતાએ એને ભૂજમાં પરણાવ્યો હતો. એ પોતાના બાપની સાથે નિત્ય કથા સાંભળવા જતો, તેથી એની શ્રીમદ ભાગવત ઉપર શ્રદ્ધા બેઠી અને કથા સાંભળવાની લ્હે લાગી, આથી એને બીજો ધંધો સુઝ્યો નહિ. તેથી એના બાપે તે કથા કેહેનાર હરદાસજીની પાસે એને કહેવાડ્યું કે, "હવે તમે ગૃહસ્થાશ્રમ લેઈ બેસો માટે મ્હારી પાસે આવવું કમી કરવું." એણે વિનંતી કરી કે, "માહારાજ મ્હારે કાંઇ સેવા જોઇએ." તે ઉપરથી હરદાસજીએ બાલકૃષ્ણજીની મૂર્તિ આપી તેની એ નિત્ય સેવા કરતો. કેટલાએક દિવસ પછી એ પોતાનાં માબાપને લેઇને જામનગર જઇ રહ્યો. ત્યાં પણ ૧૪ વર્ષ સુધી એણે વૈષ્ણવ ભાટીયા મહાજનની મંદિરમાં કથા શ્રવણ કરી. પછી એવી વાત જાહેર કરી કે "મને ઠાકોરજી પ્રસન્ન થયા અને સાક્ષાત શ્યામ સુંદરજીએ દર્શન દેઇને મને આજ્ઞા કરી છે કે તમે માહરા ભક્ત છો, માટે અમારા ભગવત ભાવનો સૃષ્ટિમાં પ્રસાર કરો." એવી વાત ચલાવીને ભાટીઆ, લુહાણા, વાણીયા, ક્ષત્રિય, વગેરે લોકોને પોતાના શિષ્ય કરવા લાગ્યો. થોડા વખતમાં ૧,૦૦,૦૦૦ થી વધારે શિષ્ય થયા પછી ત્યાં એણે મ્હોટું મંદીર બાંધ્યું.

એનો એક ઢોંગી ચંચળ શિષ્ય હતો તેનું નામ 'મેહેરાજ' હતું. તેણે પાછળથી પોતાને નામનો સંપ્રદાય ચલાવ્યો, જે મેહેરાજ પંથને નામે પ્રસિદ્ધ છે, એ પંથ નિકળવાથી અને દેવચંદજીના છોકરાપરાક્રમ વગરના નિવડવાથી એમનો રાધાવલ્લભી .

નહિ જેવો થયો છે. દેવચંદજી સંવત ૧૭૧૨ ના ભાદરવા શુદ ૧૪ ને દિને ૭૪ વર્ષની વયે મરણ પામ્યા હતા. એની પાછળ એનો છોકરો બિહારીજી ગાદીએ બેઠો. હાલમાં એની સાતમી પેઢી જામનગરમાં છે. એણે તથા એના વંશજોએ બનાવેલા એના સંપ્રદાયના પ્રસિદ્ધ ગ્રંથ નીચે મુજબ છે:—શ્રીમદ્ ભાગવતના દશ સ્કંધના પાંચમા અધ્યાય ઉપર ટીકા (સંસ્કૃતમાં), વેદ સ્તુતિ ઉપર ટિકા, શ્રીમદ્ ભાગવતના પેહેલા અને બીજા સ્કંધ ઉપર ટીકા, તારતમ્ય પ્રકાશ એટલે રાધાકૃષ્ણનું વર્ણન અને ભગવદ્ ગીતા ઉપર ટીકા.

**દેવદાર**—એના વિશાળ વૃક્ષ હિમાલય પર્વત, બરમા, બંગાલ અને પીનાંગમાં ઉગે છે. આ ઝાડને જોઇએ તેવી જમીન મળી હોય તો તે ઘણું ઉંચું વધે છે. ૩૦ થી ૪૦ વર્ષનું થતાં એનીપર ફળો આવવા માંડે છે. દેવદારનું ઝાડ ૧૦૦ થી ૧૫૦ વર્ષ જીવે છે. જેમ જેમ એનું ઝાડ જુનું થાય છે તેમ તેમ તે મજબૂત થઇ ઉપયોગી બને છે. સાગ કરતાં એનું લાકડું ઘણું હલકું છે. એના લાકડામાંથી તરપેનટાઇન નિકળે છે. દેવદારમાંથી નિકળતાં તેલને 'કિલાનકા તેલ' કહે છે, અને તેનો ઉપયોગ જુની ત્વચાના રોગ ઉપર તબીબો કરે છે. ડૉ૦ ગિબ્સ અને જોનસ્ટને એક દર્દીના અંગપર પારો ફુટી નિકળતાં રોજ એનું ૪ માસા તેલ ખાવા આપતાં દરદ દૂર થયું હતું. ભદ્રદારૂ ને દેવદારૂ એ પણ એક જૂદીજ જાત છે.

**દેવ દીવાળી**—કાર્તિક શુદ ૧૧ ને પ્રબોધની અથવા દેવ દીવાળી કહે છે. પ્રબોધ એટલે જાગવું. એ દિવસે વિષ્ણુ જાગે છે, તેથી તેને પ્રબોધની કહે છે. વિષ્ણુની મુખ્ય તિથી અગિયારસ તથા બારસ ગણાય છે; તે દિવસે દેવાલયોમાં રોશની કરવામાં આવે છે તેથી તેને દેવ દીવાળી કહે છે.

'ભવિષ્યોતર પુરાણમાં કહ્યું છે કે "આષાઢ શુદ ૧૧ ની રાત્રે પ્રભૂ પોઢે છે. કાર્તિક શુદ ૧૧ ને દિવસે પ્રભુ જાગે છે, અને ભાદરવા શુદ ૧૧ ને સાંજે પડખું ફેરવે છે. આ ઉપરથી ૪ મહિનાથી પોઢેલા પ્રભુને વીધી પ્રમાણે જગાડવા કહ્યા છે. બ્રાહ્મણ પુરાણમાં કહ્યું છે કે 'કાર્તિક માસમાં શુદ ૧૧ ને દિવસે શ્રધ્ધા ભકિત યુકત થઇને પોઢેલા ભગવાનને રાત્રે જગાડવાં. તે વખતે નાચ, કિર્તન, ગાયન કરવાં. મૃદંગ, વિણા, નગારાં વગેરે વજાડવાં ને ઋગવેદ, યજુરવેદ, સામવેદના માંગલિક મંત્રો પુરાણનાં વચનો ભણાવવા.

**દેવનગરી**—હિંદુસ્તાનમાં વપરાતી એક લિપિ. ૭મી સદીમાં આ લિપિ કાશમિરથી તિબેટમાં દાખલ થઇ હતી. આ ભાષા મુખ્ય કરી પ્રાચીન લેખોમાં વપરાયલી છે. આ લિપિનાં ઘણાખરા અક્ષરો હાલની જૂદી જૂદી હિંદુસ્તાનની ભાષામાં ચાલુ છે. આ લિપિમાં મુખ્ય કરી સંસ્કૃત ભાષા લખાતી હતી.

**દેવનળ**—મરના બેરા જેવા દેવનળનાં બેરા થાય છે. દેવનળનાં પાના વેળુનાં પાદડાં જેવાં હોય છે. દેવનળની જાડાઇ પણ બરૂ જેવડીજ હોયછે. આ દેવનળ પોકળ હોવાથી તેના નળા બનાવે છે. વન ઔષધિમાં દેવનળની યોજના કરેલી છે.

**દેવપોઢી એકાદશી**—અથવા આષાઢી એકાદશી. આ એકાદશીને દિવસે શ્રી વિષ્ણુનો શયનોત્સવ કરે છે. શ્રી વિષ્ણુની મૂર્તિ સુવાડનાં મંત્રોચ્ચાર કરી તે દિવસે ઉપવાસ કરી જાગરણ કરે છે. એ ત્રણ દિવસનું વ્રત છે. આજ એકાદશિએ પંઢરપૂરના વિઠોબાની મોટી જાત્રા ભરાય છે. તુકારામ ભકને સધળા વ્રત કરતાં આ વ્રતનું માહાત્મ મોટું માન્યું હતું; પણ લિંગાઇત ધર્મના જંગમો આ દિવસે ભોજન કરવામાં બાધ જોતા નથી.

**દેવપ્રયાગ**—ઘરવાલ જીલ્લામાંનુ એક ગામ. આ ગામ અલકનન્દા અને ભાગીરથીના સંગમ ઉપર સમુદ્ર સપાટીથી ૨૨૬૬ ફીટ ઉપર છે. ગામની નીચે સંગમ ઉપર નદીને ગંગા નામ પ્રાપ્ત થાય છે. અત્રેના યાત્રાસ્થળને હિમાચળ પણ કહે છે. અત્રેનું શ્રી રામચંદ્રજીનું ગંજાવર મંદીર હુનરમંદીનો નમુનો છે. અત્રે મુખ્ય દક્ષણી હિંદુ બ્રાહ્મણોની વસ્તી છે.

**દેવબંદ**—શાહારાનપૂરનું આ દક્ષિણ તેહેસીલદારીનું ક્ષેત્રફળ ૩૮૭ ચોરસ મેલ છે. આ ભાગ ખેતીવાડીથી રોકાયલો હોઇ તેમાં પૂર્વે જમાનાની નેહેર ફરી વળેલી હોય તેનો ૩૦૯ ચોરસ મૈલ ભાગ ખેતીથી ભરપૂર છે. તેમા લોક વસ્તી ૧,૮૦,૯૯૧ ની છે. જમીનની ઉપજ ૩૦૧૬૦ પૌંડની અને ગવર્નમેંટ

મેહેસુલ ૩૩૩૪૪-પૌંડની ઉપજે છે. ખેડુંનો તરફથી એતીની મેહેસુલ ૩૮૫૨૨ પૌંડની ઉપજે છે.

ઉપલા તેહેસીલનું મુખ્ય ગામ દેવગંદ ૨૪૫ એકર ઉપર વસાયલું છે. તેમાં ૨૨૧૧૬ ની વસ્તી હોઇ, વસ્તીમાં ૭૩૨૫ હિંદુ, ૧૨૪૫૭ મોહમેદન અને ૩૩૨ જૈનો છે. આ શેહેર ૩૦૦૦ વર્ષ ઉપર વસાયલું જણાવવામાં આવે છે. અત્રેથીજ પાંડવો વનવાસ દરમ્યાન આવી મુકામ કર્યો હતો. અત્રેની દેવીના દર્શને ભાવીક હિંદુઓ આવે છે અને દર વર્ષે તેની મ્હોટી જાત્રા ભરાય છે.

**દેવ બાવળીયો**—આ બાવળીના જાતનું વૃક્ષ છે, પણ એ બાવળ જેવડું મ્હોટું થતું નથી, તે છતાં એનોપેર બાવળ જેવા કાંટા હોય છે. એના ઉપર ફુલો બાવળ જેવાંજ પિળા રંગના આવે છે. આ ઝાડમાંથી લાખ નિકળે છે. હડખાયલા કુત્રાના ઝેર ઉપર દેવબાવળીયાનાં મૂળ અકસીર ગણાય છે.

**દેવયાની**—એક તારો. ધ્રૂવ તારો અને ધ્રૂવદર્શક તારાની વચમાંથી એક સીધી લીટી દોરતાં દેવયાની પાસેના મ્હોટા ચાર તારા પાસે પોંહચે છે, અને તેમાંનો પૂર્વ જે તારો છે તે દેવયાનીનાં માથાપર આવે છે, અને બાકીના ત્રણ તારા ઉચ્ચેશ્રવાના માથાપર આવે છે. આ વચલા તારાની આકૃતિ દેવયાનીના કમરબંદ ઉપર છે, અને છેલ્લો ત્રીજો તારો તેનાં પગ ઉપર છે. એની આકૃતિ સ્ત્રીની હોઈ તે કમરવેર નગ્ન છે, અને તેના હાથ પસારેલા છે. આ દેવયાનીને સાંકળથી જકડી પથ્થર સાથે બાંધેલી છે.

**દેવલદેવી**—કમલા દેવીની પુત્રી. કરણ વાધેલો હાર પામતાં કમલા અલાઉદ્દીનને હાથ કેદ પડી, ને દેવલદેવી કરણઘેલા સાથે નાહાસી ગઇ, તેવેળા દેવગીરીના રાજા રામદેવે તેની માગણી કર્યા છતાં નહિ પરણાવી; તેટલાં કમલાદેવીએ અલાઉદ્દીનને કહી અલફખાનને સૈન્ય આપી દેવળદેવીને લાવવા મોકલ્યો. ત્યારે કરણઘેલાએ રામદેવ ઉપર દેવળદેવીને મોકલી; પણ માર્ગમા તે મુસલમાનોને હાથે કેદ પડી યવનોને હાથ ગઇ. તે પછી તેના લગન શાહાજાદા ખીજરખાન સાથે થયાં. જ્યારે અલાઉદ્દીન મરણ પામતાં મલિક કાફુરે ખીજરખાનની આંખો ફોડી તેના કુટુંબની કતલ કરી, તે તેળા દેવળદેવીને પોતાના જનાનામાં મોકલી પોતાની સ્ત્રી બનાવી હતી.

**દેવલાલી**—નાશિક જીલ્લામાંનું એક બ્રિટિશ છાવણીવાળું હવાસીર મથક. અત્રેની વસ્તી ૩૦૦૦ ને સુમારેની છે. તેમાં દેશમુખ કુટુંબની મુખ્ય વસ્તી છે. આ ગામ નાશિકથી દક્ષિણ પૂર્વે ૪ મૈલ ઉપર છે. ગરમીમાં અત્રે અનાજના વેપારી મુંબઇના વછીયાતો એકત્ર થાય છે. અત્રેની છાવણી દક્ષિણ પશ્ચિમમાં ૩½ મૈલ ઉપર છે. ત્યાંની બરાખમાં ૫૦૦ સીપાહોને રહેવા, લાયકની ગોઠવણ છે.

**દેવસાવર્ણુ**—ચાલુ શ્વેત વારાહ કલ્પમા, હવે પછી થનાર ૧૩મો મનુ. એનું મંનંતર એનાજ નામે ચાલી તે રૂતધામાને નામે પણ ઓળખાશે. એને ચિત્રસેન, વિચિત્ર વગેરે પુત્ર થશે, અને એના મનવંતરમાં સુકર્મા વગેરે દેવ અને તેમનો સ્વામિ દિવસ્પતિ નામે ઇંદ્ર થશે.

**દેવ્હનપોર્ટ**—ઇ૦ સ૦ ૧૮૨૪ આગમજ એને પ્લેમોથ ડૉકને નામે ઓળખતા હતા. પ્લેમોથની પશ્ચિમે ઉત્તર પશ્ચિમમાં બે મૈલ ઉપર છે. આ શેહેર ઉચા મેદાન ઉપર વસાયલું છે. અત્રે ૧૬૮૯ માં ૩ જા વિલ્યમે પ્રથમ ગોદી બંધાવી; અત્રે પ્રથમ દર્યાઇ દારૂખાનું તથા તોપખાનું સ્થાપન કર્યું હતું. અત્રે વખતના વેહવા સાથે લગભગ ૬ ગોદીની ગોઠવણ કરવામાં આવી છે, તેમજ અત્રે એન્જીનીયરીંગ કૉલેજ, દરિયાઇ ખલાસીઓની ખરાખ, કોઠીઓ, દારૂખાનું બનાવવાનું કારખાનું છે. અત્રે પાયદળ તથા લશ્કરી લશ્કરનું મુખ્ય મથક હોઇ લશ્કરીખાતાનાં વડા અમલદારોનાં મથકો છે. ૧૮૪૧ માં લોક વસ્તી ૩૩૮૨૦ ની ને ૧૮૯૧ માં ૫૪૮૦૩ ની હતી. અત્રેથી પાર્લામેંટમાં બે પ્રતિનિધિઓ મોકલવામાં આવે છે.

**દેવ્હનશાયર**—આ જાણીતો દેશ દક્ષિણ પશ્ચિમ ઈંગલંડમાં બ્રિસ્ટોલ અને ઈંગલીશ ચેનલ વચ્ચે છે. એની વધતામાં વધતી લંબાઈ ૭૦ મૈલની અને પોહળાઇ ૬૫ મૈલ ની છે. સમુદ્ર કાંઠો ૧૫૦ મૈલ હોઈ જુમલે ક્ષેત્રફળ ૨૫૮૬ ચોરસ મૈલ છે. જેમાંનો ⅔ ભાગ ખેતીવાડી ખાતે રોકાયલો છે. ઉત્તર કિનારો પહાડી હોઈ ત્યાં ૨૦૦૦ ફીટની ઉંચાઇની અનેક તેકડીઓ છે. એનો મુખ્ય

જળમય ભાગ બિડફોર્ડમે ૧૮ મેલ પોહળો હોઇ ૮ મૈલ ઉંડો છે. જેમાં બે નદી આવી મળે છે. અત્રે ત્રાંબુ, સીસું, ટીન, લોઢું, મેંગેનીજનો વેપાર બોહળો ચાલે છે. તેમજ બીજી ધાતુઓ પણ મળે છે. તેમજ ચીનાઈ કામ માટે કુંભારકામની મટોડી, ચૉક, ગ્રેનાઇટ, માર્બલ અને ખનીજ ઝરા અનેક છે. દક્ષિણ તરફની આબો હવા મધ્યમ છે. અત્રેનાં ઘણાક મથકો તંદરોસ્તીના બાબમાં વખણાય છે. અત્રે લીંબુ નારંગીના ફળો ઘણા ઉત્તમ પાકે છે. દક્ષિણ તરફનો ભાગ બેહદ ફળદ્રુપ છે. અત્રે ઘાસચારો બિસ્ચાર હોવાથી ઢોરો ઉછેરવાનો ખાસ ધંધો ચાલે છે. અત્રે ઢોરોમાં મેંઢા, બકરા, ટટ્ટુ વગેરે સારાં ઉછરે છે. તેમજ માછલી મારવાનો ધંધો સામુદ્ર કાંઠે ચાલુ છે. અત્રે લેસ, હાથમોજાં, કુંભારકામ, રસાયન પદાર્થ, સાબુ, કાગળ, બીર દારૂ તથા બીજી દારૂઓનાં અનેક કારખાના છે. મુખ્ય શેહેર એક્ષટર, પ્લેમાઉથ, ડેવ્હનપોર્ટ, ટૉરક્યૂવે, ટિવ્હરટન, બ્રન્સ્ટેપલ, સ્ટૉનહૌસ, ટેવીસ્ટોક, ટિગનમૌથ, ટયૂટન, ડાર્ટમૌથ અને બ્રિક્ષ્સહેમ છે. વસ્તી ૧૮૦૧ માં ૩૪૦૩૦૮ ની, ૧૮૪૧ માં ૫૩૨૯૫૯ ની, ૧૮૯૧ માં ૬૩૩૮૪૮ ની હતી.

**દેવા**— = દેવતા. દેવી = સ્ત્રી દેવતા. આ બોલ સંસ્કૃત હોઇ દેવ= પ્રકાશ અથવા આકાશ, પવન ઉપરથી બનેલો છે. દેવને મળતો શબ્દ લેટીનમાં 'દ્યૂસ, ગ્રીક ઠ્યૂસ, લેથ્યૂનિયન દેવસ, હાલની ફાર્સી ને હિંદીમાં દેવ અને દેવલ એટલે દેવનું મકાન. શિવ પંથીઓ શિવને મહાદેવ યાને મ્હોટો દેવ ને તેની સ્ત્રી પાર્વતીને માહાદેવી કહે છે. દેવના સ્થાનકને દેવ + આલય ઉપરથી દેવાલય કહે છે. દેવા — સન યાને સૈન્યના દેવ. દેવર્ષિ યાને દેવરૂષિ. કૈલાસ, ઇંદ્રપુરી તથા સ્વર્ગમાં દેવતાઓનું મુકામ ગણાય છે. પશ્ચિમ એરિયન પ્રજાએ જ્યારે આર્ય પ્રજાને અફગાનિસ્તાનથી પૂર્વ તરફ હાંકી મેળયા તે વેળા આર્યનોનાં જે દેવતા હતા તેમને પ્રાચીન એરિયનોએ ધિક્કારી દેવને બદખસલતનાં પોતાના ગ્રંથોમાં જણાવ્યા છે, કે જે મુજબ હાલના જરતોસ્તીઓનાં ધર્મગ્રંથોમાં દેવને 'ધિક્કારભર્યો ગણ્યો છે, અને અહેરેમનના શરીકોને દેવ જણાવ્યા છે. આ દેવ શબ્દ તે પછી લેટીન, ગ્રીક, ઇટાલ્યન અને ફ્રેન્ચ ભાષામાં 'ડેવ્હીલ' શબ્દ બની શેહેતાન અર્થે વપરાયો છે.

હિંદુઓમાં ૩ પ્રકારના દેવતાઓ છે. ગામ દેવતા, ઘર દેવતા ને ઇષ્ટ દેવતા. ગામ દેવતામાં મુખ્ય કરી શુદ્ર દેવતા સમાય છે. (જુઓ શુદ્ર દેવતા.)

**દેવાનાં પ્રિય તિષ્ય**—આ સિંહલદ્વિપનો રાજા ઇ. સ. પૂર્વે ૩૦૭ માં થઇ ગયો. એ પેહેલાં વૈદિક ધર્મ પાળતો હતો, પણ બૌધ્ધના ઉપદેશથી બૌધ્ધ ધર્મી થઇ બૌધ ધર્મનો બધે પ્રસાર કર્યો હતો.

**દેવી**—જગદિશ્વર શક્તિનાં સ્વરૂપો અથવા એમાંનુ એક ઉત્પન્ન કરનારી શક્તિ તે બ્રહ્માણી, સાવિત્રી, પાલણ કરનારી, તે વૈષ્ણવી અને સંહાર કરનારી તે રુદ્રાણી; અથવા મહાસરસ્વતિ, મહાલક્ષ્મી ને મહાકાળી, આદિમાયા દેવીએ પ્રસંગોપાત ઘણાં રૂપ ધારણ કર્યા છે; તે સર્વે દેવીયો છે. ૬૪ દેવી જોગણી પણ કહેવાય છે.

**દેવોરા**—શિરોઇનાં રાજવંશિની એક શાખા. એઓ શિરોય અને આબુનાં અધિપતિ છે. એઓ ચોહાન રજપૂતની એક શાખાના છે, આ દેવોરા શાખાનો મૂળ પુરૂષ આબુમાં વસતો હતો. જ્યાંથી તેના વંશજો અરાવલીથી અજમેર સુધી ફરી વળી તેઓએ નાદોદ, જાહલોર અને જોધપૂર વગેરે ઠેકાણે પોતાની સત્તા સ્થાપી, અને હજી આ શાખાના વંશજો કનોજમાં છે. શિરોઈ, આબુ, અને ચંદ્રાવતીના દેવોરા પરમાર ટોળામાં મળી ગયા. રજપૂત કોમમાં રાથોર અને દેવોરા અતિબહાદુર ટોળો ગણાય છે. અચલગઢ એ પણ દેવોરા ઓનું એક બાંધકામ છે.

**દેશાકરિ**—અથવા દેશકાર, મેઘ રાગની આ ભાર્યા રાગણી ગાવાનો સમય પેહેલી રાતનો, તો કોઇ પાછલી રાતનો જણાવે છે. એની જાતી ઓડવ છે. મધ્યમ અને નિખાદ બે વર્જીત છે, અને ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, એ મુજબ પાંચ સ્વર આવે છે. એનાં ગ્રહ સ્વર ખરજ ને ન્યાસ સ્વર ગાંધાર છે. આ રાગણી બિભાસને મળતી હોવાથી, તેને ચોક્કસ સંભાળથી ગાવી પડેછે, એને કોઇ ઓડવ પણ કહે છે, તેમાં મધ્યમ વર્જ્ય છે, કોઇ સંપૂર્ણ પણ માને છે. તેમાં મધ્યમ અને નિખાધ બન્ને આવે છે.

એણીના પુત્રો ગંધાર ને સોહાન છે. આ શ્યામ સુંદરી મુખપર તલ, બંદનમાં મોઘરું, ગળામાં મોતીની મુક્તાફળ માળા, શરીરે ચંદનનો સુવાસ ઝરમરે ઝરમર પરસેવો વરસે છે. ને તે પોતાનાં સજ્જન સાથે પ્રેમ કરે છે.

દેશાખ—સંગીત શાસ્ત્ર મુજબ આ રાગણી ગાવાનો સમય દિવસે ૧૦ વાગેનો છે. એની જાતી ખોડવ એટલે ખરજ શુદ્ધ, ગંધાર તિવ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર યા નિખાદ તિવ્ર, એ મુજબ ૬ સ્વર એમાં સમાય છે. એમાં ગંધાર કોમળ તથા નિખાદ એ આવે છે. ગ્રહસ્વર ખરજ તથા ગંધાર છે, અને આ રાગણી શંકરાભરણ કાનરા અને મલ્હારથી મિશ્ર છે. આ રાગણીની ૪ જાતિ છે.

૧-દેશાખ, ૨-સુનસાખ, ૩-લચ્છાસાખ ને ૪ બંવરસાખ. સંગીત શાસ્ત્રમાં રાગણીની રસિકતા અને ચલણ ઉપરથી તેનું અલંકારિક સ્વરૂપ દર્શાવવામાં આવે છે. એ મુજબ દેશાખ રાગણી બીહામણા સ્વરૂપ વાલી છતાં શોભતા કાળા વસ્ત્રો પેહેરેલી, ગળામાં હીરાજડિત હાર, હાથે તલવાર, વીરરસથી મસ્ત, દેખાવે ઉગ્ર હોઇ પતિ સાથે પ્રિતીમાં લીન થએલી હોવાથી પતીને પોતા પાસથી પરસ્ત્રી પાસે જવા નહિ દેતી હોય તેવી હટીલાઇથી ઉભેલી, વાણી મધુર બોલતી, કામબાણથી પતીને વિંધતી જણાય છે. કેટલાકો એનું સ્વરૂપ મલ્લ જેવું દર્શાવે છે. ને તેનો પોશાખ પુરૂષનો હોઇ બે બાજુ ઉપર ધુળ ચોંટેલી ને શરીરે રોમાંચ ઉભા થયાં છે. હાથમાં ખુલ્લી તલવાર, પેહેરવાનો ઝભો ગળા પાસથી ફાટેલો અને પોતાના નાયકને બાથમાં પકડી ઉભેલી ઉગ્ર સ્વરૂપની ચિતારવામાં આવે છે.

દેશી—અથવા દેશ. સંગીત શાસ્ત્ર મુજબ દેવતાઓથી ઉત્પન્ન થએલી આ રાગણી દિપક રાગની ભારયા. એ રાગણી ગાવાનો સમય દિવસના બીજા પોહોરનો, જાતી સંપૂર્ણ, યાને ખરજ, પંચમ શુદ્ધ રિખવ અને નિખાદ તિવ્ર છે, બીજા સ્વરો કોમળ છે. તેમાં કોઇ નીખાદ પણ કોમળ ગણે છે. ગ્રહસ્વર મધ્યમ છે, વાદીસ્વર ખરજ છે, પંચમ સંવાદી સ્વર છે, ગંધાર અનુવાદી છે; કોઈ ખોડવજાતી પણ કહેછે, તેમાં પંચમ વર્જયછે.

આ રાગણી દેખાવે અતિ ખુબસુરત, લીલાં વસ્ત્ર પેહેરેલી, રસીક મધુર સ્વર વાલી, યૌવન મદમાં મસ્ત છે. આ રાગણી પોતાના ઉધમાં પડેલા ધણી પાસે વિણા લઇ પોતાનો પ્યાર સરોદામાં દર્શાવતી ઉભી છે. બીજા વર્ણન મુજબ શરીરનો રંગ-શ્વેત, મિશ્ર લાલ છે, વસ્ત્ર લીલાં પેહેરેલાં, હાથમાં પોપટ બેઠેલો હોઇ પોપટની વાતો અર્ધ નિંદ્રાવશ હાલતમાં સાંભળે છે.

દેસ્ટ—આ બેલજીયમનું શેહેર ડેમર નદી ઉપર એન્ટ વર્પની દક્ષિણ પૂર્વે ૩૭ મૈલ ઉપર છે. વસ્તી ૭૫૧૯ ની છે.

દેહગાન—અથવા દેહકાન. આ લોકોને આર્ય પ્રજાના વંશજ તરીકે ઓળખાવવામાં આવે છે. આગળ તેઓ તમામ અફઘાનિસ્તાનમાં વસતા હતા; પણ હાલમાં કુનારના નીચ પ્રદેશમાં છે. એલફિન્સ્ટન જણાવે છે કે તેઓ હિંદકીથી તદન જૂદા, તેમજ તાજક ને મળતા નથી. એમને અફઘાનો દેહકાન કહે છે. આયને અકબરી તથા બાબરનાં ગ્રંથમાં જણાવેલી 'લુધામ્યુની' ભાષા તેઓ બોલે છે. આ ભાષા ફાર્સી અને હાલની સંસ્કૃત તથા પુસ્તુના થોડા ભેળ સાથે બીજી અનેક ભાષાની ભેળથી બનેલી છે, પણ તેમાં મુખ્ય શબ્દોનો ભાગ સંસ્કૃત છે.

દેહેરા—મુખ્ય છાવણીવાલું આ દેહેરાદુન જીલ્લાનું શેહેર વાયવ્ય પ્રાંતમાં આવેલું છે. સમુદ્ર સપાટીથી ૨૩૦૦ ફીટ ઉપર છે. લોક વસ્તી ૧૮૫૧૯ ની છે, તેમાં ૧૩૩૦૭, હિંદુ, ૪૮૦૧ મોહમેદન ને બીજા પરદેશી છે. શેહેરનું ક્ષેત્રફળ ૨૩૧૫ એકર છે. સત્તરમી સદીમાં ગુરૂ રામરાયે આ શેહેર સ્થાપન કર્યું હતું. તેનું શેહેરમાં બંધાવેલું મંદીર ઉત્તમ હુન્નરમંદીનો એક નમુનો છે, અત્રે તેહેસીલ, પોલીસ કચેરી, જેલ અને શાળા છે. ઉત્તર ભણી યુરપીયનોની વસ્તી છે, જેમાં તેમની ૬૦૦ ની સંખ્યા વસે છે.

દેહેરાદુન—વાયવ્ય પ્રાંતમાંનો જીલ્લો. એનું ક્ષેત્રફળ ૧૧૯૩ ચોરસ મૈલ છે. એની ઉત્તરે સ્વતંત્ર ઘરવાલ, પશ્ચિમે સરમૂર અને અંબાલા જીલ્લો, દક્ષિણે સહરાનપૂર અને પૂર્વે બ્રિટીશ ઘરવાલ છે. ૧૮૬૫ માં લોક વસ્તી ૧૦૨૮૩૧ ની, ૧૮૭૨ માં ૧૧૬૯૪૫ ની અને ૧૮૮૧ ૧૪૪૦૭૦ ની હતી, આ જીલ્લામાં ૯૦૬ ગામ તથા શેહેર છે. વસ્તીમાં ૧૨૫૨૨૩ હિંદુ અને ૧૬૫૨૭ મોહમેદન તથા ૨૦૨૫

ખ્રિસ્તીઓ છે.

આ જીલ્લાની ૧૦૬ ચોરસ મૈલ જમીન ખેડાયલી છે, ૩૩ ચોરસ મૈલ જમીન ખેડવા લાયકની અને ૧૦૨૧ ચોરસ મૈલ તદન ઓસાડ છે. મુખ્ય પાક બાજરી, ઘઉં, ચોખાનો થાયછે. આ જીલ્લો વેપારનું મુખ્ય મથક છે.

આ જીલ્લાનું વાર્ષિક મેહેસુલ ૨૮૧૬૨ પૌંડનું ઉપજે છે. જીલ્લામાં ૯ મેજીસ્ટ્રેટ ને દીવાની કચેરી છે. આ દેશમાં ૩૯ સરકારી શાળા છે, તેમાં ૧૨૪૭ વિદ્યાર્થિઓ છે, અત્રે ૫૭ થી ૭૫ ઇંચ વર્સાદ વર્સે છે, ત્યારે ત્યાંના કેટલાક મથકોમાં વધારે વર્સે છે. દેહેરામાં ૯૫ ઇંચ ને ભોગપૂરમાં ૧૨૩ ઇંચ ૧૯ દોકડા ને થંડી ૩૭ અંશથી ગર્મી ૧૦૧ અંશ સુધી પડે છે.

મસાઉરી કે જે સમુદ્ર સપાટીથી ૬૦૦૦ ફીટ ઉપરનું મથક છે ત્યાં થંડી ૨૭ અંશ થી ૮૦ અંશ પડે છે.

**દેહેલી**—(જુઓ દિલ્લી.)

**દેહોમે**—પશ્ચિમ આફ્રિકામાંનુ એક રાજ્ય. સ્લેવ્હ કોસ્ટથી થીયારબા સુધી લંબાયલું છે. અત્રેની જમીન ઘણી ફળદ્રુપ છે, અત્રે રૂમાથી કાપડ બનાવવાના હાથે ચાલતાં કારખાનાઓ છે. આ રાજ્યની તવારીખ ઇ. સ. ૧૮૦૦ પછીનીજ જણાયલી છે. અત્રે 'ગેઝો' એ ૧૮૧૮ થી ૧૮૫૮ વેર રાજ્ય કર્યું હતું. અત્રેની લોક વસ્તી ૨૫૦૦૦૦ થી ૯૦૦૦૦૦ની ગણાય છે. આ રાજ્યમાં ૧૪૦૦૦ નું લશકર છે. સમુદ્ર કાંઠે વસતી પ્રજા સર્પ પુજા કરે છે. અત્રેનો રાજા સ્વતંત્ર છે, અત્રે દર ઑકટોંબરમા એક બળીદાન આપવાનો તેહેવાર પાળવામાં આવે છે. તે પ્રસગે કોઇ વેળા ૫૦૦ મનુષ્ય બળી આપે છે. પણ આ રેવાજ ૧૮૭૬ માં બ્રિટીશ સરકારે સખ્ત ઉપાય લઇ બંધ કરાવ્યો હતો. કારણકે અનેક પ્રસંગે ત્યાં બ્રિટીશ રૈયતનો પણ ભોગ આપવામાં આવતો હતો. ૧૮૯૨ માં દેહોમીનના લશકરને ફ્રેન્ચ કર્નલ ડૉડે તદન હરાવી પોતાનું વડપણ સ્થાપન કર્યું હતું. એનું મુખ્ય પાયતખત શેહેર 'એબોમે' છે, જ્યાં ૩૦૦૦૦ ની વસ્તી છે.

**દૈત્ય**—કશ્યપની દિતિ નામક સ્ત્રીથી ઉત્પન્ન થએલા પુત્રો. એઓમાંના ઘણાકને દેવ સાથે નત્ય વેરભાવ હોય છે. તેઓ તપ કરી વર મેળવવામાં અગ્નિ આદિ ને બળમાં પૂરા, પણ એઓમાં પાપ બુદ્ધિ વિશેષ. કેટલાક દૈત્યો મોટા ભગવત થઇને પ્રતાપવંત થયા છે.

**દોખમુ**—જરતોસ્તીઓમાં મરણ પામેલા મનુષ્યના શબને ઠેકાણે પાડવાનું સ્થળ દોખમાને નામે જાણીતું છે. પ્રાચીન કાળથી જરતોસ્તીઓમાં મરણ પામેલી લાશને જમીનમાં નહિ દાટતાં ખોરશેદ નગેરશની કરી તેના માસનો ભક્ષ પક્ષીઓ પાસે કરાવ્યા બાદ તેમના હાડકાને એક અલાહેદી બંધીયાર ચણી લીધેલી જગામાં સાચવી રાખતા. તેને અસતોદન કહેતા (જુઓ અસતોદન); પણ અસ્તોદન જૂદા જૂદા બાંધવા પડતા હોવાથી યા તે માટે જૂદી જૂદી ગોઠવણ દરેકને કરવી પડતી હોવાથી રફતે રફતે આ રસમ ફેરવાતી છેક સાસાનીયન તબકાની શેહેનશાહતના જમાનામાં દોખમાં બાંધવાની રૂઢી ચાલુ થએલી કહેવાય છે. કેમકે દોખમામાં લાશને મેળવાથી તે ત્યાં પક્ષીઓ પાસે ખવાઇ જતાં યા સૂર્યના તાપ થી માસ ખવાઇ જતાં, રહેલાં હાડકાં તેમાં કરેલી ગોઠવણ મુજબ વચલા કુવામાં પડી તેમાંથી ચાર તરફ કાઢેલી નીખના છેડેનાં ચાર પાતાળ કુવામાં વર્સાદનાં પાણીથી હાડકાં ધોવાઇ જઇ નીખ માહેલા ફીલટરમાંથી પાતાળ કુવા માહેલા ફીલટરમાં સર્વે હાડકાં પાણીની સાથે પચે છે પણ આ ગટર તથા કુવામાં કોલસા અને રેતીના જાડા થર એવાતો ગોઠવેલા હોય છે કે જમીનમાં પચતું પાણી સ્વચ્છ હાલતમાં ગળાઇને પચે છે.

તેમજ દોખમામાં મેળેલી લાશ ઘણી ઝડપથી, નિર્મૂળ થતી હોવાથી આ રૂઢી આરોગ્યતા જાળવનારી, અસરકારક, સ્વચ્છ અને સસ્તી છે એમ તેની ગોઠવણ ઉપરથી જણાય છે.

ઘણાખરા દોખમા નક્કર કાળા પથ્થરનાં બાંધવામાં આવે છે. તેમાં લાશ મુકવાનું બારણું પૂર્વ દિશાએ રાખેલું હોય છે. માહે દાખલ થતા ફરતી ગોળ દેવાલની વચમાં ફરતી લાદી જરેલી પગથી હોય છે. તેમાં મોટી લાદીઓપર પુરૂષ, મધ્યમપર (તેથી નીચે) સ્ત્રી અને છેલ્લી લાદીપર બચ્ચાં મેળવામા આવે છે. વળી ત્યાં પડતી લાસોનાં શરીરમાંથી વહેતા પ્રવાહીને મધ્ય. કુવામાં

વહેવા થકી જૂદી જૂદી સાંકડી નીખો કોતરેલી હોય છે.

દોખમામાં લાશને મેળયા પછી એક કલાક દરમિયાન ગીધો માસ તદન ઉતારી ખાય છે, અને ઉઘાડા શરીરનું ખોખું તથા હાડકાં જ્યારે વાતાવરણની અસરથી અને સખત તાપથી તદન સુકાઇ જાય છે, ત્યારે તેઓને મધ્ય કુવામાં નાખવામાં આવે છે જ્યાં તેઓનો ભૂકો થઇને માટીમ બને છે. અને આ પછી ગરિબ અને તવંગર સમાનતાની એક સપાટીપર મેલાય છે.

તમામ હિંદુસ્તાનમાં જરતોસ્તીની વસતીના પ્રમાણમાં જૂદાં જૂદાં શેહેરોમાં જુમલે ૯૮ દોખમા છે, તેમાંના અરધા ઉપર દોખમાં ચાલુ વપરાસમાં છે, જ્યારે પુરાણા દોખમા પડત હાલતમાં રહેલાં છે.

## * જરથોશતીઓએ બંધાવેલાં દોખમાંઓની ટીપ.

| ઠેકાંણું. | કોણે બંધાવેલાં. | રોજ, મહા વરસ | ક૦ કે શે૦ |
|---|---|---|---|
| **મુંબઇનાં.** | મોદી હીરજીભાઇ વાછાગાંધી. | ૧૯– ૧ ૧૦૩૯ | શેનશાહી. |
| ,, ... | માંણેકજી નવરોજી શેઠના ... ... ... | ૧૯– ૧ ૧૧૨૫ | ,, |
| ,, ... | મુંબઇની પારસી પનચાએતે બંધાવેલું ... | ૨૬– ૭ ૧૧૪૮ | ,, |
| ,, ... | મનચેરજી જીવણજી રેડીમની. ... ... | ૩–૧૨ ૧૧૫૫ | ,, |
| | આ દોખમુ પોતાનાજ ઉપયોગ સારૂ એઓએ બાંધ્યુ હતુ ) | | |
| ,, ... | દાદાભાઇ નોશેરવાંનજી... (પોતાની વાડીમા) | ૧૬– ૮ ૧૧૬૭ | કદમી. |
| | આ દોખમું ફક્ત દાદીશેઠના કુટુંબીઓને માટે છે ) | | |
| ,, ... | ફરામજી કાવશજી બનાજી ... ... ... | ૫– ૯ ૧૨૦૧ | ,, |
| ,, . | કાવશજી એદલજી બીશની ... ... ... | ૧૧– ૮ ૧૨૧૩ | શેનશાહી. |
| **દેશાવરોનાં.** | | | |
| અંકલેશર ... | નરસંગ ધનપાલ (હાંસોટવાલા.) ... ... | ......... | ,, |
| અંકલેશર ... | પેશતનજી બમનજી વાડીઆ... ... ... | ૧૯– ૬ ૧૧૭૭ | ,, |
| અજમેર ... | અનજુમને બંધાવેલું... ... ... ... | ૨૬– ૬ ૧૨૫૯ | ,, |
| અબુરોડ ... | મોટાભાઇ બી૦ કંટરાકટર ને અનજુમન મલીને | ૧– ૭ ૧૨૫૮ | ,, |
| અમદનગર... | અમદનગરની અનજુમને બંધાવેલુ .. | ...... ૧૧૯૬ | ,, |
| અમદનગર... | જરથોશતી અનજુમને બંધાવેલું... .. | ૧૫– ૪ ૧૨૧૧ | ,, |
| અમદાવાદ... | અમદાવાદની અનજુમને બંધાવેલું ... | ૨૫– ૮ ૧૨૧૨ | ,, |
| અમદાવાદ... | સર જમશેદજી જીજીભાઇ નાઇટ... ... | ૨૩– ૮ ૧૨૧૯ | ,, |
| અમદાવાદ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ૧૮– ૬ ૧૨૩૫ | ,, |
| અમરોથી ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ૩૦– ૬ ૧૨૨૭ | ,, |
| આલપાઇ... | નવરોજી કાવશજી નાલીએરવાલા ... ... | ......... | ,, |
| આકોલા ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ૬– ૬ ૧૨૬૪ | ,, |
| ઇગતપુરા ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ૧૬– ૯ ૧૨૫૪ | ,, |
| ઇંદોર ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ૧૫– ૬ ૧૨૬૭ | ,, |
| ઉદવારા ... | ઉદવારાની અનજુમને બંધાવેલું ... ... | ૨૪– ૭ ૧૦૬૬ | ,, |
| ઉરન ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ૨૩– ૪ ૧૨૭૧ | ,, |
| ઉમરા ગાંમ... | જરથોશતી અનજુમને બંધાવેલું ... ... | ૫– ૭ ૧૨૦૧ | ,, |
| એડન ... | અનજુમને બાંધેલું ... ... ... ... | ...... ૧૨૩૫ | ,, |
| એડન... ... | મેરવાનજી સોરાબજી ખરેઘાત ... ... | ૭– ૭ ૧૨૧૬ | ,, |
| એલાવ . .. | અનજુમને બાંધેલું ... ... ... | ૨૭–૭ ૧૨૬૮ | ,, |
| ઓરંગાબાદ | વીકાજી અને પેસ્તનજી મેરજીભાઇ ... | ૫– ૪ ૧૨૧૨ | ,, |
| કરંજ... ... | દીનબાઇ તે પુંજીઆજી મનાજીની વીધવા... | ૨૪– ૩ ૧૧૫૮ | ,, |

| ઠેકાણું. | કોણે બંધાવેલાં. | રોજ, મહા વરસ | ક૦ કે શે૦ |
|---|---|---|---|
| કરાચી...... | હોરમજી દાદાભાઇ ઘડીઆલી. ... ... | ૩૦– ૪ ૧૨૧૭ | શેનશાહી. |
| કરાચી ... | કરાંચીની અનજુમનને ખરચે ... ... | ૧૯– ૯ ૧૨૪૪ | ,, |
| કલકતા ... | નવરોજજી સોરાબજી ઉમરીગર ... ... | ૨૭– ૪ ૧૧૯૧ | ,, |
| કલીઆંણી ... | નવાજબાઇ તે નશરવાંનજી મોદીની વીધવા... | ...... ૧૧૬૦ | ,, |
| કલીઆંણી ... | નવરોજી બાલાભાઇ કલીઆણીવાલા ... | ૧૫– ૭ ૧૨૫૫ | ,, |
| કુડીઆંણું ... | અનજુમનને ખરચે. | ૬– ૩ ૧૨૬૫ | ,, |
| ખંબાત ... | હીરજી આસા .. ... ... ... ... | ... ..... | ,, |
| ખંબાત ... | પેશતનજી ખરશેદજી મોદી... ... ... | ૨૯– ૫ ૧૧૯૫ | ,, |
| ખેરગામ ... | બાઈ મોતીબાઇ તે આ બ. જ. મુલ ની વીધવા | ૫– ૯ ૧૨૫૧ | ,, |
| ગનદેવી ... | જમશેદજી નાનાભાઇ ગજદર–સપલાનાં ... | ૧૯– ૭ ૧૧૮૬ | ,, |
| ગનદેવી ... | ગનદેવીની અનજુમને બંધાવેલું ... ... | ૨૦– ૭ ૧૨૩૯ | ,, |
| ગનદેવી ... | ગંદેવીની અનજુમને બંધાવેલું ... ... | ૧૯– ૧ ૧૦૯૪ | ,, |
| ગનદેવી ... | અનજુમનનાં ઉઘરાણુંથી બાંધેલું... ... | ...... ૧૧૫૯ | ,, |
| ચીકલી... ... | અનજુમનનાં ઉઘરાણાથી બાંધેલું.... ... | ૧૭– ૬ ૧૨૪૨ | ,, |
| જાલના. ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૪– ૮ ૧૨૪૦ | ,, |
| તવરી ... ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલુ... ... | ૨૫– ૭ ૧૨૩૩ | ,, |
| તારાપોર ... | દોરાબજી ફરદુનજી લશકરી... ... ... | ......... | ,, |
| | આ દોખમુ ફાટી જયાથી પડત પડીઉ છે | | ,, |
| તારાપોર ... | અનજુમનનાં ઉઘરાણુંથી બાંધેલું... ... | ૨૭– ૬ ૧૨૩૫ | ,, |
| થાંણા ... ... | કાવશજી તથા દોરાબજી રૂશતમજી પટેલ.. | ...... ૧૧૪૯ | ,, |
| થાંણા ... ... | રૂશતમજી કાવશજી પટેલ ... ... ... | ૧૯– ૭ ૧૨૧૨ | ,, |
| દ૦ હેદરાબાદ... | વીકાજી તથા પેશતનજી મેરજીભાઇ. ... | ૨૦– ૧ ૧૨૦૯ | ,, |
| દમણ ... ... | માંણેકબાઇ તે જ૦ બેરાંમજી લશ્કરીની વી૦ | ૧૩– ૮ ૧૨૦૦ | ,, |
| દવીએર. ... | અનજુમનનાં ઉઘરાંણુંથી બાંધેલું... ... | ૧૩– ૪ ૧૨૦૮ | ,, |
| દીવ.... ... | જાંઘ જીરજી નશરવાંનજી વાડીઆજી ... | ૧૧– ૬ ૧૨૦૨ | ,, |
| દીશા... ... | અનજુમનનું બાંધેલું... ... ... ... | ......... | ,, |
| દેવલાલીબાગુર... | [નાસક] બેરાંમજી નાનાભાઇ ભીસતરી ... | ...... ૧૨૩૯ | ,, |
| નવશારી ... | માંણેક ચાંગા આશા . ... ... ... | ...... ૯૦૦ | ,, |
| નવશારી ... | માંણેકજી નવરોજી શેઠના ... ... ... | ૧૧– ૪ ૧૧૧૬ | ,, |
| નવશારી ... | હોરમસજી મનચેરજી કેરાંવાલા (ભાભા)... | ૪– ૬ ૧૧૯૨ | ,, |
| નવશારી ... | નશરવાંનજી રતનજી તાતા ... ... ... | ૨૦– ૬ ૧૨૪૭ | ,, |
| નારગોર ... | માંણેકજી નવરોજી શેઠના ... ... ... | ...... ૧૧૧૫ | ,, |
| નારગોર ... | મનચેરજી ખુરશેદજી શેઠના... ... ... | ...... ૧૧૩૬ | ,, |
| નારગોર ... | અનજુમનના ઉઘરાંણુંથી ... ... ... | ૧૪– ૯ ૧૨૫૭ | ,, |
| પુણા ... ... | સોરાબજી રતનજી પટેલ ... ... ... | ૨૯– ૭ ૧૧૯૪ | ,, |
| પુણા ... ... | પુણાંની અનજુમનનાં ઉઘરાંણાંથી બાંધેલું... | ૩૦– ૭ ૧૨૦૪ | ,, |
| પારડી ... ... | અનજુમનનાં ઉઘરાંણુંથી બાંધેલું... ... | ૨૦– ૯ ૧૨૫૦ | ,, |
| બદનેરા ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૬– ૭ ૧૨૬૨ | ,, |
| બાલાપુર ... | વીકાજી તથા પેશતનજી મેરજીભાઈ ... | ૨૮– ૭ ૧૨૦૮ | ,, |
| બીલીમોરા ... | રૂશતમજી બ૦ બાટલીવાલાનાં ધણીઆંણી | ૬– ૩ ૧૧૭૨ | ,, |
| બીલીમોરા ... | અનજુમને બંધાવેલું... ... ... ... | ૯– ૭ ૧૨૪૯ | ,, |
| ભરૂચ... ... | પેશતનજી ભરૂચવાલા... ... ... ... | ... ... ૬૭૮ | ,, |
| ભરૂચ ... ... | અનજુમને બંધાવેલું... ... ... ... | ...... ૧૦૨૩ | ,, |
| ભરૂચ ... ... | અનજુમનનાં ઉઘરાણાથી બાંધેલું... ... | ૧૯– ૩ ૧૨૦૩ | ,, |
| ભુસાવલ ... | અનજુમને બંધાવેલું... ... ... ... | ૨૯– ૪ ૧૨૫૮ | ,, |

| ઠેકાણું. | કોણે બંધાવેલાં. | રોજ, મહા વરસ. | ઙ૦ કે શ |
|---|---|---|---|
| મહુવા ... ... | માણેકજી જીજીના ... ... ... ... | | |
| મહુવા ... ... | અનજુમને બંધાવેલું... ... ... ... | ૭– ૮ ૧૨૦૨ | ,, |
| મઉ...... ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૧૫– ૪ ૧૨૫૯ | ,, |
| માંડવી ... ... | અનજુમનને ખરચે ... ... ... | ૨૧– ૮ ૧૨૦૯ | ,, |
| રાજકોટ ... | અનજુમનને ખરચે ... ... ... ... | ૪– ૪ ૧૧૯૯ | ,, |
| રાંદેર ... ... | શે. મ. રેડીમની, હી. રેડી૦, રૂ. નાદ., મલીને | ૧૨– ૪ ૧૨૭૦ | ,, |
| રાંદેર ... ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું ... | ૨૨– ૮ ૧૧૫૬ | ,, |
| લાનોલી... ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૨૯– ૬ ૧૨૨૧ | ,, |
| વરોડરા ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૨૦– ૫ ૧૨૭૨ | ,, |
| વલસાર ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૭– ૯ ૧૨૧૧ | ,, |
| વલસાર* ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું... ... | ૧૭– ૪ ૧૧૪૬ | ,, |
| વલસાર ... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું ... ... | ૨૯– ૬ ૧૨૧૬ | ,, |
| સુનધડ બ્યારા... | વઇઆરવાલાનાં ખાનદાનીઓએ ... ... | ...... ૧૦૧૨ | ,, |
| *સુમારી... ... | અનજુમને બંધાવેલુ... ... ... ... | ૧૫– ૫ ૧૨૩૨ | ,, |
| સુરત........ | રતનજી માંણેકજી એંટી ... ... ... | ૧૬– ૨ ૧૧૭૩ | ,, |
| સુરત........ | નાનાભાઇ પુજીઆજી... ... ... | ..... ૧૦૩૬ | શેનશાહી. |
| સુરત........ | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. ... | ..... ૧૦૯૨ | ,, |
| સુરત........ | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. ... | ૧-૩ ૧૧૦૩ | ,, |
| સુરત........ | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. ... | ૨૮-૮ ૧૧૪૦ | ,, |
| સુરત........ | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. ... | ૮-૩ ૧૧૩૪ | ,, |
| સુરત શરાહા. | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. ... | ૧-૫ ૧૧૯૬ | ,, |
| સુરત માંડવી. | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. ... | ૫-૫ ૧૧૯૭ | ,, |
| સુરત–ઉદનામો. | ભગરીઆ મોબેદોને સારૂં અનજુમને બાંધેલું. ... | ૪-૪ ૧૧૯૯ | ,, |
| સેતારા...... | અનજુમનનાં ઉઘરાંણાથી બાંધેલું. | ૨૬-૬ ૧૨૫૩ | ,, |
| સોલાપુર*... | વીકાજી અને પેશતનજી મેહરજીભાઈ ... | ૨૦-૭ ૧૨૧૬ | ,, |
| | | ૭-૫ ૧૨૧૨ | ,, |

* ઝોરાસટ્રિઅન કેલેંડર ઉપરથી.

**દોજખ**—દુનિયામાં હસ્તી ધરાવતા જૂદા જૂદા મુખ્ય ધર્મસાહિત્યમાં દોજખ સંબંધી જાણવાજોગ તેમજ સરખામણી કરવા જોગ વિચારો મળે છે. જૂદા જૂદા ધર્મસાહિત્યમાં દોજખનાં તબક્કાઓ બનાવવામાં આવેલા છે, હિંદુ ધર્મશાસ્ત્રમાં ૨૧ નર્કનું વર્ણન મળે છે, જરથોસ્તી સાહિત્યમાં ત્રણ તબક્કા મુખ્ય છે—તે દુશમત, દુજુખ્ત તથા દુઝવર્શત. હિબ્રુઓના પાછલા લખાણોમાં ૭ દોજખનાં ખ્યાલ મળે છે, ત્યારે ખ્રિસ્તી ધર્મ સાહિત્યમાં ચાર છે. ખ્રિસ્તી મત મુજબ દોજખના દરવાજાપર રખેવાળ તરીકે મોત અને પાપ છે. હિંદુઓ મુજબ યમ અને તેના બે કુતરા રખેવાળ છે. અને જરથોસ્તીમાં અંગ્રેમઇન્યૂશને પાપીઓના રખેવાળ તરીકે જણાવ્યો છે. હિંદુ સાહિત્યમાં એકવીસ નરકના તબક્કાનું વર્ણન (ભાગવતમાં) નીચે મુજબ છે.

તામિસ્રી–એમાં ચોરને નાખે છે. અંધતામિસ્ત્ર–વ્યભિચારને માટે. રૌરવ–પર દ્રવ્ય ઉપર પેટ ભરનારને. મહારૌરવ–નગુણા માટે કુંભીપાક–નિર્દયો માટે. કાલસૂત્ર–માતપિતાની સેવા નહિ કરનાર માટે. અસિપત્રવન–પાખંડી માટે. સુકરમુખ–અન્યાયી રાજ પુરૂષ માટે. અંધકૂપ–હિંસક માટે. કૃમિભોજન–કુટુંબને નહિ આપનાર માટે. સંદશ–ગુરૂનું ધન ચોરનાર માટે. સપ્તમૂર્તિ–પુરૂષ સાથે સંગ કરનાર માટે. વજ્રકંટક–શાલ્મલી–પશુઓની ભોગવનાર માટે. વૈતરણી–ધર્મરીતિ તોડનાર માટે. પૂયોદ–નિર્લજ વેશ્યા સાથે રહેનાર માટે. પ્રાણરોધ–અધર્મિ ગુરૂ માટે. વિશસન–ઢોંગી ધરમ કરનારા માટે. સારમેયાદન–ગામ બાળનાર અને ઝેર આપનાર માટે. અવીચિ–ખોટી સાક્ષી આપનાર માટે. અયઃપાન–મધપાન કરનાર માડે. અને લાલભક્ષ એકવીસમું દોજખ કહેવાય છે. કલ્પકલ્પતરમાં ૨૮

દોજખનાં નામો વર્ણન સાથે આપ્યાં છે.

હિંદુઓ દોજખનું સ્થળ દક્ષિણ દિશાએ આવેલું દર્શાવે છે. જરતોસ્તીમત મુજબ ઉત્તર દિશાએ છે. મહાન કવિ મિલ્ટન તેને chaos યાને અંધારાના હેઠાણમાં મુકે છે. તેમાં ચાર નદીઓ જણાવેલી છે અને તેનો આકાર વર્તુળાકાર છે. જરતોસ્તી એતેકાદ મુજબ વીરાફનામામાં આપેલા વર્ણન આધારે જણાય છે કે "ચકાનદાઇતીના પહાડ ઉપર એક બીયાબાનમાં ચીનવતપુલની હેઠાણમાં દોજખ આવેલું છે.

દાંટેકૃતને દિનિના ૨૭માં બાબમાં દોજખનું વર્ણન ઘણું ભયંકર દર્શાવેલું છે. તે જમીનમાં ઘણું ઉંડુ ડુબેલું, ત્યાં ઘણુંજ અંધારૂં, ઘણુંજ દુરગંધી ધરાવનાર, અતિ કંગાલ હૈયાતીવાલાઓ તથા દેવદરૂજેની ઘણીજ ખરાબ જગા અને ગુફા જેવો છે. ત્યાં કાંઇ બી આરામ, મજાહ કે ખુશહાલી નથી, પણ તેમાં સઘળી ગંધ, કીચલ, દુઃખ, સજા, સંકટ, ખરાબી અને વેદના છે; અને તે એટલા બધા મોટા પ્રમાણમાં હોય છે કે, દુનિયામાં જે ગંધ, કીચલ, દુઃખ અને સંકટ હોય છે તેની સામે તો તેની સરખામણી પણ થઈ શકે નહિ. ત્યાં દેવો રવાનોની કરણી મુજબ તેમની પર જુલમ ગુજારે છે. દોજખમાં ઉપજતી ધાસ્તી કોઈ પણ બીજી ધાસ્તી સાથે સરખામણી નહિ થઇ શકે તેવી ભયંકર છે.

દોજખમાં થતી સજાઓ સઘળા ધર્મ લખનારાઓએ અત્યંત ભયંકર અને વેદના ઉપજાવે તથા કમકમાટ ઉપજાવે એવી જણાવેલી છે. આ સઘળી શિક્ષાઓનું વર્ણન જૂદા જૂદા સાહિત્યમાં મોટે ભાગે મળતું આવે છે. મીલટને જણાવેલી સજાઓ ઘણી કવિતા રૂપી અને થોડી દુઃખદાયક છે. ત્યારે ખ્રિસ્તી ધર્મ સાહિત્યમાં વર્ણેલી સજા બેહદ ભયંકરછે.

જરથોસ્તી સાહિત્યમાં પાપી રવાનને સામે લેવા તેમની "કેરદાર" યાને કરણી કદરૂપી ઓરતના આકારમાં આવી ઉભી રહે છે. તેમ યાહુદીના તાલમદમાં જણાવ્યા મુજબ પાપીના રવાન સામે ત્રણ દુઃખી અથવા જખમી ફરેસ્તાઓ આવી ઉભા રહે છે. જરતોસ્તી મત મુજબ તેની કેરદાર પાપીને ઠપકો આપે છે ત્યારે યાહુદીઓના મત મુજબ જખમી ફરેસ્તો બુમો પાડી વીલાપ કરે છે. જરતોસ્તી મત મુજબ પાપી રવાનને એક દેવ દોરડાનો ફાંસો નાખી દોજખ તરફ ઘસડી જાય છે. યાહુદી મત મુજબ પાપી માણસને સાંકળે બાંધી ખેંચી જાય છે, ત્યારે હિંદુ મત મુજબ યમરાજ જાળમાં સીકડી તાણી જાય છે. આ મુજબ અસલી ધર્મોમાં દોજખનાં દેહેશતનાક ખ્યાલ ને વર્ણન એક સરખાં એક મળતાંજ જોવામાં આવેછે.

**દોનકવિઝોત**—સર્વાતિસે એક કલ્પિત વાર્તા લખી ૧૬૦૪ માં છપાવી પ્રસિદ્ધ કરી હતી તેનું નામ આ વાર્તાનો મુખ્ય નાયક દોનકવિઝોત છે. સર્વાતિસના સમયમાં તેના દેશમાં પ્રજાને કલ્પિત વાર્તાઓની ભારે લેહ લાગી હતી. આથી તર્હેવાર કલ્પિત કથાઓ પ્રસિદ્ધ થઇ હતી તેમાં આ ગ્રંથ મુખ્ય હતો.

**દોનકેસ્ટર**—યૉર્કશાયરના પશ્ચિમ ભાગમાંનું એક પરૂં. એ ડોન નદી ઉપરનું એક મુખ્ય રેલ્વે જંકશન છે. યૉર્કની દક્ષિણે ૩૩ મૈલ ઉપર ને લંડનની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૧૫૬ મૈલ ઉપર છે. આ શેહેર ઘણું રમણિય હોવાથી ત્યાંની જાહેર ઇમારતો જોવા જોગ છે. અત્રેનો 'નોબલ ટાવર' ૧૭૦ ફીટ ઉંચો છે. અત્રે પાણી પુરૂં પાડવાનું બાંધકામ ૧૮૮૦ માં ૧,૮૦,૦૦૦ પૌંડને ખર્ચે બધાવી ખુલ્લું મેળયું હતું. શેહેરોમાં લોઢું, પિત્તળ, લીનન અને ખેતીવાડીનાં ઓજારોનાં કારખાનાં છે. ગ્રેટ નૉર્થન રેલ્વે માટેના એનજીનો તથા ગાડીઓ અત્રેજ બનાવવામાં આવે છે. અત્રેની ખેતીવાડીની પેદાશનો મ્હોટો વેપાર ચાલતો હોઇ ધાન્યની ત્રણ બજારો છે. ૧૮૫૧માં લોક વસ્તી ૧૨૦૪૨ ની, ૧૮૮૧ માં ૨૧૧૩૦ ની ને ૧૮૯૧ માં ૨૫૯૩૩ ની હતી. ઇ૦ સ૦ ૭૫૯ માં આ શેહેર વિજળીથી બળી ગયું હતું અને તે પછી તરતજ ડેનિસોથી ઉજડ બન્યું હતું. ૧૭૦૩ થી આ શેહેર પાસે દર ત્રપટ બરમાં શરત રમાય છે. જે માટે એ જાણીતું છે.

**દોનગોલા ન્યૂ**—ન્યૂબિયાનું આ શેહેર નાઇલના ડાબા કાંઠા ઉપર કેરોથી ૭૫૦ મૈલ ઉપર છે. વસ્તી ૧૦૦૦૦ ની છે. માહદી સાથની લડાઇ વેળા ૧૮૮૪–૮૫ માં અત્રે બ્રિટીશોએ મથક કર્યું હતું; પણ ૧૮૮૬ ના માર્ચમાં બ્રિટીશ લશ્કરને ત્યાંથી તેડી લેવામાં આવતાં ન્યૂબિયા સાથે આ ગામ માહદીને હાથ ગયું હતું.

જુનું દોનગોલ્ડા નાઇલના ડાબા કાંઠા ઉપર પડતી હાલતમાં છે, અને તે નવા દોનગોલાની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં ૭૫ મૈલ ઉપર છે. દોનગોલાનાં રાજ્યનું પાયતખત ૧૮૨૦ માં નામીલુકસે ઉજડ કર્યું હતું.

**દોનાફ્રાન્સિસ્કા**—આ જર્મન સંસ્થાન સેન્ટ કેથેરિ નામના બ્રેઝિલીયન પ્રાંતમાં છે. સૅાન ફ્રાન્સિસ્કા બંદરથી ૧૪ મૈલ ઉપર છે. ક્ષેત્રફળ ૯૭ ચૌરસ મૈલ છે, વસ્તી ૧૮૦૦૦ ની છે. મુખ્ય શેહેર જોનવિલેમાં વસ્તી ૨૦૦૦ ની છે.

**દોનેગાલ**—અલ્સ્ટરનાં આ બંદર શેહેરની ઉત્તર પશ્ચિમે ઍટલાંટિક સમુદ્ર ફરી વળેલો છે. એની વધતામાં વધતી લંબાઇ ૮૪ મૈલની ને પોહળાઇ ૪૧ મૈલની છે. જુમલે ક્ષેત્રફળ ૧૮૭૦ ચૌરસ મૈલ છે. એના સમુદ્ર કાંઠેના (૧૬૬ મૈલ લાંબો) ભાગમાં અનેક ટાપુઓ છે. એનો ઘણો ખરો ભાગ પહાડી છે ને તેમાં ૨૪૬૨ થી ૨૦૦૦ ફીટ ઉંચા પર્વતો જ્યાં ત્યાં આવે છે. અત્રે ઉન, સ્ટૉકિંગ, મસલીન વગેરેનો ઉદ્યોગ ઓહળો ચાલે છે. ૧૮૪૧ માં વસ્તી ૨૯૬૪૮ ની ને ૧૮૯૧ માં ૧૮૫૨૧૧ ની હતી. તેમાં ૭૬ ટકા કૅથોલિક છે.

**દૅાફીન**—આગળ ફ્રાન્સના રાજાના વડા કુંવરને આ ખેતાબ આપવામાં આવતો હતો. આ ખેતાબ ઇ૦ સ૦ ૧૩૪૩ થી શરૂ થએલો જણાય છે. ત્યારે એવો નીયમ ઠેરવવામાં આવ્યો હતો કે રાજાના વડા બેટાને દૅાફીન ઑવ વિયેનાનો ખેતાબ આપી, પ્રાંતનો સુબો નેમવો. આ ખેતાબ ૧૧ માં લુઇના અમલ સુધી ભારે માનવતો ગણાતો હતો, પણ તે પછી આ ખેતાબ માત્ર ઑાનરરી તરીકે ગણાતો હતો. ૧૮૩૦ માં બળવા પછી આ ખેતાબ સમુળગો બંધ પડયો હતો.

**ડૅાબર્ન**—મેકલીન બર્ગ સ્યુવૅરનનું આ હમામ ખાનાવાળું મથક. અત્રે નાહવા માટેના સ્વચ્છ ઝરાઓ છે. વસ્તી ૩૯૦૫ ની છે.

**ડૅાબલિન**—આ સેકસનીનું શેહેર લિપઝીકથી રેલ માર્ગે દક્ષિણ પૂર્વમાં ૪૦ મૈલ ઉપર છે. વસ્તી ૧૧૯૭૨ ની છે. અત્રે ઉદ્યોગ હુન્નરના અનેક કારખાના છે.

**ડૅાબ્સ**—ફ્રેન્ચ સરહદ ઉપરનો ભાગ. સ્વિટ્ઝરલૅંડ અને અલ્સાસની પાસે છે. ક્ષેત્રફળ ૨૦૦૦ ચૌરસ મૈલ છે. વસ્તી ૩,૦૩,૦૮૧ ની છે.

**ડૅાબસુન**—નુર—અથવા મીઠાનો સરોવર. મોંગોલીયાની પૂર્વે પોહળાઇમાં આ સરોવર ફરી વળેલો છે. અત્રે પાકતું મીઠું તમામ તારતર અને ચીનની શેહેનશાહતમાં વેચાય છે. આ સરોવર ઘેરાવામાં ૨૦ મૈલ છે, અને ત્યાં મોંગોલ વેપારીઓ વેપાર અર્થે હમેશાં વસે છે.

**ડૅાબ્રુદજા**—આ રોમાનિયાનો દક્ષિણ પૂર્વ ભાગ ડૅન્યૂબ અને કાળા સમુદ્ર વચ્ચે છે. આ ભાગ બર્લિનની કૉંગ્રેસે ૧૮૭૮ માં રોમાનિયન સરકારને હાથ આપ્યો હતો. એનો ઉત્તર પૂર્વ ભાગ બિનાસદાર છે. અત્રેની આબો હવા ઝેરી તાપ ઉત્પન્ન કરનારી છે. ક્ષેત્રફળ ૬૧૦૨ ચૌરસ મૈલ છે. વસ્તી ૨,૦૦૦૦૦ ની છે.

**ડૅામેનિકન સ્વતંત્ર**—અથવા સેન્ટો ડોમિન્ગો; હાયતીના પૂર્વ ભાગમાંનું રાજ્ય. ક્ષેત્રફળ ૨૦૫૯૭ ચૌરસ મૈલ છે. ૧૮૮૮ માં વસ્તી ૪૧૭૦૦૦ ની હતી. મુખ્ય પ્રજા સિદ્દી અથવા મ્યુલેટોઝની છે. સર્વે રોમન કેથોલિક ધર્મ પાળે છે. એના દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં શેરડીનો ભારે પાક કરવામાં આવે છે. મુખ્ય ખેતી તંબાકુ, કાફી અને કોકોની કરે છે. નિકાશ વેપાર મોહગનીનો ચાલે છે. સુન્નું, રૂપું, પારો, લોઢું અને કોલસો અત્રે પુશકળ જડે છે. ત્યાં ૭૨ મૈલ રેલ્વે લાઇન નખાયલી છે. ૪ વર્ષ માટે અત્રે પ્રેસિડન્ટની નેમણુક કરવામાં આવે છે; અને ૨૨ સભાસદો ને કૉંગ્રેસની રાજસભા બનાવવામાં આવેલી છે. મુખ્ય પાયતખત શેહેર સ્રાનડોમેનીગો છે.

**ડૅામેનિકા**—આ મ્હોટામાં મ્હોટો દક્ષિણ તરફનો બ્રિટીશ ટાપુ, ઇવાર્ડ અને લેસર ઍન્ટિલ્સનાં મધ્યમાં છે. ક્ષેત્રફળ ૨૯૧ ચૌરસ મૈલ છે. લોક વસ્તી ૧૮૯૧ માં ૨૬૮૪૧ ની છે. મુખ્ય વસ્તી સિદ્દીઓની, છે, અને થોડા કારિબ્સ તથા સફેદ ચામડીવાલા છે. ભાષા ફ્રેન્ચ બોલાય છે. ડૅામેનિકા અસલના જ્વાળામુખી ભાગવાળા ભાગમાં હોવાથી ત્યાં ગરમ પાણીના પુશકળ ઝરા વહે છે. ૧૮૮૦ માં અત્રે 'બૉયલીયન લેક' માંથી રાખના ગોટેગોટા નિકળયા હતા. પર્વત તરફના ભાગમાં ચંડી સખત પડે છે, અને

ત્યાં દર મોસે' સેહેજ વર્સાદ વર્સે છે. સમુદ્ર કાંઠે થોડી ખેતીવાડી કરવામાં આવી છે. મુખ્ય પેદાશ સાકર, ફ્રૂટ, કૉફી, કોકો અને ઈમારતી લાકડાની છે. મુખ્ય વેપાર માછીમારોનો ચાલે છે.

ઇ.સ. ૧૪૯૩ માં ૩ જી નવેંબરે કાલંબસે બીજી સફર વેળા એની શોધ કરી હતી. ૧૬૪૮ માં એકસ-લા-ચેપલનાં કોલકરાર પછી આ ટાપુ વેગળો ગણવામાં આવ્યો પણ ૧૭૫૯ મા બ્રિટીશોએ જીતી લીધો હતો. પણ ૧૭૬૭માં ફ્રેન્ચોએ હાથ કીધા પછી ફરી ૧૮૦૨-૧૪ માં ફરી બ્રિટીશોએ જીતી લીધો હતો.

**ડારચેસ્ટર**—ડોરચેસ્ટર શાયરનું એક મુખ્ય શેહેર, વેમાઉથની ઉત્તરે ૮ મૈલ ઉપર અને લંડનની પશ્ચિમે દક્ષિણ પશ્ચિમમાં રેલ માર્ગે ૧૧૦ મૈલ ઉપર છે. ૧૮૬૭ થી અત્રેની પાર્લામેંટમાં બે પ્રતિનિધી બેસતા હતા, પણ ૧૮૮૫થી એક પ્રતિનધી મોકલવાનો હક્ક મળ્યોછે. અત્રે એલ, બીર દારૂ, ઢોર, માખણ વગેરેનો બોહોળો વેપાર ચાલે છે. ૧૮૪૧ માં લોક વસ્તી ૩૨૪૯ ની ને ૧૮૯૧ માં ૭૯૪૬ ની હતી. ડોરચેસ્ટર કોટવાલું શેહેર છે, આગલા રોમન રાજ્ય સમયની અનેક નિશાનો અત્રેથી જડે છે. ૧૬૪૫ મા ઑલીવર ક્રૉમવેલે આ શેહેરને પોતાનું મથક બનાવ્યું હતું.

**દોરાબજી પદમજી—સરદાર—ખાનબહાદુર**—આ સાહાસિક વેપારીનો જન્મ પુનામાં ૨૪ મી ડીસેંબર ૧૮૩૬માં થયો હતો. પદમજીનું કુટુંબ લાંબા દાહેડાઓ થયાં પુને વસતું આવ્યું છે અને તે દખણનાં માનવંત કુટુંબોમાંનું એક ગણાય છે. દોરાબજીએ પોતાનો ઈંગ્રેજી અભ્યાસ પુના કૉલેજમાં કર્યો હતો, અને સર એડવીન આરનોલ્ડના એક તેવણ માનીતા શિષ્ય હતા. દોરાબજી બચપણમાં જેવી ખંત અને કાળજીથી કૉલેજમા જૂદા જૂદા ગ્રંથોનું અધ્યન કરી પોતાના ગુરૂની સુચના મુજબ વર્તિ નામના મેળવી હતી, તેજ ધોરણે પોતાની ઉધરતી જાહેર જીંદગીમાં પણ દરેક જાતનું જ્ઞાન સંપાદન કરી નામના મેળવી હતી. દોરાબજી પદમજી પોતાની જન્મ ભાષા ગુજરાતી ઉપરાંત મરાઠી, ફાર્સી, ઉર્દુ અને ઈંગ્રેજીમાં ઘણા કુશળ હતા, અને ફ્રેન્ચ ભાષાનું પણ સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. ભાષા જ્ઞાન ઉપરાંત સાહિત્ય તરફના ઉત્સાહ સાથે એવણ વિદ્યા હૂનરના પણ ઝાઝા શોખીન હતા. છબી પાડવાનો હૂનર જ્યારે હિંદમાં છેક બચગીમાં હતો ત્યારે દોરાબજીએ તે બાબતનું બારીક જ્ઞાન મેળવ્યું હતું, અને તેમના વખાણવા લાયક કામને માટે તેમને 'લંડન એમેચ્યુઅર ફોટોગ્રાફીક કંપની' તરફથી એક ચાંદીનું કપ તથા ચિત્ર સંગ્રહનું આલબમ ભેટમા મલ્યાં હતા. એટલુજ નહિ પણ આ દેશમાં ભરાયલા હુનરમંદ બનાવટોનાં પ્રદક્ષણમાં તેમને બે ચાંદ આપવામાં આવ્યા હતા. પણ નિશાનબાજીની રમતમા દોરાબજીની કુશળતા બેહદ હતી. એવણ પોતાના સમયમાં એક સુનન્દા હિંદી નિશાનબાજ તરીકે ઓળખાતા હતા, અને ૧૮૭૭માં પોતાની ચાલાકી માટે 'વેસ્ટર્ન ઈન્ડીયા રાઈફલ એસોસિએશન' તરફથી એક સોનાનો ચાંદ મેળવ્યો હતો. આ બાબતનો એવણ એટલો બધો શોખ ધરાવતા હતા કે ૧૮૮૧થી તે મરણ પર્યંત આ એસોસિએશનના સેક્રેટરીનું કામ બજાવી લખાણોથી તે હૂનરને બનતું ઉત્તેજન આપવાની કોશીસ કર્યા કરી હતી ૧૮૭૯માં દોરાબજીએ નામદાર ગવરનરનો તથા ૧૮૮૨માં નામદાર વાઇસરાયનો કપ મેળવ્યો હતો. દોરાબજી પદમજીએ એકંદર ૯ કપ અને ૧૨ ચાંદ મેળવ્યા હતા. જેમાનો એક ઈંગલંડના નેશનલ રાઇફલ એસોસિએશન તરફથી બક્ષવામા આવ્યો હતો. પોતાની શોધક બુધ્ધિથી એવણે એક નવી જાતનો 'એનિમોમિટર' શોધી કાઢયો હતો.

દોરાબજી પદમજી જૂદા જૂદા હુનર ઉધોગમાં પણ ઘણો ખંતીલો ભાગ લેતા હતા. 'ડેકન પેપર મીલ' એવણે પ્રથમ ચાલુ કરી તેમજ, એમની સ્થાપેલી એક પુનામાં એક પ્રસિધ્ધ ખાતુ થઇ પડયું છે. પુના ખાતે એક બરફ બનાવવાનું કારખાનું તથા સૂતરની એક મીલ પણ બાંધી હતી. લગભગ ૧૧ વર્ષ સુધી તેવણે પુના મ્યુનિસીપલ કમિશનરનો ઓહ્દો ભોગવ્યો હતો. પુના મ્યુનિસીપાલીટીના પ્રમુખ તરીકે પણ ઘણા વર્ષોથી ચુંટી કાઢવામાં આવતા હતા, અને સેવટ સુધી એ માન ભોગવ્યું હતું. ૧૮૯૫માં નામદાર ગવરનરની ધારા સભાના એક સભાસદ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૮૯૭માં

દક્ષિણના પેહેલા વર્ગના સરદારનો તથા ૧૮૯૫ માં 'ખાનબહાદુરનો એલકાબ આપવામાં આવ્યો હતો. મરણ ઇ. સ. ૧૯૦૨ માં ૧૧મી જુલૈએ નિપજ્યું હતું.

દૉલ—ફ્રેન્ચ ડિપાર્ટમેંટનું આ પુરાતમ શેહેર સેંટ માલોની દક્ષિણ પૂર્વે ૧૦ મૈલ ઉપર છે. અત્રેનું ૧૩મી સદીનું પુરાતમ દેવળ ગ્રેનાઇટનું બાંધેલું છે. વસ્તી ૩૯-૭૨ની છે.

દૉલે—જૂરાનાં ફ્રેન્ચ ભાગમાંનું શેહેર. આગળ એ ફ્રેન્ચ કૉમરેનું પાયતખત હતું. દીજોનની દક્ષિણ પૂર્વે ૨૯ મૈલ ઉપર છે. અત્રે ગૉથિક ચર્ચ છે અને એનજીન તથા ખેતીવાડીનાં અધિયારોનાં કારખાનાં છે. વસ્તી ૧૨૫૭૩ની છે.

દોસાદ—બંગાલમાં આ પ્રજા જલ્લાદ અથવા મુરદાં ઉંચકવાનો અથવા શેહેરની રખેવાળી કરવાનો ધંધો કરે છે. બગાલ, બિહારમાં તેઓ મજુરી કરી પેટ ભરે છે. આ પ્રજા મજબૂત, ઉંચી અને રાહોડી બાંધાની છે. તેઓ દેવપૂજા કરે છે.

દોસેર શાયર—આ દેશ ઈંગલિશ ચૈનલને લગતો, હેમ્પશાયર તથા ડેવ્હનશાયરની વચમાં છે. એની જુમલે લંબાઇ ૫૮ મૈલ ને વધતામાં વધતી પોહળાઇ ૪૦ મૈલની છે. એનું ક્ષેત્રફળ ૯૯૮ ચૌરસ મૈલ છે, અથવા ૬૨૭૨૬૨ એકર છે. એનો ૯ મો ભાગ ઉજડ, ૩ જો ભાગ ખેતીવાડીથી ભરપૂર ને બાકીનો ભાગ ઘાસ ચારાથી ભરપૂર છે. એનો સમુદ્ર કાંઠો ૭૫ મૈલ લાંબો છે. મુખ્ય નદી સ્ટોર ને ફ્રોમી છે. અત્રે માર્બલ અને તહેવાર મરોડી મળે છે. અત્રેની આબો હવા સમધાત છે. લોક વસ્તી ૧૮૪૧ મા ૧૭૫૦૫૪ની ને ૧૮૯૧ માં ૧૯૪૫૧૭ ની હતી. ૧૮૫૮ થી અત્રેથી પાર્લામેંટમાં ૪ પ્રતિનિધી મોકલવાનો હક મલ્યો છે.

દૌરિયા—ચીનાઇ સરહદ ઉપર આ પર્વતની હાર દક્ષિણ પૂર્વે સાઇબિરિયામાં વધે છે. આ હાર બયકાલ સરોવરપર અને અરગુન નદી વચ્ચે છે.

દૌલતાબાદ—નિજામ હૈદ્રાબાદમાં આ શેહેર અને કિલ્લો ઔરંગાબાદની ઉત્તર પશ્ચિમે ૧૦ મૈલ ઉપર છે, અને મુંબઇની ઉત્તર પૂર્વે ૧૭૦ મૈલ તથા હૈદ્રાબાદની ઉત્તર પશ્ચિમે ૨૮ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૨૪૩ ની છે.

અત્રેનો કિલ્લો દેવગિરીને નામે પણ પ્રસિધ્ધ છે. આ કિલ્લો જમીનથી ૧૫૦ ફીટ ઉપર ૨¾ મૈલ ઘેરાવાવાલો છે. કિલ્લા ઉપર જવા માટે હેઠેથી ઉપર જતાં ત્રણ કિલ્લેબંદી પસાર કરવી પડે છે. ટોંચ ઉપર સપાટ મેદાન હોઇ તેની ઉપર તોપો અને ધજાનો સ્થંભ છે. મિનારા ઉપરથી નીચે સુધીની ચર ૨૧૦ ફીટ ઉંડી છે અને તે ૧૨૯૪ માં મોહમેદન રાજ્યકર્તાઓએ ખંધાવી હતી. મિનારાની નજદીક જૈન મંદીરનું ખંડીયર છે; મંદિર પાસે ચૈન મહાલનું ખંડીયર છે. જ્યાં સુલતાન અબદુલ હુસેન (ગોલકોંડાનો) તાનશાહ રાજા ઔરંગઝેબ તરફથી રાજ્યકીય કેદી મોકલવામાં આવતા તેમને રાખનો હતો. આ કિલ્લો સમુદ્ર સપાટીથી ટોંચ સુધી ૬૦૦ ફીટ ઉંચો છે. આ કિલ્લાની ઘણીખરી ચરો ૩૦ ફીટ પોહળી હોવાથી તે પુલ મારફતે પસાર કરવી પડે છે.

આ કિલ્લાનો પ્રાચીન ઇતિહાસ ઝાઝો જણાયલો નથી. ૧૨૯૪ માં અલાઉદ્દિન ખીલજી ૮૦૦૦ ના લશકર સાથે અત્રે ચઢી આવ્યો હતો. આ વેળા અલાઉદ્દિને ત્રણ અઠવાડીયામાં અત્રેના રાજા રામચંદ્રને શરણે આણી કિલ્લો તાબે કરી તેની સાથે કોલ કરાર કર્યા હતા. આ કરારમાં એવી શર્ત હતી કે રાજાએ ૬૦૦ મણ (૮૪ રતલનો) સોનું, ૭ મણ મોતી, બે મણ ઝવેરાત, જેવા હિરા માણેક, જેસપર નામના પોખરાજ, લીલમ, ૧૦૦ મણ ચાંદી, ૫૦૦૦ તાકા રેશમ અને બીજા કપડાનાં અને એલીચપૂર તથા આસપાસનો દેશ આપવાનું તેમાં જણાવેલું હતું પણ ૧૩૦૬ માં રાજાએ બળવો કર્યાથી મલીક કાફૂરે રામચંદ્ર રાજાને કેદ કરી દિલ્લી મોકલ્યો, પણ ત્યાં રાજાએ ફરી તેની સાથે મિત્રાચારી કરી પાછો દેવગીરિ મોકલ્યો. રામચંદ્ર પછી તેનો બેટો શંકર રાજા થતાં તે સામો થયો પણ કાફૂરે દૌલતાબાદ તાબે કરી શંકરને મારી નાખ્યો હતો. તે પછી કાફૂરે મજબૂત લશકર આ કિલ્લામાં રાખ્યું; પણ તેટલાં રામચંદ્ર રાજાના ભાઈ હરખપાલે બળવો કર્યો, તેથી મુબારીકખાન સુલતાને ચઢાઇ કરી હરખપાળને મારી તેનું રાજ દેવગીરિ

દરવાજા ઉપર ટાંગ્યું. તે પછી ૧૩૨૫ સુધી શાંતતામાં ત્યાં મોહમેદન અમલ ચાલુ રહયો. ૧૩૩૮ માં મહમદ તઘલખે દેવગીરિને દોલતાબાદ નામ આપી દિલ્હીથી રાજ્યગાદી દોલતાબાદમાં આણી સ્થાપન કરી (દોલતાબાદ (દેવગીરીથી) દિલ્લી ૮૦૦ મૈલ દૂર છે.) થોડાં વર્ષ પછી તઘલખનાં હાથથી ગુલબર્ગા અને બીદરના બહામની રાજાઓના હાથમાં દોલતાબાદ ગયું, જે ૧૫૨૬ વેર હતું. બહામની પછી દોલતાબાદ અહમદનગરના નિઝામ શાહના હાથમાં ગયું ને મોગલ સત્તા તળે રહ્યું. ૧૭૦૭માં ઔરંગજેબના મરણ પછી દખણનું રાજ આસોફ જાહાંને હાથ ગયું ત્યારથી આ શેહેર તથા કિલ્લો નિઝામના વંશજોના હાથમા છે. હાલમાં માત્ર આ કિલ્લામાં ૧૦૦ પોલીસ સિપાઇઓ રહે છે.

**દ્રવિડ**—સાતમી સદીમાં આ પ્રાંતનો ઘેરાવો ૧૦૦૦ મૈલનો હતો. તેનું પાયતખત કાચીપૂર હતું, એ કાંજેવરમનું સંસ્કૃત નામ છે. એ મદ્રાસની નૈઋત્યે પાસે છે. આ રાજ્યની પશ્ચિમે અને પુર્વે બીજા દેશ કહેલા છે આ ઉપરથી આ બેઉ સમુદ્ર સુધી પસરેલાં છે. એની ઉત્તર સિમા પશ્ચિમ કિનારા તરફથી 'કદૂર' અને 'ત્રિપાતી' ઉપરથી 'પલિકત' સરોવર સુધી અને દક્ષિણ સિમા કલિકોટથી કાવેરીનાં મુખ સુધી હશે. એટલા પ્રદેશનો ઘેરાવો ૧૦૦૦ મૈલ છે. દ્રવિડ દેશનું નામ ભારતમાં છે. કાંચીનું વર્ણન વરાહમિહીરે કર્યું છે.

દ્રવિડ ભાષાના વર્ગમાં તામિલ, તેલંગી, કાનડી, અને મલયાળી એવી દક્ષિણ હિંદુસ્તાનમાં બોલાતી ભાષાઓ, તેમજ ઉત્તર હિંદુસ્તાનમાંની ગોંડ, રાજમહાલ, ઉરાઓનકોલ બ્રાહુઈ, વગેરે લોકોની ભાષાઓ આવે છે. દ્રવિડ ભાષાઓ ઉત્તર હિંદુસ્તાનમાં ચાલે છે; તે ઉપરથી આ ભાષા બોલનારા લોકો મૂળે ત્યાંના હશે; અને આર્ય પ્રજાએ તેમને દક્ષિણમાં હાકી કાઢયા હશે એમ જણાય છે.

દ્રવિડ ભાષા સિથિઅન વર્ગની છે, એમ રાસ્કે ઇ. સ. ૧૮૨૧માં જણાવ્યું હતું. તેમનાં મૂળાક્ષરો ભિન્ન છે. સસ્કૃત કરતાં આ ભાષામાં મૂળાક્ષરો ઘણા છે. આ સઘળી ભાષા બોલનારાઓની સંખ્યા હિંદુસ્તાનમાં ૬થી ૭ કરોડની છે. હાલમાં અહિં સંસ્કૃત ભાષાની સમકાલીન એવી ૧૨ દ્રવિડ ભાષાઓ છે, તે પૈકી તામિલ, તેલંગી, કાનડી તથા મલયાળી ઘણી મહત્વની છે. આ સર્વેમાં તામિલ ભાષા સુધરેલી છે. જુની તામિલ અને નવી તામિલમાં ઘણો ફરક છે. વર્તમાન સમયની ભાષાઓ ૮મી સદીથી ૧૨મી સદી સુધી ચાલુ હતી.

દ્રવિડ ભાષાનાં ઉપર જણાવેલા પેટા ભેદ ઉપરાંત નીચલા ભેદ પણ સમાય છે; તેમનાં નામઃ—તેલંગુ, કાનડી, બદગ, તુલુ, કુડુગુ અથવા દુર્ગ, તોડકોટ, ગૌડ ભાષાનાં પ્રકાર, મહાદેવ, રાજ, મારિઆ, કન્ધ, અથવા કુ, ઉરૈ અથવા ભરવાડ, રાજમહાલી અથવા માલેર; બીજી પરચુરણ ભાષાઓ—નાયકુડ કોલમી, કૈકાડી, યેરૂકળ અને ઝડબ છે.

**દ્રાકમા**—યૂરપિયન ગ્રીસમાં વપરાતું ચલણી નાણું. ૧૦૦ લેપતાનો ૧ દ્રાકમા થાય છે; જેની પાંચ પેન્સ કિંમત થવા જાય છે, ને હિંદી ચલણ રૂપે પાંચ આના થાય છે.

**દ્રાક્ષ**—એના વેલાનાં મંડપોનાં મંડપો બને છે. હિંદુસ્તાનમાં જે દ્રાક્ષ ઉગેછે તેમાં ૩ જાતી છે. કાળી, સફેદ અને લીલી. આ દેશમાં થતી દ્રાક્ષ લીલી હાલતમાંજ ખપે છે. અરબસ્તાન, ઇરાન અને મસ્કતમાં દ્રાક્ષ અતિ મ્હોટા જથ્થામાં ઉગે છે, આથી ત્યાંથી તેને સુકવી પરદેશ રવાના કરવામાં આવે છે. મનુકા, ખીસમીસ એ સુકી દ્રાક્ષનાં નામો છે. યુરપમાં પોર્તુગલ, ફ્રાન્સ, ઇટલી વગેરે દેશમાં ઉત્તમ દ્રાક્ષ થાય છે. તેમજ અફઘાનિસ્તાની ને ઇરાની પણ જાણીતી છે.

હિંદુસ્તાનમાં ૪૦ થી ૫૦ વર્ષ થયાં યુરપ માહેલી શ્રેષ્ટ જાતની દ્રાક્ષ ઉગાડવામાં આવે છે. અને તેપર તેવાંજ ઉત્તમ ફળો ઉગે છે. કાશમિરમાં તથા પંજાબમાં જૂદી જૂદી ૭-૮ જાતનાં દ્રાક્ષવેલ ફ્રાન્સમાથી મંગાવી તેની ખેતી કરવામાં આવતાં તે અખતરો ફત્તેહમંદ થયો હતો. સિંધ હૈદ્રાબાદમાં 'બીંસ્ટચામે' મ્યૂનિસીપલ બગીચામાં પરદેશી દ્રાક્ષ વેલા ઉગાડી અખતરામાં ફત્તેહ મેળવી હતી. મહારાષ્ટ્ર દેશમાં ઔરંગાબાદની દ્રાક્ષ ઘણી ઉત્તમ જાતની ગણાય છે. તે કાળી હોઇ પોર્તુગલ દેશમાંની કાળી દ્રાક્ષ જેવી હોય છે. એ ઘણી મોઘી કિંમતે વેચાય છે. તેમજ અહમદનગર, નાસક, અશિરગઢ વગેરે ઠેકાણે દ્રાક્ષ થાય છે, તેના કરતાં

ઔરંગાબાદી દ્રાક્ષની કિંમત ચાર ઘણી ઉપજે છે.

દ્રાક્ષના વેલા બની તેના માંડવા મ્હોટા વિભાગેમાં પણ શેભાઇતાં હોય છે. દ્રાક્ષની અનેક જાતો છે. કેટલીક મીઠી અને મોળી તો કેટલીક તદન ખાટી હોય છે. એની જાત પ્રમાણે તેનો આકાર અને રંગ જૂદા જૂદા હોય છે. કેટલીક ગોળ, કોઇ લંબોચી, કાળી અને કેટલીક જાંબુડીયા સફેદ હોય છે. કેટલીક જાતની દ્રાક્ષો પાકયા પછી લાંબો વખત રહી શકેછે, ત્યારે કેટલીક તરત બિગડે છે.

એની ખેતી માટે ભિનાસદાર હવાવાલી જગ્યા નકામી ગણાય છે, પણ ઉત્તમ બરડ જમીન જોઇએ. જ્યાં સખત તડકો અથવા ભિની હવા હોયછે ત્યાં દ્રાક્ષફળ સારાં થતાં નથી. દ્રાક્ષના વેલા ચઢાવવાની અગત હોવાથી આ માંડવો ઉત્તર દક્ષિણ લાંબો બનાવવો. તે સુમારે ૧૦-૧૨ ફીટ પોહળો અને ૮ ફીટ ઉંચો રાખવો. એટલે ગર્મીમાં તેની તળે બેસવા ફરવાની સગવડ મળે છે. આ માંડવાથી ૮ ફીટ અંતરપર વેલા રોપવા અને તે જેમ જેમ મ્હોટા થશે તેમ તેમ ઉપર ચઢતા જશે.

દ્રાક્ષ વેલા માટે ઉત્તમ જાતની,બરડ જમીન જોઇએ. જો જમીન ઉંડી હોય ને જ્યાં વેલા રોપવા હોય ત્યાં પાંચ ફીટ ઉંડા ખાડા ખણી તેના તળીયામાં પથ્થરા અથવા ઈંટ-રડી પુરી ઉપર મટોડી તથા ખાતર ભરવું. તેમાં રોપવા માટે જે રોપા અથવા કલમમાંથી બનાવેલા વેલા હોય તે કાઢી રોપવા. દ્રાક્ષ-વેલાની ખેતી જુન માસમાં શરૂ કરે છે. આ રોપા અથવા વેલા ઘણાં લાંબા હોય છે. જમીનથી ત્રણ ગાંઠ અથવા આંખ બાકી રાખી ઉપરનો ભાગ છાંટી નાખવો. આ મુજબ નવા રોપેલા વેલાને ૬ દિવસે પાણી સીપવું પડે છે.

આ વેલા રોપ્યાથી સપટેંબરમાં તેને જે ડાંખળી આવે છે તેને છાંટી નાખવી. ફક્ત વેલાનો મુખ્ય ખુંટો તેપરજ આખો રહે તેવ્હો રાખવો. પછી બીજે વર્ષે અકટોંબરમાં આ ખુંટા ઉપર ઘણીક ડાંખળીઓ આવે છે તેમાંની બે જોરદાર કાયમ રાખી બાકીની છાંટી નાખવામાં આવે છે. આ બે ડાંખળીને ઘણાક અંકૂર ફુટે છે, તેમાંના પાસે પાસે ઉગેલી ડાખળી કાપી ઓછી કરવી. પછી આ વેલાનાં થડ આસપાસ બે ફીટના અંતર ઉપર ચર ખોદવી. અને નવેંબરની આખેરીમાં તે ચરની બાહેરનાં સર્વ મૂળીયાં છાંટી ના-ખવાં. પછી આ વેલાની આસપાસ બે ફીટના અંતર ઉપર ચર ખોદવી અને નવેં-બર માસની આખેરીમાં આ ચરની બાહેરનાં સર્વ મૂળીયાં કાપી નાખી વેલાને ખાતર આપવું. ખાતર નાખ્યા પછી વેલાને ૪ દિવસે ભરપૂર પાણી સીપવું. ફળો આવ્યા પછી દરરોજ ભરપૂર પાણી અને દિવસે છાલતું પ્રવાહી ખાતર આપવું. ફળો પાકપર ચઢતાં પાણી સીપવાનું બંદ કરવું. એ આગલે વર્ષે વરસાદ પછી આગળ જણાવ્યા મુજબ મૂળીયાં છુટાં કરી ખાતર આપવાનું ફરી શરૂ કરવું. નવા લગાડેલા વેલા ઉપર ૩ વર્ષ સુધી મોહોર અને ફળો આવતા જ્યારે જ્યારે નજરે પડે ત્યારે તેને છાંટી નાખવા. ઉપર જણાવ્યા પ્રમાણે મુખ્ય બે શાખા માહેલી એકની સર્વ ડાંખળીઓ ગર્મીમાં છાંટી નાખવી, અને બીજી જાડી ડાંખ-ળી ઉપરની ઝીણી ડાંખળીઓપર બીજે વર્ષે ફળો આવે તે માટે તેને રહેવા દેવી. તેને ફળો આવતાં તે ડાળી બીજી શાખાની સર્વ ડાંખળી રહેવા દેવી. આ મુજબ વારી વારી એ ફળો આપતી ડાંખળી છાટવી.

દ્રાક્ષના વેલાનાં લાકડા ઉપર જ્યારે જાડી અને પોકળ છાલ આવેલી જણાય, તે પણ ડાંખળી છાંટવા સાથે ખેંચી કાઢવી, એમ્હે તેમા કીડ થઇ વેલાને નુકસાન થતું અટકેછે. દ્રાક્ષ વેલા ઉપર કોઇ કોઇ વખત એક પ્રકારનાં સૂક્ષ્મ કીડા થાય છે, જેથી વેલાને ભારે નુકસાન પોંહચે છે. આ કીડાને 'મિલ્ડયુ' કહે છે. આ કીડા વેલા ઉપર થતાં વેલાને જમીનથી ૧ ઇંચ રાખી બાકીનો ભાગ છાંટી બાળી નાખવો, અને કાપેલા વેલાનાં થડ ઉપર ઘાસ પાંથરી તેને પણ બાળવું. પછી તેજ થડ આસપાસ ખાડો ખોદી તે ઉપર રોજ પાણી સીપવું. પછી થોડા દિવસમાં નવા વેલા ફુટી કીડા નિર્મૂળ થાય છે. આ વેલાપર ફરી કીડા થતાં તેને ગંધકનો ધુમાડો આપ્યાથી તેનો નાશ થાય છે. પણ આ ધુમાડો આપવો અગવડભર્યો છે. માટે દ્રાક્ષનાં કલમ ગંધકના પાણીમાં બોળી રોપ્યાથી તે વેલા ઉપર કદી કીડા થતા નથી.

કાશમિર તથા પંજાબમાં દ્રાક્ષની અનેક

જાત ઉગે છે. તેમાં મુખ્ય-સફેદ અંગૂર.-એનાં ફળો નાહનાં, ગોળ અને સફેદ હોઇ લીલા રંગના હોય છે. તે રૂચીમાં મીઠાં હોય છે.

સફેદ પોર્તુગીજ અંગુર—એનાં ફળોનો ઝુમખો મ્હોટો હોઇ તે જૂદા જૂદા હોય છે. તેનાં ફળ ઉપર લાંબી અને સખત છાલ આવે છે. તે જરા ખાટી હોય છે. આ દ્રાક્ષ પાક ઉપર ચઢયા પછી ઘણાં દિવસ ટકે છે. એને કાશમિરી દ્રાક્ષ કહે છે.

બેદાના અંગૂર—આ દ્રાક્ષ શ્રેષ્ટ જાતીની છે. એનો આકાર કાશમિરી દ્રાક્ષ જેવો હોય છે પણ તેનો રંગ કાળો જાંબુડો હોય છે. આ દ્રાક્ષ ઔરંગાબાદમાં ઉગે છે.

કાળા રંગની દ્રાક્ષને હબશી અંગૂર કહે છે.

દ્રાક્ષમાંથી બે જાતની દારૂ સ્પેન, પ્રુશિયા, ફ્રાન્સ અને ઇરાનવગેરે થડા પ્રદેશમાં બનાવવામા આવે છે. આ વાઇન દેશી હોઇ સેહેજ ઉત્સાહી, લોહીની વૃદ્ધિ કરનાર, શ્રમહર અને તેજી આપનાર છે.

દ્રાક્ષ પિત્તશામક હોઇ રક્ત વૃદ્ધિ કરનારી હોવાથી તેનો અર્ક કોલેરા ઉપર ઘણો ઉપયોગી છે. દ્રાક્ષનાં પાંદડા જનાવરોને ખવાડે છે, અને લાકડાનો કોઇ કાળો રંગ કરે છે.

દ્રાક્ષની યોજના ઔષધિ ઉપચારમાં યોજેલી હોઇ વિષ, ધાતૂક્ષય, તૃષા, મુર્છારોગ, સનિપાત, ક્ષતકાસ, શૂળ, પિત્તજવર અને રક્તપિત્તપર ઘણી અકસીર ગણાય છે. રક્તપિત્ત ઉપર દ્રાક્ષને મધમાં ખવડાવવામાં આવે છે.

દ્રાક્ષ રસ બનાવવા માટે ત્રણ ભાગમાં કામ બજાવવું પડે છે. ૧ ભાગમાં દ્રાક્ષનો રસ કાઢવામા આવે છે, બીજામાં તે રસનો દારૂ બને છે અને ત્રીજા ભાગમાં તે દારૂ બાટલીમાં ભરવામાં આવે છે. પ્રથમ દ્રાક્ષ ખીલી રહેતાં તેને ચુંટવાનું કામ શરૂ થાય છે. આ દ્રાક્ષ વિણતી વેળા સંભાળ રાખવી પડે છે કે જેમાં કાચી, ફૂટી ગએલી અથવા કોહેલી દ્રાક્ષ વિણવામાં આવતી નથી. દ્રાક્ષ એખટી કરતાંજ તેને ગાડામાં ભરી કારખાનામાં મોકલે છે. જ્યાં તરતજ તેને ગાડામાંથી ખાલી કરી લાકડાના ગંજાવર ચાલામાં નાખી છુંદે છે. આ દ્રાક્ષ માનસો પગવડે છુંદે છે ને રસ કાઢે છે. તે પછી આ રસને ટાકીમાં ભરી મેળવામાં આવે છે, જે પછી તેને એકથી બે વર્ષ વેર હેરફેર કરી જૂદા જૂદા પીપમાં ભરે છે. છેલ્લે તેમાં ઇંડાની સફેદી કે દાળ નાખી ખુબ હલાવવામાં આવે છે, જેથી દારૂ તદન સ્વચ્છ થઇ બાટલીઓમાં ભરવા લાયકનો બને છે.

દ્રુપદ—સોમ વંશીય પુરૂ કુલોત્પન્ન અજમીઢ પુત્ર નીત, તેના વંશમા જન્મેલો જંતુ અથવા પૃષત રાજાનો પુત્ર. એને બલાનીક, શ્રુત, સુરથા, શત્રુંજય એવા ૪ પુત્રો અને શિખંડીની નામે કન્યા હતી. એ અને દ્રોણાચાર્ય અગ્નિ વેશ્ય ગુરૂને ત્યાં સાથે ધનુર્વિદ્યા ભણતા. જૂદા પડયા પછી જ્યારે દ્રોણ દ્રુપદની પાસે ગયો તે વેળા તેને બહુ અપમાન આપ્યું. આથી દ્રોણે હસ્તિનાપૂરમાં પાંડવ કૌરવોને ભણાવ્યા પછી અર્જુન પાસે એને બંધાવી મંગાવ્યો, પણ દ્રુપદે ક્ષમા માંગતાં તેને અડધું રાજ્ય પાછું આપ્યું હતું. દ્રુપદ લજ્જીત થઇ પાછો જતાં માકંદી, છત્રવતિ, કાંપિલ્ય વગેરે ગામો જીતી પોતાનું અર્ધુ ખોએલું રાજ્ય પાછું વધાર્યું; અને અહિછત્ર નામે નવું રાજયધાની શેહેર વસાવ્યું. પછી એણે વન વન ભટકી દ્રોણાચાર્યને મારે એવો પુત્ર ઉત્પન્ન કરવાની આરજુ રાખી. એક વેળા અરણ્યમાં ફરતાં દ્રુપદ ઋષિ પાસે એકસો વર્ષ નોકરી કરી વર મેળવ્યો. પછી એણે યજ્ઞ કરી અગ્નિકુંડમાંથી ધૃષ્ટદ્યુમ્ન નામે પુત્ર અને કૃષ્ણા (દ્રૌપદી) નામે કન્યા ઉત્પન્ન કરી. પછી દ્રુપદે દ્રૌપદી માટે સ્વયંવરનો મ્હોત્સવ કર્યો. પછવાડેથી જ્યારે માલમ પડયું કે દ્રૌપદી પાંચ જણની સ્ત્રી થવાની છે, ત્યારે એ બહુ ક્રોધે ભરાયો, પણ કૃષ્ણે તથા વ્યાસે તેનાં મનનું સમાધાન કરવાથી દ્રુપદે દ્રૌપદીને અનુક્રમે પાચે સાથે પરણાવી. મ્હોટા યૂદ્ધમાં પાડવ પક્ષમાં દ્રુપદ મહારથી જોધ્ધો હતો, ને દ્રોણના બાણથી પડયો હતો. દ્રુપદને પોતાની સ્ત્રીથી થએલો શિખંડી નામે એક પુત્ર હતો.

દ્રોણ કાગડો—કાગડાની જાતીમાં આ કાગડો સહુથી મ્હોટો ગણાય છે. એ દુનિયાંના ગરમ તેમજ સખત થંડીના દેશોમાં પણ જણાય છે. આ પક્ષી સ્યાનું, ધાડી મિત્રાચારી કરનારૂં છે. (જુઓ કાગડો).

દ્રોણ સાગર—એક પ્રાચીન તલાવ. દિલ્હીની ઈશાન્યે કાશિપૂર નામનું એક જુનું શેહેર છે. તેનું ઉત્તર અક્ષાંસ ૩૦ થી પૂર્વ રેખાંશ

૬૯૦ છે. ચંપાવતી નગરીના રાજા દેવયંદના એક આશ્રિત કાશીનાથે આ શેહેર વસાવ્યું હતું. આ કાશિપૂરની પૂર્વે ૧ મૈલ ઉપર યોજન નામે જુનો કિલ્લો છે. તેની લંબાઇ ૩૦૦૦ ફીટ ને પોહળાઇ ૧૫૦૦ ફીટની છે. આ કિલ્લામાં દ્રોણ સાગર નામે તલાવ છે. તેનો ઘેરાવો ૬૦૦ ચોરસ ફીટનો છે. આ તલાવ તથા કિલ્લો પાંડવોએ પોતાનાં ગુરુ દ્રોણાચાર્ય માટે બંધાવ્યા હતા, આથી તે તલાવ દ્રોણ સાગરને નામે જાણીતું થયું છે.

દ્રોણાચાર્ય—ભારદ્વાજ ઋષિને બૃહસ્પતિનાં અંશથી થએલો પુત્ર. પ્રથમ પિતા પાસે વદ ભણી પછી અગ્નિ વેષ્યને ત્યાં રહી ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. એ 'કૃપરા' સાથે પરણવાથી એને અશ્વથામા નામે પુત્ર થયો. દ્રોણ પરશરામ પાસે અસ્ત્રવિદ્યા ભણ્યો હતો. જ્યારે એ દ્રુપદ પાસે દ્રવ્ય માંગવા ગયો; ત્યારે તેણે એનું અપમાન કરવાથી એ સ્ત્રી પુત્રને લઇ હસ્તિનાપૂર ગયો, ને ત્યાં ભિષ્મ ધૃતરાષ્ટ્રને મળવાનો વિચાર કર્યો. એક દિવસે એ નગર બહાર જ્યાં બાળક પાંડવ કૌરવ દડે રમતા હતા તે દૂર બેસી જોયાં કરે છે તેટલામાં એવું બન્યું કે એક દડો અંધારા કુવામાં પડયો, જે સહુ જોવા ગયા તેટલાં 'ધર્મ'ની વિટી માહે પડી, આથી તેઓ ધબરાયા. તેમને ધબરાતાં જોઇ દ્રોણે ત્યાં જઇ કહ્યું "હે રાજપુત્રો તે અસાધ્ય વસ્તુ સાધ્ય થાય તેવો ગુર કર્યો નથી, એમ કહી કુવામાં દર્ભ મંત્રીને નાખ્યો, તો તે દડો લઇ ઉપર આવ્યો; ને ધનુષ્ય ચઢાવી બાણ માર્યું તો તે વીટી લઇ આવ્યું. રાજપુત્રોએ અજબ થઇ દ્રોણને આદરસત્કારથી રાજ મંદીરે તેડાવતાં ભિષ્મે તેને રાજપુત્રોને ભણાવવા રાખ્યો. ત્યાં રાજપુત્રોને ભણાવ્યા પછી અર્જુનને દ્રુપદ સામે લડવા મોકલી તેને હરાવી કેદ કરી આણ્યો. દ્રુપદે ક્ષમા માંગવાથી તેનું અર્ધું રાજ્ય લઇ તેને છોડી મેલ્યો. આ પછી દ્રોણે અર્જુનને બ્રહ્મનો ઉપદેશ કરી યોગ્ય પ્રસંગે વાપરવાનું કહ્યું. એ કૌરવ પક્ષમાં રહેલો હોવાથી એને પાંડવો સામે અનેક પ્રસંગે લડવું પડયું હતું. ૧૮માં પાંચ દિવસ દ્રોણે સેનાધિપતિ થઇને તરહેવાર ચુતુરાઇથી યૂદ્ધ ચલાવ્યું, તેમાં ક્રોંચ, ચક્ર, શકટ, પદ્મસુચિમુખ, વ્યૂહ રચ્યાં હતાં, જેમાં સર્વ પ્રકારનાં શસ્ત્ર અસ્ત્ર વાપર્યાં હતા.

માત્ર એને અર્જુનના બાણથી કોઇકોઇ વેળા સ્વલ્પ મૂર્છામાં રથધ્વજ ઉપર રોકવું પડતું હતું. જ્યારે પાંચ દિવસે બપોરે પાંડવો દ્રોણના મારથી ઘણાં ધબરાયા ત્યારે કૃષ્ણે ભીમની પાસે કૌરવ સેનામાંનો અશ્વથામા હાથી મરાવ્યો ને અશ્વથામાં પડયો એવી બુમ પાડતાં એ ધબરાયો. કેમકે અશ્વથામાં ચીરંજીવ છે. ને એ મરે નહિ એમ કહેવાતું હતું. પછી એણે બ્રહ્માસ્ત્ર છોડયું અને ૨૦,૦૦૦ પાંચાલ, ૬૦૦૦ સંજયવીર વગેરે માર્યા, તેટલાં ભરદ્વાજાદિક દ્રોણાચાર્યનાં પિતરોએ આવી એને કહ્યું કે તું બ્રાહ્મણ થઇ આ યુદ્ધમાં ઘણાં ઘોર કર્મ કરે છે તે તને છાજે નહિ. આથી એણે સમાધી ચઢાવતાં પાંડવોનો જય થવો એવા આશિરવાદ આપ્યા, પછી એનું તેજ નિકળી સૂર્યમાં જઇ મળયું (આ ચમત્કાર કૃષ્ણ, અર્જુન, ધર્મ, કૃપ અને સંજય એમનેજ દેખાયો હતો). તેટલાં ધૃષ્ટ ધ્યુમ્ને જઇ ખડગથી એનું માથું છેદયું.

એ કદે લાંબો, વાંકો ચાલનાર, રંગે શ્યામ ને વૃદ્ધાવસ્થાથી સફેદ બાલ વાળો હતો. મરણ સમયે એની ઉમર ૪૦૦ વર્ષની હતી. મનુસ્મૃતીનાં પેહેલા અધ્યાયનાં ૮૩માં શ્લોકમાં લખેલું છે કે કૃતયુગમાં મનુષ્ય ૪૦૦, ત્રેતાયુગમાં ૩૦૦, દ્વાપર યુગમાં ૨૦૦ અને કલીયુગમાં ૧૦૦ વર્ષ જીવશે.

દ્રૌણી—દ્રોણ પુત્ર અશ્વથામા. એ હાલમાં ૨૮ મી ચોકડી પુરી થતાં ઓગણત્રીસમી ચોકડીમાં થનાર વ્યાસ.

દ્રૌપદી—દ્રુપદ રાજાની કન્યા, કૃષ્ણાનું બીજું નામ. એને એના પિતાના નામ ઉપરથી પાંચાલી અને યાજ્ઞસેની એવાં પણ નામો છે. એ દ્રુપદ રાજાના યજ્ઞમાં 'શચી' નાં અંશથી અગ્નિમાંથી ઉત્પન્ન થઇ હતી. એની અંગકાંતી ગૌરવર્ણી અને સેહેજ શ્યામતા મિશ્રીત હોવાથી દ્રુપદે એનું નામ કૃષ્ણા રાખ્યું હતું. એ ઉમરે વધતા એનો સ્વયંવર કર્યો, તેમાં પાંડવોએ એને જીતી. સુભદ્રા એ કૃષ્ણની બેહેન હોઇ દ્રૌપદીની સોખ હતી, તોય એને કૃષ્ણ બેહેન કરી

કહેતા હતા. એને. યુધિષ્ટિર, ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ પાંચ ભરતારથી પ્રતિ વિંધ્ય, શ્રુતસેન, શ્રુતકિર્તિ, શતાનીક અને શ્રુતવર્મા એવા અનુક્રમે પાંચ પુત્રો થયા હતા. એ પાંચ વિશ્વદેવનાં અંશ હોઇ મહા રથી હતા.

જ્યારે ધર્મ જુગારમાં સર્વસ્વ હારી દ્રૌપદીને પણ હારી બેઠા, ત્યારે દુઃશાસને દ્રૌપદિને દરબારમાં આણી ત્યારે તે બોલી "ધર્મ હાર્યા તેમાં શું? હાલતો હું ભીમસેનની સ્ત્રી છેઉં, માટે નહિ આવું." દુશાસન બળાત્કારે જ્યારે દરબારમાં લઇ ગયો ત્યારે દુર્યોધને એને પોતાના ખોળામાં બેસવા કહી, ત્યારે એણે શ્રાપ દીધો કે "તારા ખોળામાં ભીમની ગદા પડશે." જ્યારે દુઃશાસને વસ્ત્રો કાઢવા માંડયા ત્યારે દ્રૌપદિએ દિનતાથી ભગવાનનું સ્મરણ કરતાં તેણે ગુપ્ત રહી એની લાજ રાખી. જેમ જેમ તે વસ્ત્ર ઉતારતો જાય તેમ નવું વસ્ત્ર પેહેરેલું દેખાતું. એમ ૭૯૯ વસ્ત્રો ઉતાર્યાં પણ દ્રૌપદીને નગ્ન કરી શક્યા નહિ. પાંડવોએ ૧૨ વર્ષ વનવાસ અને ૧ વર્ષ અજ્ઞાતવાસ કર્યો તેમાં દ્રૌપદિ પણ સાથે હતી. એણી વિરાટ રાજાને ઘેરમાં સૈરંધ્રીનામે સુદેષ્ણાનીદાસી તરીકે રહી હતી. ત્યાં કીચક એનીપર બદ નજર કરતાં તે ભીમને હાથે માર્યો ગયો હતો.

અશ્વથામાએ યુધ્ધમાં એનાં પાંચ પુત્રોને નિંદ્ર દરમ્યાન માર્યાથી એણે તેને શ્રાપ આપ્યો હતો.

દ્રૌપદિ નારદના ઇન્સાફથી દરેક પાંડવ સાથે બબે મહિનાને ૧૨ દિવસ રહેતી હતી.

# ધ

ધ—મૂળાક્ષરનો ૩૦ મો અક્ષર.

ધકનો કિલ્લો—આ કિલ્લો કર્જતની પૂર્વે સુમારે પાંચ છ મૈલ ઉપર સેહ્યાદ્રિની પશ્ચિમે ૨૮૯૮ ફીટ ઉંચાઇના એક પર્વત ઉપર છે. જે ટેકરીના શિખર ઉપર આ કિલ્લો બાંધેલો છે તેની વાયવ્ય તરફનો ઉતરાણ ઉપર કેટલાક કોતરેલા ગુફાઓ છે, પણ ત્યાં જઇ શકાતું નથી. એના વિશે ઇતિહાસિક વર્ણન કશું મળતું નથી.

ધતુરો—એના ઝાડ બે હાથ ઉંચા વધે છે. એની બે જાતિ છે, કાળી અને ધોળી. કાળો ધતુરો ઓષધિ છે. ધતુરાનાં ફુલો સફેદ, પીળા અને બહુ રંગના અત્યંત સુંદર હોય છે. ધતુરાનાં બીજ અત્યંત કેફી છે, અને તેને નાહના પ્રમાણમાં ખવરાવતાં બેહદ કેફ ચઢાવે છે, તથા મનુષ્યને દેવાનપણા જેવી અસર કરે છે. મિઠાઇમાં અથવા શરબતમાં યા ભાંગમાં ધતુરાનાં બીજ છુંદી ખવાડતાં તેની નિશા બે દિવસ સુધી ઉતરતી નથી. શૈહટકમાં એના ફુલને પૂજા પાત્રીમાં વાપરે છે.

ધંધુસર—કાઠીયાવાડમાં જુનાગઢની વાયવ્ય તરફ ૯ મૈલ ઉપરનું ગામ. ધુંધાલીમલ જેણે ધંધુસરનું તલાવ ખોદાવ્યું તેના નામ ઉપરથી ગામનું નામ પડયું છે. ધંધુસર તળાવની પાળ ઉપર શિવ મંદીર છે. આ દેહેરું પણ ધુંધાલીમલે બંધાવ્યું હતું. વસ્તી ૧૯૩૪ ની છે.

ધંધુસરમાં એક જુના વખતની હાતીવાવ નામે ઓળખાતો કુવો છે. તે વંથળીના રાજાની કુંવરી નામે હાથીએ પોતાના પ્રધાન ગદાધર હસ્તક જુનાગઢના ચુડાસમા રાજ્ય સિંહના પુત્ર મોકલસિંહના રાજ્યમાં બંધાવ્યું (ઇ. સ. ૧૪૪૫માં). વાવના ગોખમાં શેષયાયી ભગવાનની મૂર્તિ છે. ગામના રહેવાશીઓ એ 'હાતી' ની મૂર્તિ ગણે છે. જે બાઇડીને પુરતું ધાવણ આવતું ન હોય તેઓ માનતા માની આ મૂર્તિને દુધે નવડાવે છે. કેટ લોકો કહે છે કે હાની દેદી હતી પણ તેનાં સુકૃત્યને લીધે દેવી મનાઇ. આથી તેઓ આ મૂર્તિને પોતાની ઇષ્ટ દેવતા ગણે છે. વાવનો તોડ નથી. બાવા પિઆરા જેનો મઠ જુનાગઢ પાસે છે તે થોડો વખત ધંધુસરમાં રહ્યો હતો. ત્યાર પછી ધંધુસર ઉજ્જડ પડયું. ૫૦૦ થી ૬૦૦ વર્ષ પહેલાં 'મેહરનો ધાડોસા દેવરાણીએ' તેને વસાવ્યું. ઇ. સ. ૧૮૯૧ ના ભારે દુકાળમાં એ પાછું ઉજડ થયું, પણ ૧૮૩૩ માં ફરી વસાવવામાં આવ્યું હતું.

ધંધુકા—અમદાવાદ જીલ્લામાંનો એક તાલુકો. એની ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણે કાઠીયાવાડ અને પૂર્વે બંગાલનો ઉપસાગર છે. એનું ક્ષેત્રફળ ૧૦૯૮ ચોરસ મૈલ હોઇ તેમાં લોક વસ્તી ૧૨૩૧૦૮ ની છે. તેમાં ૪૦૦૩ પુરૂષો ને ૫૯૧૦૪ સ્ત્રીઓ છે, વસ્તીમાં ૧૦૩૬૦

હિંદુ ને ૧૨૩૯૨ મોહમેદન છે. મધ્ય ભાગમાં કપાસ, પૂર્વે તરફ ઘઉંનો પાક થાય છે. આ પ્રગણામાં ૮૦૦ કુવ્ય, ૧૮૦ તલાવ ને ૨૨ ઝરા છે. વર્સાદ ૧૯ થી ૨૪ ઇંચ વર્સે છે.

મુખ્ય શેહેર ધંધુકા અમદાવાદની દક્ષિણ પશ્ચિમે ૧૦ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૦,૦૪૪ ની છે.

**ધનગર**—અથવા ભરવાડ. આ પ્રજા કેનેરા તરફ પુશકળ વસે છે. તેલંગણમાં એમના ૧૨ ટોળા છે. હિંદના મધ્ય ભાગમાં તેઓ ઉનનું કાપડ વણનાર, બાગબાન અને મજુરીનો ધંધો કરે છે. નાગરનાં પહાડી ભાગમાં તથા છોટા નાગપૂરમાં પણ તેઓની વસ્તી છે, તેમાં ઉમરાવતી ૮૦૫૬ વસે છે, દક્ષિણ હિંદુસ્તાનમાં એઓ અનેક પ્રકારનાં ઉદ્યોગમાં કાળ ગુમાવે છે. ઇન્દાપૂર ભિમથરી અને પુરંદરમાં એમની મ્હોટી વસ્તી છે. મહારાજા હોલકર પણ એજ જાતનાં હોય તેમનું વંશ મ્હોટી પદ્વિએ પોંહચ્યું છે. અસલ—ધનગર ગોવાળીયાનો, સેગાર ધનગર ગરમ કાપડ વણવાનો તથા તેલંગ ધનગર ખેડુતનો ધધો કરે છે. દક્ષિણમાં ધનગરો બકરાં ચરાવવાનો તથા ઉછેરવાનો ધંધો કરે છે. આ પ્રજા વાઇન ગંગાના ઉત્તર કાંઠા ઉપર પણ વસે છે. ધનગર પ્રજા હિંદુ ધર્મ પાળે છે, પણ તેમનામાં વટીક અનેક જાતીભેદ છે.

**ધનજીભાઈ ફ્રરામજી પટેલ**—આ જાણીતા નરનો જન્મ મુંબઇમાં ૨૫ મી જુન ૧૮૨૩ માં થયો હતો. પ્રથમ ખાનગી શાળામાં કેળવણી સંપાદન કરી જુવાનીમાં પોતાના પિતાની મેસર્સ ફ્રરિથની કું૦ માં શિખઉ દાખલ જોડાઇ ૧૮૪૫ થી પોતાના કાકા તથા મામા સાથે જોડાઇ મી૦ જેમલ યંગની સાથે લશકરી અમલદારોની મેસી ખાતાંની એજનસીની એક પેહેડી કાઢી પણ તેમાંથી ૧૮૪૯ છુટા પડી અનેક વેપારી સાંહાસમાં ઝીપલાવી ૧૮૬૩ થી પોતાના ભાઈ સોરાબજી પટેલ સાથે જોડાઇ મેસર્સ ફ્રરામજી એન્ડ સન્સની પેઢી કહાડી હતી. આ પેઢીમાંથી ૧૮૬૫ માં ૮ મી જુને બાગ જુદો કર્યો હતો. આ વેળા પારસીઓના પેગંબર સ્પેન્તમાન જરતોસ્તની હસ્તી વિશે કેટલાંક શક ભર્યાં લખાણો થવા હતા, તેની સામે એવણે "આથીરટઘટીઓસ' નાં તખલુસ તળે 'ટાઇમ્સ' માં અનેક ચર્ચા પત્રો લખ્યાં હતા, જે ચર્ચા પત્રોનું પાછળથી એક જુદું ચોપાન્યું છપાવી પોતાને ખર્ચે વેંહેચાવ્યું હતું. ૧૮૫૩ માં ઇરાન મધેના "હાજી આબાદ" નામના ગુફાની અંદર સાસાનીયન પાદશાહોનાં વખતની એક પેહેલવી તખતીનો એવણે તથા મ૦ દસ્તુર પેશોતનજી સંજાણાએ જૂદા જૂદા તરર્જુમા કર્યા હતા, જેની તકરાર ઘણી લંબાઇ હતી પણ તેનો કશો ફૈસલો થયો નહોતો. ૧૮૫૫ માં એવણે કોમોની ઉત્પતિ, ગુરવીણપણું અને તેમની ભાષા નામે બે જાહેર ભાષણો આપ્યાં હતા, તે શિવાય એવણ અનેક મંડળી તથા ખાતાંઓના પ્રમુખ, સભાસદ તથા ડીરેકટર તરીકે નેમાયા હતા. ૧૮૫૭ માં રૉયલ એશિયાટિક સોસાયટી હસ્તક "ઇરાની જબાનોનાં પુરાતનપણા અને તેઓની સત્તા, બાબે બે નિબંધો વાંચ્યા હતા, જેનું એક જૂદું પુસ્તક ૧૮૬૧ માં છપાવી પ્રગટ કર્યું હતું.

ઇ. સ. ૧૮૬૦ માં એવણને નામદાર સરકાર તરફથીસુલ્હેના અમલદાર ને ૧૮૬૫ માં યુનિવ્હરસિટીના ફેલો તરીકેનું માન નવાજમાં આવ્યું હતું. ૧૮૬૨ થી ૬૫ સુધી એવણે પોતાનું મનગામ ખાતે મુફ્ત કેળવણી આપવાનું ખાતું ચાલું કર્યું હતું. પણ ૧૮૬૫ માં શેરસટામાં પાયમાલી થયા પછી ૧૮૭૦ થી એકાંત જીંદગી ગુજારવા માંડી હતી. ૧૮૮૪ માં માત્ર એક બે જાહેર ભાષણો આપ્યાં હતા. મરણ ૧૮૯૨ માં ૩ જી આગસ્ટે નિપજ્યું હતું.

**ધનતેરસ**—આશો વદ તેરસને દિને આ તેહેવાર પડે છે. બે તેરસ હોય તો પેહેલીને દિને ધનતેરસ પડે છે. આ તેરસે યમદિપદાન કરવાનું શાસ્ત્રમાં વર્ણવ્યું છે. ધનતેરસ વેપારી વર્ગનો મુખ્ય તેહેવાર છે. એ દિવસે ધન તથા ઘરેણાને ધોઇ તેનું પૂંજન કરવામાં આવે છે.

**ધનવંતરી**—પ્રાચીનકાળમાં ભારત વર્ષમાં પ્રસિધ્ધતા પામી ગયલો મહા વિદવાન વૈદરાજ એ કાશીના રાજા સુદેવને ત્યાં અવતર્યો હતો. એ સ્વર્ગનો પણ વૈદ કહેવાય છે. એનો શિષ્ય અરક વૈદકીમાં અતિ પ્રવિણ હતો.

**ધનરાશિ**—આ રાશિચક્રમાંનો નવો નક્ષત્ર છે, એની આકૃતિ અર્ધુ મનુષ્ય ને અર્ધો ભાગ

ઘોડા જેવો છે. તેના હાથમાં ધનુષ્ય હોઈ બાણ ચઢાવી તે છોડવાના વિચારમાં છે.

**ધનાશ્રી**—અથવા ધન્યાશ્રી. સંગીત શાસ્ત્ર મુજબ આ રાગણી શ્રી રાગની સ્ત્રી છે. એની જાતી સંપૂર્ણ યાને એમાં ખરજ શુધ્ધ, રિખવ કોમળ, ગાંધાર કોમળ, મધ્યમ તિવ્ર અને કોમળ છે. પંચમ શુધ્ધ, ધૈવત કોમળ, નિખાદ તિવ્ર, કોઇ તિવ્ર અને કોમળ એઉ નિખાદ પણ લેછે. ગ્રહ સ્વર ગાંધાર અને ન્યાસ સ્વર પંચમ છે. આરોહમાં રિખવ અને ધૈવત બાદ છે. આ રાગણી હોરી અને અસાવરી તથા મ્હારવાથી મિશ્ર છે. તેને કોઇ મુલતાની પણ કહે છે. પણ તેમાં ઉતરી મધ્યમ અને ઉતરી નિખાદ આવતા નથી એમ સંગીત કળાધરમાં જણાવ્યું છે.

એનું સ્વરૂપનું વર્ણન સંગીત શાસ્ત્રમાં એવું દર્શાવેલું છે કે તે લાલ વસ્ત્ર પેહેરેલી, એકાંત બાગમાં પતિ વિયોગમાં નિશ્વાસ મેળી રૂદન કરતી, આંસુની નદી વહેતી, પતિના મેલાપની આશાની તગર કરતી બેઠેલી છે. કેટલાક એમ પણ જણાવે છે કે વિયોગમાં વૃધ્ધાવસ્તાએ પુગેલી અફસોસ કરતી બેઠેલી સ્ત્રી છે.

**ધનુરવા**—(જુઓ આંચકી)

**ધમની**—(જુઓ ધોરીનસ)

**ધરમપુર**—આ દેશી રાજ્યની ઉત્તર પૂર્વ લંબાઈ ૪૦ મૈલ, અને પૂર્વ પશ્ચિમ પોહળાઈ ૨૦ મૈલની છે. તેમાં ૧ શેહેર ને ૨૭૨ ગામડાં છે. ક્ષેત્રફળ ૮૯૪ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૧૦૧૨૮૯ ની હતી તેમાં ૧૫૫૪૯ હિંદુ, ૧૭૦૭ મોહમેદન તથા ૮૪૦૩૩ પરજાતીની હતી. દર સાલ વરસાદ ૭૦ ઇચને સુમારે વર્સે છે. મુખ્ય શેહેર ધરમપૂરમાં વસ્તી ૫૧૭૯ ની છે. તેમાં ૨૨૭૮ હિંદુ, ૮૪૧ મોહમેદન અને ૩૩ પારસી છે, તથા ૨૦૩૧ પરજાતી છે. તેમાં ત્રણ વર્નાક્યુલર સ્કુલ અને એક છોકરીની શાળા છે.

આ સંસ્થાનમાંથી દમણ ગંગા, કોલક, વાંકી, ઓરંગા ને અબ્બિકા વહે છે. મુલક પહાડી હોવાથી ખેતી અનુકુળ નથી, ધરમપૂરના રાજા સુર્યવંશી સિસોદીયા રજપૂત છે. આસરે ૭૦૦ વર્ષ ઉપર કેટલાએક એ જાતના રજપૂતો કોઇ રામ રાજાની સરદારી તળે ભીલોની પાસેથી મુલક જીતી લઇ અહીં આવી વસ્યા. તેથી ધરમપુર તે રામનગર કહેવાતું. શિવાજી સુરતપર હુમલો કરવા આવ્યો ત્યારે તેણે રામનગરનો કિલ્લો પોતાના તાબામાં લઇ લીધો ત્યારથી ધરમપૂરના રાજાઓ મરેઠાની હાકમી તળે ગયા. વસાઇના તહનામાની રૂહે એના ઉપરની ખંડનીનો મરેઠાઓનો હક બ્રિટીશ સરકારને મળયો.

**ધરમપુરી**—ધારના રાજાનું એક પ્રગણું. વસ્તી ૧૮૫૭૪ ની છે તેમાં ૧૩૮ ગામડાં છે. વાર્ષિક ઉપજ ૬૮૫૮ પૌંડની છે. એ પ્રગણાનું મુખ્ય શેહેર ધરમપુરી નર્મદાના ઉત્તર કિનારા ઉપર છે. મુસલમાની રાજ્ય અમલ વેળા અત્રે ૧૦,૦૦૦ ની વસ્તી હતી, પણ હાલમાં માત્ર ત્યાં ૫૦૦ ની છે.

**ધરમસલા**—પંજાબમાંના કાંગ્રા જીલ્લાનું આ મુખ્ય પહાડી મથક. કાંગ્રા શેહેરની ઉત્તર પૂર્વે ૧૬ મૈલ ઉપર છે. આ ગામમાંઅગાઉ ધર્મશાળા બાંધવામાં આવ્યાથી તે એજ નામે પ્રસિધ્ધતા પામ્યું છે. ૧૮૭૫ માં અત્રે કાંગ્રાની મુખ્ય કચેરીનું મથક બનાવતાં વસ્તી વધી હતી, હાલમાં અત્રે યુરપીયનોનાં ખાનગી મકાનો જ્યાં ત્યાં નજરે પડે છે. અત્રે યુરોપીયન સીપાહોની બે મ્હોટી બરાખો છે. તેમજ અત્રે ૩ બજાર, જાહેર બગીચો, કોર્ટ હૌસ, જેલ, ખજાનો, ઇસ્પીતાલ વગેરે છે. લોક વસ્તી ૫૩૨૨ ની છે, તેમાં ૪૬૩૦ હિંદુ, ૫૯૮ મોહમેદન અને ૫ શિખ છે. છાવણી વાળું મથક સમુદ્ર સપાટીથી ૪૫૦૦ થી ૬૫૦૦ ફીટ ઉપર છે. અત્રે વરસાદ ૧૪૮ ઇંચ છે. ઇ. સ. ૧૯૦૫નાં એપ્રિલ માસમાં ધરતીકંપના આંચકાથી આ શેહેરનો મોટો ભાગ નાશ પામી વસ્તીનો મોટો ભાગ માર્યો ગયો હતો.

**ધર્મ સાવર્ણી**—હવે પછી થનાર ૧૧ મો મનુ. એને મરૂ સાવર્ણિ પણ કહે છે. એને સત્ય, ધર્મ વગેરે ૧૦ પુત્રો થશે. વિહંગમ, કામગમ, નિર્વાણ રૂચી, આ નામના સગણમાં ત્રિવિધી દેવતા થઇ તેમનો સ્વામી વૈધૃતિ નામે ઇંદ્ર થશે, અને વરૂણ વગેરે સપ્તર્ષિ થશે.

**ધરો**—એક જાતીનું તૃણ. આ ધરોનાં બેટ હરીયાળી જેવા હોય છે. આ તૃણને લાંબો

વખત પાણી નહિ મળ્યા છતાં તેના મૂળીયાં લીલાછમ રહી શકે છે. દુકાળ પ્રસંગે એનાં મૂળીયા ખણી કાઢી ઢોરોને ખાવા અપાય છે. ધરો દેવપૂજામાં તેમજ ઔષધ ઉપચારમાં ઘણું ઉપયોગી છે. હેડકી ઉપર ધરોની મૂળનો રસ માસો ૧, મધ તોલો એક એ એકત્ર કરી પાય છે. ઉલટી અટકાવવા ધરોનો રસ કાઢી ચોખાની નીતારેલી કાંજીમાં પાય છે.

ધરોળ—કાઠીયાવાડમાંનું એક દેશી રાજ્ય. આ રાજ્યને તાબે ૧ શેહેર, ને ૬૪ ગામડાં છે. ક્ષેત્રફળ ૪૦૦ ચોરસ મૈલ છે. વસ્તી ૨૧૭૭૭ ની છે. એપ્રિલ, મે અને અકટોબરમાં અત્રે સખત તાપ પડે છે વાર્ષિક ઉપજ ૧૧૭૦૦ પોંડની ઉપજે છે. રાજ્યમાં ૪ સ્કુલ હોઇ ૨૭૦ વિદ્યાર્થીઓ તેમાં ભણે છે. ગાયકવાડ તથા જુનાગઢને અત્રેનો રાજ્યકર્તા ૧૦૨૩ પોંડ ને બે શિલીંગ ખંડણી તરીકેના ભરે છે. લશકર ૧૧૮ માનમોતું છે.

ધવલગિરિ—આ હિમાલય પર્વતનું એક શિખર, નેપાલ તરફ છે. અગાઉ આ શિખર સર્વોપરી ગણાતું હતું, પણ તેની ઉંચાઇ માત્ર ૨૬૮૨૬ ફીટની જણાય છે.

ધવલેશ્વર—ગોદાવરી જીલ્લામાં રાજમહેંદ્રી તાલુકામાંનું એક ગામ. તેમાં વસ્તી ૮૦૦૨ ની હોઇ તેમાં ૭૬૦૨ હિંદુ, ૨૬૦ મોહમેદન અને ૧૪૦ ખ્રિસ્તીઓ છે. આ ગામ રાજમહેંદ્રીની દક્ષિણે ૪ મૈલ ઉપર આવેલું છે. અત્રે આગળ યૂરોપીયનની સારી વસ્તી હતી. અત્રેની ખાણમાંથી ઇમારત લાયકનાં પથ્થરો પુષ્કળ મળે છે. ૧૫ અને ૧૬ મી સદીમાં રાજમહેંદ્રીના રાજા સિતાપતિ અને ઇલિરના મોહમેદન રાજ્યકર્તા વચ્ચે થએલી લડાઇ દરમ્યાન આ ગામ વિશેષ જાણીતું થયું હતું.

ધાકટ—આ વનસ્પતિ છોડ એક હાથ ઉંચા વધે છે. એના પાંદડાં ૧ આંગળ પોહળાં હોઇ ૩ થી ૪ આંગળ લાંબા હોય છે. એનાં ઝાડ દક્ષિણ કોકણમાં થાય છે. આ ઝાડોમાં એવો ચમત્કાર છે કે એનાં પાંદડાંને ઝાડ ઉપર અર્ધાંજ તોડી ફરી વળગાવી દીધો હોય તો તેનો સાંધો તુરત મળી જાય છે. આ ચોંટી જવાનું કારણ એના પાંદડાંમાં ઘણો ચીકાસ હોવાનું છે.

ધાણા—આ કોયમિરના બીયાં પાચક મૃત્રલ અને દાહ શમક છે. એના ગુણ એક સુગંધી તેલમાં રહે છે ધાણાનાં પાચક ગુણને લીધે તેને ઇંગ્રેજી ઔષધિમાં પણ ઉપયોગી ગણેલું છે. એનાં ૧૦૦ ભાગ ભૂકીમાં બે ભાગ તેલ રહે છે.

ધાત—(જુઓ વીર્ય.)

ધાતુ-ખનીજ—હાલમાં દુનિયામાં બાવન ધાતુરૂપ તત્વો જણીતાં છે. અને તે કરતાં પણ વધારે તત્વોનો હજી શોધ થવાનો સંભવ છે; તેમાંની કેટલીક ધાતુઓ જવલેજ મળે છે, અને તેમનો ઉપયોગ વેહવારમાં ક્યાંએ થતો નથી. બીજી ધાતુઓ પૃથ્વી ઉપર જગેજગ પસરેલી છે અને તે ઘણી મળતી હોવાથી તેનો વ્યવ્હાર, કલાકોશલ્યો અને ઔષધિમાં ઘણો ઉપયોગ થાય છે. વ્યવ્હાર ઉપયોગી એવી ૨૧ ધાતુઓ છે, તેમાંની ૧૬ ધાતુઓ ધાતુ અવસ્તામાં ઉપયોગી છે, અને બાકીની માત્ર સંયુક્ત અવસ્તામાં માત્ર ઉપયોગી છે.

સર્વ ધાતુને ઘનરૂપ સ્થિતિમાં એક પ્રકાકારની ચમક હોય છે. ધાતુ તદન અપારદર્શક હોય છે. ધાતુ ઉષ્ણ અને વિજળી વાહક છે. તેમજ ધાતુ પૃષ્ટ ભાગનાં પ્રકાશથી પરાવર્તન થઇ શકે છે ધાતુ સદા ઇલેક્ટ્રોપોઝેટિવ હોય છે. ધાતુની ચળક અને પારદર્શકતા સર્વેના જોવામાં છે. ધાતુ ઉષ્ણતા વાહક છે.

મુખ્ય કરી પૃથ્વીનાં પેટામાંની ખાણોમાં બીજા પદાર્થો સાથે મિશ્ર હાલતમા મળે છે. અલ્યુમિનમ, ક્યાસિયમ, મેગ્નિશિઅમ, લોઢું સોડીઅમ અને પોટાશિઅમ આ ધાતુ પૃથ્વીનાં ખડકોમાં ઘણી મળે છે. બાકીની ધાતુ કેટલેક ઠેકાણે માત્ર મળે છે. લોઢું, નિકલ વગેરે કેટલીક ધાતુ આકાશમાંથી જે મ્હોટા પથ્થરા પડે છે તેમાં હોય છે. કેટલીક ધાતુ સ્વચ્છ હાલતમાં પણ મળે છે. બિસ્મિથ, ત્રાંબુ, સોનું, સોહું, પારો, પ્લાટિનમ અને રૂપું આ ધાતુઓ શુદ્ધ હાલતમાં મળે છે. આકાશમાથી પડતા પથ્થરમાંથી લોઢુ તદન શુદ્ધ હાલતમાં મળે છે. મુખ્ય કરી ઉંચી ધાતુ સ્વચ્છ હાલતમાં મળી શકે છે, કારણ સાધરણ હવામાં તેપર કાટ ચડતો નથી; પણ તે બીજી ધાતુઓ સાથે મિશ્ર સ્થિતિમાં હોય છે. બાકી ધાતુ ઓક્સિજન, ગંધક અને ક્લોરિન સાથે મિશ્ર સ્થિતિમાં મળે છે

એલ્યુમિનિયમ વગેરે ૧૬ ધાતુ સઘળા ખડકોમાંથી મળે છે, પણ તે તેમાંથી જૂદી કાઢી શકાતી નથી. પણ જે ઠેકાણે આ ધાતુનાં બીજા થોડા પદાર્થોથી સંયુક્ત થએલું અને જેમાંથી છુટું પાડી ધાતુ સેહેજ જૂદી પાડી શકાય છે એવાં અંશ મળે છે, તેમાંથી વ્યવ્હારોપયોગ માટે આ ધાતુનું સંશોધન કરે છે. આ વિદ્યાને ધાતુ સંશોધન વિદ્યા કહે છે. ધાતુ કેમ અને કેવી રીતે અને કયા થરમાં મળી આવે છે તે ભૂગર્ભશાસ્ત્રમાં જણાવેલું છે. તે થરમાંથી ધાતુ કેવી રીતે કાઢી શકાય છે તેનું વર્ણન જ્યાં જ્યાં જે ધાતુનું સ્વતંત્ર વર્ણન આપ્યું છે ત્યાં તેની સમજણ પણ આ ગ્રંથમાલામા આપેલી છે.

**અશોધિત ધાતુ**—જે ધાતુનાં સાદા સયુંક્ત પદાર્થ પૃથ્વીપર જણાય છે, અને જેમાંથી વ્યવ્હારમાં ધાતુ વેગળી કાઢવામાં આવે છે તેને અશોધિત ધાતુ (ઓઅર્સ) કહે છે. ધાતુનાં ઑકસાઇડ અને સલ્ફાઇડ એ મુખ્ય અશોધિત ધાતુ છે. 'હેમટાઇટ' આ પથ્થર, લોઢાનો ઑકસાઇડ, સવર્ણ મુખી એ લોઢાનો સલ્ફાઇડ છે. શિંદુર એ પારાનો સલ્ફાઇડ છે. ગ્યાલેન એ સિસાનું સલ્ફાઇડ છે. સોડિઅમ ધાતુ સેંધવમાં ક્લોરાઇડ રૂપે જડે છે. આ અને બીજા કેટલાક બીજટ રૂપે મરાડી વગેરે પદાર્થો સાથે ભેળાયલી ધાતુ મળે છે.

**ધાતુ સંશોધન**—આ પ્રકારનાં ધાતુનાં પથ્થરા જે ખાણમાં જડે છે તે ખાણમાંથી ખણી કાઢે છે, અને તેના કટકા કરી તેનાપર જે મરાડી વગેરે પદાર્થો ચોટેલા હોય છે તે કાઢી સ્વચ્છ પથ્થર ખાણમાંથી આણે છે. પછી તે પથ્થરને છુંદી તેના ઝીણા કટકા કરી તેને પાણીના પ્રવાહમાં જોશથી ધોય છે; આથી ચ્હોટેલી મરાડી વગેરે ધોવાઇ જાય છે. આ રીતે શુદ્ધ કરેલી ધાતુનાં કટકામાંથી મુખ્ય કરી ત્રણ રીતે ધાતુ જૂદી પાડે છે.

૧—કેટલીક ધાતુની વરાળ જલદી બને છે, આવી ધાતુના પથ્થરાને ગરમ કરી તેને વરાળને એકઠી કરી ઠરવા દઇ જૂદી પાડે છે. એવી ધાતુ જસત, પારો, સોડિઅમ, પોટાશિઅમ, અર્સનિકમ, મૅગ્નિશિઅમ, અને ક્યાડમિઅમ. એ છે.

૨—ઘણી ધાતુ પારામાં પિગળે છે. પારામાં ધાતુ પિગળતાં તે સયોગી પદાર્થને 'અમાલગમ' કહે છે. તે અમાલગમ ગરમ કરતાં પારો વરાળ રૂપે ઉડી જઈ, બીજી ધાતુ પાછળ રહે છે. આથી ધાતુનાં પથ્થરાને પારામાં નાખે છે. આથી માત્ર ધાતુનાં અંશ પારામાં પિગળે છે, પછી તે અમાલગમને ગરમ કરે છે. આ રૂઢીમાં પારો ઘણો ખપે છે અને તેમાંનો મ્હોટો ભાગ વ્યર્થ જાય છે; આથી આવી રીતે સુના જેવીજ ઉંચી ધાતુને માત્ર વેગળી કાઢે છે.

૩—જે ધાતુ ચોકસ ઉંચા ઉષ્ણુમાન ઉપર પિગળે છે, તેને ભઠ્ઠીમાં નાખી ગરમ કરે છે, અને તેની ઉપર બીજા રસાયનિક પદાર્થની ક્રિયા કરી શુદ્ધ ધાતુ પ્રવાહિ સ્થિતિમાં જૂદી પડે છે. આ રીતથી ત્રાંબુ શિસું, ઍંટીમની, ઍલ્યૂમિનમ અને કલ્લઇ આ ધાતુ શુદ્ધ કરે છે. આ રીતમાં પણ બે પ્રકાર છે. એક પ્રકારમાં સુનો અને કાર્બનનો ઉપયોગ કરે છે. આ પદાર્થ ધાતુથી મિશ્ર રહેતાં ઑકસિજન આદી દ્રવ્યથી સંયોગ પામે છે અને ધાતુ જૂદી પડે છે. બીજા પ્રકારનાં માત્ર ગર્માથી ધાતુ સાથે મિશ્ર રહેલા દ્રવ્યો કાઢી નાખવામા આવે છે, યા ઉડાડી નાખે છે.

પેહેલી રીતને ઇંગ્રેજીમાં 'સ્મેલ્ટિંગ' કહે છે. જ્યારે ધાતુ ઑકસાઇડ રૂપે મળે છે ત્યારે તેમાથી ઓકસિજન કાઢી નાખી શુદ્ધ કરે છે. આ રીતનું મૂળ બીજ આ રીતનું છે. ઑકસિજનથી જેને મજબૂત પ્રિતી છે એવા કાર્બન જેવા પદાર્થ સાથે ઑકસાઇડને ગરમ કરે છે. આથી કાર્બનથી ઑકસિજન સયોગ પામી કાર્બોનિક ઍસિડ અને કાર્બોનિક ઑકસાઇડ આ ગ્યાસ નિકળી જાય છે. પછી બીજાં દ્રવ્યો મળેલાં હોયછે તે કાઢી નાખવા સુનો અને બીજા પદાર્થ ભેળે છે. સુનાથી તે દ્રવ્ય સંયોગ પામે છે, અને શુદ્ધ ધાતુ જૂદી પડે છે. આ માટે મ્હોટી ભઠ્ઠીઓ બનાવે છે અને તે કેટાંક વર્ષો સુધી રાત દિવસ બળીયાજ કરે છે. સુનો અથવા બીજાં પદાર્થો જે આહે મિશ્ર કરે છે તે, બીજાં દ્રવ્યોને પિગળાવી તેના સામે સયોગ પામે છે, અને આ સયોગી પદાર્થ ધાતુ કરતાં હલકા હોવાથી પૃષ્ટ ભાગ ઉપર રહે છે. અને ભારી ધાતુનો રસ તળીયે ઠરે છે. તે રસ મૂસના તળીયામાં રાખેલા બકારા વાટે તેમાથી બીજા સાંચામાં સેઠે અને ૫૫ ભાગ

ઉપરનો પણ ઘરેક બાજુનાં બકારામાંથી કાઢી લીયે છે. સારાંશ આ કૃતિમાં અશોધિત ધાતુ કાર્બન અને ચુનો અથવા તેવા બીજા પદાર્થો ભઠ્ઠીમાં અતિ ગરમ કરી ધાતુ શુદ્ધ કરેછે.

બીજા પ્રકારને ઇંગ્રેજીમાં રોસ્ટીંગ કહેછે, અને આ કૃતિને 'રિવ્હરબેટરી ફર્નેસ' અથવા બ્લાસ્ટ ફર્નેસ કહે છે. આ ભઠ્ઠીમાં ધાતુ ગર્માની પાસે નહિ હોવા છતાં તેનીપર ગરમ હવા આવી તેનું સંશોધન કરે છે. આ રીતથી ધાતુનાં સલ્ફાઇડમાંથી શુદ્ધ ધાતુ કાઢે છે. આ કૃતિથી નવો પદાર્થ અશોધિત ધાતુમાં મળી જતો નથી.

ધાતુની ચળક, અપારદર્શકતા અને રંગ. ધાતુ ઓપીઆથી ચલક આપે છે, ધાતુને અંગે પ્રકાશનું પરાવર્તન કરવાની શકિત આવે છે, અને તેનેજ ચળકાટ યા ઝમક કહે છે. ઓપેલું સોનું, ચાંદી, કલ્લઇ વગેરે ધાતુ કેવી ચળકે છે એ જાણીતી બીના છે. તેમજ સુવર્ણ મુખી ગ્યાસેનાં (શિસાની અશોધિત ધાતુ) વગેરે કેટલાક ખનિજ પદાર્થમાં આ ઝમક હોય છે. પણ કેટલાકના અતિ પાતળા વરખ બનાવતાં તેમાંથી કાંઇક પ્રકાશનાં કિરણો બાહેર પડે છે. ધાતુનાં પૃષ્ટ ભાગ ઉપરથી પરાવર્તન પામેલાં પ્રકાશનો રંગ જૂદો જૂદો હોય છે. ચાંદીનો સફેદ અથવા ચળકતા લોડાનો ઝાંખો અથવા શિસું અને જસતનીં જેવો ખલુ સફેદ એવો રંગ હોયછે. ત્રાંબાથી પરાવર્તન પામેલો પ્રકાશ લાલ હોય છે. સુનાથી પિળો અને કયાલશિઅમ તથા બેરિઅમ આ ધાતુથી ઝાંખો પિળો પ્રકાશ પડે છે. ધાતુની ભૂકી બનાવી તેને રૂપ આપતાં તેને અંગે ઝગકાટ આવે છે, પણ તેને દાબી તેને ગોળો કરતાં તેના અંગે તે ગુણ આવે છે. કાચની શોધ આગમજ ધાતુની આરસીઓ વપરાતી હતી. (જુઓ આરસી.)

ધાતુનું સખતપણું, ચીવટાઇ અને બરડપણું—પારા શિવાય સઘળી ધાતુ સાધારણ ઉષ્ણુતાથી ઘન બને છે. પારો માત્ર પ્રવાહી ધાતુ છે. હાઇડ્રોજન ગ્યાસને જો પ્રવાહી અથવા ઘન કરી શકાય તો તેને પણ તેનાં રસાયનિક ધર્મ ઉપરથી ધાતુના વર્ગમા મેલી શકાશે. જૂદી જૂદી ધાતુના સખતપણામાં ઘણો અંતર હોય છે, એટલુંજ નહિ પણ એકજ ધાતુ જૂદી જૂદી અવસ્તામાં વધારે ઓછી હોય છે. પોલાદ એટલું સખત કરી શકાય છે કે તે વડે કાચ ઉપર ચિત્રામણ પાડી શકાય છે, પણ શિસું એટલું તો નરમ હોય છે કે તેની ઉપર નખવડે લિટી દોરી શકાય છે, અને તે વડે કાગળ ઉપર લખી પણ શકાય છે. પોટાસિયમને માખણ પ્રમાણે દાબી વાળી યા પાથરી શકાય છે. કેટલીક સખત ધાતુ અતિ સ્થિતિ સ્થાપક હોય છે, અને તેની ઉપર ઠોકતાં અવાજ નિકળે છે. પણ કલ્લઇ તથા ત્રાંબુ એની મિશ્ર ધાતુ બનાવે છે તેનો અવાજ ઉતમ. આવે છે. લોઢાથી કાર્બનનો સંયોગ થઇ જે પોલાદ બને છે તે એટલું તો સ્થિતિ સ્થાપક હોય છે કે તેના સર્વ પ્રકારના યંત્રમાં કમાનો હોય છે. આગલા કોઠામા મુખ્ય ધાતુ સખતાઇના માનથી કમ વાર લખેલી છે. આ પ્રમાણ મુજબ જોતાં હિરાનું માન ૩,૦૧૦ છે.

| નામ. | સખ્તપણું. |
|---|---|
| મ્યાંગેનિજ. | ૧૪૫૬ |
| કોબાલ્ટ. | ૧૪૫૦ |
| નિકેલ. | ૧૪૧૦ |
| લોઢું. | ૧૩૭૫ |
| ત્રાંબુ | ૧૩૬૦ |
| પલેડિઅમ. | ૧૨૦૭ |
| પ્લાટિનમ. | ૧૧૦૭ |
| જસત. | ૧૦૭૭ |
| ચાંદી. | ૯૯૦ |
| ઇરિડિઅમ. | ૯૮૪ |
| સુનું. | ૯૭૫ |
| એલ્યુમિનિઅમ. | ૮૨૧ |
| કયાડિઅમ | ૭૬૦ |
| મેગ્નિશિઅમ | ૬૫૧ |
| શિસું | ૫૬૦ |
| થાલિઅમ. | ૫૬૫ |
| કયાલશિઅમ. | ૪૦૫ |
| સોડિઅમ. | ૪૦૦ |
| પોટાસિઅમ. | ૨૩૦ |

* હાલમાં હાઈડ્રોજન અને ઓક્સિજન વાયુને દ્રવરૂપ અને ઘનરૂપ આપવાની રીત શોધી કાઢવામાં આવી છે. રા૦ રા૦ બાબાજી પ્રા૦ મોડક.

કેટલીક ધાતુ અત્યંત બરડ હોય છે. એંટિમની, બિસ્મિથ અને આર્સેનિકને સેહેજમાં ખાંડણીમાં છુંદતા તેનો ભૂકો બને છે, પણ લોઢું, સુન્નું, ચાંદી, ત્રાંબુ એમનાં વિભાગ કરવા ઘણી મેહેનત પડે છે. કેટલાકનાં બરડપણામાં ઉષ્ણમાનથી ફરક પડે છે. સાધારણ ઉષ્ણતાથી જસત એટલું તો બરડ બને છે કે તેનાં પત્રાને વાળી શકાતું નથી; પણ ૨૧૨-થી ૩૦૨° ફેરન ઉષ્ણમાનથી તેને સેહેજમાં વાળી શકાય છે, અને ૪૧૦° ઉષ્ણમાને એટલું તો બરડ બને છે કે તેની સેહેજમાં ભૂકી બનાવી શકાય છે. જસત અને ત્રાંબુ એમની મિશ્ર ધાતુ પિત્તળ સાધારણ ઉષ્ણમાન ઉપર ઠીક ઘનવર્ધનિય હોય છે, પણ આરકતોષ્ણમાન ઉપર તદન બરડ બને છે. ધાતુની ચીવટાઇ પણ ભિન્ન ભિન્ન હોય છે. સર્વેમાં થોડું ચિવટ જે શિસું તેને એક કલ્પિ બાકીનાની ચિવટાઈનું પ્રમાણ નિચે દર્શાવ્યું છે.

શિસું-૧·૦ જસત- ૮·૦ ત્રાંબુ-૧૭·૦
ક્યાડિઅમ-૧·૨ ચાંદી- ૮·૯ લોઢું-૨૬·૦
કલ્લઇ-૧·૩ પ્લાટિનમ-૧૩·૦
સુન્નું-૫·૬ પ્લેડિઅમ-૧૫·૦

**ઘનવર્ધનિયતા અને પ્રસરણ શિલતા.**—હથોડાથી ઠોકી અથવા 'રોલર'માં દાબી ધાતુનાં અતિ પતળા પતરાં તથા વરખ બનાવી શકાય છે. જૂદી જૂદી ધાતુની ઘનવર્ધનિય શક્તિ જૂદી જૂદી છે. તેનું ઘનવર્ધનિયત્વ પ્રમાણ આગળ લખેલું છે—

| | |
|---|---|
| ૧-સુન્નું. | ૮-કલ્લઇ. |
| ૨-રૂપું. | ૯-જસત. |
| ૩-ત્રાંબુ. | ૧૦-શિસું. |
| ૪-પ્લાટિનમ. | ૧૧-ક્યાડિઅમ. |
| ૫-પ્લેડિઅમ. | ૧૨-નિકલ. |
| ૬-લોઢું. | ૧૩-કોબાલ્ટ. |
| ૭-ઍલ્યુમિનિઅમ. | |

સુન્ના જેટલી બીજી કોઈપણ ધાતુ ઘનવર્ધનિય નથી. સુન્નાનાં એટલાં તો પતળા વરખ બનાવી શકાય છે કે એક ફીટ સમચોરસ વરખનું વજન ૩ ગ્રેનથી વધારે હોતું નથી, અને વરખની જાડાઇ એક ઈંચની ૨,૮૦,૦૦૦ મે હિસ્સે રહે છે. ચાંદી તથા ત્રાંબાના પણ અતિ પતળા વરખ બનાવી શકાય છે. નિકલ અને કોબાલ્ટ એ સર્વેમાં ઓછાં ઘનવર્ધનિય છે.

પતરાં અને વરખ પ્રમાણેજ ધાતુની અતિ ઝીણી તાર બનાવી શકાય છે. પણ ભિન્ન ધાતુમાં આ ગુણ ભિન્ન રહે છે. તેનું પ્રસરણશિલત્વ અથવા તેનું તંતુ ભવન, યોગ્યતા બતાવવા માટે તેનાં તંતુ ભવનત્વનાં પ્રમાણથી ક્રમવાર તેનો કોઠો નીચે દર્શાવ્યો છે:—

| | |
|---|---|
| ૧-સુન્નું. | ૯-નિકલ. |
| ૨-રૂપું. | ૧૦-ઍલ્યુમિનમ. |
| ૩-પ્લાટિનમ. | ૧૧-જસત. |
| ૪-લોઢું. | ૧૨-કલ્લઇ. |
| ૫-ત્રાંબુ. | ૧૩-શિસું. |
| ૬-પ્લેડિઅમ. | ૧૪-પાલિઅમ. |
| ૭-ક્યાડમિઅમ. | ૧૫-મેગનિશિઅમ. |
| ૮-કોબાલ્ટ. | ૧૬-લિથિઅમ. |

ઉપલી ધાતુને ઝીણી બનાવી જંત્રમાંથી તાણે છે એટલે તેની સેહેજમાં ઝીણી તાર બનાવી શકાય છે. આથી તેના આ ધર્મને પ્રસરણ શિલતા કહે છે. સુન્નું અને ચાંદી એ જેટલું ઘનવર્ધનિય છે તેટલુંજ પ્રસરણ શિલ પણ છે. લોઢું અને પ્લાટિનમ એ જો કે ઓછું ઘનવર્ધનિય છે તોય તે તંતુ ભવન યોગ્ય છે. પ્લાટિનમ અને લોર્ખંડ આ ધાતુની ઝીણી તારો ચાંદીની સાંકડી નળીમાં બેસાડી જંત્રના છિદ્રમાંથી ખેંચી અને ચાંદીને નાઇટ્રિક ઍસિડથી અથવા પારાથી પિગળાવી એટલી તો ઝીણી તાર 'ઉલ્યાસ્ટે'ને બનાવી કે તેની જાડાઇ એક ઇંચના ત્રીસ હજારનાં $\frac{1}{(30000)}$ અંશ જેટલી હતી.

**ધાતુનું વજન અથવા વિશિષ્ટ ગુરૂત્વ.**—જૂદી જૂદી ધાતુઓનાં વજનમાં પુષ્કળ અંતર હોય છે. પોટાસિઅમ ધાતુ એટલી તો હલકી છે કે તે પાણી ઉપર તરી શકે છે; પણ પાણીથી હલકું જે નખતેલ તેમાં તે ડુબેછે, પણ આ તેલમાં સુદાં લિથિઅમ ધાતુ તરે છે. લોઢું પાણીમાં ડુબે છે પણ પારામાં તરે છે. પ્લાટિનમ ધાતુ બધામાં વધારે ભારે છે. પાણીને એક સ્થાને કલ્પિ નિચલા કોઠામાં ધાતુ તેમનાં વિશિષ્ટ ગુરૂત્વનાં માન મુજબ ક્રમવાર દર્શાવી છે.

| ધાતુનાં નામ. | વિ. ગુરુત્વ. | ધાતુનાં નામ. | વિ. ગુરુત્વ. | ધાતુનાં નામ. | વિ. ગુરુત્વ. |
|---|---|---|---|---|---|
| પ્લાટિનમ. | ૨૧ · ૫ | ત્રાંબુ. | ૮ · ૯૫ | બેરિઅમ. | ૪ · ૦૦૦ |
| સુન્નુ. | ૧૯ · ૩૪ | નિકલ. | ૮ · ૮૨ | ઍલ્યુમિનમ | ૨ · ૬૭ |
| યૂરેનીઅમ. | ૧૮ · ૪ | કૅડમિઅમ. | ૮ · ૬૯૪ | સ્ટ્રાનશિઅમ | ૨ · ૫૪ |
| ટંગસ્ટન. | ૧૭ · ૬ | મ્યાંગેનિજ. | ૮ · ૦૧૩ | મેગ્નિશિઅમ | ૧ · ૭૪૩ |
| પારો. | ૧૩ · ૫૯૬ | લોઢું. | ૭ · ૮૪૪ | ક્યાલશિઅમ. | ૧ · ૫૭૮ |
| પલેડિઅમ. | ૧૧ · ૮ | કલ્લઈ. | ૭ · ૨૯૨ | સોડિઅમ | ૦ · ૯૭૨ |
| શિસું. | ૧૧ · ૩૬ | જસત. | ૭ · ૧૪૬ | પોટાશિઅમ. | ૦ · ૮૬૫ |
| ચાંદી. | ૧૦ · ૫૩ | ક્રોમિઅમ. | ૬ · ૮૧ | લીથિઅમ. | ૦ · ૫૯૩ |
| બિસ્મિથ | ૯ · ૭૯૯ | ઍંટિમની. | ૬ · ૭૧ | | |
| કોબાલ્ટ. | ૮ · ૯૫ | આર્સેનિકમ. | ૫ · ૯૫૯ | | |

ધાતુનું પિગળવું—ગરમીથી સર્વે ધાતુનો રસ બને છે, અને વધારે ઉષ્ણતાથી તે વાયૂ રૂપે ઉડી જાય છે. પણ કેટલીક ધાતુને વાયૂરૂપ આપવા અત્યંત ગરમી આપવી પડે છે, જે હાલનાં યંત્ર વડે પણ આપી શકાતું નથી. જે ઉષ્ણુમાન ઉપર જૂદી જૂદી ધાતુઓ પિગળે છે તે ઉષ્ણુમાનમાં પણ ઘણો અંતર છે. ઠરી જવાનાં શૂન્યની નીચેનાં ઉષ્ણુમાનમાં પણ પારો પ્રવાહિ રૂપમાં રહી શકે છે, અને ૩૭°.૯ ઉષ્ણુમાન ઉપર બંધાઇ જાય છે. પોટાશિઅમ અને સોડિઅમ ધાતુ ૨૧૨° ફેરન ઉષ્ણુમાન કરતાં ઓછા ઉષ્ણુમાન ઉપર પિગળે છે. કલ્લઇ, બિસ્મિથ, શિસું, જસત વગેરે કેટલીક ધાતુ આરકતોષ્ણુમાનથી પણ ઓછા ઉષ્ણુમાન ઉપર પિગળે છે. ઍંટિમની, ક્યાલશિઅમ અને ઍલ્યુમિનીઅમ એમને પિગળવા આરકનોષ્ણુ માનથી વધારે ગરમી જોઇએ. સુન્નું, રૂપુ, અને ત્રાંબુ તરત આરકનોષ્ણુમાન ઉપર પિગળે છે લોઢું, નિકલ, અને કોબાલ્ટને શ્વેતોષ્ણુમાનની જરૂર છે; પણ પ્લાટિનમ પિગળવા ઑકસિહાઇડ્રોજન બત્તિની સખત ગરમી જોઇએ નીચલા કોઠામાં ધાતુનાં પિગળવાનાં શૂન્ય આપ્યાં છે.

| ધાતુનું નામ. | પિગળવાનું શૂન્ય. |
|---|---|
| પારો ... ... | ૩૭ - ૯ ફેરન. |
| પોટેશિઅમ.. ... | ૧૪૪ · ૩ ,, |
| સોડિઅમ ... ... | ૨૦૭ · ૭ ,, |
| લિથીઅમ... ... | ૩૫૬ ,, |
| કલ્લઈ ... ... | ૪૪૨ ,, |
| કૅડમિઅમ ... | ૪૪૨ ,, |
| બિસ્મિથી ... ... | ૫૦૭ ,, |
| શિસું ... ... | ૬૧૭ ,, |
| આર્સીનિકમ ... | જણાયું નથી. |
| જસત ... ... | ૭૭૩ ફેરન. |
| ઍંટિમની ... ... | ૧૧૫૦ |
| ક્યાલશિઅમ ... / ઍલ્યુમિનમ ... | આરકનોષ્ણુતા કરતાં ઉંચ ઉષ્ણુતા. |
| ચાંદી. ... ... | ૧૮૭૩ ફેરન. |
| ત્રાંબુ ... ... | ૧૯૯૬ |

| ધાતુનું નામ. | પિગળવાનું શૂન્ય. |
|---|---|
| સુન્નું ... ... | ૨૦૧૬ ફેરન. |
| ઓતેલું લોઢું ... | ૨૭૮૬ ,, |
| કોબાલ્ટ ... ... / ઘડેલું લોઢું ... / મ્યાગેનિજ... ... | ભઠ્ઠીની સખત આંચે. |
| ટંગસ્ટન ... ... / ક્રોમિઅમ ... ... / પલેડિઅમ... ... | રસ થતો નથી, પણ માત્ર ચિકાસદાર બને છે |
| પ્લાટિનમ... ... / હોડિઅમ ... ... / ઈરીડિઅમ... ... / વનેડિઅમ... ... | ઑકસિ હાઇડ્રોજન બત્તીની ગરમીથી. |

કેટલીક ધાતુ પિગળવા પેહેલાં નરમ અને ચિબ્વટ બનેછે. તે સ્થિતિમાં તેને ગમે તેમ વાળી શકાય છે, અને બે કટકાને જોડી હથોડાવતી ઠોકી એક જીવ કરી શકાય છે. લોઢું અને પ્લાટિનમના કટકા આરકતોષ્ણુ હોય ત્યારે ઠોકી એકત્ર કરી શકાય છે.

સુમારે આઠ ધાતું નીચા ઉષ્ણમાન ઉપર વાયુરૂપ ધારણ કરે છે, અને તે તેના સંયુક્ત પદાર્થોથી એકરૂપ વરાળ પકડી કાઢી શકાય છે. તેમનાં નામોઃ-પારો, આર્સેનિકમ, મેગ્નિશિઅમ, જસત, કયાડમિઅમ, પોટાશિઅમ, સોડિઅમ અને રૂબિડિઅમ.

**ધાતુની ગરમી અને વિજળી વાહકશકિત**—સર્વે પદાર્થમાં ધાતુ ઉષ્ણતા અને વિજળી એની ઉત્તમ વાહક છે. તથાપી જૂદી જૂદી ધાતુની વાહક શકિત ભિન્ન ભિન્ન છે. ધાતુ ઘન અને પ્રવાહિ સ્થિતિમાં 'ગુડ કંડકટર' છે, પણ વાયુરૂપ અવસ્તામાં નથી હોતી. ચાંદી સર્વેમાં વધારે વાહક છે. તેમને એક સ્થાને કલ્પિ બાકીનાની વાહક શકિત હેઠે આપી છે.

ચાંદી—૧૦૦·૦૦
ત્રાંબુ—૯૯·૯૫
સુનું—૭૭·૯૬
એલ્યૂમિનિઅમ—૫૬·૦૬
મેગ્નિશિઅમ—૪૧·૧૭
જસત—૨૯·૦૨
કયાડમિઅમ—૨૩·૭૨
પ્લેડિઅમ—૧૮·૪૪
પ્લાટિનમ—૧૭·૨૨
નિકલ—૧૩·૧૧
ટલ્યઇ—૧૨·૩૬
શિસું—૮·૩૨
આર્સેનિકમ—૪·૭૬
એંટિમની—૪·૬૨

**ગંધ અને રૂચી**—ધાતુને સાધરણ રીતે ગંધ હોતી નથી, પણ લોઢું તથા ત્રાંબા જેવી કેટલીક ધાતુને ઘસારાથી એક પ્રકારનો વાસ આવે છે, અને આર્સેનિકમાં વાયુને લસણ જેવો દુર્ગંધ આવે છે. ધાતુને શુદ્ધ અવસ્થામાં તદન રૂચી હોતી નથી, પણ ધાતુના કેટલાક સંયુકત પદાર્થને સેહેજ રૂચી હોય છે.

**ધાતુ શરીરમાંની**—શરીરમાં ૭ ધાતુ હોયછે.

| | | |
|---|---|---|
| દુગ્ધ=રસ ધાતુમાંથી | મેલ નિકળેછે | તે=કફ. |
| રજ=રકત ,, | ,, | ,, તે=પિત્ત. |
| સ્નેહ=માંસ ,, | ,, | ,, તે=કાનનો મેલ. |
| સ્વેદ=મેદ ,, | ,, | ,, તે=પરસેવો. |
| દાંત=અસ્થિ ,, | ,, | ,, તે=નખ. |
| કેશ=મજ્જા ,, | ,, | ,, તે=નેત્રમળ. |
| ઓજ=શુક્ર ,, | ,, | ,, તે=મૂત્ર. |

શરીરમાંની આ સાતે ધાતુઓની નિરંતર ક્રિયા ચાલ્યા કરે છે. જે ખોરાક ખાવાપિવામા આવેછે તેપાચન થવા હોજરી અને આંતરડામાં પરિપકવ થઇ તેમાંથી મળ મૂત્ર જૂદાં પડે છે, અને તેમાંથી સાર રૂપ જે રસ ઉત્પન્ન થાય છે તે રસના સ્થાન રૂધયમાં જઇ રૂધય મોહના મૂળ રસમાં મળે છે, અને ત્યાંથી શરીરમાં પ્રસાર પામી સર્વે ધાતુઓનું પોષણ કરે છે.

રૂધયમાં ગયા પછી આ રસનાં ૩ વિભાગ થાય છે. સ્થૂલ, સૂક્ષ્મ અને મળ. સ્થૂલ રસ પોતાની જગાએ રહે છે. સૂક્ષ્મ રસ ધાતુમાં જાય છે અને મળ રસ ધાતુઓનાં મળમાં જઇ મળે છે. શરીરની અંદરના મૂળ રસમાં રહેલ અગ્નિવડે આહારના આ આવેલા રસનું પચિન થાય છે. પચતી વખત તે રસ પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી પેહેલા મૂળ રસ ધાતુમાં રહે છે. આહારનો રસ આ પ્રમાણે આટલી મુદત રસ ધાતુમાં રહ્યા પછી તે રકતમાં જાય છે, તે એટલીજ મૂદત રહી માસમાં જાય છે, જ્યાં તે એટલીજ મુદત રહી મેદમાં જાય છે. એમ અનૂક્રમે આહારનો રસ વિર્યમાં જાય છે જ્યાં પોહોચતાં એક માસ લાગે છે.

કેટલાક મનુષ્યને કફ વધારે, કેટલાકને પિત્ત વધારે, કેટલાકનાં કાનમાં મેલ વધારે, કેટલાકને પરસેવો વધારે, કેટલાકને નખ અને નખ રૂવાંટા વધારે, કેટલાકની આંખમાં ગીપડા બહુ અને કેટલાકને પેશાબ વધારે છુટે છે, એ ધાતુનાં માહેલા પાચન ક્રિયાના વધારે ઓછા પ્રમાણ ઉપર તેનું પરિણામ આધાર રાખે છે.

**ધાની**—આ રાગણી ગાવાનો વખત દિવસનાં ત્રીજા પોહોરનો છે. એની જાતી સંપૂર્ણ છે. આ રાગ વિલાના જેવોજ છે પણ તેમાં ધન્યાશ્રીનો ભાગ થોડો રહે છે.

**ધામણ**—એના વિશાળ વૃક્ષ ઉગે છે. એના પાંદડા રેશાળ પંજા જેવડા કદે હોય છે. એનું લાકડું ચીકણું અને ઈમારતના કામના ઉપયોગમાં આવે છે. આ ઝાડને વનઔષધિમાં યોજેલું છે.

**ધામતારી**—રાયપૂર જીલ્લામાંનું એક તેહેસીલ. ક્ષેત્રફળ ૨૧૩૨ ચોરસ મૈલ હોઈ તેમાંનો ૬૯૨ ચોરસ મૈલ ભાગ ખેડાયલો છે, ૭૧૭ ચો. મૈ. ખેડી શકાય તેવો તથા ૭૨૩ ચો. મૈ. વેરાન છે. લોકવસ્તી ૨૮૬૬૯૪ ની છે. તેમાં ૧૪૦૮૩૩ પુરૂષો અને ૧૪૫૮૬૧ સ્ત્રીઓ છે. આ તેહેસીલમાં ૮૯૯ ગામડાં તથા શેહેરો છે.

એનું મુખ્ય શેહેર ધામતારી તે તરફ વેપારનું મુખ્ય મથક ગણાય છે. લોકવસ્તી ૬૬૪૭ ની છે; તેમાં ૫૨૦૨ હિંદુ, ૨૯૦ કબીરપંથી, ૩૭૧ મોહમેદન, ૨૬૦ સત્તનામી વસે છે.

**ધામપુર**—વાયવ્ય પ્રાંતમાંના બિજનોર જીલ્લામાંનું એક તેહેસીલ. એનું ક્ષેત્રફળ ૩૨૩ ચોરસ મૈલ હોઇ તેમાં ૨૨૩ એકર ભાગ ખેડાયલો છે. લોકવસ્તી ૧૭૦૦૩૯ ની છે. વાર્ષિક મેહેસૂલ ૨૬૬૩૦ પૌંડની ઉપજે છે. અત્રે દિવાની ને બે ફોજદારી કચેરીઓ છે.

ઉપલાનું મુખ્ય શેહેર ધામપૂર બિજનોરની પૂર્વે ૨૪ મૈલ ઉપર છે. લોક વસ્તી ૫૭૦૮ ની છે, તેમાં ૩૪૫૭ હિંદુ, ૨૧૨૧ મોહમેદન અને ૧૩૦ જૈન છે. શેહેર ૮૩ એકર જમીન રોકે છે.

**ધામાપદમ**—બૌદ્ધ ધર્મની અતિ પૂજ્ય ધર્મપોથી. એમાં બૌદ્ધ ધર્મ સંબંધી અનેક ચિત્રો આપેલાં છે.

**ધાર**—મધ્ય હિંદુસ્તાનમાંનું એક ભીલ રાજ્ય; એની ઉત્તરે રતલામનું રાજ્ય, પૂર્વે સિંદેયાનું રાજ્ય, દક્ષિણે નર્મદા અને પશ્ચિમે ઝાબુઆનું રાજ્ય છે.

એનું ક્ષેત્રફળ ૧૭૪૦ ચોરસ મૈલ હોઇ વસ્તી ૧૪૯૨૪૪ ની છે, તેમાં ૧૧૫૦૫૧ હિંદુ, ૧૨૨૬૯ મોહમેદન, ૩૦૮૭ જૈન, ૧૨ પારસી અને ૨૭ ખ્રિસ્તીઓ છે. મુખ્ય વસ્તી, રજપુત, કણબી મરાઠા, ભિલની છે. વાર્ષિક ઉપજ, ૭૪૩૧૨ પૌંડની ઉપજે છે. ૧૮૧૯ના કોલકરાર પછી આ દેશ બ્રિટીશ સત્તા તળે આવ્યો છે. આ રાજાને તાબે ૨૭૬ ગોડેસ્વાર, ૮૦૦ પાયદળ, ૨ તોપ અને ૨૧ ગોલંદાજો છે. રાજાને બ્રિટીશ છાવણીમાં ૧૫ તોપનું માન મળે છે.

એનું મુખ્ય શેહેર મહુની પશ્ચિમે ૩૩ મૈલ ઉપર છે. શેહેર ૧$\frac{3}{4}$ મૈલ લાંબુ ને $\frac{3}{4}$ મૈલ પોહળું છે. શેહેર આસપાસ મટોડીનો કોટ છે. અત્રેની બે લાલ પથ્થરથી બંધાયલી મસજીદો જોવા જોગ છે. અત્રેનો કિલ્લો જમીનથી ૪૦ ફીટ ઉંચો છે. લોકવસ્તી ૧૫૨૨૪ ની છે.

**ધારકોટ**—ગંજમ જીલ્લામાં અસકાની ઉત્તર પશ્ચિમે ૮ મૈલ ઉપરની જમીનદારી. તેનું ક્ષેત્રફળ ૧૨૫ ચો. મૈલ હોઇ તેમાં ૧૮૮ ગામડાં છે. લોક વસ્તી ૩૧૬૯૧ ની છે.

**ધારવાર**—દક્ષિણ મહારાષ્ટ્રમાંનો એક જીલ્લો. એની ઉત્તરે બેલગામ જીલ્લો અને કલાદગી, પૂર્વે નિજામહૈદ્રાબાદનું રાજ્ય, દક્ષિણે માયસોર નુરાજ્ય, અને પશ્ચિમે ઉત્તર કેનેરા છે. એની લંબાઇ ઉત્તર દક્ષિણમાં ૧૧૬ ચોરસ મૈલ ને પોહળાઇ ૭૭ મૈલની છે. ક્ષેત્રફળ ૪૫૩૫ ચોરસ મૈલ છે.

૧૮૭૨ માં જીલ્લાની વસ્તી ૯૮૮૯૭ ની ને ૧૮૮૧ માં ૮૮૨૯૦૭ ની હતી. યાને, દર ચોરસ મૈલે ૧૯૫ ની વસ્તીની રાશ હતી. લોક વસ્તીમાં ૧૦૭૬૨૨ હિંદુ, ૨૩૫૬ મુસલમાન, ૨૪૦૦ પરજાતી હતા. આ જીલ્લામાં જુમલે ૧૨૮૫ શેહેર તથા ગામડાં છે.

ધારવાર તરફ રેશમી તથા સુતરાઉ કાપડનો હાથે વણવાનો ઉદ્યોગ ચાલે છે. નવાલગુંદમાં ગલીચા ઉત્તમ પ્રકારના બને છે. અને ધારવારમાં બંગડી બનાવવાનાં અનેક કારખાનાઓ છે.

આ જીલ્લામાં મુખ્ય પાક ચણા, તેલી બી, રૂ, શેરડી, તંબાકુ, કઠોળ, ઘાસ, ઘઉં, ચોખા, બાજરી, જુવાર વગેરેનો પાક છે. આ જીલ્લામાં વરસાદ ૩૫થી ૩૨ ઈંચ વર્સે છે. થંડી ગરમી સાધરણ પડે છે. માર્ચથી મે સુધી ગરમી ૯૩ અંશ પડે છે, અને નવેંબરથી ફેબ્રુઆરી સુધી ૮૪ અંશ થંડી પડેછે.

**ધારવાર**—ઉપલા જીલ્લાનું મુખ્ય શેહેર, ૩ ચોરસ મૈલ ઉપર વસાયલું છે. લોક વસ્તી ૨૭૧૯૦ની છે. તેમાં ૧૯૭૦૯ હિંદુ, ૬૫૪૫ મોહમેદન, ૨૭૧ જૈન, ૬૧૮ ખ્રિસ્તી, અને ૨૪ પારસીઓ છે. અત્રે એક પુરાણો કિલ્લો છે. ધારવારનો છાવણીવાલો ભાગ કિલ્લાની ઉત્તર પશ્ચિમે બે મૈલ ઉપર છે. અત્રેનો કિલ્લો અનાગુંદીના રાજા રામ રાજાના સમયમાં અત્રેના એક અમલદાર 'ધારરાવે' ઈ. સ. ૧૪૦૩માં બંધાવ્યો હતો.—૧૫૬૮માં બીજાપુરના અદિલશાહે અત્રેનો કિલ્લો જીતી લઈ સત્તા સ્થાપી હતી, અને ૧૬૮૫માં અત્રે દિલ્લી પતિની સત્તા સ્થાપિત થઇ હતી. તે પછી ૧૭૩૩માં અત્રે મરાઠાની સત્તા ચાલુ થઇ હતી, ૧૭૭૮માં હૈદરઅલીએ મરાઠાઓપર ચઢાઇ કરી અત્રેનો કિલ્લો જીતી લીધો હતો, પણ ૧૭૯૧માં બ્રિટીશોએ જીતી લીધો હતો. ૧૮૫૭ થી આ કિલ્લો પડત હાલતમાં છે.

**ધારાનગરી**—આ શેહેર માળવામાં છે. અત્રે શકે ૯૦૪માં ભોજ રાજા રાજ્ય કરતો હતો. હાલમાં ત્યાં પવાર વંશનો રાજા રાજ્ય કરે છે. આ શેહેર ઉ. અ. સુમારે ૨૩ અને પૂર્વ રેખાંશ ૭૬. ઉપર છે.

**ધારાપૂરમ**—કોઇમબતૂર જીલ્લાનો એક તાલુકો, તેમાં લોક વસ્તી ૧,૯૫,૨૩૨ ની હોઇ તેમાં ૯૪૮૦૦ પુરૂષો અને ૧૦૦૪૩૨ સ્ત્રીઓ છે. આ તાલુકામાં ૮૨ ગામડાં છે. ક્ષેત્રફળ ૮૩૫ ચૈ. મૈલ છે. મુખ્ય પાક તંબાકુ, તેલીબિયાં, ૨ વગેરેનો થાય છે.

મુખ્ય શેહેર ધારાપુરમ કોઇમબતૂરની પૂર્વ દક્ષિણ પૂર્વમાં ૨૫૦ મૈલ ઉપર છે. લોક વસ્તી ૭૩૧૦ ની હોઇ તેમાં ૫૫૭૯ હિંદુ, ૧૫૨૫ મોહમેદન અને ૨૦૬ ખ્રિસ્તીઓ છે. આ શેહેર સમુદ્રસપાટીથી ૯૦૯ ફીટની ઉંચાઇ ઉપર છે.

**ધાલકિશોર**—(જુઓ હવારકેશ્વર.)

**ધાવડી**—એનાં ઝાડ ઉંચા વધે છે. એનાં ફુલ લવંગનાં જેવા અને રાતા રંગના હોય છે. એનાં ફુલોનો ઉપયોગ ઓષધીમાં તથા રંગમાં પુશકળ કરે છે. ધાવડીનાં ઝાડ કોંકણ પ્રાંતમાં પુશકળ ઉગે છે.

**ધિરોદાત્ત**—નાટયકળામાં નાયકનાં દર્શાવેલા ૭ ભેદમાંનો એક ભેદ (જુઓ નાયક.)

**ધુજરી**—આ દરદ દારૂબાજ ઉપર મુખ્ય કરી હુમલો કરે છે. આ રોગમાં હાથ પગ ધુજ્યા કરે છે અને દર્દી બીહતો હોય એવો દેખાય છે. દરદી હાથ સાથે ચેરાં કાઢીયા કરે છે. આ રોગમા આજારી કેટલુંક સાંભળી તથા જોઇ શકે છે, તેમજ બદન પસીનાથી તરબોળ થાય છે.

આ રોગનો હુમલો થતાં યાદદાસ્ત કમ થઇ ઉછાળા થયા કરે છે. ચેહરો તથા આંખ લાલ થઇ હાથ પગ ધુજ્યા કરે છે, ને જીભ બાહેર કાઢતાં ધુજે છે, ને નાડ નાહની ઉતાવળી ચાલે છે. તેનાથી દૂર છતાં તેને સામું માણસ આગળ દેખાયા કરે છે, તેમજ તેની સાથે વાત કરવા ઉલટ બતાવે છે. તેમજ તે બેહદ વેહેમાયલો બને છે, ને લવારો કરયા કરે છે; એ મુજબ હુમલો થતાં બે ત્રણ દિવસથી અઠવાડીયાં વેર બેમાર રહી પાછી લાંબી ઉંઘ કાઢી સારો થાય છે, યાતો એવી હાલતમાં તાણ થઇ મરણ પામે છે. એનો ઈલાજ તેનાં જૂદા જૂદા ચિન્હો ઉપરથી તબીબો ચોકસ કરી શકે છે.

**ધુમાડીયુ**—(વધુ માટે જુઓ ચીમની.) ચારો તરફથી બંધ કરેલા ઓરડામાં વચોવચ અગ્નિ સળગાવતાં, ઉપરની હવા ફેલાઈ હલકી બને છે એટલે આસપાસની ચંડી હવા તેની નીચે આવી તેને ઉપર હડસેલે છે. દાખલા તરીકે એક પ્યાલું લઈ તેમાં એક બુચ મેલી એક તરફથી તેમાં પાણી રેડતાં જે પ્રમાણે પાણી બુચ તળે દાખલ થઇ બુચને ઉપર હડસેલે છે, તે મુજબ તે ચંડી હવા ગરમ હવાને ઉપર હડસેલે છે. જ્યાં સુધી ત્યાં અગ્નિ સળગેલો હોય છે, ત્યાં સુધી ઓરડીમાંની હવામાં આ સંબંધ ચાલુ હોય છે.

બેઉ મ્હો ખુલ્લાં રાખેલા ધુમાડીયાની નીચે અગ્નિ સલગાવતાં, ધુમાડીયાની હવા ગરમ બની હલકી થાય છે, અને બાહેરની ચંડીને જાડી હવા ધુમડીયાના નીચલા ભાગમાંથી દાખલ થઇ ગરમ હલકી હવાને ઉપર ધકેલે છે. આ મુજબ જ્યાં સુધી તે અગ્નિ સળગેલો હોય છે અને ધુમાડીયું તપેલું હોય છે, ત્યાં સુધી હવાનો પ્રવાહ નીચેથી ઉપર એમ ચાલુ નીકળે છે. જેમ જેમ ધુમાડીયું હચુ તેમ પવન ઝપથી નીકળી જાય છે.

ઘેરો, ઇસ્પીતાલ વગેરે ઇમારતોમાં હવાનો પ્રવાહ સદા ખુલ્લો વહેતો રાખવા માટે ઇમારતનાં છાપરાપર ચીમની યા ધુમાડીયું રાખે છે. જેમાંથી રજકણો નિકળી જાય છે.

ધૂળ—આ પદાર્થ સૃષ્ટિમાં સર્વ જગે વ્યાપી રહેલો છે. ધૂળ એક અતી નાચીજ છતાં તેની જગતમાં કેટલી અવશ્યતા છે, તે શાસ્ત્રીય નજરે જોતાં લક્ષમાં ઉતરી શકેછે. ખરૂં કહીએ તો સૃષ્ટિમાં જે મોહકત્વ અને સૌંદર્ય છે તે આ ધૂળને પ્રતાપેજ ટકી રહેલું છે. જો ધૂળની હસ્તી ન હતે તો જે પૃથ્વી ની પીઠ ઉપર આપણે રહીએ છિયે ત્યાં વસી શકને નહિ. સૃષ્ટિનાં જે કાર્ય નિર્વાહ ચાલે છે તેમાં ધૂળનાં જૂદા જૂદા પરિણામ કયાં પડે છે અને તેનાથી મહત્વનાં કયા બનાવ બને છે તેની શોધ આજની વિદ્યાએ કરી છે.

આકાશ અને મહાસાગરના પાણીનો રંગ આસમાની જણાય છે, તે હવા અને પાણીનો થોડો જથ્થો જોતાં તેનો રંગ ફિક્કો હોવાથી તે જણાતો નથી, પણ તેમનો ગંજાવર જથ્થો રહેતાં તે તરત જણાય છે. સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે વાતાવરણમાં અને ક્ષિતીજ પાસેનાં વાદળાંપર ઈંદ્ર ધનુષ્ય માહેલા ૭ રંગ પ્રમાણે ચિત્રવિચિત્ર રંગ દેખાય છે, તે પણ ધૂળનું પરિણામ છે. ૧૮૬૮ માં પ્રોફેસર ટિનડાલે આ વિષય ઉપર ખાસ પ્રયોગ કરી અભ્યાસ કર્યો હતો.

સૂર્યની રેજાલ બકોરાં વાટે ઘેરમાં આવતાં તેના કિરણોમાં જે ઉડતી રજકણ દેખાય છે તે સદા હેઠે ઉપર થતી પ્રવાસ કરતી ચાલુ જણાય છે. આ રજ સેંદ્રિય અને નિરદ્રિય આ બેઉ પદાર્થની હોય છે. કોઇ વેળા તેમાં ખનિજ પદાર્થની પણ રજકણો હોય છે, એમ બર્લિનના પ્રોફેસર 'એહેર્નબર્ગે' શોધી કાઢયું છે. હવામાં જે પૃથ્વિને લગતા પડ હોય છે તેમાં એમની રેલછેલ હોવા છતાં તે ખુલ્લી આંખે દેખાતા નથી; પણ સૂક્ષ્મ-દર્શક યંત્ર વડે જોતાં તે તરત જણાય છે. જો આ ધૂળ ઉપરમુજબ હવામાં બધે પસરેલી નહોતે તો સૂર્યનો પ્રકાશ તેજો-મય દેખાવાને બદલે ઝાંખો દેખાતે.

પૃથ્વીના પૃષ્ટ ભાગ પાસેની હવામાં પણ ધૂળની રજો બેહદ હોય છે, પણ તે હવા આસમાની રંગની નથી દેખાતી, તેનું કારણ એ છે કે પૃષ્ટ પાસેનાં ભાગનાં હવામાં જે ધૂળની રજો હોય છે તે સહેજ ઘન, સ્થૂલ અને ખરબચડી હોય છે. તેમાંથી બધાજ રંગ પરાવર્તન પામે છે. આથી ચોકસ રંગ ત્યાંની હવામાં જણાતો નથી, પણ જેમ જેમ તે ઉંચે ચઢે છે તેમ તેમ આ રજકણો નિત્તળ અને સૂક્ષ્મ બનતી જાય છે, કારણ વાતાવરણમાં તે રફતે રફતે ઉપર ઉપર પાતળી થતી વધે છે. આ રજકણો હવામાં ૧ થી ૧૦ મૈલ તો કોઇ તેથી પણ વધારે ઉંચે સુધી પસરેલી હોય છે, આ ઉંચાઇ ઉપરની રજકણોમાંથી આસમાની રંગ અથવા નિલ લોહિત રંગનાં કિરણો પરાવર્તન પામે છે, અને તે રજકણો પૃથ્વીનાં છત્રમાં સર્વત્ર વ્યાપેલી હોવાથી, આપણે જે ખુલ્લું નિર્મળ આકાશ જોઇએ છિયે તે દેખાય છે. પણ પર્વત ઉપરથી જોતાં ઘેરો આસમાની દેખાય છે અને ઉંચે બલુનમાં બેસી જોતાં કાળો આસમાની રંગ જણાય છે, તેનું કારણ ત્યાં ધૂળ ઓછી હોઇ પરાવર્તન પામવાની શકિતની કમતાઈને લીધે છે. ઇટલીમાં આકાશ તરફ જોતાં તે ખુલ્લું આસમાની રંગનું જણાય છે, કારણ એક તરફથી ભૂમધ્ય સમુદ્ર અને બીજી તરફથી આલ્પસ પર્વત હોવાથી બીજા દેશો પ્રમાણે ધૂળનાં ઝાઝાં સાધનોની કમતાઇને લીધે ત્યાં થોડી રજકણો ફેલાયલી હોયછે, તેમાંથી પરા-વર્તન પામનાર આસમાની રંગને ક્ષિણતા પોંહચતી નથી. ભૂમધ્ય સમુદ્રમાંથી દેખાતાંર આકાશ પ્રાંત કરતાં મધ્ય પાસિફીક મહા સાગર ઉપરનો આકાશ ભાગતો તદન આસ-માની રંગનો દેખાય છે, કારણ ત્યાં ભૂમિ ભાગ થોડો હોવાથી ત્યાં રજકણો સેહેજ હોય છે. હિંદુસ્તાનમાંના હિમાલયની ખીણોમાં વરસાદ તથા કરાને લીધે હવામાં ધૂળ સેહેજ હોય છે, આથી ત્યાંનું આકાશ અત્યંત આસમાની રંગનું દેખાય છે. મહાબળેશ્વર તરફની કેટલીક ખીણો તરફ જોતાં તે આસ માની રંગની દેખાય છે.

શરદ ઋતુમાં એખાદ સ્વચ્છ દિવસે આકાશ તરફ જોતાં ત્યાંનો રંગ ઘાડો આસમાની જણાય છે. પણ ક્ષિતિજ પાસેનો ગગન ભાગ સેહેજ ચળકતો હોય છે, અને સૂર્ય આસપાસનો ભાગ ઓછો પિળાસપર હોય છે. તેનું કારણ એ છે કે

ક્ષિતિજ તરફ જે જોઇએ છિયે તે વાતાવરણની નીચે ઘણાક જાડા પડ હોય છે અને તે થરમાં ધૂળની બેહદ રજકણો હોય છે. એઓ શ્વેત પ્રકાશને પરાવર્તન કરે છે, અને વાતાવરણના છેક ઉંચા ભાગની પેલે પારના આસમાની રંગને તદન ઝાંખો પાડે છે.

સૂર્યની પાસેના ભાગમાં આસમાની પ્રકાશ ઝીણી રજકણોમાંથી પરાવર્તન પામે છે. આથી વાતાવરણના નીચલા થરમાંથી પરાવર્તન પામી આવનાર આસમાની પ્રકાશપર પિળો અભાસ ચઢે છે. સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયે આ પિળા રંગો વધારે દેખાય છે. કારણ કે જે પ્રકાશ પરાવર્તન પામી આપણી તરફ આવે છે તે હવાનાં જાડા થરમાંથી આવે છે. આ થરમાં બેહદ સ્થલે ધૂળની રજકણો હોય છે. આ બીના બીજી રીતે પણ સમજી શકાય તેવી છે. કારણ સૂર્યોદય યા સૂર્યાસ્ત સમયે આ બે વખતે બીજા વખત કરતા આકાશમાં ઢગો અથવા ધૂમસ નહિ હોય એટલે સૂરજને ખુલ્લી આંખે જોઇ શકાય છે.

સીસાની ચીમનીમાંથી નિકળતા ધૂમાડાનાં ઓથામાંથી સૂર્યને સેહેજમાં જોઇ શકાય છે. તેનું કારણ ધુમાડામાં રહેતી કોલસાની ધૂળનું છે. એટલે સૂર્ય કિરણ જાડા ધુમાડાની રજકણોમાંથી દાખલ થતા તે જોઇ શકાય છે. પણ સૂર્યોદય અથવા સૂર્યાસ્ત સમયે ક્ષિતિજ પાસે આકાશ ભાગ પિળો જણાય છે. તેનું કારણ એ છે કે સૂર્ય કિરણ હવાનાં ઉચ્ચ સ્થાનનાં વિલક્ષણ જાડા થરમાથી આવે છે. આ થરમાંની ઝીણી રજકણોમાંથી આસમાની કિરણ પરાવર્તન પામી ઉપારા ઉપર સિધાં નિકળી જાય છે. જગત તરફ આવવા તેને માર્ગ મળતો નથી, માત્ર આસમાની કિરણનાં જે પરીપક્વ કિરણ પિળા રંગના હોય છે તે આપણી તરફ આવી શકે છે. અને એ સુજબ તરેહવાર કિરણો એક પછી એક થરમાંથી પસાર થઇ રંગરૂપે નજરે પડે છે.

ગઇ સદીનીઆખેરીમાં ક્રાકાટોવા (જુઓ ક્રાકાટોવા)નો જવાલામુખી ફાટતાં તેમાંના જડ પદાર્થ રૂસરૂપે સમુદ્રમાં મળી જઇ રજ રૂપી ભાગ જે ઉડયો તે કેટલાક મૈલની ઉંચાઇ સુધી સર્વત્ર પસર્યો હતો. વપૂવકટિબંધ ઉપરનાં ઉત્તરાભિમૂખ અને દક્ષિણાભિમૂખ એવા ચાલુ વેહતા જે પવનના પ્રવાહ રહે છે, તે વડે આ ધૂળને અટકાવ થયો. આ વાત પ્રવાહ ઉષ્ણ કટિબંધ પ્રદેશ તરફ પુગે છે, તે ઠેકાણે માત્ર બધ પ્રદેશ તરફ પુગે છે. તે ઠેકાણે માત્ર ભૂપૃષ્ટ ભાગની ચક્રગતિ ઓછી હોય છે, આથી તે પ્રવાહ પૂર્વ દિશા તરફ વધે છે. આવી રીતે તે ધૂળને ગગનનાં ઉંચા પ્રદેશી માર્ગે પ્રદક્ષિણા કરવી પડે છે. આ ધૂળનો પ્રભાવ પરિણામ જવાલામુખીના ફાટવા પછી થોડા મહિના સુધી દેખાવા માંડી તે ૩ વર્ષ સુધી રંગ બેરંગી દેખાવથી ચાલુ દેખાવ આપતો રહ્યો હતો. એટલે સૂર્યાસ્ત સમયે આ રંગછટા જણાતી હતી. ઘણુ કરી આ ચમત્કારિક દેખાવ સમશિતોષ્ણ કટિબધ ઉપરનાં પ્રદેશમાં દેખાયો હતો. આ ધૂળ નાબૂદ થવા આગમજ તેણે દુનિયા આસપાસ ૩ વખત પ્રદક્ષિણા કરેલી હોવી જોઇએ.

પ્રચંડ મહાસાગર, સમુદ્ર, સરોવર નદી અને ઝરાનાં પાણીમા જે રમણીય ઓછા વધતા પ્રમાણમાં આસમાની રંગ દેખાય છે તેનું સ્પષ્ટી કરણ પણ આ ઉપલાજ તત્વથી થાય છે. સ્વચ્છ હવાને પણ જેમ રંગ હોતો નથી તેમ શુદ્ધ પાણીને વટીક રંગ હોતો નથી. સમુદ્ર અને સરોવરનું પાણી ગમે તેવું શુદ્ધ અને નિર્મળ હશે તોય તેમાં 'સેંદ્રિય' અને 'નિરેંદ્રિય' પદાર્થની ઝીણી ધૂળ મળેલી હોય છે. એ વાતાવરણમાંની ધૂળ પ્રમાણેજ આસમાની રંગના કિરણોનું પરાવર્તન કરે છે. માહાસાગરમાં જે ધૂળ આવે છે તેની ઉત્પતિ ઘણી રીતે થાય છે. તે એમકે, સમુદ્ર વગેરેનાં પાણીનાં પૃષ્ટ ભાગ ઉપર હજારો સૂક્ષ્મ સેંદ્રિય જતૂઓનો નાશ થાય છે અને તેમના હાડપિંજર અથવા અવશેષ ધીરે ધીરે તળીએ ડુબે છે. આ મેલ જમીનથી ૧૫૦ મૈલ ઉપરનાં મહાસાગરમાં નજરે પડતો નથી; તેનું કારણ તે તે પ્રવાહ સાથે ઘસડાતાં તળીએ ઠરતાં ઘણા ખરા પિગળી જાય છે.

સમુદ્રનાં પાણીનો જે આસમાની રંગ દેખાય છે, તેની છટા જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી હોય છે. એટલાટિક મહાસાગરનાં

ઉત્તર ક્રાંતિવૃત્ત ઉપરના ભાગમાં પાણીનો રંગ શુદ્ધ આસમાની, ઉત્તર તરફનાં સમશિતોષ્ણ કટિબંધમાંના પાણીનો રંગ ઘેરો આસમાની હોય છે.' આ ફરકનું કારણ, રંગ ઉત્પન્ન કરનાર ઘનપદાર્થનું સ્વરૂપ પ્રમાણ અને તેની વેંહેંચણી ઉપર મુખ્ય આધાર રાખે છે. ભૂમધ્ય સમુદ્ર અને સ્વિતઝરલેંડ માંના ઉંડા સરોવરનાં આસમાની પાણીમાં તરેહવાર છટા નજરે પડે છે. તેનું કારણ ત્યાંના પાણીમાં પદાર્થનાં સૂક્ષ્મ રજકણ સઘળે તરતા રહે છે.

ત્યારે સર્વવ્યાપક ધૂળથી અને વિશેષત : વાતાવરણમાં ઘણાક મૈલ ઉંચે એવા પ્રદેશમાં સદા આનુ વાસ કરી રહેલી ધૂળથી અસખ્ય ફાયદા થાય છે. સૃષ્ટિમાં જે અત્યુત્તમ, રમણિય અને અતિ સુંદર, એવા જે રંગો તેમાંનો એક આસમાની રંગ નજરે પડે છે. પહાડો ઉપરની કુદરતી મનોહરતા નજરને આનંદ પમાડે છે. ધૂળની જો હસ્તી નહોતે તો જગતમાંની સર્વ ખુબસુરતી નાશ પામી હતે. આકાશ રંગ અને સૂર્યાસ્ત સૌંદર્ય પણ એટલા મહત્વનાં નથી. ધૂળ નહોતે તો આકાશ કૃષ્ણવર્ણ દેખાઇ બપોરે તારા દેખાતે, તેમજ આકાશ તરફથી આપણને પ્રકાશ મળ્યો નહોતે. કદાચ સખત તેજોમય , સૂર્યનો પ્રકાશ મળતે યા તો અંધકાર મળતે. તેમજ જીવકોટી અને મનુષ્ય કાયાની પણ ઘટનાં થઇ હતે. ધૂળ જો ન હતે તો પ્રકાશ પરાવર્તન પામ્યા વિનાનું રહેતાં-ઘરમાં અંધકાર ફેલાતે, પણ તે અડચણ દૂર કરવા ઉત્તર તરફ ખાસ ઉંચી સફેદ દેવાલ બાંધવી પડતે કે, જેથી પ્રકાશ પરાવર્તન પામી ઉજેરડું આપે; પણ આથી બધે પૂરતો પ્રકાશ મળી શકતે નહિ. ધૂળહિન વાતાવરણથી ઠાર અને ગગનમાંથી આવનાર વર્સાદ આ સર્વેનો નાશ કરી તેના બદલે સદા સર્વ પ્રકાશ રહી જગત ઉજ્જડ મેદાન બની દુનિયાં આજની રમણિય હાલતે પોંહચતે નહિ. એ શિવાય ધૂળના અનેક મહત્વ છે. કે જેનું વિદ્વાન શાસ્ત્રીઓએ વિસ્તારીને વર્ણન કર્યુ છે. ધૂળનાં મહત્વની પ્રથમ શોધ ફ્રાન્સના 'કૂલિઅર' અને 'મૅરકાર્ટ' નામે વિદ્વાનોએ કરી, અને તે પછી તેના મહત્વની વધુ શોધ ૧૯૮૦ માં મી૦ જૉન અટકિન્સને કરી જગતમાં ધૂળનું મહત્વ જાહેર કર્યુ હતું.

ધૂળ ઘણા લાંબા છેટાં સુધી આકાશ માર્ગે મુસાફરી કરી પરદેશમાંની ધૂળમાં મળી જાય છે. આફ્રિકન ધૂળમાં ઘણી વેળા માઇક્રોસ-કોપથી અવલોકન કરી જોતાં જણાયલું છે કે તેમાં દક્ષિણ અમેરિકાની ધૂળનો ભાગ મિશ્ર થએલો છે. આ ધૂળને દક્ષિણ અમેરિકાથી દક્ષિણ પૂર્વ તરફનો તુફાની પવન ઘસડી લઇ જાય છે. તે શિવાય કેપવર્ડસ, માલ્ટા, જીનોવા, લૅમોન્સ અને ટાયરોલની ધૂળમાંથી પરદેશની ધૂળનું મિશ્રણ થએલું જણાયલું છે. ધૂળ ઘણી વેળા અરબસ્તાન તથા આફ્રિકાથી સમુદ્ર માર્ગે તુફાન દ્વારે ઉડતી વધે છે. વર્ષનાં ૪ માસમાં ધૂળનો ગંજાવર જથ્થો આફ્રિકાનાં ઉત્તર પશ્ચિમ કિનારાથી ઉડતો આટલાન્ટિકના ૧૬૦૦૦ માઇલના ઘેરાવા ઉપર ઉડે છે, ને તે કિનારાથી ૩૦૦ થી ૬૦૦ મૈલની મુસાફરી કરે છે. કેટલીક વેળા આફ્રિકાનાં કિનારાથી ૧૦૩૦ મૈલ છેટે પણ ધૂળ ઉડીને પડેલી નોંધાયલી છે. ડાર્વિનનાં જણાવવા મુજબ ઘણી વેળા આફ્રિકાથી ૩૩૦ થી ૩૮૦ મૈલ છેટે કેપવર્ડનાં ટાપુમાં ધૂળ પડેલી જણાય છે, તેમાંથી પથ્થરના એક ઈંચના ૧૦૦૦ માં ભાગના કટકા વગેરે મળી આવ્યા હતા.

હિંદુસ્તાનમાં ધૂળનાં તુફાન ઉત્તર દક્ષિણ ભાગમા પુશકળ થાય છે, મદ્રાસ, નેલોર, અલાહબાદ, સિંકદરાબાદ વગેરે ઠેકાણે આવાં તુફાન અવારનવાર થાય છે. ૧૮૪૬ માં ૧૫ મી માર્ચે સિંગપોરથી શેંગહાઇ સુધીનાં ૩૮૦૦ ચોરસ મૈલના પ્રદેશમાં ધૂળનું મ્હોટું તુફાન થયું હતું, તેમજ પંજાબ અને ઉત્તર પશ્ચિમ ભાગમાં આવા ધૂળના તુફાન ઘણા સાધારણ છે, તેમજ પંજાબ અને અફઘાનિસ્તાનમાંના બોલનપાસ તરફ પણ આવા તુફાન આનારનવાર થાય છે.

**ધૂમકેતુ**—'કેતુઓ અંતરિક્ષા જડમાંની એક જાત છે, એ કોઇ કોઇ વેળા આકાશમાં જણાય છે. આ કેતુ સઘળી દિશામા ફરતા હોવાથી આકાશનાં સર્વ ભાગમાં દેખાય છે. કેતુ દેખાવે ઝાંખા હોઇ તેજ્યૂલાના જેવા પ્રકાશથી પ્રકાશિત હોય છે, ને તેની જે દિશાએ સૂર્ય હોય છે તેથી ઉલટી દિશાએ પુછડી હોય છે. જેમ જેમ કેતુ સૂર્યની નજદીક આવે છે કે તેનો ઝાંખો પ્રકાશ વધારે

ચળકે છે, અને તેની પ્રકાશિત પુછડી લાંબી થતી જાયછે. કેતુ પોતાની કક્ષાના વેગળા ભાગમાં દીઠામાં ન આવે ત્યાં આપણી સૂર્ય માળાની રચનાની પેલીમેર આકાશમાં પોતાને માર્ગે ચાલ્યા જાયછે, ને ઘણાક વર્ષો ગયા પછી તે આકાશી સૂર્ય માળામાં પાછો આવીને અને સૂર્યની આસપાસ કક્ષાના જે ભાગમાં અગાઉ ફરતો રહે છે ત્યાંજ દેખાય છે.

કેતુ જ્યારે આકાશમાં જણાય છે ત્યારે વેહેમી લોકો દુનિયાંપર આફત આવવાની આગાહી સમજે છે. આગલા વિદ્વાનોનું એવું મત હતું કે જો આ કેતુ પૃથ્વી સાથે અથડાશેતો પૃથ્વીની વર્તુળગતિની દિશા બદલાઇ જઈ તે નવા આંસ ઉપર ફરશે, અને તેથી મોટા જળ પ્રલય થઇ તેમાં દુનિયા ગર્ક જશે.'

'આગલા જમાનામા કેતુઓને એકત્ર થએલા તારાઓના ઝુમખા ગણવામાં આવતા હતા. તે પછીના જમાનામા માનવામાં આવતું હતું કે તેઓ પૃથ્વીના વાતાવરણમા જવાલાવાલી વરાળથી થાય છે, તોપણ કેતુઓ શું છે તે વિશે આગલા થોડાક વિદ્વાનોને થોડુંજ માલમ હતું. તે માહેલા કેટલાક એવું ધારતા હતા કે કેતુઓ એક જાતના ગ્રહ છે, ને જે કક્ષામા ચન્દ્ર છે તે કક્ષાની પેલીમેર તેઓ બરાબર કક્ષામાં ફરે છે. ૧૫૭૭ માં જણાયલા કેતુને જોયાથી જણાયું કે તેને કાંઇ દૈનિક સ્થાન ભેદ નથી, માટે તે ચન્દ્ર કરતાં ઘણેજ અંતરે છે. કેપ્લરે પ્રથમ અનુમાન કાઢયુ કે તેઓ સિધી લીટીમાં ચાલી જાય છે, તે પછી એમ સમજાવ્યુ કે તેમની કક્ષા પરાબોલ અને સૂર્યની તરફ ગોળાતર છે. આ મતને લીયસ પણ ટેકો આપી ગયો છે, પણ સર આઇએક ન્યુટને એવું જણાવ્યુ છે કે કેતુઓ ગ્રહની પેઠે સૂર્યની આસપાસ ઘણાજ વિષમ કેંદ્ર લંબ ગોળમાં ફરે છે, તે લબગોળો સૂર્ય માળાથી અતી અંતરે છે. કેતુ વિષે એક વિદ્વાન વિચાર દોડાવી જણાવે છે કે, તે એક માત્ર મોટું વાદળું પહાડને અથડી જેટલી નજીવી અસર કરે છે તેટલીજ પૃથ્વીને અથડતાં કરી શકશે. તેથી આપણું વાતાવરણને તેનાં વાયુરૂપ પદાર્થનું મિશ્રણ થઇ વાયુ માફક યંત્રમાં પારો ચઢાવી દેશે. પણ જો તેના વાયુરૂપ પદાર્થ ભારી હશે તો પૃથ્વી ઉપર ઉતરી ઉદ્દિભજ તથા પ્રાણી ઉપર સારી યા માઠી અસર કરશે. પૃથ્વી કેતુની પુછડીમાં ઘણીવાર ગએલી હશે, ને નહિ ગઈ હોય એમ જણાવવાને કાંઇ આધાર નથી.

કેતુની પુછડી વિષે જૂદા જૂદા વિદ્વાનોનું મત વેગળું છે. એપીયન કાર્ડન અને ટાઇકોબ્રેનાં મત મુજબ કેતુનો નક્કર ભાગ લેન્સની પેઠે પારદર્શક હશે, માટે તેમાથી સૂર્યનો પ્રકાશ પાર જાય છે, ને તેથી તેની લાંબી પ્રકાશિત પુછડી થાય છે. કેપલરના મત મુજબ કેતુના વાતાવરણનો જાડો ભાગ સૂર્યના કિરણથી હડસેલાઈ જાય છે, તેથી તે પુછડી થાય છે ડેકાર્ટ મુજબ પ્રકાશનાં તે નક્કર ભાગમાથી વક્રીભવન થવાને લીધે પુછડી બને છે. ન્યૂટન મુજબ સૂર્યની ઉષ્ણતા એ કેતુઓમાં વરાળ થઇ કે તેથી પુછડી બને છે. ડબલિનવાલા ડૉ૦ હેમિલ્ટનના મત મુજબ આ પુછડી ઇલેકટ્રિસિટીના કિર્ણો છે. વિદ્વાન બિયેટનો વિચાર ન્યૂટનને મળતો છે, કે સૂર્યની અતિશય ઉષ્ણતાથી વરાળ થવાને લીધે એ પુછડી થાય છે. આ કેતુઓની પુછડી જૂદા જૂદા પ્રકારની હોય છે. ઘણા પ્રકાશિત કેતુઓની ઘણી ટુંક અને ઝાંખી પુછડી જોવામાં આવી છે, ને ઘણાકોને પુછડી જણાઇજ નથી.

ઇ. સ. ૧૫૮૫ અને ૧૭૬૩ માં જણાયલા કેતુની પુછડી દેખાઇ નહોતી. પણ ૧૬૮૨ માં કાસીનિએ જોએલો કેતુ બૃહસ્પતિના જેવો ગોળ અને પ્રકાશિત હતો. ઇ. સ. ૧૬૮૦ માં મોટો કેતુ પોતાના અર્કસનિધ પ્રકાશમાં થઈને ગયો, ત્યારે તેની પુછડી ૬૦૦૦૦૦૦૦ મૈલ લાંબી હતી એવું ન્યૂટને જણાવ્યું છે. ૧૭૬૯ માં કેતુની પુછડી ૪૮૦૦૦૦૦૦ મૈલ લાંબી હતી. ૧૮૧૧ મા દેખાયલી મ્હોટા કેતુની પુછડી ૧૦૦૮૦૦૦૦૦ મૈલ લાંબી હતી. પારદર્શક અચ્છાદન ઉપરથી તેનો ગર્ભ પુછડી કરતાં જૂદો પડે છે, એ ગર્ભનો વ્યાસ ૫૪૦૦૦૦ મૈલનો હતો.

'જે નાહના કેતુઓ માત્ર દુર્બિનવડે દેખાય છે તે અગણિત છે, અને તેની પુછડીની પણ નિશાની જણાતી નથી. તેઓ ગોળ અથવા કાંઇ એક લંબગોળ વરાળના

દકા જેવા અને 'મધ્ય બિંદુની તરફ વધારે ધાડા જણાય છે.

હેન્રિયીનકૃત ખગોળમાં કેતુઓની તપાસમાં જણાવે છે કે '૨૪ કેતુઓ સૂર્યની અને બુદ્ધની કક્ષાની વચમાંથી ગએલા છે, ૩૩ બુદ્ધ અને શુક્રની, ૨૧ શુક્ર અને પૃથ્વીની, ૧૬ પૃથ્વી અને મંગળની, ૩ મંગળ અને સિરિસની, ૧ સિરિસ અને બૃહસ્પતીની કક્ષાની વચમાંથી ગએલા છે. વળી ૩૨ કેતુઓ એપ્રીલથી સપતેંબર મહિના સુધીમાં જોવામાં આવ્યા છે, અને ૬૬ સપતેંબરથી એપ્રેલ મહીના સુધીમાં દેખાય છે. કેતુઓ માહેલા ૫૦ કેતુઓ પશ્ચિમથી તે પૂર્વ તરફ ફરે છે અને બાકીના તેથી ઉલટી દિશાએ ફરે છે. કેતુઓની કક્ષા ગ્રહની પેઠે આકાશનાં એક નેમેના એક ભાગમાંજ નથી રહેતી પણ ક્રાંતિવૃત્ત સાથે હરેક જાતનો ખુણો કરે છે.

ઇ. સ. ૧૬૮૦ માં એક ધૂમકેતુ સૂર્યની એટલો પાસે ગયો હતો કે ન્યુટને તેનું અવલોકન કરી એવું જણાવ્યું હતું કે આ ધૂમકેતુને સૂર્ય આસપાસ એક ફેરો ખાવા સુમારે ૮૮૧૪ વર્ષની મુદત લાગશે. એટલે આ પુછડીયો તારો ઇ. સ. ૧૦૪૯૪ માં ફરી મનુષ્યની નજરે પડશે. ઇ. સ. ૧૮૪૪ માં જે ધૂમકેતુ નજરે જણાયો તેને ફરી સૂર્ય પાસે આવતાં ૧૦૦૦૦૦ વર્ષની મુદત જોઇશે. એટલે ઇ. સ ૧૦૧૮૪૪ માં જો મનુષ્યની હસ્તી હશે તો તે દેખાશે.

ધૂલિયા—ખાનદેશ જીલ્લાનું એક પ્રગણું. ક્ષેત્રફળ ૭૫૯ ચૌરસ મૈલ હોઇ તેમાં ૭૮૧૩૭ ની વસ્તી છે. દર ચૌરસ મૈલે ૧૦૩ ની વસ્તી છે. પ્રગણાંમાં ૧૫૨ ગામડાં છે. એની ઉત્તરે વીરદેલ, પૂર્વે પાચોરા અને અમલનેર, દક્ષિણે નાશિક જીલ્લો અને પશ્ચિમે પીંપળનેર છે. અત્રે ૨૩ થી ૨૫ ઇંચ વરસાદ વર્ષે છે.

મુખ્ય શેહેર ધૂલિયા ચાલીસ ગામની ઉત્તરે ૩૦ મૈલ ઉપર છે. આ શેહેર બે ચૌરસ મૈલ ઘેરાવામાં છે. તેમાં વસ્તી ૧૮૪૪૯ની છે. ગામ જુના અને નવા એવા બે ભાગમાં વેહેંચાયલું છે. આ શેહેર ઓગણીસમી સદીમાં તદ્દન ગામડાની હાલતમાં હતું. ૧૮૧૯માં ત્યાંની વસ્તી ૨૫૦૯ની ૧૮૬૩માં ૧૦૦૦૦ની, ૧૮૭૨માં ૧૨૪૯૯ની, ૧૮૮૨માં ૧૯૪૪૫ની હતી.

ધૃતરાષ્ટ્ર—(૧) કશ્યપને મુની નામે સ્ત્રીથી થએલો દેવગંધર્વમાંનો એક. એ આશ્વિન માસમાં સૂર્ય સાથે હોય છે. એક પ્રસંગે એને ભરત રાજા પાસે દુત તરીકે મોકલ્યો હતો.

(૨) કશ્યપથી કદ્રુને થએલા નાગમાંનો એક. એનાથી અનેક નાગકુળ ઉત્પન્ન થયા હતા, જે સર્વે જનમેજયના હોમમાં બળી મુવા હતા.

(૩) સોમવંશિય પુરૂકુલોત્પન્ન, અજમીટ વંશના જન્હુ. રાજાના વંશમાંનો શંતનુ પુત્ર વિચીત્રવિર્ય મરણ પામતાં, સત્યવતીની આજ્ઞાથી કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે તેની વડી સ્ત્રી અંબિકાને પેટે આપેલો પુત્ર.

એ જન્મથી અંધ હોઇ હંસ નામે ગંધર્વના અંશથી જન્મ્યો હતો. એ મ્હોટો થતાં ભિષ્મે સુબલ રાજાની કન્યા ગાંધારી સાથે એના લગન કર્યાં. એનાથી ગાંધારીને કળીનાં અંશથી દુર્યોધન અને પૌલસ્ત્યના અંશથી દુઃશાસન વગેરે ૯૯ પુત્રો થયાં, અને દુઃશલા નામે એક કન્યા સર્વથી છેલ્લે પેદા થઈ હતી.

ધૃતરાષ્ટ્રનાં ૧૦૦ પુત્રોમાં દુર્યોધન, દુઃશાસન, દુઃસહ, દુર્મર્ષણ, વિકર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, જય, સત્યવ્રત, પુરૂમિત્ર એ દસ અને દાસી પુત્ર યુયુત્સુ, મળીને ૧૧ મહારથી હતા. તેમાંના દાસી પુત્ર શિવાય ૧૦ મહારથી અને બીજા ૯૦ ભાઇઓને ભારતિય યુદ્ધમાં ભિમસેને માર્યા હતા. એના પુત્રોમાં વિકર્ણ માત્ર નિતીમાન પુત્ર હતો. ધૃતરાષ્ટ્ર પોતાની કન્યા દુઃશલાને સિંધુ દેશના રાજા વૃધ્ધ ક્ષત્રના જયદ્રથ નામે પુત્ર સાથે પરણાવી હતી. એણે કોરવોનો પક્ષ તાણી તેમને છગાવી મેળવ્યા હતા, અને લોકોના ભંભેરવાથી પાંડવોને વરણાવતી નગરીમાં લઇ જઇ રાખ્યા હતા. જ્યારે લાક્ષાગૃહની આગમાંથી પાંડવો બચી દ્રૌપદિ જીતી આવ્યા ત્યારે કુટુંબ કલેશ વધતાં ધૃતરાષ્ટ્રે ઇંદ્ર પ્રસ્થમાં પાંડવોને જૂદું રાજ્ય કરવા કહ્યું. મોટા યુધ્ધ પ્રસંગે દુર્યોધન યુધ્ધ ન કરે તેને માટે નારદ, વગેરે ઋષિઓએ ધૃતરાષ્ટ્રને ઘણો સમજાવ્યો,

આથી એણે દુર્યોધનને સમજાવ્યો પણ તે સમજ્યો નહિ. જ્યારે દુર્યોધને સર્વેનું અમાન્ય કર્યું ત્યારે કૃષ્ણે ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુ આપ્યાથી તેણે જોયું કે પાંડવો અજીત થવાનાં છે; પણ ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રોની હાની આંખે જોવા નમાંગ્યાથી ફરી આંધળો થયો. ધૃતરાષ્ટ્ર પોતાનાં સર્વે પુત્રોને પાંડવોને હાથે માર્યા ગએલા જાણ્યા ત્યારે હૈયાશોક કરી વનવાસે ગાન્ધારી સાથે ગયો, અને ત્યાંજ એઉ જણા વનમાં મરણ પામ્યા. ધૃતરાષ્ટ્રને માત્ર ગાન્ધારી જેવી સ્ત્રી, યુધિષ્ટીર જેવો ભત્રિજો અને વિદુર જેવા ભાઇઓ તેને તેના દુઃખમાં મોટા વિશ્રામ હતા.

**ધૃષ્ટદ્યુમ્ન**—સોમવંશિય પુરૂકુલોત્પન્ન અજમીઢ વંશિય પાંચાલ રાજા દ્રુપદનો પુત્ર, એનો જન્મ દ્રોણાચાર્યને મારવા માટે અગ્નિમાંથી થયો હતો. એ જન્મથી ક્રોધી હોઇ ધનુર્વીદ્યામાં દ્રોણનો શિષ્ય હતો. કુરૂક્ષેત્રમાં યૂદ્ધ સમયે એ પાંડવો તરફથી લઢયો હતો. એના અશ્વ તપકિરીયા હતા. દ્રોણાચાર્યે યોગ ધારણ કરતાં તેનું શીર એણે છાટયું, આથી અર્જુન એની ઉપર કોપ્યો, પણ કૃષ્ણે તેનું શાંતવન કર્યું, પછી યુદ્ધની ૧૮ મી રાત્રે અશ્વથામાએ એને રાત્રે જાગૃત કરી ફાંસો નાખી મારી નાખ્યો હતો. એને ક્ષત્ર ધર્મા, ધૃષ્ટકેતુ અને ક્ષત્રંજય એવા ૩ પુત્રો હોય તેઓ લઢાયમાં એ સમે આર્યા ગયા હતા.

**ધોત્રોપિળો**—આ વનસ્પતિનાં જંગલી ક્ષુપ કાળી જમીન ઉપર યા લાલ જમીનપર જગેજગ ઉગે છે. અમેરિકા ખંડમાં પણ તે ઘણે જણાયલો છે, અને તેથી એમ અનુમાન કાઢવામાં આવે છે કે કોઇ હિંદના મુસાફરે ત્યાં જઈ અત્રે તેને લાવી રોપ્યા હશે. પણ આ અનુમાન ડૉ૦ પાંડુરંગ મંત્રી ભૂલ ભર્યું જણાવી અનુભવથી સિદ્ધ કરી જણાવે છે કે એનાં પિળા ચીકનો ઉપયોગ આંખના કૃષ્ણ ભાગ ઉપર સફેદ છારી આવે છે ( Opacity and Apthous ulceration ) તેની ઉપર ચોપડવાથી દરદ દફે થાય છે બીમાંથી ગરમ પાણીથી કરી એક લાલ પીળું તેલ નિકળે છે તે બીનાં ટફેલમાં એક કડી અર્ક છે. આ તેલની પરિક્ષા ડૉ૦ હેન્સ અને ડૉ૦ ડીમક કરી હતી, તે ધીમું રેચક હોઇ ૧ થી ૨ ડ્રામ ( $\frac{1}{4}$ તોલો ) દુધમાં સાકર નાખી પીધું હોય તો બે થી ત્રણ સ્વચ્છ જોલાબ આવે છે.

**ધોરાજી**—કાઠીયાવાડમાં ગોંડલ સંસ્થાનનું આ એક આબાદ ગામ જુનાગઢની ઉત્તરે ૧૪ ને જેતપુરની નૈઋત્યે ૧૨ મૈલ ઉપર છે. ભાદરનો એક ફાંટો નામે સાફરા ધોરાજી તથા તેના પરાની વચ્ચે થઇને વહે છે. આ ગામમાં લોક વસ્તી ૧૬૧૨૧ ની છે. આ ગામ નજદીક ૩ મૈલ ઉપર સુપેડી પૂલ છે જે મી૦ પીલના નામે ઓળખાય છે. અત્રે એક મુસાફરખાનુ, ધર્મશાળા, પોસ્ટઑફીસ, તારઑફીસ, દવાખાનું, નિશાળ, દરબારી, કચેરીઓ વગેરેનાં મકાનો છે. અનેજ ભાવનગર ધોરાજી લાઇનનો છેડો છે. ગોંડલના કુંભોજીએ ૧૮ મી સદીની અધવચમાં જુનાગઢ સંસ્થાન પાસેથી એ મેળવ્યું. અત્રે બોહોળો વેપાર ચાલે છે.

**ધોરીનસ**—અથવા ધમની. જે નળી વાટે શરીર માહે લોહી ફર્યાં કરે છે તેને ધોરીનસ અથવા ધમની કહે છે. ધમનીનું કવચ અથવા પડ ઝીણું ને ૩ અસ્તરનું બનેલું હોય છે એક બાહેરનું પડ તે સફેદ તથા મજબૂત છે અને તેની ઉપર ધમનીની મજબુતાઈનો આધાર છે.

બીજું માહેલું પડ એ લીસું શ્લેષ્માવર્ણ જેવું હોય છે. જેથી લોહી વહેવામાં ઘર્ષણ અથવા અટકાવ થતો નથી. ત્રીજું વચલું પડ તે બે જાતીનાં પદાર્થનું બનેલું છે. માંસના રેષા અને સ્થિતિ સ્થાપક પદાર્થ તેમાં હોય છે. માસનાં રેષાને લીધે ધમની ને સંકોચાવાની શક્તિ મળે છે, તથા બીજા પદાર્થને લીધે તેને સ્થિતિ સ્થાપક પ્રાપ્ત થાય છે. એમાંથી જ્યારે લોહી વહે છે ત્યારે સમુદ્રનાં મોજા પ્રમાણે તે લોહી હાલે છે; જેથી ધમનીમાંથી ધમ ધમ અવાજ હાથ મેલતાં નિકળતો સંભળાય છે. ધમનિમાં સ્થિતિ સ્થાપકતાનો ગુણ મોટા ઉપયોગનો છે. જવનિક સંકોચાય છે ત્યારે તેઓ પોહોળી થઇ રકતને માર્ગ આપે છે. એ સ્થિતિસ્થાપક ન હોત તો જ્યારે એટલા જોરથી તેમની અંદર લોહી આવત ત્યારે તેઓ ફુટિયા વિના રહેત નહિ. રકતાશયનું જોર લોહીને ધકેલવામાં વપરાય છે, તેમજ ધમની ઉપર પણ ખરચાય છે. વળી જ્યારે લોહી

આવતું બંધ પડે છે એટલે ધમની પાછી પોતાની આગલી સ્થિતિમાં આવે છે, અને તેથી લોહી ઉપર દબાણ ચાલુ રહે છે, અને એને પાછો વેહવાનો રસ્તો બંધ થાય છે; એટલે તે એક સરખા રેલામાં આગળ વધે છે. જો ધમની સ્થિતિ સ્થાપક ન હોત અને જડ હોત તો રકતના વહેવામાં અંતર પડયા વગર રહેત નહિ. વળી ધમની સ્થિતિ સ્થાપક છે તેથી જેટલું જોર અંઃતકરણ કરે છે તેટલું સઘળું કામમાં આવે છે.

'દિલના ડાબા ઓરડાની ઉપલી બાજુમાંથી' એક મ્હોટી નળી શરૂ થાય છે. જે પેહેલે જરા ઉપર ચઢીને કમાનનાં આકારમાં જમણી તરફથી ડાબી તરફ વાંક લેછે, અને બસ્તીમાં થઈને પેટના નીચેના ભાગ સુધી હેઠલ ઉતરે છે. એ સર્વેથી મ્હોટી ધોરીનસ મ્હોટા ધોરીનસનાં ઉપલા વાંકવાળા ભાગમાંથી ધમની નિકળે છે, અને તેમાંથી શાખાઓ થઈને એઉ હાથમાં તથા ગરદન માથાનાં દરેક ભાગમાં લાલ લોહી પોંહચે છે. મ્હોટી ધમનીનાં છાતીમાં આવેલા ભાગમાંથી નાહની શાખાઓ છાતી તથા પીઠનાં માસમાં જાય છે. પેટમાં એ મ્હોટી ધમનીમાંથી હોજરી, આતરડાં, કાળજું, તલ્લી, ગુરદાનાં અને પેટમાંના દરેક ભાગમાં અને અવયવમાં એક એક ધોરીનસ હોય છે. પછી પેડુનાં હેઠળનાં ભાગમાં મ્હોટી ધમનીનાં બે ભાગ થાય છે, અને તેમાંનો એક ભાગ દરએક જાંગ અને પગના સઘળા ભાગોમાં લોહી પોંહચાડે છે. એ રીતે ધોરીનસની શાખાઓ તમામ શરીરમાં ફરી વળે છે. તે લોહીને શરીરમાં ફેરવે છે. રકતનાં રેલા એક સરખા અંતર વીના ચલાવે છે. જૂદા જૂદા અવયવોને જોઇએ તે પ્રમાણે રકત વેંહેંચી અપાય છે.

ધમનીની છેલ્લી શાખાઓ એટલીતો નાહની થાય છે કે તે ખુલ્લી આંખે દેખાતી નથી; તે જાળીની માફક શરીરનાં દર એક ભાગમાં પંપરાઇ જાય છે, અને તે બાલ કરતાં ઝીણી રહે છે; તેને કેશાધમની કહે છે.

કેશા ધમનીમાં થઇને શરીરનાં સર્વે ભાગમાં લાલ લોહી જાય છે. અને તેમાંથી દરેક ભાગ પોત પોતાને જોઇતી ચીજ ખેંચી લીયે છે. જેમકે માસ લોચા લોહીમાંથી 'ફાઇબ્રિન' કહાડી લે છે, તથા હાડકાં 'ફોસફેટ' અને બીજા ખારો જૂદા દરેક પોતાને પોષણ અરપે છે. પણ શરીરનાં દરેક ભાગમાં 'ઑકસિજન' કોલસાનાં તાત્વો સાથે મળીને એક જાતની ઝેરી હવા ઉત્પન્ન કરે છે, તથા ગંધક અને ફાસફોરસની સાથે મળીને કેટલાક અવગુણી પદાર્થો ઉત્પન્ન કરે છે. એ સઘળા ખરાબ વસ્તુઓ લોહીમાં મળી જાય છે; તેથી તેનો ચળોડી જેવો રંગ બદલાઇને કાળો થાય છે. એવું કચરાવાળું લોહી સ્વચ્છ થવા માટે એક જાતની નળીઓમાં થઇને દિલ તરફ વૂહે છે. એવી નળીઓને 'બ્લુનસ' કહે છે.

**ધોલકા**—અમદાવાદ જીલ્લામાંનુ એક પ્રગણું. એની ઉતરે સાનન્દ, પૂર્વે ખેડા હૈલો અને ખંભાત, દક્ષિણે ધંધુકા અને પશ્ચિમે કાઠીયાવાડ છે. ક્ષેત્રફળ ૬૬૫ ચોરસ મૈલ હોઈ તેમાં ૧ શેહેર ને ૧૧૭ ગામડાંછે. લોક વસ્તી ૧૧૧૧૯૨નીછે. વસ્તીમાં ૯૮૦૮૦ હિંદુ, ૧૧૨૮૪ મોહમેદન અને ૧૮૨૮ પરજાતી હતી. આ દેશ દક્ષિણ પશ્ચિમે રણ તરફ ઢોળાવદાર છે; પૂર્વમાં સાબરમતી નદી પેગે જમીન ફળરુપ છે.

મુખ્ય શેહેર ધોળકામાં ૧૭૭૧૬ની વસ્તી છે. આ શેહેરની આસપાસ ૪ મૈલ ઘેરાવા વાલો કોટછે. શેહેર નજદીકથી સાબરમતી નદી વહેછે. ૧૮૭૯ માં અત્રે ગાયકવાડની સત્તા હતી. પણ ૧૮૦૪થી બ્રિટીશ સત્તા સ્થાપન થઈ હતી. ૧૨૯૭મા અલાઉદીન ખીલજીએ અનહીલવાડથી વાઘેલાઓને હાંકી મેલ્યો ત્યારે તેમની સાથે અત્રે 'કથાબાતિઓ' આવી વસ્યા હતા. અત્રે સાડી ઉતમ પ્રકારની વણાય છે.

**ધોલપુર**—રજપૂત સંસ્થાનની પૂર્વમાં આવેલો માહારાણાને તાબેનો મુલક. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૨૦૦ ચોરસ મૈલ છે. એની ઉત્તર પૂર્વ લંબાઈ ૭૨ મૈલ ને પોહોળાઈ ૧૬ મૈલ છે. ૧૮૭૬ માં લોક વસ્તી ૨૨૭૯૭૬ ની ને ૧૮૮૧ માં ૨૪૯૬૫૭ ની હતી. રાજ્યમાં ૪ શેહેરો તથા ૫૩૪ ગામડાં છે, વસ્તીમાં ૨૨૯૦૫૦ હિંદુ, ૧૮૦૫૭ મોહમેદન, ૨૭ ખ્રિસ્તી, ૨૪૮૩ જૈનો છે વાર્ષિક મેહેસુલ (જમીનની) ૭૧૪૦૦ પૌંડની ઉપજેછે ને જુમલે મેહેસુલ ૧૧૦૫૭૯ પૌંડની ઉપજે છે, આ દેશની હવા તંદરોસ્તીને સુખદાયક છે. એપ્રિલથી જુનમાં સખત ગરમી પડે છે ને વર્સાદ ૨૭ થી ૩૦ ઈંચ વર્સે છે.

મુખ્ય શેહેર ધોલપૂર આગ્રાની દક્ષિણે ૩૫ મેલ ઉપર અને ગવાલીયરની ઉત્તર પશ્ચિમે ૩૭ મૈલ ઊપર છે. લોક વસ્તી ૧૫૮૩૩ની છે, તેમાં ૧૦૫૮૭ હિંદુ, ૫૨૧૫ મોહમેદનો છે. ધોલપૂરની દક્ષિણે ૩ મેલ ઉપર અંબલા નદી વહે છે. રાજઘાટ પાસે એક હોડીનો પુલ છે જે ઊપરથી જુનથી નવેંબર સુધી આવ જાવ કરવી પડે છે. બાકીની મોસમમાં પાણી સુકાતાં નદીમાંથી આવ જાવ ચાલે છે. આગરાથી ગવાલીયરની રેલ્વે લાઈન અત્રેથી પસાર થાય છે. ૧૧ મી સદીની શરૂઆતમાં રાજા ધોલનદેવે આ શહેરની દક્ષિણે એક શેહેર વસાવ્યું હતું. તેપછી ૧૫૨૬ માં બાબરે અત્રે જીત મેળવી હતી. તે પછી હુમાયુને ઉત્તર તરફ શેહેરને વસાવ્યું હતું. અકબરનાં અમલમાં અત્રે કિલ્લો તથા 'સરાઇ' બાંધવામા આવી હતી. હાલના રાણાના વડવા કીરાતસીંગે અત્રેનાં રાજ્ય મેહેલો બંધાવ્યા હતા. અકટોબરની આખેરીમા અત્રે જાત્રા ભરાય છે. આ રાજ્યમાં અનેક યાત્રા સ્થળ હોવાથી ત્યાં જુદી જુદી જાત્રાઓ ભરાય છે.

**ધોલેરા**—ધંધુકામાંનુ આ એક બંદર શેહેર ખંભાતના અખાત ઉપરનું એક કપાસનું મુખ્ય વેપારી મથક ગણાય છે. અત્રેની લોક વસ્તી ૧૦૩૦૧ની છે, તેમાં ૭૨૬૬ હિંદુ, ૧૨૮૯ મોહમેદન અને ૧૭૪૦ જૈન છે. અત્રેના બંદરમાં એક દીવાદાંડી છે. તેમજ શેહેરમાં પોસ્ટ, ટેલિગ્રાફ ઑફીસ અને ૩ સરકારી શાળા છે. અમેરિકાની લઢાઇ વેળા ધોલેરાનો કપાસ (૧૮૬૨-૬૫માં) યૂરપના બજારમાં ઘણી પ્રસિધ્ધતા પામ્યો હતો.

**ધોળી**—હિંદના પહાડી પ્રદેશમાં એના વૃક્ષ ઉગે છે. એના પાંદડા લીમડાનાં પાદડાં જેવાં પણ દળદાર હોય છે. એનુ લાકડું કઠણ ને મજબૂત હોઇ તેનો રસ સફેદ નિકળે છે. એના લાકડા વિશે એવો વેહેમ છે કે એની લાકડી હાથમાં રાખ્વાથી ભૂતપીશાચ દૂર નહાસે છે તથા સર્પદંશ થતો નથી. એક બીજી જાતી ધોળી વેલને નામે પ્રસિધ્ધ છે. એનું લાકડું પણ હાથીદાંત જેવુંજ મજબૂત હોય છે.

**ધોળી ફળી**—એનાં નાહના ઝાડ દોઢ બે હાથ ઉંચા વધે છે. એના રાઇ કરતાં સેહેજ મ્હોટાં બી હોય છે. આ બી ઢોરોને ખાવા આપે છે. એનું ઝાડ સફેદ હોવાથી તેને ધોળી ફળી કહે છે.

**ધોળો ચાંપો**—હિંદુસ્તાનમાં એના ઝાડ પુશકળ ઉગે છે. એના પાંદડા લંબોચાં હોય પુષ્પો ધોળાં હોય છે. એનું વૃક્ષ ઘણુંજ મ્હોટું ઉગે છે. એના ચાપાનો રસ એટલો તો ઉષ્ણ હોય છે કે તેને અંગે ચોપડતાં તેટલો ભાગ ઉપડે છે. એના જુના ઝાડપર કોઇ કદાચ શિંગો આવે છે. આ ઝાડની ગણુના વનઔષધિમાં કરેલી છે.

**ધોલશ્રી**—આ રાગણીનું નામ ધવલ ધન્યાશ્રી છે. આ રાગણી ગાવાનો વખત દિવસના ત્રીજા પોહોરનો છે. જાતિ સંપૂર્ણ એટલે, ખરજ શુદ્ધ, રિખવતિવ્ર, ગંધાર કોમળ, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર નિખાદ કોમળ; એ મુજબ સાતે સ્વર આવે છે. પંચમ વાદી સ્વર છે.

**ધ્રાંગધરા**—આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૧૪૨ ચૌરસ મૈલ હોઇ તેમાં ૧૨૯ ગામડાં છે. વસ્તી ૭૯૬૮૬ની હોઇ તેમાં ૮૮૬૬૫ હિંદુ, ૫૬૮૬ મોહમેદન અને ૫૩૩૫ પરજાતી છે.

મુખ્ય ઉદ્યોગ હુન્નર મીઠું, ત્રાંબા તથા પિતળ કામ, કાપડ અને કુંભારકામનો છે. ધ્રાંગધરા શહેરની દક્ષિણ પૂર્વે ધોલેરાનું બંદર શેહેર છે. રાજ્યમાં ૩૧ નિશાળો હોઇ તેમાં ૧૪૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. ઇ. સ. ૧૮૦૭થી આ રાજ્ય બ્રિટીશ સંબંધમાં આવ્યું છે.

આ દેશનો મુખ્ય ભાગ સપાટ, ઉમરાલા પાસે નીચા ૫૦૦ ફીટ ઉંચા ડુંગરો છે ખરા, પણ પ્રદેશ ડુંગરા ડુંગરીવાલો કહેવાય છે. જમીનની પડનું બંધારણ રેતી પથ્થરથી તે રાતા ખુલ્લા ભભકાદાર, પિલા અને સફેદ એવા રંગના જુદા જુદા ગુણવાળા છે. આ પથ્થરો બાંધકામ માટે પુશકળ વપરાય છે. જમીન ઘણે ભાગે કાળી ને રેતાળ, વચમાંની સપળી જાતની છે. ઝાડ ઘણા થોડા છે. મુખ્યનદીઓ બ્રામણા ચંદ્રભાગા, ભિલગંગા, કુલકા છે. એ સર્વે ઘણી નાહની છે. ખેતરોમાં પિત્ત કરે છે, તે એ નદીઓનાં પાટમાં ઓરીઆ ખોદી તેમાંથી કરે છે. હળવદ ને માનસરમાં સામતસર ને માનસર નામના ધ્રાંગધ્રા શેહેરમાં રણમલસર, સિયાળાં અંબાવ ને ચદ્રાસર તલાવ છે. માલુનિઆડ ને કાનત્રાડીમા પણ સારાં તલાવો છે. ધ્રાંગધરા શેહેરની દક્ષિણમાં એક ગંજાવર તલાવ છે.

સંસ્થાનમાં એકંદર ૨૩૧૪ કુવા, ૧૩૩૪ ચુંના પથ્થરે બાંધેલા ને ૯૮૦ સાદા છે. રણની પાસેના 'મુલકમાં ૨૦ ફીટ ખોદતાં પાણી મળે છે. હવા 'અતિશય ઠંડી તેમ ગરમ પણ છે. અત્રે જાનેવારીમાં થરમામિટરમાં પારો ૭૩ ને મેમાં ૯૮ અંશ ઉપર રહે છે. અત્રે ૧૫ ઈંચ વર્સાદ પડે છે.

મુખ્ય પાક ઘુઉં, કપાસ, બાજરી, જુવાર, મગ, મઠ, ચણા, તલ, ઘઉં, જવ, કલથી ને થોડો થોડો તંબાકુ તથા શેરડીનો કરવામાં આવે છે.

અત્રેનાં રાજા સાહેબ જુનાગઢમા નવાબ તથા બ્રિટીશ સરકારને ૪૪૬૭ પૌંડ ૧૪ શિલીંગ ખંડણી ભરે છે. રાજ્યમાં ૨૧૫૦નું લશકર છે. વાર્ષિક મેહેસુલ ૪૦૦૦૦ પૌંડનું ઉપજે છે.

ધ્રાંગધરાના રાજા સાહેબ ઝાલા રજપૂત છે. એ ઝાલા મકવાણા કુળની એક શાખા છે. આ મકવાણા કુળની ઉપ્તંતી માર્કંડ ઋષિથી કહેવાય છે, ને તે નગર પારકરની પાસેના ચલા મહાલનાં કેરન્તી ગામમાં રાજ્ય કર્તા હતા; ત્યાંથી સિંધના રાજાએ તેમને કાઢયા ને હરપાળની સાથે પારડીમાં આવી વસ્યા, ને ત્યાં રાજ્ય સ્થાપ્યું. અહીંથી ઝાલાએ અમદાવાદના સુલતાનો સાથે લડાઇ થયાને લીધે ખરી કુવે જઇ વસ્યા (૧૪૩૦ ના સુમારમાં). અહીંથી પણ તેમને મુસલમાનોએ ખસેડ્યા ત્યારે તેઓએ હળવદ વસાવી (૧૪૯૮ માં) ત્યાં પોતાની રાજ્યધાની કરી. પછી ઇ. સ. ૧૭૩૦માં ધ્રાંગધરાનો કિલ્લો બંધાતાં ત્યાં રાયસિંગજીના વખતમાં રાજ્યધાની ખસેડી. રાજા સાહેબ શ્રી માનસિંગજી ૧૮૬૯માં ગાદીનશીન થયા, તેમના પછી તેમનાં કુંવર અજીતસિંહજી હાલનાં રાજ્યકર્તા છે.

સંસ્થાનમાં પાંચ ફોજદારી કોર્ટો છે. ખુદ ધ્રાંગધરામાં દીવાની કોર્ટ જુદી છે. ધ્રાંગધ્રાશેહેરમાં જોવાલાયક જગ્યામાં રાજાસાહેબનો મેહેલ, રાય રણછોડ, કૃષ્ણ, બળરામ, સ્વામિનારાયણ તથા શેકડીઆ હનુમાનનાં મંદિરો છે.

મુખ્ય શેહેર ધ્રાંગધરાનું નામ ધ્રાંગી કે ધ્રાંગી ઉપરથી પડ્યું હશે. ધ્રાંમધરા એટલે ધ્રાંગીનો ગઢઃ પણ કેટલાકો કહેછે કે તે સંસ્કૃત શબ્દ ધ્રાંગ એટલે પથ્થર તથા ધર એટલે ધારણ કરનાર એ મળીને થયું છે. શેહેરની બાંધણી ધ્રાંગધરાનાં ઉત્તમ જાતિના પથ્થરની છે; અને ત્રણ દરવાજા તથા એક બારણું છે. તેમાં લોક વસ્તી ૧૨૩૦૪ની હોઇ તેમાં ૮૯૧૪ હિંદુ, ૧૪૭૩ મોહમેદન, ૧૯૧૩ જૈન અને ૪ ખ્રિસ્તીઓ છે.

**ધ્રાફા**—હાલાર પ્રાંતનો તાલુકો. ફુલઝર નદીનાં ઉત્તર કિનારા ઉપર ગોંડલ તાબાના ભાયાવદરથી તેર મૈલ ને નવાનગર તાબાના જોધપુરથી ૭ મૈલ દૂર છે. તાલુકામાં ૩૬ ગામો છે. તાલુકદાર જાડેજા રજપૂત નવાનગરના રાજકુળના ફટાયા કુળના છે. વસ્તી ૨૮૧૧ ની છે.

**ધ્રુવ**—સ્વયંભૂમનૂ (૧) એ ઉત્તાનપાદ રાજાની રાણી સુનતીને પેટે અવતર્યો હતો. એનીપર એના પિતાની પ્રિતી નહોવાથી એ અરણ્યમાં તપ કરવા જતાં નારદે તેને ઉપદેશ કરતાં એણે ઇશ્વર ધ્યાનમાં વખત ગાળયો, આથી ભગવાન એનીપર પ્રસન્ન થઇ એને ૩૬૦૦૦ વર્ષ સુધી રાજ વૈભવ ભોગવવાનાં આશિરવાદ આપ્યા. ઉત્તાનપાદે તે પછી એને રાજ્ય આપ્યું. એ શિશુમાર પ્રજાપતિની કન્યા ભમી સાથે પરણ્યો જેથી એને કલ્પ અને વત્સર એવા બે પુત્રો થયાં. એનો ભાઈ ઉત્તમ તથા માતા હિમવાન પર્વતનાં યક્ષોને હાથે માર્યા જતાં એણે તેઓ સાથે ઘોર યુધ્ધ કર્યું. તેમાં ભારે ખરાબી થતાં સ્વયંભૂ મનુએ પ્રગટ થઇ એને પાછો વાળયો. ધ્રુવે હજારો યજ્ઞ કરી પ્રજાનું ઉત્તમ રીતે પાલન કર્યું. એણે ૩૬૦૦ વર્ષ રાજ્ય કરી વનમાં જઇ તપશ્ચર્યામાં કાળ ગાળયો હતો.

**ધ્રોળ**—આ દેશી રાજ્યની ઉત્તરે તથા પશ્ચિમે નવાનગરનું રાજ્ય, પૂર્વે મોરબી અને વાંકાનેર સંસ્થાનો તથા દક્ષિણે ગોંડલ તથા મોરબી સંસ્થાનો આવેલા છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૪૦૦ચોરસ મૈલ હોઇ તેમાં ૨૨૦૦૦ની લોક વસ્તી છે. વાર્ષિક પેદાશ ૨૨૫૦૦ની છે. દેશ ફળદ્રુપ હોઇ તેમાં ઉપ્મ, ... ન્યારી, ઠાડી, વાળીઆવાડી, આવતી ...

ઉંડ વગેરે નદીઓ છે. મુખ્ય ખેતી ઘઉં બાજરી, જુવાર, તલ, કપાસ અને શેરડીની થાય છે. ભાષા ગુજરાતી બોલાય છે. મુખ્ય પાયતખત ધ્રોળમાં ઠાકોરના રાજ્ય મેહેલો છે. રાજ્યમાં ૨૫ સ્વાર, ૧૦૫ પ્યાદલ અને ૭ તોપો યુધ્ધ સામગ્રી છે

આ રાજ્યના સ્થાપક જામ રાઓળના ભાઇ હરદોળજી હતા. ધ્રોળમાં અગાઉ ધમળ ચાવડો નામે રાજા રાજ્ય કરતો હતો, તેની પાસેથી ધ્રોળ હરધોળે જીતી લીધુ. અને ૧૪૭ ગામો તાબે કર્યાં હતા. પણ દક્ષિણ તથા પશ્ચિમ ભાગમાં પોતાના ભાઇ જામગઓળ તથા કુવર જસોજી સાથે લડના જતા લડાઇમા સામી બાજુના પ્રપંચથી ઈ. સ. ૧૫૫૦માં માર્યા ગયા હતા. હરધોળજી પછી કુવર જસોજી રાજ્યપર આવતા પિતાના વેરમા બાણુ જેઠવાને માર્યા (જુઓ જસોજી), તે પછી પોતાના મામા સાથે લડાઇ થતા તેમાં માર્યા જતા કુવર બામણીઓજી ગાદીએ બેઠા તેમના પછી હરધોળજી કુંવર ગાદીનશીન થયા, તે પછી કુવર મોડજી ઠાકોર કહેવાયા, તે પછી કનોજી, સાગોજી, જુણોજી, ખેતોજી, કનોજી, વાઘજી, અનુક્રમે રાજા ગાદીનશીન થયા. તેમાં વાઘજીએ ૮૦ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો, જે મુદત દરમ્યાન અનેક લડાઇઓમાં તેમણે પરાક્રમ બતલાવ્યુ હતુ વાઘની પછી જયસિંહ, જુણોજી, નાથોજી, મોડજી, ભુપતસિંહજી, જયસિંહજી, અનુક્રમે ધ્રોળના રાજ્યકર્તા થયા. જેમા જયસિંહજીના અમલમા બ્રિટીશ સાથે આ રાજ્ય નિકટ સબધમા આવી ઘણા સુધારામા આગળ વધ્યું. મહારાજા જસોજી ૧૮૮૬માં મરણ પામતાં તેમના પછી મહારાજા હરીસિંહજી ધ્રોળના ઠાકોર નેમાય, જેવણ હાલમાં રાજ્યપદ ભોગવેછે.






રતનજી ફરામજી શેઠના—કૃત

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી સાઇકલોપિડીયાની—

અનુક્રમણિકા.

પુસ્તક ૬ ઠું.

ટ–ઠ–ડ–ઢ–ત–થ–દ અને ધ

કિંમત
રૂ. ૩–૦–૦

---

## જન્મ ચરિત્રો

---

### જૂદી જૂદી કોમોનાં સ્ત્રિ પુરૂષોના જન્મ ચરિત્ર.

## સર્વ ધર્મ જ્ઞાન વિષયો.

## વિદ્યા તથા શાસ્ત્રો સંબંધી.

(સંગીત, પિંગળ, રસાયન, ગણિત, જ્યોતિષ, નાટ્યકળા, ખગોળ, વાયુચક્ર શાસ્ત્ર વગેરે.)



॥ શ્રી ॥

## સર્વ ધર્મ જ્ઞાન વિષયો.

## વિદ્યા તથા શાસ્ત્રો સંબંધી.

(સંગીત, પિંગળ, રસાયન, ગણિત, જ્યોતિષ, નાટયકળા, ખગોળ, વાયુચક્ર શાસ્ત્ર વગેરે.)



## વૈદક તથા શારિરિક શાસ્ત્ર.

## યંત્રશાસ્ત્ર તથા ઓજારો અને શોધો.



## ખનીજ પદાર્થ અને ધાતુસંબંધી



## પ્રાણી વર્ણન શાસ્ત્ર.



## વેપાર હૂન્નર કળા કૌશલ્યા અને બનાવટો.

## ભાષા તથા ગ્રંથો.



## રમત ગમત અને બાજીઓ સંબંધી.



## રાહરસમ, તેહેવાર, ઓધા તથા ખેતાબો ને કાયદા.



## વિવિધ જ્ઞાન સંગ્રહ.

## જન વર્ણન.

## જન વર્ણન.